# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાળદાસ પટેલ
ઠાકોરભાઈ દેસાઈ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૮ અંક ૧

જાન્યુઆરી નવજીવન, અમદાવાદ ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

જાન્યુઆરી, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૧

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનોટ સરકસ, નવી દિલ્હી) ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) ભરી શકશે

**લવાજમના દર**

દેશમાં રૂ ૪); પરદેશમાં રૂ ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

## અમારાં નવાં પ્રકાશનો

**શ્રાદ્ધના તેર દિવસ:** લે૦ વિનોબા ભાવે; કિં. રૂ. ૦-૭-૦; ટપાલરવાનગી ૦-૨-૦

**શ્રીમદ્ભાગવત:** સંપા૦ ગોપાલદાસ પટેલ; કિં. રૂ. ૩-૮-૦; ટપાલરવાનગી ૦-૧૦-૦

**ભગવાન મહાવીરના દશ ઉપાસકો:** અનુ૦ બે૦ બેચરદાસ દોશી; કિં. રૂ. ૧-૮-૦; ટપાલરવાનગી ૦-૨-૦

**તાલુકા-પુસ્તકાલયો માટે પુસ્તકોની યાદી:** તૈયાર કરનાર: પાંડુરંગ ગણેશ દેશપાંડે; કિં. ૧ ૦-૩-૦; ટપાલરવાનગી ૦-૧-૦.

**શિક્ષણ અને સંસ્કૃતિ।** લે૦ રવિશંકર વ્યાસ; બોચાસણના શિક્ષક તાલીમ વર્ગમાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ. કિં. રૂ. ૧-૪-૦; ટપાલરવાનગી ૦-૨-૦.

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# ૩૦મી જાનેવારી

ઈ. સ. ૧૯૪૮ની ૩૦મી જાનેવારી પછી એક ઋતુચક્ર પૂરું થયું. કહેવત છે કે, સમય સૌ વાતનું ઓસડ છે. ગાંધીજી ગયાના પ્રજાવ્યાપી શોકનું કલ્પાંત આજે ઓસરી ગયું છે. અરે, એમનો સ્મારક ફાળો ભરાવામાં વખત ખોવો પડે છે, અને જે કામ પ્રજા સહેજે હાથોહાથ ઉકેલી લઈ શકત તેમાં વખા પડાવે છે. ભાવનો ઉદ્રેક કેવું જબરું બળ છે અને તેની જ સાથોસાથ, લાંબે ગાળે જોતાં, તે કેવો લૂલો ટેકો છે, તે આ પરથી સમજી લેવા જેવું છે. રામ-યુગની પ્રજા પણ એવી જ ન હતી?

આ ઉપરથી એક બીજો પાઠ પણ લેવા જેવો છે અને તે એ કે, વ્યક્તિઓ ગમે તેવડી મોટી હોય, ગમે તેવડાં મહાન સેવાકાર્યો કરી જાય, છતાં છેવટનો સ્થાયી ભાવ તો પ્રજાનું સ્થિર છતાં ચિર-પ્રવાહી જીવન જ છે; કે જેની અંદર આ વ્યક્તિઓ પોતાની અંજલિ આપતી જાય છે. કદાચ માનવજીવનના આ સાગરમાં ભરતીઓટ ભલે આવ્યા કરે, પણ તેની સામાન્ય સપાટી ભાગ્યે એવી ખાસ ઊંચી આવતી હશે. આ સમજીને સુધારકોએ, સેવકોએ અને મહાન વ્યક્તિઓએ પણ નમ્રતા અને ધીરજ શીખવાં જોઈએ. ગમે તેવી વ્યક્તિ કરતાં રાષ્ટ્ર કે પ્રજાકીય વ્યક્તિ મહાન છે; અને ગમે તેવી મોટી વ્યક્તિ પણ તેના જમાનાથી ઝાઝી આગળ જઈ શકતી નથી, એ સૂત્રોનો મર્મ પણ, પૂરા થતા એક વર્ષના આપણા અનુભવ પરથી, સાફ સમજાય છે.

કૉંગ્રેસે જાહેર કર્યું છે કે, ૩૦મી જાનેવારીનો દિવસ ગાંધીજીએ જગતને શીખવેલા સર્વોદયના સિદ્ધાંતના મનનને અર્થે, સર્વોદય દિન તરીકે ઊજવવો. અને તે દિવસે મનન કરવાનો મજકૂર એક ઠરાવ રૂપે, તેણે બહાર પાડ્યો છે. આ ઠરાવ આ અંકના પૂઠા ઉપર આપવામાં આવ્યો છે.

આ દિનનું રહસ્ય સમજવા એક જુદી બાજુએથી પણ જોવાની જરૂર છે. આ દિવસની જીવતી જાગતી પ્રેરણા શી છે? મને, તમને, દરેક હિંદીને એક વર્ષ પર બનેલી આ મહા-ઘટનાનો વિચાર કરતાં મનમાં શો ભાવ જાગે છે? આ દિવસે દરેક હિંદીએ ગયા વર્ષનો એ દિવસ અને તે દિવસે રાતે તથા પછી કેટલાય દિવસો સુધી એને થયેલું દુઃખ અને શોક — આ બધું સ્મૃતિમાંથી તાજું કરી તેનું ધ્યાન ધરવું જોઈએ. એ સ્મૃતિ દર વરસે તાજી કરી તે દિવસના પવિત્ર અને પાવક શોકજળથી, કાળબળે કરીને તેના પર વળતાં પડને ધોઈને સાફ કરીએ. કાંઈ નહિ તો એટલું તો કરીએ જ કે, આ સ્મૃતિદિવસે એના ચિહ્નરૂપ ગાંધીસ્મારક ફાળામાં પોતાની ફૂલપાંખડી પહોંચાડીએ. ઉઘરાતદારો આવવાની વાટ શું કામ જોવી? દેવું ચૂકવવામાં તગાદા શું કામ કરાવવા?

આ દિવસે આપણે સૌએ સમજવું અને યાદ કરવું જોઈએ કે, આ દિવસ આપણા પ્રાયશ્ચિત્તનો છે — પશ્ચાત્તાપ કરવા માટેનો છે. નિર્દોષનું ખૂન એક સામાજિક પાપ હોય છે. સમાજની ઊણપ, બેદરકારી, બેજવાબ-દારી કે તેવા દોષે કરીને એ ખૂન સંભવે છે. અને તેમાંય નિર્દોષ વ્યક્તિ જ્યારે ગાંધીજી જેવો યુગપુરુષ હોય છે ત્યારે તો આ પાપ રાષ્ટ્રીય કે પ્રજાકીય બને છે, આપણે આ વસ્તુ હૃદયમાં ઊંડે ઊતરીને જોવાની છે. ૩૦મી જાનેવારી આ ચિંતન, આ મનન, આ પાપના પ્રાયશ્ચિત્તને માટે છે. ૧૯૪૮ની આ તારીખે આપણને કેવળ સ્મશાનવૈરાગ્ય જ આવી ગયો હતો એવું ઇતિહાસમાં ન કહેવાય, એ પણ ત્યારે જ બની શકશે. સૈકાઓ પછી સ્વતંત્ર બનતા આપણા દેશના ઉદયકાળ સાથે જોડાયેલો આ પ્રસંગ છે, એ ભૂલવું ન જોઈએ. હવે પછીના આપણા ઇતિહાસના સર્જનને માટે કેવળ લાલબત્તી રૂપે જ નહિ, પણ સાચી દિશા બતાવનાર ધ્રુવતારા રૂપે આ દિવસ છે. એ તરીકે એ દિવસ આપણા પ્રજાકીય પંચાંગમાં વણાવો જોઈએ અને પેઢી દર પેઢી વસવો જોઈએ

ગાંધીજીના જીવન અને મરણ વિષે તો શું કહેવું અને શું ન કહેવું — એવી વાત છે. પણ એક વાત છે કે જે ખાસ મને લાગી છે. તે એ કે, આ માણસે લોકોત્તર એવા જગતના મહાપુરુષો, પેગંબરોનાં જીવનને અને કાર્યને સમજવાને માટે આંખ આપી. આવા મહાપુરુષોનાં જીવન રામાયણ, મહાભારત, બાઇબલ, કુરાન, હદીસ, વગેરે જેવાંમાંથી જોવા

મળે છે. પણ તે પરથી તેની પ્રક્રિયા ચર્મચક્ષુથી તો દેખાતી નથી. ગાંધીજીના પ્રત્યક્ષ જોવા મળતા જીવનથી આ પ્રક્રિયા સમજાઈ શકે એવી બની છે.

આ પ્રક્રિયા વિષે કેવળ વાંચ્યે કેમ તે નથી સમજાતી? એનું કારણ એ લાગે છે કે, એના મૂળ ચાલક બળ તરીકે મનુષ્યમાં રહેલી વિરલ એવી ઈશ્વરી વિભૂતિ — પેગંબરી શક્તિ કામ કરતી હોય છે. આ વિભૂતિ સૌ પાસે હોતી નથી; તેથી એ વિભૂતિની કામ કરવાની રીત પણ લગભગ અજાણી અને તેથી વિલક્ષણ લાગે છે; એટલે પછી તેને કેવળ શ્રદ્ધાથી લોક માને છે. અને શ્રદ્ધાની કેળવણી સામાન્યપણે વિચારપૂત પદ્ધતિઓથી નહિ, પણ કામ દે એવી જાડી રીતોથી પણ કરવામાં આવે છે. અને એ કાંઈ આપણા દેશમાં જ નહિ, દુનિયાભરની પ્રજાઓમાં આમ જ થાય છે. છતાં એ યાદ રાખવું જોઈએ કે, પ્રજાઓના નિર્માણ અને સંગઠનમાં પાયારૂપે આ જ બળ કામ દે છે. કોઈ પણ રાષ્ટ્રના પ્રજાજનો પોતે એક વિશિષ્ટ સમૂહ છે એવી જે ભાવના હોય છે, તેનું મૂળ આ પ્રકારની આધ્યાત્મિક ભાવના હોય છે. કુરાનમાં કહ્યું છે કે, પરમેશ્વર દરેક પ્રજાને તેનો પેગંબર પહોંચાડે છે, એટલે કોઈ કોઈની સાથે ઝઘડે નહિ, પણ પોતાને મળેલા પેગામને જીવનમાં ઉતારવા મથે; જે એમાંથી ચળશે તેમને પ્રભુ પૂછશે, તમે કોઈ કોઈના કાજી ન થશો. — આ કથનમાંથી પણ આ જ ઐતિહાસિક સત્ય તરી આવે છે કે, સ્વતંત્ર પ્રજાનો ઉદય એક પેગામ, અમુક ચોક્કસ આધ્યાત્મિક ભાવ — એના આધારે થાય છે. તે તે પ્રજાની સંસ્કૃતિ, તેનો વિકાસ આ મૂળ મંત્રને જોરે થયા કરે છે. તેથી જ કરીને, દેશેદેશમાં તેના રાષ્ટ્રપિતા, પ્રજાવિધાયક પુરુષો પેગંબર જેવા પુરુષો હોય છે. ઇતિહાસની આ ઢબે સમીક્ષા સામાન્ય રીતે થતી નથી, તે ખરું.* છતાં ઇતિહાસનું ગૂઢ બળ આ છે એ તો ઉઘાડું છે.

એવી જ ગૂઢ રીતે આ બળ પોતાનું કામ પણ કરે છે. એ બળ ધરાવનાર પુરુષ એક પેગામ લઈને આવ્યો હોય છે. 'એકલો જ'. એ એને સહજ હોય છે. દુનિયામાં કોઈ નવું સર્જન કરવા — સ્વર્ગ ઉતારવાની મહાશા ને મહાકાંક્ષા તેના આખા વ્યક્તિત્વમાં તરવરતી હોય છે. તેનો નાદ સુણતો તે આ જગત પર વિચરે છે, છતાં તેની દુનિયા તે જ સર્જે છે ને તેમાં મચ્યો રહે છે. આ બળ પેગંબરીનું — અવતારનું બળ કહી શકાય.

જે સમાજમાં જે વખતે આ બળ અવતરે — કામ કરવા લાગે, તે સમાજમાં તે વખતે તરત સામેનાં પ્રતિબળ પણ કામે લાગે છે. તેથી જ પેગંબરી કામ શાંતિ અને સુલેહસંપનું હોવા છતાં ધમસાણ અને આંધી મચાવતું લાગે છે. જેમ કે ઈશુ ખ્રિસ્ત કહેતા કે, હું તો જગતમાં તલવાર લઈને આવ્યો છું, તેનો મર્મ આ છે. જોકે તેમણે તલવાર તો કદી વાપરી નહોતી.

આ બળ સામે પેગંબર ઝૂઝે છે, અને ઝૂઝવામાં આખર કરી શહીદી પણ વહોરે છે. આમ પેગંબરીની સાથે શહીદી લગભગ જડાયેલી હોય છે. શહીદીનું રસાયણ એવું છે કે, તેનો આશરો લઈને પણ પેગંબરો પોતાનું કામ કરે છે. એટલે, પેગંબરીની કાર્યપદ્ધતિ શહીદીનો માર્ગ હોય છે.

આપણા દેશમાં પેગંબર માટે જૂનો શબ્દ ઋષિ છે. પ્રાચીન ઋષિઓએ પોતાના દર્શન વડે આપણી સંસ્કૃતિને ઘડી છે. પરંતુ એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે તે એ કે, આપણે ત્યાં ઋષિ કે સંત-સાધુઓને શહીદી સુધી જવું પડતું નહોતું. આપણા દેશમાં વિકસેલાં ધર્મજીવન અને સંસ્કૃતિની આ એક વિશેષ વાત હતી.

સેમેટિક પ્રજાના દેશોમાં જુઓ તો ત્યાં એમ નથી જોવા મળતું. પેગંબરી જોડે શહીદી ત્યાં રહેલી છે. જુઓ અપો જરથુષ્ટ્ર, ઈશુ ખ્રિસ્ત વગેરેના દાખલા.

આપણે ત્યાં કદાચ વસિષ્ઠ વિશ્વામિત્રનો દાખલો એક એવો છે કે જેમાં વિશ્વામિત્ર વસિષ્ઠને મારવા જાય છે. પરંતુ નિરભિમાન, નમ્ર અને સૌમ્ય બ્રાહ્મત્વને લઈને વિશ્વામિત્ર શમી જાય છે, એમ તે આખ્યાયિકા કહે છે.

* કાર્લાઇલે તેના 'વીર અને વીરપૂજા' ગ્રંથમાં આ ન્યાયથી ઇતિહાસ તપાસ્યો છે, એ અહીં નોંધવું જોઈએ.

આ સંસ્કૃતિમાં પહેલો ફરક ગાંધીજીને અંગેના આપણા વર્તનમાં પડે છે. એ શહીદ થઈને ગયા; એમને આપણું પરિવર્તન કરવાને માટે એટલે સુધી ઝૂઝવું પડ્યું. આ શહીદીનો દિવસ પણ ૩૦મી જાનેવારી છે, એ આપણે ભૂલવું ન જોઈએ. શહીદીની શક્તિ વિલક્ષણ હોય છે. તે ઘોરમાંથી જાગીને કામ દે છે. શહીદોને જગતમાંથી મૂર્તરૂપે વિદાય કરાવનારા લોકો માને છે કે, હવે તેઓનું કાર્ય મટી જશે. પરંતુ બને છે એથી ઊલટું જ: તેઓ અવનવી રીતે અને નહિ ધારેલાં એવાં પાત્રોમાં અને કાર્યો દ્વારા પુનર્જીવન પામે છે, અને પોતાનું ઐતિહાસિક કાર્ય આગળ લે છે, સમાજ તેને ભૂલી નથી શકતો. ગાંધીજીનું પ્રયાણ ઇતિહાસની આ પ્રક્રિયાનું નિશાન છે.

આ પ્રક્રિયામાં એક બીજી-બાબત પણ જોવા જેવી છે. તે એ કે, પેગંબરી પક્ષ જીવન અને ધર્મ વચ્ચે વિચ્છેદ કે વાડાબંધી નથી માનતો હોતો; ખરું પૂછો તો, આ વાડાબંધી પ્રજાઘાતક હદ સુધી વધી પડે છે ત્યારે તેને તોડીને પાછો ધર્મને જીવનનાં બધાં ક્ષેત્રોમાં સ્થાપવાનું કાર્ય જ એ કરે છે. સામેનો પક્ષ આ વિચ્છેદનો લગભગ પ્રતિનિધિ હોય છે. તે પક્ષ ધર્મ અને જીવન વચ્ચે અમુક વાડ કે અલગતા રહેલી માનીને ચાલે છે. તેમા એને પોતાની સુરક્ષિતતા અને સ્થિરતા લાગે છે. જેમ કે, હિંદમાં જોઈએ તો સૌ કોઈ કહેતા કે, ધર્મને રાજકારણમાં તથા વેપારમા સ્થાન ન હોય. ગાંધીજી હમેશ કહેતા કે, ધર્મને આજે ત્યાં સ્થાન નથી માટે જ આપણે દુઃખી અને પરતંત્ર છીએ; તેથી કરીને ધર્મને રાજકારણમાં અને વેપારમાં લાવવો એ મારું કામ છે. આમ કરવાથી સ્થાપિત હિતદૃષ્ટિઓ તથા સંકુચિત જીવનપદ્ધતિઓ ખળભળી ઊઠે છે; અને તે સમન્વય એવું છે. એ જ ક્રાંતિની પ્રક્રિયા છે. પણ તેમાં જીવ લેવા સુધીનું અસહિષ્ણુ ઝનૂન હિંદમાં પૂર્વે નહોતું, તે છેલ્લાં થોડાં સૈકાંમાં હિંદુઓ શીખ્યા ગણાય. આ શીખ હિંદુ ધર્મના સ્વરૂપને અને તેના મૂળ સત્યને ઘાતક છે. એમાં એ ધર્મના મૂળ મંત્રનું અજ્ઞાન રહેલું છે. આ યાદ કરવાનો દિવસ પણ આ જ છે. ત્રણ મોટા યુગમાં આપણો ઇતિહાસ ટૂંકામાં બતાવી શકાય—

૧. પ્રાચીન યુગ, જ્યારે ઋષિ મુનિ અને બુદ્ધ મહાવીર તથા રામ કૃષ્ણની આર્ય જીવનદૃષ્ટિ એક સ્વરૂપે સ્થિર થઈ. સાથે તેમાં પછી ઊંચનીચતાનું અભિમાન ને અસ્પૃશ્યતા પણ જન્મ્યાં.

૨. ઇસ્લામનો યુગ, જેણે એકેશ્વરવાદ સાથે ધર્મઝનૂન પણ આણ્યુ.

૩. અંગ્રેજ યુગ, જેણે નાસ્તિક બુદ્ધિવાદ સાથે સંગઠનબળ, યંત્રવિજ્ઞાનબળ, અને કેન્દ્રિત જીવન-વ્યવહાર આણ્યો.

બીજા યુગે ધર્મઝનૂનની શક્તિ અને ત્રીજા યુગે વેપારરોજગાર અને વ્યવહારમાં સ્વાર્થ અને નાસ્તિકતાનાં ફળ ચખાડ્યાં. એ બેઉની અસર આપણા આજના જીવન પર છે. તેમને જો મૂળના આપણા સાચા સંસ્કારોમાં પચાવીશું નહિ, તો તે રોગની રગી પેઠે ફૂટી નીકળશે. ગાંધીજીની પેગંબરી, આપણા ઇતિહાસે સમાજશરીરમાં સીંચેલાં આ બે રસાયણોને હજમ કરીને, આગળ વધવાનો મંત્ર શીખવનારી છે. હિંદની ગ્રામસંસ્કૃતિનું એમનું દર્શન તથા એમના ધર્મ-જીવનનો દાખલો, આપણા ઇતિહાસ યુગના છેલ્લા બે ઉમેરાને અપનાવવા માટેના ઉકેલ રૂપે છે. એમની શહીદી સદાને માટે હિંદીઓને એ યાદ આપશે. તો જ હિંદ સ્વતંત્ર રહી શકશે, અને તો પછી જગતને પણ ધડારૂપ બની શકશે.

૨૩-૧-'૪૯ મગનભાઈ દેસાઈ

માણસ આપત્તિનું નિશાન થવાને જ જન્મેલો છે. એટલે ડાહ્યા પુરુષે એથી ગભરાવું નહિ.

સાચાં સાધન અને સાચો સમય પારખતાં આવડતા હોય તો કશું અશક્ય રહે ખરું?

શક્તિશાળીનો સંયમ હુમલો કરવા પહેલાં બકરો પાછાં પગલાં ભરે છે તેના જેવો છે.

કૉન્ફ્યુશિયસ

# બેલિયાઘાટામાં ગાંધીજી

## [શ્રી મનુબહેન ગાંધીની ડાયરીનાં આગળનાં પાનાં]

['ગાંધીજીની ઑગસ્ટ યાત્રા' નામે શરૂ થયેલી લેખમાળાનો આગળનો હપ્તો આ છે. ૧૫મી ઑગસ્ટ એકતા અને શાંતિથી કલકત્તામાં પૂરી થઈ. પછી ગાંધીજી બેલિયાઘાટાના હૈદરી મૅન્શનમાં લગભગ ત્રણ અઠવાડિયાં ઉપર સમય રહ્યા. આ વેળાના હપતામાં તેમાંના બીજા અઠવાડિયાની ડાયરી આવે છે. —મ૦]

**હૈદરી મૅન્શન, બેલિયાઘાટા**
**તા. ૨૩–૮–'૪૭**

રોજ પ્રમાણે ૩॥ વાગ્યે ઊઠવાનો કાર્યક્રમ રહ્યો. પ્રાર્થના પછી થોડીક ટપાલ લખી બહાર ફરવા નીકળ્યા. બાપુએ કહ્યું, "હું બહાર ખુલ્લે પગે ફરું છું એ મને ગમે છે. કેમ કે મને નોઆખાલીની યાત્રા યાદ આવે છે."

ફરીને મસાજ સ્નાન બાદ 'હરિજન' લખવાના કામમાં બાપુ લાગી ગયા. મૌન લઈને 'હરિજન' લખતા હતા. કેમ કે મૌન ન લે તો કામ નહોતું થઈ શકતું. વચ્ચે ખાવામાં આરામમાં ૦॥ ૦॥ કલાક ગયો, બાકી બે વાગ્યા સુધી આ જ કામ કર્યું.

બે વાગ્યાથી મુલાકાત શરૂ થઈ. હું અને આભાબહેન બે વાગ્યે હરિજન વસ્તીમાં ગયાં. બાપુજીને લઈ જવાની ત્યાંના લોકોની ઇચ્છા હતી. બાપુએ અમને ચાલીને ઘડિયાળ સાથે લઈ જોવાનું કહ્યું કે, ત્યાં જતાં કેટલો વખત જાય છે. હરિજનનાં ઘરો સાફ લાગ્યાં. બાપુની તો ૨ થી ૫ સુધી સતત મુલાકાતો ચાલુ રહી. મુલાકાતીઓમાં મુખ્યત્વે કાર્યકર્તાઓ આવતા હતા.

પ્રાર્થના વુડલૅન્ડ્ઝમાં મહારાજા કુચબિહારના બંગલામાં થઈ હતી.

બાપુએ ઐક્ય ઉપર કહ્યું. ઉપરાંત 'અલ્લાહો અકબર' કહેવામાં હિંદુને વાંધો ન હોવો જોઈએ. અને વંદેમાતરમ્ કહેવામાં મુસલમાનોને વાંધો ન હોવો જોઈએ. જોકે બંને એક રીતે જુદાં પડે છે. એક રાજકીય છે અને બીજું સૂત્ર ધાર્મિક છે. અલ્લાહ હો અકબર એટલે ઈશ્વર મહાન છે. એ પછી ભલેને અરબી ભાષામાં હોય તેથી આપણે શું? એમ કહેવાથી પાપ થોડું લાગે છે? અને વંદેમાતરમ્ એટલે પોતાની પ્રાણસોઈ ભારત માતાને પ્રણામ. એમાં ખોટું શું છે? પણ આજકાલ આપણું મગજ ભમી ગયું છે. જો આપણું હૃદય એક થઈ ગયું હોય તો હું તો કહું કે, મુસલમાનભાઈઓ કાળીમાતાની પૂજા કરે અને હિંદુઓ મસ્જિદમાં પણ એટલી જ છૂટથી જઈ શકે.

બીજી વાત શહીદસાહેબ ઉપર કહી: "લોકો કહે છે કે તમને શહીદસાહેબ ઠગશે. પણ જો ઠગશે એ જ પડશે. જો શહીદસાહેબ મને ઠગતા હશે તો એમાં એમને ખોવાપણું છે, મારે નથી. ઈશ્વર એવી ઠગાઈને સંઘરતો નથી. હજુ મને વિશ્વાસ આવી ગયો છે એમ નથી. એવો દિવસ આવશે એટલે હું પોતે જ જાહેર કરીશ. બે દહાડાથી તો અહીં સૂએ છે. મારી સાથે રહેતી આભા અને મનુએ કહ્યું કે, તમે કેમ વચન આપ્યું છે છતાં સૂતા નથી? એ છોકરીઓએ મજાકમાં કહ્યું, પણ એ સમજી ગયા અને અહીં સૂએ છે. પણ એક માણસ રોજ ચોરી કરતો હોય અને પછી કહે કે, મારી ઉપર વિશ્વાસ રાખો, હવે હું ચોરી નહિ કરું, તો આપણે વિશ્વાસ રાખવો જોઈએ. અને હું તો વિશ્વાસુ માણસ છું."

પ્રાર્થનામાંથી આવીને બાપુએ દૂધ ફળ લીધાં, જૂનાં કાગળિયાં જોયાં. અને જવાબ આપવા જેવાંના આપ્યા. ૯–૩૦ વાગ્યે ફરવા નીકળ્યા. ૧૦ વાગ્યે સૂતા.

**હૈદરી મૅન્શન, બેલિયાઘાટા**
**તા. ૨૪–૮–'૪૭**

૩॥ વાગ્યે પ્રાર્થના પછી 'હરિજન'નું લખાણ લખ્યું. વરસાદ હોવાથી બહાર ફરવા ન ગયા. 'હરિજન' ચાલુ રાખવું કે બંધ એ બાબત વાચકો પાસેથી અભિપ્રાય માગ્યો. બાપુજી અંદર ફર્યા. અંદર બધાં સાથે ફરી શકે એટલી જગ્યા ન હતી. બાપુજી ફરતા હતા ત્યારે હું એક પાટ ઉપર બેઠી હતી. બાપુએ પૂછ્યું, "કેમ તું આળસુ થઈ ગઈ કે?"

મેં કહ્યું, "કેમ?"

બાપુએ કહ્યું, "તું ફરતી કેમ નથી? મારા ગયા પછી તમે આમ ખુરશી ઉપર જ બેસશો ને?

તારી ઉપરથી તો હું બધાનો તાળો મેળવું છું. કારણ કે આ મહાયજ્ઞમાં તું મારી સાથે છે. નોઆખાલીમાં જ યજ્ઞ ચાલતો હતો અને નોઆખાલી છોડ્યું એટલે યજ્ઞ પૂરો નથી થતો. ભલે તું ગમે તે કારણે ન ફેરી હો, પણ રોજનો નિયમ કેમ છોડાય? અને મારી બીકે ફરવું એનો કશો અર્થ નથી. તો તો પછી મારા કાર્યકર્તાઓ પણ શું મારી જ બીકે કામ કરે છે? હું તારા પરથી બધા કાર્યકર્તાઓનો વિચાર કરું છું કે, બધા જ ખુરશી ઉપર ચઢી બેસશે ને?"

આમાં બાપુનું દુઃખ હતું. હું સમજી ગઈ. બાપુજી નાની વાતને ઘણી વખત મોટું સ્વરૂપ આપી દેતા.

૯॥ વાગ્યે બાપુજીએ નાહવામાં પડ્યા પડ્યા બહારથી જ્યોતિકા રેનાં મીઠાં ભજનો સાંભળ્યાં. બાપુને બહુ ગમ્યાં. બાપુને સમયની કેટલી કિંમત હતી! પોતે ખાસ એને સાંભળવા વખત કાઢી શકે તેમ ન હતા, એટલે કહ્યું કે, "હું બાથમાં હોઉં ત્યારે ભજન ગાય, હું બાથરૂમમાં સાંભળીશ."

૧૦ વાગ્યે અન્નદાબાબુ (ત્યાંના ગૃહસચિવ) આવ્યા. એમને કોઈએ ફોનથી ખબર આપેલા કે, ગાંધીજીને ગોળી મારી છે. બિચારા ગભરાતા ગભરાતા આવ્યા. બાપુને વાત કરી. બાપુ ખૂબ હસ્યા—"એવાં ભાગ્ય ક્યાંથી કે મને કોઈ ગોળી મારે?"

૫ વાગ્યે મનુમેન્ટમાં પ્રાર્થના થઈ પ્રાર્થના પહેલાં બાપુને ચાંદીના કાસ્કેટમાં અભિનંદનપત્ર આપ્યું. બાપુએ તરત જ લિલામ કરી હરિજનો સારુ પૈસા લીધા.

શહીદસાહેબે આજે અંગ્રેજીમાં ભાષણ કર્યું: "બાપુ ખૂબ વર્ષો આપણી વચ્ચે જીવે. એ વ્યક્તિ મહાન છે, એમાં શંકા જ નથી. ચક્રનો વાવટો આપણા બધા માટે છે. અને એ મહાન વ્યક્તિને લાયક આપણા દેશને બનાવવો એ આપણા હાથની વાત છે." ઉપરાંત કાયમી ઐક્ય ઉપર કહ્યું.

બાપુએ માનપત્ર વિષે કહ્યું, "શહીદસાહેબે મને માનપત્ર સ્વીકારવા કહ્યું. હું શું કામ ના પાડું? હું તો લોભી રહ્યો. હરિજન માટે કોઈ એક પાઈ પણ ભેટ આપતું હોય તો ત્યાં લેવા જનારો માણસ રહ્યો."

પછી મ્યુનિસિપાલિટી ઉપર બોલતાં કહ્યું, "હુ તો ઇચ્છું કે કલકત્તાનો નંબર સફાઈમાં પહેલો જ આવે અને મૃત્યુનું પ્રમાણ સૌથી ઓછામાં ઓછું થાય. બકિંગહામ જેવું સુંદર સ્થળ કલકત્તા થાય." અને ઐક્ય ઉપર આવીને કહ્યું કે, એ બધું ત્યારે 'જ થાય જ્યારે ખરી એકતા થાય.

પ્રાર્થનામાંથી આવીને મૌન લીધું. આજે નવ વાગ્યામાં સૂઈ ગયા. અહીં આવ્યા પછી પહેલો જ દહાડો છે કે બાપુજી આટલા વહેલા સૂઈ ગયા.

હૈદરી મૅન્શન, બેલિયાઘાટા
તા. ૨૫-૮-'૪૭

૩॥ પ્રાર્થના પછી થોડીક ટપાલ જોઈ, બાપુજી ઊંઘી ગયા. વરસાદને કારણે બાપુજી ઘરમાં જ ફર્યા. ફક્ત મસાજ સ્નાન બાદ મુલાકાતીઓ આવતા ગયા. બાપુનું તો મૌન હતું. ઘણી ટપાલ લખી, અને એક કલાક બપોરના સૂતા. ઘણા દહાડાનો થાક ઉતાર્યો. પાંચ વાગ્યે પ્રાર્થનામાં ગયા. પ્રાર્થના હાવડા મેદાનમાં હતી. શહીદસાહેબે બોલવામાં ઐક્ય ઉપર ભાર મૂક્યો અને કહ્યું કે, "જો મહાત્મા ગાંધીજી અહીં ન આવ્યા હોત તો હાવડા બળીને ભસ્મીભૂત થઈ ગયું હોત એમાં મને શંકા નથી. હવે પંજાબની ખબર સાંભળીને અહીં કોઈ ન ઉશ્કેરાય. અહીં જેમ શાંત રહેશો તેમ પંજાબમાં એની મેળે બધું શાંત થશે. મહાત્માજીએ આ વાતાવરણને પવિત્ર કર્યું છે. એવું જ ઈશ્વર, ખુદા રહેવા દે." છેલ્લે જય હિંદ બોલાવ્યું.

બાપુએ ઐક્ય ઉપર કહ્યું અને પછી બોલ્યા, "પંજાબના કેટલાક ભાઈઓ મારી પાસે આવી ગયા. એમણે મને કહ્યું કે જવાહરલાલજી પંજાબ ગયા છે અને તમે પણ જાઓ. મેં એને કહ્યું, મારું દિલ જ્યારે કહેશે ત્યારે જ હું જઈશ, પણ પહેલાં અહીંનું કામ તો પૂરું કરી લઉં. મેં તો પંજાબની બહુ સેવા કરી છે. હું ફક્ત ગુજરાતનો જ નથી, પણ બધા જ પ્રાંતનો છું. અહીં બેઠાં બેઠાં ત્યાંનું કામ કરી રહ્યો છું. છતાંયે મારે પંજાબ તો જવું જ છે. ક્યારે તે ન કહી શકું. અહીંથી છૂટું કે એક વખત નોઆખાલી જવું છે. હિંદુમુસ્લિમ એકબીજાને નહિ અપનાવે તો આપણે આપણા વહાણને જ્યાં પહોંચાડવું છે ત્યાં નહિ પહોંચાડી શકીએ.

"એક મુસ્લિમભાઈએ મને કહ્યું કે, હિંદુમુસ્લિમ એક નથી કારણ મુસલમાન એક જ ખુદાને માને

છે અને હિંદુ વૃક્ષ પથ્થર પ્રાણી બધાને પૂજે છે. જો એમ હોય તો તો વધુ સરસ દાખલો બેસે છે, કારણ કે એ બધું ઈશ્વરે બનાવ્યું છે અને આપણે પૂજીએ છીએ. રજની સાથે રજ છે. ઈશ્વર એક જ છે. ઈશ્વરની દુનિયા ઘણી છે."

છેલ્લે કહ્યું, "આ બુઢાપામાં જે કામ થયું છે એને કાયમી કરો એ જ મારી અંતરની ઇચ્છા છે."

વરસાદ વરસતો હતો છતાં લોકો શાંતિથી ઊભા ઊભા બાપુને સાંભળતા હતા. બાપુએ માફી માગી: "આવા વરસાદમાં ઊભા રહેવાનું ખેંચાણ એ તમારી મારી પ્રત્યે કેટલી મહોબ્બત છે તે બતાવે છે. મને શરમ આવે છે કે હું આરામમાં છું અને તમે પલળો છો. મને ખાતરી છે કે સાચી મહોબ્બત કોઈને કદી નુકસાન નથી કરતી. તમે મને માફ કરજો."

પ્રાર્થનામાંથી આવીને બાપુએ કાંત્યું. મુસ્લિમ લીગના થોડાક માણસો સાથે પંજાબ વિષે વાતો કરી. દસ વાગ્યે બાપુ ફર્યા. ૧૦-૩૦ પથારીમાં પડ્યા.

હૈદરી મૅન્શન
તા. ૨૬-૮-'૪૭

આજે રાતે બાપુજી બરાબર ન ઊંઘી શક્યા. ૧૨ વાગ્યે ઊઠ્યા. પોતે જ બત્તી કરી. એટલામાં હું જાગી ગઈ. બાપુજીએ મને સૂઈ જવા કહ્યું. બાપુજી તો ચડેલું કામ પતાવવા લાગ્યા. રાતના બારથી દોઢ વાગ્યા સુધી કામ કર્યું. દોઢ વાગ્યે બાપુજી આડા પડ્યા. મેં પગ ચાંપી માથું દબાવ્યું. પણ કહેવા લાગ્યા, "હું બહુ ઉદ્વેગમાં છું. મારા જ માણસોને નહિ સમજાવી શકું તો કોને સમજાવીશ? પણ જે માણસે બધું જ ભગવાનને અર્પણ કર્યું હોય એને એ પણ ચિંતા શા માટે હોય? એટલે હજુ હું એટલો ઈશ્વર પ્રત્યે કદાચ અવિશ્વાસી હોઈશ. એ વિશ્વાસ આવી જાય, સ્થિતપ્રજ્ઞ થઈ જાઉં તો હું નાચું. પણ મારી કોશિશ ચાલુ છે. એને માટે ધીરજ જોઈશે."

૨ વાગ્યે બાપુજી ઊંઘ્યા. ૩ા પાછા પ્રાર્થનામાં ઊઠ્યા. પ્રાર્થના પછી પણ ફરી ન સૂતા ને કામ કર્યું. ૭ા વાગ્યે હરિજન વસ્તીમાં ફરવા ગયા. ત્યાંથી ૮ા વાગ્યે પાછા ફર્યા. મસાજ સ્નાન બાદ ૯-૪૫થી બાપુની મુલાકાતો શરૂ થઈ. એટલે ખાતા ખાતા પ્રથમ કાકાસાહેબ સાથે વાતો ચાલી. લગભગ એક કલાક કરી. પછી આરામ લીધો. રાતના ઊંઘી શક્યા નહોતા એટલે આજે ૧૨થી ૧ એક કલાક બાપુજી સૂતા. ૧-૧૫થી ફરી મુલાકાતો શરૂ થઈ. બંગાળના પ્રધાનો ૨ વાગ્યા સુધી રહ્યા. થોડુંક પણ પણ બાપુજીએ લખાવ્યું. પાંચ વાગ્યે મેદાનમાં પ્રાર્થના હતી ત્યાં ગયા.

બાપુએ પ્રાર્થનામાં કહ્યું કે, "હવે તો જેનાં જેનાં ઘરોમાંથી જે લોકો ચાલ્યા ગયા છે તેઓએ પાછું જવું જોઈએ. સિપાઈઓએ પોતાની ફરજ બરાબર બજાવવી જોઈએ. આ હિંદુ છે અને આ મુસલમાન છે એવો ભેદ ન હોવો જોઈએ. મારી પાસે એવી ફરિયાદો આવી છે કે, હિંદુ કહે છે મુસલમાન ઑફિસર અમારું નથી સાંભળતા, અને મુસલમાન કહે હિંદુ ઑફિસર અમારું નથી સાંભળતા એવું ન થવું જોઈએ."

"ઍંગ્લો ઇન્ડિયનોની ફરિયાદ હતી કે, 'અમે અંગ્રેજના જમાનામાં અર્ધા અંગ્રેજ મનાતા હતા. આજે અમારું અપમાન થાય છે. શું હવે હિંદુસ્તાન ઍંગ્લો ઇન્ડિયનોનું રક્ષણ નહિ કરે?' હા, જો એ લોકો હિંદુસ્તાન ઉપર કંઈ હુમલો કરતા હોય તો જુદી વાત છે. હુમલો કરતા હોય તોપણ તેની પતાવટ હકૂમત કરે; કોઈ અંદર અંદર ન કરે. પણ એ લોકો હિંદુસ્તાની બનીને રહે તો તો એનું અપમાન ન જ થવું જોઈએ. આપણે હવે જાતિભેદ ન કરીએ અને બધા હિંદુસ્તાની બનીએ, હિંદુસ્તાન માટે બધા જ સાથે જીવે, સાથે મરે. એવો દિવસ લાવીશું તો આપણું અનુકરણ આખી દુનિયા કરશે."

શહીદસાહેબે ઐક્ય ઉપર કહ્યું. ત્યાર પછી, બાપુને લોકો જયધ્વનિ કરીને બહુ હેરાન કરતા અને મોટર પણ જવા ન દેતા, એની વાત કરી. જ્યારથી સ્વાધીનતા આવી છે ત્યારથી બધાના મોઢામાંથી જયધ્વનિ નીકળે છે. એ સરસ લાગે છે, પણ ગાંધીજીના કાન એ ઘોંઘાટ બરદાસ્ત નથી કરી શકતા, માટે બધા શાંતિ રાખે.

પ્રાર્થનામાંથી અમે જાદવપુર ક્ષયની હૉસ્પિટલમાં ગયાં. બધા દર્દીઓના ખાટલા પાસે જવું અશક્ય

હતું. જેટલા બહુ ગંભીર કેસવાળા હતા એમની પાસે ગયાં હતાં. બાકી બહારથી જ એક ચક્કર માર્યું અને હરીફરી શકનારા દર્દીઓ એક જગ્યાએ ભેગા થયા હતા, ત્યાં બાપુએ એકજ સંદેશો બધાને આપ્યો કે, "ઇશ્વર તમારું ભલું કરે."

આવીને કેટલાક મહત્ત્વના કાગળો લખ્યા. ૧૦ વાગ્યે ૦॥ કલાક ફર્યા. ૧૦-૩૦ સૂતા. આજે બાપુ ખૂબ જ થાકેલા હતા. ફળ અને દૂધ ઉપર જ રહ્યા.

બેલિયાઘાટા

તા. ૨૭-૮-'૪૭

૩॥ વાગ્યે રોજની જેમ જ ઊઠવાનો, પ્રાર્થનાનો, અને ટપાલ લખવાનો ક્રમ રહ્યો. બાપુને આખા દહાડામાં સવારનો વખત જ લખવા માટે મળતો. પછી તો આખો દહાડો મુલાકાતીઓનો ધસારો ચાલુ હોય. એટલે કશું લખી વાંચી ન શકાય. એટલે સવારના ૧૦ થી ૫ ની વચ્ચે મુલાકાતીઓ, આરામ, ખાવાપીવાનું, માટી લેવાનું, કાતવાનું એમ બધું રોજ પ્રમાણે ચાલ્યું, પાંચ વાગ્યે ખિદીરપુર મેદાનમાં પ્રાર્થના થઈ. ખિદીરપુરમાં મજૂરો ઘણા રહે છે.

એમને સંબોધીને બાપુએ કહ્યું, "કોઈ પણ મજૂરે એકબીજા સાથે લડવું ન જોઈએ. કોઈ પૂજા કરે કે નમાજ પઢે, એ તો ઘરની વાત છે. એમાં હિંદુને વધુ પૈસા આપવા અને મુસલમાનને ઓછા, અથવા મુસલમાનને વધુ અને હિંદુને ઓછા પૈસા આપવા, એવો ભેદભાવ ન રાખવો જોઈએ. જેનામાં વધુ હોશિયારી હોય એ વધુ મજૂરી લઈ જાય. પણ મારી તો ઇચ્છા એ છે કે, માલિક મજૂર બને, ટ્રસ્ટી બને. પણ એ તો સ્વપ્નું છે.

"છતાંયે મજૂર કંગાળ રીતે ન રહે. માલિકનો માલિક એ ચાંદીના રૂપિયા છે, પણ મજૂરનો માલિક એના હાથપગ છે. પૈસો તો ચાલ્યો જવાની પણ બીક રહે. છતા મજૂર ભિખારી જેમ રહે છે અને પોતાના મનથી પોતાને ગરીબ જ માને છે. પરંતુ મજૂર સમજી જાય કે કરોડો રૂપિયા થાય છે એ મજૂરીને લીધે. જેમ કે બિંદુનો સમુદ્ર બને છે, અને ત્યારે જ એમાં મોટાં મોટા વહાણો જાય છે. એક મોટો ઇજનેર પણ મજૂર છે, એક ડ્રાઈવર પણ મજૂર જ છે. બધા મજૂરો એક થઈને પોતાની એક કિંમત આંકે, અને માલિકને કહે કે, અમને સારો ખોરાક મળે, દૂધ ફળ વગેરે મળે અને અમારાં બાળકો કેળવણી પામે, હવા ઉજાસવાળાં મકાનો મળે, તો અમારે વધુ કશું નથી જોઈતું. અને તો પછી દુનિયા જ એક બનશે. પણ મજૂર માને કે, હું હિંદુ છું તો મારો માલિક પણ હિંદુ જ હોવો જોઈએ તો તો નથી કદી મજૂર ઊંચે ચઢી શકવાનો, કે નથી માલિક સુધરવાના. હું તો મને ખેડૂત હરિજન મજૂર જ માનું છું."

ઐક્ય ઉપર સુહરાવર્દીસાહેબે કહ્યું અને ચક્રના ઝંડા નીચે જ બધાએ કામ કરવાનું સમજાવ્યું. અને આ મજૂર લત્તો ગંદો હોવાથી પોતે કબૂલ્યું કે, "આ ગંદકી વર્ષોની છે. મારી ફરજ હતી કે મારા પ્રધાનપણામાં જ મારે જોવું જોઈતું હતું. પણ અફસોસની વાત છે કે, હું પ્રધાન બન્યો અને એ મહિનામાં હિંદુ મુસ્લિમ લડાઈ થઈ એથી ન કરી શક્યો. પણ હવે ધીરજ રાખજો. બધું સારું જ થઈ રહેશે." આ ભાગમાં મુસ્લિમો વધુ રહે છે એટલે એમને 'જય હિંદ' બોલવા ઉપર પણ સમજાવ્યું

ત્યાંથી રાતે ૯ વાગ્યે પાછા ફર્યા. આવીને બાપુજીએ થોડો આરામ કર્યો. દૂધ ફળ લીધાં. ફર્યા, સુહરાવર્દીસાહેબ સાથે વાતો કરી. ૧૦-૩૦ સૂતા.

તા. ૨૮-૮-'૪૭

૩॥ પ્રાર્થના. પ્રાર્થના પછી 'હરિજન' માટે લખાણ લખ્યું. કાગળો લખાવ્યા. જવાહરલાલજીને લાંબો કાગળ લખ્યો. ૭ વાગ્યે ફરવા ગયા. પછી મસાજ સ્નાન ૧૦ વાગ્યે. જમતી વખતે ટપાલ સાંભળી, અને ટપાલ લખાવી. આરામ કર્યો. ત્યાં ૧૨॥ થઈ ગયા. સુહરાવર્દીસાહેબ સાથે વાતો કરી. એક પછી એક પ્રતિનિધિમંડળ મળવા આવતાં ગયાં. આજની પ્રાર્થના સાયન્સ કૉલેજમાં થઈ હતી.

બાપુએ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને સંબોધીને કહ્યું, "તમારા કોઈના જન્મ પહેલાં હું કેટલાય વિદ્યાર્થીઓના સંપર્કમાં આવ્યો છું. એટલે તમારા માટે અજાણ્યો નથી. તમારી ફરિયાદ તમારા વાઇસ-ચૅન્સેલરે કરી છે કે તમે એના તાબામાં નથી રહેતા. આપણે જાણી જોઈને જો કોઈની કેદમાં રહીએ તો સારું જ છે. સૌએ પોતપોતાના ગુરુની કેદમાં રહેવું જોઈએ. એમાં નામોશી નથી. એમાં સંયમ છે.' જે સંયમમાં નથી રહેતા એ વિદ્યાર્થી

જ નથી. હિંદુ ધર્મમાં વિદ્યાર્થી બ્રહ્મચારી છે. અને એણે સંન્યાસી જેમ રહેવું જોઈએ. અને પછી ચોથી અવસ્થા પાછી સંન્યાસીની આવે છે. જે પોતાની ઇન્દ્રિયોને સંયમમાં રાખે છે તે જ ગુરુજનોના આદેશને માની શકે છે. તમારા વાઇસ-ચેન્સેલર નીચે બેઠા છે. જ્યારે મહાભારતનું યુદ્ધ થયું ત્યારે કૃષ્ણે શું કર્યું હતું! સારથિ બન્યા હતા, પ્રેમને વશ થઈને.

"હું આજના આવા દૃશ્ય માટે તૈયાર ન હતો. તમે શહીદસાહેબને આ બોર્ડમાં લખીને ગાળો આપી છે. એ મારી સામે મૂકવામાં આવ્યું છે. તે પણ વિદેશી ભાષામાં લખ્યું છે. પણ તમારે સમજવું જોઈએ કે, તમે એને ભાગી જવાનું કહો છો તે મને કહ્યા બરાબર છે. કારણ કે અમે બંને ભાગીદારો બની ગયા છીએ. એટલે એનું અપમાન એ મારું અપમાન કર્યા બરાબર છે. વાઇસ-ચેન્સેલરે કહ્યું કે, તમે અહીં પ્રાર્થના કરો, તો હું મારા સાથીદારને છોડીને શી રીતે આવી શકું? તમે તો સુહરાવર્દી સાહેબનું અપમાન કર્યું છે એટલે મારું, વાઇસ-ચેન્સેલરનું અને તમારા ગુરુદેવોનું અપમાન કર્યું છે. વિદ્યાર્થીઓનું કામ છે કે, જે કોઈને નિમંત્રણ આપ્યું હોય તેઓ ગમતા હોય કે ન ગમતા હોય, પણ એક વાર બોલાવ્યા પછી એને આવકાર આપવો જ જોઈએ. મેં બાઇબલ, કુરાનેશરીફ અને આપણાં હિંદુ શાસ્ત્રોનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો છે બધામાં એક જ છે કે, જે ભણાવે છે તે શિક્ષક કહો, ગુરુ કહો, કે મૌલવી — એનું કહ્યું માનવું જોઈએ. જો ન માનવું હોય તો એ શાળામાંથી ચાલ્યું જવું. વિદ્યાર્થી અવસ્થામાં ચોથો અને પહેલો આશ્રમ એક છે. એણે નમ્ર અને વિનયી થવું જોઈએ. જેને વિદ્યાભ્યાસ જ કરવો છે તેણે લગ્ન ન કરવાં જોઈએ, વિષયભોગ ન ભોગવવો જોઈએ. હું માનું છું કે વિદ્યાર્થીઓના હાથમાં હકૂમત આવવી જોઈએ. પણ વિદ્યાર્થી વિષયાંધ હોય, વિદ્યાર્થી ઉદ્ધત હોય, શરાબ બીડી પીતો હોય, તો એવાના હાથમાં હકૂમત આવે તો હિંદુસ્તાનનું શું થાય!"

સુહરાવર્દીસાહેબને આજે ભાષણ કરવાની બાપુએ ના પાડી. કારણ કે વિદ્યાર્થીઓ એને જોઈને ઉશ્કેરાઈ ગયા હતા.

ત્યાંથી ૯ વાગ્યે પાછા આવ્યા. બાપુએ પ્રવચન લખ્યું, શહીદસાહેબ સાથે વાતો કરી. ૧૦ વાગ્યે ફર્યા. ૧૦–૩૦ વાગ્યે સૂતા.

તા. ૨૯–૮–'૪૭

આજે બાપુજી ૨–૩૦ વાગ્યે ઊઠી નીકળ્યા. લખવાનું ખૂબ જ ચઢ્યું હતું, એટલે લખવા બેઠા. ૩–૩૦ વાગ્યે પ્રાર્થના વગેરે રોજની જેમ ચાલ્યું. અને ૧૦થી ૫ ની વચ્ચે મુલાકાતીઓ, લખવાનું, આરામ વગેરે કાર્યક્રમ રહ્યો.

પાંચ વાગ્યે ટોલી ગંજમાં પ્રાર્થનાસભા હતી. પ્રાર્થના થયા પછી વંદેમાતરમ્ ગવાયું.

એ ઉપર બાપુએ કહ્યું, "વંદેમાતરમ્ ગાતી વખતે બધા ઊભા થઈ ગયા. મને સુહરાવર્દીસાહેબે પૂછ્યું કે હું થાઉં? ત્યારે મેં હા પાડી કારણ કે બધા ઊભા થાય અને એ ન થાય તો કદાચ અનર્થ થઈ જાય.

"પણ આ પ્રથા અંગ્રેજની છે. આપણી રીત તો ટટ્ટાર બેસીને ગાવાની છે. આપણે આપણી ભૂમિનાં વખાણ કરીએ છીએ. વંદેમાતરમ્ કોઈ સંપ્રદાયી ચીજ નથી, એમાં બહુ ગૂઢ ચીજ છે. એની પાછળ કેટલાયના જાન ગયા છે. પણ એનો આખા હિંદુસ્તાન માટે એક જ સૂર અને એક જ તાલ થવો ઘટે છે" ઐક્ય માટે પણ ઘણું કહ્યું.

ખ્રિસ્તીઓ કેટલાક બાપુ પાસે આવ્યા હતા, એમણે ફરિયાદ કરી કે, "હિંદુ હિંદુસ્તાનમાં રહેશે, મુસલમાન પાકિસ્તાનમાં જશે, પણ અમે ક્યાં જઈએ?"

બાપુએ એનો જવાબ આપ્યો કે, "તમે પોતાને ૪૦ કરોડમાંના એક માનતા હો, હિંદુસ્તાની માનતા હો, તો આવો સંકુચિત સવાલ કેમ ઉદ્ભવે છે?"

સુહરાવર્દીસાહેબે ઝંડા ઉપર બોલતાં મુસલમાનોને કહ્યું કે, "જો તમારે હિંદુસ્તાનના વતની બનીને રહેવું હોય તો તમારો સાચો ધ્વજ ત્રિરંગી ઝંડો જ છે, એને જ તમારે સલામ કરવી જોઈએ. મને કોઈએ કહ્યું કે, હું ડરથી 'જય હિંદ' કહું છું, પણ હું તો આ દેશનો વતની જ છું અને તેથી જ જય હિંદ કહું છું. 'જય હિંદ' તો ઘણા વખતથી નીકળ્યું છે. પણ પહેલાં કદી કોઈને 'જય હિંદ' નથી કહ્યું. કારણ કે હિંદુસ્તાન અખંડ હતું. પણ અત્યારે ખરેખર હિંદ

જુદું પડ્યું છે અને હિંદ જ બન્યું છે. વળી હું હિંદુસ્તાનનો—યુનિયનનો વતની છું. હું ઇમાનદારીથી 'જય હિંદ' બોલું છું એમાં કોઈ સંદેહ ન રાખે. બોલો 'જય હિંદ.'"

પ્રાર્થનામાંથી ૯–૪૫ ઘેરે આવ્યા. આવીને આજે દિવસના બાપુ કાંતી નહોતા શક્યા એટલે કાંત્યું. ફરીને ૧૦–૩૦ સૂતા.

બેલિયાઘાટા

તા. ૩૦–૮–'૪૭

પ્રાર્થના પછી 'હરિજન'.માટેની તૈયારી કરી. ૬ાા ફરવા ગયા. ફરીને આવીને નિત્યકર્મ પ્રમાણે મસાજ સ્નાન બાદ ૧૦ વાગ્યે જમતાં જમતાં હોરેસ એલેક્ઝાંડર સાથે વાતો કરી. ૧૨ વાગ્યે એ ગયા પછી મૌન લઈને 'હરિજન' સારુ લખાણમાં ૩ વાગ્યા સુધીનો વખત ગાળ્યો. વચ્ચે થોડો વખત આરામ લીધો હતો. ૩થી ૫ મુલાકાતીઓ હતા. પાંચ વાગ્યે કલકત્તાથી ૧૬ માઈલ દૂર બારાસેર છે ત્યા પ્રાર્થના થઈ.

ઐક્ય ઉપરાંત બાપુ પાસે એક પ્રશ્ન આવ્યો કે, "હિંદુસ્તાન ભૂખે મરે છે. જે હાલ લંડનના છે તે જ હાલ હિંદુસ્તાનના છે. હિંદુસ્તાન પાસે કપડાં પણ નથી, તો મિલવાળા આપે."

"હું તો બીજી જ વાત કહીશ. કોઈની પાસે ભીખ શા માટે માગવી? હું પ્રધાન હોત તો એમ જ કહેત કે ખાવાનું તમે પોતે જ તમારું કરી લો. કપડાં પણ તમે કરી શકો છો. મારું અર્થશાસ્ત્ર એ છે કે, યજ્ઞ કરો, યજ્ઞ કરીને ખાઓ. યજ્ઞ એટલે હવન હોમ નહિ, યજ્ઞ એટલે પૂરતી મજૂરી કરીને ખાવું જો બધા જ પૂરતી એકસરખી મજૂરી કરતા થઈ જશે તો હિંદુસ્તાનની સ્થિતિ પલટાઈ જશે. જ્યાં જ્યાં તમાકુ ઉત્પન્ન થાય છે તે તમાકુ કઢાવી નાખી ત્યાં ત્યાં અનાજ વવડાવો. નોઆખાલી સુવર્ણભૂમિ છે. ત્યાં નાળિયેર, માછલી, ચોખા કેટલાં બધાં થાય છે! કરાંચીથી ચોખા આવે અને નોઆખાલી ખાય, એ કેવી શરમની વાત છે? વળી કપડું પણ જો સૌ પોતપોતાનું કાંતે, તો મિલ એની મેળે ઊડી જશે. ૩ આપણે ત્યાં કેટલું બધુ થાય છે? પણ મારી વાત કોણ માને? આપણા કેટલા કરોડો હાથ છે! અને મિલમાં તો માંડ એકાદ લાખ માણસોને મજૂરી મળે, બાકી બેઠા રહે. પણ એ હિસાબ આજે કોઈ સમજવા નથી માગતું."

સુહરાવર્દીસાહેબે પણ ઐક્તા માટે ઘણું કહ્યું. બાપુને સળેખમ ખૂબ જ થયું છે તેથી ઘેરે આવીને તરત જ પથારીમાં પડ્યા.

તા. ૩૧–૮–'૪૭

૩ાા વાગ્યે રોજની જેમ પ્રાર્થના વગેરેનો કાર્યક્રમ રહ્યો. બાપુને સળેખમ થયું છે છતાં કામકાજ ચાલુ જ રાખ્યું. બાપુજીએ નોઆખાલી જવાનું નક્કી કર્યું છે. એને માટે ચારુબાબુ ચોધરી અને પ્યારેલાલજી આવ્યા હતા એમની સાથે વાતો કરી. ૧૦ વાગ્યાથી ૩ાા સુધી મુલાકાતીઓનો ક્રમ ચાલુ રહ્યો. ૩ાા વાગ્યે ગ્રાંડ હોટેલમાં ગયા. અહીં અત્યાર સુધી એવી રીત હતી કે કોઈ હિંદુસ્તાની આ હોટેલમાં પ્રવેશી જ ન શકે ત્યાં બાપુજીએ કહ્યું. "હું તો આ જગ્યાએ ભિખારીની જેમ આવ્યો છું. હું ભિખારી કંઈ આજકાલનો નથી, પણ જ્યારથી વિલાયતથી આવ્યો છું ત્યારથી ભિખારીપણું શીખી લીધું છે. આપણે ત્યાં ઝગડામાં ઘણું નુકસાન થયું છે. અને હવે એ પાછું હતું તેવું કરવા માટે પૈસાની જરૂર તો આપણે પડે જ. પણ તમે કહી શકો છો કે બધું હકૂમત કરે. પરંતુ હવે હકૂમત-આપણી છે. અને હકૂમતના પ્રધાનો લોકોના સેવક છે, નોકર છે, પ્રતિનિધિ છે. અને ભલે કોઈ ખરાબ હિંદુ મુસલમાને ગુનો કર્યો હોય પણ તે આપણે જ કર્યાં બરાબર છે, એટલે એને માટે સૌ પોતપોતાના ખીસામાં હાથ નાખે." ઉપરાંત ઐક્ય ઉપર કહ્યું.

શહીદસાહેબે પણ કરોડ રૂપિયાની અપીલ કરી, અને હવે કાયમી શાંતિ રાખવા કહ્યું.

ત્યાંથી સીધા બાગમારી પ્રાર્થનાસભામાં ગયા ત્યાં ભાષણમાં બાપુએ કહ્યુ કે, "આજે અમે બન્ને ભિક્ષા માગવા ગયા હતા, અને તમારે જ માટે કે જેટલા મકાનો બળી ગયાં છે એ બધાં ફરી નવાં ઊભાં કરી ત્યાં લોકોને વસાવવા." અને તા. બીજીએ નોઆખાલી જવા માટે કહ્યુ કે, "હું જાઉં તોપણ જરાયે અશાંતિ ન જ થવી જોઈએ."

ઘેરે આવી ઉસ્માનસાહેબ સાથે વાતો કરી ૯ વાગ્યે બાપુ સૂતા. થોડોક તાવ બાપુને હતો.

# બાપુજી

[ રેડિયો પર થયેલી વાતચીતનો સાર તેમની પરવાનગીથી નીચે ઉતાર્યો છે. ]

ચંદ્રવદન મહેતા — આપણે ત્યાં એટલે કે ઑલ ઇન્ડિયા રેડિયોમાં, ઘણી વખત અતિથિઓ પધારે છે, ત્યારે તેમનો લાભ અમને પણ મળે છે, અને આપ શ્રોતાઓને પણ મળે છે. એમ આજે અહીં ભાઈ કિશોરલાલ મશરૂવાળા પધાર્યા છે, એટલે એમને એક બે સવાલો પૂછવાનું સ્વાભાવિક રીતે જ મન થાય છે: તમે ગાંધીજીના સિદ્ધાંતોમાં માનો છો; તમે ગાંધીજીના અનુયાયી છો. ખરું જોઈએ તો સદ્‌ગત મહાદેવભાઈ અને ત્યાર પછી નરહરિભાઈ પરીખ, વિનોબા ભાવે, અને ભણસાલીજી અને કિશોરલાલભાઈ, આ ચાર નામ આપણે ગણાવીએ એટલે ગાંધીજીનાં સિદ્ધાંતોના અનુયાયી તરીકે આ ચારની સમકક્ષ, આ ચારની સાથે બેસી શકે એવા બીજા મળવા પણ મહા મુશ્કેલ છે. એવા ભાઈઓ બીજા પણ હશે; પણ આ ચાર ભાઈઓ જેમણે પચ્ચીસ, ત્રીસ ત્રીસ, પાંત્રીસ પાંત્રીસ વર્ષ પર્યંતનો ગાંધીજીનો સમાગમ સેવ્યો છે અને હજુ પણ ગાંધીજીનાં જ્યાં જ્યાં સ્મારકો છે અને જ્યાં જ્યાં એમની બેઠકો હતી ત્યાં આગળ આ ભાઈઓ પોતાનું કાર્ય કરી રહ્યા છે. હવે એ પર વધારે લંબાણ ન કરતાં હું કિશોરલાલભાઈને વિનંતી કરું છું કે, કિશોરલાલભાઈ! ખરેખર અદેખાઈ આવે એવું આપનું જીવન છે અને એવો સંતસમાગમ આજ સુધી આપને સાંપડ્યો હતો. ત્યારે એ મહાપુરુષની સાથે નિકટવર્તી રહ્યા એને અંગે ઘણી વાતો છાપાંઓમાં, પુસ્તકોમાં કેટલાંક સંસ્મરણોમાં અમે સાંભળીએ છીએ. પણ તમારી પાસેથી કાંઈક વિશિષ્ટ એવું સાંભળવાની આશા રાખીએ તો બાપુજી વિષે આપ અમને કંઈ નહિ કહો?

કિશોરલાલભાઈ — પહેલાં તમે જે રીતે મારી અને મહાદેવભાઈની, નરહરિભાઈની વગેરેની ઓળખાણ આપી તેની પાછળ એક ભૂલ રહેલી છે, તે સમજાવવી જોઈએ. તે એટલા માટે નહિ કે તમારી એ ભૂલ છે, પણ એવી જાતની ભૂલ સામાન્ય રીતે જ સમાજમાં પેસી ગઈ છે. અને એને લીધે આપણે બાપુજીની જે વિશાળતા છે તેને ટૂંકી કરી નાખીએ છીએ. એટલા માટે એને સુધારવાની જરૂર છે.

બાપુજીના અનુયાયી તરીકે તમે ચાર પાંચ નામો ગણાવ્યાં. સાચું પૂછતાં એ ચારમાંથી કોણ બાપુજીના અનુયાયી હતા કે છે તે ન કહી શકાય, અને મારે માટે તો ઓછામાં ઓછું કહી શકાય. બાપુજી ઘણી વાર કહેતા કે, "મારો કોઈ શિષ્ય જ નથી. હું જ મારો શિષ્ય છું. મારા સિવાય કોણ મારો શિષ્ય હોય? હું જ મારો શિષ્ય બરાબર નથી થઈ શકતો, તો મારો બરાબર શિષ્ય કોણ થઈ શકશે?" એટલે બાપુજીના કોઈ પણ શિષ્ય છે જ નહિ અને કોઈ પણ બાપુજીના સિદ્ધાંતોને બરાબર પી ગયો છે કે પચાવી ગયો છે એમ દાવો કરે, તો એ પણ બરાબર ન કહેવાય. બધાએ બાપુનો લાભ વર્ષો સુધી ઉઠાવ્યો; અને મહાદેવભાઈ જેવા, જે એમની જ રીતે એમનો અંગત પરિચય કરીને જે રીતે એમનામાં ઓતપ્રોત થઈ ગયા, તેવા તો કોઈ જ થઈ શક્યા નથી. અને એ દૃષ્ટિએ હું તો બહુ જ દૂર રહ્યો છું. એમની જોડે ત્રીસ વર્ષ સુધી અનેક રીતે કામો કર્યાં એ પણ સાચું. પણ તેમ છતાં તેમનો અનુયાયી થઈ શકું, એવો દાવો કોઈ દિવસ હું કરી શકું એમ નથી. અને એ વસ્તુ નરહરિભાઈ વિષે પણ કહી શકાય. વિનોબા વિષે પણ કહી શકાય. ભણસાલીભાઈ તો બાપુજીના અનુયાયી તરીકે પોતાને ઓળખાવવામાં વાંધો પણ ઉઠાવે. બાપુને હું જેવી રીતે જઈ મળ્યો, અને બાપુની સાથે મારું જીવન મેં જોડી દીધું તે પરથી આ વાત સમજી શકાય તેમ છે.

મેં બાપુને એક ધર્મગુરુ તરીકે માન્યા નહોતા. તેમ બાપુની પાસે હું ગયો તે એટલા માટે નહિ કે તેઓ એક રાજકીય નેતા હતા. તેઓ રાજકીય નેતા તો ખરા, પણ મારે માટે વાત એમ હતી કે, મારા કુટુંબની અંદર અને મારા પિતાશ્રી જોડે જેટલો સંબંધ હતો તેટલો કોઈ સાથે ન હતો. કુટુંબની અંદર એમ તો બહુ મેળ હતો. મારા મોટાભાઈઓ મારા ઉપર બહુ જ હેત રાખતા હતા. હું પાણી માગું તો દૂધ લાવી આપે એવા હતા. પણ મારા પિતાશ્રીની ખોટ મને બહુ જ સાલતી હતી. અને ૧૯૧૬ના અંતમાં મારા પિતાશ્રીનું જ્યારે અવસાન થયું ત્યારે મને

સૂનું સૂનું જેવું લાગ્યું. તે વખતે ઇશ્વરકૃપાથી એવી પરિસ્થિતિ હતી કે, કુટુંબની ચિંતા જે પહેલાં ઘણી ભારે હતી તે હળવી થઈ ગઈ હતી. અને મારા મનમાં એવા વિચારો તો હતા કે, કાંઈ ને કાંઈ સેવા-કાર્યમાં પડી શકાય તો સારું. પણ એ સેવા-કાર્યમાં પડવાને માટે પાછા એક પિતા જોઈએ. એ પિતા મને ઓચિંતા ગાંધીજીની અંદર દેખાયા. અને જેમ એક પુત્ર પિતાને જઈ વળગી પડે એમ હું ગાંધીજીને વળગ્યો; અને ગાંધીજી સાથે મારો જો કોઈ સંબંધ રહ્યો તો તે પિતા-પુત્રનો જ રહ્યો હતો.

બાપુને કોઈ અનુયાયી ન હતા અને બાપુએ કોઈ સંપ્રદાય કે વાડા જેવું બાંધ્યું નહિ, એ જ એમની વિશિષ્ટતા છે. બાપુ શું કામ જગત-પુરુષ કહેવાયા? બાપુને કોઈ પણ સંપ્રદાય ચલાવવો હોત તો તે કઠણ થઈ પડે એવી વસ્તુ નહોતી. પણ જો કોઈ માણસ બાપુને માટે સંપ્રદાય ચલાવવાનો પ્રયત્ન કરશે અને બાપુના વાડા બાંધશે તો એણે, ખરું પૂછતાં, બાપુની સેવા નહિ કરી હોય, પણ બાપુની કદાચિત્ કુસેવા પણ કરી હશે.

બાપુ અને સંપ્રદાય એ બેની વચ્ચે એક પ્રકારનો વિરોધ છે. એ કેવા પ્રકારનો છે? સંપ્રદાયની અંદર 'આ મારા' અને 'આ મારા નહિ' એવી ભાવના ઉત્પન્ન થાય છે. અમુક વસ્તુને માનનારા તે અમારા, અમુક વસ્તુને નહિ માનનારા તે અમારા નહિ. અમુક જાતનું પહેરનારા, અમુક જાતનું વર્તન કરનારા, અમુક જાતનુ બાહ્ય આચરણ કરનારા, અમુક પ્રકારના વિચારોને રજૂ કરનારો, તે અમારા, એવો એક જાતનો ભેદભાવ, એક જાતની સંકુચિતતા ઊભી થાય છે. જે અમારા નહિ તે બધા હલકા એવી સંકુચિતતા ઊભી થાય છે. જ્યારે બાપુના હૃદયમાં એ વસ્તુ જ નહોતી. બાપુ તો જાણે એક હેતાળ મા હોય અને એને પાંચ સાત છોકરાં હોય, અને એ પાંચ સાત છોકરાંનાં જુદાં જુદાં લક્ષણ અને જુદા જુદા ભાવો હોય, જુદી જુદી વસ્તુઓ હોય, તેમાં જે અલ્પમાં અલ્પ હોય તેના પ્રતિ જે પક્ષપાત હોય, જે ઊંચામાં ઊંચો હોય તેની કદર હોય, પણ પક્ષપાત જેવું જો કોઈ કહે તો તેમાંના અલ્પમાં અલ્પની પ્રતિ જ; — તેમ બાપુનું હૃદય પણ એવા પ્રકારનું હતું કે, એઓ તો વિવિધ સ્વભાવના માણસોને, વિવિધ વૃત્તિના માણસોને, વિવિધ જાતના દોષો અને અવગુણવાળા માણસોને અને ગુણોવાળા-ઓને સાથે રાખી શકતા હતા. ને તેમણે કોઈને પણ એવું નથી કર્યું કે જે બાપુની પાસે એક વાર જઈને રહ્યો હોય તેને પોતે કાઢી મૂક્યો હોય. તે પોતે ન રહી શક્યો હોય ને બાપુને છોડી ગયો હોય એ વાત જુદી છે. પણ કોઈને એક વાર પોતાનો કર્યા પછી બાપુ-એ કાઢ્યો હોય એવું મારા સ્મરણમાં આવતું નથી. જેઓ નીકળી ગયા અથવા બાપુએ બહાર સાર્વજનિક રીતે કાઢ્યા, તેમને પણ અંગત રીતે કાઢ્યા નથી. અને બે વર્ષે, ચાર વર્ષે, છ વર્ષે પાછા સેવા-કાર્યમાં જોડાવા માટે તકો આપી. તેવી જાતના કેટલાક દાખલા પણ આપણે જોઈશું કે જેમનો જાહેરમાં એમણે નિષેધ કર્યો, તેમણે કાંઈ ને કાંઈ ફેરફાર પણ કરી નાખ્યો, પણ તે છતાં એમણે પોતાની સાથે આવવાને માટે જેમની ઇચ્છા હતી એમને માટે મોકળાશ કરી આપી. એમનું હૃદય એટલું વિશાળ હતું કે એ જાણતા કે બધા એમનાં બાળકો છે.

આ બાબતમાં મને ઘણી વાર કવિ બ્રહ્માનંદનાં બે ભજનો યાદ આવ્યા કરે છે, અને ઘણી વાર મેં એ મનની અંદર રટ્યાં છે. એમાં એક પદની પહેલી લીટી છે,

"અધમોદ્ધારણ અવિનાશી તારા બિરદની બલિહારી રે"

અને બીજું પદ છે:

"મનમોહન સુંદર વર મારા અવગુણિયા વિસરાવો રે."

એમા કવિ કહે છે:

"ભરી સભામાં ભૂધરજી તમે માડી થયા છો,
મારી રે બેટાને હેતે બોલાવો અવગુણિયા વિસારી રે;
અનલ અહિ જો ગ્રહે અનણે તો છોડાવે રોવારી રે;
બાળકને જનની સમ બીજું નહિ જગમા હિતકારી રે.
શેરીએ રમતાં અથડાતા છોરાં રાખે દાવા રે,
સબળ થઈ કોઈ લીએ ચૂંટિયા માતા નાથે મેલાવા રે."

એવા એવા ભાવો એની અંદર આવે છે. બાપુનું જીવન જોશો તો જેની જેની જોડે વર્તન કર્યું તેઓની પ્રત્યે આ રીતે જ કર્યું છે. એમણે ઘણા સરસ નિયમો બાંધ્યા. આશ્રમની અંદર રહેવાનું એ કંઈ ફૂલના બિછાના પર સૂવાનું ન હતું, પણ ત્યાં આગળ પણ એવી રીતે એક એકને તેઓ વાળતા,

એવું તો શક્તિને અનુસરીને કાર્ય કરાવતા, લાડ પણ એટલાં લડાવે, કામ પણ એટલાં જ કરાવે, એ એમની વિશિષ્ટતા હતી.

આ મારી દૃષ્ટિએ ટૂંકમાં બાપુજીનો પરિચય. એમનું હૃદય સાગર જેવું, મહાસાગર જેટલું વિશાળ હતું. એમના હૃદયની વિશાળતા એ જ એમની વિશાળતા. એમના કરતાં બુદ્ધિમાન અથવા વિદ્વત્તામાં અથવા ભક્તિના દેખાવોની અંદર અનેક પ્રકારની ભજનની ધૂનોમાં અને રંગોમાં અને મસ્તીમાં ચઢી જનારા ઘણુાય મોટા મોટા અને પવિત્ર પુરુષો હશે. કદાચ કેટલાક કોમળ હૃદયના ઘણા મળી આવશે, અને કદાચ એમના કરતાં વધારે પણ નીકળશે. પણ જે એમના હૃદયની વિશાળતા હતી એ એમના હૃદયની વિશાળતાએ જ એમને વિશ્વપુરુષ બનાવ્યા, ને એમની વિશાળતા ખરેખરી વીરતા છે.

# ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયનો નવો વિભાગ

[તા. ૧૬–૧–’૪૯ના રોજ વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરને શુભ હસ્તે ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયનો ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ વિભાગ ખુલ્લો મૂકવામાં આવ્યો. તે પ્રસંગે વિદ્યાપીઠના મહામાત્રે કરેલા નિવેદનમાંથી તથા વિદ્યાપીઠ ગ્રંથાલયના આપેલા પરિચયમાંથી નીચેનું ઉતારવામાં આવ્યું છે.]

આજનો પ્રસંગ વિદ્યાપીઠની કારકિર્દીમાં એક રીતે જોઈએ તો ખાસ ધ્યાન ખેંચે એવો સૂચક છે. આપ સૌને ખબર છે કે, તેની સ્થાપના ઈ. સ. ૧૯૨૦માં થઈ તે પરદેશી સરકાર સાથેના અસહકારની આપણી રાષ્ટ્રીય ચળવળને અંગે. તેમાંથી આજે એવો શુભ દિવસ આવ્યો છે કે જ્યારે આપણી પરતંત્રતા ગઈ છે, અને તેની સાથે વિદ્યાપીઠ સરકાર જોડે અસહકાર લઈને જે જન્મ્યું હતું, તે યુગ પણ પૂરો થયો છે. આ પ્રસંગ તેના એક મોટા પ્રતીક જેવો ગણાય.

વિદ્યાપીઠની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેનું ગ્રંથાલય હંમેશ એક મુખ્ય સ્થાને રહેલું છે, એટલું જ નહિ, એક રીતે કહીએ તો, લડતનાં ગયાં ૨૫ વરસોમાં વિદ્યાપીઠની સાથે સાથે તેણે પણ આપણી આઝાદીની લડતના કેદ તથા છુટકારાના રંગો જોયા છે. આ બધા છતાં તે હમેશ ઉત્તરોત્તર પ્રગતિ કરતું રહ્યું છે, અને વરસોથી તેણે ગુજરાતમાં એક નમૂનેદાર પુસ્તકસંગ્રહ તરીકે નામના મેળવી છે.

મૂળથી એનો ઉપયોગ મુખ્યત્વે અભ્યાસ અને સંશોધન માટે કલ્પવામાં આવ્યો છે. આ અભ્યાસ અને સંશોધન કેવળ ઉચ્ચ શિક્ષણ પૂરતાં સમજીને વિદ્યાપીઠ ચાલ્યું નથી. તેના કાર્યની વ્યાપ્તિ શરૂઆતથી પ્રાથમિક કેળવણીથી માંડીને ઉચ્ચ અને પ્રૌઢ કેળવણી સુધીની રહી છે. અને એનું મધ્યબિંદુ આપણો ગામડામાં વસતો બહુજનસમાજ અને તેની જરૂર એ રાખવામાં આવ્યું છે. આથી આ ગ્રંથાલયમાં બાળસાહિત્યથી માંડીને ભારતીય પ્રાચીન વિદ્યાઓ અને અર્વાચીન ભાષાઓમાં વિધવિધ વિષયોના ગ્રંથો સંઘરવામાં આવ્યા છે. આ બધા સંગ્રહને લઈને જ વિદ્યાપીઠ પોતાની વિવિધ પ્રકાશનપ્રવૃત્તિઓ કરી શક્યું છે. એ સંગ્રહમાં આજે એક નવો અને કીમતી ઉમેરો થાય છે, તેથી આનંદ થાય છે. તે ઉમેરો સરકારે વિદ્યાપીઠને પોતાની પાસેનાં ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ સોંપ્યો છે તે છે. આ સંગ્રહ ઉમેરાવાથી, ગુજરાતી ભાષા, કોશ, તથા સાહિત્ય વગેરેના અભ્યાસ તથા સંશોધન માટે ગ્રંથાલય એક અદ્વિતીય જગા બનશે; સરકારે એ માન આ ગ્રંથાલયને આપી તેની જે કદર કરી છે તેને માટે સરકારને અમે ધન્યવાદ આપીએ છીએ.

આ ઉમેરા વિષે આપને ટૂંકમાં હવે કહું.

ઈ. સ. ૧૮૬૭માં કૉપીરાઈટ કાયદો થયો તેની રૂએ મુંબઈ ઇલાકાની સરકારી હદમાં બહાર પડતાં પુસ્તકો સરકાર પાસે જમા થવા લાગ્યાં. એક તરફ તે લંડનમાં બ્રિટિશ મ્યુઝિયમમાં એકઠાં થતાં હતાં, અને અહીંયાં મુંબઈ સરકાર પાસે પણ થતાં. પરંતુ ફેર એટલો પડ્યો કે, બ્રિટિશ મ્યુઝિયમમાં તે આજે સારી હાલતમાં સંઘરેલાં મળી શકે છે; ત્યારે આપણા દેશમાં ત્યારની સરકારે એવું ધ્યાન આપ્યું નહિ.

અત્યારે ગ્રંથાલય પાછળ વાર્ષિક કુલ ખરચ રૂ. ૩૫ હજાર કરવામાં આવે છે.

છેવટે, આ ગ્રંથાલયે કરવાનાં કામમાં એક ખાસ બાબત તરફ ધ્યાન ખેંચવા માગું છું. મેં ઉપર કહ્યું કે, આપણી સરકારે પ્રાંતની વ્યાપક પુસ્તકાલય પ્રવૃત્તિના એક મુખ્ય અંગ તરીકે આ પ્રાદેશિક ગ્રંથાલયની યોજના કરી છે. તે યોજનામાં ઇરાદો એવો રાખવામાં આવ્યો છે કે, ફરજિયાત પ્રાથમિક કેળવણી, પ્રૌઢશિક્ષણ વગેરેના પ્રસારની સાથે જ આખા પ્રાંતમાં ઠેઠ નાનાં ગામડાં સુધી નાનાંમોટાં વાચનાલયો તથા પુસ્તકાલયોની ફૂલગૂંથણી કરવી. એ બધાં પુસ્તકાલયોને, બીજી કેળવણીવિષયક સંસ્થાઓને તેમ જ જિજ્ઞાસુ વ્યક્તિઓને પ્રાંતના આ મધ્યસ્થ ગ્રંથાલયની ગ્રંથસંપત્તિની માહિતી મળી શકે એવી સગવડ કરવાની જરૂર છે. ગુજરાતમાંનાં મોટાં મોટાં ગ્રંથાલયોનું સંયુક્ત કેટલૉગ થતાં તો વખત જશે એ ઉઘાડું છે. તે પહેલાં અને તે કરવામાં પૂર્વતૈયારી રૂપે જરૂરી છે કે વિદ્યાપીઠ ગ્રંથાલયનું અને કૉપીરાઈટ સંગ્રહનું સંપૂર્ણ વર્ગીકૃત કેટલૉગ તો છાપીને પ્રસિદ્ધ કરવું જોઈએ. એ બંને સૂચિઓ તૈયાર કરવાનું કામ પણ મોટું છે અને સારી પેઠે સમય અને પૈસો ખાય એવું છે.

તે ઉપરાંત નવાં સ્થપાતાં પુસ્તકાલયોને તથા સામાન્ય વાચકોને પુસ્તક-પસંદગીને અંગે સૂચન મળે એ હેતુથી શિષ્ટ સાહિત્યની યાદીઓ વખતોવખત બહાર પાડવાની જરૂર છે જ. આજ લગી વિદ્યાપીઠ ગ્રંથાલય તરફથી અવારનવાર એવી યાદીઓ બહાર પાડવામાં આવી છે. હવે પછી એ કામ વધારે નિયમિતપણે અને મોટા પ્રમાણમાં કરવાનું રહેશે.

અનેક ગ્રંથાલયોએ હવે ગાંધીસાહિત્યનો અલગ વિભાગ રાખવાનું શરૂ કર્યું છે. તેમને માટે એ સાહિત્યની નાની યાદી બહાર પાડવાનો વિચાર તો છે જ. ગાંધીસાહિત્યની એક વિસ્તૃત સૂચિ ગયા માસમાં જ બહાર પાડવામાં આવી છે. નવાં સ્થપાયેલાં તાલુકા પુસ્તકાલયો માટે ગુજરાતી સાહિત્ય તથા હિન્દી પુસ્તકોની એક નાનકડી યાદી પણ તાજેતરમાં બહાર પાડવામાં આવી છે.

આ બધાં કામો કરવાને તાલીમ પામેલા ગ્રંથપાળો પણ સારી પેઠે જોઈએ. જ્ઞાનપ્રસારકાર્યને માટે ગ્રંથાલય એવી મોટી ચીજ છે કે, મૂગી છતાં તે એક યુનિવર્સિટી જ છે, કે જ્યાં જગતના સદ્‌ગત તથા વિદ્યમાન બધા વિદ્વાનો તથા અધ્યાપકો પોતાનું જ્ઞાન આપવા તૈયાર બેઠા હોય છે. આ કામ અમે એવી ભાવના ધરીને કરવા માગીએ છીએ. તેમાં સરકારે આપેલો સંગ્રહ તથા તેની કામગીરી કીમતી મદદરૂપ થશે.

આજે વિદ્યાપીઠ ગ્રંથાલયમાં પુસ્તકોની કુલ સંખ્યા આશરે ૩૨૦૦૦ છે. તેની કિંમત રૂપિયા દોઢ લાખની આસપાસ છે. પુસ્તકોની ભાષાવાર સંખ્યા નીચે મુજબ છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુજરાતી | ૭૫૬૬ | સંસ્કૃત | ૨૯૦૦ | અંગ્રેજી | ૧૪,૨૯૬ |
| હિન્દી | ૨૨૯૨ | પ્રાકૃત | ૪૭૮ | ફ્રેંચ | ૨૩૫ |
| મરાઠી | ૧૧૭૭ | પાલિ | ૩૩૪ | જર્મન | ૨૬૬ |
| બંગાળી | ૯૨૦ | અરબી | ૫૮ | અને ઇતર. | |
| ઉર્દૂ | ૭૮૯ | ફારસી | ૧૩૪ | | |

ઉપરનાં પુસ્તકોમાં ૪૦૦ જેટલાં હસ્તલિખિત ગ્રંથો છે.

હવે સરકાર તરફથી જે કૉપીરાઈટ પુસ્તકો મળ્યાં છે તેની સંખ્યા ગણતાં કુલ ગ્રંથસંખ્યા ૫૭૦૦૦ ઉપર થાય છે. તે વિભાગના સામયિકોનો સંગ્રહ આ ઉપરાંત છે. પણ મોટા ભાગના સામયિકોની ફાઈલો અપૂર્ણ હોવાથી તેનો ગ્રંથસંખ્યામાં સમાવેશ કરી શકાયો નથી.

### વિદ્યાપીઠ વાચનાલય

ગ્રંથાલયની સાથે વિદ્યાપીઠના વાંચનાલયનો પણ વિકાસ થાય છે. શહેરના એલિસબ્રિજ વિભાગના ગાંધીપુલ તરફના ભાગ માટે એક સારા વાંચનાલય તરીકે તેનો ઉપયોગ થાય છે. અત્યારે તેમાં ૪૦

ઉપરાંત ગુજ
૬ ઉર્દૂ અને
ઉપર દૈનિકો,

# ભીંત ભુલાઈ!

ગુજરાતી સાહિત્ય પરિષદની જૂનાગઢ બેઠકે ઠરાવ કર્યો કે, ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ગુજરાતી નહિ પણ રાષ્ટ્રભાષા હોવી જોઈએ! અને તેની વિચિત્રતા ઢાકી ન રહે તે સારુ જ જાણે ન હોય એમ, બીજો ઠરાવ કર્યો કે, ગુજરાત માટે યુનિવર્સિટી કાઢવાનું કામ સરકાર હવે જલદી કરે શુ કામ? રાષ્ટ્રભાષાનું માધ્યમ દાખલ કરવાને માટે? કોણુ તે કરશે? જેમનો પ્રાણ ગુજરાતી ભાષા જોડે જડાયો છે તેઓ? એ તો બને જ કેવી રીતે? તો પછી યુક્ત પ્રાતમાથી હિદીના ('હિદી' ભાષાના જ ને? કેમ કે શ્રી મુનશી સસ્કૃતિયા હિદીના જ હામી છે) જાણકારો ગુજરાતમા નોતરીને? આ કરવામા ગુજરાતી ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ ચાહવાની નેમવાળી પરિષદને શો રસ? તેમા તેનો શો ધર્મ? શો ઉદ્દેશ? શી સમજ?

કહેવામા આવ્યુ કે, પ્રાતવાદને રોકવા અને રાષ્ટ્રવાદને પોષવા માટે આ છે! પ્રાતવાદ ખરેખર જોઈએ તો પ્રાતના સીમાડા બાધવાનુ તાકતા રહેવામા અને મહાગુજરાતની અસ્મિતા ખીલવવામા અને માનવામા રહેલો ગણાય હુ મારી ભાષા બોલુ અને તે દ્વારા બધી વિદ્યા ભણુ, તેથી બીજો કયો પ્રાત દુભાય? શુ કામ દુભાય? બનકે, દુભાવાનુ કારણુ તો હિદીને કે કોઈ બીજી ભાષાને માતૃભાષાની જગાએ ઠોકી દેવામા રહેલુ છે જો પ્રાતવાદ અને હિદની એકતામા ભગનો ભય હોય તો આ અત્યાચાર જો થશે તો તેમા રહેલા છે.

આ સવાલનો વિચાર કરતા ગુજરાતી સાહિત્ય પરિષદ પોતાનો ધર્મ ભૂલી છે એટલુ જ નહિ, ભીત જ ભૂલી છે, એમા જરા શકા નથી તેણે પોતાની વડોદરાની બેઠકનું કામ પણ ભૂલીને વાત કરી છે કહેવામા આવ્યુ કે, ગુજરાતી વિષય તો રહેશે, માધ્યમ તે નહિ હોય, પણ તેથી કાઈ તેની પ્રગતિ નહિ અટકે! માધ્યમને જો ભાષાના ઉત્કર્ષ જોડે લેવાદેવા ન હોય, તો હિદીને શુ કામ માધ્યમ રાખવી? સહેજે જે માધ્યમ હોય તે—વિદ્યાર્થીની સ્વભાષાને જ રાખો અને રાષ્ટ્રભાષાને ફરજિયાત ઠેઠ સુધી શીખવો, તો એથી કામ સરવુ જોઈએ રાષ્ટ્રભાષાને પ્રાતની સ્વભાષાઓ સામે આમ નાહક ઠેકવી મારનારા જરા થોભશે, નહિ તો પ્રાતવાદનુ દારુણ યુદ્ધ વગર કારણે નોતરશે શિક્ષણમાત્રનું માધ્યમ દેશની ૧૨–૧૫ જે મહાન ભાષાઓ છે, જેને કરોડો લોકો સૈકાથી બોલતા આવ્યા છે, જે ફારસી અને અગ્રેજીની જોહાકીને પણ ગાઠ્યા વિના જીવી રહી છે,—તે ભાષાઓ જ માધ્યમ*ના માનને પાત્ર છે, અને તેમને ઇન્કારીને જો કામ થશે તો આજ પેઠે શિક્ષણ પાછુ વ્યર્થ જશે આખા હિદ માટે એક માધ્યમ તરીકે અગ્રેજીનો બીજો અવેજ ખોળવાની આ વાત નથી આ સાદી વાત સાહિત્ય પરિષદ જેવી સસ્થા ભૂલી શકે એ પરથી તો એમ માનવુ પડે કે, આથી તો તે સસ્થા પોતાની કિંમત કરાવે છે

છેવટે, એક જ વાત નોધુ ગુજરાત વિદ્યાપીઠે ગુજરાતીને માધ્યમ તરીકે — સિદ્ધાત તરીકે માન્યુ છે તેથી શુ તેના સ્નાતકો પ્રાતવાદી થયા છે? વાત તો ઊલટી એમ છે કે, તેઓ સાચા રાષ્ટ્રવાદી બન્યા છે, તેમણે રાષ્ટ્રભાષાની અને સ્વભાષાની સેવા કરી છે એટલે સ્વભાષાના માધ્યમ સામે રાષ્ટ્રવાદને નામે વાત થાય તેથી બી મરવાની જરૂર નથી એ ભીતિ ખોટી છે બનકે, પ્રચ્છન્ન પ્રાતવાદ અને સસ્કૃતિયા હિંદી-નાગરીનો કોમવાદ તો પરિષદની પાછળથી બોલી નથી રહ્યો, એમ શકા અને ભીતિ જાય છે

ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ગુજરાતી જોઈએ, અને તો જ અને તેટલા જ માટે ગુજરાત માટે નવી યુનિવર્સિટીની વાત સમજી કે સમજી શકાય એમ છે ગુજરાતે આ મુદ્દા વિષે વિશેષ ગભીરપણે વિચાર કરવો ઘટે છે

૨૪ ૧–૪૮ મ૦

* અહીયા એમ માન્યુ છે કે જે અધ્યાપક ગુજરાતીથી પોતાનુ કામ ન કરી શકે તે રાષ્ટ્રભાષા વાપરે તેમા વાધો નથી રાષ્ટ્રભાષા દેશમા સૌ સમજતા હશે

# કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

### પ્રાસ્તાવિક

ઈ. સ. ૧૯૧૯—૨૦ના અસહકાર પહેલાંના દિવસો હતા. હું ઈંટર આર્ટ્સના વર્ગમાં ગુજરાત કૉલેજમાં ભણતો હતો. એક દિવસ કૉલેજના અંગ્રેજીના એક પ્રોફેસર શ્રી અજવાનીએ પ્રેમાભાઈ હૉલમાં 'રવીન્દ્રનાથ ઠાકુર અને તેમની કવિતા'એ વિષય પર ભાષણ આપ્યું અને રવીન્દ્રનાથને વર્ડ્ઝવર્થ, શૈલી, વગેરે સાથે સરખાવી તેમની કોટીમાં મૂકયા. 'ક્રેસંટ મૂન', 'ગાર્ડનર', 'ગીતાંજલિ' વગેરે રવીન્દ્રનાથના ગ્રંથોમાંથી તેમણે ટાંકેલાં અનેક અવતરણો સાંભળીને શ્રોતાઓ મુગ્ધ બની ગયા હતા. કારણ રવીન્દ્રનાથના સાહિત્યનો પરિચય તે વખતે બહુ જ થોડા લોકોને હશે.

બીજે દિવસે જેમને માટે અમને ત્યારે પણ બહુ માન હતું અને આજે જેમની પ્રતિષ્ઠા કેવળ કૉલેજની દીવાલોની અંદર જ મર્યાદિત રહી નથી એવા અમારા અંગ્રેજીના પ્રોફેસરે પ્રો. અજવાનીના ઉપલા વિધાનને એક ધૃષ્ટતા તરીકે વર્ણવ્યું. તેમાં ઈંગ્લંડના લબ્ધપ્રતિષ્ઠિત કવિઓને તેમણે ભારે અન્યાય કર્યો છે એમ કહ્યું, અને જાહેરસભામાં બોલવા ઊભા થતાં સભાક્ષોભને લીધે મારા ટાંટિયા ધ્રૂજતા ન હોત તો હું ત્યાં ને ત્યાં જ શ્રી અજવાનીને રદિયો આપત, એમ જણાવ્યું.

રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યો વિષે અમારા મનમાં જિજ્ઞાસા તો પેદા થયેલી જ હતી અને અમારા વર્ગના પ્રોફેસરની ટીકાથી તે એક રીતે વધારે ઉત્તેજિત થઈ. એટલે બીજે જ દિવસે હું રવીન્દ્રનાથનાં પુસ્તકો જોવા કૉલેજની સિડનહૅમ લાઈબ્રેરીમાં ગયો. પણ અફસોસની વાત કે, ૧૯૧૩માં જેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ આપતું નોબેલ પ્રાઈઝ મળ્યું હતું, જેમને સરકાર તરફથી 'સર'નો ખિતાબ પણ મળી ચૂક્યો હતો, અને જેમના ગ્રંથો મૅકમિલન કંપની જેવી સરકારની ખાસ કૃપાપાત્ર પ્રકાશન સંસ્થાએ પ્રસિદ્ધ કર્યા હતા, તે રવીન્દ્રનાથના ગ્રંથોને સિડનહૅમ લાઇબ્રેરીમાં હજી પ્રવેશ મળ્યો ન હતો, અથવા મળ્યો હોય તોયે તે ગ્રંથો ક્યાંક એવે ખૂણે-ખાંચરે પડ્યા હશે કે ગ્રંથપાલ તે અમને બતાવી ન શક્યા! [પણ આમાં કશી નવાઈ નથી. પંડિત જવાહરલાલ નેહરુની આત્મકથા પ્રસિદ્ધ થયા પછી એ જ કૉલેજના ઇતિહાસના એક પ્રોફેસરે કૉલેજ લાઇબ્રેરીમાં એ પુસ્તકને પ્રવેશ મળી શકયો નથી એમ કહીને મારી પાસે તે વાંચવા માગી હતી. અને જ્યારે તેનો ગુજરાતી અનુવાદ થયા પછી એમ. એ.ની પરીક્ષા માટે જીવનચરિત્રના નમૂના તરીકે તેની મુંબઈ યુનિવર્સિટી તરફથી ભલામણ કરવામાં આવી ત્યારે જ તેને એ લાઇબ્રેરીમાં પ્રવેશ મળ્યો એ ઇતિહાસ છે!]

ઉપરનો રવીન્દ્રનાથવાળો પ્રસંગ બન્યા પછી થોડા જ દિવસમાં અમદાવાદમાં ચોથી ગુજરાત રાજકીય પરિષદની બેઠક થઈ, તેમાં એક રાષ્ટ્રીય શિક્ષણ સમિતિ નિમાઈ અને તેમાંથી જ આગળ જતાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. ગાંધીજીની અસહકારની હાકલ પડી, અમે સરકારી શાળા-કૉલેજોનો ત્યાગ કર્યો, વિદ્યાપીઠની સ્થાપના થતાં તેમાં દાખલ થયા, વિદ્યાપીઠના અધ્યાપકો સાથે સંપર્કમાં આવ્યા, વિદ્યાપીઠનું ઝપાટાભેર વિકસતું ગ્રંથાલય જોયું, નવા નવા વિષયોનો અભ્યાસ કરવા લાગ્યા, અને નવા વાતાવરણ વચ્ચે જમીન આસમાનનો તફાવત અમારી નજરે પડ્યો. સરકારી કૉલેજોમાં જે લેખકોનાં કે તેમના ગ્રંથોનાં નામ અમે પૂર્વે ભાગ્યે જ સાંભળ્યાં હશે, તેમના ગ્રંથોના સંગ્રહો — આખા સેટ — અમને અહીં જોવા મળ્યા; રવીન્દ્રનાથનું 'નૅશનૅલિઝમ', અને પૉલ રિશારનું 'ટુ ધ નેશન્સ' વગેરે જેવાં પુસ્તકો પર અમારા અધ્યાપકોનાં પ્રવચનો અમે રસથી સાંભળવા લાગ્યા; દેશનાં ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, કળા, સંગીત, વગેરે જે વિષયો વિષે અમે સાવ અંધારામાં હતા તેમનો એક નવા જ અને રોચક સ્વરૂપે અમને પરિચય થવા લાગ્યો. દેશના પ્રાચીન ઇતિહાસની, તેના ગૌરવની ને વારસાની ઝાંખી થવા લાગી; દેશની પ્રાન્તીય ભાષા-ભગિનીઓની સાથે પરિચય કેળવાવા લાગ્યો; યુરોપના સાહિત્ય-સમ્રાટો તેમ જ વિચારકોના સંપર્કમાં

—અર્થાત્ તેમના ગ્રંથો દ્વારા જ—આવવા લાગ્યા, અમારી આખી દુનિયા જ નવી અને વિશાળ બની ગઈ

આ અદ્ભુત પરિવર્તન કે ક્રાન્તિની પાછળ જે મહાન વિભૂતિ કામ કરતી હતી તેના પ્રભામંડળમા જે કેટલીક વ્યક્તિઓ હતી તેમા કેળવણીની—કેવળ શાળા કૉલેજની કેળવણીની જ નહિ, રાષ્ટ્રીય જીવનના ઘડતરની કેળવણીની—દૃષ્ટિથી સૌથી આગળપડતો ભાગ કોઈએ ભજવ્યો હોય, તો તે શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ ઉર્ફે કાકાસાહેબ કાલેલકરે ભજવ્યો હતો, કારણ આ મહાન કાર્યને માટે જે પૂર્વપીઠિકાની, જે પૂર્વતૈયારીની, જે તપસ્યા, અનુભવ અને સિદ્ધિની જરૂર હતી તે બીજા કોઈમા, તે વખતે તો, તેમના જેટલી નહોતી એમ લાગે છે એ બધી સિદ્ધિ અને સમૃદ્ધિ લઈને કાકાસાહેબ ગુજરાતમા આવ્યા અને ગાધીજી દ્વારા જ તેનો દેશને માટે ઉત્તમોત્તમ ઉપયોગ થશે એ શ્રદ્ધાથી તે તેમણે ગાધીજીને ચરણે ધરી

**નાનપણના દિવસો**

શ્રી કાકાસાહેબનો જન્મ આપણી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ તે વરસે, એટલે કે ઈ સ ૧૮૮૫મા ડિસેમ્બર મહિનાની ૧લી તારીખે મહારાષ્ટ્રની રાજધાની સતારા મુકામે થયો તેમનુ કુટુબ મૂળ સાવતવાડી તરફના ત્યાના માણગાવ કસ્બા નજીક આવેલા તેમના વતન કાલેલી ગામ પરથી તેમની મૂળ અટક રાજાધ્યક્ષ મટીને કાલેલકર પડી હતી સાવતવાડી તરફ બહારવટિયાઓનો ત્રાસ વધી પડવાથી, તેમ જ ક્યારેક રાજના સરકારી અમલદારોનો ત્રાસ તેથીયે વધારે અસહ્ય થવાથી, કાલેલકર કુટુબ સાવતવાડી છોડીને બેળગામ પાસેના એક ગામમા આવીને વસ્યુ અને કુટુબના વડા શ્રી જીવાજી (શ્રી કાકાસાહેબના દાદા) કોઈ શાહુકારને ત્યા નોકરીએ રહ્યા શેઠના હિત સાથે પૂરેપુરુ તાદાત્મ્ય રાખવાથી તેમને જે કઈ કમાણી કે બચત થતી તે તેઓ શેઠની પાસે જ રાખતા આથી શેઠ ગુજરી જતા તેઓ પોતાની બધી મિલકત ગુમાવી બેઠા આથી કાકાસાહેબના પિતા (શ્રી બાળકૃષ્ણ જીવાજી કાલેલકર)ને બહુ જ ગરીબીમા દિવસ ગુજારવા પડ્યા તેમણે જેમ તેમ કરીને થોડુક અગ્રેજીનું જ્ઞાન મેળવ્યુ અને નાની ઉમરે સરકારી ખાતામા નોકરી લીધી સદ્ભાગ્યે રૅન્ડના ગોરા વડાએ વિલાયત જતી વખતે મુલકી ખાતામા તેમની ભલામણ કરી વિજાપુરના દુકાળ વખતે સરકાર તરફથી ચાલતા દુકાળ રાહતના કામમા તેમણે ખૂબ મહેનત લીધી અને તેની કદરમા તેમને વધારે જવાબદારીવાળી જગ્યા મળી કાકાસાહેબનો જન્મ થયો તે વખતે તેઓ સતારા જિલ્લાના કલેક્ટરના મુખ્ય હિસાબનીસ (હેડ ઍકાઉન્ટન્ટ)ના હોદ્દા પર હતા અને તેમની ઉમર પચાસ વરસની હતી

કાકાસાહેબના પિતા ખૂબ પ્રેમાળ, ધર્મનિષ્ઠ, જાગ્રત ન્યાયબુદ્ધિવાળા અને ઈશ્વરથી ડરીને ચાલનારા હતા રસિકતાની ને વિનોદિતાની ભડકવાળા હતા ગૃહજીવનમા વ્યવસ્થિતપણે દેખરેખ રાખીને છોકરાઓની કેળવણી તરફ તેઓ જાગરૂકપણે ભાગ્યે જ ધ્યાન આપતા તેમનો એકમાત્ર શોખ કે વિનોદ (હોબી) ફોટોગ્રાફીનો હતો રાજકીય દૃષ્ટિથી મોટા ભાગના સારસ્વત કુટુબોની જેમ અગ્રેજી રાજ પ્રત્યે વફાદારીની ભાવનાવાળા કે શુભનિષ્ઠાવાળા તેઓ હોય એમ દેખાય છે કાકાસાહેબની માતા રાધાબાઈ (પૂર્વાશ્રમના ગોદાવરીબાઈ) શાહપુરના ભિસે કુટુબમાં જન્મ્યા હતા તેમનામા ખાનદાનની પ્રતિષ્ઠાનો ખ્યાલ વિશેષ હતો પણ તેની સાથે જ તેમનામા સદાચાર, પરોપકાર, સપીલાપણુ, વગેરે સદ્ગુણો તરફ દૃઢ વલણ હતું માતપિતા બન્ને રૂઢ ધર્મમા પૂરેપૂરી શ્રદ્ધા ધરાવનારા અને વ્રત, ઉદ્યાપન ઉત્સવ, તીર્થયાત્રા વગેરે આચારો બહુ જ ચીવટથી પાળનારા હતા

પિતાને નોકરીને અગે વારવાર સ્થળાતર કરવુ પડતુ હોવાથી કાકાસાહેબના મોટા ભાઈઓને કેળવણી માટે પૂનામા રાખવામા આવ્યા હતા કાકાસાહેબના બાળપણના પહેલા છ વરસ મોટે ભાગે સતારામા સ્થિરપણે પસાર થયા પણ તેઓ નિશાળે જતા થયા એ અરસામા જ તેમના પિતાની એડમિનિસ્ટ્રેશન હેઠળના દક્ષિણના દેશી રાજ્યોના સરકાર તરફના ઑડિટર તરીકે નિમણૂક થઈ એટલે આજે સાવતવાડી તો થોડા દિવસ પછી મિરજ, ત્યાથી જ

અને વળી રામદુર્ગ કે કારવાર કે ધારવાડ, મુધોળ, જમખંડી, સાવનૂર, બેલગામ, એમ તેમને સતત ફરતા રહેવાનું આવ્યું. આથી કાકાસાહેબનું પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાનું ભણતર કોઈ એક ઠેકાણે ઠરીઠામ રહીને થઈ શક્યું નહિ. આ કુમાર અને કિશોર અવસ્થાના કેટલાક બહુ જ રમૂજી અનુભવો કાકાસાહેબે પોતાની ' સ્મરણયાત્રા 'માં મનોહર રીતે વર્ણવ્યા છે. તે વાંચતાં કોઈ પણ વાચકના મનમાં અવનવા ભાવો જાગ્રત થઈને તેને પોતાનો બાલ્યકાળ ફરી નજર આગળ ખડો થયા વિના રહેતો નથી. તેની વર્ણનશૈલી એટલી હળવી છતાં આબાદ અસર ઉપજાવનારી છે કે એક એક પ્રકરણ આપણી નજર આગળ એક એક જીવતું જાગતું ચિત્ર જ રજૂ કરે છે. માણસનું પ્રધાન લક્ષણ મનન છે એ જોકે તત્ત્વતઃ સાચું છે, છતાં કાકાસાહેબ માટે તે વિશેષે સાચું લાગે છે. તેઓ મુખ્યત્વે મનોમુખ — ' સાઇકોલૉજિકલ ટાઈપ 'ની વ્યક્તિ છે એ ' સ્મરણયાત્રા 'પરથી પ્રતીત થાય છે.

છ ભાઈઓ અને એક બહેન એમ સાત ભાંડુઓમાં કાકાસાહેબ સૌથી નાના હતા. તેમનો બાલ્યકાળ કંઈક અંશે, અને જીવનવિકાસની દૃષ્ટિથી મહત્ત્વને અંશે, રવીન્દ્રનાથ ઠાકુરના બાલ્યકાળ જેવો હતો. ઘરમાંથી એકલા બહાર ન જવાય તે માટે વિશેષ સાવચેતી રખાતી, એટલે લોકોમાં ભળતાં તેમને આવડે નહિ. ઘરમાં મોટા ભાઈઓનું દબાણ આ અંત્યજ ભાઈને સહેવું પડતું. બધા મોટા ભાઈઓ રામને ઠેકાણે ને પોતે તેમની એકનિષ્ઠપણે સેવા કરનાર લક્ષ્મણ છે એવી ભાવના કેળવાયેલી; બલકે, તેમના મોટા ભાઈઓએ તેમના મન પર બરાબર ઠસાવી હતી. આ દબાણને કારણે પોતાનું માનસ સ્પષ્ટતાથી વ્યક્ત કરવાની હિંમત અને આવડત તેમનામાં ન આવે એ સ્વાભાવિક હતું. આને લીધે તેમની વર્તનની સ્વાભાવિકતા જ કંઈક અંશે અટકી ગઈ એમ કહીએ તોય ચાલે. ( આજે પણ परोक्षप्रिया हि वै देवाः એ સૂત્રને આધારે દેવોનું અનુકરણ કરીને કોઈને કંઈ 'સીધેસીધું' કહેવાની જરૂર હોય ત્યારે પણ આડકતરી રીતે અથવા ગર્ભિત ભાષામાં કહેવાની ટેવ તેમને પડેલી દેખાય છે.) એટલે એમનું મન બીજી દિશામાં વળ્યું. તેઓ મનોરથો દોડાવતા થયા; કલ્પનાતરંગો પર સવાર થઈને હિલોળા ખાવા લાગ્યા, અને આમ તેમનો ગગનવિહાર વધ્યો. કુદરત, પશુપક્ષી, સૌ સામે પડેલાં હતાં; એટલે તેમની પ્રત્યે એમનું આકર્ષણ વધ્યું. આકાશ, વાદળાં, તારાઓ, દરિયો, નદીઓ, જંગલ કે રણ, ઇત્યાદિ કુદરતી ઘટનાઓ જોઈને તેમના મનમાં નવા નવા ભાવો ઊઠતા, તેમનામાં એક પ્રકારની મસ્તી ચડતી, અને તેમના કવિ–આત્માને ખોરાક મળતો. તેમનાં ગદ્યકાવ્યોનો આ જ પાયો ગણાય. કાકાસાહેબે પદ્યકાવ્યો નિર્માણ ન કર્યાં હોય તો તેનું કારણ એમનું માનસિક આળસ જ હશે.

નાનપણમાં પિતાશ્રીની સાથે બળદગાડીમાં કરેલી મુસાફરીઓને પરિણામે તેમ જ તીર્થધામોના યાત્રાપ્રસંગોને લીધે કાકાસાહેબને પ્રવાસનો ભારે શોખ જાગ્યો. અને તે એમનો જીવનસાથી બલકે જીવન જ બન્યો છે. તેથી ' चराति चरतो भगः ' એ તેમનું જીવનસૂત્ર બન્યું હોય તો તેમાં શી નવાઈ?

કુટુંબમાં વરસનાં બધાં પર્વો અને ઉત્સવો બહુ જ ચીવટથી અને શ્રદ્ધા ને ભક્તિપૂર્વક પળાતાં હોવાથી હિંદુ ધાર્મિક જીવનનું કાવ્ય કાકાસાહેબમાં દૃઢ થયું. તીર્થયાત્રાના પ્રસંગો પણ અવારનવાર આવ્યા કરતા. ચૈત્રમાસનું ગૌરીપૂજન, ગણેશચતુર્થી, ગોકુળ અષ્ટમી વગેરે પ્રસંગોએ દેવની આગળ શણગાર સજાવટ કરવાં, માટીનું ગોકુળ કે ગણપતિની મૂર્તિ તૈયાર કરવી, વગેરેમાં તેમને ખૂબ રસ પડતો. આને કારણે તેમની કળાની દૃષ્ટિ કેળવાઈ. એમ જાણવા મળે છે કે, તેમના પોતાના લગ્નને પ્રસંગે લગ્નમંડપ સુશોભિત કરવામાં પણ પોતાની કલાત્મક દૃષ્ટિનો તેમ જ સૂઝનો તેમણે નિઃસંકોચપણે ફાળો આપ્યો હતો! જોકે આમ કરવામાં તેમની પ્રધાન વૃત્તિ પિતાશ્રીને મદદ કરવાની જ હતી.

કુટુંબના કર્મકાંડી અને આચારપ્રધાન પણ શ્રદ્ધાભક્તિયુક્ત જીવનમાંથી કાકાસાહેબમાં ધાર્મિક વૃત્તિએ જે જડ ઘાલી તે વૃત્તિ મુગ્ધ અથવા ભોળી હતી; તેને બુદ્ધિયુક્ત શ્રદ્ધાનો પાયો ન હતો. તેથી

તેમનામાં કુદરતના નિરીક્ષણની અને તેના કાર્યકારણ-ભાવ જાણવાની જે વૃત્તિ હતી તેનો વિકાસ થતાં એ જિજ્ઞાસા ભક્તિના ક્ષેત્રમાં પણ દાખલ થઈ, તેમની ભોળી ભક્તિનો પાયો ઢીલો થઈ ગયો અને તેઓ બુદ્ધિવાદ, અજ્ઞેયવાદ કે નાસ્તિકતા તરફ વળ્યા. પણ સત્યની શોધ માટે ઉત્કટ ઇચ્છા હોવાથી કેવળ બુદ્ધિવાદ કે સંશયવાદ પર આવીને ત્યાં જ પોતે સ્થિર થઈ શક્યા નહિ, એમ તેઓ જ આપણને જણાવે છે.

કાકાસાહેબના જીવનઘડતરમાં માતપિતા અને કૌટુંબિક વાતાવરણ ઉપરાંત જે બળોએ કામ કર્યું તેમાં કુદરતપ્રેમ, મનોમુખ વૃત્તિ, પ્રવાસ અને કેટલેક અંશે શિક્ષકોનો ફાળો મોટો છે. શાળાજીવનમાં કારવારની હિન્દુ સ્કૂલમાં મળેલા સંસ્કાર ખાસ નોંધવા જેવા છે. સરકારી શાળાઓમાં દેખાતી જડતા તેમાં ન હતી. તેના સંસ્થાપક અને હેડમાસ્તર વામનરાવ દુભાષી ('આર્યોના તહેવારોનો ઇતિહાસ' એ પુસ્તકના લેખક તરીકે 'ઋગ્વેદી' નામથી ગુજરાતને પરિચિત) ધાર્મિક વૃત્તિવાળા હતા. નીતિ અને ધર્મનું તાત્ત્વિક સ્વરૂપ અને ગાંભીર્ય કાકાના મન પર તેમણે જ ઠસાવ્યું. અંગ્રેજી કાવ્ય, મરાઠી ધાર્મિક કવિતા વગેરેમા તેમને ઊંડો રસ હતો. તેમની સાચી લાગણીની અને ગાંભીર્યની વિદ્યાર્થીઓના મન પર ખૂબ અસર થતી. આજે પણ ગુરુશિષ્યનો સંબંધ બહુ જ મીઠો અને અરસપરસ આદરનો છે. શ્રી દુભાષીએ રવીન્દ્રનાથની ગીતાંજલિના 'અભંગ ગીતાંજલિ'ને નામે કરેલા ભાવવાહી મરાઠી અનુવાદની કાકાસાહેબે પ્રસ્તાવના લખેલી છે.

બેલગામની સરદાર હાઈસ્કૂલમાં કાકાસાહેબ ભણતા હતા ત્યારે ત્યાંના શિક્ષક પદ્મનાભરાવ ચંદાવરકર ગણિતના ખાસ રસિયા હતા. કાકાનું ગણિત આમેય સારું હતું, પણ પદ્મનાભરાવ પાસેથી જ આ વિષયની – તેના સાચા આનંદની – દીક્ષા તેમને મળી જ્યોતિષમાં પણ તેઓ રસ લેતા થયા.

કિશોર અવસ્થામાં જે જાહેર બનાવોની કાકાના મન પર પહેલવહેલી ખાસ અસર થઈ તેમાં ૧૮૯૩–૯૪માં થયેલાં પૂનાનાં હિંદુ-મુસ્લિમ રમખાણો, ચીન-જાપાન વચ્ચેનું યુદ્ધ, ગોવામાં રાણા લોકોનો પોર્ટુગીઝ સરકાર સામેનો બળવો, એ બધાં મુખ્ય હતાં. એ વખતે તેઓ પોતાના બીજા ભાઈઓ જોડે પૂનામાં ભણતા હતા. હિંદુ-મુસ્લિમ રમખાણોની લોકમાન્ય ટિળકે કરેલી મીમાંસા ને સરકારને માથે તેમણે કરેલું દોષારોપણ તેમને યથાયોગ્ય લાગેલું. રાણાઓનું બહારવટું તો ગોવામાં લોકકાવ્યોનો એક વિષય બની ગયો હતો. ૧૮૯૭માં રાણી વિક્ટોરિયાની જ્યુબિલીના સમારંભને દિવસે પૂનાના પ્લેગ અમલદાર તરીકે કેર વર્તાવનાર પોલીસ સાર્જન્ટ રૅન્ડનું ખૂન અને તે પછીની ખૂનપરંપરા એ સાર પછીનો મહત્ત્વનો બનાવ ગણાય. આ બનાવને અંગે લખેલા લેખને કારણે લોકમાન્યને દોઢ વરસની કેદની સજા થઈ ત્યારે આખા મહારાષ્ટ્રની સહાનુભૂતિ તેમની તરફ વળે એ સ્વાભાવિક હતું. તેઓ પોતાની સજા પૂરી કરીને બહાર આવ્યા પછી કાલેલકર ભાઈઓએ એક ગુપ્ત મંડળ સ્થાપ્યું. એક કટાયેલી તલવાર ક્યાંકથી મળી તે ફેરવવાની તાલીમ તેઓ લેવા લાગ્યા. પણ હાથયારબંધીનો કાયદો હોવાથી રાજનિષ્ઠ પિતાશ્રીને તલવારની જાણ થતાં તેમણે તેના કટકા કરાવ્યા અને આ મંડળનો અંત આવ્યો.

૧૯૦૨માં, એટલે કે ૧૭ વર્ષની વયે કાકાસાહેબ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા હતા તે વખતે તેમનાં લગ્ન શિરોડકર કુટુંબનાં લક્ષ્મીબાઈ સાથે થયાં. ૧૯૦૩માં કાકાસાહેબે મેટ્રિકની તેમ જ સ્કૂલ ફાઈનલની એમ બન્ને પરીક્ષાઓ આપી અને પસાર કરી. આ જ વરસે-પિતાશ્રી સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા અને સાંગલી રાજ્યમાં તિજોરી કામદારના હોદ્દા પર નિમાયા. કાકાસાહેબના મોટાભાઈઓને અભ્યાસ માટે પૂને રાખી તેમણે ખાસ ખર્ચ કર્યું હતું, પણ તેમાંથી કોઈએ ઝાઝી પ્રગતિ કરી ન હતી અને ઊલટું મોટે ભાગે નાસ્તિકતા જ ઘરમાં આણી હતી. તેથી પોતાના નાના પુત્ર દત્તુને પૂને મોકલવાનો તેમનો વિચાર ન હતો. પણ દત્તુએ કૉલેજમાં જવાની હઠ પકડી અને બહુ જ ચતુરાઈથી પિતાશ્રીની સંમતિ પણ મેળવી લીધી. દત્તુનો ઇજનેર થઈ પૈસાદાર થવાનો મનસૂબો હતો. તેને એમ લાગતું

કે, ચોરી ન કરાય, દગો ન દેવાય, ઇત્યાદિ નીતિનાં સૂત્રો જીવનમાં બીજે બધે ભલે લાગુ પડતાં હોય, અને પાળવાં પણ જોઈએ; પણ વિદેશી સરકાર સાથેના સંબંધમાં તે બધાં પાળવાની શી જરૂર ! તેથી મોટાં મોટાં બાંધકામો કરતી વખતે કંટ્રાક્ટરો પાસેથી લાંચ લઈએ તો તેનો ફટકો સરકારને વાગે તેમાં ખોટું શું ? આ વિચાર સાથે દત્ત પૂને કૉલેજમાં દાખલ થવા નીકળ્યો.

જે દિવસે દત્ત પૂને જવા ઊપડયો તે જ દિવસે તેના પિતાશ્રીને સરકારી કામ અંગે પૂને જવાનું થયું. પિતાપુત્રનો ભેટો મિરજ સ્ટેશને થયો. રાજ્ય માટે સરકારી પ્રૉમિસરી નોટો ખરીદવા પિતા પૂને જતા હતા. એ નોટોની ખરીદીમાંથી થોડીક દલાલી કાઢવાની દત્તએ પિતાશ્રીની પાસે ધીમે રહીને સૂચના રજૂ કરી. પિતાશ્રીએ શાંતિથી તેને એટલું જ કહ્યું કે, 'હવે તારે પૂને જવાની બિલકુલ જરૂર નથી! આવા જ ખ્યાલ રાખીને તું આગળ ભણવા જવા માગતો હોય તો આપણે અહીંથી પાછા ફરીએ.' એ સાંભળી દત્તનો પેલો ઇજનેર થઈને ધનાઢ્ય થવાનો મનસૂબો સાવ ધોવાઈ ગયો અને પિતાશ્રી પાસેથી મળેલું આ જીવનપાથેય લઈને તે આગળ વધ્યો.

(ચાલુ) પાંડુરંગ દેશપાંડે

# ઉદ્યોગ-શિક્ષણના અનુભવો

હાલમાં વર્ધા કેળવણીની શાળાઓ શરૂ કરવાની પૂર્વતૈયારી રૂપે સરકાર તરફથી કેટલાક હાથઉદ્યોગના તાલીમવર્ગો જુદે જુદે ઠેકાણે ચલાવવામાં આવે છે. તેમાં શિક્ષકો તૈયાર થયા પછી તેમનું કામ કેવું ચાલે છે અને તેમનો અનુભવ કેવો છે તે એક જાણવા જેવો વિષય ગણાય. તેવા શિક્ષકોની સાથે વાર્તાલાપો ગોઠવવાની જરૂર પણ હોય છે.

### ઉદ્યોગ શિક્ષક સંમેલન

આવા કંઈક ખ્યાલથી બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં ત્યાં ચાલી ગયેલા ચાર તાલીમવર્ગના શિક્ષકોને, પાંચમા તાલીમવર્ગની પૂર્ણાહુતિ પ્રસંગે, તા. ૨-૧-'૪૯ના રોજ ભેગા કરવામાં આવ્યા હતા. તાલીમ લઈ ગયેલા લગભગ ૧૫૦ શિક્ષકોમાંથી ૬૦ હાજર રહ્યા હતા. સંમેલન અગાઉ બધાને એક પ્રશ્નાવલિ મોકલવામાં આવી હતી. તેના આવેલા જવાબોમાંથી તૈયાર કરવામાં આવેલા તારણમાંથી તાલીમવર્ગોને માટે અને નયીશાળાઓ ચલાવનારાઓ માટે કેટલુંક જાણવા જેવું મળી આવે છે.

### શિક્ષકોએ લીધેલાં વ્રત

૫. ગાંધીજીના નિર્વાણ પછી તેમનું સાચું સ્મારક કરવાના ઇરાદાથી કેટલાક શિક્ષકોએ પોતાનું જીવન વધુ શુદ્ધ કરવાનો સંકલ્પ કર્યો હતો અને પોતપોતાની ઇચ્છા મુજબ નીચે મુજબ વ્રતો લીધાં હતાં:

૨૩ જણે ચા, બીડી જેવાં વ્યસનો છોડવાં.
૧૭ „ શુદ્ધ ખાદી પહેરવી.
૧૫ „ બજારુ મીઠાઈ નહિ ખાવી.
૨૫ „ અસ્પૃશ્યતા કાઢી નાખવી.

### ખાદી અને કાંતણ

૫૬ કેટલા જવાબો આપનારમાંથી ૧૩ શુદ્ધ ખાદી પહેરે છે. ૩૯ કાંતે છે.

### શિક્ષણ ને અનુભવો

ઉદ્યોગ શીખવવાનું કામ કરતાં જે અનુભવો થયા તે લખ્યા છે. તેમાં નીચેની વાતો નોંધપાત્ર છે:

૧. બધીય શાળાઓમાં ઉદ્યોગમાં બાળકોને રસ પડે છે.

૨. વર્ગમાં સાધનોની ઊણપ છે, જગ્યાની તંગી છે, ઉદ્યોગનો સમય ૪૦ મિ. ઓછો પડે છે, ઉદ્યોગ-શિક્ષક પાસે એકથી વધુ ધોરણો હોય છે, સાધનો બનાવવાનાં હથિયાર નથી, વગેરે મુશ્કેલીઓ નડે છે. તેનો બની શકે તે ઇલાજ પોતાની મેળે તેઓ કરી લે છે. તેમની સૂચના છે કે, શાળાઓનું નિરીક્ષણ પૂરતું થવું જોઈએ અને જ્યાં મિશ્રશાળા હોય ત્યાં

છોકરીઓને પણ ઉદ્યોગકામ શીખવવું જોઈએ. અને ઉદ્યોગ શીખવનાર શિક્ષક ન હોય ત્યાં એ કામ શરૂ કરવું ન જોઈએ

### સેવાકાર્યો અને આત્મશુદ્ધિ

કેટલાક શિક્ષકોએ આપખુશીથી પોતાની આજુબાજુ સેવાકાર્યો શરૂ કર્યાં છે. કોઈ ગામમાં ઉદ્યોગ ચલાવે છે તો કોઈ સફાઈકામ કરે છે, કોઈએ સ્થાનિક છાત્રાલય શરૂ કર્યું છે તો કોઈ પ્રૌઢવર્ગ ચલાવે છે, કોઈ હિંદુસ્તાનીનો પ્રચાર કરે છે તો કોઈ પુસ્તકાલય ચલાવે છે

એકંદરે અનુભવ એવો નોંધાયો છે કે, તાલીમ વર્ગમાં આવી ગયેલા શિક્ષકોમાં ઘણાએ ઊંચનીચતાનો ભેદ છોડયો છે, વ્યસનો ઓછાં થયાં છે, શારીરિક શિક્ષા કરતા અટકયા છે, અને શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે પ્રેમ વધ્યો છે

### સંમેલનના ઠરાવો

૧. નઈ તાલીમની શાળાઓને આવકાર. પણ ઉદ્યોગવર્ગ માટે અનુકૂળ મકાનો બાંધવાં જોઈએ અને હાલની શાળાઓમાં ઉદ્યોગશિક્ષણ માટે એક મોટો અલગ ઓરડો કરી આપવો જોઈએ.

૨ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનો સળંગ અને સમગ્ર અભ્યાસક્રમ કરવો જોઈએ

૩ ઉદ્યોગશિક્ષણ દાખલ કરવાની સાથે ચાલુ અભ્યાસક્રમમાંથી બિનજરૂરી વિષયો ઓછા કરવા જોઈએ.

૪. પાયાની કેળવણીની શાળાઓમાં નોકર ચાકર ન રાખવા જોઈએ અને તે હેતુથી ટ્રેનિંગ કૉલેજોમાં પણ રસોઈ, સફાઈ જાતે કરવાનો પ્રબંધ કરવો જોઈએ.

૫. નવા શિક્ષકોને બને તેટલી જલદીથી તાલીમ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ

૬. શિક્ષકોએ નિરક્ષરતાનિવારણનું કામ ઉપાડી લેવું.

### શિક્ષકોની ફરજ

સંમેલનના પ્રમુખ તરીકે નડિયાદના શ્રી. વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના શ્રી દેસાઈભાઈ પટેલે શિક્ષકોને ઉદ્દેશીને કહેલું કહ્યું હતું કે, "સાધનોના અભાવે ઘણી જગ્યાએ ઉદ્યોગ શરૂ નથી કરી શકાયો, પણ શાળામાં ઉદ્યોગ દાખલ થાય કે ન થાય, વિદ્યાર્થીઓનો સાથ મળે કે ન મળે, પરંતુ તાલીમ લઈ ગયેલા દરેક શિક્ષકે જાતે જ કાંતવાનું શરૂ કર્યું હોત અને પોતાના ઘરમાં તેની પહેલ કરી હોત તો તેનાથી પણ ઘણો જ ફાયદો થયો હોત અને આ પ્રવૃત્તિને વેગ મળ્યો હોત. . . .

'અત્યારે વાલીઓ પોતાનાં બાળકોને નિશાળે મૂકે છે. પણ તેઓને શિક્ષક પ્રત્યે માન નથી, શિક્ષક પ્રત્યે પ્રેમ નથી. આ બધું જ જવું જોઈએ વાલીઓને શિક્ષક અને શિક્ષણમાં રસ લેતા કરવા જોઈએ. એ માટે વાલીઓને જરૂરી શિક્ષણ આપવું જોઈએ ગામને આદર્શ બનાવવા માટે સફાઈ વગેરેનું શિક્ષણ ગામલોકોને આપવું જોઈએ પ્રૌઢશિક્ષણ આપવું, ગ્રામસફાઈ કરવી, દેશપરદેશના સમાચાર ગામલોકોને આપવા, તેમનામાં સાદાઈ, સ્વચ્છતા, સુઘડતા, ચોકસાઈ આવે અને ઉદ્યોગ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય એમ કરવું, એ શિક્ષકોની ફરજ છે

"ખરો શિક્ષક તો હંમેશ માટે વિદ્યાર્થી હોવો જોઈએ તેને નવું નવું જાણવાની ને શીખવાની તાલાવેલી હોવી જોઈએ તેનું જ્ઞાન સરિતાના વહેતા ઝરણા જેવું હોવું જોઈએ. પછી ભલે તે ઝરણું નાનું હોય, પણ તે જ્ઞાન નિર્મળ અને તેજસ્વી રહેવું જોઈએ . "

વિ૦

ડાહ્યા માણસનો ગુસ્સો તાત્કાલિક ભભૂકી ઊઠતો નથી, પણ કાર્યનો સમય આવે ત્યાં સુધી અંદરનો અંદર ધૂંધવાયા કરે છે

કૉન્ફ્યૂશિયસ

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

મેટ્રિકની પરીક્ષામાં વિજ્ઞાનનો વિષય ગુજરાતીમાં લખવાની છૂટ અપાયે ઠીક ઠીક વર્ષો થયાં. પરિણામે પદાર્થ-વિજ્ઞાન અને રસાયણવિજ્ઞાન ઉપર ગુજરાતીમાં જુદાં જુદાં પુસ્તકો લખાયાં. એ પુસ્તકોમાં અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો એકસરખા જ રહે એ દૃષ્ટિએ ગુજરાત વિદ્યાપીઠે ૧૯૪૪માં 'વિજ્ઞાનની પરિભાષા' નામે પુસ્તિકા પ્રગટ કરેલી.

ત્યાર બાદ મેટ્રિકના અભ્યાસક્રમમાં 'સામાન્ય વિજ્ઞાન'માં આવતી અન્ય શાખાઓ માટે પણ પરિભાષા ગોઠવવાનું કામ ૧૯૪૭માં શરૂ કરવામાં આવ્યું.

ગુજરાત કૉલેજના એમ. આર. સાયન્સ વિભાગમાં અધ્યાપક તરીકે કામ કરતા વનસ્પતિશાસ્ત્રી શ્રીયુત જયંતીલાલ દેવશંકર ઓઝા તેમ જ ફેલોશિપ હાઈસ્કૂલના પ્રિન્સિપાલ શ્રીયુત બબાભાઈ રા. પટેલના સહકારથી વનસ્પતિશાસ્ત્રની આ પરિભાષા તૈયાર કરવામાં આવી છે પરિભાષાના નક્કી કરેલા પર્યાયો સંબંધી તદ્વિદોનાં વિશેષ સૂચનો મેળવવાના ઇરાદે પરિભાષાના પર્યાયોનો આ પ્રથમ હપ્તો પ્રગટ કરવામાં આવ્યો છે. તો સૂચનો મોકલવા વિનંતી છે. —બંસીલાલ ગાંધી

Accrescence વર્ધન; છોડ કાયમ વધ્યા કરતો હોય અગર તો ફૂલ ફળ્યા બાદ, વજની પાંદડીઓ વધ્યા કરતી હોય તો તેવી વધવાની ક્રિયાને વર્ધન (accrescence) કહેવાય છે.

Accrescent કાયમી; ફૂલના દીંટા ફરતી બહારની પાંદડીઓના સમૂહને વજ્ર (calyx) કહે છે. વજની પાંદડી Sepal કહેવાય છે. કેટલાક છોડમાં ફૂલ ફળ્યા બાદ અગર તો ફૂલ ખીલતાં જ વજની પાંદડીઓ (દા. ત. ખસખસના ફૂલમાં) ખરી પડે છે આવી પાંદડીવાળા વજને કામચલાઉ (caducous) વજ કહેવામાં આવે છે. કેટલાક છોડમાં વજની પાંદડી કાયમ રહી વધ્યા કરે છે અને છેવટે ફળનો એક ભાગ બની જાય છે. (દા. ત. વંતાકનું ફૂલ; રવૈયા કે વંતાકના દીંટા પાસેની લીલી ખરબચડી પાંદડીઓ) આવી પાંદડીવાળા વજને કાયમી (Accrescent) વજ કહેવાય.

Accessory સહાયક; સહકારી

Acropetal શિરોગામી; છોડની દાંડી ઊંચે અને ઊંચે વધતી જાય અને જેમ જેમ તે વધે તેમ તેમ તેની બાજુએથી પાન કે નવી ડાળીઓ ફૂટતી જાય. આમ થવાથી દાંડીની છેક નીચેનાં પાન કે ડાળી જૂનામાં જૂનાં હોય અને છેક ઉપરના ભાગમાં ફૂટેલાં પાન કે ડાળી તદ્દન નવાં હોય. આવી જાતનાં પાન, ડાળી ઇ૦ ફૂટવાની ક્રિયા કે પદ્ધતિને શિરોગામી (Acropetal) કહે છે.

Achlamydeous નગ્ન; વજ્રમણિરહિત; ફૂલની બેઠક (receptacle) ઉપર ચાર પ્રકારની પાંદડીનાં કૂંડાળાં હોય છે. તેમાંનું છેક બહારનું કૂંડાળું વજ (calyx) કહેવાય છે. તેની અંદરનું કૂંડાળું ફૂલમણિ (corolla)નું હોય છે અને તે કૂંડાળું ફૂલની સફેદ અગર રંગબેરંગી પાંદડીઓનું બનેલું હોય છે. આ બે કૂંડાળાનું ભેગું નામ વજ્રમણિ (Perianth) છે. કેટલાંક ફૂલમાં વજ્રમણિનાં બે કૂંડાળાં હોતાં જ નથી. આવાં ફૂલને નગ્ન કે વજ્રમણિરહિત ફૂલ કહેવાય.

Adventitious root નકલી મૂળ; વનસ્પતિના બીજમાં એક નાનો સરખો ભાગ હોય છે. બીજને વાવીએ અને તે ઊગવા માંડે ત્યારે એ ભાગ વધીને મૂળ થાય છે બીજના આ ભાગને આદિમૂળ (Radical કે Radicle) કહે છે. આ આદિમૂળમાંથી ચોક્કસ ક્રમે ઊગતું મૂળ તે જ સાચું મૂળ (True root). તે સિવાયનાં વનસ્પતિના બીજા ભાગમાંથી ઊગતાં મૂળ તે નકલી મૂળ (Adventitious roots) કહેવાય. (દા. ત.) વડની વડવાઈ કે પાનફૂટી (Bryophyllem)નાં પાનમાંથી નીકળતાં મૂળ એ નકલી મૂળ કહેવાય.

Aerophyte હવાઈ વનસ્પતિ; જમીનથી અધ્ધર હવામાં ઊગતી વનસ્પતિ.

Aestivation પત્રાવલિ; ફૂલમાં વજની પાંદડીઓ અને ફૂલમણિની પાંખડીઓની એકબીજાના સંબંધમાં રહેલી ગોઠવણીને પત્રાવલિ કહેવામાં આવે છે.

Aleurone grain પ્રોટીન (તત્ત્વ)વાળો દાણો. કેટલાંક બીજમાં આવા દાણા હોય છે. તેમાં વધું પ્રોટીન અગર તો તે ઉપરાંતનાં કંઈક ખનીજ તત્ત્વ પણ હોય છે.

Albuminous સફેદીવાળું; (Exalbuminous સફેદી વગરનું) Albumin સફેદી.

Amplexicaul વૃતપત્ર; ઘાસની જાતના ઘણા છોડમાં દીંટામાંથી ઊગતું ઝાડનું પાતરું થડને (સાંઠાને) વીંટળાયેલું હોય છે. થડને બધી બાજુએથી વીંટળાયેલું પાન વૃતપત્ર કહેવાય. જો પાતરું થડને બધી બાજુએથી નહિ વીંટાતાં થોડા ભાગ ઉપર જ વીંટાયેલું હોય તો તેવું પાન અર્ધવૃતપત્ર (Semi amp'exicaul) કહેવાય.

Amphitropus આડું; ફૂલના ગર્ભાશયમાં એક નાનો સરખો ભાગ હોય છે. ફૂલ ફળ્યા પછી ફળ થાય ત્યારે

તે ભાગ ફળનુ બીજ બની જાય છે આ ભાગને બીજાંડ (Ovule) કહેવાય અ બીજાડમા એક નાનુ સરખુ છિદ્ર હોય છે અ છિદ્ર બીજાંડમુખ (Micropyle) કહેવાય દરેક ફૂલમા બીજાડ એકસરખા નથી હોતા કેટલાકમા તે ઊભા હોય છે અને બીજાડમુખ ઉપરની બાજુએ હોય છે આ પ્રકારનુ બીજાડ સરલ (Orthotropus) બીજાડ કહેવાય બીજાડ ઊંધુ હોય ત્યારે તેનુ મુખ નીચે હોય છે આવુ બીજાડ અવક્રું (Anatropus) કહેવાય બીજાડ વળી ગયુ હોય તો તે વાંકુ (Campilotropus) કહેવાય આ ઉપરાત કેટલાક ફૂલના ગર્ભાશયમા તે આડુ હોય છે આવુ બીજાડ અડુ (Amplitropus) કહેવાય

Anabolism સર્જક પ્રક્રિયા, વનસ્પતિ તેમ જ પ્રાણી માત્રના શરીરમા જીવનપર્યંત આ પ્રક્રિયા ચલુ હોય છે તેને પરિણામે શરીરે લીધેના હવા, પાણી ખોરાક ઇ૦ માથી શરીરને જીવવામા ઉપયોગી બને એવા ઘટકો બનતા રહે છે તેથી ઊનટી પ્રક્રિયા તે વિઘટક પ્રક્રિયા (Katabolism). આ ક્રિયાને પરિણામે (શરીરને પડતા ઘસારાથી) શરીરના ઘટકો તૂટેફૂટે છે અને નાશ પામીને શરીરને નિરુપયોગી ઘટકો રૂપ થાય છે જીવતા શરીરમા આ બે ક્રિયાઓ નિરંતર ચાલ્યા જ કરે છે ઘડપણમા સર્જક પ્રક્રિયા કરતા વિઘાતક પ્રક્રિયા વિશેષ રહે છે, જ્યારે બાળપણમા તેથી ઊલટું હોય છે આ બન્ને પ્રક્રિયાનુ ભેગુ નામ जीवन प्रक्रिया (Metabolism) છે

Anatomy अङ्गशास्त्र, શરીરના જુદા જુદા અંગો સંબધી ઝીણવટભર્યું વર્ણન તેમના સ્થાન ઇ૦ દેખાડનારું શાસ્ત્ર

Angiosperm आच्छादित बीजवाली वनस्पति કેટલાક છોડના બી ઉપર ઢાંકણ હોય છે જ્યારે કેટલાક છોડના બી ઢાંકણ વગરના હોય છે ઢંકાયેલા બીજવાળી વનસ્પતિ આચ્છાદિત બીજવાળી કહેવાય જ્યારે ઉઘાડા બીજવાળી વનસ્પતિ नग्न बीजवाली वनस्पति (Gymnosperm) કહેવાય

Androphore नरदंड કેટલાક ફૂલોમા નરવાસ (Androcium) દાંડી ઉપર આવેલો હોય છે આવી દાંડી નરદંડ કહેવાય નારીવાસ (Gynecium) દાંડી ઉપર આવેલો હોય તો તે દાંડી नारीदण्ड (Gynophore) કહેવાય કૃષ્ણકમળ (Passion Flower) ના ફૂલમા નરદંડ અને નારીદંડ બન્ને હોય છે એક જ દાંડી ઉપર નરવાસ અને નારીવાસ એ બન્ને આવેલા હોય તો તેને જોડીદંડ કે दंपतीदंड (Androgynophore) કહેવાય

Annual वल्यी વલય આકારવાળુ

Annulus वलयी थर, वल्यी पड

Anther परागधर, ફૂલના નરવાસમા પુકેસરની ટોચ ઉપરનો ભાગ તે પરાગધર તેમા પરાગરજ કે પરાગકણ હોય છે

Antheridiophore नरदंड (વનસ્પતિના બે મુખ્ય પ્રકાર છે એક ફૂલ બેસે તેવી એટલે કે સપુષ્પ વનસ્પતિ અને બીજી અપુષ્પ વનસ્પતિ સપુષ્પ વનસ્પતિના નરદંડને અંગ્રેજીમા Androphore કહે છે અને અપુષ્પ વનસ્પતિના નરદંડને Antheridiophore કહે છે તે બન્ને એક જ અંગ હોઈને ગુજરાતીમા તેના જુદા નામ આપ્યા નથી

Antheridium नरवास (સપુષ્પ વનસ્પતિના નરવાસને Androcium કહેવામા આવે છે, જ્યારે અપુષ્પ વનસ્પતિના નરવાસને Antheridim કહેવામા આવે છે ગુજરાતીમા જુદા નામ આપ્યા નથી તે જ પ્રમાણે સપુષ્પ વનસ્પતિના ફૂલના નારીવાસને Gynecium કહેવામા આવે છે પણ અપુષ્પ વનસ્પતિના નારીવાસને Archegonium કહેવામા આવે છે)

Antherozoid નરઅણુ, અપુષ્પ વનસ્પતિમાના નરવાસમા ઉત્પન્ન થતા નરાણુ તે સપુષ્પ વનસ્પતિના ફૂલના પરાગધરમા ઉત્પન્ન થતા પરાગકણ જેવા ગણાય તેથી Antherozoidને અપુષ્પ વનસ્પતિનો પરાગ કહીએ તોપણ ચાલે

Apex शिर, शिरोभाग, टोच

Apocarpous मुक्तकेसरी કેટલાક ફૂલના નારીવાસમા અનેક સ્રીકેસર હોય છે આ બધા स्त्रीकेसरी (carpels) એકબીજાથી અલગ હોય તો તેવા નારીવાસ મુક્તકેસરી નારીવાસ (Apocarpous Gynecium) કહેવાય અને તે બધા સ્રીકેસર જોડાયેલા હોય તો તેવો નારીવાસ युक्तकेसरी (Syncarpous) કહેવાય

Aril उत्तरपत्र, કેટલાક ફૂલ ફળ્યા બાદ તેની નાભિ (Funicle) કે બીજાડમુખનો ભાગ વધતો નથી કેટલાક ફળોમા તે બેમાથી એકાદ ભાગ વધવા માંડે છે અને ફળ ઉપર એક વધારાનુ ઢાંકણ બનાવે છે આ ફળ ઉપર આવ ત્રીજુ પડ એ આવા પ્રકારે બનેલુ ઉત્તરપત્ર છે આવુ ઉત્તરપત્ર માવાદાર રૂવાંટીવાળુ કે કાંટાવાળુ પણ હોઈ શકે

Ascent ચઢાણ

Asexual (વિ) अजातीय

Autonomic स्वप्रेरित

Autotrophic स्वावलंबी કેટલાક જીવાણુ Bacteria) અકાબનિક પદાર્થોમાથી પોતાનો ખોરાક બનાવી લેવાની શક્તિ ધરાવે છે આવા જીવાણુ સ્વાવલબી કહેવાય બીજા કેટલાક પોતાનો ખોરાક જાતે બનાવી શકતા નથી તે બીજા પ્રાણી કે વનસ્પતિએ બનાવેલા ખોરાક ઉપર જીવતા परजीवी (parasites) હોય છે અગર તો મરી ગયેલી વનસ્પતિ (અગર મૃતપ્રાણી) ઉપર જીવતા शवजीवी (Saprophytic) હોય છે આવા પરજીવી અને શવજીવી જીવાણુઓ परावलंबी (Heterotrophic) છે

Awn तृणकेश

Axil कक्षा

Axillary कक्षस्थ

# ઘાટ પર સૂર્યોદય

ભીમાશંકર છોડયા પછી હું પાછો સડક ઉપર હોંશભેર ચાલવા લાગ્યો. પર્વત ઊતરતો વાંકોચૂકો રસ્તો પણ વૃક્ષોની ઘટામાંથી પસાર થતો નદી જેવો જ દેખાતો હતો. રસ્તામાં કેટલાંક માણસોનો સાથ મળ્યો. તેમાંના કેટલાક પુરુષોએ લાલચટક પાઘડું માથે મૂકયું હતું, મોંમાં પાન ચાવતા હતા ને આંખો પણ લાલચોળ હતી. એમણે મારી તરફ સામે તમાકુની ચમચી ધરી, ચૂનાની ડાબલી આપી. મેં કહ્યું: 'नक्को' . . . પણ એમને તો મારો સત્કાર કરવો જ હતો. 'अगदी छान आहे' એમણે કહ્યું. પણ મેં હાથનો અભિનય કરી જણાવ્યું, 'नक्को.' એટલે એણે બીજો જાદુ કાઢયો — નાનકડી સોપારી ને એવડી જ નાનકડી સૂડી; 'हर हे घ्या.' એ તો મેં લીધી ને ખાધી. પણ સંસર્ગથી સજ્જનને દુર્જનનો થોડો-ઘણો પાસ લાગ્યા વગર ન જ રહે તેમ, એ બીચારી સોપારીને તમાકુનો થોડો પાસ તો બેઠેલો જ. એટલે એની કાતરી મોંમાં મૂકયા પછી મને થવા લાગ્યું કે, નાથણુવાના લાડુ જરૂર નીકળી જશે. પણ સારે નસીબે કંઈ જ ખરાબ અસર ન થઈ. હું હિંદુસ્તાનીમાં બોલું તે તેઓ થોડું થોડું સમજે ને એમ કરતે કરતે એમના સથવારામાં મેં રસ્તો કાપવા માંડયો. મને એટલી તો ખબર હતી જ કે, પહાડ ચડનારી સડક છોડી જો આપણે પગથી પકડી લઈએ તો માર્ગ ઘણો ટૂંકો થઈ જાય છે. એટલે પગદંડીને રસ્તે આવતાં ગામો વગેરેની માહિતી મેં એ લોકો પાસેથી મેળવી લીધી. એમણે મને ખૂબ જ ડરાવી તો માર્યો જ. "અસા આહે" ને "તસા આહે" એવાં વર્ણનો કરીને મારી કલ્પનાને ભયથી ભરી તો દીધી જ. એટલે મેં તો એમને રામરામ કહી એમને ને ધોરી માર્ગને છોડી દીધા ને ટૂંકો માર્ગ પકડયો.

પછી મેં મારો વેગ વધારી દીધો. સૂર્ય કોંકણ-પટ્ટીમાં ઊતરી પડયો હતો અને કદાચ મુંબઈના ખારામાં એણે ભૂસકો પણ મારી દીધો હશે! હું ચાલ ચાલ કરતો હતો. મારે જો બને તો રાત્રિના પહેલા પ્રહર સુધીમાં પણ આંબેગાંવ પહોંચી જવું હતું. રસ્તામાં જે મળે તેને પૂછું: "आंबेगांव कुठे?" ઉત્તર મળે "फार लांब आहे." અને પાછા મારા પગ વેગ પકડે. પણ પછી તો ગોરજનો સમય વીતી ગયો. એક ખેતર પાસે લાકડાનું ઢીમચું ઉપાડતા એક ખેડૂતને મેં જ્યારે ઉપલો પ્રશ્ન પૂછયો ત્યારે એણે ઉપલો જ ઉત્તર આપ્યો, ને રાત પોતાને ઘેર આવી જવા માટે એણે ભાંગીતૂટી હિંદુસ્તાનીમાં મને સમજાવ્યું. ને પછી ડાહ્યો થઈ હું એની પાછળ પાછળ ચાલ્યો.

અમે ડાબા હાથ પરનાં ખેતરો વટાવી એક નાની ટેકરી પર આવી ગયા. એ જાંભેરી ગામ હતું. એણે પેલું લાકડાનું ઢીમચું નીચે નાખી દીધું અને હાક મારી ઘરમાંથી બધાંને બોલાવ્યાં. દૈવ-સંજોગ એવો કે એને ઘેર ઘડવા માટે આંબેગાંવનો સુથાર આવેલો. તે મુંબઈ વગેરે સ્થાનોમાં રખડેલો એટલે હિંદુસ્તાની સમજે ને બોલે પણ ખરો. એટલે મને હાશ થઈ ને મનમાં થયું, "મુરશીદ મળી ગયો ખરો!"

મહારાષ્ટ્રમાં બ્રાહ્મણ-અબ્રાહ્મણનો જે ઝઘડો ઊભો થયો તે રાજકીય સત્તા અને સામાજિક મોભાની હરીફાઈને પરિણામે થયો એ વાત ખરી, પરંતુ ગુજરાત પેઠે ત્યાં મોટા ભાગની બ્રાહ્મણેતર કોમો પણ માંસાહારી નહિ એવું નહિ. બ્રાહ્મણ સિવાયના બધા માંસમચ્છી ખાય. અને કર્ણાટકમાં મચ્છી તો સારસ્વત બ્રાહ્મણો પણ ખાય. આ ખાનપાન ને આચારવિચારના ભેદને પરિણામે પણ બે પક્ષોને છેટું પડયું હોય એ પણ સંભવ ખરો જ. હું રહ્યો બ્રાહ્મણ. રાજકીય ને સામાજિક ક્ષેત્રમાં બધાં જ સરખાં એમ હું માનું. પણ જે વાસણોમાં માંસ રંધાયું હોય એમાં શી રીતે રંધાય? એ ખાવું ભાવે પણ શી રીતે? એટલે બન્નેના ઉત્કટ આગ્રહ છતાં મેં એમના વાસણમાં ન જ રાંધ્યું. ભૂખ તો ખૂબ જ લાગી હતી. એટલે મને નાથ-જીનાએ બંધાવેલી થોડી પૂરીઓને મેં "અન્નયે

શિષ્ટકૃતે સ્વાહા" કહીને પેટમા હોમી દીધી પૂરી પૂરી જ થઈ ગઈ

આ એક માલણાનુ ઘર હતું મે માથેરાનમા આસપાસના આદિવાસીઓ વિષે વાચ્યુ હતું તેમા એક કોમ નરભક્ષક છે એવુ વાચ્યાનો ખ્યાલ હતો એટલે હુ એના ઘરમા તો સૂઈ ન જ રહ્યો બહાર સૂતો આ લોકો બહાર જાય ત્યારે કેડે કઈક કપડુ વીટે, પણ ઘેર આવ્યા એટલે માત્ર લગોટી! વાતો પૂરી કરીને હું ઊઘવાની તૈયારી કરતો હતો પણ ઠડી તો બરફ જેવી પડવા લાગી મારી પાસે ભરઉનાળામા ઝાઝુ ઓઢવાનુ ક્યાથી હોય? એટલે રાતે ઊઘતા પર્યંતો જોવાની અને તારાઓનુ રાસમડળ નિહાળવાની ઇચ્છા પડતી મૂકવી પડી મધરાતે મે એનુ ઘર ઉઘડાવ્યુ ને અદર પેઠો વચ્ચે કોઠીઓ મૂકીને એ ઝૂપડાના બે ભાગ કરી દેવામા આવ્યા હતા એક ખૂણામા મરઘી ને તેના બચ્ચાને મોટા ટોપના નીચે ઢાકી દેવામા આવ્યા હતા તેની ઉપર બે 'કોયતા' લટકી રહ્યા હતા અને અધારામા પણ પોતાનુ પાણી બતાવતા હતા કોયતા એટલે દાતરડાના આકારનું ધારિયાને કઈક મળતુ હથિયાર તે તેઓ કેડે બાધી રાખે એ ખૂણામા મને 'ગેસ્ટહાઉસ' મળ્યુ એ લોકો તો પ્રેમપૂર્વક બધુ કરી રહ્યા હતા, પરતુ એ ખૂણાનો (મરાઠીમા કહીએ તો 'કોપર્યા નો) બધો દેખાવ જોઈ હુ ગભરાયો કોયતા તો હતા જ મરઘાના તડફડાટ ઘડીક શાત પડતા ને પાછા ચાલુ થતા છતા હુ આડો તો થયો જ બે ત્રણ વખત હુ ઘર બહાર જઈ આવ્યો પણ રાત ખૂટતી નહોતી, ઉષા ઊઘડતી નહોતી મારી આખ તો કેમે કરી મીંચાતી નહોતી કેટલા નિર્દોષ ને પ્રેમાળ માણસોને માત્ર ભાષાના જ અજ્ઞાનથી હુ કેટલો ભયકર અન્યાય કરી રહ્યો હતો તેની મને ખબર નહિ પણ આજે થાય છે કે જાભેરી જઈને એમની જરૂર માફી માગી આવુ

મરઘાનો કૂકડો બોલ્યો ઘરમા ઘટી ચાલુ થઈ એટલે હુ તૈયાર થઈ ગયો પેલા સુથારને પણ આમેગાવ આવવુ હતુ એને પણ ઉઠાડ્યો ઘરના માણસો ઊઠી ગયા હતા તેમણે ખૂબ જ હેતથી વિદાય આપી અને તો "હાશ" થઈ ને અમે પૂર્વ દિશા તરફ જગલોમા પેઠા જગલોમા પક્ષીઓ પણ ઊડવા માડ્યા હતા પેનો આગળ ને હુ પાછળ એમ અમે ચાલતા હતા વનપુષ્પોની મધુર સુગધ આવતી હતી મને બીજો એક ઉત્કટ આનદ તો એ થતો હતો કે જે મહાપુરુષ વિષે મે વાચ્યુ હતુ તેની પરાક્રમભૂમિમાં હુ ચાલી રહ્યો છુ અમે ધીરે ધીરે નીચે ને નીચે જ ઊતરતા હતા પછી તો ઉષા પ્રગટી ને અમને બધો જ મુલક સ્પષ્ટ દેખાવા લાગ્યો

ડુગરી પ્રદેશ પૂરો કરી જેવો નીચે પગ મૂક્યો કે એક સુદર નદી કાળા પથ્થરોને તોડીને પોતાનો માર્ગ કરી ખળખળાટ કરતી આગળ ચાલી આવતી દેખાઈ નર્યુ ગદ્ય વાચી વાચીને આખ જરાક થાકવા આવી હોય એટલામા કોઈ મધુરી કવિતા આવી જાય એમ આ ઘોડ નદી એક કાવ્ય રૂપે જ વહી રહી હતી એના પાણીમા ડુગરના પડછાયા પડેલા હતા, ને એણે પરાક્રમ કરી ચૂર્ણવિચૂર્ણ કરી નાખેલા વિવિધ રગના ને ઘાટના પથ્થરોનો તો પાર જ નહોતો એ સહ્યાદ્રિને બરાબર ઘસાઈને ઉત્તરથી દક્ષિણ વહેતી હતી અમે નદીમા પગ મૂક્યો તેવો જ સૂર્યોદય થયો ને આખા દૃશ્યનો રગ જ પલટાઈ ગયો

નદીકિનારે અમે બેઠા નાહ્યાધોયા ને મે સધ્યા પણ કરી મહારાષ્ટ્રમા સ્ત્રીઓ કછોટો મારે છે, કારણ કે તેમને ઘોડે બેસવાના પ્રસગો ક્ષણે ક્ષણે આવતા હતા એક વખત કાછડો ભીડ્યો એ ભીડ્યો, પછી ઘોડો ગયો પણ કાછડો તો રહી ગયો આ નદી એમ ઘોડે બેસીને આવે છે એ આધુનિક મહારાષ્ટ્રકન્યા જેવી નથી પૂરી મરાઠણ છે પોતાની ઘોડી પર એ કચ્છ વાળીને તો બેઠી જ છે અને માથે પણ ઓઢ્યુ છે એ પુણેરી કન્યા જેવી નાજુક ગોરી ને સાઇકલ પર બેઠેલી નથી, પણ માવળા કે મરાઠાની દીકરી જેવી બાધી દડીની પુષ્ટ ને કઈક શ્યામ વાન છે એ ઘોડના પાણીમા પ્રભાતનો સૂર્ય

પોતાનાં કિરણોના ઘોડા નવડાવતો હતો અને લાલ પામરી ધોવા નાખી હતી.

મેં ઘોડ એવું નામ તો સાંભળેલું. પણ તે તો આ નદી પર આવેલું ગામ. અને એ ગામનું નામ આ નદીને લીધે જ પડેલું. ઘોડ ચાલતી ચાલતી ચિંચોડી ગામ આગળ થઈ ઘોડેગાંવ વટાવી ભીમરથીના રથ સાથે જ પોતાની ઘોડી બાંધી દેવાની, એમ મને પેલા સુથારે કહ્યું. શ્રી. પાંડુરંગ દેશપાંડેનું ગામ ચિંચોડી અહીંથી દૂર નહોતું; તેમ આંબેગાંવ પણ સામે જ હતું. આંબેગાંવનો મોહ તો મને એટલા માટે હતો કે, ત્યાં ગુજરાતીઓનાં અનેક ઘર હતાં; ગુજરાતીઓ મહારાષ્ટ્રમાં કેવી રીતે રહે છે તે મારે જોવું હતું.

ઘોડ તો પોતાનાં પાણી અસ્ખલિત વહેવડાવ્યે રહી હતી. એ બોધ મારે પણ લેવા જેવો હતો, એટલે અમે ઊઠ્યા. મેં નદી આવતી હતી તે બાજુથી એ દેખાતી બંધ થતી હતી ત્યાં સુધી આંખ ફેરવી લીધી. અગસ્ત્યને પહેલવહેલો વિંધ્ય ઓળંગતાં જે સંતોષ થયો હશે તેનાથીયે વધુ સંતોષ જીવનમાં પ્રથમ જ વાર સહ્યાદ્રિને આ રીતે ઓળંગતાં મને થયો. અને ચોવીસ કલાકમાં બે નદીઓ જોવાની મળી તેથી તો આંખ ધરાઈ ગઈ.

ઘોડ ભીમાશંકરથી ઉત્તરે અડુપે આગળ ઊગમ પામે છે. એ આંબેગાંવ, ઘોડેગાંવ ને વડગાંવ આગળથી ચાલતી ચાલતી પારગાંવ આગળ આવતાં જ એને મીનાનો સંગમ થાય છે. ત્યાં સુધીમાં તો એણે પિસ્તાળીસ માઈલનો રસ્તો કાપ્યો હોય છે. અને ત્યાંથી પછી ખીણનો પ્રદેશ પૂરો થઈ કવડાનાં મેદાનોમાં એ પ્રવેશ કરે છે. એ સહ્યાદ્રિમાંથી નીકળી ત્યારથી જ સઘન વૃક્ષરાજીઓ ને પથ્થરોને ભેદતી સુંદર પ્રદેશમાંથી માર્ગ કરતી આવે છે. એ પૂના ને અહમદનગર જિલ્લાની પ્રાકૃતિક સીમા બની જાય છે. ખેડ તાલુકાની હદ ઉપર એને મીના મળી ગયા પછી એનું બળ વધે છે, એટલે એ પોતાની ઘોડી જલદી દોડાવી મૂકે છે. ત્યાર પછી પચીસેક માઈલ પસાર કર્યા પછી એને જુન્નરથી શિવાજી મહારાજનાં બાળપણનાં સંસ્મરણો લઈ આવેલી નાનકડી કૂકડી શિરૂરથી આગળ પર મળે છે. અને ત્યાર પછી તો એનો આનંદ માતો નથી. શિવાજી મહારાજની કાળી ઘોડી જેવી એ વેગવતી બને છે અને વીસ માઈલ તો એ બે છલંગોમાં કાપી નાખી ભીમાને ભેટી પડે છે.

કાળમીંઢ પથ્થરો તોડી નાખનાર ઘોડનું પાણી સાચે જ પ્રાણવાન છે અને એ ખૂબ જ શક્તિપ્રદ છે એમ લોકો માને છે ને વિજ્ઞાન એ માન્યતાને સાચી ગણે છે.

આમ પ્રાતઃકાળે એક બળવાન નદીનું સુભગ દર્શન કર્યા પછી થોડું ચાલ્યા એટલે આંબેગાંવ આવ્યું. ઉત્તર ગુજરાતથી કેટલાંયે જૈન કુટુંબો આ ગામમાં આવીને રહ્યાં છે. તેમનો મોટો વેપાર હીમજનો છે. આસપાસનાં જંગલોમાંથી થેલાબંધ હીમજ આવતી તે સૂકવી જર્મની મોકલતા અને તે વેપારમાં એક બે કુટુંબો તો મોટરવાળાં થયેલાં. પેલો સુથાર એક વાણિયાને ત્યાં મને મૂકી અદશ્ય થઈ ગયો. હું જમ્યો એક બ્રાહ્મણને ત્યાં. એ ભટજીના ગરીબ ઘરમાં જે 'કરંજ્યા' ને 'જિલબી' ખાવા મળેલાં એના સ્વાદનું સ્મરણ તો આજે પણ મોંમાં પાણી લાવ્યા વગર રહેતું નથી. જાણે હું મારા પોતાના જ ઘરમાં બેઠો હોઉં એવું લાગતું હતું. માનવપ્રેમ બધે જ એકસરખો હોય છે. ગુજરાતી જૈનો ત્યાંની વસ્તી સાથે સારી પેઠે મળી ગયા છે, તેમ ગુજરાતી પહેરવેશ, કંઈક રીતરિવાજ અને ભાષા જાળવી રાખ્યાં છે. મોટર આવવાનો થોડો વખત હતો ત્યાં સુધીમાં હું આમ તેમ ફરી વળ્યો. મને જાણે ગુજરાતનું જ કોઈ ગામ હોય એમ લાગ્યું. ને ઘડી પછી થયું, જ્યાં આમ-જનતા આમ સહેજે એકતાન થઈ રહી શકે છે ત્યાં ગુજરાત ને મહારાષ્ટ્ર એવા ભેદ જ શા સારુ પાડવા?

છેવટે મોટર આવી; એચાર કલાકમાં જે ભાઈઓ સાથે મહોબ્બત બાંધી હતી તે ક્ષણભરમાં

તોડવાનો વખત આવી ગયો ગુજરાતથી આવું છુ એટલુ જ તેમના વતન તરફના ઉમળકાને ઊભરાઈ આવવા માટે બસ હતુ તેમણે મને મફત બેસવાની સગવડ કરી આપી. મોટર તો ઊપડી ને મે આગેવાન ને પેલા 'આધધટકા'ના સ્વજનોને છેલ્લા પ્રણામ કર્યા.

**શિવશંકર માણશંકર શુક્લ**

# નવું વાચન

**પ્રવાસી:** ભાગ-૧-૨, લે૦ ના સી ફડકે અનુ૦ ચ વ ભટ્ટ પ્ર૦ આદર્શ પુસ્તક ભડાર, અમદાવાદ પૃ સ ૩૨૪, કિ રૂા ૪-૪ ૦

પ્રો ફડકે મહારાષ્ટ્રના પ્રથમ પક્તિના નવલલેખક ગણાય છે પણ આ વાર્તા વાચીને નિરાશા થાય છે

કથાનાયક રાજાભાઉના જીવનપ્રવાસની કથા એમા છે તે એક શ્રીમત જમીનદાર અને વકીલનો એકનો એક દીકરો છે ભણીગણીને તે પ્રોફેસર થાય છે તેનામા મુખ્ય જોરાવર એવી બે વૃત્તિઓ મમવાસના અને દેશદાઝ પણ આ એક વૃત્તિ વિકૃત થયેલી હોવાથી, આ બેઉએ મળીને જાણે કાવતરુ જ રચીને, મૂર્ખપડિત રાજાભાઉને તેના જીવનપ્રવાસને અતે ગાધીજીના ૧૯૩૦ના સત્યાગ્રહના રણાગણમા પોતાની જુદા જુદા વખતની ત્રણ પ્રેયસીઓ સાથે મમ કરતા કરતા 'ઠરૂ' પાડી નાખ્યો છે!

કથાનાયકનો પ્રવાસ જોઈએ તો તેમા પૂર્વાપર સ્થિતિઓનો સબધ મળવો મુશ્કેલ છે શિક્ષણ લેતી વખતે રાજાભાઉ એક ગણિકાના પ્રેમમા પડયો પ્રોફેસર થયા પછી એક પરિત્યક્તા પર અનુરક્ત થયો તે વખતે અસહકારનો જમાનો હતો, એટલે રાજાભાઉ પૂનાની રાષ્ટ્રીય વિદ્યાપીઠમા આચાર્ય થયો જેલ જઈ આવ્યો, ફરી પાછો મૂળશીપેટા સત્યાગ્રહમા જોડાયો ને તેને થોડા મહિના ત્યા જેલ ભોગવવી પડી ત્યાથી નાસીપાસ થઈને પ્રોફેસર સાહેબ કલકત્તામા અગ્રેજી છાપાના તત્રી થયા અને ત્યાથી નીકળી લાહોરમા નૃત્યમડળના વ્યવસ્થાપક થયા ત્યા તેમને ત્રીજી પ્રેયસી મળી આવી અને તે મડળે પરદેશમા મુસાફરીએ જવાનો વિચાર કર્યો પણ આટલામા ૧૯૩૦ની સત્યાગ્રહની ચળવળ આવી અને રાજાભાઉ મુબઈમા ચળવળમા જોડાયો ત્યા લેખકની કલ્પનાશક્તિએ તેની ત્રણેય પ્રેયસીઓને સ્વય સેવિકા દળમા દાખલ કરી અને એમ ચારેય દુખી જીવોનો છેદરો ભાગ વાચકને જોવા મળે છે

આ કથામા કોઈના પણ સ્વભાવનો વિકાસ કે પરિપોષ નથી આ ચારેય મુખ્ય પાત્રો ભારે ભાવનાવશ, વિહ્વળ અને કર્તવ્યમૂઢ દેખાય છે વાચકને આ વાર્તા વાચીને કહેવાનુ મન થશે કે લેખકે આ બધુ શા માટે લખ્યુ હોય?

**ભ્રાન્ત જીવન** • લેખિકા તથા પ્રકાશક કુ પ્રેમા કટક, સાસવડ, જિ પૂના, પૃ ૧૧૧, કિ રૂ ૨-૪-૦

મહારાષ્ટ્રના આ જાણીતા કાર્યકર્તા અને કસ્તૂરબા ટ્રસ્ટના મહારાષ્ટ્રના સચાલિકા ગુજરાતને સાવ અજાણ્યા નથી ગાધીજી જ્યારે ૧૯૩૨મા યરોડા જેલમા હતા ત્યારે પ્રેમા બહેન સાબરમતી આશ્રમમા સ્ત્રીઓની વિવિધ પ્રવૃત્તિઓ કરતા હતા આ પુસ્તકમા મેળાવડાઓમા ભજવી શકાય એવા પાચ નાના નાના નાટકો છે પાચેમા લોકસેવાના પ્રશ્નોના જુદા જુદા પાસાઓ છે કેટલાક નાટકોમા સગીત પણ છે પહેલો નાટ્યપ્રયોગ 'ક્રાન્તિ' નામે છે તેમા નોકરો પર હુકમ ચલાવતી અને ઝીણામા ઝીણા કામો પણ તેમની પાસે કરાવતી એક શ્રીમત છોકરીના સમાજ વાદ માટેના ઉત્સાહની થોડી ટીખળ કરી, તેને સેવાની સાચી દિશા આગળ બતાવવા પ્રયત્ન કર્યો છે.

બીજા "ઉદ્ધાર"મા બે ગ્રામસેવિકાઓ અને ગામડાની સ્ત્રીઓ વચ્ચે ગદકી અને સફાઈકામને લગતો સવાદ છે

ત્રીજા 'જયકાની'મા એક શાતિવાદી સન્યાસિનીનો યુદ્ધવિરોધી પ્રચાર અને તે માટે થયેલા તેના વધનુ અને ત્યાર પછી ઉપજ થયેલી ક્રાન્તિનુ ચિત્ર છે

ચોથા 'પ્રેમપથ'મા લોકસેવાની ભાવનાથી ભરેલી પત્ની અને પતિપણાના અભિમાનવાળા ધણી વચ્ચેનો જીવનસપર્ક છે

પાચમા અને છેલ્લા "કાયદા"મા આજની ન્યાયદાન પદ્ધતિ ગરીબને ન્યાય મેળવવા માટે કેટલી અયોગ્ય છે, અને છેવટે કટાળેલા અને અન્યાયથી ત્રાસેલા ગરીબને વગર વિચાર્યા સાહસ અને ગુનામા કેવી રીતે ખેચી જાય છે તેનુ ચિત્ર છે

પાચે નાટકોમા મુખ્ય પાત્રો બાળાઓ છે વિદ્યાર્થીઓના મેળાવડાઓમા બધા ભજવવા લાયક છે ઉત્સાહી અનુવાદક કોઈક માસિકમા તે ગુજરાતીમા ઉતારી શકે એવા છે પુસ્તકની કિમત ઘણી વધારે કહેવાય

સો૦ ૯-૧-'૪૯ કિ૦ ઘ૦ મ૦

# માસિક વિવેચન

**શ્રી. બ્રેલ્વીસાહેબ**

મુંબઈના અંગ્રેજી પત્ર 'બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રી શ્રી. સૈયદ અબ્દુલ્લા બ્રેલ્વી હૃદયરોગથી ઓચિંતા મરણ પામ્યા, તેથી ખાસ કરીને મુંબઈ પ્રાંતને એક ઉમદા સેવકની ખોટ પડી છે. બ્રેલ્વીસાહેબ ૧૯૨૦થી કૉંગ્રેસની લડતમાં સાથ આપતા હતા. કોમવાદથી તે પર હતા. બંને લિપિમાં લખાતી હિંદુસ્તાની ભાષા રાષ્ટ્રભાષા બનવી જોઈએ એ તેઓ દૃઢપણે માનતા હતા. હિંદનાં પત્રોના અધિપતિઓનું સંગઠન કરી, સ્વમાન અને ઇજ્જતથી પત્રકારનું કામ કરવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. અને તેમાં તે સફળતા પામ્યા હતા. તેમનો મળતાવડો સ્વભાવ, હસમુખો ચહેરો, નમ્રતા અને વિવેકથી કામ લેવાની રીત, મધ્યમસરપણું, સમજદારી, અને સજ્જનતા —આ ગુણો તેમની સાથે સંપર્કમાં આવેલા સૌ કોઈને જણાયા વિના ન રહે એવા એમનામાં હતા. પ્રભુ એમને શાંતિ બક્ષો.

૨૩-૧-'૪૯

**બે બુજરગો ગયા**

ગાંધીજીની પેઢીના બુજરગ દેશસેવકો ધીમે ધીમે પ્રયાણ કરતા જાય છે. એવા બેની નોંધ આ મહિને લેવાની થાય છે — મદ્રાસના શ્રી. નટેસન અને યુક્ત પ્રાંતના સર તેજબહાદુર સપ્રુ. બંને ૭૫ વર્ષની પાસે પાસે પહોંચ્યા હતા. બંનેએ આખી જિંદગી પોતાને માન્ય રીતે દેશની અથાક સેવા કરી. બંને ગાંધીજીની પદ્ધતિમાં માનતા નહોતા, છતાં તેમના વ્યક્તિત્વ તથા કાર્યની ભારે કદર કરનારા અને એમના ગુણાનુરાગી મિત્રો હતા.

શ્રી. નટેસને મુખ્યત્વે કરીને પત્રકાર અને પ્રકાશક તરીકે સેવા કરી. રાજનીતિમાં તે 'લિબરલ'— ઉદારમતવાદી હતા. 'ઇંડિયન રિવ્યૂ' નામનું જાણીતું અંગ્રેજી માસિક તેમણે ૪૦ વર્ષ પર શરૂ કર્યું, તે આજ સુધી તંત્રી તરીકે રહીને ચલાવ્યું. રાષ્ટ્રીય સાહિત્ય થોકબંધ તેમણે બહાર પાડ્યું. કૉંગ્રેસ તથા તેના મહાન સેવકો અને તેના પરદેશી મિત્રો અને હિતચિંતકોનો પરિચય આપવાનું કામ આ સૈકાના શરૂના દસકાઓમાં તે જ કરતા હતા. ગાંધીજીનાં વ્યાખ્યાનો તથા વિચારો કદાચ પહેલાં એમણે જ બહાર પાડેલાં. અને એમ જ કેટલાય આપણા દેશભક્તોને અંગે તેમણે આ સેવા કરી હતી. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારથી તે ગાંધીજી વિષે આદરમાન અને મૈત્રી સેવતા થયા. એ લડતમાં તેમને સાથ અને સહાનુભૂતિ આપનાર હિંદીઓમાં શ્રી. નટેસન એક મુખ્ય હતા.

સર તેજબહાદુર ધંધે વકીલ હતા; અને અઠંગ કાયદાશાસ્ત્રી અને બાહોશ રાજકારણી તથા વિદ્વાન હતા. તેમનું રાજકારણ મુખ્યત્વે બંધારણી પદ્ધતિનું હતું. તેમાં તેમને શ્રદ્ધા હતી; અને તેની અંદર તે કુશળ અને અનુભવી હતા. આથી તે ઘણે ભાગે 'લિબરલ' પક્ષને મળતા આવતા હતા. પરંતુ તે તેમાં લાંબું ન રહ્યા, પણ સ્વતંત્ર પક્ષના એક મુત્સદ્દી તરીકે પોતાનું કામ કરતા. અંગ્રેજ રાજ-દરબારમાં એમને સારાં માનમરતબો હતાં. ૧૯૩૦માં ગાંધીજી જોડે સમાધાન કરવામાં તે વચ્ચે પડી શક્યા તે આથી જ. ગાંધીજી અને તેમની વચ્ચે બહુ મીઠો સંબંધ હતો. બંને એકબીજાની શક્તિ પિછાનતા, અને તેનો પરસ્પર લાભ આપવા તત્પર રહેતા. છેવટનાં વર્ષોમાં સપ્રુસાહેબ ગાંધીજીની બહુ નિકટ આવ્યા, એમ કહેવાય. સર્વપક્ષીય પરિષદ ભરી રાજકારણી મતને સ્પષ્ટ કરી આપવા દ્વારા તેમણે પોતાથી બનતી મદદ કરી. તે પામી ગયા હતા કે, ગાંધીજીની નીતિ ભલે ન ગમે, પણ તે જ દેશનું સુકાન સંભાળી સ્વરાજ લાવી શકે એમ છે, એ એમને ખાતરી હતી. છેવટના ભાગમાં ગાંધીજી એમને હિંદુસ્તાની પ્રચારના કામમાં રસ લેવા પ્રેરતા હતા. તે કહેતા કે, 'મહાત્માજી, આપનું આ કામ પૂરેપૂરું સાચું છે અને હું એમાં માનું છું. પણ જે આપ કહો છો તે ભાષા જ ઉર્દૂ ભાષા છે અને એના ઉત્કર્ષને માટે હું મથું છું. (એ ઘણું કરીને ઉર્દૂ તરફીના અંજુમનના એક હોદ્દેદાર હતા.) એનું ખરું નામ બદલવામાં પણ મને રુચિ નથી થતી.' તે ઉર્દૂના મોટા પંડિત હતા અને ફારસી અરબી

કે સંસ્કૃત કોઈ તરફ વધારેપડતું ઢળી પડ્યા વગર, ભાષાની તળપદી શક્તિનો વિકાસ કરવામાં માનતા

આ બન્ને બુજરગો સ્વરાજ આવેલું જોઈને ગયા એ એમને માટે ભારે નકાવો ગણાય પરંતુ તે ગાંધીજીને પડેલા જતા જોઈને ગયા એ એક દુઃખ એમને ઓછું નહિ સાલ્યું હોય છતાં દેશનું નારકીય ગતિએ આગળ જાય છે એ ખાતરી મેળવીને એ ગયા સર તેજબહાદુરનું વતન કાશ્મીર, એને થતી રંજાડથી એ ભારે દુખી થતા હતા તેનો સુખદ અંત પણ એમણે જોયો અને હવે જ્યાં દુઃખ નથી એવા મરણોત્તર લોકમાં તે ગયા મને બુજરગો શાંતિના હકદાર બનીને ગયા તે તેમને પ્રભુ આપો

આ પ્રકારના સેવકોનો પાઠ હવે આપણે ખાસ લેવાનો છે હવે આ રીતની આવડત અને લગની ધરાવનારા બાહોશ પત્રકાર, વકીલ, ધારાશાસ્ત્રી, રાજકારણી આપણને જોઈએ ચળવળ અને લડતનો યુગ પૂરો થયો ને હવે સંગીન કામો કરવાના આવ્યા છે તે વખતે આવા બુજરગ ઉદારમતવાદીઓની ધૃતિ કુશળતા વિદ્વત્તા કુનેહ અને શાણપણ આપણે માટે ધડારૂપ બને છે

૨૪–૨–૪૯

## રાજકારભારનું માધ્યમ

શિક્ષણનું જ માધ્યમ નહિ, સ્વરાજ આવ્યાની સાથે રાજકારભાર કઈ ભાષામાં ચાલવો જોઈએ, એ સવાલ પણ તીનતાભેર ઉપર આવ્યો છે અને બેઉમાં પરસ્પર સંબંધ છે એ પણ યાદ રાખવાનું છે અંગ્રેજોનું રાજ્ય હતું એટલે બીજો કાંઈ નહિ તોય ઉપરની સપાટી પર ચાલતો કારભાર સઘળો અંગ્રેજીમાં ચાલતો હતો તે વગર બીજું તે લોકો કરે પણ શું? એમને રાજ્ય ખોવાના ધંધા ઓછા જ કરવા હતા? એટલે તેમણે નિયમ કર્યો કે, ગોરા અને ઉપરના દેશી અમલદારો હિંદની ભાષાઓ થોડીક જાણે ખરા પરંતુ તેમનું કામ તો અંગ્રેજીમાં જ ચાલવું જોઈએ પરિણામે, કારભારની નીચેની પ્રાથમિક દશામાં પણ અંગ્રેજીનું માન પડે એ ઉઘાડું છે અને બને ત્યાં સુધી તે ભાષામાં કામ ચાલે તો વળી વધારે સારું આથી અદાલતોમાં જ્યાં દેશી ભાષાઓ ચાલવી જોઈએ એમ હતું, ત્યાં પણ અંગ્રેજી જ ચાલવા લાગ્યું અરજીઓ પોતાની ભાષામાં લખી શકાતી પણ બડા સાહેબ ઝટ જુએ તેથી અંગ્રેજીમાં જ લોક તે મોકલતા થયા વ્યવહાર બને તેટલો અંગ્રેજીમાં જ ચાલ્યો અને તેને માફક આવે એમ જ શિક્ષણ ચાલે, એ ઉઘાડું છે.

પરિણામે, લોકના જીવન ઉપર ભારે અસર થઈ તેઓ પોતાના જ કામમાં શું ચાલે છે તે સમજી ન શકે જો સ્વભાષામાં કામ ચાલે તો રાજનીતિનું સામાન્ય જ્ઞાન જે આપોઆપ લોકોને મળી શકે, તે ન મળવાથી તેઓ નાગરિક તરીકે કેળવાય નહિ અને ભણતરમાં અંગ્રેજી જ પ્રધાનપદ ભોગવે, એટલે ભણવાનું સમજાય ઓછું પછી તે ગોખવાનું ને પરીક્ષા પૂરતું ભણવાનું જ રહે એ આપોઆપ પરિણામ આવ્યું

આ બધું હવે સ્વરાજ આવ્યે કેમ ચાલી શકે? સ્વતંત્ર લોકશાહીનો નાગરિક જાગે તેની સાથે આ સાંખે પણ શેનો? જો અદાલત એના જ જીવન–મરણના કે સુખદુઃખના ઝઘડાની તપાસ કરતી હોય, તે એવી રીતે એવી ભાષામાં કરે કે તે બીચારો સમજે જ નહિ તે અન્યાયની સામે તે જ વખતે તે પોકાર કેમ ન કરે? મને લાગે છે કે, આજે પણ તે કરી શકાય એવી વાત છે જેનો કેસ ચાલે તે સમજે જ નહિ એ ભાષામાં એ કામ કેમ ચાલી શકે? આમ જ બીજાં બધાં કામો વિષે સવાલ ઊઠે છે એટલે, સ્વતઃસિદ્ધ વાત છે કે, હવે રાજકારભાર સ્વભાષામાં ચાલવો જોઈએ કોઈ એની સામે થાય કે થવા જાય તો ચાલે એમ જ નથી છતાં એમ થતું નથી તેનું કારણ સૌ પોતપોતાની મેળે વિચારવા લાગે, તો જ એમાંથી આગળ જઈ શકાશે

## હસવું કે રડવું?

નીચેનો પ્રસંગ એક ભાઈ લખી મોકલે છે તે જાણીને હસવું કે રડવું એ નથી સમજાતું સનાતની વર્ગને કશા પણ ફેરફારની જ ભડક કે સૂગ છે કે શું? પણ આ વાંચીને સૌ કોઈ સમજે કે અસ્પૃશ્યતાનિવારણ કેવળ કાયદાથી થનાર નથી તે

આપણી પાસે સ્પષ્ટ સમજથી થતો હૃદયપલટો માગે છે. તે ભાઈ લખે છે :

"મારા કુટુંબનો દર પૂર્ણિમાએ ડાકોર જવાનો સેંકડેક વરસથી નિયમ છે. વચ્ચે બે-પાંચ માસ જવાનું કારણસર બંધ કરેલું. તા. ૨૫–૮–'૪૮ એ ફરી શરૂ કરતાં હું ખાદીનો પાયજામો પહેરી પહેલાં જેમ ભીતરમાં પ્રવેશ કરવા જવા લાગ્યો, એટલે દ્વારપાળે મને અંદર જતાં રોક્યો, 'ધોતિયું પહેરી આવો, નહિ તો નહિ જવાય.' હું પુનમિયો હતો એમ જણાયું. એ ભાઈ મને કદાચ ઓળખે પણ છે. છતાં 'ઢેડાં' પેસી ગયાં ત્યારથી આ નિયમ થયો છે. ને મને અંદર ન જ પેસવા દીધો. હું 'હરિજન' નહોતો ને 'હરિજન મંદિરપ્રવેશ'ને હું માનતો. છતાં અહીં એને લેવાદેવા નહોતી તોય મને પ્રવેશ ન જ મળ્યો. કારણ મેં શુદ્ધ ખાદીનો પાયજામો પહેરેલો !"

**સાચી ફરિયાદ**

સરકારે પોતાની તરફથી વાચનમાળા તૈયાર કરાવી, ફરજિયાતપણે તે બધી શાળાઓમાં ચલાવવાની નીતિ જાહેર કરી છે આ નીતિ જ મૂળે ખોટી છે અને આવી બાબતોમાં આમ કાયદાને ગેદે કામ લેવું સારું નથી, એ આ પત્રમાં અગાઉ જણાવ્યું છે.

આ નીતિ અનુસાર ચોપડીઓ પ્રાંતની બધી શાળાઓમાં કયા ક્રમે દાખલ થશે એનું ટાઈમટેબલ પણ બહાર પાડવામાં આવ્યું છે કે, પહેલી ચોપડી નવેંબર ૧૯૪૮માં, બીજી ચોપડી ૧૯૪૯-૫૦માં, અને ત્રીજી ચોથી ૧૯૫૦-૫૧માં દાખલ થશે. પરંતુ અત્યાર સુધીનો અનુભવ એવો મળે છે કે, આ ટાઈમટેબલ પાળી શકાયું નથી.

આ માળાની બાળપોથી તૈયાર કરી પહોંચાડવામાં જૂનને બદલે લગભગ ઑગસ્ટ-સપ્ટેંબર થયેલો. અને હવે નવું સત્ર પૂરું થવા આવ્યું છે ત્યારેય હજી, નવેમ્બરમાં દાખલ કરવા કહેલી પહેલી ચોપડી મળતી નથી, એવી ફરિયાદ આવ્યા કરે છે.

આજના સંજોગોમાં ધાર્યા કરતાં મોડું થાય એમ માનીએ, તો પછી તે સમજીને સમયપત્રક બનાવવું સારું. હોવું તો એવું જોઈએ કે, ચોપડી તૈયાર થઈને પહોંચાડી શકાય ત્યાર પછી જ દાખલ કરવામાં આવે. ખરું જોતાં, નીતિ તો એવી જ છે કે, ચોપડી મળે છે એ ખાતરી કરીને જ તે દાખલ કરવી જોઈએ. એટલું જ નહિ, ચારે ધોરણની ચોપડીનો સેટ જોયા પછી જ દાખલ થાય. આ વિષે સ્કૂલ બોર્ડો પણ પોતાનું કામ ચૂકી ગણાય. બોર્ડો, કે જેમણે શિક્ષણની વ્યવસ્થા જોવાની છે, તેમણે આ જોવું જોઈએ. એ એમનો હક છે અને ધર્મ પણ છે.

૨૩–૧–૧૯૪૯

**વલ્લભવિદ્યાલય, બોચાસણ**

આ વિદ્યાલયના આચાર્યે નીચેની જાહેરાત મોકલી છે :–

"આ વર્ષે માર્ચની શરૂઆતથી વિદ્યાલયનું નવું વર્ષ શરૂ થાય છે. એટલે નઈ તાલીમની શાળાના પાંચમા, છઠ્ઠા ને સાતમા એ ત્રણ વર્ગોમાં જે વાલીઓ પોતાનાં બાળકોને ભણાવવા ઇચ્છે, તે તા. ૩૧-૧–'૪૯ સુધીમાં અરજીપત્ર મંગાવી લે. અને તા. ૧૫ ૨ '૪૯ સુધીમાં તે ભરી મોકલે. જે વિદ્યાર્થીઓની અરજી મંજૂર કરવામાં આવશે, તેમને બોલાવવામાં આવશે. માર્ચની ૧૫મી પછી કોઈને લેવાશે નહિ.

"એ વિદ્યાર્થીઓને ઓછામાં ઓછા ૧૫ દિવસ ઉમેદવાર વિદ્યાર્થી તરીકે રાખવામાં આવશે. પછી તે યોગ્ય જણાશે તો લાયકાત મુજબ જે તે વર્ગમાં દાખલ કરવામાં આવશે. ખાસ કરીને પાંચમા ધોરણમાં એટલે વિદ્યાલયના પહેલા વર્ગમાં વિદ્યાર્થીઓ લેવામાં આવશે."

મ૦

**શ્રી મૂળચંદ પરમાર**

શનિવારે (૮–૧–'૪૯) મળસકામાં વિલેપાર્લેમાં મૂળચંદભાઈ જેઠાલાલ પરમારનું અવસાન થયું. એમના જવાથી મુંબઈ ઉપનગર જિલ્લાએ ગાંધીજીના એક સાધુચરિત અનુયાયીને તેમ જ રાષ્ટ્રીય કેળવણીના નિષ્ઠાવાન શિક્ષકને ગુમાવ્યા છે.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફર્યા તે અરસામાં પરમારભાઈ મુંબઈ વિદ્યાપીઠના સ્નાતક થઈ ચૂક્યા હતા. શરૂઆતમાં જે થોડાઘણા ભક્તો બાપુ પાસે ખેંચાતા ગયા તેમાંના એક પરમારભાઈ હતા. એઓ અવારનવાર સત્યાગ્રહ આશ્રમમાં જતા, એટલે બાપુના ઠીક પરિચયમાં એઓ

આવતા ગયા મને એવુ યાદ છે કે, થોડા વખત માટે એઓ દેવદાસ ગાધીને ભણાવવા જતા

પરમારભાઈ સ્વાભાવિક રીતે જ બાપુની વિચાર સરણીમા રગાતા ગયા બહુ શાત વિનમ્ર સેવાભાવી કાર્યકર્તા હોવાથી એમને જાહેરાત કદી ગમી ન હતી ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થતા એઓ વિદ્યાપીઠના પુરાતત્ત્વ વિભાગમા જોડાયા હતા ત્યાર પછી ૧૯૨૦ના અરસામા એઓ મુબઈ રાષ્ટ્રીય શાળામા શિક્ષક તરીકે જોડાઈ ગયા એ શાળામા એમની શક્તિ ખીલી ઊઠી મુબઈ પ્રાતિક સમિતિએ જ્યારે શાળાને મળતી વાર્ષિક ૨૦૦૦૦ રૂપિયાની મદદ બધ કરી ત્યારે પરમારભાઈ અને શિક્ષક સાથીઓએ એ શાળાને ગમે તે સજોગોમા ચાલુ રાખવાનુ ઠરાવ્યુ બાપુની સલાહ લઈ તરત જ મુબઈ રાષ્ટ્રીય કેળવણી મડળની સ્થાપના થઈ અને પરમારભાઈ એના મત્રી થયા મત્રી તરીકે અથાગ પરિશ્રમ કરી પરમારભાઈએ શાળાને પગભર કરવામા બહુ સુદર ફાળો આપ્યો ૧૯૩૦–૩૨ની સત્યાગ્રહની ચળવળમા મુબઈ રાષ્ટ્રીય શાળાએ ઝપલાવ્યુ અને પરમારભાઈ પણ જેલ જઈ આવ્યા જેલમાથી આવ્યા પછી ખારના શારદા મદિરની સ્થાપના કરવામા એમણે ઠીક મદદ કરી — અને ૩ વર્ષ સુધી એના આચાર્ય રહ્યા. ત્યાર પછી અધેરીની . ઉદ્યોગ શાળામા એઓ જોડાયા અને છેવટ સુધી ત્યા જ રહ્યા

પરમારભાઈ ભગવદ્ગીતાના ઊડા અભ્યાસી હતા એમનુ જીવન ગીતાના ભક્તિયોગથી રગાતુ ગયુ ગીતાના શ્લોકો — વિશેષ કરીને બારમો અધ્યાય અથવા નરસિહ મહેતા, મીરાબાઈ, કબીરના ભજનો પરમારભાઈ ગાતા ત્યારે સાભળનારા એમા તન્મય થઈ જતા, ભક્તિરસનુ વાતાવરણ એથી પ્રગટી ઊઠતુ. એમના એ ભક્તિરસભર્યા ભજનોના પવિત્ર સ્મરણોની સુવાસ એમના મિત્રમડળમા એઓ મૂકતા ગયા છે પરમારભાઈ સાચે જ સાધુ ચરિત નરરત્નોમાના એક હતા

મરણ સમયે એમની ઉમર ૫૮ વર્ષની હતી. એમની પાછળ વિધવા પત્ની અને યુવાન પુત્ર મૂકી ગયા છે એમની સ્મશાનયાત્રામા ઘણાએ ભાગ લીધો હતો અધેરી શાળાના વિદ્યાર્થીઓએ સ્મશાનભૂમિ પર એમના ગુરુને છેલ્લી અજલિ અર્પવા પ્રાર્થના કરી હતી ઈશ્વર એમના આત્માને શાતિ આપો

**હેમેન્દ્ર દીવાનજી**

## સાભાર સ્વીકાર

एन एम ठक्कर, मुबई तरफथी –

**વિશ્વજ્યોતિ.** લે મગનદાસ જ ગોરધનદાસ કિ ૧–૮–૦, **લાકડાના લાડુ** લે૦ મૂળરાજ અજારિયા કિ રૂ ૩ ૮ ૦

कमल प्रकाशन मदिर अमदावाद तरफथी —

**રાજકાલિની, હિતોપદેશની બાળવાતો, પુનર્મિલો ભગત** અનુ૦ રમણલાલ સોની, દરેકની કિ રૂ ર ૪–૦ **માદીકરો, ગલગલિયા, મૃગરાજ** અનુ૦ ઉપર પ્રમાણે દરેકની કિ ર ૦–૦

अ य प्रकाशको तरफथी —

**વિશ્વજ્યોતિ** ઉપરના પુસ્તકનો હિદી અનુવાદ અનુ૦ રાજમોહન મિશ્ર કિ ૧–૮ ૦ **ભારતીયધર્મ** લે૦ સ્વામી નિખિલાનદ અનુ૦ સુરેશ હ જોશી અને ઉષાબહેન દરુ, પ્ર૦ ઇન્દ્રવદન મહાશકર શુક્લ, નવસારી કિ ૧–૦ ૦ **દેવના દીકરા:** લે૦ અને પ્ર૦ ઉમિયાશકર ઠાકર (આણદ) કિ અમૂલ્ય **ગાંધીજી ગીત અંજલિ** લે૦ જયરામભાઈ પટેલ, પ્ર૦ શ્રી વીરચદ શાહ (ગઢડા-સૌરાષ્ટ્ર) વિના મૂલ્ય, **વિભૂતિવદન** લે૦ અને પ્ર૦ પુરુષોત્તમ હરજી ભોજાણી (કમ્પાલા યુગાન્ડા) કિ શિલિગ ૧ **આધિક રમતોના નિયમો** પ્ર૦ ગુજરાત વ્યાયામ પ્રચારક મડળ, કિ રૂ ર ૦ ૦ **પંચતત્ર** અનુ૦ ભોગીલાલ જ૦ સાડેસરા પ્ર૦ ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી પ્રો જયકૃષ્ણ હ દવે મુબઈ–૭ કિ રૂ ૮ ૦–૦ **અમૃતમય ગાયન, દ્વાદશ કવિતા-ચિત્રો** લે૦ ઉપેન્દ્રરાય નાનાલાલ વોરા પ્ર૦ કચ્છ માડવી કિ લખી નથી **પહેલી ચોપડી** (પ્રૌઢશિક્ષણ વાચનમાળા) લે૦ શકરભાઈ સો પટેલ, પ્ર૦ બાબુભાઈ નારણભાઈ અમીન, વડોદરા, કિ રૂ ૦ ૪ ૦

# શિક્ષણ અને સાહિત્ય



सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)




નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૨

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનોટ સરકસ, નવી દિલ્હી) ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) ભરી શકશે

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બોક્સ ૧૦૫, **અમદાવાદ**

## અમારાં નવાં પ્રકાશનો

**બાપુ — મારી મા:** લે૦ મનુબહેન ગાંધી; કિં. રૂ. ૦-૧૦-૦; ટપાલરવાનગી ૦-૨-૦.

**લોકપોથી [પહેલી]:** લે૦ જુગતરામ દવે, નરહરિ પરીખ; કિં. રૂ. ૦-૪-૦; ટપાલરવાનગી ૦-૧-૦.

**શ્રાદ્ધના તેર દિવસ:** લે૦ વિનોબા ભાવે; કિં. રૂ. ૦-૭-૦; ટપાલરવાનગી ૦-૨-૦

**શ્રીમદ્ભાગવત:** સંપા૦ ગોપાલદાસ પટેલ; કિં. રૂ. ૩-૮-૦; ટપાલરવાનગી ૦-૧૦-૦

**Bapu — My Mother:** By Manubehn Gandhi; Price Re. 0-12-0, Postage etc. 0-3-0

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

## ૨. નવું વાચન — પુસ્તકસૂચિ

## ૩. માસિક વિવેચન

['મ૦'ની નોંધો સિવાયની જે છે, તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે. એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો 'મ૦'ની સમજવી.]

## ૪. છેલ્લું પૂંઠું

# ૫. લેખકસૂચિ

ગાંધીજી એથી ઊલટું દૃષ્ટાંત પૂરું પાડે છે એ એમના વડીલો કરતાં મોટી ઉંમરે પહોંચ્યા મન બુદ્ધિનો વિકાસ પણ વધારે સાધ્યો આધ્યાત્મિક ઉન્નતિની તો વાત જ શી કરવી? એમને શારીરિક અને માનસિક સંપત્તિનો વારસો સારો મળેલો ખરો, પણ તે સંપત્તિને એમણે પ્રયત્નપૂર્વક વધારી નાનપણથી જ આરોગ્ય કેમ વધે તે શોધતા રહ્યા, મન બુદ્ધિ ખીલવવાનો પ્રયત્ન કરતા જ રહ્યા, આળસને સ્થાન ન આપ્યું વખત ક્યારેય બગડવા ન દીધો વીર્ય સંગ્રહ માટે ખૂબ જ સાવધાન રહ્યા

આમ એમની અને મારી તુલના કરવા જેવું નથી, પણ બે વચ્ચે મોટો તફાવત છે

જાણકારોનું કહેવું છે કે, બુદ્ધિનો ખરો વિકાસ સાઠ વર્ષ પછી થતો હોય છે જો તે પછી બુદ્ધિ વધતી બંધ થાય તો તે ખરેખરો વૃદ્ધ કહેવાય જો આરોગ્ય બરાબર જળવાયું હોય સદ્ભાવનાઓ દૃઢ થઈ હોય, અને ઉદ્યોગમય—મહેનતુ જીવન ગયું હોય તો મરણ સુધી બુદ્ધિ વધતી રહેવી જોઈએ ગાંધીજીનો એ પોતાના વિષે અનુભવ હતો મારું આજે કહી શકાય એમ નથી, કારણ કે આરોગ્યનો મોટો વાંધો છે

મુંબઈ, ૧૮-૧ ૪૮ કિ૦ ઘ૦ મશરૂવાળા

# ઉચ્ચ શિક્ષણનું વાહન

જે ઠરાવ શ્રી ઢેબરભાઈ તથા શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા જેવા નામાંકિત પુરુષોએ રજૂ કર્યો છે અને જેને, હું સમજું છું, શ્રી મુનશીનો પણ ટેકો છે, તેનો વિરોધ* કરતાં મને બહુ સંકોચ થાય છે પણ આ ઠરાવ અસાધારણ મહત્ત્વના છે આવતી પેઢી એનું બૌદ્ધિક ભાગ્ય એની સાથે જોડાયું છે, અને મારી દૃઢ પ્રતીતિ છે કે ઉચ્ચ શિક્ષણમાં હિન્દી હિન્દુસ્તાની બોધભાષા થાય એ આપણા હિતમાં (એટલે કે આપણી ઊંચી કેળવણી અને આપણા ભાષા-સાહિત્યના હિતમાં) નથી તેથી તેનો વિરોધ કરવા હું આ સભા આગળ ઉપસ્થિત થયો છું

રાષ્ટ્રભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ રાષ્ટ્રની સાંસ્કારિક અને રાજકીય એકતા ખાતર આવશ્યક છે એમ ભારપૂર્વક કહેવામાં આવે છે બનકે આ પ્રયોજન સૌથી આગળ કરી આપણી દેશભક્તિને રમાડી લેવામાં આવે છે દેશની એકતા અને સ્વતંત્રતા હિન્દી દ્વારા ઉચ્ચ શિક્ષણ ઉપર જ ટકે એમ હોય તો, જેમ નસ્કર વગર છૂટકો નહીં તેમ હિન્દી વાહન વગર છૂટકો નહીં આપને મારે જણાવવાનું કે, દુનિયામાં આજે કૅનેડા, રશિયા જેવા દેશો છે જ્યાં રાજકીય એકતા છે છતાં અનેક ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ અપાય છે સામી બાજુ શિક્ષણની ભાષા એક હોવા છતાં, રાષ્ટ્રો તરીકે અલગ અલગ અને કેટલીક વાર અન્યોન્ય વિરુદ્ધ પણ દેશો છે—ઇજિપ્ત ને અરેબિયા કૅનેડા ને અમેરિકા, આયર્લૅન્ડ ને ઇંગ્લંડ, હિટલર પહેલાંના જર્મની અને ઑસ્ટ્રિયા એટલે આ ભય એક મિથ્યા ભય યાને હાઉ ઊભો કરવામાં આવ્યો છે

ગેરસમજ તરત જ ટાળવા માગું છું આપણા દેશને આંતરપ્રાંતીય વ્યવહાર માટે એક રાષ્ટ્રભાષા જોઈએ જ જોઈએ હિન્દી હિન્દુસ્તાની એ જ રાષ્ટ્રભાષા થવા યોગ્ય છે એમાં પણ કશો શક નથી એનું જ્ઞાન પ્રત્યેક વિનીતને અને સ્નાતકને હોવું જોઈએ એ પણ સ્વીકારું છું માધ્યમિક શિક્ષણમાં બે વર્ષ અને (અથવા) મહાવિદ્યાલયમાં બે વર્ષ પ્રત્યેક વિદ્યાર્થી રાષ્ટ્રભાષાનો અભ્યાસ કરે એવો પ્રબંધ કેળવણીમાં થવો જોઈએ સારા આંતરપ્રાંતીય વ્યવહાર માટે આટલું શિક્ષણ બસ છે પણ આથી વિશેષ સ્થાન હિંદી-હિંદુસ્તાનીને આપવું એ માતૃભાષાનો દ્રોહ છે

આપણી આજની રાજકીય એકતા શું એટલી નિર્માલ્ય વસ્તુ છે કે ઉચ્ચ શિક્ષણમાં રાષ્ટ્રભાષા જ માધ્યમ હોય તો જ એ ટકે? સમગ્ર ભરતખંડની એકતા આપણા હૃદયનો એક પ્રબળ સંસ્કાર હતો તેને જાગ્રત કરી આપણે પરદેશી સામે લડ્યા અને સફળ થયા એ સંસ્કાર તો આજે છે અને

* ઉચ્ચ કેળવણીના માધ્યમ અંગે જૂનાગઢ સાહિત્ય પરિષદ સમક્ષ આપેલા ભાષણનો સાર સુધારી તથા વિસ્તારીને અહીં આપ્યો છે વિ ર ત્રિ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮–અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૪૯

## ઉંમર અને શક્તિ

*પ્રશ્નો :* ૧. ગાંધીજી એંશી વરસની ઉંમર સુધી શરીર, મન અને બુદ્ધિથી તેજસ્વી રહી શકયા તેનું કારણ આપ શું માનો છો? શરીરની એ જાતની તંદુરસ્તી જાળવી રાખવા માટે વિદ્યાર્થીઓએ કઈ બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ?

૨. તમે પોતે નાનપણથી માંદા જેવા છતાં સાઠ વરસ જેટલી ઉંમરે પહોંચ્યા છો અને બુદ્ધિની કુશાગ્રતા જાળવી રહ્યા છો, તે શાને લીધે છે? એ ઉપરથી પણ વિદ્યાર્થીઓને લક્ષમાં રાખવા જેવું, સમજવા જેવું તમને શું લાગે છે? ટૂંકામાં તમારી અને ગાંધીજીની કાર્યશક્તિ મોટી ઉંમર થતાં સુધી ઘટી નથી તેની ગુરુચાવી શી છે?

ઉ૦ શરીર, મન અને બુદ્ધિની શક્તિ લગભગ નેવું વર્ષ કે તેથીયે વધુ ઉંમર સુધી ટકાવી રાખનારાં સ્ત્રીપુરુષોના ઘણા દાખલા મળી શકે એમ છે. દા. ત. પ્રો. અણ્ણાસાહેબ કર્વે, જ્યૉર્જ બર્નાર્ડ શૉ, પૂ. ઠક્કરબાપા, શ્રી રાજાજી, સરદાર વલ્લભભાઈ, મધ્યપ્રાન્તના મુખ્ય પ્રધાન શ્રી રવિશંકર શુક્લ અને આ ઉપરાંત બીજી ઘણી વ્યક્તિઓને હું જાણું છું, જે ૭૫થી વધારેની છે, છતાં ૫–૧૦ માઈલ ચાલી શકે છે અને મનબુદ્ધિનાં કામ કરી શકે છે.

આમાં આનુવંશિકતા ઘણો મોટો ભાગ ભજવે છે ખરી. પણ એટલો જ મોટો હિસ્સો મનુષ્યની પોતાની બાલ્યાવસ્થાની ઉછેર અને તારુણ્યકાળ ભજવે છે. બાળપણમાં શરીર સરસ બંધાયલું હોય, અને મહેનતુ જીવન, શરીરને ખૂબ કસરત મળે એવી એવી રમતગમત, મિષ્ટાન્નો અને ભજિયાં-કજિયાંવાળો નહિ, પણ સારાં દૂધ-ઘી-છાશ, તાજાં શાક ઇત્યાદિવાળો આહાર, આળપંપાળ વિનાની ઉછેર, એ શરીર સારું બંધાવા માટે મહત્ત્વનાં છે.

પછી તારુણ્યના ઉદયનાં વર્ષો એક મહત્ત્વનો કાળ છે. શરીરની મોટામાં મોટી સંપત્તિ કે હાનિ એ કાળમાં થાય છે. વીર્યરક્ષાની ટેવ પડે છે કે વીર્યનાશની તેના પર એનો આધાર છે. તરુણોના મોટા ભાગની દુર્દશાનું કારણ આ કાળમાં ઉત્પન્ન થતી કુટેવો છે. શરીર, મન અને બુદ્ધિનું દૂબળાપણું અકાળે ઉત્પન્ન થતી અલ્પવીર્યતા કે નપુંસકતા છે. વાર્તાઓ, નાટકો, સિનેમા, કામ સંબંધી સાહિત્ય, નૃત્ય, કળા વગેરે કહેવાતા "સાંસ્કારિક" શોખો — એ બધાં જીવનદાયી તત્ત્વો નથી, વિનાશી તત્ત્વો છે. બ્રહ્મચર્યાશ્રમમાં એને વર્જ્ય ગણનાર સ્મૃતિકારો મૂર્ખ નહોતા. તારુણ્યમાં અરણ્યવાસ કરવો, એવું સ્વામી રામદાસનું એક વચન છે. એટલે કે જીવન ખડતલ હોવું જોઈએ; એદાડુ ન હોવું જોઈએ.

આ બધું જોઈએ તો મારું જીવન નિષ્ફળ કહેવાય. બાલ્યાવસ્થામાં મારું શરીર બંધાય એવી મારી ઉછેર નહોતી. તારુણ્યમાં એને સંભાળતાં હું શીખ્યો નહીં. જે સચવાયું તે કેવળ આનુવંશિકતાને પરિણામે અને દવાદારૂ અને શુશ્રૂષા કરનારાઓની મદદથી. મારા પિતાશ્રીની ઉંમરે મારા મોટાભાઈઓ પહોંચ્યા નહીં, અને હું પહોંચીશ એમ ખાતરી નથી. અને મારા પિતાશ્રી એમનાં માતાપિતાની તથા મોટાભાઈની ઉંમરે પહોંચી શકયા નહોતા. મારાં માતુશ્રી એમનાં માતાપિતાની ઉંમરે પહોંચ્યાં નહીં. આ બધું બતાવે છે કે, કુટુંબની શારીરિક વગેરે સંપત્તિનો મારા કુટુંબમાં એકંદરે હ્રાસ થયો છે. અને તે એકંદરે ઘરની અંદરનું વાતાવરણ સાત્ત્વિક હોવા છતાં.

ટકવાનો છે. એ કેવળ ભાષા ઉપર નિર્ભર નથી. ભાષાની એકતા તેને જાગ્રત રાખી શકે, પ્રબળ બનાવે, જો ખરેખર ભાવનામાં એકતા હોય તો. અને આ કામ રાષ્ટ્રભાષાનું ઉપર કહ્યું તેવું ફરજિયાત શિક્ષણ કરશે. પણ સંસ્કારની એકતા નહિ હોય તો હિન્દી–હિન્દુસ્તાની ફરજિયાત હશે તોપણ આપણે તૂટી જઈશું. એ સંસ્કારની એકતા દૃઢ કરનારું બળ દેશની કોઈ પણ વર્તમાન ભાષા કરતાં સંસ્કૃતમાં વિશેષ છે. અને સંસ્કૃતના શિક્ષણનો પૂરતો પ્રબંધ કરવા આપણે તત્પર રહેવું જોઈએ. ભાષા હૃદયની એકતા આણતી નથી, વ્યક્ત કરે છે; તેનું આપણું અભિમાન જાગ્રત રાખે છે. હિન્દી અથવા હિંદુસ્તાની પ્રત્યેક વિદ્યાર્થી ભણ્યો હશે તો આ એકતા વિષે જાગૃતિ ચાલુ રહેશે. પણ એટલા સારુ માતૃભાષાને હઠાવી ઉચ્ચ શિક્ષણમાં હિન્દી–હિન્દુસ્તાની બેસાડી દેવાની જરૂર નથી

"માતૃભાષાને હઠાવી" એમ હું સપ્રયોજન કહું છું, કેમ કે પોતાની ભાષા મારફત ઊંચામાં ઊંચું શિક્ષણ અપાય એ સ્વતંત્ર દેશજનનો પ્રાથમિક હક્ક છે. માતૃભાષાનો એ અધિકાર છે. કયા સ્વતંત્ર દેશમાં માતૃભાષા દ્વારા કેળવણી, ઊંચામાં ઊંચી કેળવણી નથી અપાતી? માતૃભાષા કેળવાયેલી ન હોય, પ્રારંભિક દશાની કે અર્ધવિકસિત હોય, તો એનો એ અધિકાર રહેતો નથી. હિંદુસ્તાનમાં આમ તો બોલાતી ભાષાઓ પુષ્કળ છે, પણ સારી રીતે કેળવાયેલી ભાષાઓ માત્ર દસબાર છે. એ બધીય ભાષાઓ પોતપોતાના પ્રદેશમાં ઉચ્ચ કેળવણીનાં વાહન બનવા અધિકારી છે. એમાં શતકોથી સાહિત્ય-સૌન્દર્ય વહ્યું છે અને વિચારવ્યક્તિ માટે સામર્થ્ય જણાયું છે. ગુજરાતી એમાંની એક ભાષા છે. અંગ્રેજી કે સંસ્કૃત જેટલી સમૃદ્ધ કે કાર્યક્ષમ એ નથી. પણ એને સ્થાને જેને મૂકવા માગો છો તે હિન્દી–હિન્દુસ્તાની જેટલી તો એ સમૃદ્ધ ને કાર્યક્ષમ—ઓછામાં ઓછી એટલી તો—છે જ. સાહિત્યના કેટલાક પ્રકારોમાં (દા. ત. નાટકમાં) હિન્દી (અહીં હિંદુસ્તાની નહિ બોલી શકીએ) ગુજરાતી કરતાં ચઢિયાતી ભાષા છે, તો બીજા કેટલાકમાં ગુજરાતી (દા. ત. કાવ્ય ને ગદ્યશૈલીમાં) હિન્દી કરતાં ચઢિયાતી છે. એ ગમે તેમ હો, એ ભાષાઓ ચઢઊતરતી એવી ભિન્ન કક્ષાની નથી કે હિન્દીને બદલે ગુજરાતી રાખવાથી મોટો બૌદ્ધિક ગેરલાભ થાય.

આપણે અંગ્રેજી માધ્યમની વિરુદ્ધ છીએ, કેમ કે એમાં વિદ્યાર્થીની શક્તિનો ભારે દુર્વ્યય થાય છે. અંગ્રેજી સમજવામાં જ એટલો સમય જાય છે અને શ્રમ પડે છે કે શિક્ષણના વિષયનો સાક્ષાત્ સંબંધ થતો નથી. નાનપણથી જે ભાષા આપણી સિદ્ધ થઈ છે, જેમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયાની જેમ સહજતા અને સરળતાથી આપણે વિચારભાવ વ્યક્ત કરીએ છીએ, તે ભાષામાં કોઈ પણ વિષયનું નિરૂપણ થાય, ત્યારે વિદ્યાર્થીના ચિત્તનું અનુસંધાન વિષય સાથે સીધું થાય છે. ભાષાનું વ્યવધાન તેને સમજાતું નથી. માતૃભાષા જેટલી જે ભાષા સિદ્ધ નથી, વિદ્યાર્થીના ઉછેરમાં ઊતરી ગઈ નથી, તેમાં શિક્ષણ અપાય તો વિષયના ગ્રહણમાં જરૂર વ્યવધાન અનુભવવાનું; અર્થાત્ હિન્દી મારફત ઉચ્ચ શિક્ષણ અપાય તો વિદ્યાર્થીઓની શક્તિનો દુર્વ્યય અંગ્રેજી જેટલો નહિ પણ અમુક અંશે જરૂર થવાનો. દેશની રાજકીય અને સાંસ્કારિક એકતાને જરાય આંચ આણ્યા વગર આપણે કેળવણીમાંનો દુર્વ્યય અટકાવી શકીએ તેમ હોય તો શા માટે તેમ ન કરવું!

ગુજરાતી બોધભાષા હશે તોપણ કેળવણીનાં ઉચ્ચ ધોરણો જાળવવા ગુજરાત પ્રયત્નશીલ જરૂર રહેશે. આજનો અધ્યાપક અંગ્રેજી ઉપરાંત કેટલીક યુરોપી ભાષાઓનો સંપર્ક સાધે છે. ખુદ ગુજરાતીનો અધ્યાપક મરાઠી, બંગાળી ને હિન્દી પુસ્તકોનો યોગ્ય લાગે ત્યાં ઉપયોગ કરે છે. એમ કહેવાય છે કે, ઉચ્ચ કેળવણીનું માધ્યમ અંગ્રેજી હોવા છતાં ગુજરાતી સાહિત્ય પુષ્ટ થયું છે. ખરું છે. પણ તે લલિત વાઙ્મય કે સૌન્દર્યલક્ષી સાહિત્ય પૂરતું જ ખરું છે. જ્ઞાન-વિજ્ઞાનલક્ષી બોધક વાઙ્મય માટે ખરું નથી. એ તો ત્યારે જ પુષ્ટ થાય જ્યારે ઊંચામાં ઊંચી કેળવણીની સંસ્થાઓમાં જ્ઞાનવિજ્ઞાનના વિવિધ વિષયોની ચર્ચા નિરંતર ગુજરાતીમાં થયા કરે. એ વાઙ્મયવિકાસનું, ભાષાવિકાસનું મોટામાં મોટું ક્ષેત્ર બંધ કરો એટલે

માટે હોવી જોઈએ. ગાધીજીએ પોતાની પાયાની કેળવણીની કલ્પના રજૂ કરતી વખતે કહેલુ કે, હું દેશના નાગરિકની એક એવી સાર્વત્રિક કેળવણી કલ્પુ છુ કે જે દરેકને મળે, અને આ કેળવણી સામાન્યપણે કહીએ તો મેટ્રિક ઓછા અ ગ્રેજી જેટલી હોવી ઘટે આટલે સુધીનું શિક્ષણ શાળાઓમા દર જિયાત આજે તો ન કરી શકીએ પણ શાળા બહાર ગયા છના જેઓ તે લેવા ઇચ્છે તેમને એ પહોચતુ કરવાનુ કામ પ્રૌઢશિક્ષણનુ ગણાય

વળી હવે સ્વતત્ર લોકશાહી રાજ્ય અને પુખ્ત મતાધિકાર આપણે ત્યા શરૂ થાય છે તેના સવાનોનું સામાન્ય જ્ઞાન અને તેના નાગરિકે જે તાલીમ લેવી ઘટે તે આપનાનું કામ પણ પ્રૌઢશિક્ષણમા જ ગણાય આ જાતનુ સામાજિક શિક્ષણ હવે ખૂબ વધવુ જોઈ શે

આ બધા કામો કરવાને માટે આજના યુગમા મળી શકતા જાત જાતના સાધનો આપણે કામમા લાવવા જોઈશે આપણુ સ્વરાજ ખીલશે તેમ લોકોની શિક્ષણભૂખ પણ ઊઘડશે, તેની સાથે આ કામને પણ ખીલવતા જવાનુ રહેશે આ કામમા આગળ વધેલા દેશોમા તો પ્રૌઢોને યુનિવર્સિટીનુ શિક્ષણ આપવાને માટેની પણ વ્યવસ્થાઓ થઈ છે અમદાવાદ જેવુ શહેર આ રીતે પ્રૌઢશિક્ષણને ખીલવે એમ તેની પાસે ગુજરાત જરૂર અપેક્ષા રાખે

# કૉલેજના દિવસો

**[કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા]**

(ગયા અ કથી આગળ ચાલુ)

૧૯૦૩મા કાકાસાહેબ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમા દાખલ થયા. તે વખતે દેશમા રાજકીય બાબતોમા ત્રણ વિચારધારાઓ ચાલતી હતી તે પૈકી એકના અનુયાયીઓ હિન્દના બ્રિટિશ રાજ્યને પરમેશ્વરની બક્ષિસ માનીને તેની છત્રછાયા હેઠળ રહી વફાદાર પ્રજાજનો તરીકે પોતાની ઉન્નતિ કે સુધારણા કરવાની આશા સેવતા હતા બીજીના અનુયાયીઓ એ પરદેશી સામ્રાજ્યનુ અહી હોવુ એ દેશ પર હડહડતો અત્યાચાર છે, તેથી તેને અફઘાનિસ્તાન, નેપાળ, વગેરે સ્વતત્ર રાષ્ટ્રો જોડે દોસ્તી બાધીને, દેશી રાજાઓની મદદથી અથવા કાળા લશ્કર પાસે બડ કરાવીને ઉથલાવી પાડીને સ્વરાજ્ય સ્થાપવુ જોઈએ એમ માનતા. જનતાની સહાનુભૂતિ અને મૂક અનુમતિ બીજા સપ્રદાયને હતી પણ એ વિચારધારા સેવનારા લોકો રાજકારણમા સાવ બાળક જેવા હતા. પોતાના તેમ જ સામાના બલાબલનું તેમને ભાન ન હતુ આ જોઈને, કાકાસાહેબ જણાવે છે કે, મને નવાઈ લાગતી ફલજ્યોતિષ, લોકવાયકા, આકસ્મિક ઘટનાઓ ઇત્યાદિ વિષેની તેમની ભોળી શ્રદ્ધા જોઈને દયા આવે એવુ હતુ વાસુદેવ ગોવિંદ ફડકેના બળવાની સ્મૃતિ હજી લોકોમા તાજી હતી અને ફડકેના પ્રયત્નની પુનરુક્તિ કરાય એવી લોકોમા આશા હતી વિક્ટોરિયા રાણીની જ્યુબિલીને વખતે જ રૅંડ આયર્સ્ટના ખૂન થયા હતા તે વખતનુ આખુ વાતાવરણ હજી ચાલે પડ્યુ ન હતુ

આ બન્નેથી જુદો તરી આવતો લોકમાન્ય ટિળકનો ત્રીજો પક્ષ કહી શકાય તેમને પહેલા પક્ષ માટે પૂરેપૂરો તિરસ્કાર હતો, પરતુ બીજાનુ ગાડપણ આપણા રાષ્ટ્રીય કાર્યના નાવને ગમે ત્યારે દગો દેશે એમ તેમને લાગતુ તેની સાથે દેશના જુવાનોના ઉત્સાહનો પૂરેપૂરો લાભ દેશને મળે એ વિષે તેઓ બહુ જાગરૂક હતા આમ જનતાની માન્યતા તો એવી હતી કે, આ બધી ગુનાખોરીની પ્રવૃત્તિ પાછળ ટિળકનો જ હાથ છે, અને વિદ્યાર્થી આલમમા લોકમાન્યની પ્રતિષ્ઠા તેમના ત્યાગ ને તપને લીધે ખૂબ વધી હતી તેઓ અવારનવાર લોકમાન્યને મળતા, લોકમાન્ય પણ તેમની સાથે બહુ સન્માન પૂર્વક વર્તતા ને તેમને પ્રેરણા અને દોરવણી આપતા જુવાન કાકાસાહેબને આવી જ એક મુલાકાત વખતે તેમણે કહેલુ કે "તમારુ ભણતર છોડી દો એમ અમે કહેતા નથી પણ ભણતરની સાથે સાથે દેશની સેવા પણ કરો, અને તેમ કરતા ફર્સ્ટ ક્લાસમા

આવનાર વિદ્યાર્થીને સેકન્ડ ક્લાસમાં અથવા પાસ ક્લાસમાં આવવું પડે તો એટલો ત્યાગ તેણે દેશને માટે કરવો જોઈએ."

એટલામાં બંગભંગના દિવસો આવ્યા, અને આખા દેશમાં વીજળીવેગે નવચૈતનનું મોજું ફરી વળ્યું. મહારાષ્ટ્રનો છૂપો યુક્તિવાદ કે કાવતરાંવાદ અને બંગાળનો ત્રાસવાદ એ બેનો સંગમ થયો. પંજાબ તરફ લાલાજીએ રાષ્ટ્રીયતાનો ઝંડો ફરકાવ્યો. અને લાલ, બાલ ને પાલની ત્રિપુટીનું નામ સર્વત્ર પોકારાવા લાગ્યું. પૂનામાં સાવરકર, બાપટ વગેરેનાં કાવતરાં શરૂ થયાં. તેઓ કાકાસાહેબના સમકાલીન પણ થોડાક આગળના વિદ્યાર્થીઓ હતા. કાકાસાહેબ તેમના ભક્ત બન્યા. સ્વદેશી, બહિષ્કાર, દારૂનિષેધ, વગેરે ચળવળોમાં તો તેઓ હતા જ. ૧૯૦૫ના ઑક્ટોબરમાં આખા હિન્દુસ્તાનમાં વિલાયતી કપડાંની પહેલી હોળી જ્યારે લોકમાન્ય ટિળકના પ્રમુખપણા નીચે સાવરકરે સળગાવી, ત્યારે તેમના મંડળમાં કાકાસાહેબ જરૂર હશે એમ માની શકાય. સ્વદેશીની દીક્ષા તો તેમને તેમના કૉલેજના તર્કશાસ્ત્રના અધ્યાપક શ્રી નાના ઓક પાસેથી કેવી રીતે મળી હતી તે જાણવા જેવું છે. એક દિવસ તર્કશાસ્ત્રની પોતાની નોંધ કાકાસાહેબે બ્લૅકી ઍન્ડ સન્સ કંપનીની 'ઇંડિયન એકસરસાઇઝ બુક' માં લખીને અધ્યાપક ઓકને તપાસવા આપી. ઓકે 'ઇંડિયન' શબ્દ ઉપર પ્રશ્નચિહ્ન કરીને નોટ પાછી આપી. બીજે દિવસે કાકાસાહેબે સ્વદેશી નોટ લાવીને તેમાં બધું ફરીથી લખી કાઢ્યું અને તે પ્રો. ઓકને બતાવી. બન્ને જણા હસી પડ્યાં અને કાકાને સ્વદેશીની મૌન દીક્ષા મળી. આ જ શ્રી ઓક પાછળથી શ્રી વિજાપુરકરે સ્થાપેલા સમર્થ વિદ્યાલય નામની તળેગામની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાના આચાર્ય બન્યા હતા.

કાકાસાહેબના સ્વદેશી વ્રતને અંગે બીજો એક પ્રસંગ નોંધવા જેવો છે. સને ૧૮૯૭ની સાલથી જ કાકાના સૌથી મોટા ભાઈ સ્વદેશીનું વ્રત પાળતા હતા. કાકા તેમ જ બીજા ભાઈઓ તે વખતે તેમની ઠેકડી કરતા. પણ ૧૯૦૫માં સ્વદેશી ને સ્વરાજ્યની ચળવળ શરૂ થતાં બધું બદલાઈ ગયું. કાકાએ મોટા ભાઈની કરેલી મશ્કરીના પ્રાયશ્ચિત્ત રૂપે સ્વદેશી વ્રત ગ્રહણ કર્યું અને ૭ વરસ સુધી ખાંડ ન ખાવાનો નિયમ લીધો. કપડાં તેમ જ બીજી વસ્તુઓ પણ બની શકે તેટલી સ્વદેશી વાપરવાનું શરૂ કર્યું.

દારૂના પીઠાના પિકેટિંગની તે વખતની પદ્ધતિ પણ જાણવા જેવી છે. દારૂડિયાને પગે પડવાને બહાને તેના પગ સખત પકડી તેને પાડી નાખવામાં આવતો અથવા તે પાસેની ગલીમાં જાય ત્યારે તેને સારી પેઠે મેથીપાક આપીને તેનો નશો ઉતારી નાખવામાં આવતો! અને તે વખતે આ બધું શાંતિમય પિકેટિંગને નામે ચાલતું! પિકેટરો ક્યારેક દારૂના પીપમાં પેશાબ પણ કરતા! આથી વધુ તો એ અરાજક પ્રવૃત્તિના દિવસોનું બયાન કાકાસાહેબ પોતે કરશે ત્યારે જ આપણને જાણવા મળશે. તેમણે તેમ જ તેમના સહાધ્યાયી ને મિત્ર આચાર્ય કૃપાલાનીજીએ એ હિલચાલમાં પ્રત્યક્ષ શો ભાગ ભજવ્યો હતો તે જાણવાનું અત્યારે આપણી પાસે બીજું સાધન નથી. કૃપાલાનીજીએ કરાંચી, મુંબઈ કે વડોદરાની કૉલેજોમાંથી ત્યાંના ગોરા પ્રિન્સિપાલોએ ક્યાંયે જંપીને રહેવા દીધા નહિ, એટલે તે છેવટે પૂને આવ્યા હતા અને ત્યાંની ફર્ગ્યુસન કૉલેજે તેમને સંઘર્યા હતા. મહારાષ્ટ્રીઓએ બહારના લોકો સાથે સંપર્કમાં આવવું જોઈએ, તેમની સાથે મિત્રતા કેળવવી જોઈએ, એવી કાકાની મૂળથી માન્યતા અને વૃત્તિ હતી. એટલે કૃપાલાની સાથે તેમની ગાઢ મૈત્રી બંધાઈ અને બન્ને જહાલ ક્રાન્તિકારી રાજકારણના અનુયાયી બન્યા.

ઉપરના વર્ણન પરથી એવું લાગવાનો સંભવ છે કે, કાકાસાહેબનાં કૉલેજનાં વરસો કેવળ રાજકીય વાતાવરણની ઉત્તેજનામાં પસાર થયાં હશે; પણ એ ખ્યાલ બરોબર નથી. તેમનો વિદ્યાપ્રેમ અને અભ્યાસ પણ આ જ કાળમાં ઘડાયો. ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા પછી તેમના પર પ્રથમ છાપ પ્રિન્સિપાલ રેંગલર પરાંજપેની પડી, અને તેમને વાદે ચડીને તેઓ સંસારસુધારાના અને નાસ્તિકવાદના ફેરમાં ઘેરાયા. આ ફેરની તાણમાં તેમણે ચોટલી અને જનોઈને રજા આપી. (આ વસ્તુઓને હિન્દુ ધર્મની દૃષ્ટિથી તે કાળે કેટલું મહત્ત્વ હતું તેની આજના

યુવકવર્ગને ભાગ્યે જ કલ્પના આવે 'શિખાનષ્ટ' એટલે સનાતન ધર્મનો શત્રુ મુસનમાન જ!) મંદિરમાં દર્શને જવું એને તે મહાપાતક સમજતા લાગ્યા પણ તેમની તીવ્ર જિજ્ઞાસા અને સત્યશોધક વૃત્તિનું નર્યા બુદ્ધિવાદથી સમાધાન થાય તેમ ન હતું પ્રથમ ડૉ ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડેનું સાહિત્ય વાંચીને તેઓ પ્રાર્થનાસમાજ તરફ ઢળ્યા એમાંથી જ આગળ જતાં વિવેકાનંદના લખાણો વાંચવામાં આવતાં તેઓ આગળ વેદાન્ત તરફ વળ્યા અને તેમની સંશયાત્માની વૃત્તિ ઊડી ગઈ

પૂનાનું વાતાવરણ રાજકીય દૃષ્ટિથી ગમે તેટલું જહાન હોય, તોપણ જીવનના બીજા ક્ષેત્રોમાં બહુ જ સંકુચિત દૃષ્ટિવાળું હતું સનાતનીઓનું રૂઢિચુસ્તપણું ડગને ને પગલે કોઈ નિયે ખટકે તેવું હતું સમાજસુધારાની કે ધાર્મિક સુધારાની બાબતમાં પૂના બહુ અનુદાર હતું પૂનાના આવા વાતાવરણમાં રહેતા હતા ત્યારે બિપિનચંદ્ર પાલના લખાણોમાં દેશભક્તિ અને સમાજસુધારો એ બેની મયુક્તિક એકવાક્યતા થયેલી જોઈને કાકાસાહેબને સમાધાન થયું વિવેકાનંદે ધર્મ અને દેશભક્તિનો જે સુંદર મેળ કર્યો હતો તેથી તેઓ ખૂબ આકર્ષાયા હિંદની સંસ્કૃતિ, ધર્મ, ઇતિહાસ, કળા ઇત્યાદિ વિષયોને અંગે પૂર્વે થયેલા જે લખાણો જોવા મળતા, તેમાં આ દેશની હરકોઈ વસ્તુને ઉતારી પાડવાનો ઝોક હંમેશ રહેતો તેનો પ્રતિકાર તો હિન્દી વિદ્વાનો તરફથી ક્યારનો શરૂ થઈ ચૂક્યો હતો પણ આ જ અરસામાં એ પ્રતિકારપ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી હતી હરબિલાસ સારડાનું 'હિન્દુ સુપિરિયોરિટી (ભારતની શ્રેષ્ઠતા), આર્યસમાજના પ્રયત્નો, રવીન્દ્રનાથ ઠાકુર અને અરવિંદ ઘોષ જેમાં અગ્રણી હતા તે બંગાળની 'નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન,' ત્યાંની જ 'ડૉન સોસાયટી એ બધા આ રાષ્ટ્રીય અસ્મિતાના પ્રયત્નોના પ્રતિનિધિ સમા હતા થિયોસોફિકલ સોસાયટીના પ્રયત્નો પણ આને મદદકર્તા હતા વળી, બ્રહ્મસમાજ, રામકૃષ્ણ-વિવેકાનંદની હિલચાલો ને તેમનું સાહિત્ય, સ્વામી રામતીર્થ, આનંદ કુમારસ્વામી, ભગિની નિવેદિતા, હૅવેલ, જેના આચાર્ય અવનીન્દ્રનાથ ઠાકુર હતા તે બંગાળનો નૂતન કળાસંપ્રદાય, વગેરે — આ નૂતનભારતના આત્મપરિચયના આગેવાનો ગણાય આ બધા સાધનોની મદદથી કાકાસાહેબે ભારતીય જીવનદૃષ્ટિ સમજી લઈને તેને આત્મસાત્ કરવાનો સફળ પ્રયત્ન કર્યો (આમાંના કેટલાકના લખાણો તો કાકાસાહેબે એટલી હદ સુધી પચાવ્યાં છે કે એક વખત નિવેદિતાના એક લેખને તે પોતાનો છે એ ધ્યાનથી પોતાના સંગ્રહમાં તેનો સમાવેશ કરવાની પણ તેમણે મંજૂરી આપી હતી!) ઉપનિષદો અને ગીતા આ કાળ દરમ્યાન જ તેમની શ્રદ્ધાનો નક્કર પાયો બની ગયાં આ ઉદાર દૃષ્ટિ આપનારા બળો દ્વારા અને તેમને જ લીધે ધર્મસંસ્કરણ અને સમાજસુધારાને અંગેના કાકાસાહેબના ઘણાખરા વિચારો ઘડાયેલા છે અને તે તેમણે એટલી હદ સુધી પોતાના કર્યા છે કે, તેમને તે તદ્દન સહજતાથી પોતાની ઢબે રજૂ કરે છે

કાકાસાહેબ કૉલેજમાં ગયા ત્યારથી તેમણે ધ્યાન ધરવાનો અભ્યાસ શરૂ કર્યો હતો એના એક પ્રસંગનું વર્ણન કરતાં તેઓ કહે છે કે "તે દિવસે વસ્તુ તત્ત્વત શું છે તેનો વિચાર કરતાં તેના રૂપ રંગાદિ ગુણો ડુંગળીની પાખડીઓની પેઠે એક પછી એક ખરતા ગયા અને હવે એ વસ્તુનું મૂળ વસ્તુપણું 'તત્તા — જાણે હાથમાં આવી ગઈ એવી સ્થિતિ સુધી પહોંચી ગયો હોઉં એમ મને લાગ્યું એટનામાં એકાએક ધ્યાનનો અંત આવ્યો પણ તે વખતથી વૃત્તિ પારમાર્થિક બની અને અનેક માનસિક ક્રાન્તિઓ અને પ્રમાદો છતાં એ પારમાર્થિકતા સ્થિર રહી છે '

[ચાલુ] પાંડુરંગ દેશપાંડે

જે કામ કરવાથી પાછળથી પસ્તાવું પડશે એમ તમારી સદ્બુદ્ધિ કહેતી હોય તે કામ ન કરવું પણ જો તમે એવું કામ કરી ચૂક્યા હો, તો ફરી એવી બેવકૂફી ન કરશો

કૉન્ફ્યૂશિયસ

# મધ્યકાલીન ભારતવર્ષમાં એખલાસભર્યા હિંદુ-મુસ્લિમ સંબંધો[1]

૧

છેલ્લાં બે વર્ષમાં ભારતવર્ષે હિંદુ-મુસ્લિમ વૈમનસ્યને કારણે કેવી ભીષણ યાતનાઓ સહી છે! છતાં એ વૈમનસ્ય અને વૈરવૃત્તિ અર્વાચીન સમયનો જ પરિપાક છે; પ્રાચીન કાળમાં એ નજરે પડતાં નથી. ઇતિહાસનાં પૃષ્ઠો ફેરવતાં તો એ સમયમાં આપણને બંને કોમો વચ્ચે મીઠા સંબંધો, ભાઈચારો અને અનુરાગનાં જ દશ્યો બહુધા નજરે પડે છે.

મુસ્લિમ વિજય પૂર્વેના મધ્યયુગીન ભારતમાં (આશરે ઈ. સ. ૧૦૦૦–ઈ. સ. ૧૨૦૦ સુધી) હિંદુ-મુસ્લિમ સંબંધો કેવા પ્રકારના હતા તે તરફ દષ્ટિપાત કરીએ.

ત્યારે ભારત જુદાં જુદાં હિંદુ રાજ્યોમાં વહેંચાઈ ગયો હતો, અને મુસ્લિમો એના કેટલાક ભાગોમાં વેપારીઓ અને નાગરિકો તરીકે આવી વસ્યા હતા. ગૂજરાતમાં, તેમ સામાન્યતઃ પશ્ચિમ ભારતમાં, વેપારાર્થે મુસ્લિમોનો પ્રવેશ અને નિવાસ ઘણો વહેલો થયો હતો. ગૂજરાતના પશ્ચિમ કિનારે અને ખાસ કરીને ખંભાતમાં ઈ. સ.ની ૯મી અને ૧૦મી સદીમાં અરબ અને ઈરાની વેપારીઓ મોટી સંખ્યામાં સ્થાયી નિવાસ કરી રહેતા હતા, અને ઈરાનનું હોર્મઝ બંદર તો ખંભાતના વેપાર ઉપર જ નભતું હતું.[2] એટલે બહુધા ગૂજરાતને અનુલક્ષીને જ આપણે હિંદુ-મુસ્લિમ સંબંધોની સમીક્ષા કરીશું. ગૂજરાતમાં આ સમયમાં સોલંકી અને વાઘેલા રાજાઓનો અમલ હતો, અને ગૂજરાતની સંપૂર્ણ જાહોજલાલી હતી. આ સમીક્ષા માટે આપણે મુસ્લિમ ઇતિહાસકારો અને મુસ્લિમ વિદ્વાનોનાં જ કથનનો આધાર લઈશું.

હિંદુસ્તાન અતિ પ્રાચીન કાળથી એની સમૃદ્ધિ માટે વિખ્યાત છે. એક અરબ મુસાફરે ભારતનું હઝરત ઉમર (ઈ. સ.ની ૭મી સદી) પાસે આ પ્રમાણે વર્ણન કર્યું છે:

"ભારતની નદીઓ મોતી(થી પૂર્ણ) છે, પર્વતો માણેક(વાળા) છે, અને વૃક્ષો અત્તર(થી ભરેલાં) છે."[3]

માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજા બલ્હારની રાજધાની મહાનગરને અરબો સોનાની નગરી કહેતા. ત્યારે ભારત સુગંધી દ્રવ્યો, કસ્તૂરી, ચંદન, હાથીદાંત, અગરુ, કપૂર, તેજાના, બારીક મલમલ, મખમલ, હીરા અને રત્નો, મોતી, નાળિયેર અને અન્ય વસ્તુઓ માટે પ્રખ્યાત હતો.[4] આથી અનેક અરબ વેપારીઓ હિંદમાં આવવાને અને એની સાથે વેપાર કરવાને આકર્ષાતા.

ભારતનો પડોશી દેશો સાથે આયાત વેપાર પણ ઘણો હતો. મિસરમાંથી મદ્યો, રોમમાંથી રેશમી વસ્ત્રો, શામ્વા ચામડું, તરવારો વગેરે, ઈરાનમાંથી ગુલાબજળ, અને બસરાથી ખજૂર હિંદમાં આયાત થતાં. ઈરાકના એક બંદર સૈરાફમાં હિંદુ વેપારીઓ મોટી સંખ્યામાં વસ્યા હતા.[5]

હિંદનાં ખંભાત જેવાં બંદરોએથી ઈરાન જેવા પડોશી દેશો સાથે ધમધોકાર વેપાર ચાલતો. બસરાની પાસેનું ઉબ્લા નામનું ઈરાની બંદર હિંદથી જતાં આવતાં વહાણો માટે એક અતિ મહત્ત્વનું મથક હતું, અને એને અરબો તો હિંદનું નાકું (outpost) ગણતા. આ રીતે બસરા અને હોર્મઝનાં બંદરોને હિંદમાંથી આવતાં વહાણો ઉપરની જકાતમાંથી અનગળ આવક થતી.

હિંદના અતિ સમૃદ્ધ વેપારે અનેક અરબ વેપારીઓને આકર્ષ્યા. તેઓ હિંદમાં વેપાર અર્થે આવીને વસ્યા. આ રીતે અરબ અને ઈરાની વેપારીઓના હિંદના પશ્ચિમ કિનારા ઉપર ઉપનિવેશો સ્થપાયા, જેનો ઉલ્લેખ નવમી અને ત્યાર પછીની સદીઓમાં હિંદમાં આવેલા અરબ મુસાફરોનાં

---

૧. ઑક્ટોબર '૪૮ના 'મૉડર્ન રિવ્યુ'માં પ્રસિદ્ધ થયેલા કર્તાના લેખનો સંક્ષિપ્ત અનુવાદ.

૨. શ્રી. રત્નમણિરાવ જોટે, 'ખંભાતનો ઇતિહાસ', પૃ. ૧૦૭–૮.

૩. અબૂ હનીફા દીનવરી કૃત 'અલ્–અખબાર–ઉત્–તવાલ' પૃ. ૩૨૬; જુઓ મૌલાના સૈયદ સુલેમાન નદવી કૃત 'અરબ ઔર ભારતકે સંબંધ', પૃ. ૧૫

૪. નદવી, એજન, પૃ. ૫૫.

૫. ઈબ્નેહૌકલ પૃ ૨૩૧; જુઓ નદવી, એજન, પૃ. ૬૮.

વૃત્તાન્તોમા મળે છે મુસ્લિમ વેપારીઓની સાથે હિંદુ રાજાઓ અને પ્રજા કેવો સબધ રાખતા એ વિષે આ અરબ મુસાફરોના ઉલ્લેખો જોઈએ

આ અરબ તવારીખકારો જણાવે છે કે, ખભાતમા અને હિંદના પશ્ચિમ કિનારા ઉપર જ્યા જ્યા મુસ્લિમ વેપારીઓ વસ્યા હતા ત્યા ત્યા તેમની પ્રત્યે રાજસત્તા અને હિંદુ પ્રજા ખૂબ સદ્ભાવ દર્શાવતી હતી જે પહેલા અરબ મુસાફરનો વૃત્તાન્ત આપણને મળે છે તે સુલેમાન સૌદાગર (ઈ સ ૮૫૧) એના 'સિલ્સિલ-તુત્-તવારીખ'મા જણાવે છે કે કોકણનો રાજા બલ્હાર અરબો પ્રત્યે ખૂબ મમતા દર્શાવતો હતો અલ્ મસૂદી (ઈ સ ૯૧૫) જણાવે છે કે, ખભાતનો રાજ્યાધિકારી "અજાણ્યા મુસલમાનો અને અન્ય વિધર્મીઓ પ્રત્યે માયાળુ હતા,[૬] અને જેના તાબામા ત્યારે ખભાત હતુ અને ખભાતથી કોકણ સુધી પશ્ચિમ હિંદ ઉપર જેની આણ વર્તતી હતી તે રાષ્ટ્રકૂટ રાજા "મુસલમાનોને સન્માનતો, એમની પ્રત્યે કૃપા દર્શાવતો અને એમને મસ્જિદો બાધવાની રજા આપતો"[૬] અલ્ ઇસ્તખ્રી કહે છે કે, આ રાષ્ટ્રકૂટ રાજાએ મુસલમાનોના અદર અદરના ઝઘડા પતાવવાને મુસલમાનોમાથી એક કાઝીની નિમણૂક કરી હતી.[૭] આ રીતે રાષ્ટ્રકૂટ રાજાઓના અરબો અને અન્ય વિદેશીઓ પ્રત્યેના માન અને અનુગ્રહયુક્ત ઉદાર વર્તાવે અરબોના મન જીતી લીધા હતા

આ જ પ્રકારે ભારતના અન્ય ભાગોમા પણ મુસ્લિમો પ્રત્યે સદ્ભાવયુક્ત વર્તાવ રાખવામા આવતો હતો અલ્ બિરૂની (ઈ સ ૯૭૩-૧૦૪૮) જણાવે છે કે, "૯મી સદીમા હિંદુઓએ સિંદાન (સિંધનુ સજાન) પાછુ જીતી લીધા પછીથી ત્યાની મસ્જિદોને હાથ સરખો પણ નહોતો લગાડ્યો એ મસ્જિદોમા ત્યાર પછી લાબા કાળ પર્યંત મુસ્લિમો જુમાની નમાજ માટે વિના હરકતે એકઠા થતા"[૮] આ હકીકતને બિનાઝુરી એના 'ફુતુહ-અલ્-બલ્દા'મા સમર્થન આપે છે એ જણાવે છે કે, હિંદુ રાજાઓએ સિંધ જીત્યા પછી પણ ત્યાની મુસ્લિમ પ્રજા પ્રત્યે ઉદાર વર્તાવ રાખ્યો હતો અને એમની મસ્જિદોને જરાયે જરા પહોચાડી નહોતી[૯] આ સમયમા સામાન્ય રીતે જ અસહિષ્ણુતા કે ધમાધતા નજરે પડતી નથી મુહમ્મદ બિન કાસિમે સિંધ જીતી લીધા પછી ત્યાના બાદ્ધ મદિરોને હાનિ પહોચાડી નહોતી, તેમ મુલતાનનુ પ્રસિદ્ધ સૂર્યમદિર અરબોના શાસનકાળ દરમિયાન પણ યથાસ્થિત રહ્યુ હતું, અને અરબો પણ એ મદિર હોશથી જોવાને આવતા[૧૦] અલ્-ઈદ્રીસિ (ઈ મ ની ૧૧મી સદીના અતભાગમા) જણાવે છે કે, "હિંદુઓ સ્વભાવથી જ ન્યાયી છે એમના ન્યાયીપણા, પ્રામાણિકતા, અને વચનપાલનની શાખ એટલી બધી છે કે પરદેશીઓ એમના મુલકમા વેપારાર્થે દોડી આવે છે અને દેશની સમૃદ્ધિમા વધારો કરે છે"[૧૧]

આમ ગુજરાતમા, તેમ અન્ય સ્થળોએ, હિંદુ રાજાઓના સમગ્ર શાસનકાળ દરમિયાન મુસ્લિમો પ્રત્યે ખૂબ માયાળુ વર્તાવ રાખવામા આવતો હિંદુ સ્વભાવમા રહેલી આતિથ્યભાવના, ન્યાયપ્રિયતા અને સહિષ્ણુતાનુ આ પરિણામ હતું 'જામિ-ઉલ્-હિકાયાત'ના કર્તા મુહમ્મદ ઉફીએ (ઈ. સ ૧૨૧૧) નોધેલા એક પ્રસગ ઉપરથી હિંદુ રાજાઓ નાની સરખી વણજામેલી મુસ્લિમ જાતિ પ્રત્યે કેટલી ઉદાર ન્યાયપ્રિયતા દર્શાવતા તેનો ખ્યાલ આવશે મુહમ્મદ ઉફીએ એ પ્રસગનુ નીચે પ્રમાણે બયાન આપ્યુ છે[૧૨]

ગૂજરાતમા રાજા જયસિંહદેવ સોલકીનો અમલ હતો ત્યારે ખભાતમા સુન્ની મુસ્લિમો અને અગ્નિપૂજકોની સારી એવી સખ્યા વસતી હતી. મુસ્લિમોની

૬ બોમ્બે ગૅઝેટિયર, વૉ ૧, ભાગ ૧, ૧૮૯૬, પૃ ૫૧૪ અને ૫૨૬.

૭ એજન પૃ ૫૨૬

૮ એજન પૃ ૫૩૦

૯ નદ્વી એજન પૃ ૧૬

૧૦ નદ્વી, એજન, પૃ ૧૬૨

૧૧. ઇલિયટ અને ડાઉસન 'હિસ્ટ્રી ઑફ ઈન્ડિયા ઍઝ ટોલ્ડ બાય ઇટ્સ ઓન હિસ્ટૉરિયન્સ' વૉ ૧, (૧૮૬૭) પૃ ૮૮

૧૨ ઇલિયટ અને ડાઉસન, 'હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા', વૉ ૨, (૧૮૬૯) પૃ ૧૬૨-૧૬૪

ત્યાં એક મસ્જિદ પણ હતી. એક વખતે અગ્નિ-પૂજકોની ઉશ્કેરણીથી હિંદુઓએ મુસ્લિમ મસ્જિદ બાળી નાખી અને મુસ્લિમોને હેરાન કર્યા. આથી એક અલી નામનો મુસ્લિમ ખતીબ કે ખુતબા વાંચનાર અણહિલવાડ પાટણ ફરિયાદ કરવાને ગયો. રાજાના અધિકારીઓએ કાંઈ ધ્યાન આપ્યું નહીં, એટલે જયસિંહદેવ શિકારે જતા હતા ત્યારે એમને એ મળ્યો, અને હિંદીમાં (પ્રાચીન ગૂજરાતીમાં?) લખેલો એક કસીદો એમના હાથમાં મૂકયો. જયસિંહદેવે એને પોતાના અનુચરને સોંપ્યો, અને એની બરાબર સંભાળ રાખવાને કહ્યું. પછી પોતે ત્રણ દિવસ આરામ માટે અંતઃપુરમાં જ ગાળવાના છે એમ મંત્રીઓને જણાવી, રાત્રે છૂપે વેશે એકલા એક વેગવંત સાંઢણી ઉપર સવાર થઈને એક રાત અને એક દિવસમાં ખંભાત પહોંચ્યા. ત્યાં વેપારીને વેશે બધી તપાસ કરી. એમને જણાયું કે ખતીબની ફરિયાદ સાચી હતી. પછી દરિયાના પાણીનો એક ઘડો ભરી લીધો અને ચાલી નીકળ્યા. અણહિલપુર ત્રીજા દિવસની રાત્રે તે આવી પહોંચ્યા. બીજે દિવસે એમણે દરબાર ભર્યો, અને અનુચર દ્વારા ખતીબને હાજર કરાવ્યો અને એની પાસે વિગતવાર પોતાની ફરિયાદ રજૂ કરાવી. રાજાના અધિકારીઓ એ ફરિયાદ ખોટી ઠરાવવા મથ્યા ત્યારે પોતે આણેલા ઘડામાંથી સૌને થોડું થોડું પાણી પીવાની આજ્ઞા કરી. આખો દરબાર વિસ્મિત થઈને જોઈ રહ્યો ત્યારે જયસિંહદેવે જણાવ્યું કે, "આ ફરિયાદની મેં ખંભાત જઈ તપાસ કરી છે, અને એ સાચી નીકળી છે. એની ખાતરી કરાવવાને આ દરિયાનું પાણી રજૂ કર્યું છે." પછી જયસિંહદેવે ખંભાતના બ્રાહ્મણો અને અગ્નિપૂજકો અને અન્યધર્મીઓમાંથી બબ્બે અગ્રણીઓને સજા કરી, અને મુસ્લિમોને ફરી મસ્જિદ બાંધવાને એક લાખ બાલોત્રા આપ્યા અને ખતીબ અલીને પોશાક આપ્યો.

પછીના વાઘેલા રાજાઓના સમયમાં બધી કોમના વેપારીઓને, કોઈ પણ પ્રકારનો ભેદભાવ રાખ્યા વિના, રક્ષણ આપવામાં આવતું હતું. ઇબ્ન બતૂતા (ઈ.સ. ૧૩૭૭) જણાવે છે તે પ્રમાણે, ખંભાતમાં કેટલીક સુંદર મસ્જિદો હતી અને ત્યાંના વિદેશી વેપારીઓમાંથી મોટા ભાગના મુસલમાન હતા. રાજા અર્જુનદેવ વાઘેલાના સમયમાં (ઈ.સ. ૧૨૬૪) સોમનાથ પાટણમાં ત્યાંના અગ્રણી રાજપુરુષો અને નાગરિકોની સહાયતાથી હોર્મઝથી આવેલા મુસ્લિમ ખલાસીઓએ એક મસ્જિદ બાંધી હતી, અને તેના નિભાવ માટે કેટલીક મિલકત અર્પણ કરી હતી. મક્કાની હજ કરવા જનારા યાત્રીઓને બધી સગવડ આપવામાં આવતી અને ગૂજરાતનું એક મજબૂત નૌકાસૈન્ય કાંઠાના ચાંચિયાઓથી એમનું રક્ષણ કરતું. 'ચતુર્વિંશતિપ્રબંધ'માં એક કથા આ સંબંધમાં આપેલી છે. વાઘેલા રાજા વીરધવલના વિદ્વાન મંત્રીવર વસ્તુપાલ જ્યારે ખંભાત ઉપર શાસન કરતા હતા ત્યારે મક્કે હજ કરવા જતી દિલ્હીના સુલતાન મુર્ઝુદ્દીનની (કુતબ્-ઉદ્-દીન કે અલ્તમશ?) માતાનું વસ્તુપાલે ખૂબ સન્માનપૂર્વક આતિથ્ય કર્યું, અને ચાંચિયાઓથી એનું રક્ષણ કર્યું, અને મક્કાના તીર્થસ્થાનના દ્વારસ્થાને સ્થાપવાને એક સુંદર આરસનું તોરણ એને ભેટ કર્યું. એથી ઉપકારવશ થયેલા સુલતાને રાજા વીરધવલ સાથે કાયમનો મૈત્રી સંબંધ રાખવાનું સ્વીકાર્યું, એટલું જ નહિ પણ વસ્તુપાલને પ્રસિદ્ધ મમ્માણી ખાણોમાંથી સરસ આરસની શીલાઓ તીર્થંકરોનાં બિંબ બનાવવાને આપી.[૧૩] આ જ રીતે ગૂજરાત જિતાયા પછી થોડે સમયે દિલ્હીના બાદશાહ અલ્લા-ઉદ્-દીન ખલજીના સૂબા ઉલુઘખાને મૈત્રીભાવે એક ખાસ ફરમાન આપી સમરાશાહ નામના ગૂજરાતી કોટ્યધિપતિને શત્રુંજયનું તીર્થ સમરાવવાની રજા આપી.

આમ સમસ્ત હિંદુ રાજ્યકાળમાં ગૂજરાતમાં અને ભારતના અન્ય પ્રદેશોમાં મુસ્લિમો પ્રત્યે હિંદુ રાજાઓ અને જનતા ખૂબ સહિષ્ણુતા અને સદ્ભાવ રાખતી હતી એમ ઉપર નોંધેલા મુસ્લિમ તવારીખકારોના વૃત્તાન્ત ઉપરથી જણાશે.

-ચાલુ] કાન્તિલાલ બ૦ વ્યાસ

---

૧૩. ચતુર્વિંશતિપ્રબંધ, અનુવાદ, હી૦ ૨૦ કાપડિયા, પૃ. ૨૦૭

# ભાષાવાર પ્રાંતરચનાનો પ્રશ્ન

[ ધાર કમિશનનો રિપોર્ટ ]

ઈ સ ૧૯૪૭ના ઓગસ્ટમા હિંદના ભાગના પાડીને બ્રિટિશ સરકારે હિંદનો રાજકારભાર પ્રજાના પ્રતિનિધિઓને સોપ્યો ત્યાર પછી ભાષાવાર પ્રાંતો રચવાનો પ્રશ્ન ઉગ્ર બન્યો છે સ્વરાજ મળવાનું થયુ ત્યારે મુસલમાનોને પોતાના હિતની ચિંતા થઈ તેમ હવે કેટલાક પ્રાંતોવાળાને થયુ લાગે છે ૧૯૨૧ પછી રાષ્ટ્રીય મહાસભાના બધારણમા સરકારી વહીવટી પ્રાંતોને બદલે કેટલાક ભાષાવાર પ્રાંતો સ્વીકારવામા આવ્યા છે તેને નેહરુ રિપોર્ટમા અને મહાસભાના ચૂટણીઓના જાહેરનામામા અનુમોદન આપવામા આવ્યુ છે તેથી સ્વરાજ્યનુ બધારણ ઘડવાનું થતા આ પ્રશ્ન મોખરે આવ્યો છે અને કેટલાકને થાય છે કે, આ વખતે આપણે નહિ ચેતીએ તો હાલના પ્રાંતોની સાથે જ રહેવુ પડશે એ બીકમાથી લોભી વૃત્તિને પણ ઉત્તેજન મળ્યુ છે અને બાજુના પ્રદેશોમાથી બને તેટલો વધારે પ્રદેશ પોતાના પ્રાંતમા ખેચી લેવાનો પ્રયત્ન ચાલે છે

### કમિશનની નિમણૂક

રાષ્ટ્રીય દૃષ્ટિએ આ વૃત્તિને ક્યા સુધી ચાલવા દેવી અને આજના સજોગોમા શુ કરવુ જોઈએ તે ખાસ વિચારવા જેવુ થવાથી બધારણસભાના પ્રમુખ તરફથી તા ૧૭–૬–૪૮ના રોજ એક કમિશન નીમવામા આવ્યુ હતુ અને તેને આન્ધ્ર કેરળ, કર્ણાટક, અને મહારાષ્ટ્રના જુદા પ્રાંતો કરવા સબધી તપાસ કરીને અહેવાલ રજૂ કરવાનુ સોપ્યુ હતુ તે કમિશને ૧૦–૧૨–૪૮ને રોજ પોતાનો રિપોર્ટ આપ્યો અને તેને જયપુર મહાસભાના અધિવેશન પહેલા પ્રસિદ્ધ કરવામા આવ્યો તે રિપોર્ટને કેટલાકે આવકાર્યો અને કેટલાકે વખોડ્યો પણ એકદરે તે રિપોર્ટમા રજૂ કરેલી હકીકતો અને દલીલો આ દેશના દરેક નાગરિકે લક્ષમા લેવા જેવી છે

કમિશનના પ્રમુખ તરીકે અલ્હાબાદ હાઈકોર્ટના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી એસ કે ધાર હતા અને સભ્યો તરીકે હિંદી સનદી નોકરીના નિવૃત્ત અમલદાર ડૉ પન્નાલાલ અને હિંદી બધારણસભાના સભ્ય શ્રી જગન્નારાયણ લાલ હતા બિહારના હિસાબી ખાતાના વ ! શ્રી. બી સી બૅનરજી તેના મત્રી હતા કમિશનને વિચારણામા મદદ કરવા માટે દરેક પ્રાંતમાથી સહાયક સભ્યો પણ નક્કી કરવામા આવ્યા હતા સહાયક સભ્યોનુ કામ ફક્ત તપાસમા સહાય કરવાનું હતુ રિપોર્ટ કરવાનુ કામ ઉપરના ત્રણ સભ્યોનુ હતુ તેમણે આ પ્રાંતોમા ફરીને ૭૦૦ જણની મૌખિક જુબાનીઓ લીધી અને લેખિત જવાબો હજારેક મળેલા, તે ઉપરથી તેમણે પોતાનો રિપોર્ટ ઘડ્યો છે, જે દેશની ભાવી રચનાની દૃષ્ટિએ કીમતી છે અને વિચારપ્રેરક છે

### મુખ્ય ભલામણ

અત્યારના ત્રણ પ્રાંતો – મદ્રાસ, મુબઈ અને મધ્ય પ્રાંતમાથી નીચે પ્રમાણે નવા પ્રાંતો બનાવવાનો પ્રશ્ન કમિશન સમક્ષ હતો —

૧ આન્ધ્ર ૨ કેરળ, ૩ કર્ણાટક, ૪ મહારાષ્ટ્ર. આમાથી જ નીચેના ત્રણ નવા પ્રાંતો બનાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે :

તામિલનાડ, મહાકોશલ અને ગુજરાત

આમાથી મુબઈ અને મદ્રાસ શહેરને અલગ રાખવાનો કે કોઈ પ્રાન્ત સાથે જોડવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે

આ બધા પ્રશ્નો કમિશને વિચારવાના હતા રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરીને કમિશને જણાવ્યુ છે કે,

> ‘ અમને વિચારણા માટે સોપવામા આવેલા પ્રાંતોની બાબતમા અમારો અભિપ્રાય છે કે, હાલ નવા પ્રાંતો રચવા જોઈએ નહિ

આના સમર્થનમા તેમણે કહ્યુ છે કે,

> મદ્રાસ શહેર સબધમા તામિલ અને તેલુગુ ભાષા બોલનારા વચ્ચે અને તેથી વિશેષ પ્રમાણમા મુબઈ શહેર સબધમા મહારાષ્ટ્રી અને ગુજરાતીઓ વચ્ચે જે તકરારભરી ખેચાખેચ ચાલે છે તે ઉપરથી

તે લોકોનાં માનસ કઈ દિશામાં કામ કરે છે તે જણાય છે. અમારા મત પ્રમાણે એ જાતની મનોદશા હિંદની રાષ્ટ્રીયતા માટે મૃત્યુઘંટ સમાન છે. .. હાલના સંજોગોમાં હિંદની સર્વોપરી જરૂરિયાત એ છે કે હિંદે એક પ્રજા બનવું જોઈએ. ... જે કંઈ રાષ્ટ્રીયતાને પોષક હોય તેને આગળ વધારવું જોઈએ અને જે કંઈ રોધક હોય તેને તજવું જોઈએ અગર અટકાવવું જોઈએ અમે આ પ્રશ્નની બાબતમાં આ કસોટી લગાવી છે અને એ રીતે વિચારતાં ભાષાવાર પ્રાંતોની માગણી ટકી શકતી નથી અને અમે તેને ટેકો આપી શકતા નથી."

પણ તેમણે ઉમેર્યું છે કે,

"દેશી રાજ્યો હિંદ સાથે જોડાઈ ગયા પછી અને દેશની પરિસ્થિતિમાં સ્થિરતા આવ્યા પછી અને બીજા સંજોગો અનુકૂળ થયા પછી આ પ્રાંતોની પુનરરચના કરવાનું અને અનુકૂળ વહીવટી પ્રાંતો રચવાનું બની શકે."

આ રીતે કમિશનના સભ્યોએ રાષ્ટ્રીય હિતને પ્રથમ સ્થાન આપીને પોતાનો અભિપ્રાય આપ્યો છે. પણ તેનો અર્થ એ નથી કે, બીજી રીતે તે માગણી વાજબી ઠરે છે. તેની વિગતોમાં ઊતરીને જોવાથી જણાય છે કે, વહેવારિક દૃષ્ટિએ પણ તે માગણી હાલના સંજોગોમાં ટકી શકે તેવી નથી. તે સંબંધમાં કમિશને રજૂ કરેલી બીજી બાબતો પણ લક્ષમાં લેવા જેવી છે:—

### બીજા વિચારવા લાયક મુદ્દા

૧. પ્રાંતોની યોજના કરવામાં ફક્ત ભાષાની સમાનતા ઉપરથી પ્રાંત રચી શકાય નહિ. ભાષાની સમાનતા તેમ કરવાને માટે અગત્યનો મુદ્દો પણ નથી. વહીવટી અનુકૂળતા, ઇતિહાસ, ભૌગોલિક સ્થિતિ, ખર્ચ ઉપર અસર, સંસ્કૃતિ અને બીજી ઘણી બાબતોને તેની વિચારણામાં યોગ્ય વજન આપવું જોઈએ તે ઉપરાંત એકધારો પ્રદેશ છે કે નહિ, ભવિષ્યમાં તેથી પ્રગતિ થશે કે નહિ, તે પણ જોવું જોઈએ. અને તે વિભાગના લોકોની તેમાં સંમતિ હોવી જોઈએ.

૨. आंध्र — નવા આંધ્ર પ્રાંતમાં પાંચ પાંચ જિલ્લાના બે વિભાગો છે. તેમાં રાયલસીમ વિભાગ પછાત છે. તેના તરફના ૨૫ ધારાસભ્યોમાંથી ૨૦ સભ્યોએ આંધ્ર પ્રાંત બનાવવાનો વિરોધ કરતું નિવેદન કમિશનને આપ્યું હતું. ૨૦ સભ્યોમાંથી ત્રણ સભ્યોએ પાછળથી વિરોધ પાછો ખેંચ્યો હતો, પણ ૨૫માંથી ૧૭ નો વિરોધ ચાલુ છે.

केरळ — નવા કેરળ પ્રાંતની જોડે ત્રાવણકોર અને કોચીન રાજ્યો જોડાય તો જ સંયુક્ત કેરળ બની શકે તે સિવાયનો કેરળ પ્રાંત એક જિલ્લાનો પ્રાંત બની જાય.

कर्णाटक — કાનડી બોલનારા લોકો બહુ વિસ્તારમાં વહેંચાયેલા છે. તેમની અડધી વસ્તી તો મૈસૂર રાજ્યમાં છે. એટલે મૈસૂર રાજ્ય નવા પ્રાંતમાં જોડાય નહિ તો આ પ્રાંતનો વહીવટ બરાબર ચાલી શકે નહિ.

महाराष्ट्र — કોંકણ, દેશ અને વિદર્ભ પ્રદેશના ભાગો ભેગા કરીને સંયુક્ત મહારાષ્ટ્ર રચવાની માગણી છે. પણ કોંકણમાં અને વિદર્ભમાં તે અંગે નિશ્ચિત મત નથી. એકલા દેશ વિભાગનો મહારાષ્ટ્ર પ્રાંત કોઈને જોઈતો નથી. ત્યારે ત્રણે વિભાગના લોકો તેમાં સંમત નથી.

मुंबई मद्रास शहेरो — તામિલ અને તેલુગુ બોલનારા બન્ને મદ્રાસ માગે છે ત્યારે મરાઠી બોલનારા મુંબઈ આગવું માગે છે. કમિશન તે બન્ને શહેરોને પચરંગી શહેરો તરીકે અલગ રાખવા ભલામણ કરે છે.

૩. નવા પ્રાંતો માટે નવા અમલદારો જોઈએ તેની તંગી છે.

૪. નવા પ્રાંતો માટે નવી રાજધાનીઓ ઊભી કરવી પડશે. તેને માટે ૫૦થી ૬૦ કરોડ રૂપિયાનું નવું ખર્ચ થશે. ઉપરાંત ચાલુ વહીવટી ખર્ચ વાર્ષિક રૂ. ૬ કરોડનું વધશે. તે મેળવવું મુશ્કેલ થશે.

૫. નવા પ્રાંતોના આવક-ખર્ચનાં પાસાં મળતાં નથી. અત્યારે જે આવક-ખર્ચ થાય છે તે હિસાબે નવા પ્રાંતોને ખોટમાં કામ કરવું પડશે:—

| નવા પ્રાંતોનાં આવક-ખર્ચ | આવક | ખર્ચ | વધારો કે ખોટ |
|---|---|---|---|
| | રૂ. લાખમાં | રૂ. લાખમાં | રૂ. લાખમાં |
| આંધ્ર | ૧૨૦૭ | ૧૮૫૯ | –૬૫૨ |
| કેરળ | ૩૩૨ | ૪૪૫ | –૧૧૩ |
| કર્ણાટક | ૪૨૪ | ૬૪૭ | –૨૨૩ |
| સંયુક્ત મહારાષ્ટ્ર (મુંબઈ શહેર સિવાય) | ૧૫૮૨ | ૧૯૫૬ | –૩૭૪ |
| મહારાષ્ટ્ર (મુંબઈ ૧૦ જિલ્લા) | ૯૩૪ | ૧૨૮૪ | –૩૫૦ |
| મહાવિદર્ભ (મ. પ્રાંત ૮ જિલ્લા) | ૬૪૭ | ૭૨૩ | –૭૬ |
| તામિલનાડ (મદ્રાસ શહેર સિવાય) | ૧૮૪૮ | ૨૪૨૭ | –૫૭૯ |
| મહાકોશલ (મ. પ્રાંત–હિન્દી) | ૫૦૯ | ૫૩૫ | –૨૬ |
| ગુજરાત | ૫૧૬ | ૪૯૧ | +૩૫ |
| મુંબઈ શહેર | ૧૩૨૦ | ૭૪૭ | +૫૭૩ |
| મદ્રાસ શહેર | ૪૬૦ | ૧૦૯ | +૩૫૧ |

આ આંકડા ઉપરથી જણાય છે કે, નવા પ્રાંતોમાંથી બે શહેરો અને ગુજરાત સિવાય બધાને ખોટમાં કામ કરવુ પડે. તેનો બોજો મધ્યસ્થ સરકાર ઉપર પડે અગર તો તે પ્રજા ઉપર નવા કરવેરા પડે, જેમાથી એકે ઉપાય આજે અજમાવવા જેવો નથી.

મદ્રાસ શહેર તામિલનાડને મળે તો તેની ઘણી ખોટ ઓછી થઈ જાય અને મુંબઈ શહેર સંયુક્ત મહારાષ્ટ્રને મળે તો તેની ખોટ ભરપાઈ થાય અને કંઈક બચત રહે. કદાચ આ પરિસ્થિતિનો ખ્યાલ કરીને જ કેટલાક મુંબઈ શહેર મેળવવા રાતીપીળી આંખો કરીને વાત કરતા હશે! પણ એ રીતે બહુભાષી પ્રદેશ કોઈ પ્રાંતને ન્યાયની રીતે ન મળી શકે, એમ કમિશને સ્પષ્ટ જણાવ્યુ છે. તે માટે તે પ્રદેશમાં ઓછામાં ઓછા ૭૦ ટકા લોકો એક જ ભાષા બોલનારા હોવા જોઈએ એવું ધોરણ કમિશને સૂચવ્યું છે. મુંબઈ શહેરમાં મરાઠી બોલનારા તો ૫૦ ટકાથી પણ ઓછા છે. મરાઠી અને કોંકણી બન્ને ભેગા મળીને ૧૯૩૧માં માંડ ૫૧ ટકા હતા. આજે અઢાર વરસ પછી તો એ પ્રમાણ ૫૦ ટકા જેટલું પણ નહિ રહ્યું હોય. મૂળે 'જુદો ધર્મ એટલે જુદી પ્રજા'ના સિદ્ધાન્તની માફક 'જુદી ભાષા એટલે જુદી પેટા-પ્રજા'નો સિદ્ધાન્ત ખોટો છે

૬. દરેક પ્રાંતમાં ૨૦થી ૨૫ ટકા વસ્તી બીજી ભાષા બોલનારી હશે. એટલે તેમાંથી લઘુમતીના સવાલો ઊભા થશે. ઓરિસા પ્રાંત જુદો બનાવ્યા પછી એવો અનુભવ થયો છે.

૭. દરેક પ્રાંતના કાંઠા પરનો થોડો ભાગ જુદી ભાષા બોલનારો છે. તે શામાં ભળે તે નક્કી કરવું સહેલું નથી.

### ઉપસંહાર

આમ વિવિધ રીતે જોતાં, હાલના સંજોગોમાં ઉતાવળ કરીને પ્રાંતોની વિભાગણી કરવી ઇષ્ટ નથી. હિંદ આગળ હજી ઘણા ગંભીર પ્રશ્નો ઉકેલવાના પડ્યા છે. હજી તેની આર્થિક, રાજકીય, માનસિક સ્થિતિ ઠરી નથી. હજી આપણામાં એક રાષ્ટ્ર, એક પ્રજાની ભાવના વિકસી નથી. એવી સ્થિતિમાં નવા ઝઘડાનાં મૂળ નાખવાં એ કોઈ રીતે ઇષ્ટ નથી. કમિશને કહ્યું છે તેમ તે માટે રાહ જોવી જોઈએ. તે બાબત યોગ્ય વિચાર કરવા મહાસભાએ ફરી તે કામ ડૉ. પટ્ટાભી, પં. જવાહરલાલ અને સરદાર વલ્લભભાઈને સોંપ્યું છે. તેઓ તેનો વિચાર કરે તે પહેલાં પ્રાંતોના ભાગલાના હિમાયતીઓ ધાકધમકીના ઠરાવો કરે છે. તેમાંના કેટલાક મહાસભાના આગેવાનો છે, જેમણે દેશની સ્વતંત્રતા માટે બલિદાનો આપ્યાં છે. હવે તેમને રાષ્ટ્ર કરતાં પ્રાંતની ઉન્નતિ વિશેષ પ્રિય થઈ પડી લાગે છે. કમિશનના શબ્દોમાં તેમણે ખ્યાલમાં રાખવું જોઈએ કે 'હિંદ જીવશે તો તેના બધા પ્રશ્નોનો ઉકેલ થશે. હિંદ નહિ જીવે તો કેવળ ભાષાવાર પ્રાંતોના પ્રશ્નનો નિકાલ કરવાથી કંઈ વળવાનું નથી... હિંદ તેની રાષ્ટ્રીયતાના જોરે જ જીવી શકશે.'

વિઠ્ઠલદાસ કોઠારી

# આપણી કામધેનુ

એક ભક્તનું ભજન છે–

'મિટ્ટી ઓઢાવન, મિટ્ટી બિછાવન,
મિટ્ટીસે મિલ જાના હોગા'

એમાં તે કહે છે, આપણ મનુષ્યો કેવા છીએ? ઓઢવામાં, પાથરવામાં, જ્યાં જુઓ ત્યાં માટીનો જ બધો ખેલ છે; અને છેવટે મરણ આવશે ત્યારે માટીમાં જ મળી જવાનું છે. માટીમાંથી બન્યા છીએ અને માટીમાં છેવટે મળી જવાના છીએ. એટલું જ નહિ, વચ્ચેનો જે જીવતરનો ખેલ જોઈએ છીએ, તે પણ માટીનો જ ખેલ છે.

ભક્ત આમ કહીને આપણને વૈરાગ્ય શીખવે છે એ ખરું; પણ જીવન પણ કેવું છે એ પણ તે બતાવે છે. તે કહે છે, આપણી માટી– આપણું શરીર, આપણો વહેવાર આપણે ખાઈએ પીએ તેમાંથી બને છે. આ ખાનપાન અને સાધનસામગ્રી બધી માટીમાંથી જ ઉત્પન્ન થાય છે. અનાજ, ઘાસચારો, શાકપાંદડું, ફળફૂલ માટીમાંથી ઊગતી વનસ્પતિ છે. ઘાસ-ચારો ખાઈને ઢોર આપણને દૂધ ઘી આપે છે; માંસ ખાનારને માંસ આપે છે. આપણાં ઘરબાર, રાચરચીલું વગેરેની સામગ્રી માટીમાંથી જ આવે છે. લાકડું, લોખંડ, બીજી ધાતુઓ વગેરે પણ માટીમાંથી જ મળે છે.

આથી કરીને આપણે એ બધું આપનાર ધરતીને માતા કહીએ છીએ. તે આપણને જન્મ આપે છે, પાળે પોષે છે; અને છેવટે નિરાંતે સૂવાને માટે ચાર હાથ જગા પણ ધરતી માતા જ આપે છે.

તેથી તેને અન્નપૂર્ણા માતા પણ કહેવાય છે. ધરતીમાંથી ધાન મળતું ખૂટે તો બીજે ક્યાંથી તે મળવાનું હતું? તેથી ઈશ્વરે એનું અક્ષયપાત્ર ધરતીમાં મૂકી રાખ્યું છે; એમાં જ પોતાની કામધેનુ ગાય સંતાડી રાખી છે. પુરાણોમાં ને વાર્તાઓમાં આવતાં અક્ષયપાત્ર અને કામધેનુ ધરતીમાં રહેલી આ શક્તિની સમજ કે જ્ઞાનનું જ બીજું નામ છે. કોઈ ખાસ પાત્ર કે ગાય ક્યાંક કોક પાસે રહેલાં છે, એમ માનવાનું નથી.

આમ ધરતી આપણને અખંડ ધનધાન્ય શી રીતે આપી શકતી હશે? તેનો મંત્ર શો હશે? બીજાં પ્રાણીઓ એનો વિચાર નથી કરતાં; તે કરી શકતાં પણ નથી, કારણ કે તેમને મનુષ્ય જેવી બુદ્ધિ પરમેશ્વરે નથી આપી. પણ મનુષ્યે તે વિચાર કરવો જોઈએ, નહિ તો તેનો સંસાર તે ચલાવી ન શકે. મૂળે જોતાં, તેનાં બધાં જ્ઞાન વિજ્ઞાન આ જ કામ કરે છે. એ સમજ જેની પાસે આવી જાય છે તેને અક્ષયપાત્ર કે કામધેનુ મળે છે. એ સમજ પડે તો જીવને શાંતિ અને આનંદ તથા સંતોષનો પણ અનુભવ થાય છે.

ગીતાકારે સ્પષ્ટ કહ્યું છે કે, કામધેનુ જાત-મહેનત અને પરસેવાના યજ્ઞમાં રહેલી છે:–

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वम् एष वोऽस्त्विष्टकामधुक् ॥

એટલે શરૂમાં કહેલી ભક્તજનની કડી કેવળ વૈરાગ્યની શાંતિ અને સુખ જ નહિ, પણ પ્રામાણિક જાતમહેનત અને નિર્વાહની ખાતરીની શાંતિ પણ આપનારી છે. સાદું સરળ જીવન અને ઉચ્ચ વિચારમય જીવન બંને ભક્તે એમાં ભેગાં કર્યાં છે.

૨૧-૧૨-'૪૮ મ૦

# ફુગાવો અને નફાખોરી

[ એક નૈતિક પ્રશ્ન ]

આજે હવે આપણા દેશ સમક્ષ સૌથી મોટો પ્રશ્ન ફુગાવો અને નફાખોરી અટકાવવાનો છે ફુગાવાને અટકાવવામા નફાખોરી પરનો અંકુશ ઘણો અગત્યનો મુદ્દો છે આજ સુધી એ અંકુશ મૂકવાના પ્રયત્નો નિષ્ફળ ગયા છે એ નિષ્ફળતાએ કેટલાક સામાજિક પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે એમાથી બેચાર પ્રશ્નો નૈતિક દૃષ્ટિએ પણ મહત્ત્વના લાગ્યા છે એટલે તેની અહી રજૂઆત કરું છુ

(૧) સૌથી પહેલી વાત તો મને લાગે છે કે નફાખોરીની મનોવૃત્તિ સમજવામા આપણે ભૂલ ખાધી છે ખરું જોતા મને તો એ પોતે પણ પોતાના મનને સમજે છે કે કેમ એ સવાલ છે જે રીતે મહાત્મા ગાંધી અને સરદાર વલ્લભભાઈ જેવાઓને આપેલા વચનો પણ એઓએ તોડ્યાં અને પછી રફે દફે કરીને પોતાને માથેથી ટોપલો ઉતારવા પુરવઠો અને માગ' Supply and demand નો સિદ્ધાંત સમજાવવા એમણે પ્રયત્નો કર્યા એ વિચારતા માનવચિત્તની એક વિશિષ્ટ ભૂમિકા મને જડી છે યોગશાસ્ત્રના કોઈ ગ્રંથમા એનુ નિરૂપણ છે કે નહિ તે હુ નથી જાણતો પરંતુ હુ જાણુ છુ ત્યા સુધી પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમા એ ભૂમિકાને અલગ પાડી એની થવી જોઈએ તેવી સમીક્ષા હજી થઈ નથી (Abnormal Psychology) વિકૃત માનવચિત્તના અભ્યાસમા આવા પ્રકારની કેટલીક વિકૃતિની ચર્ચા આવે છે પણ તેમાથી આ ભૂમિકા તાત્ત્વિક રીતે જુદા પ્રકારની લાગે છે કેમ કે તદ્દન સ્વસ્થ ચિત્તાની આ વિકૃતિ છે એ ભૂમિકાને પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓ ન્યાય નથી આપી શક્યા એનુ એક કારણ એ છે કે માનવચિત્તના વ્યાપારોનુ એમનુ દર્શન એક રીતે અધૂરુ છે

સામાન્ય ચિત્તવ્યાપારનુ એમણે કલ્પેલુ ચિત્ર આ પ્રમાણે છે ચિત્તના મુખ્ય વ્યાપારો ત્રણ છે— બોધવ્યાપાર, કામના વ્યાપાર અને ક્રિયાવ્યાપાર બોધવ્યાપાર એટલે સસ્કારગ્રહણ અને ધ્યાનથી માડી પૂર્ણ જ્ઞાન સુધીના બધા વ્યાપારો કામના વ્યાપાર એટલે બુભુક્ષા જેવી પ્રાથમિક તૃષ્ણાથી માડી ધ્યેયસિદ્ધિની તમન્ના સુધીના બધા વ્યાપારો અને ક્રિયાવ્યાપાર એટલે Reflex action થી માડી ધ્યેયપ્રાપ્તિ માટેની સભાન દીર્ઘકાલીન પ્રવૃત્તિઓ સુધીના બધા વ્યાપારો એમાથી કયા વ્યાપારનો સર્વપ્રથમ પ્રાદુર્ભાવ થાય છે, એ વાત બાજુ પર રાખતા (—એ વિષે વિદ્વાનોમા મતભેદ છે), ટૂકમા મનોવ્યાપારની રૂપરેખા એવી દોરી શકાય કે ધ્યાનમાથી આસક્તિ તેમાથી કામના, અને તેમાથી એ કામનાની ફલપ્રાપ્તિ માટેની પ્રવૃત્તિ ઉદ્ભવે છે ફલપ્રાપ્તિ થાય તે પહેલા પ્રવૃત્તિ રૂંધાય તો રૂંધનાર અંતરાયની સામે તે ટક્કર લે છે એમા જો એ પરાજિત થાય તો રૂંધાયેલો જલપ્રવાહ જેમ પૃથ્વીની સપાટીની અંદર ઊતરી જાય તેમ આ કામના અને પ્રવૃત્તિવ્યાપાર જાગ્રત મનની સપાટીની નીચે ઊતરી અજાગ્રત મનમા પ્રવેશ કરે છે અને એના સસ્કાર જીવત રહી અનુકૂળ તક શોધ્યા જ કરે છે એ વ્યાપાર જો લાબા સમય સુધી કે વધારે પડતા બળપૂર્વક કુંઠિત થાય તો એની ગાંઠ પડી જાય છે અને પછી એ વિકૃત માર્ગે પોતાની પરિતૃપ્તિ શોધે છે પરંતુ જો કામનાની ફલપ્રાપ્તિ થઈ જાય તો ઉદ્ભવેલા સમગ્ર મનોવ્યાપારની શાંતિ થઈ જાય છે અને પછી એનો કશો સસ્કાર રહેતો નથી

પરંતુ આપણા દેશના મનોવિજ્ઞાનશાસ્ત્રીઓએ એવી શોધ કરી છે કે કામનાની તૃપ્તિ થતા મનોવ્યાપારની શાંતિ થતી નથી ઊલટુ, કેટલીક કામનાઓ તો એવી છે કે એ તૃપ્તિ દ્વારા વિશેષ વૃદ્ધિગત થાય છે

न जातु काम कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव नित्यमेवाभिवर्धते॥

અહી કામ શબ્દ બધી વાસનાજન્ય ઇચ્છાઓ માટે વપરાયો લાગે છે કારણ કોઈ પણ જાતના રાગદ્વેષથી ઉત્પન્ન થયેલી વાસનાઓ માટે એ શ્લોકમા દર્શાવેલી હકીકત સાચી છે તોપણ કામ, લોભ અને મદ એ ત્રણ કારણે ઉત્પન્ન થયેલી વાસનાઓ, આ બાબતમા બીજી વાસનાઓથી જુદી તરી આવે છે

ફલપ્રાપ્તિ કરવા છતાં પણ એ વધ્યાં જ કરે છે, અને છેવટે એની સ્વભાવ-ગાંઠ બંધાઈ જાય છે.

આ ગાંઠ તૃપ્તિમાંથી ઉત્પન્ન થાય છે, અને તેથી પ્રાશ્ચાત્ય મનોવિજ્ઞાને બતાવેલી અતૃપ્ત વાસનાની ગાંઠથી એ નોખી છે.

એ ગાંઠ માત્ર આદત પણ નથી. કારણ આદત જ્યારે અપૂર્ણ ભાનની સપાટી પર કાર્ય કરે છે ત્યારે આ ગાંઠ હંમેશાં Hyper-conscious અતિભાન કે ઉત્તેજિત ભાનની સપાટી ઉપર મનોવ્યાપારને ઘસડી જાય છે. એ દશામાં બધી માનસિક શક્તિ ઉત્તેજના પામી એક કેન્દ્ર ઉપર લક્ષિત થાય છે. એ સમયે માત્ર લક્ષ્યનું જ ધ્યાન રહે છે, બાકીની સ્મૃતિઓનો ભ્રંશ થાય છે. પરંતુ, પોતાના લક્ષ્યની પ્રાપ્તિની બાબતમાં ચિત્ત વધારે કુશળ અને વધારે ધીટ બને છે. લાગણી, તર્ક અને ઇચ્છાવૃત્તિ બધું જ એનાથી પ્રભાવિત થાય છે. લાગણી પોતાના વિરોધ અને બીજાનાં દુઃખો પ્રત્યે જડ બને છે. તર્કશક્તિ હંમેશાં આજુબાજુના વાતાવરણમાંથી — અર્થાત્ સંજોગોની પરિસ્થિતિ, બીજા લોકોનાં વાણી, વર્તન કે વિચાર એ બધામાંથી — પોતાને પોષક એવી દલીલો જ શોધ્યા, માન્યા અને ઉપજાવ્યા કરે છે, અને બાકીનું આખું જગત કશું સમજતું નથી અથવા અદેખું છે એમ માનવા મનાવવા પ્રયત્નવાન રહે છે. ઇચ્છાવૃત્તિ આખી આ મધ્યબિંદુ તરફ દોડ્યે જાય છે અને નીતિ અનિતિનાં મૂલ્યો પણ બદલાઇ જાય છે.

સવાલ એ છે કે આ ગાંઠનો ઉપાય શો? એને નસ્તર તો મૂકી શકાય, પાણીને ફૂટવા પણ દઈ શકાય કદાચ; પણ એને ઉકેલવાનો કોઈ માર્ગ સત્યાગ્રહમાં છે?

* * *

નફાખોરી અને ફુગાવાએ જન્માવેલાં નૈતિક પરિણામોનો પણ વિચાર કરવાની જરૂરિયાત ઊભી થઈ છે. ભાવોની તેજી એ માત્ર આર્થિક સમસ્યા નથી રહી, પરંતુ નીતિવિષયક સમસ્યા પણ બની છે; અને તે બે રીતે. એક તો આ તેજીથી જેમને લાભ છે તેઓ એને સ્વાભાવિક માનવા મનાવવા લાગ્યા છે. પોતાની સ્વાર્થવૃત્તિની કબૂલાત કરી તેના પર અંકુશ મૂકવાની વાત તો આજુએ રહી; પરંતુ એ પોષાય એ માટે અધૂરાં સત્યોની ભ્રામક દલીલો એઓ રજૂ કર્યા જ કરે છે. આ વર્ગ તરફથી ફુગાવો અટકાવવા માટે 'ઉત્પાદન વધારો' એ એક જ માર્ગનો રામબાણ ઇલાજ તરીકે છાશવારે ઉપદેશ આપવામાં આવે છે. એ તો દીવા જેવું છે કે, વધારાનું ઉત્પાદન સીધું આ દેશના બજારોમાં આવે તો જ ભાવો નીચા આવે, અને જો માલ પરદેશના બજારોમાં મોકલી દેવામાં આવે કે વચ્ચેના વેપારીઓ માલને બજારમાં આવવા જ ન દે, — જેમ ખાંડની બાબતમાં બનેલું કહેવામાં આવે છે, — તો માત્ર વધુ ઉત્પાદનથી વાપરનારનો બોજ કંઈ હળવો ન થાય છતાં માલની વહેંચણી અંગેનું કોઈ પણ નિયંત્રણ એ જ લોકો સ્વીકારવા ના પાડે છે; એ અંગેની કોઈ પણ સહકારી યોજનાને એઓએ આજ સુધી સહકાર આપ્યો નથી. આપણે જ્યારે એમનાં સૂત્રોનો સત્ય અંશ સ્વીકારીએ છીએ ત્યારે પોતાને ફાવેલા માની, અને નહિ તો અન્યાયના ભોગ બનેલા માની, આ વર્ગ તો પોતાની નીતિજડતાને પોષ્યે જ જાય છે.

એક બીજી પણ વાત છે : ઉત્પાદન વધે ત્યારની વાત ત્યારે; પણ આજે તંગી છે ત્યારે શું આ વર્ગની કશી જ ફરજ નથી? તંગી છે માટે જ ઉપલબ્ધ માલની યોગ્ય વહેંચણી થવી જોઈએ એ વાત સ્વીકારવાને બદલે, જેમને બધું મળી રહે છે તે વર્ગ જ્યારે માત્ર 'ઉત્પાદન વધારો'ની જ બૂમ માર્યા કરે છે, ત્યારે એનો તો એક જ અર્થ થઈ શકે કે, 'દુનિયા જહાન્નમમાં જાય, અમારી જરૂરિયાતો અમે ઘટાડવાના નથી, એના પર અંકુશ મુકાશે તો તેમાં સહકાર આપવાના નથી. ગરીબોને જિવાડવા હોય તો બીજું ઉત્પન્ન કરી તેમને આપો, બાકી આટલું તો અમારું જ છે!' જેમની આ પ્રકારની મનોવૃત્તિ હોય તેમની કોઈ પણ વાત સાંભળવાની જરૂર ખરી?

વળી, આની અસર જેમને જરૂરની વસ્તુઓ મળતી નથી તે વર્ગ પર શી પડે છે તેની સામે પણ વધુ વખત આંખમિચામણાં થઈ શકે એમ નથી. રુશવતખોરી અને છૂપો કાયદાભંગ તો સર્વસાધારણ બન્યાં છે. ધીમે ધીમે કામચોરી, નફટાઈ અને

ગુંડાગીરીએ પણ વ્યાપક સ્વરૂપ પકડયુ છે ઉને ઉઠને શીલવેચાણુના બનાવો પણ બનવા માંડયા છે જો પ્રજા તરીકે આપણે બચવુ હોય અને આપણી સભ્યતા સાચવવી હોય, તો આ આખા પ્રશ્નને સૌથી અગત્યનો ગણી એના તાત્કાલિક ઉપાય માટે આકરામા આકરા પગના લેવાની તૈયારી પણ બતાવવી પડશે બવી જ આર્થિક કટોકટી અમુક મર્યાદાની બહાર જતા નૈતિક કટોકટી બને છે એ સમયે એમાથી ઉગારવા માટે અર્થશાસ્ત્રીઓ કરતા નીતિ વીરોની વધારે જરૂર છે

* * *

સૈદ્ધાતિક દૃષ્ટિએ અકુશ અને મુક્ત વ્યાપાર વચ્ચે તગીના જમાનામા અકુશને જ પસદગી મળવી જોઈએ કારણ માલની તગી હોય ત્યારે મુક્ત વ્યાપાર એટલે પૈસાદારો જોઈએ તેટલુ ખરીદી લે પછી વધે તેટલુ અને વધે તો ગરીબો ભલે લઈ લે જ્યારે અકુશ એટલે બધા માટે ચોક્કસ પ્રમાણ કાઢી લીધા પછી વધે તેમાથી જેને વધારે જોઈએ તે અને જેની પાસે પૈસા ફાજલ હોય તે ફાવે તેમ કરે સૌને માટે કાઢેલુ સૌને પહોચતુ નથી માટે તેને માટે પ્રબધ જ ન કરવો એ વાત બરાબર નથી કેટલીક વાર વિકટ પરિસ્થિતિ વચ્ચે કાયદાનુ સતોષકારક પાલન ન થઈ શકે, તોપણ કાયદા દ્વારા પ્રજાએ પોતાની નીતિમાન્યતાને જાહેર કરી રાખવી પણ આવશ્યક બને છે

જનકભાઈ દવે

# સપ્ટેમ્બર, ૧૯૪૭ની ડાયરી

[ શ્રી મનુબહેન ગાધીની ઓગસ્ટ માસની ડાયરી ૩૧મી રાતે ગાધીજી સૂતા ત્યા સુધીની ગયા અકમા આવી સૂતા પછી રાતમા કલકત્તામા નવુ જ પ્રકરણ ઊભુ થયુ કે જે એક રીતે જોતા ચાર માસ પછી બનવાના બનાવની આગાહી રૂપ ગણાય એમ આજે કહીએ એ બનાવો શાતિથી શમાવીને ગાધીજી દિલ્હી આવ્યા તે વખતે દિલ્હી કોમી આગથી ભડકે બળતુ હતુ હવે પછીની ડાયરીમા આ ભાગનો રોજિંદો ચિતાર આવે છે —મ ]

આ માસમા તો પૂજ્ય બાપુજી નોઆખાલી જવાનો વિચાર કરી રહ્યા હતા કારણ કે ઓગસ્ટમા જતા હતા ત્યા તો કલકત્તામા ભયકર કોમી રમખાણ ફાટી નીકળ્યુ એટલે બાપુજીએ બેલિયાઘાટા, કલકત્તામા જ રહી એ અશાતિમાથી શાતિ સ્થાપી હતી પણ હજુ વધુ કસોટી કદાચ બાકી જ હશે

જ્યારથી કોમી રમખાણમા બાપુજીએ ઝપલાવ્યુ ત્યારથી જ એમના ઉપવાસના ભણકારા વાગતા હતા બિહારના હત્યાકાડ વખતે તો એમ જ લાગતુ હતુ કે આજે ઉપવાસ શરૂ થશે કે કાલે પણ માણસ કઈ કલ્પના કરે છે અને ઈશ્વર કઈ કરાવે છે, એ રીતે એ વખતે તો ઉપવાસના ઓળાથી બચી ગયા પરતુ જ્યા ધારી ન શકાય ત્યા જ ઉપવાસનો વારો આવ્યો અને સત્યની ખરી પરીક્ષાના મડાણ આ મહિનાના આરભમા શરૂ થયા અને એ પરીક્ષામા એવી રીતે પાર ગત નીવડ્યા કે હજુ સુધી એ તપસ્વીના તપે કલકત્તામા ત્યાર પછી કોમી રમખાણ થયુ સાભળવુ જ ન પડ્યુ

હૈદરી મૅન્શન કલકત્તા
૩૧-૮-'૪૭ રક્ષાબધન

આજે રાતે અહી એક માણસ ઘાયલ થયેલો આવ્યો વાત એમ બની કે, એ માણસ ટ્રામમાથી પડી ગયેલો, તેથી એને વાગ્યુ હતુ પણ લોકોએ એને ભાગીને કહ્યુ કે, તારે કહેવુ કે મુસલમાને માર્યો છે એ માણસને રાતે ૧૦ વાગે સરઘસના રૂપે અહી લાવ્યા છોકરાઓ જ હતા બાપુજી સૂતેલા હતા હુ કોલાહલ સાભળીને ઊઠીને બહાર ગઈ આભાબહેન તો બહાર જ હતા એ ટોળાને શાત રાખવા દરવાજે હતા અમે બને જણ ટોળાને શાત રાખવા પ્રયત્ન કરતા હતા મે કહ્યુ, 'આમ કોલાહલ કરો છો એથી તો બનેને તકલીફ થાય છે, ઘાયલને અને બાપુજીને વળી કોઈ કઈ સાભળી નથી શકતુ તો તમે

તમારામાંથી બે પ્રતિનિધિ ચૂંટી કાઢો અને તમે વિગતથી આભાબહેનને સમજાવો, કેમ કે એ તો બંગાળી જ છે એટલે એ વધુ સમજી શકશે. અને અમે ગાંધીજીને 'તમારો બધો જ સંદેશો પહોંચાડીશું.' પણ છોકરાઓને રોકવા મુશ્કેલ થયા.

રાતે ૧૦ વાગ્યાનો વખત હતો. વળી આખા મકાનમાં અમે ત્રણ જ જણ — બાપુજી, આભાબહેન અને હું. સુહરાવર્દી સાહેબ તો બહાર ગયેલા. પ્યારેલાલજી, નિર્મળબાબુ, ચારુબાબુ, જેઓ બાપુજીને નોઆખાલી માટે બોલાવવા આવ્યા હતા, તે બધા બહાર ગયા હતા. અમે બંને જણ નોઆખાલી જવાની તૈયારી કરતાં હતાં. બીજે દહાડે સવારે તો નોઆખાલી જવું હતું!! પરંતુ 'ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે' એ પ્રમાણે જ બન્યું.

છોકરાઓ તો વધતા જ ગયા. તોડફોડ કરવા લાગ્યા. બત્તીઓ, બારીના કાચો ઉપર પથરા પડતા ગયા, અને ભાંગીને બધું ભૂકો થઈ ગયું. વળી એ જ ઘરમાં બે મુસલમાનો, જેઓના અમે મહેમાન હતા, તેઓને પકડી મારવાનો ઇરાદો હતો. તે ભાગાભાગ કરતા હતા.

બાપુજીને સખત શરદી હતી, મૌન હતું, પણ ઊઠીને બહાર નીકળ્યા. આ તરફ હું અને આભાબહેન ટોળાની વચ્ચે હતાં. પણ અંદર ભલા માણસો હતા. અમને કહેતા હતા કે, બહેનો તમે અંદર જાઓ. અમને કોઈ ન મારે એવી તેઓ પૂરી કાળજી રાખતા હતા. એવામાં બાપુજી દરવાજે આવ્યા. એટલે અમે બંને જણ બાપુજી પાસે આવી ગયાં. અમારી સાથે બિસેનભાઈ હતા. એ ઉઘાડે શરીરે હતા તેથી એને કોઈએ મુસલમાન ધારી લીધા અને એમને મારવા પ્રયત્ન થતો હતો. અંતે બાપુજીને જોયા તેથી છોકરાઓ વધુ છેડાયા. શાંત ન પડતાં વધુ જોરથી બૂમબરાડા પાડ્યા. બાપુજીએ પોતાનું માન તોડ્યું અને ત્રણ વખત જોરથી કહ્યું: "ક્યા હૈ? મુઝકો મારો, મુઝકો મારો; મુઝકો ક્યોં નહીં મારતે?" એમ કહી આગળ ધસતા હતા. અમે બંને બાપુજીને આગળ ન જવા દેવા આડાં ઊભાં રહ્યાં. એવામાં એ ઘરમાં રહેતા એક મુસલમાન ભાઈ બાપુજી પાછળ ભાગીને ઊભા રહ્યા. એને જોઈને એક બે છોકરાએ ઈંટના ઘા ફેંક્યા. સારા નસીબે એ ઈંટ કોઈનેય ન વાગી, નહિતર બાપુજીની ખોપરીમાંથી હિંદુ છોકરાને હાથે લોહી તો નીકળત, પણ કદાચ શું થાત તેની ખબર ન હતી. પણ બાપુજીના મૃત્યુનું પરિણામ જોતાં હિંદુના ઘાવથી જવાનાં મંડાણ ૧લી સપ્ટેમ્બર ૧૯૪૭થી જ જાણે ન થયાં હોય! શું આ બનાવ આગાહી રૂપે હશે?

છેવટે બાપુજીએ બહુ જ કરુણ સ્વરે કહ્યું: "મુઝકો મેરા ઇશ્વર પૂછતા હૈ તૂ કહાઁ હૈ? મૈં બહોત દુઃખી હો ગયા હૂઁ. યહી આપકી ૧૫ ઑગસ્ટસે શાંતિ થી ન?" (મને મારો ઇશ્વર પૂછે છે તું ક્યાં છે? હું બહુ જ દુઃખી થઈ રહ્યો છું. આવી જ ૧૫ ઑગસ્ટથી શાંતિ હતી?) થોડી વારમાં મિલિટરીના માણસો આવી ગયા. બધા છોકરાઓને બહાર કાઢ્યા. બહાર ટિયરગૅસનો પણ ઉપયોગ કરવો પડ્યો હતો. અંદર લગભગ ૧૨॥ વાગ્યે ગયા. બાપુજીએ પ્યારેલાલજી, ચારુબાબુને બોલાવ્યા. એમને કહ્યું: "કાલે તો હું નોઆખાલી ન જઈ શકું ને? તમે વિચારો કે મારે આમાં જવું ઉચિત છે? ઇશ્વર હવે મારી પાસેથી શું કરાવશે તે હું નથી જાણતો, પણ નોઆખાલી તો હવે જવાય જ નહિ."

એટલામાં પ્રફુલ્લબાબુ, અન્નદાબાબુ, નૃપેનબાબુ વગેરે પ્રધાનો આવ્યા. બાપુને કહ્યું: બાપુ! અમે હિંદુ મહાસભાવાળાઓને પકડી લઈએ છીએ. . . . ને હમણાં જ પકડી લઉં છું.

બાપુએ કહ્યું: "એમ પકડાય નહિ. એ લોકોના ઉપર જવાબદારી નાખી દો. 'તમારે લડવું છે કે શાંતિ જાળવવી છે? અમે તો તમારી મદદ માગીએ છીએ' એમ કહો, અને એનો જવાબ શું આપે છે એ વિચારો."

આમ મંત્રણા કરી એ બધા પોતપોતાને ઘેર જવા રવાના થયા. રાતના ૧૨॥ થયા હતા, છતાં હજુ બહાર અવાજો હતા કે સુહરાવર્દી ગુંડો ક્યાં છે? ૧॥ વાગ્યે માંડ બધું શાંત પડ્યું.

આજે રક્ષાબંધનનો દહાડો હતો. અમે બંનેએ કેટલાય હિંદુ-મુસલમાન ભાઈઓને રક્ષા બાંધેલી.

એક બાપુ જ બાકી હતા બાપુએ અમને કહ્યુ "તમે મને રક્ષાબંધન કરી શકો છો બહેન દીકરી બધુ એક જ છે ને?' એટલે અમે રક્ષાબંધન કર્યું હતુ અને તે જ દહાડે આવુ તોફાન થયુ એથી અમે બને જણુ વાતો કરતા હતા કે આપણે ખરા હૃદયથી ઈશ્વરની સાક્ષીએ રક્ષા બાધી હશે તો બાપુજી જરૂર આ કસોટીમાથી પાર ઊતરશે આભાબહેન મને કહે, આપણી પણ આજે કસોટી છે બને જણના હૃદય ઈશ્વર પાસે આજે તો ખરી શ્રદ્ધાથી માગતા હતા કે, હે ઈશ્વર, આજે અમારી રક્ષા બાધેલી છે તે ફળે, સાચુ રક્ષણ કરનારો તો તુ જ છે ઈશ્વરે જાણે એ સાભળી હોય એમ રક્ષણ તો થયુ જ, બને મીઠી રીતે

બધા લગભગ બે વાગ્યે સૂવા પામ્યા એટલામા ૩॥ વાગ્યા અને પ્રાર્થનાનો વખત થયો અને બાપુજીએ બધાને ઉઠાડયા

બેલિયાઘાટા, હૈદરી મૅન્શન, કલકત્તા
સોમવાર તા ૧-૯-૧૯૪૭

ઉપરનુ બધુ તોફાન રાતે બની ગયુ હવે દિવસ કેવો જશે એની કલ્પના પણ નહોતી આવતી, કેમ કે ગઈ રાતનો આવો બનાવ હવે શુ સ્વરૂપ લેશે એનો જ વિચાર સૌ કોઈના મગજમા ઘૂમ્યા કરતો હતો

સવારની પ્રાર્થના પછી બાપુજીએ કાગળો લખ્યા સરદાર ચિમનલાલભાઈ, પ્રભાકરજી, ડૉ સુશીલા બ્હેન નય્યર, મૈનદ જહીર મણિબહેન, દુર્ગાબહેન, સુશીલા બહેન ગાધી ૭ વાગ્યે ફરવા બહાર નીકળ્યા ફરી પાછી મિલિટરી ગોઠવાઈ ગઈ પણ લોકોએ શાતિથી ફરવા દીધા ફરી આવી મસાજ સ્નાન નિત્યકર્મથી બાપુજી ૯ વાગ્યે પરવાર્યા ત્યા માણસોને રાતના બનાવની ખબરો મળવાથી ટોળાની જેમ આવવા લાગ્યા અને એક પછી એક મુલાકાતો ચાલુ થઈ બાપુજી તો બહુ જ ગમગીન અને ગભીર લાગતા હતા જવાહરલાલજીનો તાર આવ્યો, એના જવાબમા લખ્યુ કે કાલની ઘટનાને લીધે તરત જ ન નીકળાય મુલાકાતીઓ સાથે પણ રાતની ઘટનાની વાતો ચાલી ૧ ૪૫ બાપુજી માગી લઈને જરા આરામ ખાતર પડયા તેવા જ ખબર મળ્યા કે, શહેરમા બધે રમખાણુ ફાટી નીકળ્યા છે. બડાબજાર મારવાડીબજાર, વગેરે મોટા સ્થળોએ રમખાણો ફાટી નીકળ્યા દસ દસ મિનિટે ખબરો મળતા હતા અને જેમ જેમ આવા ખબરો સાભળતા ગયા તેમ તેમ બાપુજી વધુ ને વધુ આત્મમથન કરવા લાગ્યા દરરોજ બે વાગ્યે સતરા કે એવુ કઈ પણ ફળ લેતા, તે આવા ગભીર ખબરો સાભળીને છોડયુ બેલિયાઘાટમા કેટલાક મુસલમાનો પાછા ફરેલા એના ઉપર આક્રમણ થતા નિર્મળબાબુ ત્યા દોડયા પોતાનો ડ્રાઈવર આપી ટ્રકમા મુસલમાનોને બેસાડી મુસલમાન લત્તામા લઈ જવાની ગોઠવણ થઈ એ ટ્રક જતી હતી ત્યા કોઈએ ઉપરથી બૉમ્બ ફેંક્યો, અને બે માણસો ઘાયલ થઈ નીચે પડી ગયા આ ખબર મળી એટલે એને જોવાની બાપુજીએ ઇચ્છા બતાવી આભાબહેન તો એમના મામાને ત્યા મળવા શહેરમા ગયા હતા એમના ગયા પછી રમખાણુ ફાટી નીકળ્યુ, એટલે એ રાત્રે સુધી પાછા ન ફરી શક્યા બાપુજીને એમની ચિંતા તો થાય જ મને બાપુજીએ લખ્યુ "તું અહી રહે, હુ અને બીજા ભાઈઓ ઘાયલ થયેલાને જોવા જઈએ" મે ઘેર રહેવાની ના પાડી એટલે બાપુજી, હુ નિર્મળબાબુ, શૈલેનભાઈ (એ પી ના પ્રતિનિધિ) એમ ચાર પાચ જણુ ગયા

દૃશ્ય ભયકર હતુ વાયલની છાતીમાથી લોહી વહી રહ્યુ હતુ આખીઓ બણબણતી હતી આખોના ડોળા ફાટી રહ્યા હતા મજૂર હશે કારણુ કે કેડે ખોસેલા ૪ આના પડયા હતા ફાટેલુ ધોતિયુ પહેર્યું હતુ આવો નિરપરાધી માણસ આમ પડેલ જોઈ બાપુજીના મોઢા સામુ જોયુ નહોતુ જતુ હુ એ મૃત દેહો જોઈ શકી, પણ બાપુજીનો દયામણો ચહેરો ન જોઈ શકી એવા બે મૃતદેહો જોયા અને ઘેરે આવ્યા આવીને કૈલેન ઘોષજીએ બાપુને પૂછ્યુ "બાપુ! આપ શો રસ્તો કાઢશો? ઉપવાસ કરશો કે?" બાપુએ લખીને આપ્યુ "તુમને ઠીક અનુમાન કિયા ભીતર પ્રાર્થના કર રહા હૂં દેખે રાતકો કુછ પ્રકાશ મિલતા હૈ યા નહીં" (તે ઠીક અનુમાન કર્યું અંતરમા પ્રાર્થના કરી રહ્યો છુ જોઉ છુ રાતે કઈ પ્રકાશ મળે છે કે કેમ )

એવામાં ૭ વાગ્યે આભાબહેન આવી ગયાં. એ માંડ બચી આવ્યાં હતાં. એમની મોટર ઉપર પથરા ફેંકાયા હતા. એમણે પણ શહેરનું વર્ણન આપ્યું. આજની પ્રાર્થના ઘરમાં જ થઈ. ભજન 'હરિને ભજતાં હજુ કોઈની લાજ જતી નથી જાણી રે' એ થયું.

પ્રાર્થના ચાલતી હતી ત્યાં જ શહીદસાહેબ, એન. સી. ચેટરજી અને બીજા ઘણા ભાઈઓ આવ્યા બધાએ શહેરની હાલત કહી. અને સૌએ એટલું તો કબૂલ કર્યું કે, હિંદુઓ ગાંડા બન્યા છે. જ્યાં મુસલમાનો પણ મોટી તૈયારી તો કરી રહ્યા છે. હજુ સુધી તો શાંત રહ્યા છે. એક મારવાડી . . . ભાઈએ પૂછ્યું, અમે શી મદદ કરીએ?

બાપુજીએ કહ્યું, "જ્યાં સુધી હું કંઈ ન કરું ત્યાં સુધી કંઈ પણ ઉપદેશ આપવાનો અધિકાર મને શો છે? હું તો હમણાં કતલ ચાલી છે ત્યાં જાઉં, પણ પછી લોકો મારી પાછળ પડશે, અને લોકોની નજર મને બચાવવાની જ હશે. કોઈ મને મરવા નહિ જવા દે. ગઈ કાલે રાતે જ અહીં જ્યારે બનાવ બન્યો ત્યારે હું તો લાકડીઓ ઊડતી હતી ત્યાં જ જવા માગતો હતો. પણ આ બંને છોકરીઓએ મને ન જ જવા દીધો. એટલે મારી પ્રતિ લોકોનો પ્રેમ છે એ નહિ જવા દે. છતાંયે તમને એટલું કહું કે, તમે જો જઈ શકો તો જ્યાં તમારી પ્રતિભા પડે ત્યાં જાઓ અને લોકોને શાંત રાખવા પ્રયત્ન કરો. કારણ કે જે લત્તામાં તમારી આટલી મોટી દુકાનો છે ત્યાં તો તમારો જરૂર પ્રભાવ પડશે જ એમ માનું છું. અને એમ થતાં મારે તો મરી જાઓ."

કેટલાકે કહ્યું: આ બધું શીખો કરી રહ્યા છે. પંજાબનો બદલો અહીં લેશે છે."

બાપુએ કહ્યું: "લોકોને ભાન નથી કે બદલો લેવો છે તેમ દેવો પણ પડશે. કોણ જાણે હવે શું થશે! ઈશ્વર શું કરાવે છે તે જોવાનું રહ્યું."

આજે બાપુજીને પાંચ વખત દસ્ત થયા. કારણ બાપુજીનું મન બહુ અશાંત હતું. મેં ખાવા માટે પૂછ્યું તો લખ્યું કે, "હું આજે ઉદ્વેગમાં ખાઈ જ ન શકું. સવારે મેં ખાધું તે ન ખાવું જોઈતું હતું. પણ માણસની મૂર્ખાઈનો કંઈ પાર છે? એટલે સોસવું પડે છે."

બધા ગયા પછી થોડા આંટા માર્યા. ફરીને ગરમ પાણી તથા ગ્લુકોઝ લીધાં. બીજું કંઈ જ ન લીધું. પછી નિવેદનો બહાર પડયાં. શ્યામાપ્રસાદ મુકરજીએ પણ નિવેદન બહાર પાડયું. એવામાં ૧૦ વાગ્યે રાજાજી આવ્યા. રાતના ૧૨ વાગ્યે પાછા ગયા. રાજાજી બાપુજી એ બધાની ખાનગી મંત્રણાઓ ચાલતી હતી. હું અને આભાબહેન શું પરિણામ આવશે એના વિચારમાં બેઠાં હતાં અને ત્યાં જ બંને જણ ઊંઘી ગયાં. જ્યારે રાજાજી ૧૨ વાગ્યે ગયા ત્યારે બાપુજીએ અમને બંનેને ઉઠાડયાં, અને કહ્યું: કાલથી મારે માટે કશું રાંધવાનું નહિ. અમે બંને એક તો ઊંઘમાંથી ઊઠેલાં, એટલે ફાટી આંખે જોઈ રહ્યાં. ક્ષણ વાર કંઈ ખબર જ ન પડી. પછી મેં કહ્યું: કેમ બાપુજી?

બાપુએ કહ્યું: "આવતી કાલથી મારા ઉપવાસો શરૂ થાય છે."

આભાબહેને પૂછ્યું: પણ કેટલા દહાડાના?

બાપુએ કહ્યું: "મર્યાદા નથી. જ્યાં સુધી શાંતિ નહિ સ્થપાય ત્યાં સુધી. અને પાણી સિવાય કંઈ નહિ. જરૂર લાગશે તો લીંબુ કે સોડાનો ઉપયોગ કરીશ. કાં તો કરવું છે અને નહિતર મરવું છે. કાં તો શાંતિ થવી જોઈએ અથવા હું મરીશ."

અમે બંને એકબીજા સામે ટગર ટગર જોઈ રહ્યાં. અમારી જિંદગીમાં બાપુજીના આવા ઉપવાસમાં સારવાર કરવાનો આ પહેલો જ અવસર હતો. વળી કોઈ જાણીતું નહિ. બાપુજીએ કહ્યું: "તમારી બંનેની જવાબદારી છે. તમે તમારાં શરીર બરાબર સાચવજો. નિયમ પ્રમાણે ખાવું પીવું, ફરવું સૂવું, અને નિયમિત રહેશો તો મારી સેવા કરી શકશો." બાનો દાખલો આપતાં કહ્યું કે, "બા મારા જેટલા ઉપવાસો ગયા એ દરમિયાન પોતાની તબિયત વધુ સંભાળતી, કેમ કે મારી સેવા કરવી હતી. એટલે તમે બંને બહુ

સાવધ રહેજો જરાયે ગભરાવાનું નહિ તમારી જવાબદારી મુખ્ય છે" સાડા બારે અમે સૂતા

બાપુજીના દિવસના મુલાકાતીઓમાં આર્ય નાયકમજી, બિહારના કામ અંગે ત્યાંના ઑફિસરો, શ્યામાપ્રસાદજી હિંદુ મહાસભાના સેક્રેટરી, મારવાડી ભાઈઓ પ્યારેનાનજી, ચારુબાબુ ક્ષિતીશબાબુ રાજાજી ઝેરના હતા

ચાલુ ]

# હિંદની ભાષાઓનો પરસ્પર પ્રચાર

હિંદની કેટલીક મુખ્ય ભાષાઓ સુંદર વિકાસ પામેલી છે તે સુખદ બીનાનો આધાર લઈ, ભાષાના ધોરણે એકબીજાથી નિરાળી એવી સંકુચિત પ્રાંતીયતા પોષાવાનો અને તે રીતે રાષ્ટ્રીય ઐક્યને હાનિ પહોંચવાનો નવો ભય ઊભો થયો છે આ સંજોગોમાં હિંદનો પ્રત્યેક સમજદાર નાગરિક પોતાની માતૃભાષા ઉપરાંત પડોશની બીજી બે ત્રણ ભાષાઓ શીખી લઈ, તે-તે પ્રાંતના પોતાના મિત્રો સાથે તે-તે ભાષામાં વાણી અને-પત્રવ્યવહાર કરે, અને તે ભાષાઓના શ્રેષ્ઠ સાહિત્યના સંપર્કમાં રહે તો, પ્રાંત પ્રાંત અને ભાષાઓ વચ્ચેના ભેદ ઉપર જે વધુપડતો ઝોક હાલ વધતો જતો જોવામાં આવે છે, તેનું સ્થાન પરસ્પર સુમેળ અને સહાનુભૂતિ, તેમ જ એકબીજાની આકાંક્ષાઓ પ્રત્યે સહનશીલતાની લાગણી લેશે, એવી આશા રાખી શકાય રાષ્ટ્રીય ઐક્યમાં એ મહત્ત્વનો ફાળો હશે

પડોશના પ્રાંતની ('પર પ્રાંત શબ્દપ્રયોગ જાણી જોઈને ટાળ્યો છે) ભાષા શીખી લેવી એ મુશ્કેલ કામ નથી, અને આપણા નવઘડતર માટે એ અતિ આવશ્યક અંગ છે.

આ મહત્ત્વની પ્રવૃત્તિમાં જનસમાજને રસ લેતો કરવામાં નીચેની સૂચનાઓ ઉપયોગી થશે એવી આશા છે

(૧) હિંદની દરેક ભાષાનું સામયિક પોતાના પ્રત્યેક અંકનું એક પાનું કે કોલમ બીજી ભાષાઓમાંથી વીણી કાઢેલા ઉત્તમ નમૂના પોતાના વાચકો સમક્ષ મૂકવા માટે ખાસ મુકરર કરે

(૨) તેના ભાવાર્થ, ધ્વનિ અને વાક્યરચનામાં વાચક જલદી રસ લેતો થાય તે માટે આ નમૂના તે સામયિકની ચાલુ વપરાશની લિપિમાં છાપવા જોઈએ કે જેથી લિપિની જુદાઈને લીધે નવી ભાષા શીખવાનું મેનડું મ્હણું ન બને

(૩) પસંદ કરેલા નમૂના જેટલી સરળ ભાષામાં હશે અને જનસાધારણના પરિચિત વિષય ઉપર હશે, તેટલું તેનું મૂલ્ય વધશે દૃષ્ટાંત તરીકે, નાગરીમાં છપાયેલી 'આશ્રમભજનાવલિ' આપી શકાય અઘરા શબ્દોના અર્થ તળિયે આપી શકાશે.

(૪) ખાસ કરીને વિદ્યાર્થીઓ માટેના સામયિકો આ પ્રવૃત્તિ અપનાવે તો નાની ઉંમરથી જ પ્રજાના હૃદયમાં પ્રાંતો વચ્ચે નિકટતા અને આત્મીયતાના બી વવાય

(૫) પ્રકાશનસંસ્થાઓ ટાગોર, ગાંધીજી, અરવિંદ, રમણ મહર્ષિ, રાધાકૃષ્ણન્, રામન, જવાહરલાલજી, ગોખલે, ટિળક, રાજાજી જેવી વિભૂતિઓના તેમની માતૃભાષામાંના લેખનમાંથી નમૂનાઓ વીણી, મૂળ ભાષાઓ જેમની તેમ રાખી, પ્રાંતની લિપિમાં છપાયેલો એક એક ગદ્ય-પદ્યસંગ્રહ પુસ્તકાકારે પ્રગટ કરે, તોપણ ભાષા દ્વારા દેશનું ઐક્ય ઇચ્છતા દરેક હિંદી નાગરિકને તેવો પ્રયાસ આશીર્વાદરૂપ નીવડવા સંભવ છે

મુંબઈ ૧-૧૧-૪૮ **નર્મદાશંકર દવે**

નય કુશળતનો પાયો દૃઢચિત્તતા છે બીજી બધી વસ્તુઓ ગૌણ છે

•

અતિ આનંદના મદમાંથી જાગતો પ્રમાદ ક્રોધના અતિરેક કરતાં પણ બૂરો છે

**કૉન્ફ્યૂશિયસ**

# લોકોપયોગી વિજ્ઞાન

વિજ્ઞાનને શાળા મહાશાળામાં શીખવાનો એક વિષય માની સામાન્ય જનતા તેને પરીક્ષા પૂરતું જ મહત્ત્વ આપે છે. વળી વિજ્ઞાનનું નામ નવી નવી આશ્ચર્ય પમાડે તેવી શોધો સાથે સંકળાયેલું હોઈ ને, વિજ્ઞાન ભણનાર તેના જ્ઞાન માટે નહિ પણ સારી 'લાઈન' મળે તે માટે ભણે છે. અને એ 'લાઈન' મળી ગયા બાદ તેનું મહત્ત્વ નોકરી ટકાવી રાખવા પૂરતું હોય છે.

પરંતુ વિજ્ઞાન આ બધી વાતોથી વિશેષ છે એ વસ્તુ સમજાવવાની ભાગ્યે જ જરૂર હોય. સૌ કોઈ જાણે છે કે, વિજ્ઞાન ભણનાર બધા વૈજ્ઞાનિકો નથી હોતા. ત્યારે વિજ્ઞાન ન ભણનાર વૈજ્ઞાનિક હોઈ શકે ખરા? એ પ્રશ્ન સહજે ઊઠે.

વિજ્ઞાન એ એક વિષય માત્ર નથી. એ તો જીવન અને જગત તથા તેના પદાર્થો... એ જોવા, જાણવા, ચકાસવાની એક પદ્ધતિ કે દૃષ્ટિ છે. કેટલાક એ દૃષ્ટિ લઈ ને જન્મતા લાગે છે. કેટલાકને પોતાના ઉછેર-માંથી એ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. કેટલાક તે પ્રયત્નપૂર્વક કેળવે છે. બાકી જોઈ એ તો, વિજ્ઞાન શીખવા કૉલેજમાં ગમે તેટલાં વર્ષો ગાળ્યા છતાં, પરીક્ષા પાસ કર્યા છતાં, અરે! પરીક્ષામાં પ્રથમ આવવા છતાં, કૉલેજમાં વિજ્ઞાનની કોઈ શાખાના અધ્યાપક થવા છતાં, એ દૃષ્ટિ આવેલી નથી જણાતી. એમ બને કે, ગામડાનો અભણ ખેડૂત સાચી વિજ્ઞાનરીતિથી તે પોતાનું તેમ જ બીજાનું જીવન ઉજ્જ્વળ કરતો હોય. તે વૈજ્ઞાનિક ઢબે ખેતી કરતો હોય. પણ તે અભણ છે. તેમાં તેને પ્રગટ કરવા જેવું કશું જણાતું નથી. તેના જીવન બાદ તેની વૈજ્ઞાનિક સિદ્ધિઓ ભૂંસાઈ જાય છે. બધા ખેડૂત એવા નથી હોતા.

કંઈ કંઈ ગામડે કોળી વાઘરી જેવી કોમોમાં રત્નો પડ્યાં છે. કોઈ સાપનું ઝેર ચૂસી જાણે છે, તો કોઈ ઊતરી ગયેલાં હાડકાં બેસાડી આપે છે, તો કોઈ કંઈ બીજું જ સમાજને ઉપયોગી કામ કરી રહ્યો હોય છે તેની ફી કૂતરાને રોટલો નાખવા પૂરતી જ હોય છે. ચામડીના કેટલાય રોગો, ગૂમડાં, ધારાં, ભગંદર ઇત્યાદિ જે માટે દાક્તરો હાથ ધોઈ નાખતા હોય તેવાં દર્દો વનસ્પતિનાં પાનાં વાટી ચોપડી મટાડનાર પડ્યા છે. પણ તેમનું બધું જ્ઞાન તેમના જીવન પૂરતું જ રહેવાનું.

ગામડાંમાં રહેલાં આવાં રત્નોને ચકાસી ઓળખી, પહેલ પાડવાનું કામ ઉપાડવાનું છે. તે કામ સમાજ કરે કે સરકાર, પણ તે કામ કરવું જ રહ્યું.

હાડકાં બેસાડનારનો જ દાખલો લઈએ. તે હાડકાં બેસાડી આપે છે. તેને એની હથોટી આવી ગઈ છે અગર તો એ કામમાં એની નજર પહોંચે છે એમ આપણે કહીશું. પરંતુ 'એક્સરે' ક્ષ-કિરણથી તેણે અગાઉ બેસાડેલાં હાડકાના સાંધા કેવા છે તે તેને બતાવ્યા હોય તો? ગામડામાં કામ આપી શકે તેવું અને હાથની શક્તિથી ઉત્પન્ન કરેલી વીજળીથી ચાલતું નાનું એકસરે યંત્ર તેને આપ્યું હોય તો? તેને તેની ફોટોગ્રાફીની સામાન્ય સમજણ આપી હોય તો? પોતાની હથોટી તે જરૂર વધારે કેળવશે. તેને તૈયાર કરવા પાછળ સમય જશે, ખર્ચ થશે. પરંતુ પરમાર્થ વૃત્તિથી જ એણે એ કામ ઉપાડેલું છે અને તેથી જ તેની પાછળ ખર્ચ કરવું જોઈએ. ભલે તે અભણ રહ્યો. ભલે તે પરીક્ષા આપી ન શકે. પરંતુ એ કામ તે જરૂર શીખશે. તેને 'અલ્ના' અને 'રેડિયસ', 'ફિમર' અને 'ટિબિયા' કે 'સ્ટર્નમ' અને 'ક્લૅવિકલ' ગોખાવશો તો તે નકામું જવાનું. એ શબ્દો તો 'કેરિયર' પાછળ પડેલો વિદ્યાર્થી ગોખવાનો. પરંતુ એ શબ્દોની પરિભાષા એ ગામડિયા પાસે સચોટ હોય છે. તે આપણે શીખવી પડશે. એવું જ બીજા માટે કરવાનું રહ્યું.

શહેરની હૉસ્પિટલોના સરંજામ પાછળ ગમે તેટલું ખર્ચ કરીએ અને ગમે તેવા સારા ડૉક્ટર રાખીએ, ગમે તેવા નિયમો કરીએ, પણ ગામડાની જનતાને તેનો લાભ જૂજજાજ મળે છે. વિશેષમાં તેવાં દવાખાનાં પૈસાદાર માટેનાં જ દવાખાનાં થઈ રહેવાનાં. પરંતુ આપણે દવાખાનાની જ વાત કરતા નથી. 'કલા'ની વાત કરીએ. તે માટે મુંબઈ કે અમદાવાદમાં ગમે તેટલી કૉલેજો હોય, પણ ગામડામાં વસીને કુદરતનું સૌંદર્ય જોવાની જેમણે દૃષ્ટિ કેળવી હશે તે સાચો કલાકાર થશે. પરીક્ષા પાસ કરનાર ઘણા હશે તેની ના નહિ.

નહેર, કૂવા તળાવ ઇત્યાદિ માટે નિષ્ણાત ઇજનેરો-ની સલાહ સામાન્ય રીતે લેવાય છે. પરંતુ પોતાની ભૂમિનું તળ જાણનાર ત્યાંનો કોઈક સ્થાનિક રહેવાસી ત્યાંની ભૂમિ પૂરતો પાકો વૈજ્ઞાનિક હોય છે, જ્યારે ઇજનેર કોઈક વાર કાચો પડે છે.

ગામડાના પ્રશ્ન ઉકેલવા ઇજનેર જોઈએ કે દાક્તર, વેપારી જોઈએ કે ખેડૂત, જે કોઈ જોઈએ તે બધા ત્યાંની સ્થાનિક વસ્તીમાંથી ઊભા કરવા જોઈએ અને એ બની શકે તેવી જાતની પ્રૌઢશિક્ષણની વ્યવસ્થા હોવી જોઈએ. ગામડાનો ઉસ્તાદ કૂવા ગાળનારો કૂવો ગાળી જાણે અને સ્થાનિક કૂવાના આવરા ક્યાં છે તે જાણે એ ખરું, પણ પ્રત્યેક આવરામાંથી સરાસરી કેટલું પાણી કૂવાને મળી શકે, ગામ વપરાશનું પાણી કેટલું ગણાય, અને કૂવાના ગાળમાં કઈ કઈ અશુદ્ધિઓ છે, તે સૂક્ષ્મદર્શકથી તેમ જ અન્ય રીતે જોઈ શકે; કૂવાનું પાણી શુદ્ધ કરવા ક્યાં ક્યાં રસાયણો જોઈએ, તેનો ઉપયોગ કેમ કરવો, ઇત્યાદિનું તેને જ્ઞાન આપી તેને અમુક ગામડાંના કૂવાનો ઇન્સ્પેક્ટર બનાવી શકાય.

ગામડાની દાયણોને પણ એ જ રીતે તૈયાર કરી શકાય. ગામડાનાં કામો માટે ખરચાતા પૈસા શહેરમાં કેળવાયેલા અને નોકરીની લાયકાત ધરાવતા માણસને ત્યાં ગામડામાં કામ કરવા પૂરતું મોકલીને નહિ, પણ તે કામ કરવાની લાયકાત સ્થાનિક માણસોમાંથી મળી રહે તેવી રીતે તેમને તૈયાર કરવામાં જ ખરચાવા જોઈએ.

લોકવિજ્ઞાન માટે આ ઘણું અગત્યનું છે. તેમાંથી આપણી કલ્પનામાં ન આવી શકે તેવા અને તેટલા સમર્થ વૈજ્ઞાનિકો મળી રહેશે. તેમના શિક્ષણનું ખર્ચ ઓછું આવશે અને તે વ્યાજ સાથે પૂરું વળતર આપી રહેશે.

આ દૃષ્ટિએ તૈયાર કરેલા માણસો ભાડૂતી નહિ હોય. એ કદીય કામ નહિ બગાડે. વેતન માટે તેમને હડતાલો નહિ પાડવી પડે. તેમની પોતાને ગરજ છે એમ સમજીને આમજનતા તેવા માણસોના નિર્વાહનો પણ પ્રશ્ન ઊંચકી લેશે.

ગામડે ગામડે તપાસ કરી, પરમાર્થવૃત્તિથી અગર તો ગમે તે રીતે કયો માણસ ખેતી અગર તેના રોજિંદા ધંધા ઉપરાંત કયા કામમાં રસ ધરાવે છે, તે તપાસ કરવી રહી. અને તેને તે દિશામાં આગળ વધવાની સંપૂર્ણ સગવડ તેના ઘરઆંગણે કરી આપવી રહી. તેનો રોજિંદો વ્યવસાય ચાલ્યા કરે અને તેની પ્રગતિ થાય એવી વ્યવસ્થા કરવી ઘટે.

આ રીતે આગળ વધનારાં માણસો અણુનું ભૌતિક વિજ્ઞાન ન જાણતાં હોય એ સંભવે. અણુ બૉમ્બ એટલે શું તે પણ તે જાણે કે ન જાણે એ મહત્ત્વનું નથી. કોલસા અને ડામરમાંથી રંગો અને ખાંડ બને છે એ પણ ભલે તે ન જાણે. એવી હકીકતો શહેરમાં ભણનાર વિદ્યાર્થી ભલે ગોખે.

પણ સ્થાનિક ફળાઉ ઝાડ ઊંચામાંનાં ઝાડની કલમો વડે સારાં બનાવવાનાં તેણે જાણવું જોઈએ સ્થાનિક વનસ્પતિ અને ફૂલફળને નુકસાન કરનાર જીવાણુનો તેને પરિચય હોવો જોઈએ. અને તેટલી સસ્તી જંતુઘ્ન દવાઓનો ઉપયોગ તેને આવડવો જોઈએ. રોગ અને તેના તાત્કાલિક ઉપાય તેણે જાણવા જોઈએ. પાળવામાં આવતાં ઢોરની ઓળખ તેને હોવી જોઈએ. ગાય ભેંસને જોતાંની સાથે તે ટકે કેટલું દૂધ આપશે તે કહી શકવા પૂરતી આવડત હોવી જોઈએ. અને ઢોરના પણ સામાન્ય રોગ અને તે અટકાવા પૂરતું જ્ઞાન તેની પાસે હોવું જોઈએ ઢોરના રોગોત્પાદક જંતુઓ તેમને બતાવવા જોઈએ ચેપજંતુથી થતા રોગો માટે ગામના ઢેડભંગી જવાબદાર નથી તે તેમણે જાણવું જોઈએ અને એવા જ જંતુથી કૃત્રિમ રીતે રોગ ઉત્પન્ન કરી શકાય તે પણ તેમને સમજાવવું જોઈએ.

આ બધી બાબતો 'લોકવિજ્ઞાન'માં આવે. તેને માટે મોટા પાયા પર ઘટતી વ્યવસ્થા થવી જોઈએ. પ્રાથમિક શિક્ષણથી પણ આ કામ વધારે અગત્યનું છે. પ્રૌઢશિક્ષણના એક અંગ તરીકે પણ તે ગણી શકાય અને પ્રૌઢશિક્ષણ માટે તૈયાર થનારાં પુસ્તકોમાં પણ આવી જાતના લોકવિજ્ઞાનને પૂરતું સ્થાન મળવું જોઈએ.

બંસીલાલ ગાંધી

# ઉચ્ચ શિક્ષણ અંગેનાં પાઠચપુસ્તકો

હમણાં એક બહેનને હિંદીમાં તર્કશાસ્ત્ર શીખવતો હતો. એ માટેનું હિંદી પાઠ્યપુસ્તક જોતાં આપણા દેશની ભાષાઓમાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાની બાબતમાં રાખવી જોઈતી કાળજી વિષે મને જે એક બે વાત સૂઝી છે તે જણાવવાની રજા લઉં છું.

આપણે પાંચ વર્ષમાં ઉચ્ચ શિક્ષણમાંથી પણ અંગ્રેજીને માધ્યમ તરીકે ખસેડવા માગતા હોઈએ, તો જુદી જુદી વિદ્યાઓ માટે વ્યવસ્થિત રીતે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનો સમય પાકી ગયો છે, એમ મને લાગે છે. સારાં પાઠ્યપુસ્તકો શિક્ષણનું કાર્ય કરતે કરતે જ નિપજાવી શકાય એ મોટે ભાગે મને માન્ય છે. પરંતુ, આજના ઝડપી જમાનામાં શિક્ષણપ્રવૃત્તિમાં પણ જમાનાને અનુરૂપ બની ચાલવું પડે છે એ હકીકત છે. (હા, વિદ્યાસંશોધનની વાત જુદી છે.) આમ લાગવાનું એક ખાસ કારણ તો એ છે કે, પુસ્તક-પ્રકાશન પણ આપણે ત્યાં એક ધંધો બન્યું છે. અને વેપારી માનસ ધરાવતા પ્રકાશકોની શોધક દૃષ્ટિએ દેશી ભાષામાં પાઠ્યપુસ્તકોના ક્ષેત્રની શક્યતાઓ પિછાની લીધી છે. એટલે, જો અધિકારી હાથે એ કામ વેળાસર ઉપાડી લેવામાં ન આવે તો આપણે ત્યાં જાત જાતનાં પુસ્તકોની ભરમાર હલવાવા માંડશે એમાં શક નથી.

આ પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં સૌથી પહેલું ધ્યાન સ્વદેશી દૃષ્ટિ કેળવવા અંગે રાખવાનું છે. સ્વદેશી દૃષ્ટિનો અર્થ એ કે, આપણા દેશમાં તે તે વિદ્યાઓની જે કંઈ ખિલવણી થઈ હોય તેને યોગ્ય સ્થાન મળવું જોઈએ, આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી આપવી જોઈએ.

પરંતુ, આમાંથી જ એક ભયસ્થાન ઊભું થાય છે, જે ઉપર જણાવેલા હિંદી તર્કશાસ્ત્રના પુસ્તકમાં ઠીક ઠીક પ્રમાણમાં જોવા મળે છે. એ પુસ્તકના લેખકને અન્યાય થવા સંભવ રહે એ માટે પુસ્તકનું નામ હું જાણીજોઈને નથી આપતો. એ પુસ્તકમાં ભારતીય તર્કશાસ્ત્રને પણ લેખકે નજર સમક્ષ રાખ્યું છે, અને એ સ્તુત્ય છે. પણ તેમ કરતાં એમણે બે મોટા દોષ કર્યા છે, જે બીજા લેખકોને હાથે પણ થવાનો સંભવ છે. પહેલો દોષ એ કે, એમણે ભારતીય તર્કશાસ્ત્ર અને પશ્ચિમનું તર્કશાસ્ત્ર એનો એવો ખીચડો કર્યો છે કે પાઠ્યપુસ્તક તરીકે એ નકામું છે એમ કહું તોપણ ખોટું નથી. આપણે ત્યાં બધી વિદ્યાઓને — કંઈ નહિ તો શરીર અને શરીરવિષયક વિદ્યાઓને — ધર્મ અથવા મોક્ષપ્રાપ્તિની દૃષ્ટિએ જ મોટે ભાગે જોવા તથા ખીલવવામાં આવી છે. એમનું અલગ ક્ષેત્ર આંકી એનો સ્વતંત્ર વિકાસ કરવા પ્રયત્ન ક્યાંક જ નજરે પડે છે. આથી ઊલટું, પશ્ચિમમાં જુદી જુદી વિદ્યાઓને તેમનું સ્વતંત્ર ક્ષેત્ર આંકી આપી, બુદ્ધિને પણ એ મર્યાદાથી અંકિત કરી, એનો સ્વતંત્ર વિકાસ સાધવામાં આવે છે. આ દૃષ્ટિભેદને કારણે અભ્યાસની પદ્ધતિમાં પણ મોટો ફેર પડી જાય છે. અને પદ્ધતિના નિરનિરાળા લાભ-અલાભ બને છે. આને કારણે કોઈ પણ વિદ્યાના દરેક ચર્ચા વિષયમાં બે પદ્ધતિઓને વારે વારે અને ત્રુટક ત્રુટક રીતે ભેગાં કરવાથી, હજી જે શીખે છે તેના મનમાં વિના કારણ ગૂંચવાડો ઊભો થાય છે. સાચો રસ્તો તો એ છે કે, ગમે તે એક પદ્ધતિએ પાઠ્યપુસ્તક તૈયાર કરી બીજી પદ્ધતિની માહિતી અલગ પ્રકરણો ઉમેરીને આપવી.

બીજો દોષ સ્થિર પરિભાષાના અભાવનો છે. એક જ પારિભાષિક શબ્દ માટે, કેટલીક વાર તો એક જ પાના પર, એક કરતાં વધારે શબ્દો પ્રયોજવામાં આવ્યા છે, જે કેટલીક વાર તો શીખનાર સાથે શીખવનારને પણ મૂંઝવણમાં મૂકી દે છે. આ દોષ ટાળવા માટે જુદી જુદી વિદ્યાઓની નિશ્ચિત પરિભાષા હવે તો ઘડી દેવી જોઈએ. ભલે છેવટે એ કામ તજ્જ્ઞોની કમિટી દ્વારા થાય. પરંતુ, એ કમિટીઓ નિમાય અને કામ શરૂ કરે તે પહેલાં પણ ઘણું કામ થવું જરૂરી છે. ખાસ કરીને, જો અખિલ હિંદને ધોરણે એ પરિભાષાઓ ઘડવી હોય તો તો મહાપ્રયાસની જરૂર પડવાની છે. આપણે ત્યાં 'વિજ્ઞાનની પરિભાષા' અને 'અર્થશાસ્ત્રની પરિભાષા' જેવી પુસ્તિકાઓ છે, એવી જ બધી વિદ્યાઓની થવી જોઈએ, એટલું જ નહિ એમાં અખિલ હિંદને ધોરણે સુધારાવધારા કરવા ઘટે તો તે કરવા જોઈએ. આ બધાં કામ

માટે શિક્ષણ અને સાહિત્ય જેવા જ કોઈ સામયિકે વ્યવસ્થિત પ્રયાસ અખિલ હિંદ સહકારને ધોરણે શરૂ કરી દેવો જોઈએ બીજા પ્રાંતોમા હિન્દી અંગેના વધુપડતા ઉત્સાહને જોતા, ગુજરાત દ્વારા જ આ કામ વધુ સુંદર રીતે થઈ શકે એમ મને લાગે છે ઇતર પ્રાંતોના વિદ્વાનો સાથેના સહકારમા પણ આપણે વધુ ઉદાર દૃષ્ટિ રાખી શકીશુ એમ મને લાગે છે ગમે તેમ પણ, આ વસ્તુ જો સવેળા નહિ થાય તો પ્રકાશકોની મેદાન મારી જવાની હરીફાઈમા અનધિકાર ચેષ્ટા અને અપરિપક્વ પરિભાષાના ભોગ બનતા આપણા વિદ્યાર્થીઓને અકળાવવાનુ સુકર બની જશે, અને ગૂજરાત વિદ્યાપીઠે ગુજરાતી ભાષાનો જોડણીકોશ બનાવ્યો તે પહેલા આપણી જોડણીની જે દશા હતી તેવી જ દશા આ પરિભાષાની બાબતમા પણ થવાનો પૂરો સંભવ છે

જનક દવે

# સ્વાધ્યાય

## [પ્રાણાયામ]

['શિ સા 'ના એક વાચકે મીઠો ઠપકો લખી મોકલ્યો છે કે, યોગ જેવા યોગ અંગેના આ 'સ્વાધ્યાય'મા અયોગને છાજે એવી તૂટકતા કેમ હોય? વાત સાચી કે તે ન હોવી જોઈએ સ્થળસંકોચ હોય તો સદા રસિક એવા યોગના સ્વાધ્યાયને માટેના પાના બચાવવાનુ સહેજે થાય એટલુ જ તેને તૂટક કરવાપણુ તો કેમ હોય?

આટલી પ્રસ્તાવના પછી હવે ડિસેમ્બર અંકમા અટકેલા ત્યાંથી આગળ વધીએ]

૩૨મા સૂત્રથી તે ૩૯મા સૂત્ર સુધીમા યોગ સૂત્રકારે અભ્યાસના જુદા જુદા પ્રકારો કહ્યા છે એ પ્રકારો જીવનના બધા પાસાને સ્પર્શે એવા વ્યાપક અને સર્વગ્રાહી છે તેમા આપણી બધી શક્તિઓને માટેની કવાયત અને તાલીમનો ક્રમ સૂચવ્યો છે, જેથી મનની એકાગ્રતા થવામા આવતા અચૂક અંતરાયોનુ નિવારણ થાય

૩૩મા સૂત્રમા ચિત્તની ભાવનાઓની કેળવણીનો અભ્યાસ કહ્યો બૌદ્ધગ્રંથોમા આ કેળવણીને પારમિતાનો અભ્યાસ કહે છે આ એકલો અભ્યાસ પણ એવો પ્રબળ છે કે તે દ્વારા ચિત્તને શાંતિ મળે પણ એમ એકાંગી અભ્યાસ તો જીવનમા કશુ જ નથી જેમ શરીરના અંગેઅંગ ઓતપ્રોત રહેલા છે, તેમ જ આપણી કેળવણીનુ પણ છે એટલે શરીરમનની બીજી શક્તિઓ તરફ પણ આપણે સાથોસાથ ધ્યાન આપીએ તો જ અભ્યાસ સફળ અને સંપૂર્ણ થઈ શકે

આથી કરીને આ સૂત્રોમા શારીરિક, માનસિક વગેરે બધી બાજુ તરફ સાધકનુ ધ્યાન દોર્યુ છે

૩૪મા સૂત્રમા શારીરિક અને માનસિક સ્વાસ્થ્યની વાત કરી છે —

*प्रच्छर्दन विधारणाभ्यां वा प्राणस्य॥*

પ્રાણનુ પ્રચ્છર્દન તથા વિધારણ કરવુ એ પણ એક માર્ગ છે, જે દ્વારા ચિત્તના અંતરાયો નિવારી તેને સ્થિર કે એકાગ્ર કરી શકાય

પ્રચ્છર્દન એટલે શરીરમા લીધેલા વાયુને બહાર કાઢવો તે વિધારણ એટલે વિશેષે કરીને એક જ સ્થિતિમા પ્રાણને ધરી રાખવો તે સામાન્ય રીતે શ્વાસ અંદર જાય ને બહાર નીકળે જ છે આ સહજ પ્રક્રિયામા પ્રયત્નપૂર્વક—એક કસરત કે વ્યાયામ તરીકે કરવાની બે વિશેષ ક્રિયાઓ અહીં કહે છે

એક તો કોઠામા ફરતો જે વાયુ તેને નાક વાટે બને તેટલો ખેંચી કાઢીને બહાર કાઢવો આવા વાયુના રેચનને પ્રચ્છર્દન કહ્યુ છે

બીજી ક્રિયા કોઠાના વાયુની જે સ્થિતિ હોય તે સ્થિતિમા તેને ધારણ કરી રાખવો જો વાયુ અંદર લીધેલો હોય તો તેને નાકેથી ન નીકળવા દેતા પૂરી રાખવો અથવા જો તેને કાઢી નાખ્યો હોય તો નાકેથી અંદર પૂરવા ન કરતા વાયુને રોકી કોઠાને વાયુરહિત ધારણ કરી રાખવો આ ક્રિયાને વિધારણ કહે છે

આ બધી ક્રિયાને સામાન્ય ભાષામા પ્રાણાયામ કહે છે યોગસૂત્રમા અષ્ટાંગયોગના એક અંગ તરીકે તેનુ બયાન આગળ બીજા સાધનપાદમા કરવામા આવે છે પ્રાણાયામ એ શરીરની ધાતુઓની શુદ્ધિ તથા બળને માટેની એક સૂક્ષ્મ કસરત છે સામાન્ય કસરત સ્નાયુ પરત્વે બહુ તો હોય છે, માલિસ વગેરે જેવી પ્રક્રિયા સીધી રુધિરાભિસરણની કસરત ગણાય,

તેમ જ શ્વાસોચ્છ્વાસ માટેની કસરતો હોય છે. પ્રાણાયામ તેવી એક કસરત છે. હૃદય અને ફેફસાંમાં પ્રાણ લેવા મૂકવા માટે કામ કરતી ધમણ કે ઉદરપટ ('ડાયાફ્રેમ') આપમેળે ચાલ્યાં કરે છે. પ્રાણાયામ કસરત આ કામો પર અસર ધરાવતી ક્રિયા છે. તેથી તે નાજુક ક્રિયા ગણાય તો સામેથી તેની અસર પણ ખાસ હોય છે.

અંગકસરતમાં જેમ હાથ પરથી મોટર ચલાવવી, ખૂબ વજન ઉઠાવવું, વગેરે ભીમ-કર્મો કરી શકાય છે, તેમ પ્રાણાયામ વિષે પણ વર્ણવાયાં જાણ્યાં છે. તેવાં ખાસ કાર્યોને તંદુરસ્તી કે અધ્યાત્મ જોડે ઝાઝી લેવાદેવા નથી. સામાન્ય જરૂર તંદુરસ્તી અને મન-દુરસ્તીની છે. તેને માટે ટટાર બેસીને ભસ્ત્રિકા જેવી કે ધીમે ધીમે ઊંડા શ્વાસ લેવાની અને કાઢવાની કસરતો* બસ થાય છે. એ નિયમિત કરવાથી તેનો ફાયદો થાય, એ તો દરેક અભ્યાસનું લક્ષણ છે અને તે અહીં પણ બરોબર લાગુ પડે છે.

આ કસરતને મનને સ્થિર કરવામાં કામ દેનારી કહી છે, એ એની વિશેષતા છે. પ્રાણની ગતિ સાથે મનની વૃત્તિની ગતિનો જે નિકટ સંબંધ રહેલો છે, તે પરથી કહેવામાં આવ્યું છે કે, પ્રાણાયામથી મનની સ્થિતિ પર ફરક પડે છે. જેમ સામાન્ય વ્યાયામથી પાચન પર, વજન પર, સ્નાયુની શક્તિ વગેરે પર અસર પડે, તેમ પ્રાણાયામની કસરતથી સામાન્ય આરોગ્ય ઉપરાંત જે ફળ નીપજે છે તે આ છે. આ વાત અનુભવે જોવાની રહી. પણ એટલું એમાંથી સમજી લઈ શકાય કે, શ્વાસોચ્છ્વાસની કસરતનેય વ્યાયામમાં સ્થાન મળવું જોઈએ, કેમ કે તે શરીરના પ્રાણાભિસરણ પર સારી અને સીધી અસર કરે છે. એ અસર કેટલે સુધી જઈ શકે છે તેનું વર્ણન અષ્ટાંગયોગના પ્રકરણમાં સાધનપાદનાં ૪૯થી ૫૨ સૂત્રોમાં આપ્યું છે; જે ત્યાં આવીશું ત્યારે જોઈશું

૧૪-૨-'૪૯ મગનભાઈ દેસાઈ

* વિધારણ એટલે વિશેષે કરીને વાયુને લેવો — ઊંડો શ્વાસ લેવો, એવો અર્થ પણ થઈ શકે. એટલે ઊંડેથી ખેંચીને શ્વાસ કાઢવો (એટલે પ્રચ્છર્દન) અને ઊંડે સુધી તે લેવો (એટલે વિધારણ) — એમ ઊંડો શ્વાસોચ્છ્વાસ લેવો ને મૂકવો, એવો અર્થ પણ કરી શકાય. એ જ ભસ્ત્રિકા અને દીર્ઘ ઊંડો શ્વાસોચ્છ્વાસનો પ્રાણ-વ્યાયામ છે.

# સેવા અને કુટુંબભાવ

સવાલ — સેવા કરવાનો સંકલ્પ કરનાર વ્યક્તિએ પોતાના કુટુંબ સાથે સંબંધ તોડવો જોઈએ કે નહીં?

ઉત્તર — કુટુંબનો સર્વ સંબંધ છોડી દેવો એ મને બરાબર લાગતું નથી. કુટુંબમાં આપણે કશો સ્વાર્થ ન રાખવો એવી વૃત્તિ રાખવી જરૂરી છે. તેમના ઉપર ભારરૂપ ન થવું એ પણ સારું છે. પણ જો કુટુંબીઓ સ્વભાવે સારા હોય ને સ્નેહ રાખતા હોય છતાં તેમનો સંબંધ તોડવો એ સંન્યાસ વિષેના ખોટા વિચારોનું પરિણામ છે. ઘરબાર, કુટુંબ, સગાં-વહાલાં એ બધા સંબંધો દ્વારા માણસ પોતાના સમાજધર્મનું અને વિશ્વવાત્સલ્યનું ક્ષેત્ર વિકસાવે છે. કુટુંબની હૂંફ છોડવાને પરિણામે સ્વભાવમાં કેટલીક ખામીઓ રહી જાય છે. હિમ્મત પણ ઓછી થઈ જાય છે, સમાજમાં કેમ વર્તવું જોઈએ તે સમજાતું નથી અને સમાજ વચ્ચે જવાનો પ્રસંગ આવે ત્યારે મૂંઝવણ થાય છે. પડોશીને પણ કેમ અને ક્યારે મદદ કરવી અથવા તેની શી રીતે ખબર રાખવી તથા સાથીઓ જોડે કેમ મેળાપ રાખવો તેનું અજ્ઞાન રહે છે. કેટલાકમાં કંઈક અંશે કાતર સ્વભાવ આવે છે, તેનું કારણ કુટુંબની હૂંફનો અભાવ હોય છે. એ ખામી બીજાઓને સગાં કરીને પૂરી કરવાનું મન થતું હોય છે. અને એવી રીતે અપનાવનારા પૂરેપૂરા ન મળે ત્યારે જીવનમાં સદા ઊણપ લાગે છે અને ઉદાસીનતા લાગે છે. જ્ઞાતિ, કુટુંબ વગેરેનું અભિમાન ન હોવું એ જુદી વાત છે. જ્ઞાતિનું લેબલ કાઢી નાખવું એ એક વાત છે ને સગાંવહાલાંને અવગણવાં એ બીજી વાત છે. માટે ભાઈઓ વગેરે સાથે સંબંધ રાખવો ઘટે એમ મને લાગે છે.

બજાજવાડી, વર્ધા કિશોરલાલ ઘ૦ મશરૂવાળા
૧૪-૨-'૪૯

# ‘ઈસાપનો વૃતાન્ત’

[“ ઈસાપનીતિની વાતો’ અસલ મરાઠીમા હતી તેઓ મેજર કેન્ડી સાહેબે ફરીથી તપાસી શુદ્ધ કરી અને તેમા કેટલીએક નવી વધારી તેનો તરજુમો ‘બોર્ડ ઑફ એજ્યુકેશન’ના હુકમથી શ્રી રણછોડદાસ ગિરધરભાઈ કરીને એક ભાઈએ ગુજરાતીમા કર્યો હતો, અને તે ઈ સ ૧૮૫૪મા છપાયો હતો ગ્રીક નીતિકથાકાર ઈસપ વિષેનો નીચેનો વૃત્તાન્ત તે સોએક વર્ષ જૂની ચોપડીમાથી નીચે ઉતાર્યો છે તેમા અક્ષરનો કશો ફેરફાર કરવામા આવ્યો નથી સિવાય કે કોઈક જોડણી ભાષા તથા સામગ્રી બેઉ દૃષ્ટિએ એ રસિક થશે એમ માનુ છું —મં૦]

મોટા મોટા માણુસો મોટા મોટા વિદ્વાન તથા મોટા મોટા શૂરા પૂર્વે થઈ ગયા, તેઓના નામ સઘળાને મોઢે છે તેઓના ગ્રંથ તથા તેઓના કામો સર્વેને સાભળ્યાથી માલૂમ છે પણ તેઓ પ્રાચીન કાળે જન્મેલા, તે માટે થયેલી વાર્તાઓ જેવી બનેલિયો તેવી બરાબર લખી રાખવાની ચાલ ન હતી ઘણુ કરીને મોઢે કરેના વર્તમાન ચાલતા હતા, તથા તે સમયે છાપવાની કળા નીકળી ન હતી એ કારણુ માટે તેઓ કિયે કાળે તથા કિયે ગામે જનમ્યા, તેમણે નાનપણુમા શા શા કૃત્યો કર્યાં તેઓને શી રીતની શિક્ષા હતી, એ તથા તેઓની બીજી ઝીણી ઝીણી વાતો જણાતી નથી

તે પ્રાચીન માણુસોમાનો જ આ એક ઈસાપ કરીને નામીચો ઉપદેશક હતો, જેણે આગળની વાતો રચિયો તેનુ જે વર્તમાન અસલના વખતથી ચાલતુ આવેલુ છે, તેનો સક્ષેપ કરીને આ ઠેકાણે તેનુ વર્ણન કર્યુ છે

એશિયાખડમાના એશિયા માઈનર નામના વિભાગ મધ્યે ફ્રિજીઆ દેશમા ઈસવી શકની પહેલા આસરે છશે વર્ષ, એ ઈસાપ જનમ્યો તે કિયા ગામમા જનમ્યો, તેનો ખચીત નિશ્ચય નથી, તોપણુ કોઈ પ્રાચીન ગ્રંથકર્તા લખે છે કે, કોતે ઈથિમ નામે ગામમા તે જનમ્યો હતો

ગ્રીક લોકોમા જે સપ્ત મહાજ્ઞાની ઘણા વિખ્યાત છે, તેઓના વખતમા એ ઈસાપ હતો

ઈસાપ હલકા કુળનો હતો એમ જણાય છે કેમ કે તે નાનપણુમા ભરવાડના હાથ તળે ઘેટા ચરાવવાનુ કામ કરનારો છોકરો હતો પછી તે બીજાના ઘરના ગુલામ થઈ રહ્યો હતો તેનો પહેલો ધણી કારીત્યાસ તે આથેન્સ કરીને ગ્રીસ દેશમા કળાકૌશલ્યનુ સનથી પ્રસિદ્ધ શહેર હતુ તહીંનો રહેનારો હતો તેની પાસે જે વારે ચાકરી કરતો હતો તે વારે ઉત્તમ પ્રકારની ગ્રીક ભાષા શીખવાની વગ તેને સારી મળી હતી એના પહેલા ધણીનુ નામ દિમાર્કસ, એવુ બીજા ગ્રંથોમા જણાય છે પછી એ નામે બીજો પુરુષ હતો, અથવા એક જ પુરુષના એ બે નામો હતા એ હમણા જણાતું નથી તેનો બીજો ધણી ગ્રાથસ નામે હતો, અને ત્રીજો ધણી સામોસ નામના બેટનો રહેનારો ઇદમોન કરીને હતો જેનું પ્રતિષ્ઠાનામ સુઝ પડેલુ હતુ

એ ઇદમોનની ચાકરી ઈસાપે એવી ઈમાનદારીથી કરી અને એટલુ ડાહાપણ દેખાડ્યુ કે તેના ધણીએ પ્રસન્ન થઈને તેને ગુલામગીરીથી છૂટો કર્યો

સ્વતંત્ર થયા પછી ઈસાપની બુદ્ધિની અને ડાહાપણુની કીર્તિ એટલી વધી કે, તે સમયે જે સપ્ત મહાજ્ઞાની* મોટા વિદ્વાન હતા તેમની બરાબર લોક તેને ગણવા લાગ્યા એ સપ્ત મહાજ્ઞાનીઓ કરતા પણ બુદ્ધિમાન છે, એમ પણ કેટલાએક તેને માનતા હતા સપ્ત મહાજ્ઞાનીઓ સાથે તેને સારી પેઠે પરિચય હતો તેમા ગણુ કરીને સોલોન અને કેયો જોડે હતો

પેરિયાન્ડર સપ્ત મહાજ્ઞાનીઓમાનો હતો અને વળી તે કોરિન્થ શહેરનો રાજા હતો તેના દરબારમા ઈસાપની મોટી માનમુરાતબ હતી અને ક્રીસસ નામે લીડિયા દેશના રાજાના દરબારમા પણ ઈસાપની મોટી આબરૂ હતી

કેટલાએક વરસ વીત્યા પછી ઈસાપ ક્રીસસ રાજા પાસે ચાકરીમા રહ્યો તે વારે ઈસાપ બહુ

* સપ્ત મહાજ્ઞાનીઓના નામ પેરિયાન્ડર થેલીસ સોલોન, બિયાસ પીટકસ કલીઓબ્યુલસ, અને ચિલોન્સ

ગણ્યા જાણીને તે રાજા તેને વકીલાતના કામ ઉપર બીજા રાજા–રજવાડાંના દરબારમાં મોકલતો હતો. છેલ્લે તેને ડેલ્ફી નામે શહેરમાં કંઈ એક વિશેષ કામને સારુ મોકલ્યો.

તે એ કે, ડેલ્ફીમાં ગ્રીક લોકોના એક આપોલો નામે દેવનું ઘણું મોટું નામાંકિત દેરું હતું, તે દેરામાં તે દેવને નામે હોમ-હવન કરવા, અને ગામના લોકોને દ્રવ્ય વહેંચવાના કામ ઉપર તેને મોકલ્યો. તે ડેલ્ફી શહેરમાં ઈસાપ રહેતો તે વારે ત્યાંના લોકોની અનીતિ અને કુચાલ જોઈને તેને ઘણી અકળામણ આવી. પછી તે તેમને વારે ઘડીએ નિષેધીને તથા રિસાઈને ઉપદેશ કરતો, તે માટે તે લોકોએ તેની જોડે વેર બાંધ્યું.

તે દુષ્ટ લોકો ઉપર ઈસાપનો એટલો ક્રોધ થયો કે, રાજાના કહ્યા પ્રમાણે હોમહવન કર્યા પછી, લોકોને વહેંચવા સારુ રાજાએ જે દ્રવ્ય મોકલ્યું હતું, તે લોકોને આપ્યું નહિ, અને આ લોકો દાનપાત્ર નથી, એમ કહીને તે દ્રવ્ય રાજા પાસે તેણે પાછું મોકલ્યું. એ ઉપરથી તે લોકોને એટલો ક્રોધ આવ્યો કે, એનો ખંગ લેવો એવો તેમણે નિશ્ચય કર્યો. પછી યુક્તિ વગર એ વાત બનવાની નથી માટે તેમણે તેના પર તૂત ઊભું કર્યું. તેમણે એવું કર્યું કે, દેવપૂજાનાં પાત્રોમાંથી એક સોનાનું વાસણ તેના સામાનમાં ગુપચુપ લઈને ઘાલી દીધું; અને તે દ્રવ્ય બાંધીને ક્રીસસ રાજા પાસે જવા સારુ એ મજલો નીકળી ગયા પછી, પાછળથી પાળા મોકલ્યા, અને તું ચોરી કરીને જાય છે, એવું તેના ઉપર ચોરીનું તોહમત મૂકીને પછી તેનો ઝાડો લીધો, અને જે વાસણ તેના સામાનમાં ઘાલ્યું હતું તે બહાર કાઢીને, આ ચોરીનો માલ, એમ કહીને તેને અંગે લગાડ્યું.

એ રીતે જૂઠાઈથી તેની ચોરી ઝાલી અને પકડી બાંધીને ડેલ્ફી ભણી ખેંચના પાછા લઈ ગયા. પછી તેને બંદીખાનામાં નાખીને કેટલેક દહાડે દેરાની ચોરીની તજવીજ કર્યા પછી તેના ઉપર ગુનો સાબૂત કરીને, તેને કરાડા ઉપરથી ઢોળી પાળવાની શિક્ષા ઠરાવી. દેરામાં ચોરી વગેરે કરે તે અપરાધને તે કાળે એવી જ શિક્ષા કરવાની ચાલ હતી. તેને ઢોળી પાડવા સારુ લોક લઈ જતા હતા. તે વારે તે લોકોને કહેવા લાગ્યો, તમારી સાથે મારે કંઈ વાત કરવી છે. એમ કહીને પોતાનો બચાવ થવા સારુ તેણે તે લોકો આગળ કંઈ ભાષણ કર્યું; પણ તેમણે તેનું બોલવું મન ઉપર લીધું નહિ અને નિર્દયપણાથી તેને ઊંચાણ ઉપરથી નીચે ઢોળી પાડ્યો.

તેનું મરણ ઈસવી સનની પૂર્વે આસરે ૫૬૦મે વરસે થયું. એ ઉપરથી તે મૂઓ ત્યારે ચાલીશ વરસની ઉંમરનો હતો એ સિદ્ધ થાય છે.

તેણે નીતિ બતલાવવા સારુ જે વાતો જોડિયો હતિયો, તેઓ ઉપર તેના મૂઆ પછી લોકોની પ્રીતિ વત્તી વત્તી થતી ગઈ; અને બાળકોને સદાચરણને માર્ગે લગાડવા સારુ તે વાતોનો ફેલાવ ઘણો થતો ગયો. આગળ ઘણેક વરસે, આથેન્સના લોકોએ જે વારે પેલા સપ્ત મહાજ્ઞાનીઓનાં પૂતળાં કરીને સ્થાપ્યાં, તે વારે તેમની સાથે ઈસાપનું પણ પૂતળું કરીને સર્વની આગળ મોખરે બેસાડ્યું. એ ઉપરથી તેની કેટલી પ્રતિષ્ઠા થઈ તે સાફ જણાય છે.

ઈસાપે પશુપક્ષીઓની વાર્તાઓ જોડીને નીતિનો ઉપદેશ કરવાની જે રીત ચલાવી, તેનું કારણ એ જ જણાય છે કે, તે પારકો ગુલામ હતો, માટે ગુલામગીરીમાં જો કોઈને પોતે જાહેરાત થઈને ઉપદેશ કરે, તો તે કોઈ માને નહિ, એવા હેતુથી પશુપંખીઓનાં નામ લઈને અન્યોક્તિ વડે નીતિનો ઉપદેશ કર્યો.

ઈસાપ મોટો બુદ્ધિમાન હતો, એ તેની વાતો ઉપરથી ખચીત થાય છે; અને તે બોલવેચાલવે સારો અને કંઈએક વિનોદી પણ હતો, એવું ગ્રંથકારોના લખવાથી દેખાય છે. તેમ જ કોઈ મોટા માણસ સાથે કેમ બોલવું, કેમ ચાલવું, તેની મરજી શી રીતે રાખવી, એ વિષે તે ઘણો ચતુર હતો.

નાનપણમાં ગુલામગીરીથી તેને ખુશામદ કરવાનો ગુણ કંઈએક ચોંટ્યો હશે, એ વિષે એક ગ્રંથકર્તાએ દાખલો લખ્યો છે. તે એવો કે, ક્રીસસ નામે રાજા, જે પાછળ કહ્યો, તેના દરબારમાં એક વાર સપ્ત મહાજ્ઞાનીઓનો જમાવ થયો હતો, ત્યારે રાજા તેમને પોતાનો વૈભવ દેખાડીને પૂછવા લાગ્યો કે, સર્વ કરતાં સુખી માણસ તમને કોણ દેખાય છે? ત્યારે એકે કહ્યું ફલાણો, બીજાએ કહ્યું ફલાણો; તે વારે સોલોને ત્રણ માણસનાં નામ લીધાં અને કહ્યું કે,

વરે છે પ્રજાએ જો આ આદર્શને જીવનમા ઉતારવો હોય તો સામ્પ્રદાયિક ધર્મો દરેક નાગરિકે પોતે પાળી બતાવવાની આંતરિક અધ્યાત્મ વસ્તુ બની રહે છે, નહિ કે બીજા પર લાદવાની કે તેનો દેખાડો કે વટાળો કરવાની દરેક ધર્મનુ રહસ્ય માનવમધુતાને પ્રગટ કરવામા રહેલુ છે આવા ધર્મને વરવુ એ બિનમજહબી રાષ્ટ્રજનનો વિશ્વધર્મ બને છે

આવુ જીવન અને સસ્કૃતિ વ્યક્ત થાય છે પ્રજાની પોતાની ભાષાથી ભાષા કેવળ ધ્વનિ નથી, પણ હૃદયનો પડઘો છે તેથી તેમા ઉદાર સવગ્રાહિતા અને સમભાવ જોઈએ એ નથી હિંદીમા, નથી ઉર્દૂમા, પણ હિંદુસ્તાની દ્વારા વાચ્ય થતી ભાષામા વધારેમા વધારે જણાય છે

પરતુ અહીં જ ભીત ભુલાય છે, અને સાકડો પ્રાતવાદ અને ભાષાના તથા ધર્મવાર કોમવાદ વચ્ચે આવીને આ સાદા પ્રશ્નને ચૂથી નાખે છે હિંદની લોકશાહી ઢબે પુનર્ઘટનાનો સમય શરૂ થાય છે ત્યારે આ સવાલો ઊઠે છે અને તે પ્રશ્નો શિક્ષણનુ માધ્યમ અને રાષ્ટ્રભાષાનુ સ્વરૂપ, એ બે મુદ્દાની વાટે પ્રગટ થાય છે તેથી પડિતજીએ એ પ્રશ્નને સહજસ્ફૂર્તિથી ગુજરાત આગળ અને તે દ્વારા આખા દેશ આગળ રજૂ કર્યો છે, તેમા ભારે ઔચિત્ય અને દીર્ઘદૃષ્ટિ રહેલા છે તેમણે એ પણ સ્પષ્ટ કર્યું કે, દેશનુ શિક્ષણ તેની ૧૨-૧૩ મહાન પ્રાતભાષાઓ દ્વારા થવુ જોઈએ રાષ્ટ્રભાષાની જરૂર ત્યાર પછી ને બીજી જરૂરોને માટે છે

૨૨-૨-'૪૯

## ભાષાવાર પ્રાંતરચના

ભાષાવાર પ્રાતરચનાનો સવાલ આપણા સ્વદેશ પ્રેમ અને સરળ સમજબુદ્ધિની કસોટીરૂપ નીવડશે એમ લાગે છે આ પ્રશ્ન વિષે દારકમિશને જે નિવેદન રજૂ કર્યું છે, તેનો સાર આ અકમા વાચકને જાણવા મળશે

આ નાજુક પ્રશ્ન વિષે પડિતજીએ થોડા વખત ઉપર પોતાના વિચાર ટૂકમા વ્યક્ત કર્યા હતા તે પણ સાથે સાથે જોવા જેવા છે

૦ જવાહરલાલજી વચ્ચે મહિનોક દહાડો 'કોમનવેલ્થ' પરિષદમા જઈ આવ્યા ત્યાથી આવીને તેમણે દિલ્હીમા બધારણસભા આગળ એક મનનીય વ્યાખ્યાન આપ્યુ, તેમાથી નીચેનો ભાગ ઉતાર્યો છે ધર્મને નામે હિંદના ભાગના પડ્યા બાદ, હવે ભાષાને નામે અને તેની નોખી નોખી (!?) સસ્કૃતિઓના વિકાસને બહાને હવે ભાગના પડશે કે શુ? એવી બીક રહે છે તે વખતે આ ઉદ્ગારો ખાસ ધ્યાનપાત્ર બને છે

> લોકોની આકાક્ષાઓ અને એમની સાસ્કૃતિક ભૌગોલિક તથા આર્થિક સ્થિતિની સાથે વધારે બધ બેસે એ પ્રમાણે, હિંદમા પ્રાતોની નવી ગોઠવણી થવી જોઈએ એ મને અનિવાર્ય લાગે છે, અને તે ઘણા વખતથી એ વાત તો આપણે ક્યારની સ્વીકારી ચૂક્યા છીએ
>
> "આને ભાષાવાર પ્રાતોની ગોઠવણી કહેવુ એ મને પૂરતુ સાચુ નથી લાગતુ બેશક, ભાષા એમા એક મોટી વાત છે એ ખરું પણ બીજી, અને કેટલી તો તેથી વધારે મહત્ત્વની, એવી વાતો પણ તેમા રહેલી છે આપણને જે મળ્યુ છે તેને તોડી ફોડીને નવેસર ગોઠવવા જઈએ તે પહેલા આપણે આખુ ચિત્ર નજર આગળ રાખી, તેનો વિચાર કરીને ચાલવુ જોઈએ
>
> "પણ મારે આ સભાને કહેવાનું છે તે એ છે કે, આ સવાલ એવો ખાસ અગત્યનો નથી કે તે આજે અને હમણા ને હમણા જ ઉકેલવો જોઈએ કેટલાક સવાલ એવા હોય છે કે જે શાતિથી અને ઠડા મગજે વિચારવા જોઈએ આ પ્રાતોનો સવાલ ખાસ કરીને એવો છે અને તે વળી એવો છે કે, એ વિષયના બધા અગોનો વિચાર તેને અગે સશોધન અને ઊડો અભ્યાસ કરીને પછી થવો જોઈએ
>
> પણ કમનસીબ જોગે, આ સવાલ તો પાર વગરની ગરમી અને લાગણીઓને ઉશ્કેરે છે એમ હું જોઉં છું આથી તો વિચારશક્તિ પર પડળ આવી જાય તેથી હુ આ સભાને મારી વિનતી છે કે, તેને ઠીક લાગે ત્યારે એ બાબત જરૂર હાથ પર લે પણ એ વિષે એ ખ્યાલ રાખે કે, આ બાબત એવી છે કે તે ઉતાવળે નક્કી ન કરી ઘટે જ્યારે લાગણીઓ ઉશ્કેરાઈ હોય ત્યારે લેવી ન ઘટે, પણ તેનો સમય પાકે તેવી યોગ્ય ઘડીએ એ નક્કી કરવી જોઈએ

## સોટીનો ન્યાય

આપણા લૌકિક શિક્ષણશાસ્ત્રનુ સૂત્ર છે કે, 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ.'

પરંતુ એના પ્રચાર અર્થે કે એ પ્રમાણે અધ્યાપનની તાલીમને અર્થે કોઈ વ્યવસ્થિત પ્રબંધ કોઈએ વિચાર્યો કે તેના કોઈ આચાર્યો હોય તો જાણમાં નથી. પરંતુ પશ્ચિમ-દેશો તો વ્યવસ્થા અને સંગઠન તથા પ્રબંધ વગેરેમાં ખાં ગણાય. ત્યાં આગળ આ લાકડિ-ન્યાયનો પ્રચાર કરવાને માટે એક સંસ્થા ચાલે છે, તે નીચેની મેં સંઘરી રાખેલી છાપાંની કાપલી પરથી જાણ્યું :

રૉઇટર, નવેંબર ૨૫, '૪૮

"શાળાઓમાં શારીરિક શિક્ષાને કાયમ રાખવા માગનારી નૅશનલ સોસાયટીના પ્રમુખ, કે જે નેતરની સોટીઓ બનાવવાનો ધંધો કરે છે, તેમને તેમની જ એક સોટી વડે, પાસેની શાળાના વિદ્યાર્થીઓએ ચમચમાવ્યા.

"પ્રમુખ સાહેબ, નામે મિ૦ એરિક એ. વાઇલ્ડમૅન, હૉર્સલે હૉલ શાળામાં ગયા હતા. શાળાના આચાર્યે શારીરિક શિક્ષા પર ભાષણ આપવા તેમને બોલાવ્યા હતા. આ શાળામાં સહશિક્ષણ ચાલે છે, અને ત્યાં છૂટનું વાતાવરણ અને શારીરિક શિક્ષાની મનાઈ છે.

"મિ૦ વાઇલ્ડમૅન પોતાની સાથે ૨૦ નમૂનેદાર સોટીઓ ખાસ વીણી લાવ્યા હતા; અને શારીરિક શિક્ષાના 'ફાયદા' વિષે વાત કરતાં તે સોટીઓના જુદા જુદા નમૂના બતાવતા જતા હતા.

"ભાષણમાં તેમણે કહ્યું કે, 'સૌથી ન્યાયયુક્ત શિક્ષા એ છે કે સારામાં સારી સોટી વડે ૬ ફટકા લગાવવા.'

"બીજી મિનિટે આ સાંભળનાર છોકરાઓએ તેમને ઝાલ્યા અને જમીન પર રાખીને, તેમની જ એક સારામાં સારી સોટીના સાત ફટકા એક છોકરે તેમને લગાવ્યા." (રૉઇટરનો તાર)

આમ તે છોકરાઓએ મિ. વાઇલ્ડમૅનની શિખામણનો નુસખો તે શીખવનાર પર જ અજમાવ્યો કે જેથી તે આ માર-પદ્ધતિ વિષે સુધરે! એ તારમાં કહ્યું નથી કે, પછી મિ. વાઇલ્ડમૅનના વિચારોનું શું થયું, અને આજે એમની પેલી મંડળીનું કામ કેવુંક ચાલે છે. વાઇલ્ડમૅને પોતાનો સિદ્ધાંત ખરો પાડવાને સારુ પણ પોતાનો પ્રચાર છોડવો ઘટે! અને નહિ મારવામાં માનનારા છોકરાઓ તેમના વ્યાખ્યાનથી માર દ્વારા સુધારવા ગયા એ પણ એમની જીત જ ગણાય ને!

૧૦-૨-'૪૯

## વડોદરા વિદ્યાપીઠ

અગાઉના અંકમાં, વડોદરામાં યુનિવર્સિટી રચવા સંબંધે થયેલા મુનશી સમિતિ રિપોર્ટનો સાર આપવામાં આવ્યો હતો. ત્યાર બાદ, વિશ્વામિત્રીમાં કદી કોઈએ નહિ ધાર્યું કલ્પ્યું હોય એટલું બધું પાણી વહી ગયું! તે એ કે, વડોદરા રાજ્ય મે માસથી મુંબઈ પ્રાંતમાં તેના એક ભાગ તરીકે જોડાઈ જઈ નામશેષ થશે. અત્યાર સુધી નાનાં નાનાં 'દેશી ' રાજ્યોના જોડાણથી આપણું માનસ ટેવાયું હતું; વડોદરા જેવાં મોટાં રાજ્યો તો પ્રાંતો પેઠે છૂટાં રહેશે, એમ લાગતું. વડોદરાએ શુભ શરૂઆત કરી તેમાં સારો સુધારો કર્યો છે. હવે લોકમાનસ મોટાં રાજ્યોના જોડાણને માટે પણ તૈયાર થશે. કોલ્હાપુર રાજ્ય એનું મોટું ન ગણાય; છતાં તે પણ મુંબઈ પ્રાંતમાં જોડાશે, એ શુભચિહ્ન છે.

જોડાણની વાત પછી, જાણવા મળે છે કે, વડોદરા સરકારે પોતાની અલગ વસાહતી અને શિક્ષણી એવી નગર-વિદ્યાપીઠ રચવાનું કામ જે ઉપાડ્યું છે, તેને આગળ ધપાવ્યે રાખશે અને વડોદરા વિદ્યાપીઠ રચવાનું કામ ચાલુ રહેશે. આ ખરું હોય તો તે એક બીનાથી ગુજરાત માટે યુનિવર્સિટી રચવાને અંગે પણ કેટલુંય નવેસર વિચારવું પડે તો નવાઈ નહિ. તે માટે નિમાયેલી માવળંકર સમિતિએ પોતાનો રિપોર્ટ સરકારને સોંપ્યો છે. તેની સાથે લગભગ અર્ધા સભ્યોએ પોતાનાં વિશેષ- અને – વિરોધ – બિંદુઓ પણ રજૂ કર્યાં છે. એમાં વડોદરા રાજ્યના આ ઉપક્રમથી વળી વિચારવા જેવા મુદ્દાઓનો ઉમેરો થશે. પરંતુ એ વળી બીજી વાત થઈ. વડોદરામાં વસાહતી નગર-વિદ્યાપીઠ રચાય એ ગુજરાતને માટે, બધી રીતે જોતાં, સારી વાત છે. એણે સ્વભાષાના માધ્યમથી કામ કરવાનો સંકલ્પ કરવો જોઈએ. (એના રિપોર્ટમાં એ વસ્તુ – એક વિરોધી મત સાથે – સ્વીકારાયેલી છે.) નવસારી ૪૦ની કૉલેજોને, હવે જોડાણ થવાનું છે એ દૃષ્ટિએ, મુંબઈ સાથે રહેવાની છૂટ આપવી જોઈએ. વિદ્યાપીઠનું નામ જો પાડવામાં આવે તો, નગર પરથી 'વડોદરા વિદ્યાપીઠ' યોગ્ય અને અનુરૂપ થશે. પરંતુ જો વ્યક્તિ પરથી પાડવામાં આવે, તો શ્રીમંત સરકારે

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ

ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)

ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૮ — અંક ૩

માર્ચ — નવજીવન, અમદાવાદ — ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૩

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે

એક-અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી) ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) ભરી શકશે

**લવાજમના દર**

દેશમાં રૂ ૪); પરદેશમાં રૂ ૬) અથવા શિ દસ; છૂટક નકલ આઠ આના


વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ



## અમારાં નવાં પ્રકાશનો

**મહાદેવભાઈની ડાયરી પુસ્તક બીજું** [૫-૯-'૩૨થી ૧-૧-'૩૩ ગાંધીજી સાથે યરવડા જેલમાં] સંપા૦ નરહરિ દ્વા૦ પરીખ, કિં રૂ. ૫-૮-૦; ટપાલરવાનગી ૦-૧૨-૦.

**ચિત્રાંગદા અને વિદાય અભિશાપ**: અનુ૦ મહાદેવ દેસાઈ, નરહરિ દ્વા૦ પરીખ; કિં. ૦-૧૦-૦; ટપાલખર્ચ ૦-૧-૦

**ખેડૂતનો શિકારી**: જુગતરામ દવે, કિં. ૦-૬-૦ ટપાલરવાનગી ૦-૧-૦.

**આહાર અને પોષણ**: ઝવેરભાઈ પટેલ, કિં ૦-૧૦-૦ ટપાલરવાનગી ૦-૧-૦.

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮-અંક ૩] અમદાવાદ [માર્ચ, ૧૯૪૯

## સર્વોદય કાર્યકર્તા સંમેલન

ઇંદોર પાસે રાઉ ગામે રચનાત્મક કાર્યકર્તાઓનું બીજું સંમેલન આ માસમાં ભરાયું. શ્રી. રાજેન્દ્રબાબુ પ્રમુખ હતા. પહેલું સંમેલન ગયે વર્ષે આ મહિનામાં સેવાગ્રામ ભરાયું હતું. ત્યારે પણ શ્રી. રાજેન્દ્રબાબુ પ્રમુખ હતા.

આ સંમેલનનો હેવાલ 'હરિજનબંધુ'માં સવિસ્તર આવ્યો છે, તે દરેક દેશહિતચિંતકે બારીકાઈથી જોવો જોઈએ. કેમ કે એમાં કેટલાક મહત્ત્વના મુદ્દા — દેશનાં ભાવી રચના તથા કાર્યની દૃષ્ટિએ — સમાયેલા છે.

આ સંમેલન પ્રવૃત્તિની પૂર્વભૂમિકા ગાંધીજીની સીધી દેખરેખ અને દોરવણી તળે ચાલતા ગાંધી-સેવા સંઘમાંથી છે. આ સંઘ દેશના અનેકવિધ રચનાત્મક કાર્ય કરનારા સેવકોનો બનેલો હતો. તેઓ દેશના પાર્લમેન્ટરી કામકાજથી અલગ રહી, પોતાનો બધો સમય ગાંધીજીએ બતાવેલી ઢબે તેમનાં રચનાકાર્યો કરવામાં આપતા. આ બધું કામ સ્વરાજ મેળવવાની મૂળ ભૂમિકામાં રહીને થતું. સ્વરાજ મળતાં એમાંથી જ કેટલાક સેવકો દેશનું રાજકારણ સંભાળવામાં રોકાયા. પરંતુ રાષ્ટ્રની કે સ્વતંત્ર પ્રજાની પ્રગતિ કેવળ તેના રાજકારણથી નથી થતી. સ્વતંત્ર પ્રજાઓ અમુક ધ્યેયને વરે છે અને તે પ્રમાણે સમાજ રચવાને માટે કાર્યક્રમો યોજે છે ને આગળ કરે છે ને પોતાની પ્રગતિ સાધે છે. સરકાર લોકોની — પ્રજાકીય હોવાથી તે બધામાં પોતાના તંત્રબળ વડે મદદ કરે છે, વેગ આપે છે. એટલે હિંદ સ્વતંત્ર થતાં આ પ્રજાકીય કાર્યોનું શું? નવી સમાજરચનાનું શું? નવીન રાષ્ટ્ર-નિર્માણ કઈ રીતે કરવું? — આ સવાલ સરકાર તથા પ્રજા બંને આગળ ઊઠે જ.

હિંદને સદ્‌ભાગ્યે, એ બાબતમાં ગાંધીજીએ ઠીક ઠીક સ્પષ્ટ નીતિ આપી ગણાય. તેથી સરકાર તથા પ્રજા આજે દુનિયામાં ગવાતા બીજા ત્રીજા વાદો કેડે ન જતાં, ગાંધીજીએ બતાવેલી નીતિને વળગીને ચાલવાનું પસંદ કરે છે. પરંતુ પસંદ કરવું એ એક વાત છે, અને તે પ્રમાણે રસ્તો શોધવો, યોજવો, અને આખા રાષ્ટ્રને તે ઉપર આગળ લેવો એ બીજી વાત છે. અને વળી વધુ મોટી મુશ્કેલી એ ખડી થઈ છે કે, એ જ વખતે ગાંધીજીને આપણે ખોઈ બેઠા છીએ. આ સ્થિતિમાં પણ કામ તો કરવું જ, અને તે એ જ રીતે કે જે આપણે સાચી માનીએ છીએ. સ્વતંત્ર થયેલી હિંદી પ્રજાના નાયકો સામે, ટૂંકમાં કહીએ તો, જે સવાલ કે મહાભારત કામ છે તે આ છે. સર્વોદય સંમેલનના કામમાં અને તેના સંગઠનમાં મૂર્ત-અમૂર્ત રૂપે અથવા જ્ઞાત-અજ્ઞાત રૂપે જે આકાંક્ષા રહેલી છે, જે મથામણ છે, તે આ કામને શી રીતે આગળ લેવું એ ખોળવાની છે. ગાંધીજીના ધ્યેયને તેણે 'સર્વોદય' નામ આપ્યું છે અને તે નામ તળે એ હવે મળે છે; પરંતુ એની પરંપરા રચનાકાર્ય દ્વારા સેવા કરવાની ગાંધીજીએ બતાવેલી પદ્ધતિ જ છે. તેણે હવે નવા યુગમાં તે કામ કરવાનું છે, એ મોટો ફેર છે. આ ફેર એટલે હવે સ્વરાજ મેળવવાનું

નથી, પણ તેને ખરેખરું સ્વ-રાજ્ય કે સુરાજ્ય યા રામરાજ્ય કરવાનું છે.

રાઉ સંમેલને તેના મૂળ સિદ્ધાંત તરીકે કહ્યું કે, સારા સાધ્ય માટે એવું જ સારું સાધન હોવું જોઈએ —સાધ્ય, સાધન અને સિદ્ધિ ત્રણે ઓતપ્રોત છે. જેવું સાધન તેવી જ સિદ્ધિ થશે; સાચું ને સારું સાધ્ય તેવા સાધન વગર સાધવું અશક્ય છે. એક રીતે જોઈએ તો સત્ય અને અહિંસા દ્વારા કામ કરવું જોઈએ, એને જ બીજી ભાષામાં આ કહ્યું, એમ ગણાય. છતાં આજે સાધ્ય-સાધનની ભાષા ચાલુ છે, તેથી સર્વોદયની એ વિશેષતા તેવી ભાષામાં મૂકી તે સારું થયું.

સંમેલને સર્વોદયનો આદર્શ ફેલાવવાને હિસાબે રાષ્ટ્રીય પંચાંગમાં એત્રણ પર્વ નક્કી કર્યાં—૧. ૩૦મી જાનેવારીએ દેશભરમાં 'સર્વોદય દિન' મનાવવામાં આવે. ૨. ૧૨મી ફેબ્રુઆરીએ, જે જે ધામોએ ગાંધીજીનાં ફૂલ પધરાવવામાં આવ્યાં ત્યાં બધે મેળા ભરવો. ૩. રાષ્ટ્રીય સપ્તાહ — એપ્રિલ ૬થી ૧૩ — દરમિયાન કાર્યકર્તાઓનું સર્વોદય સંમેલન ભરવું.

આ યોજનામાં એ ભાવ સ્પષ્ટ છે કે, સંમેલન આ સર્વોદય પ્રવૃત્તિનું સંચાલન-બળ હશે. તે આ પ્રવૃત્તિને ખીલવવા વિચારો અને યોજનાઓ તથા કાર્યો પણ કરશે, એમ ગણાય. આ દૃષ્ટિએ રાઉ સંમેલને શું સાધ્યું, એ જોવું જોઈએ.

સંમેલને કરેલા ઠરાવો પરથી એના કામનો આંક જો મૂકવો હોય, તો તે ઠરાવો તો ઝાઝા થયા નહોતા. જે થયા તેનો સાર ઉપર આવી ગયો. આવા સંમેલનની જૂનેથી રીત જ એ છે કે, તે ઝાઝા ઠરાવો કરતું નથી; પરંતુ રાષ્ટ્રના સવાલો વિષે વિચાર-વિનિમય અને ચર્ચા કરે છે. તે તે સવાલો પર અધિકારથી કહી કે તે સમજાવી શકે એવા લોક તેનું બયાન કરે છે; જે બધાને સારાંશે કાર્યકર્તાઓ પોતાનું ભાથું ભરી શકે. આ રીત મુજબ આ વખતે જે મોટી ચર્ચા થઈ તે આજે દેશમાં જોવા મળતી હાલતનાં કારણોની. શ્રી. કિશોરલાલભાઈએ એનો આરંભ કર્યો. શ્રી. કૃપાલાની જેવાએ તેમાં ભાગ લીધો. શ્રી. ગુલઝારીલાલ નંદાએ આ ચર્ચાના પ્રસ્તુત સારરૂપે 'સદ્વર્તન માટે હિલચાલ' ઉપાડવાનો પોતાનો વિચાર રજૂ કર્યો. (આ વિચાર *હરિજનબંધુ* તા. ૨૦–૩–'૪૯ના અંકમાં આવ્યો છે તે જુઓ.) સંમેલને એ વિચારને ઠરાવ રૂપે પસાર કરવાનું નાપસંદ કર્યું, અને તે તેટલે છોડી દેવામાં આવ્યો. પરંતુ એથી મૂળ સવાલની ઈંતિ ઓછી જ હોઈ શકે? સવાલ તો છે જ કે, આજની નૈતિક અંધારીમાં કરવું શું? સંમેલન એ બાબતમાં શું કહે છે? તરતોતરત આનો કોઈ પ્રસન્ન ઉત્તર મળવો અઘરો છે; છતાં એ ઉત્તર સરકારે અને પ્રજાએ ખોળવો જ જોઈએ.

અને કૉંગ્રેસ સંસ્થાએ પણ આ પ્રકરણમાં ભાગ ભજવવાનો છે. ગાંધીજીએ આ સંસ્થાનું નવું સ્વરૂપ કેવું હોય તે વિષે પોતાના અંતિમ દિવસોમાં સૂચવ્યું કે, કૉંગ્રેસે હવે લોકસેવાસંઘ બની જવું જોઈએ. તેના મૂળ ઘટક તરીકે ગામડાંના ૫૦૦–૫૦૦ સભ્યોની પંચાયતો રચવામાં આવે, અને તે પસંદ કરે એવા સક્રિય સભ્યો તેનું સંચાલન કરે. આ સૂચના પ્રમાણે કૉંગ્રેસે, પોતાને સૂઝયું તેમ, પોતાનું બંધારણ ફેરવી લીધું છે. પરંતુ એ બંધારણ હજી બાંધી મૂકી જેવું છે. તેનો અમલ હજી શરૂ થયો નથી. કૉંગ્રેસ એના કેવળ પાર્લમેન્ટરી કામમાંથી નીકળી આ ઢબે લોકોમાં રચનાકાર્યો કરવા તરફ વળશે કે કેમ, એ પણ જોવાનું રહે છે. એ સંસ્થાએ આ રીતે કરવું જ જોઈએ, એ ઉઘાડું છે. આમ કરવું એને માટે ફરજ બને છે. તેમ ન કરે તો તે નામશેષ થઈ જાય તોપણ નવાઈ નહિ.

કૉંગ્રેસ પણ સર્વોદયનો આદર્શ પસંદ કરે છે. કૉંગ્રેસ સરકારો પણ એ ધોરણે કામ કરવા ઇચ્છે છે. જેમ કે, મુંબઈ સરકારે જિલ્લે જિલ્લે 'સર્વોદય ક્ષેત્ર' નક્કી કરી લોકોમાં સર્વસેવાને ધોરણે કામ ઉપાડવા વિચાર્યું છે.

આમ સર્વોદય સંમેલનનો જે મંત્ર છે તે લઈને દેશની પ્રજાકીય સંસ્થા અને રાજ્યસંસ્થા

કામ કરવા તત્પર છે; ગાંધીજીના ગયા પછી પણ એમનું બતાવેલું કામ અને દેખાડેલો આદર્શ સામે રાખીને ચાલવાની માનસિક તૈયારી છે. કાર્યકર્તા સંમેલન એમાંથી શક્તિ મેળવી શકે છે.

પરંતુ આટલે આવતાં એક બે વાસ્તવિક સવાલો જોવા જોઈએ. દેશમાં કામ કરતી ઉપર વર્ણવેલી ત્રિ-શક્તિ — સરકાર, કોંગ્રેસ અને રચના-કાર્યકર્તા — પોતાની સામે પડેલા આ ઇતિહાસ-દત્ત કાર્યને અદા કરવામાં એકમત, એકદૃષ્ટિ, એકસાથ છે કે? આ કાર્ય કેવળ રાજકીય નથી; કેવળ વહીવટી નથી; પરંતુ તે સાંસ્કૃતિક અને ખરું જોતાં આધ્યાત્મિક છે; સમાજજીવન અને વ્યક્તિજીવનને પૂર્ણ માનવતાના ધ્યેયથી નાણીને તે ધોરણે ગોઠવવાનું છે. રચનાત્મક કાર્યકર્તા આ પ્રશ્નને વૈયક્તિક ઢબે જ વિચારે, અને સામુદાયિક ઢબ વિષે કે સંસ્થાગત કામ કરવાની રીત વિષે અશ્રદ્ધાળુ, સાશંક, કે અણસમજુ હોય તો એમાં દોષ છે. કોંગ્રેસના રાજકારણીઓ જો સમજે કે, આ વસ્તુ છેવટે મત સારી રીતે મેળવવાને માટેનું સાધન—સંગઠન છે, તો તેમાં તેમની અધૂરી નજર છે. અને પ્રજાકીય સરકારો જો તેમના અમલદારી તંત્ર અને તુમાર તથા અઢળક સાધનસંપત્તિને જોરે એમ માને કે, બીજી બંને શક્તિઓએ પોતામાં ભળી જવું જોઈએ — આખા કાર્યને કેવળ વહીવટી જ સમજે, તો તે ભીંત ભૂલે.

આ સવાલને બીજી રીતે પણ જોવા જેવો છે: રાઉ સંમેલનમાં શ્રી નંદાના 'સદ્વર્તન'—ઠરાવની ચર્ચા પરથી આ હું કહું છું. આ ઠરાવ નિષેધાત્મક છે એવી ટીકા થઈ. પણ ધર્મની આણ લગભગ એવી જ મનાઈ કરનારી નકારવાચક હોય છે. નકારની ભાષામાં છતાં તેનો પ્રત્યક્ષ વ્યવહાર જોતાં કાંઈક હકારવાચક કરવાનું જ હોય છે. પરંતુ સવાલ બીજો છે: આવી નિષેધ-આજ્ઞાઓ શું ઓછી હયાત છે? નવીની જરૂર છે? આનો જવાબ હા અને ના બંને છે. ધર્મનું આચરણ કે સદાચાર એવી વસ્તુ છે કે, તેને માટે માનવસમાજને તેની જડતામાંથી અવારનવાર ઢંઢોળતા જ રહેવું પડે છે. આવું ઢંઢોળણી કરવા માટે ધર્મની આજ્ઞાઓ નવે નવે યુગે નવી નવી ને બંધબેસતી પ્રસ્તુત ભાષામાં કહેવી પડે છે. જેવી કે, શ્રી નંદાના ઠરાવમાં લાંચ, કાળાં બજાર, ખોટી લાગવગ ઇત્યાદિ બાબતો અંગે છે. પરંતુ એ ઢંઢોળણી પાછળ નવું ધર્મબળ, નવી ધર્મ-હાકલ, નવો યુગ-આદેશ પ્રેરવાનું બળ હોય, તો તે ખપની છે. આવું કાંઈ આજે છે? એને માટે શ્રદ્ધા જોઈએ તે વાતાવરણમાં આજે છે! ગાંધીજીને કવિશ્રી ટાગોર નીતિધર્મની પ્રેરણાનો ડાઇનેમો કહેતા. તે ઝરો આજે ચાલુ છે? વ્યક્તિ પોતાના ધર્મથી અત્યારનું અંધેર દૂર કરશે, એવી ધર્માચરણ ઉપર શ્રદ્ધા નથી. સામેથી જુઓ તો રાજ્યસત્તા પર એવી શ્રદ્ધા નથી. અમલદારોની લાંચ રુશવત, તેમની જૂની ધરેડ વગેરે વાળું એ તંત્ર આશાજનક નથી લાગતું, અને કોંગ્રેસ સરકારો અંગ્રેજી રાજ્યના આ એમને મળેલા વારસામાંથી ઝટ છૂટી શકે એવું દેખાતું નથી. એટલે છેવટે સવાલ એ છે કે, આપણા દેશની પુનર્ઘટના આપણે કઈ શ્રદ્ધાને જોરે, કઈ વાત પરના આત્મવિશ્વાસે કરવાના છીએ? આ સવાલ સૌથી મોટો છે; દેશના ભાવી અંગે ઊંડામાં ઊંડે રહેલો છે. રચનાત્મક કાર્યકર્તા, કોંગ્રેસ રાજકારણી, અને સરકારી પ્રધાનો પોત-પોતાના સંકુચિત વાડામાં રહી, નાનાંમોટાં ખોટાં-ખરાં અભિમાન સેવીને, અથવા તો દેશના પ્રશ્ન વિષેની ઓછીવત્તી સમજ—અણસમજને લઈને, જો આ ત્રિપુટી એકદૃષ્ટિ નહિ બની શકે, તો તરેહ-તરેહની મુશ્કેલીઓ જાગવાની. એટલે આ ત્રણે બળોએ અંતર્મુખ બની પોતપોતાની આત્મશુદ્ધિ કરવી, એ જ ગાંધીજીએ બતાવેલો રસ્તો છે. આ દૃષ્ટિએ રાઉ સંમેલને કાર્યકર્તાઓને કશો સ્પષ્ટ આદેશ આપ્યો એમ ન લાગ્યું. એનું કામ પોતાના શ્રદ્ધાદીપને સતેજ રાખવાનું છે; એ જેટલે અંશે તે કરે તેટલે અંશે તેની સાર્થકતા છે અને તેમાં જ તેની કૃતકૃત્યતા પણ રહેલી છે.

૨૪-૩-'૪૯

મગનભાઈ દેસાઈ

# શ્રી સરોજિની દેવી

આપણી આઝાદીની લડતના મહારથીઓ તથા નવા હિંદના ઘડતરમાં આગળપડતો ભાગ લેનાર આગેવાનો એક પછી એક ખરવા લાગ્યા છે. સ્વરાજની આપણી અજોડ લડતના અજોડ સેનાપતિ અને હિંદને નવજીવન આપનાર આપણા રાષ્ટ્રપિતા ગાંધીજી ગયા; આ મહિનાની શરૂઆતમાં સ્વરાજની એ લડતના આગલી હરોળના સૈનિક અને ગાંધીજીની દેશોદ્ધારની પ્રવૃત્તિઓમાં આગળપડતો ભાગ લેનાર સરોજિની દેવી ગયાં.

તેમના અવસાનના સમાચાર મળતા દેશભરમાં ઊંડી ગમગીનીનું મોજું ફરી વળ્યુ હતું, એમ છાપાઓ પરથી જાણવા મળે છે. આમ તેમના અવસાનથી અસંખ્ય લોકોએ પોતાનાં સ્વજન ગુમાવ્યા જેવી લાગણી અનુભવી. દેશસેવામા પોતાનું સર્વસ્વ અર્પણ કરીને લોકહૃદયમાં તેમણે એ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ.



સરોજિની દેવી ભારે પ્રતિભાશાળી વ્યક્તિ હતા. તેમની બુદ્ધિ અતિશય તેજસ્વી હતી અને અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબૂ અજોડ હતો. આ ઉપરાત તે સમર્થ વક્તા પણ હતા. ૧૯૨૦-૨૫ના જમાનામા અહીંની બ્રિટિશ સરકારને આ બધી શક્તિઓની ખૂબ જ જરૂર હતી. દેશમાં આઝાદીની લડત પૂર જોશથી ચાલી રહી હતી અને દેશપરદેશમા બ્રિટિશ સરકારની શાખ ઘટવા લાગી હતી. વળી હિંદની આઝાદીની લડત પ્રત્યે સહાનુભૂતિની લાગણી ઉત્તરોત્તર વધતી જતી હતી. આની સામે દુનિયાના લોકોની આંખમા ધૂળ નાખવા માટે તેમ જ હિંદનો વહીવટ મોટે ભાગે હિંદીઓ દ્વારા જ ચલાવવામા આવે છે એવો દેખાવ કરવા માટે બ્રિટિશ સરકારે થોડાક શક્તિશાળી પણ કહ્યાગરા હિંદીઓને રાજવહીવટમાં દાખલ કરવાની નીતિ અખત્યાર કરી. આવા હિંદીઓ મેળવવા માટે તેણે આર્થિક લાભ, ઉચ્ચ હોદ્દો, માનમરતબા વગેરેના પ્રલોભનોની જાળ બિછાવી. સરકારની એ જાળમાં, ઠીક ઠીક પ્રમાણમાં, શક્તિશાળી હિંદીઓ સપડાયા અને આ દેશની ગુલામી ટકાવી રાખવામાં તેમણે બ્રિટિશ સરકારને પોતાનાથી બનતી બધી મદદ કરી.

સરોજિની દેવી એ બધાની તુલનામાં એવા ભારે શક્તિશાળી હતા કે પોતે માગ્યા મૂલ મેળવી શકે એમ હતુ. પણ તે કંઈક જુદી જ માટીના બનેલા હતા અને એ તરફ તેમણે નજર સરખી પણ ન કરી.

પણ સરોજિની દેવી જુદા જ પ્રકારની જાળમાં સપડાવાને સરજાયાં હતાં. એ જાળ 'દરિયા પારથી આવેલા જાદુગરે' હિંદભરમા બિછાવી હતી. એ જાળ તેણે હિંદને ગુલામીમાથી મુક્ત કરવાને તથા તેનો પુનરુદ્ધાર કરવાને માટે સેવકો મેળવવાને બિછાવી હતી એ જાળમા સપડાવા બદલ કશા દુન્યવી લાભો તે આપી શકે એમ ન હતું. તે તો એક ફકીર હતો અને ફકીરી સિવાય બીજુ કશુ તેની પાસે આપવાનુ નહોતુ. વધુમાં તેણે બલિદાન, આપભોગ, કારાવાસ અને કષ્ટસહનનો માર્ગ સૌની આગળ ધર્યો. સરોજિની દેવી સ્વેચ્છાપૂર્વક આ જાળમા સપડાયા અને કુદરતે તેમને જે શક્તિ આપી હતી તે સઘળી તેમણે દેશને ચરણે ધરી. રાષ્ટ્રની મુક્તિ અને ઉન્નતિ માટેની ગાંધીજીએ આરંભેલી હિલચાલમા તેમણે ઝંપલાવ્યુ અને પોતાની બધી શક્તિ તેમણે દેશસેવાનાં કાર્યોમા

ખરચી. આઝાદીની લડતની બધી તડકીછાંયડીમાં તે અડગપણે ગાંધીજીને પડખે રહ્યાં અને પોતે સ્વેચ્છાપૂર્વક વહોરી લીધેલા માર્ગમાં આગળ ધપતાં અનિવાર્યપણે જે કષ્ટો વેઠવાનાં આવ્યાં તે હસતે મોંએ વેઠયાં. પોતાની નાદુરસ્ત તબિયત હોવા છતાં છેવટ સુધી તે દેશસેવાના કાર્યમાં મંડયાં રહ્યાં અને આખરે પોતાનું જીવન કૃતાર્થ કરીને અને પોતાના દેશવાસીઓને હમેશને માટે આભારવશ બનાવીને ચાલ્યાં ગયાં.

સરોજિની દેવીનો જન્મ ૧૮૭૯ની સાલના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે દક્ષિણ હૈદરાબાદમાં સંસ્કારી માતપિતાને ત્યાં થયો હતો. તેમના પિતા અઘોરનાથ ચટ્ટોપાધ્યાય બંગાળી બ્રાહ્મણ હતા અને હૈદરાબાદની એક કૉલેજના પ્રિન્સિપાલ હતા. સરોજિની દેવીનાં મા પણ સાહિત્યપ્રેમી હતાં અને બંગાળી ભાષામાં તેમણે કેટલાંક કાવ્યો પણ લખ્યાં છે.

આમ સરોજિની દેવીને કેળવણી અને સાહિત્યના સંસ્કાર વારસામાં મળ્યા હતા. છેક નાનપણમાં જ પોતાની બુદ્ધિમત્તાનાં લક્ષણો તેમણે બતાવ્યાં હતાં. તેમના પિતાની ઉમેદ પોતાની આશાસ્પદ પુત્રીને ગણિતશાસ્ત્રી બનાવવાની હતી. પણ બાળક સરોજિનીનું ચિત્ત કોઈક જુદા જ પ્રદેશમાં વિહરતું હતું. અગિયાર વરસની વયે બીજગણિતનો દાખલો ગણતાં ગણતાં તેમનું મન કલ્પનાને હીંડોળે ચડી ગયું; દાખલો દાખલાને ઠેકાણે રહ્યો અને તેમણે એક કાવ્ય લખી નાખ્યું. આ રીતે છેક અગિયાર વરસની કુમળી વયથી કવિ તરીકેની તેમની કારકિર્દીનો આરંભ થયો. બાર વરસની ઉંમરે તેમણે મદ્રાસ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા પસાર કરી એ પછીથી તેમની તબિયત કથળી એટલે વ્યવસ્થિત અભ્યાસ અટકી પડયો, પણ ઇતર વાચન અને કાવ્ય લખવાનો વ્યવસાય તો ચાલુ જ રહ્યો.

નિઝામ તરફથી તેમને શિષ્યવૃત્તિ મળવાથી આગળ અભ્યાસ કરવાને તે ઇંગ્લંડ ગયાં. ૧૮૯૫થી ૧૮૯૮ દરમ્યાન તેમણે લંડન અને કેમ્બ્રિજની કૉલેજોમાં અભ્યાસ કર્યો અને પછી તે દેશ પાછાં ફર્યાં. હિંદ આવ્યા પછી બંને પક્ષે ઉગ્ર વિરોધ હોવા છતાં ડૉ. ગોવિન્દ રાજુલુ નામના આંધ્રના પોતાની પસંદગીના અબ્રાહ્મણ યુવાન સાથે તેમણે લગ્ન કર્યાં.

ઇંગ્લંડના તેમના વસવાટ દરમ્યાન અંગ્રેજી ભાષામાં કાવ્યો લખવાનો તેમનો વ્યવસાય ચાલુ જ રહ્યો હતો. તેમનાં કાવ્યો અંગ્રેજી સાહિત્યના અધિકારી વિવેચકોના ભારે આદરને પાત્ર બન્યાં હતાં. ૧૯૦૫, ૧૯૧૨ અને ૧૯૧૭ એમ અનુક્રમે પોતાનાં કાવ્યોના ત્રણ સંગ્રહો તેમણે બહાર પાડયા. આ ત્રણે કાવ્યસંગ્રહોને દેશ પરદેશોમાં ખૂબ જ આવકાર મળ્યો. આમ રાજકીય ક્ષેત્રમાં પડયા પહેલાં જ એક ઉચ્ચ કોટિના કવિ તરીકે દેશપરદેશમાં તે નામના મેળવી ચૂકયાં હતાં.

સરોજિની દેવીનું એ પછીનું જીવન આપણી આઝાદીની લડત સાથે નિકટપણે સંકળાયેલું છે. એ લડતમાં એ છેવટ સુધી મોખરે રહ્યાં અને તેમને માથે જે જવાબદારીઓ આવી તે તેમણે કુશળતાપૂર્વક પાર ઉતારી. ૧૯૨૫માં કાનપુર મુકામે ભરાયેલી કૉંગ્રેસનાં તે પ્રમુખ થયાં. ત્યાર પછી અવારનવાર તે કૉંગ્રેસની કારોબારીના સભ્યપદે પણ રહ્યાં. ૧૯૩૦માં ગાંધીજીની ધરપકડ પછી ધરાસણાના મીઠાના અગર પરના હલ્લાની સરદારી પણ તેમણે લીધી હતી. ૧૯૪૨ની સાલમાં 'હિંદ છોડો'ની લડતમાં ગાંધીજી સાથે જ તેમની ધરપકડ થઈ હતી અને તેમને આગાખાન મહેલમાં ગાંધીજી સાથે જ રાખવામાં આવ્યાં હતાં. હિંદ આઝાદ થયા પછી યુક્ત પ્રાન્તના ગવર્નર તરીકે તેમની વરણી કરવામાં આવી હતી. ગવર્નર તરીકે તે ખૂબ જ લોકપ્રિય થયાં હતાં.

આમ લગભગ અરધી સદી જેટલા સમય સુધી એક યા બીજી રીતે પોતાની માતૃભૂમિની સતત સેવા કર્યા પછી સિત્તેર વરસની વયે તેમનું અવસાન થયું. હિંદના લોકો સરોજિની દેવીને તેમની સેવાને કારણે ઘણા લાંબા વખત સુધી પ્રેમપૂર્વક યાદ કરશે.

('લોકજીવન'માંથી) મણિભાઈ દેસાઈ

# કલા અને સૌંદર્ય

કલા અને સૌંદર્યને સંબંધ શો?* કલા એટલે શું? સૌંદર્ય એટલે શું? સૌંદર્યના વિચાર વગર કલાનો વિચાર થઈ શકે? કે કલા એટલે જ સૌંદર્ય?—આ પ્રશ્ન ટૉલ્સ્ટૉયે એમની પ્રબળ શક્તિથી અને શૈલીમાં ઉઠાવ્યો છે. જીવનભરના મનોમંથનમાંથી જે બેચારેક મહાન ક્રાંતિકારી વિચાર-શોધો તેમણે કરી છે અને માનવજાતને તેની ઊંઘમાંથી જગાડી છે, તેમાંની એક આ કલાવિષયક બાબત છે. ત્યારે કરીશુ શુ?–માં તેમણે નવા અર્થશાસ્ત્રના જુલમી પાયાને ધોઈ નાખ્યા. ત્રિત્વસિદ્ધિ વગેરે દ્વારા ચાલુ ખ્રિસ્તી દેવળધર્મને મૂળમાંથી હચમચાવ્યો. તેવી રીતે कला एटले शुं? – એ પુસ્તકમાં તે કલાને નામે ચાલતા ઓળાવાડાને ઉઘાડો પાડે છે. આ ક્રાંતદર્શી ગ્રંથ એમણે પોતાની પાકી વિચાર-વયે લખ્યો. (ઈ. સ. ૧૮૯૮). તે લખવામાં તેમણે ૧૫ વર્ષ ખાસ ચિંતન કર્યું છે; તેને માટે કલાના અપાર નમૂનાઓ ઉથલાવ્યા છે. બધા એમના વિચારો જેમ, આ વિચાર પણ તેમને પોતામાંથી જ ઊઠ્યો, કેમ કે તે પોતે સ્વભાવે ને અર્ધ ઉંમર સુધી ધંધે પણ સાહિત્ય કલાકાર અને કલારસિયા હતા તેમને પ્રશ્ન ઊઠ્યો કે, શુ આ કલાનો બધો વ્યાપાર કામનો છે? તેમાં માણસજાત પડી છે, તો તેનો સારાસાર શો? પણ આ વિવેક કરતા પહેલાં, સવાલ તો એ ઊઠે છે કે, તે પ્રવૃત્તિનો મનુષ્યને અર્થ શો છે?

તેમણે યુરોપના કલામીમાંસકોનું ઉપલબ્ધ સાહિત્ય ને ઇતિહાસ ફેંદ્યાં. તેમાં તેમણે જોયું કે, કલાની કોઈ વ્યાખ્યા સૌંદર્યના ભાવને સાથે સંડોવ્યા વગર કરવામાં આવતી નથી. પહેલો તો આ સવાલ જ વિચિત્ર લાગશે· 'કલા એટલે શુ? કેવો પ્રશ્ન' કલા એટલે શિલ્પ, સ્થાપત્ય, સંગીત, કાવ્ય વગેરે તેના પ્રકારો.'

* ટૉલ્સ્ટૉયે લખેલા कला एटले शु? (ગુજરાતી અનુવાદ) એ પુસ્તક પરથી ઉદ્ભવતો એક પ્રશ્ન આમા ચર્ચ્યો છે. તેની વિશેષ વિગતવાર અને સાંગોપાંગ ચર્ચા જોવા માગનારે તે પુસ્તક જોવું જોઈએ

પરંતુ પ્રશ્ન તો એ છે કે, શિલ્પમાં કલા ક્યાં રહી છે? બધા જ પ્રકારોમાં કલા અકલાના દાખલા હોય જ છે. એટલે, કલાપણું શામાં રહેલું છે?

જવાબ મળે છે—કલા એવી પ્રવૃત્તિ છે કે જે સૌંદર્ય નિર્માણ કરે છે.

તો પ્રશ્ન એ થયો કે, પ્રવૃત્તિમાત્ર અંગે આ લાગુ પડે? આપણી બધી ઇંદ્રિયોના વિષયો તથા રસોઈ, સીવણ, ઇત્યાદિ આવડતો પણ એમાં આવી જાય? અને તે પછીય પાછો સવાલ તો ઊભો જ રહે કે, સુંદર એટલે શું? અમુક સુંદર છે એ શા ધોરણ ઉપરથી વિચારવું?

અને આનો જવાબ આખી કલામીમાંસામાંથી એટલો પોતાને મળેલો એ કહે છે કે, બધી સૌંદર્યની વ્યાખ્યાઓમાંથી બે મૌલિક ભાવો નીતરે છે. પહેલો ભાવ એ કે, સૌંદર્ય પોતે પોતાની મેળે સ્વયંસિદ્ધ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી એક ચીજ છે—તે સ્વયંભાવ છે. બીજો ભાવ એ નીકળે છે કે, આપણને મળતી એક જાતની એવી મજા કે આનંદ છે કે જેનો હેતુ અંગત લાભ નથી હોતો. "પહેલી વ્યાખ્યા પદાર્થગત છતાં ગૂઢવાદી છે, બીજી વ્યાખ્યા સમજાય એવી છે છતાં મનોગત છે. પણ બેઉમાં એક વસ્તુ સમાન છે અને તે એ કે, અમુક પ્રકારની મજા કે આનંદ એ સૌંદર્યનો ભાવ છે."

એટલે આ પરથી આપણને કલાની કશી કસોટી તો મળતી નથી; એટલું જ નહીં, કલા વસ્તુતાએ શુ છે તેય સ્પષ્ટ નથી થતું. પરિણામ એ આવે છે કે, જેને જેમ ફાવે તેમ વર્તે છે; એટલે કે, સમાજના ઉપલા વર્ગો ને ધનિકો પોતાના મનોરંજનને માટે કલાને નામે કશુંક ચાલે છે તેને પોષ્યા કરે છે, અને તેના મળતરને લાભે ને લોભે કલાધરો ધંધે ફૂટવે જાય છે. કલા આમ એક ધંધો બની ગઈ છે; તેની નિશાળો ચાલે છે ત્યાં તે ધંધાની ટેકનિક શિખવાય છે. અમુક ગમતાં આવેલાં ધોરણોને ટેવાયા પછી તે જ ઉત્તમ છે, એટલે તેમને અનુસર્યા કરવું એ ઉત્તમતા છે, એમ વિવેચકો વાદો પ્રસ્થાપે છે.

એ રીતે કલાને નામે મોટે ભાગે નકલવેડા ચાલે છે —મૂળ સર્જન કરતાં આ યોજનનો ડોળ ને ભભક કલામાં ખપે છે.

આ બધું થવાનું કારણ એ છે કે, કલાની કશી સ્પષ્ટ સમજ આપણને મળતી નથી; તેથી કોઈ કસોટી જ રહી નથી. કલા અને સૌંદર્યનો આ ભૂલભરેલો સંબંધ આવું ફળ લાવે છે.

મ૦

# વધતું ખર્ચ અને વધતા વેરા

**[ નવા વર્ષનાં સરકારી અંદાજપત્રો ]**

સરકારી હિસાબી વર્ષ દર સાલ એપ્રિલ માસથી બદલાય છે, એટલે ફેબ્રુઆરી–માર્ચમાં મધ્યસ્થ અને પ્રાન્તિક ધારાસભાઓમાં અંદાજપત્રોની મોસમ ચાલે છે. તે ઉપર વેપારીઓ અને ધંધાદારીઓ કાગની નજર માંડીને બેઠા હોય છે. સામાન્ય પ્રજાજનને પણ તેનો ખ્યાલ રાખવો પડે છે, કારણ સરકારી અંદાજપત્રોમાં વરસોવરસ એવા ફેરફારો થતા હોય છે કે, સામાન્ય માણસને પણ અસર પહોંચ્યા વગર રહે નહીં. આ રીતે જોતાં ૧૯૪૯-૫૦ની સાલનાં મુંબઈ પ્રાંત અને મધ્યસ્થ સરકારનાં અંદાજપત્રો ધ્યાન ખેંચે તેવાં છે.

૧

**મધ્યસ્થ સરકારનું અંદાજપત્ર**

૧૯૪૯–૫૦

(રૂ. લાખમાં)

ખર્ચ ૩૨૨,૫૩
આવક ૩૦૭,૭૪ ચાલુ ધોરણે

ખોટ ૧૪,૭૯
નવી રાહતો આપવાથી
આવનારી ખોટ ૫,૩૫

કુલ ખોટ ૨૦,૧૪
નવા કરવેરામાંથી
ધારેલી આવક ૨૦,૫૯

ધારેલી બચત ૪૫

કરવેરામાં રાહતો મુખ્યત્વે નીચે પ્રમાણે આપવામાં આવી છે:

(૧) મૂડીની વૃદ્ધિ પરનો કર નાબૂદ થશે.

(૨) રૂ. દસ હજાર સુધીની વાર્ષિક આવકવાળા પાસેથી આવક-વેરો રૂપિયે એક પૈસો ઓછો લેવાશે.

(૩) વાર્ષિક રૂ. દોઢ લાખ ઉપરની આવકવાળા પાસેથી વિશેષ આવક-વેરો લેવામાં આવે છે તેમાં ઘટાડો કરવામાં આવશે: ઉપાર્જિત આવક ઉપરના વેરાના દરમાં દોઢ આનો ઘટાડવામાં આવશે અને અનુપાર્જિત આવક પરના વેરામાં અડધો આનો ઘટાડવામાં આવશે

(૪) તેલીબિયાં અને વનસ્પતિ તેલો પરની નિકાસ-જકાત રદ થશે.

(૫) વિમાનો માટે વપરાતા તેલ પરની અડધી જકાત પાછી આપવામાં આવશે.

(૬) ઉદ્યોગ માટે આયાત થતા કાચા માલ પરની આયાત-જકાત માફ કરવામાં આવશે.

(૭) તા. ૧–૪–'૪૮ પહેલાં સ્થપાયેલાં કારખાનાં ઘસારા-ફંડ બેવડું કાપી શકશે. તે પહેલાં સ્થપાયેલાં કારખાનાં ત્રણ પાળી કામ કરતાં હશે તો તેમને પણ તેટલો ઘસારો કાપવા દેવામાં આવશે.

આ રાહતો આપવાથી સરકારને રૂ. ૫૩૫ લાખની આવક ઓછી થશે. તેનો હેતુ એ છે કે, ધંધો કરનારને ઉદ્યોગોમાં નાણાં રોકવા ઉત્તેજન મળે. નાણામંત્રી જણાવે છે કે,

> 'ચાલુ વરસમાં મૂડીરોકાણના બજારની સ્થિતિ સરકારને ચિંતા કરાવે તેવી રહી છે. માલના પ્રમાણમાં બજારમાં નાણાંનું પ્રમાણ ચોક્કસ ઘણું વધારે છે. છતાં મૂડીરોકાણમાં મંદી માલૂમ પડે છે. તેમ ઉદ્યોગમાં અને સરકારી લોનમાં પણ પૈસા બહુ રોકાતા નથી. આ સ્થિતિ સુધારવા માટે સરકારે ઉપર મુજબ રાહતો આપવાનું નક્કી કર્યું છે.'

આ રાહતો આપવાથી વર્ષ આખરે ખાધ વધીને કુલ રૂ. ૨૦૧૪ લાખની થશે. તેને પહોંચી વળવા માટે નવા કરવેરા નાખવામાં આવશે. તેમાંથી મહત્ત્વના નીચે પ્રમાણે છે:

(૧) પોસ્ટ કાર્ડના બે પૈસાને બદલે ત્રણ પૈસા થશે અને કવરના દોઢ આનાને બદલે બે આના થશે એક તોલા ઉપરના વજન માટે તોલા દીઠ એક આનાનો દર ચાલુ રહેશે.

વિમાની ટપાલ સામાન્ય દરથી મોકલી શકાશે. તે માટે વધુ દર લેવામાં આવશે નહીં.

૨. નીચેની વસ્તુઓ પરની જકાત વધશે:

દારૂ, ઘડિયાળો, ફોટોગ્રાફીનો સામાન, રેશમી અને ઊની માલ, સુતરાઉ ગૂંથેલો માલ, ચિનાઈ માટીનાં અને કાચનાં વાસણ, સિગાર, સિગારેટ, છાપાં માટે વપરાતા કાગળ સિવાયના કાગળ, મોટરનાં ટાયર, પેટ્રોલ (ગેલને પંદર આના), સોપારી (રતલે સાડા સાત આના), ખાંડ (હંડ્રવેટે રૂ. ૩–૧૨–૦), ઝીણુ, મધ્યમ અને જાડું કાપડ.

આ નવા કરવેરામાંથી સરકારને રૂ. ૨૦૫૯ લાખની આવક થશે. તેમાંથી વર્ષ આખરે ધારેલી કુલ ખોટ ભરપાઈ થશે અને રૂ. ૪૫ લાખ બચત રહેશે એવો અંદાજ છે.

કરોડોના હિસાબમાં ૪૫ લાખ રૂપિયા કંઈ વિસાતમાં નથી. વળી તે અંદાજી ગણતરી છે. વર્ષ આખરે તેમાં કરોડોનો ફેર પણ પડી જાય. ૧૯૪૮–૪૯ના અંદાજના સુધારેલા આંકડામા કેટલો મોટો ફેર પડ્યો છે તે જોવા જેવો છે:

**૧૯૪૮–૪૯ (રૂ. લાખમાં)**

| | અંદાજ | સુધારેલો અંદાજ |
|---|---|---|
| આવક | રૂ. ૨૫૫,૨૪ | ૩૩૮,૩૨ |
| ખર્ચ | રૂ. ૨૫૭,૩૮ | ૩૩૯,૮૭ |

એટલે વર્ષની શરૂઆતમાં કરેલા અંદાજ કરતાં નવ માસના અનુભવ પછી સુધારેલા અંદાજ મુજબ આવક રૂ. ૮૩૦૮ લાખની વધી અને ખર્ચ રૂ. ૮૨૪૯ લાખનું વધ્યુ. આ વધારો નાનોસૂનો ન ગણાય. સામાન્ય વર્ષમાં એટલો મોટો ફેર પડે નહિ. આ વરસમાં મોટો ફેર પડવાનાં ખાસ કારણો છે.

**આવકમાં ખાસ વધારો (૧૯૪૮-૪૯)**

રૂ. ૨૦૬૨ લાખ આવક વેરાની ગાપની ઉઘરાણી થવાને કારણે થયેલી વધુ આવક
૩૬૪૯ લાખ આયાતની સગવડો વધુ આપવાથી વધેલી જકાતની આવક
૪૨૮ „ ખાંડ, દીવાસળી અને કાપડ ઇ૦ની જકાતમાં થયેલી વધુ આવક
૫૭૯ „ પોસ્ટ અને રેલવેની આવકમાં વધારો
૧૫૯૦ „ બીજા
૮૩૦૮

**ખર્ચમાં ખાસ વધારો**

રૂ. ૩૪૩૫ લાખ કાશ્મીર હૈદરાબાદ અંગે ખર્ચ વધ્યું.
૯૪૧ „ નિર્વાસિતો અંગે
૧૨૦૫ „ અનાજ-ખરીદ અંગે પ્રાંતોને મદદ
૨૦૭૫ „ દેશના ભાગલા પહેલાંની જવાબદારી પૂરી કરવી પડી તેના
૫૯૩ „ બીજા
૮૨૪૯

ખર્ચમાં થયેલ આ વધારો નવા વરસમાં મોટે ભાગે ચાલુ રહેશે. ૩૩૯ કરોડને બદલે ૩૨૨ કરોડ ખર્ચ થશે. તેને પહોંચી વળવા માટે ઉપર પ્રમાણે નવા વેરા નાખવાનું વિચારાયું છે. ખર્ચમાં મોટી રકમ લશ્કરી ખર્ચની રૂ. ૧૫૭,૭૭ લાખની છે. તે કુલ ખર્ચના આશરે ૪૯ ટકા થાય છે. ૧૯૩૯–૪૦માં તે ૪૦ ટકા હતુ. પણ લડાઈના ગાળામાં વધ્યું તે હજી ઘટાડી શકાયુ નથી; અને તેમ કરતાં હજી વાર લાગશે એમ નાણામંત્રી કહે છે. તે ઉપરાંત નિર્વાસિતો માટેના રૂ. ૯૮૫ લાખ અને અનાજખરીદી ખોટના રૂ. ૩૨૯૭ લાખ ભારે બોજારૂપ છે. તે બધું ઘટે નહિ ત્યા સુધી ખર્ચમાં ઘટાડો થવાનો સંભવ નથી.

આની સરખામણીમાં પાકિસ્તાન સરકારની સ્થિતિ જોવા જેવી છે.

**પાકિસ્તાન સરકાર રૂ. (લાખમાં)**

| | ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ |
|---|---|---|
| આવક | ૯૫૬૪ | ૧૦૮૧૯ |
| ખર્ચ | ૯૫૨૧ | ૧૦૭૨૦ |
| વધારો | ૪૩ | ૯૯ |

તેમને નિર્વાસિતોનો પ્રશ્ન બહુ નડતો નથી તેમ અનાજખરીદી માટે પણ ખોટ ખમવી પડતી નથી. લશ્કરી ખર્ચ કુલ ખર્ચના ૪૪ ટકા મળ્યું છે; અને તે નવા વરસમાં ચાલુ વરસ કરતાં ૧૭ ટકા વધ્યું છે ત્યારે હિંદમાં ૨૯ ટકા વધ્યું છે.

આમ ખર્ચ વધવા છતાં મૂડીરોકાણ અંગેનાં જરૂરી ખર્ચો માટે નાણાંની જોગવાઈ કરી છે. તેને માટે ૮૫ કરોડની લોન કાઢવામાં આવશે તથા સેવિંગ ખાતાંઓ દ્વારા લગભગ ૩૮ કરોડ જેટલી રકમ મળશે એમ ધારવામાં આવ્યું છે. આવી લોનો પહેલાંની માફક જલદી ભરાતી નથી. વળી સ્ટર્લિંગ લેણું હવે ઘણું ઘટી ગયું છે. ૧૯૪૫–૪૬માં ૧૭૩૩ કરોડ રૂ. હતું તે ૧૯૪૯ના જાન્યુઆરીની આખરે ૯૦૯ કરોડ રૂ. રહ્યું છે. ઉપરાંત હિંદના નાણાના બદલામાં ડોલર જેવા નાણાનો બદલો મેળવવાની મુશ્કેલી પડે છે. તે માટે આંતરરાષ્ટ્રીય ફંડમાંથી ૯૨૦ લાખ ડોલર લેવામાં આવ્યા છે.

આ પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવા સરકાર નાણાનો ફુગાવો અટકાવવા માગે છે અને ધંધાદારીઓને રાહત આપવા માગે છે. પણ સાથે સાથે પગાર-વધારાની માગણીઓ વધતી જાય છે અને પ્રમાણમાં ઉત્પાદન વધતું નથી. એટલે ફુગાવો ઘટતો નથી અને ખર્ચ વધે છે. તેથી નવા કરવેરા નાખવા પડે છે, જે લોકોને ભારે પડે છે. ત્યારે કરવું શું? રાષ્ટ્રીય સરકારને માટે આ ચિંતાનો પ્રશ્ન છે.

૨

### મુંબઈ પ્રાંતનું અંદાજપત્ર

પ્રાંતિક અંદાજપત્રમાં પણ આવા પ્રકારની મુશ્કેલીઓ જણાય છે. મુંબઈ સરકારના અંદાજપત્રમાં નીચે મુજબ લગભગ ચાર કરોડ રૂપિયાની ખોટ જણાય છે:

| | (૧૯૪૯–૫૦) લાખ રૂ. |
|---|---|
| આવક | ૪૮૮૧ |
| ખર્ચ | ૫૨૪૧ |
| ખોટ | ૩૬૦ |
| જોડાયેલાં રાજ્યો અંગે ખોટ | ૩૮ |
| કુલ ખોટ | ૩૯૮ |
| નવા કરવેરાની ધારેલી આવક | ૪૧૦ |
| અંદાજી વધારો | ૧૨ |

આ માટે નવા કરવેરા મુખ્યત્વે નીચે પ્રમાણે નાખવામાં આવશે:

૧. પ્રાંતમાંથી બહાર જતી વસ્તુઓ પર નિકાસ-જકાત રૂપિયે પૈસો.

૨. વેચાણવેરામાંથી અત્યાર સુધી માફ કરેલી કેટલીક વસ્તુઓ પર અને મોજશોખની વસ્તુઓ પર વેચાણવેરો.

૩. સોનાચાંદીના સોદા પર સ્ટાંપવેરો.

૪. દીવા–પંખા સિવાયના વીજળીના ઉપયોગ પર યુનિટે એક પૈસો.

૫. છાપાંની જાહેરખબર ઉપર રૂપિયે આનો.

નં. ૨. માં દર્શાવેલા વેચાણવેરામાં સોપારી, મરી, મરચાં, હળદર, આંબલી, ધાર્મિક પુસ્તકો અને પાઠ્યપુસ્તકો જેવી સામાન્ય ઉપયોગની વસ્તુઓ દાખલ કરવામાં આવી હતી તે પાછળથી કાઢી નાખવામાં આવી છે.

આ સિવાય આવક–ખર્ચને લગતી કેટલીક અગત્યની બાબતો નીચે મુજબ છે:

૧. ૧૯૪૮–૪૯માં કેળવણી ખાતાનું ખર્ચ રૂ. ૮૩૭ લાખ હતું તે ૧૯૪૯–૫૦માં રૂ. ૯૪૪ લાખ થશે. (વધારો ૧૨.૭ ટકા) આ ખર્ચ પ્રાંતના કુલ ખર્ચના ૧૮ ટકા થાય છે.

૨. પોલીસખાતાનું ખર્ચ રૂ. ૭૨૯ લાખ થશે. તે કુલ ખર્ચના ૧૩.૭ ટકા થાય છે.

૩. જિલ્લા લોકલ બોર્ડોને જંગલની આવકના ૨ ટકા આપવામાં આવશે.

૪. દારૂબંધીની યોજના અનુસાર આબકારી આવક રૂ. ૬.૩૬થી ઘટીને રૂ. ૪.૯૫ કરોડ રહેશે.

૫. મૂડીરોકાણનાં કામો માટે રૂ. ૯ કરોડ ખર્ચવામાં આવશે. તેમાં નવાં બોરિંગ અને કૂવા

કરવાની યોજના, મોટર વ્યવહારનું રાષ્ટ્રીયકરણ, ધરો બાંધવાની યોજના, ખેતી સુધારણા, આરોગ્ય સુધારણા વગેરે બાબતોનો સમાવેશ થાય છે.

આ રીતે બન્ને સરકાર નાણાંનો ફુગાવો ઘટાડવાનો ખ્યાલ રાખીને અતિ આવશ્યક યોજનાઓ આગળ ધપાવવા માગે છે અને આરોગ્ય, કેળવણી જેવાં પ્રજાઘડતરનાં કામો માટે વધુ પૈસા ખરચવા માગે છે. તે સાથે વહીવટી ખર્ચ પણ વધતું જાય છે. તે માટે વધુ કરવેરા નાખવા પડે તે અનિવાર્ય છે કેટલાક લોકો માને છે તેમ કાગળની નોટો પાડીને તે ખર્ચ થઈ શકતુ નથી. તે પૈસા પ્રજા પાસેથી કર રૂપે જ લેવા પડે છે. તે પ્રજા આપે નહિ તો ખર્ચ કરી ન શકાય તે સ્પષ્ટ છે. એ પૈસા પ્રજાનો કયો ભાગ આપે અને ખર્ચનો બોજો કઈ રીતે ફાળવવો એ જરૂર વિચારવા જેવુ છે. પણ દરેક પોતાના ઉપરથી બોજો બીજા ઉપર નાખવા માગે તો કામ ચાલે નહિ. આજકાલ એમ કહેવાની ફેશન થઈ પડી છે કે, બધા કરવેરા ધંધાદારીઓ પર કે મૂડીદારો પર નાખો. પણ તેમના ઉપર બધા કર નાખી શકાતા નથી. એમ કરવા જતા વેપારધંધા અટકી પડે છે અને ઈંડાં મૂકતી મરઘીને મારી નાખવા જેવુ થાય છે. સરકાર પોતે એ ધંધા ખીલવી શકતી નથી તો પછી ધંધા ખીલવનારને કડા કરી દેવાની નીતિ ચાલી શકે નહિ. ધંધા ખીલે તો તેમાંથી જ સરકારને નવી આવક થાય અને પ્રજાને પણ વધુ આવક થાય. આ બધી બાબતોનો ચારે તરફથી ખ્યાલ કરીને નવા કરવેરા નાખવાનુ વિચારવુ જોઈએ. તે પ્રમાણે પ્રજાના પ્રતિનિધિઓ વિચાર કરતા હશે એવી આશા રાખી શકાય એમા પ્રજાનો સાથ મળવો જોઈએ અને દરેક વર્ગે પોતપોતાના હિતની વાત આગળ કરવાની કુટેવ છોડવી જોઈએ. એમ ન થાય તો પ્રજાકીય વિકાસ થઈ શકે નહિ

હાલના સમયમાં આપણા પ્રજાજીવનમા નીચેના લક્ષણો ખાસ ધ્યાન ખેંચે તેવા છે:

૧ ઘણા માણસો પોતાના હકની વાતો આગળ ધરે છે, પણ પોતાની ફરજનો વિચાર કરતા નથી.

૨. લોકો સરકારને અનેક રીતે વધુ ને વધુ ખરચ કરવાનું જણાવે છે, પણ તેઓ વધુ કરવેરા આપવા તૈયાર નથી.

૩. કરવેરા ધંધાદારીઓ પર નાખવા જોઈએ અને સામાન્ય પ્રજા ઉપર નહિ પડવા જોઈએ એવો સામાન્ય મત ઘણા આગળ ધરે છે. એ રીતે હિંદનુ અર્થતંત્ર ચાલી શકે એમ છે કે નહિ તેનો વિચાર બહુ ઓછો થાય છે.

૪. દેશની મોટી જરૂર ઉત્પાદન વધારવાની છે અને ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ કરવામાં ઘણી મુશ્કેલીઓ છે એનો ખ્યાલ બહુ ઓછો થાય છે.

૫. પરદેશી સરકારનો વિરોધ થતો એ જ રીતે પ્રજાકીય સરકારનો વિરોધ કરવાનો કેટલાકનો સ્વભાવ થઈ ગયો છે.

૬. સામ્યવાદી વિચારસરણી નહિ સ્વીકારતા છતા વર્ગવિગ્રહની ઢબે ધંધાદારીઓની સામે કટાક્ષો કરવામા આવે છે.

૭. સમગ્ર દૃષ્ટિએ વિચાર કરવાને બદલે પોતા પૂરતો કે પોતપોતાના વિભાગ પૂરતો વિચાર કરવામાં આવે છે.

આ પ્રકારની મનોવૃત્તિ અને કુટેવો રાષ્ટ્રીય સરકારના મૂળમા ઘા કરે છે. તેથી પ્રજાકીય સરકાર સામે ખોટો અસંતોષ ફેલાય છે અને સરકાર નબળી પડે છે એટલે આપણે સ્વરાજ્યની સરકારને મજબૂત કરવી હોય તો લોકલાગણીને ખોટી રીતે ઉશ્કેરીને ખોટો અસંતોષ ફેલાવવાને બદલે તેને યોગ્ય માર્ગે વાળવી જોઈએ. તે સિવાય આપણુ સ્વરાજ દીપવાનુ નથી, ટકવાનુ નથી, અને કદાચ ચીન અગર બર્માની માફક કોઈ બીજાના હાથમા જઈ પડશે જાણ્યે-અજાણ્યે પ્રજાકીય સરકાર સામે અસંતોષ ફેલાવનારાઓએ આ બાબત લક્ષમા લેવા જેવી છે.

વિઠ્ઠલદાસ કોઠારી

•

જે માણસ જાગ્રત નથી તે કદી મહાન થવા પામતો નથી — એ સાર્વત્રિક નિયમ છે

—કોન્ફ્યુશિયસ

# માધ્યમિક શાળાઓ માટે વિજ્ઞાનની પરિભાષા

માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રશ્ન આપણા દેશમાં ઘણાં વર્ષોથી વિવિધ રીતે ચર્ચાયો છે અને હજુ પણ ચર્ચાય છે. લૉર્ડ મેકોલેએ અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણની પહેલ શરૂ કર્યા પછી તે ભાષાનું વર્ચસ્વ ઘણું વધી પડ્યું. કૉલેજો અને યુનિવર્સિટીઓમાં, ધારાસભા અને હાઈકોર્ટોમાં, અંગ્રેજી ભાષા સુસ્થાપિત થઈ છે. જોકે દેશનો ભાગ્યે જ એક ટકા જેટલોય ભાગ અંગ્રેજી ભાષા જાણનાર ગણી શકાય; તોપણ તે ભાષા વિના દેશનો પુષ્કળ વ્યવહાર અત્યારે તો અશક્ય જ ગણાય. માધ્યમિક શિક્ષણના ઊંચા વર્ગોમાં, કૉલેજોમાં, વિદ્યાપીઠોમાં જ્યાં જ્યાં અંગ્રેજી બોધભાષા પ્રચલિત છે, ત્યાં માતૃભાષા વાપરવાનો પ્રશ્ન અત્યારે ઘણો અગત્યનો છે. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી, યુનિવર્સિટી કમિટી તરફથી, અને ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી આ વિષે જુદા જુદા અભિપ્રાયો દર્શાવવામાં આવેલા છે. એક મત પ્રમાણે, જ્યાં જ્યાં બોધભાષા અંગ્રેજી હોય ત્યાં રાજ્યભાષા હિંદી વાપરવી અને દેશની એકતા સાધવાને માટે ઉચ્ચ શિક્ષણનો બધો વ્યવહાર રાજ્યભાષામાં થવો જોઈએ. બીજા મત પ્રમાણે, માતૃભાષા જ બોધભાષા થઈ શકે. જો તેમ ન થાય તો માતૃભાષાનો વિકાસ અપૂર્ણ રહેવાનો અને ભાષાને ગૌણ સ્થાન મળવાથી તેની અવનતિ થવાનો અને વિદ્યાર્થીઓનો બુદ્ધિવિકાસ પણ મંદ રહેવાનો સંભવ છે. આ બે મતો વિષે ઘણું લખી શકાય; પણ મિથ્યા મતભેદ ઉત્પન્ન કર્યા સિવાય એટલું તો સ્વીકારવામાં આવશે કે, શાળાનાં ધોરણો સુધી માતૃભાષાને જ ઉત્તેજવી જોઈએ, અને કૉલેજો અને યુનિવર્સિટીઓમાં માતૃભાષા, રાજ્યભાષા અને અંગ્રેજી એ ત્રણેનો યોગ્ય રૂપે અને ઉચિત અંશે સમન્વય રાખવો જ પડશે. કારણ કે કોઈ પણ ભાષામાં વૈજ્ઞાનિક પરિભાષા, યોગ્ય પાઠ્યપુસ્તકો, અને તે ભાષામાં જ શિક્ષણ આપી શકે તેવા યોગ્ય શિક્ષણાચાર્યોની વ્યવસ્થા થયા પહેલાં બોધભાષા બદલી શકાય નહિ.

આ વિષયને બ્રિટિશ હકૂમત દૂર થયા પછી અને રાજકીય સ્વતંત્રતાની સાથે સાંસ્કૃતિક સ્વતંત્રતાના પ્રશ્નો ઊભા થતાં નવું સ્વરૂપ મળ્યું છે. વર્ષો સુધી અંગ્રેજી ભાષાને દૂર રાખવાના પ્રયત્નોમાં આપણે માતૃભાષાને શ્રેષ્ઠસ્થાન આપતા હતા. પરંતુ હવે રાજભાષા, બોધભાષા અને માતૃભાષાના પ્રશ્નો વધારે ગૂંચવાઈ ગયા છે. પહેલાં તો એક જ પ્રશ્ન રહેતો હતો કે, માતૃભાષા અને અંગ્રેજી ભાષામાંથી કોને વધારે અગત્ય આપવી. પરંતુ હવે તો મધ્યસ્થ કાનૂની સભાના નિયંત્રણ અને મધ્યસ્થ હિંદી સરકારની રાજ્યભાષા નીતિની સાથે હવે આ પ્રશ્ન ત્રિઅંગી—ત્રિકોણી—થઈ ગયો છે. નવા હિંદી કોશ હવે પ્રાંતીય ભાષા માટે નહિ પણ સકળ હિંદ માટે યોજવામાં આવ્યા છે. તેમાં ડૉ. રઘુવીરે 'પ્રાથમિક' અંગ્રેજી—'ઇંડિયન કોશ' મુંબઈ યુનિવર્સિટીના ખાસ ફરમાનથી તૈયાર કર્યો છે. પૂનાના મહારાષ્ટ્ર કોશ મંડળ લિમિટેડ તરફથી પણ સકળ હિંદને માટે 'શાસ્ત્રીય પરિભાષા કોશ' તૈયાર કરવામાં આવ્યા છે. ડૉ. રઘુવીરનો કોશ તેમણે દસેક વર્ષ પહેલાં યોજેલા બૃહત્કોશની ટૂંકાવેલી આવૃત્તિ જ ગણી શકાય. પૂનાનો કોશ મરાઠી જ્ઞાનકોશના કર્તા સ્વ. ડૉ. કેતકરના સહકાર્યકરો શ્રી. દાતે અને શ્રી. કર્વેના હાથે યોજાયો છે. આ બંને પુસ્તકોમાં ખાસ લક્ષણ એ છે કે, તેમણે હિંદી અને મરાઠી પ્રચલિત શબ્દોને જુદા રાખીને, નવા જ શબ્દો સકળ હિંદમાં સર્વત્ર ઉપયોગી થાય એવા મિથ્યાભિમાનથી યોજ્યા છે. જૂના તળપદા શબ્દોના વિષે તેમણે અસ્પૃશ્યતાની લાગણી દર્શાવીને તેમનો અનાદર કર્યો છે. આ વસ્તુસ્થિતિમાં ગુજરાત અને ગુજરાતી ભાષાના ઉપાસકોએ શો વિચાર કરવો જોઈએ અને કેવાં પગલાં લેવાં જોઈએ તે વિષે વિદ્વાનો હજુ ઉદાસીન જ રહ્યા છે.

ગુજરાતમાં વિજ્ઞાનની પરિભાષા તૈયાર કરવાના પ્રયત્નો થોડા જ થયા છે. સૌથી પ્રથમ તો ગુજરાતના અર્વાચીન આદ્ય વૈજ્ઞાનિક પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરના હાથે થયો હતો. 'સયાજી જ્ઞાન મંજુષા' શ્રેણીમાં તેમણે શબ્દકોશ તૈયાર કરવો શરૂ કર્યો હતો. તે કોશ તથા તેમનો બહુભાષા કોશ પણ તૈયાર થાય તે પહેલાં તેમને વડોદરા રાજ્ય છોડવું

પડ્યું હતું. ત્યાર બાદ વડોદરા રાજ્ય તરફથી 'સંયાજી શબ્દસંગ્રહ' ૧૯૨૪માં અને 'ધિ સયાજી શાસન શબ્દ કલ્પતરુ' ૧૯૩૧માં પ્રસિદ્ધ થયા છે. ગુજરાત સાહિત્ય પરિષદની વિજ્ઞાન સમિતિએ એક નાનો કોશ ૧૯૨૩માં બહાર પાડ્યો હતો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ 'પારિભાષિક કોશ' શ્રી વિશ્વનાથ ભટ્ટ પાસે તૈયાર કરાવ્યો હતો. શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ ૧૯૩૭માં ગુજરાતી સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ શાહે તૈયાર કરેલો 'શબ્દસંગ્રહ' પ્રસિદ્ધ કર્યો હતો. અને તેની બીજી આવૃત્તિ હાલમાં ગુજરાત સંશોધન મંડળ અને ફાર્બસ ગુજરાતી સભા તરફથી છપાવે છે.

સર્વોદય અને સર્વદેશીય ઉન્નતિના પ્રેરક મહાત્મા ગાંધીજીની પ્રેરણા નીચે ગુજરાતી ભાષાની જોડણીનો પ્રશ્ન ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી મગનભાઈ દેસાઈની કાર્યપદ્ધતિથી સંતોષકારક રીતે ઉકેલાયો છે. આખું ગુજરાત આશા રાખે છે કે, પરિભાષાનો પ્રશ્ન પણ તેમના જ હસ્તે ઉકેલાશે. વિદ્યાપીઠે તો ગણિતની પરિભાષા ૧૯૨૧માં, પદાર્થવિજ્ઞાન અને રસાયણની પરિભાષા ૧૯૪૪માં, અર્થશાસ્ત્રની પરિભાષા ૧૯૪૮માં–એટલી વૈજ્ઞાનિક શબ્દોની યાદીઓ પ્રસિદ્ધ કરી છે.—અને વનસ્પતિશાસ્ત્રના શબ્દોની યાદી તૈયાર થાય છે; આ બધાનો 'વૈજ્ઞાનિક શબ્દ સંગ્રહ'ની બીજી આવૃત્તિમાં સમન્વય થયો છે. ગુજરાત વિદ્યાપીઠ તરફથી ૧૯૪૬માં 'વિજ્ઞાનની પરિભાષા' મુંબઈની યુનિવર્સિટી ઉપર મોકલવામાં આવી તે સમયે યુનિવર્સિટીએ જે અયોગ્ય નિર્ણય કર્યો તેની કોઈએ પણ નોંધ લીધી નથી; અને ત્રણેક મહિનાથી ગુજરાતના જ્યોતિર્ધરોને આ વિષયમાં રસ લેવાની મારી તરફથી વિનંતી કરવા છતાં પણ હજુ સુધી કાંઈ પણ પગલાં લેવાયાં હોય એ મારી જાણમાં નથી. મારો શિક્ષણનો ધંધો નહિ હોવા છતાં, આ વિષયમાં શિક્ષકો અને શિક્ષણખાતાના અધિકારીઓનું ધ્યાન ખેંચવાની જરૂર જોઉં છું.

સને ૧૯૪૬ના નવેમ્બરની ૧૮મી તારીખે મુંબઈ યુનિવર્સિટીની એકેડેમિક કાઉન્સિલની સભામાં નીચેનો ઠરાવ પસાર થયેલો:

"અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્રે મૅટ્રિકની પરીક્ષા માટે વિજ્ઞાનના પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરવા 'વિજ્ઞાનની ગુજરાતી પરિભાષા'ની એક પ્રત સાથે લખેલ પત્ર એકેડેમિક કાઉન્સિલે વિજ્ઞાનની ફેકલ્ટી ઉપર મોકલી આપ્યો હતો. તે ઉપર થયેલ વિજ્ઞાનની ફેકલ્ટીનો ઠરાવ:—

"મૅટ્રિકમાં વિજ્ઞાનના વિષય માટે બધી આધુનિક હિંદી ભાષાઓ માટે એક જ સામાન્ય વૈજ્ઞાનિક પરિભાષા હોવી જોઈએ અને ડૉ. રઘુવીરે 'આંગ્લ-ભારતીય મહાકોષ'માં વિકસાવેલી વૈજ્ઞાનિક પરિભાષાની પદ્ધતિ દાખલ કરવી જોઈએ.' . . . એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે ફેકલ્ટીનો ઠરાવ મંજૂર રાખવામાં આવે અને ડૉ. રઘુવીરને વિનંતી કરવામાં આવે કે, મૅટ્રિકની પરીક્ષાના ઉમેદવારોના ઉપયોગ માટે તેમના કોશની સંક્ષિપ્ત આવૃત્તિ પ્રગટ કરવાનું તેઓ ધારે છે કે કેમ તે વિષે યુનિવર્સિટીને જણાવે . . ." આ ઠરાવ પ્રમાણે ડૉ. રઘુવીરે પારિભાષિક કોશ તૈયાર કર્યો છે અને મૅટ્રિકના વિદ્યાર્થીઓને ફરજિયાત ગણાય છે.

આ ઠરાવની અયોગ્યતા વિષે ઘણું લખી શકાય એમ છે. ગૂજરાત વિદ્યાપીઠ જેવી પ્રતિષ્ઠિત સંસ્થા પરિભાષાના વિષયમાં યોગ્ય પ્રતિષ્ઠિત કમિટી રચીને પુસ્તક તૈયાર કરાવે તેનો અનાદર કરીને સકળ હિંદની પરિભાષા મૅટ્રિકની પરીક્ષા માટે, મુંબઈ ઇલાકાની પ્રાંતીય ભાષાઓ માટે, વાપરવાનો દુરાગ્રહ શા કારણથી કરી શકે? મૅટ્રિક સુધીનો અભ્યાસ તો પ્રાંતીય માતૃભાષાઓ દ્વારા જ થવાનો નિર્ણય કેટલાંયે વર્ષોથી થયેલો છે. અને હિંદને સ્વતંત્રતા પ્રાપ્ત થયા પછી પણ તે વાત મધ્યસ્થ હિંદી શિક્ષણ સલાહકાર બોર્ડ તરફથી પણ સ્વીકારવામાં આવી છે. તો પછી ગુજરાતીમાં તૈયાર થયેલી પરિભાષાનો અસ્વીકાર કરીને ડૉ. રઘુવીરને પોતાની વિચિત્ર પદ્ધતિ પ્રમાણે વિજ્ઞાનકોશ બનાવવાનું કામ સોંપવામાં કયા પ્રકારની યોગ્યતા દેખાઈ? યુનિવર્સિટી હવે તો એવો વિચાર દર્શાવી રહી છે કે આ શાળાન્ત પરીક્ષાનું કામ સ્કૂલ બોર્ડને સોંપવામાં આવ્યું છે અને તેથી યુનિવર્સિટી હવે આ વિષયમાં કંઈ ભાગ લઈ શકે એમ નથી!

આ વિષયમાં વધુ ચર્ચા 'શિક્ષણ અને સાહિત્ય'ના વિદ્વાન વાચકો જ કરે અને ડૉ. રઘુવીરની પદ્ધતિ પ્રમાણે તૈયાર થયેલો કોશ અનુકૂળ છે કે નહીં તે વિષે નિર્ણય કરે, એ મને ઠીક લાગે છે. મારા નમ્ર પ્રયાસ પ્રમાણે 'વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ'ની બીજી આવૃત્તિ આશરે ત્રણસો પૃષ્ઠના પુસ્તકરૂપે થોડા સમયમાં ધિ ફાર્બસ ગુજરાતી સભા અને ગુજરાત સંશોધન મંડળ તરફથી પ્રસિદ્ધ થશે, અને તેમાં ગુજરાતી ભાષાના દેશ્ય શબ્દોને યોગ્ય સ્થાન મળશે. તે કાર્યમાં રસ લેનારાઓનો સહકાર અને સલાહ મળશે તો ઉપકાર માનીશ.

લલિતકુંજ, ખાર, મુંબઈ–૨૧ — પોપટલાલ ગો૰ શાહ

# સ્વાધ્યાય

## [ વિષયવતી પ્રવૃત્તિનું યોગબળ ]

ગયે વખતે આપણે પ્રાણાયામ કે પ્રાણાભિસરણની કસરતથી અંતરાય-નિવારણમાં શો ફાયદો થાય છે તે જોયું હતું. અંતરાયોના પ્રકારો સૂત્ર ૩૦માં કહ્યા છે તે યાદ કરીશું તો જણાશે કે, પ્રાણાયામ શરીરના વ્યાધિ ને સ્ત્યાન પર સારી અસર પહોંચાડે છે અને એ બે અંતરાયો પર સીધો પ્રહાર કરીને એકાગ્રતાના અભ્યાસમાં મદદ કરે છે.

પછીનાં બે સૂત્રોમાં જે અભ્યાસ કહ્યો છે તે પ્રમાદ અને આળસ તથા કાંઈક સંશયના અંતરાયો પર અસર પહોંચાડનારો છે. તે સૂત્રો આ છે—

> विषयवती वा प्रवृत्तिः उत्पन्ना मनसः
> स्थितिनिबंध (–धि )नी ॥ ३५ ॥
> विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥

વિષયોને અંગેની પ્રવૃત્તિ જન્મે તો તે પણ મનની સ્થિરતા પ્રેરવા તરફ કામ દે છે.

તેવી જ રીતે દરેકના ઘટની અંદર જે જીવન-જ્યોત છે, જે અસ્મિતા-જ્ઞાન ને બુદ્ધિ છે, તેને અંગેની પ્રવૃત્તિ જો જન્મે તો તે પણ મનને સ્થિર કરવાનું કામ દે છે.

આ બે પ્રવૃત્તિઓ કઈ?

તે પ્રવૃત્તિઓ વિષયોને તથા મનના કાર્યને અંગેની છે. એટલે કે, તે ઇંદ્રિયો મારફતે ચલાવવાની છે. એનો અર્થ એ છે કે, તે દરેકને માટે શક્ય છે; માત્ર તેણે સંકલ્પ અને યત્નપૂર્વક તેનો અભ્યાસ કરવો જોઈએ. એમ જો કરવામાં આવે તો તેમાંથી એવી રમૂજ જન્મે છે, એવું રહસ્ય ઉત્પન્ન થઈને અનુભવમાં આવે છે કે, તે અનુભવને જોરે મન સ્થિરતા તરફ વળે છે.

સામાન્ય રીતે આપણને જે ઇંદ્રિયજ્ઞાન થાય છે તે ઉપરચોટિયું અને સાધારણ કુદરતી હોય છે. તેના કાર્યકારણની સૂક્ષ્મતામાં આપણે પડતા નથી. કેવળ વ્યવહાર પૂરતું એનું ભાન કામમાં લઈ આગળ ચાલીએ છીએ. પણ કોઈ વિજ્ઞાની શું કરે છે? તે તેમાં ઊંડો ઊતરે છે; તે જ્ઞાનને ચકાસે છે, પૃથક્ કરે છે. તો તેમાંથી તે પોતાના ચિત્તની શક્તિ કેળવી તેમાંથી અવનવી શોધો મેળવી શકે છે. આ જે બીજો જ્ઞાન-વ્યાપાર છે, તેને વિષયવતી પ્રવૃત્તિ ઉત્પન્ન થઈ એમ કહેવાય. એમાં માણસ પોતાના અનુભવથી જોવા જાણવા મથે છે; તેમ કરવા તે મનથી તનથી મથે છે; તેમાં તે એકાગ્ર થાય છે. આમ બુદ્ધિ–સાધન સતેજ બને છે, સૂક્ષ્મ બને છે. તે પછીથી આગળ જઈ શકે છે.

એવું જ બીજું સૂક્ષ્મજ્ઞાન આપણા પોતામાં રહેલી અસ્મિતા કે હુંપણું છે તે શું છે, એ જાણવામાં છે. સામાન્ય રીતે ઇંદ્રિયજ્ઞાન અને જેને એ જ્ઞાન થાય છે તે હું હું કરતો અંતરાત્મા, એ બેમાં સ્પષ્ટ ભેદ આપણને વ્યવહારમાં નથી જણાતો. પરંતુ તે બે વસ્તુ જુદી તો છે જ. જે વડે આપણને જ્ઞાન થાય છે તે ચિત્તતંત્ર બાહ્ય ઇંદ્રિયથી માંડીને અંદરનાં સૂક્ષ્મ એવાં બુદ્ધિ અને અહંકાર સુધીનાં જાત જાતનાં અંગો મળીને બનેલું છે. માનસશાસ્ત્રમાં એ બધાનો વિચાર થાય છે. એ વિચાર ચોપડીથી કે કોઈ કહે તે દ્વારા કરવો એ એક રીત છે; જે રીત ભણતરની છે. પણ એથી તો પરોક્ષ પોપટજ્ઞાન બહુ તો થાય. તે વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય તો તે પ્રવૃત્તિ મનની

સ્થિરતા ઉપર અસર કરે, એ ઉપાય છે આ કરવાની રીત વિજ્ઞાનની ઢબે વસ્તુને ખૂબ ખંતભર્યા અભ્યાસથી તપાસવી એ છે ઇંદ્રિયો મન શી રીતે કામ કરે—'વિશ્યવતી પ્રવૃત્તિ' શી રીતે ચાલે છે, તે જો જાનમહેનતે કરીને સમજાય, તો ચિત્તમા એવી જ્ઞાનશક્તિ ઊપજે છે કે જે અંતરાયોને હઠાવવામા કામ દે છે

આવી વિજ્ઞાનબુદ્ધિ ખીલે તો મંશય થાય તેનુ નિવારણ કરવાની કળ પણ હાથ થઈ જાય છે આ પ્રવૃત્તિ એવી છે કે તેમા પ્રમાદ અને આળસ ન ચાલી શકે મહાન વિજ્ઞાનીઓના જીવન જુઓ તોયે આ તો સ્પષ્ટ થશે તેમનામા સહેજે અમુક એકાગ્રતા પણ હોય છે, તે પણ આથી જ ટૂંકમા જે જે બધો વ્યવહાર આપણે કરીએ છીએ તે બધો 'વિશ્યવતી' અને 'જ્યોતિષ્મતી' પ્રવૃત્તિ જ છે પણ આપણે તેમા શ્રેયની યોગબુદ્ધિથી પડતા નથી તેમ કરીએ, તો આપણો વ્યવહાર વિજ્ઞાનશુદ્ધ કરવો પડશે, તે વિષેની જે શાસ્ત્રીય સમજ હશે તે મેળવના તે તે વિજ્ઞાનવિદ્યાઓ જાણીશુ, તે બધી જ છેવટે જેના તો ઇંદ્રિયોના અને મનના વ્યાપારથી જ જન્મે છે અને આ વ્યાપાર તો આપણો ચાલે જ છે એટલે એના નિરીક્ષણ અને પરીક્ષણ કરવા સતત જાગ્રત રહીશુ આ બધુ કરવામાથી એવી સમજ, શ્રદ્ધાબુદ્ધિ અને બળ મળે છે કે જેથી મન પર કાબૂ આવે છે

આ શક્તિથી સિદ્ધિ મળી શકે, જેવી કે વિજ્ઞાનીઓ મેળવે છે તે પૂરતી એકાગ્રતાથી જો સંતોષ માનીએ, તો અમુક તમુક વિશ્યવતી પ્રવૃત્તિના સિદ્ધ બની બેસીએ, પણ પૂર્ણયોગ ન સધાય, પરમશાંતિ ન મળે છતા ચાલુ વ્યવહાર અને વિષયવ્યાપારમા પણ એકાગ્રતાનુ જોર અર્પનાર અભ્યાસની ગુંજાશ *રહેલી છે, તેનો એ માટે ઉપયોગ કરી શકીએ* છીએ,— એ મનાવવા માટે આ સૂત્રો છે આપણે આપણી જ પ્રવૃત્તિઓમા જો વિજ્ઞાનીની અદાથી જોતા રહીએ, એટલે કે અંતર્મુખ બનીને આત્મનિરીક્ષણ કરતા રહીએ, તો તે એક યોગ છે, અને તેમાથી પરમ ફળ મળી શકે છે, એવી ભારે આશ્વાસનરૂપ વાત આ સૂત્રમાથી સમજાય છે

૨૨-૩ '૪૯ **મગનભાઈ દેસાઈ**

# સ્વિટ્ઝરલૅન્ડની ભાષાઓ

વાણી એ આપણા પરસ્પરના વ્યવહારનુ સાધન છે પરંતુ બેવકૂફ માણસોએ ભાષાને કલહના કારણ અથવા નિમિત્તરૂપ બનાવી દીધી છે.

પરંતુ અનેક ભાષાઓવાળુ સ્વિટ્ઝરલૅન્ડ ઇતિહાસને પાને નોંધાયેલા ભાષાને લગતા ઝઘડાઓમાથી ઊગરી જવા પામ્યુ છે, એ ભારે અજાયબી ભરેલુ લાગશે પ્રજાની મુક્તિ ભાષાની એકતામા રહેલી છે એવા નાઝીઓના સિદ્ધાંતનુ ખંડન કરનાર જીવતુ જાગતુ ઉદાહરણ એ સદાયે પૂરુ પાડતુ રહ્યુ છે કેમ કે આટલા નાના દેશમા આટલી બધી ભાષાઓ યુરોપમા બીજે ક્યાય નથી અને છતા એના જેટલી આંતરિક સુમેળશાન્તિ પણ બીજા કોઈ દેશે અનુભવી નથી આમ શાથી બન્યુ? જવાબ એ છે કે, સ્વિટ્ઝરલૅન્ડે ભાષાનો પ્રશ્ન બળજબરીથી નહીં પણ સ્વાભાવિક રીતે સમજપૂર્વક અને એકબીજાની સગવડ અગવડનો વિચાર કરીને ઉકેલ્યો છે

સ્વિટ્ઝરલૅન્ડની વસતી પિસ્તાળીસ લાખની છે, એમાના ૭૩ ટકા જર્મન ભાષા, ૨૧ ટકા ફ્રેન્ચ ભાષા, ૫ ટકા ઇટાલિયન અને ૧ ટકો જેટલા લોકો રોમેન્શ ભાષા બોલે છે સ્વિટ્ઝરલૅન્ડના લોકો આ ભાષાની વિવિધતા પ્રત્યે ઊંડો આદર સેવે છે, કારણ તે જીવનને વૈવિધ્યશાળી બનાવે છે એટલા માટે જ જર્મન ભાષા બોલતા બધા સ્વિટ્ઝરલૅન્ડવાસીઓ લેખનની ભાષા ઉપરાંત રોજના વહેવારમા તળપદી સ્થાનિક બોલી બોલે છે

ઘણુખરુ પ્રત્યેક સ્વિટ્ઝરલૅન્ડવાસી પોતાના દેશબંધુઓની ભાષા શીખવાને ઉત્સુક હોય છે વળી બીજા એક કારણથી પણ તે એમ કરવાને પ્રેરાય છે, અને તે એ કે જર્મન, ફ્રેંચ અને ઇટાલિયન એ ત્રાની ત્રણ મુખ્ય ભાષાઓ સદ્ભાગ્યે યુરોપી સંસ્કૃતિની પણ ત્રણ મુખ્ય ભાષાઓ છે ફ્રેંચ ભાષા શીખનાર ઝૂરીચ શહેરનો રહેનારો કેવળ જિનીવા

સરોવરની આસપાસ બોલાતી ભાષા જ શીખે છે એમ નથી; એ ભાષા તેને પૅરિસમાં, કૅનેડામાં અને ઉત્તર આફ્રિકામાં પણ કામ દેશે. વળી જર્મન શીખનારો પોતાના દેશની એક નાનકડી જમાતની જ નહીં પણ દુનિયાભરમાં બોલાતી કરોડો લોકોની ભાષા શીખે છે. ઇટાલિયન શીખનારને પણ સિસિલી અને ટ્રિપોલીમાં ઘર જેવું લાગે.

આમ સ્વિટ્ઝરલૅન્ડની ત્રણ મુખ્ય રાષ્ટ્રીય ભાષાઓ શીખનાર કોઈ પણ માણસને દુનિયાના બજારમાં ભારે લાભ થવાનો. સાથે સાથે જ જેમાં ગટે, દાન્તે અને વૉલ્ટેરે લખ્યું છે એવા વિશ્વસાહિત્યમાં પ્રવેશ કરવાની ચાવી પણ તેને મળી જાય છે.

એક રોમેન્શ ભાષા જ એવી છે, જે દેશની સરહદ બહાર બોલાતી નથી. આમ છતાં સ્વિટ્ઝરલૅન્ડ એ ભાષા ટકાવી રાખવાને માટે કેટલું ઉત્સુક હતું એ ૧૯૩૮ની સાલમાં પહાડી લોકોના નાનકડા સમૂહે પોતાની ભાષાને બીજી ભાષાઓનો દરજ્જો મળવો જોઈએ એવી માગણી કરી ત્યારે બતાવી આપ્યું. આ બાબતમાં લોકમત લેવામાં આવ્યો ત્યારે ૯૦ ટકા જેટલા મતદારોએ એની તરફેણમાં મત આપ્યો. સ્વિટ્ઝરલૅન્ડના ઇતિહાસમાં બીજે કોઈ પણ પ્રસંગે આટલા બધા લોકોએ હકારમાં મત આપ્યો નથી. અને આ તો દેશની વસતીના સોમા ભાગ જેટલા લોકોની ઇચ્છા સંતોષવાની જ વાત હતી. એ પછીથી સમવાયી બંધારણમાં ભાષાને લગતી કલમ આ પ્રમાણે કરવામાં આવી: 'જર્મન, ફ્રેંચ, ઇટાલિયન અને રોમેન્શ સ્વિટ્ઝરલૅન્ડની રાષ્ટ્રભાષા છે. સમવાય તંત્રની રાજભાષા જર્મન, ફ્રેંચ અને ઇટાલિયન છે.'

એનો શો અર્થ? દેશની ઉપલી અને નીચલી એ બંને ધારાસભાઓમાં કોઈ પણ સભ્ય એ ત્રણમાંથી ગમે તે ભાષા બોલી શકે અને દુભાષિયાઓ દ્વારા બીજી ભાષાઓના તરજુમાની માગણી કરી શકે. બધા કાયદાઓ એ ત્રણે ભાષામાં ઘડાવા જોઈએ. કાયદાની દૃષ્ટિએ એ ત્રણે સરખી છે. વડી અદાલતનો ચુકાદો એમાંથી કોઈ પણ ભાષામાં સાંભળવાનો પ્રત્યેક સ્વિટ્ઝરલૅન્ડવાસીને અધિકાર છે. વીસ ન્યાયાધીશોની બનેલી દેશની વડી અદાલતમાં એ ત્રણમાંની દરેક ભાષા બોલનારનું પ્રતિનિધિત્વ હોવું જોઈએ, એવી દેશના રાજ્યબંધારણમાં જોગવાઈ કરવામાં આવેલી છે.

રાજ્યબંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવી નથી તેમ છતાં, દેશની વડી ધારાસભાની ચૂંટણીમાં બે ફ્રેંચ ભાષા બોલનારા અને એક ઇટાલિયન ભાષા બોલનાર પ્રતિનિધિ જાય એવી ગોઠવણ કરવામાં આવે છે. બીજી રીતે કહીએ તો, સ્વિટ્ઝરલૅન્ડમાં જર્મન ભાષા બોલનારાઓની વસતી ¾ જેટલી હોવા છતાં તેઓ વડી ધારાસભામાં પાંચ સભ્યો મોકલવાનો દાવો નથી કરતા પણ ચાર સભ્યોથી સંતોષ માને છે. જેથી કરીને બીજી ભાષા બોલનારા સ્વિટ્ઝરલૅન્ડવાસીઓને પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે.

સાચે જ, સ્વિટ્ઝરલૅન્ડની મધ્યસ્થ સરકાર ઇતર ભાષા બોલનારા એ નાનકડા સમૂહોને દાબી દેતી નથી એટલું જ નહિ, પણ એક સ્થાનેથી બીજે સ્થાને જવાની અને વસવાટ કરવાની છૂટને લીધે કંઈક અંશે જોખમમાં મુકાતી તેમની સાંસ્કૃતિક વિશિષ્ટતા ટકાવી રાખવા માટે તે સારી સરખી રકમ પણ ખરચે છે.

એ ચારે ભાષાઓમાં છાપાં પણ નીકળે છે. વળી લઘુમતીઓ પ્રત્યેનો ઉદાર વર્તાવ રેડિયોની વ્યવસ્થામાં પણ દેખાઈ આવે છે. ત્યાં આગળ ત્રણ જર્મન ભાષાનાં, બે ફ્રેંચ ભાષાનાં અને એક ઇટાલિયન ભાષાનું રેડિયો સ્ટેશન છે. સ્વિટ્ઝરલૅન્ડની આ સિદ્ધિ આખી દુનિયાને પણ ઉદાહરણરૂપ થઈ પડે એમ આપણે ઇચ્છીએ. આ નાનકડા દેશે પુરવાર કરી બતાવ્યું છે કે, સમભાવ હોય તો ભિન્ન ભિન્ન ભાષા બોલનારા લોકોમાં પરસ્પર સમજ, સુખશાન્તિ અને વફાદારી સંભવી શકે એટલું જ નહિ, એ જુદી જુદી ભાષાઓ જીવનને સમૃદ્ધ પણ કરે છે. સ્વિટ્ઝરલૅન્ડ એનો જીવતોજાગતો દાખલો છે.

(અંગ્રેજી પરથી) જ્યૉર્જ થરર

કિલ્લાઓ કાયરોને સલામતી બક્ષી શકતા નથી. લક્ષ્મી આળસુ અને પ્રમાદીને લાભ કરતી નથી.

— કૉન્ફ્યુશિયસ

# કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

[ગયા અંકથી આગળ ચાલુ]

૧૯૦૭મા કાકાસાહેબ બી એ ની પરીક્ષામા પાસ થયા પિતાની ઇચ્છા તો હતી કે દત્તુ એલએલ બી થઈને વકીલ બને પણ સ્વરાજકારણની પ્રવૃત્તિ દેશભરમા ચાલતી હોય ત્યારે દત્તુને આ વિચાર કયાથી રુચે? તેના મનમા રાષ્ટ્રીય શિક્ષણ કે લોકશિક્ષણના વિચારો જ આવતા છેક નાનપણથી પોતાના વર્ગના ગોઠીદારોને ભણાવવાનો શોખ તો કાકાસાહેબને હતો જ પૂનાના કોલેજના દિવસોમા વિવેકાનદનો એક ખાનગી પત્ર તેમના વાચવામા આવ્યો તેમા તેમણે લખ્યું હતું કે, દેશોદ્ધારનો મે અનેક વેળા અનેક રીતે વિચાર કરી જોયો છે, પણ દરેક વખતે શિક્ષણ એ જ તેનો માર્ગ છે એવો જવાબ મને મળ્યો છે આ પત્રથી તેમ જ અરવિંદ બાબુના 'કર્મયોગિન્' પત્રના વાચનથી કાકાસાહેબનો વિચાર દૃઢ થયો અને કેળવણી એ જ મારુ જીવનકાર્ય છે, રાષ્ટ્રીય શિક્ષણને આ દેહ અર્પણ છે, એમ તેમણે નક્કી કર્યું

### 'રાષ્ટ્રમત'ના સંચાલનમાં

તેથી બી એ. થયા પછી કર્ણાટકના આગેવાન લોકસેવક શ્રી ગગાધરરાવ દેશપાડેના સૂચનથી બેલગામમા 'ગણેશ વિદ્યાલય' નામની રાષ્ટ્રીય શિક્ષણ સસ્થાના સચાલનનુ કામ રૂપિયા આઠનું માસિક વેતન સ્વીકારીને તેમણે હાથમા લીધુ પણ ત્યાનુ પ્રગતિવિરોધી સનાતની વાતાવરણ પસદ ન પડવાથી એક વરસની અદર જ તેમણે એ કામ છોડી દીધુ આમ પોતાને અનુકૂળ આવે એવુ કામ ન મળવાથી તેઓ વચગાળાના વખતમા પિતાશ્રીના આગ્રહને વશ થઈને કાયદાનો અભ્યાસ કરવા માટે મુબઈ ગયા, અને ૧૯૦૮મા તેમણે પહેલી એલએલ બી ની પરીક્ષા આપી તેમા પાસ થયા એ જ અરસામા તેમના માતા ગુજરી ગયા, ઇગ્લડમા કર્ઝન વાયલીનુ ખૂન થયુ અને લોકમાન્ય તિલકને છ વરસની સખત કેદની સજા થઈ કાકાસાહેબે બીજી એલએલ બી ની ટર્મ પણ ભરી હતી પણ રાજકીય વાતાવરણમા ઉત્તેજના વધી એ ઉત્તેજિત વાતાવરણને યોગ્ય દિશા દોરવણી આપવા માટે, તેમ જ સુરતની મહાસભા પછી રાષ્ટ્રીય વિચારોના પ્રચારને માટે મહારાષ્ટ્રમા એક સ્વતત્ર દૈનિકની જરૂર છે એમ સહુને લાગતુ હતું તેથી તે જરૂર પૂરી પાડવા માટે 'રાષ્ટ્રમત' નામનું એક દૈનિક મુબઈમા શરૂ કરવામા આવ્યુ તેમા ગગાધરરાવની સરદારી હેઠળ કાકાસાહેબ સપાદક મડળમા જોડાયા અને તેમણે લેખનકાર્ય શરૂ કર્યું 'રાષ્ટ્રમત'ના પ્રેસની ગોઠવણી ચાલતી હતી તે જ વખતે સરકારે લોકમાન્ય તિલકને છ વરસની સજા ફરમાવી તેમની બ્રહ્મદેશમા રવાનગી કરી. મહારાષ્ટ્રની રાષ્ટ્રીય હિલચાલ આથી અસ્તવ્યસ્ત થઈ ગઈ એ રીતે બગડેલુ વાતાવરણ ઠેકાણે લાવવાનુ કામ પણ 'રાષ્ટ્રમત' પત્રે જ કરવાનુ હતું 'રાષ્ટ્રમત' ખૂબ જ લોકપ્રિય બન્યુ અને તેનો અવાજ ઠેઠ ગામડાઓ સુધી પહોચી ગયો *

'રાષ્ટ્રમત' પ્રથમ નીકળ્યુ ત્યારે થોડા જ વખતમા ખર્ચના બોજાને લીધે તે દેવાળુ કાઢશે કે શુ, એમ લાગવા માડ્યુ હતુ પણ ગગાધરરાવ દેશપાડેએ આખા પ્રાતમાથી દસ્તોપત આપટે, વીર વામનરાવ, ગોપાળરાવ ઓગલે, હરિભાઉ ફાટક, વગેરે મહારાષ્ટ્રને પાછળથી સુપરિચિત થયેલા સુનદા માણસોને સ્વયસેવક તરીકે બોલાવ્યા અને તેમની મદદથી છાપુ બહુ જ સરસ રીતે ચલાવ્યુ ત્યાનું વાતાવરણ એટલુ સારુ હતું કે લોકો તેને 'રાષ્ટ્રમત' ને બદલે 'રાષ્ટ્રમઠ'ના નામથી ઓળખવા લાગ્યા બધા સ્વયસેવકો એક ધાર્મિક સઘની ભાવનાથી રહેતા હતા ત્યા જ ૧૭ ૧૮ વર્ષના જુવાન સ્વામી આનદ એક દિવસ દેશસેવાનુ કામ કરવા માટે આવી ચડ્યા 'રાષ્ટ્રમત'ની ગુજરાતી આવૃત્તિ કાઢવાનો વિચાર હતો અને તે કામને માટે તેમને બોલાવવામા આવ્યા હતા મરાઠી અને ગુજરાતી બન્ને ભાષાઓ પર સ્વામી સારો

* નાશિકના કલેક્ટર જેકસનના ખૂનના સમાચાર કોઈ પણ રેલવે સ્ટેશનથી ચાલીસ માઈલ દૂર આવેલા મારા ગામમા 'રાષ્ટ્રમત' મારફતે જાણ્યાનુ મને ચોક્કસ યાદ છે પા

કાબૂ ધરાવે છે. કાકાની સાથે તેમને સૌથી વધારે ફાવ્યું અને કાકા તેમના મોટા ભાઈ બન્યા.

જેક્સનના ખૂનનો કેસ બહુ લાંબો ચાલ્યો. અનેક વ્યક્તિઓ અને સંસ્થાઓ વિષે સરકાર વહેમાઈ હતી. એટલે 'રાષ્ટ્રમત' પર તેની ક્રોધની નજર પડે તેમાં કશી નવાઈ નહોતી. એ પત્રને 'રાજાજ્ઞા' થઈ—તે બંધ પડ્યું.

મહારાષ્ટ્રના ક્રાન્તિકારી મંડળો સાથે સંપર્ક બંધાયો હતો તેની સાથે એક તરફ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચલાવનાર કર્મવીર ગાંધી તરફ અને બીજી તરફ ક્રાન્તિમાંથી નાસીપાસ થઈને યોગમાર્ગ તરફ વળેલા અરવિંદ ઘોષ તરફ આ જ કાળમાં પોતાને ખાસ આકર્ષણ જન્મ્યાનું કાકાસાહેબ જણાવે છે. તે ઉપરાંત આ જ અરસામાં કાકાસાહેબ સ્વામી રામતીર્થનાં લખાણોનો અભ્યાસ કરતા હતા. એટલે તેમણે તથા તેમના બેલગામના મિત્ર શ્રી ગુણાજીએ સ્વામી રામતીર્થનું ચરિત્ર અને તેમના લેખસંગ્રહનો એક ભાગ મુંબઈના 'માસિક મનોરંજન' મારફતે પ્રકાશિત કર્યો. આ જ કાકાસાહેબનું પહેલું પુસ્તક છે.

### ગંગનાથ ભારતી વિદ્યાલય

એ જ અરસામાં વડોદરાથી ત્યાંના બેરિસ્ટર કેશવરાવે દેશપાંડેએ પોતે શરૂ કરેલા 'ગંગનાથ ભારતી વિદ્યાલય' માટે એક માણસની માગણી કરી. કાકાના એક મિત્રે ત્યાં જવાનું કબૂલ કર્યું હતું અને તેઓ ત્યાં જઈને રહ્યા પણ ખરા. પણ પાછળથી પોતાના ભાઈના કહેવાથી તેઓ ત્યાંથી ખસી ગયા. આ કાકાને રુચ્યું નહિ અને તેથી તેમણે પોતે જ વડોદરે જવાનું સ્વીકાર્યું. વડોદરા જવાની પાછળ એક બીજો વિચાર પણ તેમના મનમાં હતો. મરાઠાઓના ઇતિહાસ વિષે કાકાસાહેબને પૂરેપૂરું અભિમાન હતું અને છે. તેમના એક પૂર્વજે ઇતિહાસ-પ્રસિદ્ધ રાંગણા કિલ્લાની કિલ્લેદારી પણ કરી હતી. તેમ છતાં મરાઠાઓએ કરેલી ભૂલો કે અન્યાયોની બાબતમાં તેઓ અંધ ન હતા. અને મરાઠાઓએ ગુજરાતને વખતોવખત લૂંટીને જે રંજાડ અને અન્યાય કર્યાં હતાં તે તેમને હંમેશ ખટકતાં. ખાસ કરીને તો બંગભંગની ચળવળ પછી આખા હિંદમાં જે એક નવીન જીવન નિર્માણ થયું હતું તેને પૂરેપૂરું રાષ્ટ્રવ્યાપી બનાવવું હોય તો પ્રાંત પ્રાંતની વચ્ચેનાં દુઃખદ સ્મરણો ભુલાઈ જાય અને તેમની વચ્ચે શુભ લાગણી અને ભાઈચારો કેળવાય એ જરૂરનું છે, એ ભાનથી તેમ જ પોતાના મિત્રે અણીને વખતે દગો દીધો તેથી પોતાની બેવડી ફરજ સમજીને કાકાસાહેબે ગુજરાતમાં કામ કરવા જવાનું શ્રી કેશવરાવ દેશપાંડેનું આમંત્રણ ઊલટથી સ્વીકારી લીધું. વળી ૧૯૦૮માં કાકાસાહેબનાં માતા ગુજરી ગયા બાદ આ વરસે તેમના પિતાશ્રીનું મૃત્યુ થયું. એટલે ઘરનું આકર્ષણ પણ ઓછું થયું હોય તો નવાઈ નહિ.

આવી રીતે ગુજરાતને પોતાનું સેવાક્ષેત્ર બનાવી કાકાસાહેબ ગંગનાથ ભારતી વિદ્યાલયના આચાર્ય તરીકે માસિક રૂપિયા ચાલીસનું વેતન સ્વીકારી વડોદરે આવ્યા. આ સંસ્થા પ્રથમ નર્મદા નદીને કિનારે ચાણોદ નજીક આવેલા ગંગનાથ પાસે હતી; ત્યાંથી પાછળથી વડોદરે લાવવામાં આવી હતી. સંસ્થાના સંચાલક દેશપાંડે સાહેબ (શ્રી કેશવરાવ દેશપાંડેને બધા 'સાહેબ' કહીને બોલાવતા) ગાંધીજીના સમકાલીન હતા. બન્ને વિલાયતમાં એકઠા થયેલા. ઉપરાંત શ્રી દેશપાંડે શ્રી અરવિંદના પણ સાથી હતા, અને તેમના જ યોગમાર્ગના અનુયાયી હતા. વડોદરા રાજમાં એક ઊંચા હોદ્દા પર તેઓ કામ કરતા હતા અને ગંગનાથ વિદ્યાલયની બધી આર્થિક જવાબદારી તેઓ જ સંભાળતા. સંસ્થાનું વાતાવરણ કુટુંબ જેવું કરવાનો પૂરેપૂરો પ્રયત્ન હતો. કાલેલકરને 'કાકા' ફડકેને 'મામા', હરિહર શર્માને 'અણ્ણા' વગેરે ઉપાધિઓ કૌટુંબિક વાતાવરણની નિદર્શક હતી. સૌ કોઈને દેશપાંડે પ્રત્યે અત્યંત આદરની લાગણી હતી.

વડોદરાના ગંગનાથ વિદ્યાલયના આચાર્ય તરીકેની કારકિર્દી દરમ્યાન હબસી નેતા બૂકર ટી. વૉશિંગ્ટનની બે ચોપડીઓ 'અપ ફ્રૉમ સ્લેવરી' (આત્મોદ્ધાર) અને 'માઈ લાર્જર એજ્યુકેશન' (મારી વ્યાપક કેળવણી) કાકાસાહેબના વાંચવામાં આવી અને તેમની રાષ્ટ્રીય કેળવણી વિષેની કલ્પના વધારે વિકસિત અને વ્યાપક થઈ. એ બે ચોપડીઓના ભાષાંતરમાં મદદ

# કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

[ગયા અંકથી આગળ ચાલુ]

૧૯૦૭માં કાકાસાહેબ બી. એ.ની પરીક્ષામાં પાસ થયા. પિતાની ઇચ્છા તો હતી કે દત્તુ એલએલ. બી. થઈને વકીલ બને. પણ સ્વરાજ્યકારણની પ્રવૃત્તિ દેશભરમાં ચાલતી હોય ત્યારે દત્તુને આ વિચાર ક્યાંથી રુચે? તેના મનમાં રાષ્ટ્રીય શિક્ષણ કે લોકશિક્ષણના વિચારો જ આવતા. છેક નાનપણથી પોતાના વર્ગના જોડીદારોને ભણાવવાનો શોખ તો કાકાસાહેબને હતો જ. પૂનાના કૉલેજના દિવસોમાં વિવેકાનંદનો એક ખાનગી પત્ર તેમના વાંચવામાં આવ્યો. તેમાં તેમણે લખ્યું હતું કે, દેશોદ્ધારનો મેં અનેક વેળા અનેક રીતે વિચાર કરી જોયો છે, પણ દરેક વખતે શિક્ષણ એ જ તેનો માર્ગ છે એવો જવાબ મને મળ્યો છે. આ પત્રથી તેમ જ અરવિંદ બાબુના 'કર્મયોગિન્' પત્રના વાચનથી કાકાસાહેબનો વિચાર દૃઢ થયો અને કેળવણી એ જ મારું જીવનકાર્ય છે, રાષ્ટ્રીય શિક્ષણને આ દેહ અર્પણ છે, એમ તેમણે નક્કી કર્યું.

### 'રાષ્ટ્રમત'ના સંચાલનમાં

તેથી બી. એ. થયા પછી કર્ણાટકના આગેવાન લોકસેવક શ્રી. ગંગાધરરાવ દેશપાંડેના સૂચનથી બેલગામમાં 'ગણેશ વિદ્યાલય' નામની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાના સંચાલનનું કામ રૂપિયા આઠનું માસિક વેતન સ્વીકારીને તેમણે હાથમાં લીધું. પણ ત્યાંનું પ્રગતિવિરોધી સનાતની વાતાવરણ પસંદ ન પડવાથી એક વરસની અંદર જ તેમણે એ કામ છોડી દીધું. આમ પોતાને અનુકૂળ આવે એવું કામ ન મળવાથી તેઓ વચગાળાના વખતમાં પિતાશ્રીના આગ્રહને વશ થઈને કાયદાનો અભ્યાસ કરવા માટે મુંબઈ ગયા, અને ૧૯૦૮માં તેમણે પહેલી એલએલ. બી. ની પરીક્ષા આપી તેમાં પાસ થયા. એ જ અરસામાં તેમનાં માતા ગુજરી ગયાં, ઇંગ્લંડમાં કર્ઝન વાયલીનું ખૂન થયું અને લોકમાન્ય તિલકને છ વરસની સખત કેદની સજા થઈ. કાકાસાહેબે બીજી એલએલ. બી.ની ટર્મ પણ ભરી હતી પણ રાજકીય વાતાવરણમાં ઉત્તેજના વધી. એ ઉત્તેજિત વાતાવરણને યોગ્ય દિશાદોરવણી આપવા માટે, તેમ જ સુરતની મહાસભા પછી રાષ્ટ્રીય વિચારોના પ્રચારને માટે મહારાષ્ટ્રમાં એક સ્વતંત્ર દૈનિકની જરૂર છે એમ સર્વને લાગતું હતું. તેથી તે જરૂર પૂરી પાડવા માટે 'રાષ્ટ્રમત' નામનું એક દૈનિક મુંબઈમાં શરૂ કરવામાં આવ્યું. તેમાં ગંગાધરરાવની સરદારી હેઠળ કાકાસાહેબ સંપાદક મંડળમાં જોડાયા અને તેમણે લેખનકાર્ય શરૂ કર્યું. 'રાષ્ટ્રમત'ના પ્રેસની ગોઠવણી ચાલતી હતી તે જ વખતે સરકારે લોકમાન્ય તિલકને છ વરસની સજા ફરમાવી તેમની બ્રહ્મદેશમાં રવાનગી કરી. મહારાષ્ટ્રની રાષ્ટ્રીય હિલચાલ આથી અસ્તવ્યસ્ત થઈ ગઈ. એ રીતે બગડેલું વાતાવરણ ઠેકાણે લાવવાનું કામ પણ 'રાષ્ટ્રમત' પત્રે જ કરવાનું હતું. 'રાષ્ટ્રમત' ખૂબ જ લોકપ્રિય બન્યું અને તેનો અવાજ ઠેક ગામડાંઓ સુધી પહોંચી ગયો.*

'રાષ્ટ્રમત' પ્રથમ નીકળ્યું ત્યારે થોડા જ વખતમાં ખર્ચના બોજાને લીધે તે દેવાળું કાઢશે કે શું, એમ લાગવા માંડ્યું હતું. પણ ગંગાધરરાવ દેશપાંડેએ આખા પ્રાંતમાંથી દત્તોપંત આપટે, વીર વામનરાવ, ગોપાળરાવ ઓગલે, હરિભાઉ ફાટક, વગેરે મહારાષ્ટ્રને પાછળથી સુપરિચિત થયેલા ચુનંદા માણસોને સ્વયંસેવક તરીકે બોલાવ્યા અને તેમની મદદથી છાપું બહુ જ સરસ રીતે ચલાવ્યું. ત્યાંનું વાતાવરણ એટલું સારું હતું કે લોકો તેને 'રાષ્ટ્રમત' ને બદલે 'રાષ્ટ્રમઠ'ના નામથી ઓળખવા લાગ્યા. બધા સ્વયંસેવકો એક ધાર્મિક સંઘની ભાવનાથી રહેતા હતા. ત્યાં જ ૧૭-૧૮ વર્ષના જુવાન સ્વામી આનંદ એક દિવસ દેશસેવાનું કામ કરવા માટે આવી ચડ્યા. 'રાષ્ટ્રમત'ની ગુજરાતી આવૃત્તિ કાઢવાનો વિચાર હતો. અને તે કામને માટે તેમને બોલાવવામાં આવ્યા હતા. મરાઠી અને ગુજરાતી બન્ને ભાષાઓ પર સ્વામી સારો

* નાશિકના કલેક્ટર જેકસનના ખૂનના સમાચાર કોઈ પણ રેલવે સ્ટેશનથી ચાલીસ માઈલ દૂર આવેલા મારા ગામમાં 'રાષ્ટ્રમત' મારફતે જાણ્યાનું મને ચોક્કસ યાદ છે. પાં.

કાબૂ ધરાવે છે. કાકાની સાથે તેમને સૌથી વધારે ફાવ્યું અને કાકા તેમના મોટા ભાઈ બન્યા.

જેક્સનના ખૂનનો કેસ બહુ લાંબો ચાલ્યો. અનેક વ્યક્તિઓ અને સંસ્થાઓ વિષે સરકાર વહેમાઈ હતી. એટલે 'રાષ્ટ્રમત' પર તેની ક્રોધની નજર પડે તેમાં કશી નવાઈ નહોતી. એ પત્રને 'રાજાજ્ઞા' થઈ—તે બંધ પડ્યું.

મહારાષ્ટ્રના ક્રાન્તિકારી મંડળો સાથે સંપર્ક બંધાયો હતો તેની સાથે એક તરફ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચલાવનાર કર્મવીર ગાંધી તરફ અને બીજી તરફ ક્રાન્તિમાંથી નાસીપાસ થઈને યોગમાર્ગ તરફ વળેલા અરવિંદ ઘોષ તરફ આ જ કાળમાં પોતાને ખાસ આકર્ષણ જન્મ્યાનું કાકાસાહેબ જણાવે છે. તે ઉપરાંત આ જ અરસામાં કાકાસાહેબ સ્વામી રામતીર્થનાં લખાણોનો અભ્યાસ કરતા હતા. એટલે તેમણે તથા તેમના બેલગામના મિત્ર શ્રી ગુણાજીએ સ્વામી રામતીર્થનું ચરિત્ર અને તેમના લેખસંગ્રહનો એક ભાગ મુંબઈના 'માસિક મનોરંજન' મારફતે પ્રકાશિત કર્યો. આ જ કાકાસાહેબનું પહેલું પુસ્તક છે.

### ગંગનાથ ભારતી વિદ્યાલય

એ જ અરસામાં વડોદરાથી ત્યાંના બૅરિસ્ટર કેશવરાવે દેશપાંડેએ પોતે શરૂ કરેલા 'ગંગનાથ ભારતી વિદ્યાલય' માટે એક માણસની માગણી કરી. કાકાના એક મિત્રે ત્યાં જવાનું કબૂલ કર્યું હતું અને તેઓ ત્યાં જઈને રહ્યા પણ ખરા. પણ પાછળથી પોતાના ભાઈના કહેવાથી તેઓ ત્યાંથી ખસી ગયા. આ કાકાને રુચ્યું નહિ અને તેથી તેમણે પોતે જ વડોદરે જવાનું સ્વીકાર્યું. વડોદરા જવાની પાછળ એક બીજો વિચાર પણ તેમના મનમાં હતો. મરાઠાઓના તિહાસ વિષે કાકાસાહેબને પૂરેપૂરું અભિમાન હતું ને છે. તેમના એક પૂર્વજે ઇતિહાસ-પ્રસિદ્ધ રાંગણા લ્લાની કિલ્લેદારી પણ કરી હતી. તેમ છતાં રાઠાઓએ કરેલી ભૂલો કે અન્યાયોની બાબતમાં ઓ અંધ ન હતા. અને મરાઠાઓએ ગુજરાતને ખતોવખત લૂંટીને જે રંજાડ અને અન્યાય કર્યાં હતાં તેમને હંમેશ ખટકતાં. ખાસ કરીને તો બંગભંગની ચળવળ પછી આખા હિંદમાં જે એક નવીન જીવન નિર્માણ થયું હતું તેને પૂરેપૂરું રાષ્ટ્રવ્યાપી બનાવવું હોય તો પ્રાંત પ્રાંતની વચ્ચેનાં દુઃખદ સ્મરણો ભુલાઈ જાય અને તેમની વચ્ચે શુભ લાગણી અને ભાઈચારો કેળવાય એ જરૂરનું છે, એ ભાનથી તેમ જ પોતાના મિત્રે અણીને વખતે દગો દીધો તેથી પોતાની બેવડી ફરજ સમજીને કાકાસાહેબે ગુજરાતમાં કામ કરવા જવાનું શ્રી કેશવરાવ દેશપાંડેનું આમંત્રણ ઊલટથી સ્વીકારી લીધું. વળી ૧૯૦૮માં કાકાસાહેબનાં માતા ગુજરી ગયા બાદ આ વરસે તેમના પિતાશ્રીનું મૃત્યુ થયું. એટલે ઘરનું આકર્ષણ પણ ઓછું થયું હોય તો નવાઈ નહિ.

આવી રીતે ગુજરાતને પોતાનું સેવાક્ષેત્ર બનાવી કાકાસાહેબ ગંગનાથ ભારતી વિદ્યાલયના આચાર્ય તરીકે માસિક રૂપિયા ચાલીસનું વેતન સ્વીકારી વડોદરે આવ્યા. આ સંસ્થા પ્રથમ નર્મદા નદીને કિનારે ચાણોદ નજીક આવેલા ગંગનાથ પાસે હતી; ત્યાંથી પાછળથી વડોદરે લાવવામાં આવી હતી. સંસ્થાના સંચાલક દેશપાંડે સાહેબ (શ્રી કેશવરાવ દેશપાંડેને બધા 'સાહેબ' કહીને બોલાવતા) ગાંધીજીના સમકાલીન હતા. બન્ને વિલાયતમાં એકઠા થયેલા. ઉપરાંત શ્રી દેશપાંડે શ્રી અરવિંદના પણ સાથી હતા, અને તેમના જ યોગમાર્ગના અનુયાયી હતા. વડોદરા રાજ્યમાં એક ઊંચા હોદ્દા પર તેઓ કામ કરતા હતા અને ગંગનાથ વિદ્યાલયની બધી આર્થિક જવાબદારી તેઓ જ સંભાળતા. સંસ્થાનું વાતાવરણ કુટુંબ જેવું કરવાનો પૂરેપૂરો પ્રયત્ન હતો. કાલેલકરને 'કાકા' ફડકેને 'મામા', હરિહર શર્માને 'અણ્ણા' વગેરે ઉપાધિઓ કૌટુંબિક વાતાવરણની નિદર્શક હતી. સૌ કોઈને દેશપાંડે પ્રત્યે અત્યંત આદરની લાગણી હતી.

વડોદરાના ગંગનાથ વિદ્યાલયના આચાર્ય તરીકેની કારકિર્દી દરમ્યાન હબસી નેતા બૂકર ટી. વૉશિંગ્ટનની બે ચોપડીઓ 'અપ ફ્રૉમ સ્લેવરી' (આત્મોદ્ધાર) અને 'માઈ લાર્જર એજ્યુકેશન' (મારી વ્યાપક કેળવણી) કાકાસાહેબના વાંચવામાં આવી અને તેમની રાષ્ટ્રીય કેળવણી વિષેની કલ્પના વધારે વિકસિત અને વ્યાપક થઈ. એ બે ચોપડીઓના ભાષાંતરમાં મદદ

શાંતિનિકેતન આવીને રહ્યા પછી થોડા જ દિવસમાં તેમના રાજકારણના ગુરુ ગોખલેનું મૃત્યુ થયું એટલે તેમને પૂના દોડી જવું પડ્યું. ત્યાંથી તેઓ પાછા શાંતિનિકેતન આવ્યા તે વખતે તેમની પ્રેરણાથી અને કવિશ્રીની સંમતિથી શાંતિનિકેતનમાં ચાળીસ દિવસ સુધી સ્વાવલંબનનો પ્રયોગ કરવામાં આવ્યો. તેમાં દીનબંધુ એન્ડ્રૂઝના સાથી મરહૂમ પિયર્સને ખૂબ જ ઉત્સાહ બતાવ્યો હતો. કાકાસાહેબે રવીન્દ્રનાથનું ફાલ્ગુની પણ એ જ વખતે સાંભળ્યું. આમ સ્વાશ્રયી ઉદ્યોગ અને સંસ્કારિતા — કેળવણીના બે કુવો એ બન્નેનો પરિચય તેમને તે વખતે થયો.

૧૯૧૫ના ડિસેંબર મહિનામાં મુબઈમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઈ તે વખતે કાકાસાહેબ ને ગાંધીજીની ફરી મુલાકાત થઈ. દરમ્યાન એ જ વરસના મે મહિનામાં અમદાવાદ નજીક કોચરબ પાસે ગાંધીજીએ સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરીને અમદાવાદને પોતાની પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવી દીધું હતું.

હિમાલયની યાત્રા શરૂ કરતા પહેલાં સંન્યાસ દીક્ષા લઈને રામકૃષ્ણ મિશનમાં જોડાવાનો કાકાસાહેબનો વિચાર હતો અને તેથી જ વડોદરા છોડ્યા પછી પત્ની તથા પુત્રને પોતાને ગામ મૂકીને કાશીયાત્રાનું બહાનું કરીને તેમણે સ્વદેશની – સ્વપ્રાન્તની વિદાય લીધી હતી. પણ એ વિચાર હવે બદલાઈ ગયો. તેમની પત્નીએ પણ સ્વામી આનંદની મદદથી કાકાસાહેબનો પત્તો મેળવ્યો હતો. એટલે તેઓ બેલગામ જઈને પત્ની તથા બે પુત્રોને લઈ આવ્યા અને તેમની સાથે ૧૯૧૬માં વડોદરા પાસે સયાજીપુરા નામના ગામડામાં ગ્રામસેનાનો સંકલ્પ કરીને વસ્યા. ત્યાં એક સહકારી ડેરી ચલાવવાનો તેમણે પ્રયત્ન કર્યો, 'આત્મોદ્ધાર' નામનું માસિક ત્રણ વરસ સુધી ચલાવવામાં મદદ કરી; પણ ગામડાંના લોકોની ભાષાના જ્ઞાનને અભાવે તેમ જ તેમની સાથે ભળવાની અને તેમના વાતાવરણમાં જડ પકડે એવી કેળવણી આપવાની આવડતને અભાવે કાકાસાહેબને એ કામમાં રસ પડ્યો નહિ અને સફળતા પણ મળી નહિ. એટલે વડોદરામાં આવીને ત્યાંની 'સેંટ્રલ લાયબ્રેરીનો તેમણે ઠીક ઠીક ઉપયોગ શરૂ કર્યો.

એ જ અરસામાં સ્વામી આનંદે જુગતરામભાઈને મુંબઈથી કાકાસાહેબ પાસે વડોદરે રવાના કર્યા. જે પ્રયોગમાં કાકાસાહેબ ફાવતા ન હતા તેમાં જુગતરામભાઈ ઠીક ઠીક સફળ થવા લાગ્યા. તેમણે તો હનુમાનજીની વિધિપૂર્વક પૂજા, તુલસી રામાયણનું વાચન વગેરે કાર્યક્રમ શરૂ કર્યો અને તેઓ ગ્રામજનોને આકર્ષવા લાગ્યા. પણ તેમની નિષ્ઠા કાકાસાહેબ અને સ્વામી પ્રત્યે હોવાથી તે બન્ને જ્યારે ગાંધીજીના આશ્રમમાં ગયા ત્યારે જુગતરામભાઈ પણ આશ્રમની શાળામાં જોડાયા.

**આશ્રમમાં પ્રવેશ**

ગાંધીજીએ હિંદમાં આવ્યા પછી ૧૯૧૫ના મે મહિનામાં અમદાવાદ પાસે કોચરબમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી હતી. હિંદમાં ઊતર્યા પછી એક વરસ સુધી સમગ્ર દેશનું દર્શન કરવું, કોઈ બાબતમાં મત વ્યક્ત કરવો નહિ, એવો તેમને તેમના ગુરુ ગોખલેએ આદેશ આપ્યો હતો, તે અનુસાર તેમણે એક વરસની એ સાધના પૂરી કરી. તે પછી દેશમાં વિવિધ પ્રવૃત્તિઓ તેઓ ઝપાટાભેર ઉપાડવા લાગ્યા. આશ્રમના સભ્યોનાં બાળકો માટે મુખ્યત્વે કરીને, તેમ જ આસપાસનાં બાળકોને પણ ઉપયોગી થાય એ દૃષ્ટિથી આશ્રમમાં એક રાષ્ટ્રીય શાળા સ્થાપવાનો વિચાર નક્કી થયો. એટલે તેમની નજર કાકાસાહેબ પર પડી અને તેમને રાષ્ટ્રીય શાળા ચલાવવા માટે તેમણે આમંત્રણ આપ્યું. તે અગાઉ ૧૯૧૬માં કાકાસાહેબ વડોદરેથી આવીને આશ્રમમાં એક મહિનો રહી ગયા હતા. ૧૯૧૭ના એપ્રિલમાં ગાંધીજી ચંપારણ જવા માટે વડોદરેથી પસાર થયા તે વખતે કાકાસાહેબે તેમની મુલાકાત લીધી અને આશ્રમની શાળામાં જોડાવાનું છેવટનું નક્કી કર્યું. તે પછી થોડા જ દિવસમાં કાકાસાહેબ આશ્રમમાં આવી પહોંચ્યા, અને તેમને થયું કે 'મને મારું ઘર મળી ગયું.'

-ચાલુ] પાંડુરંગ દેશપાંડે

# ગાંધીજીના કલકત્તાના ઉપવાસ

[ શ્રી. મનુબહેન ગાંધીની સપ્ટેમ્બર, ૧૯૪૭, ની ડાયરીનાં આગળનાં પાનાં ]

બેલિયાઘાટા, મંગળવાર
તા. ૨-૯-'૪૭

૩-૩૦ પ્રાર્થના. પ્રાર્થના પછી કાગળો લખ્યા — સરદાર, મણિબહેન, રાજકુમારીબહેન, ચિમનલાલભાઈને લખાવ્યો. પછી ગરમ પાણી ( સાદું ) પીધું.

સવારની પ્રાર્થનામાં "જીવન જવ સુકાઈ જાય" એ ભજન ગાયું. બાપુજી કહેતા હતા કે, ઉપવાસમાં આ ભજન રવીન્દ્રનાથ ટાગોરે બનાવી ખાસ મોકલ્યું હતું. ( ઘણુંખરું યરવડાની જેલમાં)*

આજના બાપુજીના દરેક લખાણમાં એક જ વાત હતી: "પંદર દિવસની શાંતિ બાદ અહીં ફરી અશાંતિ થઈ છે, એ છોડીને પંજાબ શી રીતે આવી શકું? મારો ધર્મ વિચારતો હતો. મને સ્પષ્ટ લાગ્યું કે, મારી પાસે ઉપવાસ સિવાય બીજું ઓજાર નથી. હવે એનો ઉપયોગ કરવાનો વખત આવ્યો છે. તેથી મેં ગઈ કાલે ૮-૧૫ વાગ્યાથી ઉપવાસ શરૂ કર્યો છે. ક્યાં સુધી ચાલશે એ કહેવાય નહીં. ઈશ્વરને આ શરીરથી દુનિયામાં કામ કરાવવું હશે તો જિવાડશે. નહીંતર હું જીવીને શું કરવાનો હતો? કોઈએ ગભરાવાનું નથી. અહીં દોડી આવવાનું નથી." આવી જાતનું લખાણ હતું.

શહીદસાહેબે પૂર્વ બંગાળાના મુસલમાનોને સંબોધીને નિવેદન બહાર પાડ્યું, જેનો સાર હતો કે, "તમારે શાંતિ રાખવી. અને અહીં પણ કોઈ મુસલમાન અશાંત ન બને."

રાજાજીનું નિવેદન હતું કે, "બાપુને ઉપવાસ ન કરવાનું સમજાવવામાં હું નિષ્ફળ ગયો. પણ હું કહું છું કે, જો તમે શાંત રહેશો તો એમનો ઇરાદો પંજાબ જવાનો છે. ત્યાં સ્ત્રીઓ તથા બાળકો એમનાં દર્શન માટે ઝંખે છે. પણ એમને પંજાબ મોકલવા ન મોકલવા તમારા હાથમાં છે. આપણે આ ઉપવાસમાંથી બાપુજીને ઉગારી લેવા જોઈએ."

રાતના શાંતિસેનાનું દળ શહેરમાં ફરતું હતું. છતાં ખબરો આવ્યા કે, શહેર તો બળતું જ હતું. નિર્મળબાબુ શરદબાબુને ઘેર તથા જ્યાં બે છોકરાઓએ તોફાન શરૂ કર્યું ત્યાં ગયા છે. ૮ વાગ્યે બાપુજી ઊઠ્યા. પછી મસાજ સ્નાન વગેરે નિત્યક્રમ – બાપુજીને ડૉ. દીનશા મહેતાએ તપાસ્યા. હૃદયના ધબકારા ક્યાંક ક્યાંક નથી મળતા. ૧૯ મિનિટમાં ૪ વખત હૃદયના ધબકારા ખોવાયા. ડૉ. મહેતાએ કહ્યું, બાપુજીએ ૪ બાટલી ઉપર પાણી પીવું જોઈશે. (એક બાટલી એક પાઉન્ડની હતી). બાપુએ કહ્યું, "જોઉં છું કેટલુંક પિવાય છે. જો મારા હૃદયમાં રામનામ વસી જશે તો મારે કશું જ કરવું નહીં પડે. આજે હું બહુ જ શાંત છું. નહીંતર તો હું સૂઈ જ નહોતો શકતો."

વરસાદ ખૂબ જ વરસતો હતો. જાણે કુદરત રડતી ન હોય, એમ બધું શોકમય લાગતું હતું.

૧૦॥ વાગ્યે એનિમા સ્નાન વગેરેમાંથી પરવારી ઓરડામાં રોજની જગ્યાએ બેઠા. ૮ ઔંસ ગરમ સાદું પાણી પીધું. એ પીતાં સારી પેઠે વખત ગયો. નિર્મળબાબુ શરદબાબુને ત્યાંથી પાછા આવ્યા. તેમણે ખબર આપ્યા કે, "આ બધું તોફાન શીખોએ અને બિહારીઓએ કર્યું છે. પછી અંદર બંગાળીઓ ભળ્યા. હજુ લૂંટફાટ બહુ ચાલે છે. શિયાલદા સ્ટેશન ઉપર એક મુસલમાન હોટેલ બાળી નાખી છે. એટલે આ રમખાણ પાછળ ખાસ માણસોના હાથ છે, એમ શરદબાબુ કહે છે. એમની પાસે નામ પણ છે. શચીન મિત્રને હિંદુઓએ છૂરી ખોસી મારી નાખ્યા, કારણ કે એ શાંતિ સ્થાપવા ગયા હતા. અને બીજા પણ ઘણા ઘાયલ થયા છે." ૧૨॥ વાગ્યે બાપુજીએ પાણી પીવાનું ખલાસ કર્યું. પાણી પીતાં એક કલાક ગયો. અમને કહ્યું, "તમારે બેમાંથી કોઈએ તો વારાફરતી અહીં રહેવું જ, જેથી કામકાજ હોય તો ઠીક પડે." ( અમે બંનેએ પાસે રહેવાના વારા ગોઠવી જ લીધેલા હતા. )

બાપુજીને હવે નબળાઈ વર્તાતી હોય એમ લાગે છે. સાદ બહુ જ ધીમો પડી ગયો છે. ૧ વાગ્યે શ્યામાપ્રસાદ મુકરજીનું નિવેદન તપાસ્યું. ૧॥ વાગ્યા

* જુઓ 'મહાદેવભાઈની ડાયરી' ભાગ ૨, પાનું ૪૨૭.

સુધી થોડોક આરામ કરી ફરી ૮ ઔંસ ગરમ પાણી પીધું એટલામાં બિસેનભાઈ ખબર લાવ્યા, ઝાકરિયા સ્ટ્રીટમાં અને ચોતરફ ગોળીબાર તથા લૂંટફાટ ચાલી રહી છે શું કરવું? મિલિટરી મસ્જિદમાં ઘૂસીને લોકોને હેરાન કરી રહી છે બાપુએ બિસેન ભાઈને મોકલ્યા અમે જ્યાં રહેતા હતા ત્યાં આજે કંઈ જ ખાવાપીવાનું ન હતું તેથી બીઅમ્મા (અમારી ખાવાપીવાની ગોઠવણ રાખનાર બહેન) અમારા માટે ખાવાપીવાનું મોકલતા હતા પરંતુ શિયાલદાના પુલ ઉપર બંદૂક ચાલે છે, તેથી મોટર પાછી ગઈ

એ વાગ્યે બાપુજીને થોડી ટપાલ વાંચી સંભળાવી બપોરના બંદૂકના ખૂબ અવાજો આવતા હતા

સવારના જવાહરલાલજીનો ફરી તાર આવ્યો કે, પંજાબ જરૂર આવવું જોઈએ બાપુએ કહ્યું, "હું મારા મનથી બહુ ખુશ છું, કેમ કે મને એમ લાગે છે કે હું કંઈક કરી રહ્યો છું નહીંતર હું બહુ અસ્વસ્થ હોત સૂઈ નહોતો શકતો" બાપુજી ઘી ઘસાવતા ૦ાા કલાક સૂતા પછી ૩ાા વાગ્યે આર્યનાયકમજી આવ્યા નિર્મળબાબુએ ખબર આપી કે પોલીસ બરાબર કામ નથી આપતી ખૂનો તો નથી થતા, પણ લૂંટફાટ બહુ સખત ચાલે છે ગોળીબાર બહુ ચાલે છે પ્રફુલ્લબાબુએ સૂચવ્યું કે, દરેક દળના મુખ્ય માણસોએ અહીં મળવું બાપુની હાજરીની જરૂર નથી અને પછી ચર્ચા કરવી કે શા પગલા લેવા અને પેપરવાળાઓ બાપુના નિવેદનની ૩ લાખ નકલ હિંદી, ઉર્દૂ બંગાળી છપાવી વહેંચે બનતા સુધી મામલો કાબૂમાં આવી જશે આ તોફાનની જવાબદારી શીખો ઉપર મુખ્ય છે ૩ાા વાગ્યે ૬થી ૮ ઔંસ ઠંડુ પાણી પીધું પીતા ૦ાા કલાક થયો

૪ વાગ્યે શરદબાબુ તથા બક્ષી હરદ્વારજી આવ્યા શરદબાબુ સાથેનો વાર્તાલાપ —

બાપુ — હવે શું થઈ શકે?

શરદબાબુ — (થોડોક વખત થોભીને પછી પૂછ્યું) તમને વાતો કરવાની રજા છે ખરી?

બાપુ — કામ માટે તો બોલવું જ જોઈએ ને! રાજાજીએ બે કલાક મારી સાથે માથાફોડ કરી પણ નિષ્ફળ નીવડ્યા એ બહુ બુદ્ધિશાળી પુરુષ છે, તેથી મારી સાથે જાત જાતની દલીલો કરી પણ મારા અંતરાત્માએ એક પણ દલીલ માન્ય ન રાખી છેવટે રાજાજીએ એક તાર જવાહરલાલને મોકલ્યો પણ મે કહ્યું, આવી સ્થિતિમાં બંગાળ કેમ છોડાય? બીજો તાર મુસલમાનોનો છે કે, નોઆખાલી શું જશો? પાકિસ્તાન પંજાબમાં જાઓ ત્રીજો તાર રામેશ્વરી નેહરુનો છે કે, લાહોર આવશો તો તમારું આવવું આશ્વાસન રૂપ થશે લશ્કરથી કશું જ નથી થતું

શરદબાબુ — હું ભાગલાનો વિરોધી હતો તમારી સામે હમેશા નિખાલસતાથી વાત કરું છું Frank રહું છું અને એટલે જ આવ્યો છું પણ અત્યાર સુધી ન આવ્યો તેનું કારણ મને એમ લાગ્યું કે, હવે હું તમને બહુ જરૂરનો ન હતો આવી મારી છાપ હતી

બાપુ — અહીં ઘણા માણસો આવ્યા બધાએ ચર્ચા કરી હિંદુ મહાસભાના દેવેન્દ્ર મુકરજી આવેલા જે સી ગુપ્તા, શહીદસાહેબ અને મુસ્લિમ લીગના માણસો આવ્યા હતા તે કહેતા હતા કે તમે શરદબાબુને કેમ નથી બોલાવતા? કેમ કે અમને શંકા છે કે ફોરવર્ડ બ્લૉકના માણસો આ બધું તોફાન કરે છે અને એને માટે જવાબદાર છે પણ મે તો કહ્યું, એ ગમે ત્યારે આવી શકે છે

શરદબાબુ — તમારા પ્રાર્થનાપ્રવચનમાં એવી જાતનો ભાવ આવતો કે જાણે હવે હું તમને જરૂરનો નથી તમને એમ લાગે છે કે શરદબાબુ પૈસા પાણીની જેમ ખાઈ જાય છે

બાપુ — પણ તમારી પહેલી ફરજ તો એ છે કે તમારે મારા મનની બધી શંકાઓ દૂર કરવી અને ત્યારે જ તમે મારા ખરા મિત્ર બની શકશો હું દરેકને 'ડિયર ફ્રેન્ડ' લખું છું કારણ મિત્ર સાચો એ જ કહેવાય કે ખુલ્લા દિલથી રહી શકે એ રીતે 'ડિયર ફ્રેન્ડ' લખીને પછી જેટલું મારા મનમાં

હોય તે બધું જ લખું છું. બાકી સુહરાવર્દી સાહેબ પણ કહે છે કે, તમે પાણીને મૂલ્યે પૈસા ખર્ચી છો. એક વખત હું જ એ હતો ને કે જેની ઉપર ચાર્જ હતો કે દક્ષિણ આફ્રિકામાં મેં જે કર્યું હતું તેમાં હું ઘણું ચોરી ગયો છું; અને એક લાખ રૂપિયા તો બેંક ઓફ ઇન્ડિયામાં જમા કરાવ્યા છે? જ્યારે મેં પોતે પોતાના માટે કે મારા બાળક માટે એક પૈસો પણ નહોતો રાખ્યો! પણ કાંઈ સાચને આંચ આવે? તમારે જાહેરમાં આનો જવાબ આપવો હતો અથવા મને તમે લખી શકતા હતા. અને એનો તરત જ હું ફેંસલો કરત. એનું નામ સાચી મિત્રતા.

શરદબાબુ — ચાલો હવે જૂનું જવા દઈએ. મુખ્ય વાત ઉપર આવું. તમારે ફોરવર્ડ બ્લૉક વિષે કંઈ કહેવું છે?

બાપુ — હિંદુ મહાસભા કહે છે કે, આ રમખાણમાં મુખ્ય હાથ ફોરવર્ડ બ્લૉકના માણસોનો છે, એટલે મારે તમને પૂછવું તો જોઈએને?

શરદબાબુ — તમે માનો તો ભલે, પણ હું બહુ મોટી સંખ્યાના ફોરવર્ડ બ્લૉકના માણસોને ઓળખું છું. અને મારા માટે બહુ મુશ્કેલીની વાત છે. છતાંયે હું તમને કહું છું કે, ઘણુંય હિંદુ મહાસભાના માણસો આમાં જવાબદાર છે. મારી પાસે નામો પણ છે. એ લોકો જ શીખોને ચઢાવે છે અને કહે છે કે, પંજાબ તમારો દેશ અને તમને કશું નથી લાગતું? એમ કહીને ઉશ્કેરાટ કરાવ્યો છે.

બાપુ — મારી પાસે જે માણસો આવ્યા હતા એ બધાને મેં તો એક જ સલાહ હવે આપી છે કે પહેલાં તો પોતાનું મન સાફ કરવું. મારામાં તો શારીરિક શક્તિ નથી, પણ મોટરમાં કે લારીમાં બેસીને મુસ્લિમ નૅશનલ ગાર્ડના સ્વયંસેવકો તથા હિંદુ મહાસભાના સ્વયંસેવકોને મળીને કલકત્તામાં ફરવું જોઈએ. અને કાં તો એમ જાહેર કરો કે લડવું જ છે. પણ આમ પીઠ પાછળ છૂરા શું કામ ભોંકે? વળી હિંદુ મહાસભાવાળા કહે છે, ફોરવર્ડ-બ્લૉકવાળા કરે છે અને ફોરવર્ડ બ્લૉકવાળા હિંદુ મહાસભાવાળાઓનું નામ શા માટે લે? મિલિટરીની મદદથી આપણે ક્યાં સુધી જીવીશું?

એવામાં ચા આવી. શરદબાબુ ઘણી જ કડક ચા પીએ, એટલે બાપુજી (મજાકમાં) કહે, હું તો આવી ચા ફેંકી જ દઉં, પણ કદાચ strong tea is better than weak independence. (હસાહસ થઈ પડી).

શરદબાબુ — જ્યારથી પંજાબી 'આર્મ્ડ' પોલીસો આવી ત્યારથી જ બંગાળનું વાતાવરણ બગડવા લાગ્યું છે. ત્યારે શું સુહરાવર્દી સાહેબને ગોરી મિલિટરી જોઈએ?

બાપુ — ના ગોરા તો નહિ, પણ મિશ્ર મિલિટરી. પણ મેં એને કહ્યું કે, મારા અને તમારા વિચારોમાં તફાવત છે. પણ બધા સ્વયંસેવકો સાફ અને શુદ્ધ હૃદયના થઈ જાય તો શાંતિ થાય. પણ પહેલાં તો તમારે બધા નેતાઓએ સાફ થવું જોઈએ. અને તમારા ક્રમનું શુદ્ધ માર્ગદર્શન સ્વયંસેવકોને મળવું જોઈએ. તમે શું કરવા માગો છો એ નીતિ પહેલાં સાફ રીતે જાહેર કરો, અને તેને સારુ બધા નેતાઓએ નીકળી પડવું. ભલે નેતાઓમાંથી એકાદ મરે. અરે, હું તો શુદ્ધ દિલ રાખીને આવી સેવા કરતા કરતા જો બધા નેતા કદાચ ખપી જશે તો તો નાચીશ. ગઈ કાલે જ એક આશ્રિતોની કાર જતી હતી, ત્યાં ઉપરથી કોઈ પાગલે બૉમ્બ ફેંક્યો અને બે માણસો મરી ગયાં. મનુ મારી સાથે હતી. એને લખીને આપ્યું કે, હું બહુ ઉદ્વેગમાં છું. સીતારામજી, વસંતલાલજી વગેરે આવેલા. મેં એઓને પણ કહ્યું કે, તમારે ત્યાં જ રહેવું, તમને મારે તો મરી જવું. પણ એ હું તમને સૂચવું કે, તમે પ્રફુલ્લબાબુને મળો. એ બંગાળી જ છે, ખાદીપ્રિય છે. જોકે, હવે તો ખાદી જ જવા બેઠી છે. કેમ કે એ ગામડાંનો હુન્નર છે. અને ગામડાંનો હુન્નર તો આજે જવા બેઠો છે. આજે જ મારા પૌત્રે (કાંતિભાઈએ) ખાદી વિષે લખ્યું છે. હું તો એને નહીં લખી શકું. કેમ કે મારા શરીરમાં એ શક્તિ ક્યાં છે? એટલે મનુને એનો જવાબ લખવા કહ્યું છે. ગુજરાતીમાં છે, નહીંતર તમને વાંચવા આપી દેત. તમારી પાસે વખત હોય તો આ છોકરી પાસેથી સમજજો. આભા તો બંગાળી જ છે એ સમજાવી શકશે કે હું ખાદી વિષે મારા વિચારોમાં

કેટલો મક્કમ થતો જાઉં છુ ઠીક, પણ આપણે બીજી વાતોએ ચઢી ગયા એક 'પીસ પ્રોસેશન' શાંતિ-સરઘસ નીકળવું જોઈએ પણ સચ્ચાઈ નહી હોય તો કંઈ નહિ થાય એ ખાસ ધ્યાન રાખજો પોલીસ હોય કે ન હોય, પણ સ્વયંસેવકોનું સંગઠન બરાબર હોવું જોઈએ પોલીસ બધા જ ચાલ્યા જાય, અને પછી કલકત્તામા લોહીની નદી વહે એને હુ પહોંચી વળીશ પણ તમારે અને મારે એમા ખુલ્લે પગે ફરવુ પડશે પછી રાત હોય કે દિવસ એની પરવા કોઈનેય ન હોવી જોઈએ આનું નામ તે 'પીસ મિશન' પણ મને લાગે છે કે આ વિચારમા તો હુ એકલો જ છુ મારે તો તમારી મદદ જોઈએ છે જો તમે એ આપી શકો તો ઝઘડાનુ હવે શુ કામ? જે જોઈતુ હતુ તે મળી ગયુ છે છતાંયે તોફાન જ કરવુ હોય તો તોફાની એને મિનિસ્ટર બનાવવા મને કબૂલ છે અને આ લોકોને કહીશ કે તરત જ રાજીનામુ આપી દેશે ખરી રીત તો એ છે કે, કારણોને સ્થાન કદી ન આપવુ જવાહરલાલ, સરદાર, રાજેન્દ્રબાબુ રોજ મારી પાસે આવતા અને કહેતા કે હુકમ કરો પણ હુ કદી કોઈનેય હુકમ નથી આપતો હુ તો અનાજ માટે અને કપડા માટે એક પણ દાણો અનાજનો, કે એક પણ ટુકડો બહારથી ન જ મગાવુ પણ એમા હુ મારી રીતે કામ કરુ પણ અત્યારે તો હુ સાવ એકલો જ છુ

એવામા સવાપાંચ વાગ્યા અને પ્રફુલ્લબાબુ વગેરે પ્રધાનમંડળ આવ્યુ એટલે શરદબાબુ ઊઠ્યા

શરદબાબુ—હુ સ્વયંસેવકો તથા શાંતિ માટે પૂરી કોશિશ કરીશ

બાપુ—મે પોતે જ અહીંથી મિલિટરીને કાઢી હતી પણ કમનસીબે ફરી આવી છે સુહરાવર્દી સાહેબ માટે છે કારણ એ ડરે છે ઈશ્વરનો પાડ કે ૩૧મીએ સોમવારે સુહરાવર્દી ન હતા નહીતર શુ થાત નથી જાણતો બિચારો નોઆખાલી માટે તૈયાર થવા ઘેરે ગયો ઠીક, પણ તમે હવે ઊઠો નહીતર આ પ્રધાનો તમને અને મને બંનેને ગાળો દેશે હુ પણ ૩૧મીએ મરત'

પ્રફુલ્લબાબુ—આપે કાલથી ઉપવાસો શરૂ કર્યા એને માટે તો મારે હવે કશુ નથી કહેવુ પણ અમને જરા ખબર પડી હોત તો સારુ હતુ પ્રેસમા આપ્યા પહેલા અમને નિવેદન બતાવવુ જોઈતુ હતુ

બાપુ—હુ માનુ છુ કે, પ્રેસમા આપ્યા પહેલા તમને ખબર આપવી જોઈતી હતી કે જેથી તમારે કંઈ કહેવુ હોય તો તમે કહી શકો પણ મે જોયુ કે ભયંકરતા થઈ રહી છે તેથી હુ મારો ધર્મ વિચારતો હતો રાજાજી આવ્યા મે નાક કાપ્યા એ તો બહુ વિદ્વાન અને પ્રેમાળ માણસ છે એની એકેય દલીલ મારે ગળે ન જ ઊતરી યરવડામા ઉપવાસ કર્યા ત્યારે દેવદાસ કેટલો રડ્યો, લક્ષ્મી રડી, પણ હુ ન પીગળ્યો કારણ એમ કરુ તો મારો ધર્મ ચૂકુ સાડાપાંચ વાગ્યે નળી વડે પાણી પીધુ જો પાણી નહિ પીઉ તો વધુ ન ટકી શકુ અને પાંચ સાત દહાડામા જો શાંતિ સ્થાપી શકાય તો તો મારે જીવવુ છે, અને એટલો વખત આવી અશાંતિમાથી શાંતિ થતા લાગે અને નહીતર એટલા દિવસમા કંઈ નહિ થાય તો પછી ફરી કલકત્તા શાંત નહિ પડે, અને એ જોવા મારે વધુ જીવવુ નથી એટલા વખતમા ભલે ઈશ્વર ઉપાડી લે છેવટે રાજાજીએ લીંબુ લેવાનો આગ્રહ કર્યો પણ મારી દૃષ્ટિએ લીંબુ ફળ થઈ જાય છે (બાપુજી આ બધુ બોલતા બોલતા ખૂબ જ થાકી ગયા હતા સૂતા સૂતા બોલતા હતા અમારા કાન એકદમ મો પાસે રાખવા પડતા હતા કારણ ૧ કલાક તો શરદબાબુ સાથે એકધારો વાર્તાલાપ કર્યો) •

પ્રફુલ્લબાબુ—મારે કંઈ જ દલીલ નથી કરવી

બાપુ—મે તો કહ્યુ જ હતુ કે પ્રફુલ્લબાબુ શુ દલીલ કરવાના?

પ્રફુલ્લબાબુ—પણ હમણા તો આખા હિંદુસ્તાનમા હિંસા ચાલી રહી છે હિંદુઓ સમજે છે કે ગાંધી અમારા દુશ્મન છે અમારી ઉપર જુલમ કરે છે હુ કંઈ ગેરવાજબી કરુ તો તમે જરૂર ઉપવાસ કરી શકો છો, કારણ આપ મને જાણો છો

બાપુ—આ બધી દલીલો નિરર્થક છે મે તો નોઆખાલીમા જ કહ્યુ હતુ કે હુ હિંદુઓ સામે ઉપવાસ કરીશ અને આજથી મને મુસલમાનો સામે પણ

ઉપવાસ કરવાનો અખત્યાર મળી જાય છે. અને આ ઉપવાસ બંને કોમ માટે છે. પણ હિંદુઓ એટલું સમજી જાય કે, ના, આ ઝુઝાને જીવતો રાખવો છે તો એની મેળે શાંતિ થશે.

પ્રફુલ્લ બાબુ—અહીં પંજાબનો બદલો લેવા પ્રયત્ન થાય છે. આજે મેં જવાહરલાલજીને ફોન કર્યો છે. કૃપાલાનીજી કાલે આવશે. મારી ઉપર બધા કરતાં આપના ઉપવાસનો મોટો બોજો છે.

બાપુ— એને બોજો માનશો તો મરી જ જશો.

એવામાં શહીદસાહેબ આવ્યા. એણે કહ્યું, આ બોજો તો હિંદુ મુસલમાન ઉપર છે. બધાએ બધી જગ્યાએ ફરવું જોઈએ.

પ્રફુલ્લ બાબુ— કાલે મેં શીખ-હિંદુ-મુસલમાનોને બોલાવ્યા છે. અહીં બોલાવું કે મારે ઘેર?

શહીદસાહેબ— અહીં નહીં, મિનિસ્ટર હાઉસમાં.

બાપુ—હા, હા, ભલે તમારે ઘેર બોલાવો અને એમાંથી ચૂંટી કાઢો કે કોણ મારી સાથે વાત કરવા માગે છે. આવું જ દશ્ય હતું અલીભાઈઓના ઘેર કરેલા ૨૧ દિવસના ઉપવાસમાં.

પ્રફુલ્લ બાબુ— કાલે પ્રેસ કોન્ફરન્સ પણ કરી હતી. અને બધાની મદદ માગી હતી. જો કોઈ છાપું ખોટો પ્રચાર કરશે તો સસ્પેન્ડ કરીશ. કાલ જેટલાં ખૂન તો નથી થયાં. પણ લૂંટ આગ ચાલુ રહી છે.

આમ વાતચીતો કરી ૬ વાગ્યે એ બધા ગયા. એવામાં ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી આવ્યા.

બાપુ— તમે સાજા છો કે?

શ્યામાપ્રસાદજી— આપ આમ ક્યાં સુધી ઉપવાસ કરશો?

બાપુ— સ્થિતિ કાંઈ સુધરી નથી. હું તો મરવા પડ્યો છું. જો હું ટોળા વચ્ચે જઈ કંઈ ન કરી શકું તો કંઈ બીજું તો કરવું જ રહ્યું. અને મારા માટે આ જ ઉપાય છે. હું બહુ શાંત છું.

શ્યામાપ્રસાદજી—પણ સામાન્ય માન્યતા ('જનરલ ફીલિંગ') છે કે, હવે અમારે શાંતિ જોઈએ છે, અને સામાન્ય શાંતિમય જીવન ગાળવું છે. દાકાથી કેટલાક માણસો આવ્યા અને કહે છે, ત્યાં પણ અસર થઈ રહી છે. ૩-૪ કલાક ગાડી મોડી થઈ. પણ એ તો કોઈ પણ ક્ષણે ત્યાં રમખાણું ફાટી શકે છે.

બાપુ— હા, અહીં જો મામલો આવો જ ચાલુ રહેશે તો ગમે ત્યારે ત્યાં કંઈ પણ થઈ શકે છે. એમાં મને જરાપે શંકા નથી.

ડૉ. મુકરજી— આવતી કાલથી મારી પાર્ટી ફરશે અને શાંતિ સ્થાપવા પ્રયત્ન કરશે.

શહીદસાહેબ— પી. સી. ઘોષ કાલે મીટિંગ કરે છે. બાપુના ઉપવાસની વધુ જાહેરખબરો કાઢવી જોઈએ. અને ઉપવાસો બે દહાડામાં બંધ થવા જ જોઈએ.

શ્યામાપ્રસાદજી— આપના ઉપવાસો ક્યારે છૂટશે?

બાપુ— તમે જ્યારે રિપોર્ટ આપો કે કલકત્તા સાવ શાંત થયું છે ત્યારે.

શ્યામાપ્રસાદજી— કોઈ ડૉક્ટરની જરૂર છે?

બાપુ— આ ઉપવાસો કંઈ શરીરને ટકાવી રાખવાની મહેનત નથી. એટલે હું છેલ્લી પળ સુધી કામ કરીશ. મારે આખો દહાડો અને રાત કામ કરવું હોય તો કરી શકું છું. પણ ડૉક્ટરો અહીં છે. એટલે જરૂર નથી.

ફરી સાંજના ૭ વાગ્યાથી વરસાદ શરૂ થયો. ૬॥ વાગ્યે પ્રાર્થના થઈ. "વૈષ્ણવજન તો તેને કહીએ" એ ભજન ગાયું. અમે બંને જણ ગળગળાં થઈ ગયાં. પરંતુ હિંમત બરાબર રાખી હતી. ૬॥। વાગ્યે પાણી પીધું. પાણી પીતાં શહીદસાહેબ સાથે સામાન્ય વાતો કરી.

મેં બાપુજીને પૂછ્યું કે, "આ ઉપવાસમાંથી આપ ચાલ્યા જશો તો દેશને નુકસાન નહીં થાય? વધુ લડાઈ નહીં જાગે?"

બાપુએ કહ્યું, "બધુંય થશે, પણ હું તો ઈશ્વરના ખોળામાં ચાલ્યો ગયો હોઈશને?"

પછી મેં કહ્યું, "સમજો કે થોડા દહાડા શાંતિ રહે અને ફરી અશાંતિ થશે તો?"

બાપુએ કહ્યું, "તો તો આમરણ ઉપવાસ થાય. અને પછી તો પાણી પણ ન લેવાય, પછી શાંતિ થાય કે અશાંતિ, એ જોવા હું ન રહું, અને એમ દર વખત થાય તો તો સત્ય અને અહિંસા બંને દેવોની મશ્કરી જ કરી કહેવાયને! અને એ પાપમાંથી તો હું કોઈ જન્મે મુક્ત ન થાઉં.

૧૦ વાગ્યા સુધી હું તથા આભાબહેન બાપુજીના પગ દબાવતાં હતાં. આખી રાતમાં ૩ વખત ચાર ચાર ઔંસ જેટલું પાણી પીધું. અને ૩ વખત પેશાબ થયો. રાતે બેચેની તો હતી. પણ એકંદરે ઠીક ગઈ ગણાય.

આજના મુલાકાતીઓ— શરદબાબુ, અમીય બોઝ, સતરંજન બોઝ, શશાંકશેખર, આ દંગામાં ફોરવર્ડ-બ્લોકની જવાબદારી છે કે નહિ, હવે પછી શું કરવું, તે વિચારી ગયા. પ્રફુલ્લચંદ્ર ઘોષ, અન્નદાબાબુ, નૃપેન બોઝ, શ્યામાપ્રસાદ મુકરજી, નવિન સી ચેટરજી, દેવેન મુકરજી, મેજર પી વર્ધન, માખનલાલ બિસ્વાસ હિંદુ મહાસભાવાળા, શહીદસાહેબ મુખ્ય મુલાકાતીઓ આ હતા. બાકી દર્શનાર્થીઓ તો પુષ્કળ હતા જ.

**બેલિયાઘાટા, હૈદરીમેન્શન**
**તા. ૩-૯-'૪૭**

૩-૩૦ રોજ પ્રમાણે બાપુજીએ અમને બન્નેને ઉઠાડયા. દાતણ કર્યું. પ્રાર્થના થઈ. ભજન "તુમિ બંધુ તુમિ નાથ" હતું પ્રાર્થના પછી થોડીક વાતો કરી સૌ સાથીઓને પોતપોતાનો ધર્મ બજાવવા કહ્યું

# નવું વાચન

**દૂધપૌંવા:** લે૦ ઈશ્વરલાલ દેસાઈ, પ્ર૦ પ્રગતિ સાહિત્ય મંદિર, સુરત, પૃ૦ ૩૨, કિં ૦-૮-૦

ગુજરાતી સાહિત્યના બાળગીતોના પ્રવાહમાં આ એક નાનકડું ઝરણું ભળે છે 'એ મુખડું' 'ઢીંગલી' 'હાથી' જેવા ગીતો બાળકોને ગમી જાય એવા છે આ પુસ્તિકા તૈયાર કરવામાં શ્રી. ઉમાશંકર જોશી, શ્રી દેશળજી પરમારનો પણ ભાગ છે, તેથી બાળગીતોમાં જણાતી ઘણીખરી ક્ષતિઓ એમાં નથી છતાં એક વસ્તુ ધ્યાન ખેંચવા જેવી છે કેટલાંક ગીતોમાં એવા ભાવ વણી લેવામાં આવ્યા છે જે બાળમાનસ જીરવી શકે ખરા કે? એક જ ઉદાહરણ બસ થશે 'કેવા હશે?' એ ગીતમાં કવિ લખે છે:

'જીત્યા છે કામક્રોધ, જીત્યા છે મોહલોભ,
ગાંધીના માસ્તર કેવા હશે?'

તેમ જ 'મુક્તિ મા' 'પુરાણો વાણિયો' 'મનુકુળમાં ચકચાર' એ ગીતોના પણ ભાવ બાળકોના કમળા માનસ ઝીલી શકે કે કેમ એ શંકાસ્પદ છે બાળકો સાથે બાળક જેવા બની ગેલ કરતા ગીતો ક્યારે લખાશે?

**પનઘટ:** લે૦ સ્નેહરશ્મિ, પ્ર૦ આર આર શેઠની કંપની, મુંબઈ ૨ પૃ૦ ૨૦, કિં ૩-૦-૦

૧૯૩૬માં બહાર પડેલા શ્રી સ્નેહરશ્મિના પ્રથમ કાવ્યસંગ્રહ 'અર્ઘ્ય' પછી બાર વર્ષને અંતે એમનો આ બીજો કાવ્યસંગ્રહ બહાર પડે છે બાર વર્ષના ગાળામાં કવિહૃદયે લેઈએ એવી સ્હેલ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી નથી તોયે 'પૂર્ણિમા' 'અગ્નિસ્નાન' 'ખાતમુહૂર્ત' 'ઘડાતા ઇતિહાસનુ એક પાનુ' જેવા કાવ્યોમાં એમની કાવ્યશક્તિનો વિકાસ દૃષ્ટિએ પડે છે 'અગ્નિસ્નાન' એ કાવ્યનો પ્રવાહ પ્રસંગાનુસાર અસ્ખલિતપણે વહી જાય છે, અને એમાં એમની વર્ણનશક્તિનો ઠીક પરિચય થાય છે 'કાનુ રી મોલાવે?' 'રોની હરે વાર!' જેવા ગેય મળ્યા પણ 'અર્ઘ્ય'ના દૃષ્ટિએ પછી, ગેય કાવ્ય પરની એમની હથોટીનું સ્મરણ કરાવે છે 'બાપુ જતા' એ મધ્ય સુંદર છે, એની રજૂઆત હૃદયંગમ છે 'બેટ', 'વતન' જેવા સૉનેટ ધ્યાન ખેંચે એવા છે 'ગુપ્ત પર હૈયા તણી થા' એ મધ્યમાં એમની કલ્પના નવો જ રંગ પૂરે છે ૧૦૮ કાવ્યોનો આ દળદાર સંગ્રહ આવકાર્ય છે

**સંશોધનને માર્ગે** (લેખસંગ્રહ) લે૦ અ યા૦ કેશવરામ કા શાસ્ત્રી (બાભણિયા), પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, પૃ૦ ૨૨૪, કિં ૩-૦-૦

અ૦ કે૦ કા૦ શાસ્ત્રીનો ગુજરાતી ભાષાશાસ્ત્ર, વ્યાકરણ, જોડણી વગેરે ઉપરના લેખોનો એ સંગ્રહ 'અક્ષર અને શબ્દ' બહાર પડયા પછી ભાષા, ઇતિહાસ અને ગુજરાતી સાહિત્ય વિષેના એમના લેખોની માગ અભ્યાસકો અને વિદ્યાર્થીવર્ગ સતત ર્યાં કરે છે એમના લેખસંગ્રહોમાં 'સંશોધનને માર્ગે' એ નવાણો પ્રસિદ્ધ થાય એમના ગુજરાતી સાહિત્ય વિષેના આ સંગ્રહનો ઉમેરો થતા આનંદ થાય છે આ સંગ્રહના લેખોમાં અ યા૦ કે૦ કા૦ શાસ્ત્રીની વિદ્વત્તા અને ભાષાશાસ્ત્રનુ ઊંડુ જ્ઞાન એમની પ્રવાહિત અને સહજ શૈલીમાં નીતરી આવે છે એમાં ગુજરાતી સાહિત્યના આરંભકાળથી લઈ છે૦ અત્યાર સુધીના વિકાસની કેટલીક બાજુઓને સ્પર્શવામાં આવી છે શરૂઆતના ત્રણ લેખોમાં એમની ઝીણવટભરી સંશોધનશક્તિનો સારો ખ્યાલ આવે છે પૂર્વપક્ષના મુદ્દાઓને સુયોગ્ય સ્થાને ચમકાવવામાં આવ્યા છે અભ્યાસીને એ સત્યાસત્ય જાણવાને અનુકૂળ થઈ પડે છે છેલ્લા લેખમાં ગુજરાતી સાહિત્યના વિકાસનો ખ્યાલ આપતી સમીક્ષા આપવામાં આવી છે લેખસંગ્રહ આવકાર્ય છે વિદ્યાર્થીવર્ગને એ ઉપયોગી નીવડે એમ છે એ૦ વાવ

કહેવી જોઈએ કે, જોડણીની બાબતમાં સર્વમાન્ય રીત માનવામાં આવે એ ઇષ્ટ છે.

**કવિ કાલિદાસનાં ત્રણ નાટકો :** અનુ૦ આચાર્ય કેશવરામ કા૦ શાસ્ત્રી (બાંભણિયા); પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૨૯૨; કિં. ૪-૮-૦.

ભાષાશાસ્ત્રી કે૦ કા૦ શાસ્ત્રીએ અનુવાદ કરેલાં આ નાટકોમાં એમની શક્તિનો સ્પષ્ટ ખ્યાલ નજરે પડે છે. પ્રસ્તાવનામાં નાટકનો વિકાસ, કાલિદાસ અને એનાં નાટક અને કાલિદાસના સમયનો નિર્ણય એ ત્રણ વિષયને લગતી મુદ્દાસરની ચર્ચામાં એમની સંશોધનશીલ વૃત્તિનો સારો પરિચય થાય છે. નાટકોનો અનુવાદ પણ કવિ કાલિદાસનાં નાટકોને અનરૂપ થયેલો છે. પણ અહીં એક વાતની સ્પષ્ટતા કરવી યોગ્ય છે. કાલિદાસના યુગ પછી રંગભૂમિમાં ઘણા ફેરફારો થયા છે એને અનુલક્ષીને અનુવાદકે એમાં આજની રંગભૂમિને ઉચિત એવાં તત્ત્વો દાખલ કર્યાં છે. 'બે બોલ'માં અનુવાદક કહે છે એમ, કેટલાંક સંબોધનો, પ્રયોગો ભલે પ્રાચીન પદ્ધતિએ જરૂરી હોય, પણ આજે નકામાં થઈ પડેલાં જાણી એમાં અનુકૂળ ફેરફારો કર્યાં છે. વળી "નાટકોમાંના શ્લોકો—એ કોઈ રાગડા તાણી રંગમંચ ઉપર ગાવાનું આજની રંગભૂમિને બંધબેસતું ન હોઈ એ બધા શ્લોકો—નો અનુવાદ સરળ ગદ્યમાં કર્યો છે." આ એક સાહસ છે. આજની રંગભૂમિને યોગ્ય બનાવવાને સંસ્કૃત નાટકોમાં આમ ફેરફાર કરવાથી એ ભલે આજની પદ્ધતિએ ભજવવા યોગ્ય બને, પણ એમાં એક ભયસ્થાન રહેલું છે કે, ઘણી વાર મૂળ નાટકોનું માધુર્ય એથી ઓછું થઈ જાય છે. આજકાલ સિનેમાના જમાનામાં આવી ઘણી છૂટ લેવાથી પ્રાચીન રચનાઓની ચારુતા જતી રહે છે. શ્લોકો પણ અવશ્ય મધુર કંઠે ગાઈ શકાય એમ છે. અનુવાદકે થોડો વધારે પ્રયત્ન કરી નાન્દી અને ભરતવાક્યનો પદ્યાત્મક અનુવાદ કર્યો હોત તો સારું થાત. આમાં આવતા શ્લોકોનો પદ્યાત્મક અનુવાદ દેશી ઢાળનાં ગીતોમાં કર્યો છે એ સુયોગ્ય છે. આ નાટકોનો અનુવાદ રંગભૂમિ પર ભજવાશે ત્યારે જ એની સાર્થકતા સિદ્ધ થયેલી ગણાશે. સંસ્કૃતના અભ્યાસકોને અને વિદ્યાર્થીવર્ગને આ અનુવાદ સહાયરૂપ બને એમ છે.

સુ૦ ઠ૦

**ફળઝાડની વાડી :** લે૦ સોમાભાઈ કિશાભાઈ પટેલ; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; પૃ૦ ૧૪૦; કિં. ૨-૮-૦.

લેખક પ્રસ્તાવનામાં જણાવે છે કે, "ફળઝાડની વાડી કરનારને માટે ભોમિયાની ગરજ સારે અને તેમને જરૂરી ઉપયોગી માહિતી મળે તે દૃષ્ટિએ આ ચોપડી લખવામાં આવી છે."

પુસ્તકમાં, ગુજરાતમાં ઊગતાં તેમ જ ઉગાડી શકાય તેવાં ફળઝાડ સંબંધી યોગ્ય માહિતી આપવા ઉપરાંત ફળવાડી આર્થિક દૃષ્ટિએ લાભદાયક નીવડે એ માટે શું શું કરવું જોઈએ, એ બધું વિગતવાર સૂચવેલું છે. આ સાહિત્ય ગુજરાત માટે નવું જ છે અને તેનો સાચો લાભ ઉઠાવી શકે તેવા ખેડૂતો મોટે ભાગે અભણ છે.

પુસ્તકમાં ફળઝાડનું વર્ણન, તે કેમ ઉગાડવાં, દરેકને જોઈતાં ખાતર, જમીન, પાણી તથા ફળઝાડને નુકસાન કરનાર જંતુઓ અને તે જંતુઓના ઉપદ્રવ સામે સહેજે યોજી શકાય તેવા ઉપાયો સૂચવેલા છે.

પા. ૬૪ ઉપર બીજા પેરાની શરૂઆતમાં "આઠ દશ ઇંચના વ્યાસના દોરડાને અથવા લોઢાના તારને . . ." લખાણમાં કંઈક ભૂલ જણાય છે એ વાક્ય નીચે પ્રમાણે જોઈએ.

પા ઇંચ ($\frac{1}{4}$") વ્યાસના દોરડાને કે બે આનીના લોઢાના તારને આઠદશ ઇંચના વ્યાસવાળા વર્તુલમાં ગોળ કરી. . ."

નવી આવૃત્તિમાં, વિશેષમાં ગુજરાતમાં ફળઝાડની વાડીઓ કરનારાઓના અનુભવો સંબંધી કંઈક વિશેષ માહિતી ઉમેરાય; અને ગુજરાતભરમાં બધે એક જ આબોહવા અને એકધારી જમીન કે એકસરખાં કૂવાનાં પાણી નથી હોતાં તેથી ચરોતર, ભાલ, કાનમ ઇત્યાદિ વિભાગવાર ક્યાં ક્યાં કયા કયા ફળની વાડીને અવકાશ છે તે બતાવ્યું હોય તો સારું.

બ૦ ગાં૦

**દંતવિજ્ઞાનઃ** લેખકઃ કેખુશરૂ હોરાબજી જીલા, નવસારી, પૃ૦ ૧૦૦.

આ નાનકડું પુસ્તક દાંત તથા તેના રક્ષણ વિષે રસિક ભાષા તથા શૈલીમાં ઉપયોગી ને વાંચવા યોગ્ય સાહિત્ય પીરસે છે. ડૉ. જીલા દાંતના ખાસ દાક્તર છે અને તેમણે આ વિષયને પોતાનો બનાવી લઈ ગુજરાતી સાહિત્યમાં કેટલાંક પુસ્તકો આપ્યાં છે. તેમાં આ પુસ્તકનો સંભાર જોઈએ તેટલો વ્યવસ્થિત તો ન કહી શકાય. કેટલેક ઠેકાણે લેખક વિષયાંતર પણ કરી બેસે છે. વળી જે કેટલાંક લોકગીતો વગેરે આપ્યું છે તેમાં કેવળ દાતણ કે દાંતનો ઉલ્લેખમાત્ર આવે છે, તેમને દાંત વિષેનાં લોકગીત કેમ ગણી શકાય? છતાંયે એમાં કેટલીક ઉપયોગી સામગ્રી જરૂર મળે જ છે.

શિ૦ શુ૦

**અપ્સરા** ખંડ ત્રીજો લે૦ શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકાશક આર આર શેઠની કંપની, મુંબઈ ન ૨ પૃ૦ ૩૯૮, કિ ૫-૦-૦

આપણી સ્વર્ગની કલ્પનામા ભૂખ, શ્રમ કે મૃત્યુ નથી, અમૃત છે, સગર્ભાવસ્થા કે સુવાવડનુ દીર્ઘ કષ્ટ નથી, સંગીત નૃત્ય અને અપ્સરાના સહવાસનુ અમૃતમય સુખ છે, નાના નાના કુરૂપ ઘોંઘાટ અને નરકના બીજા નામ સમાન ગંદકીથી ભિભરાતુ વાતાવરણ નથી, પણ બાગ બગીચા, ઝરા અને નદીનાળા તથા પહાડપર્વત અને સર સરિતા તથા વનશ્રીની કૃત્રિમ કે પ્રાકૃતિક સૌંદર્યલક્ષ્મીની વિપુલતા છે પુણ્ય પહોંચે ત્યા સુધી ભોગવવાની અને પુણ્ય પરવારે ત્યારે તજી દેવાની એવી આ કેવળ કલ્પિત ભોગભૂમિ છે કે જે પુણ્ય કરવાથી પ્રાપ્ત થાય છે પુણ્ય રૂપી કર્તવ્ય કરાવવા માટે આમવર્ગને, અરે ભલભલાને એક જમાનામા આવી લાલચ આપવાની જરૂર પડી હશે એ બતાવે છે કે, માનવીની ભોગભૂખના પ્રાબલ્યનુ પ્રમાણ કેટલુ ભયંકર અને સર્વવ્યાપક છે

શ્રી રમણલાલ દેસાઈએ આ અપ્સરા નામક ગ્રંથમા ઉપર્યુક્ત સ્વર્ગ કે સ્વર્ગની અપ્સરાની વાત કરી નથી, પૃથ્વી પરની અપ્સરા હેતા વેશ્યા અને વેશ્યાવૃત્તિની વાત કરી છે પૃથ્વી એ ઈશ્વરની પ્રકૃતિ નામક શક્તિનુ ગંજાવર કારખાનુ છે એમાથી મનુષ્યરૂપી જે સર્જન થયુ છે એ જેટલુ સુંદર અને શ્રેષ્ઠ છે એટલુ ભયાનક અને દુષ્ટ પણ છે એણે પ્રકૃતિમાથી સંસ્કૃતિ સર્જી છે એમ વિકૃતિ પણ સર્જી છે, સતીઓ અને મહાસતીઓ, મહીઓ અને મહાવયો, ઋષિમુનિઓ અને મહાત્માઓ, બાગબગીચા અને સૌંદર્યધામો સર્જ્યાં છે એમ વેશ્યાઓ, ઘાલ ઓ, નીચમા નીચ નફાખોરો, જુગારના અડ્ડાઓ, દારૂના પીઠાઓ અને વેશ્યાવાડારૂપી ભયંકરમા ભયંકર ચેપી દર્દોના રજિસ્ટર્ડ પ્રચારક એવા અનીતિધામો પણ ઊભા કર્યા છે શરીર જેમ એક છેડે આત્માના ઊંડાણો અને ઊંચાણો સર્જી બીજે છેડે મળમૂત્રાદિ કચરો ફેંકી દે છે અને કારખાના જેમ સારામા સારો માલ પેદા કરી બીજે છેડે મેશમળી કચરો ઇત્યાદિ ગંદકી અને દુર્ગંધ પણ પેદા કરે છે, એમ જ આપણી સમાજસંસ્થા અને આર્થિક તંત્રની આડપેદાશો અથવા 'વેસ્ટ' એ આ અનીતિ ધામો અને રોગના અડ્ડાઓ છે ચેપને ફેલાતો રોકવા દાક્તરી તપાસ ફરજિયાત કરવા જતા દાક્તરોને, અને રક્ષણ આપવા જતા પોલીસને તથા ગેરકાયદે ધંધા કરનાર કરાવનાર દલાલ, કુટ્ટણી અને વેપારી વગેરેને ચૂસણ અને નફાખોરીના કાયદાએ કેવા કેવા નવા સાધન વસાવી આપ્યા છે, આ ધંધાની મૂડી મૂડીરૂપ વેશ્યાને કેવી રીતે ઓછામા ઓછો અર્થલાભ અને વધારેમા વધારે રોગ લાભ થાય છે, અને હવે રજિસ્ટર્ડ વેશ્યાવાડા રદ્દ કરવાની વૃત્તિ સરકારો અને સમાજોમા કેમ ઊભી થઈ છે, એની પુષ્કળ માહિતી અને વિગતો આ ગ્રંથમા ભરેલી છે ટેલિફોન, વિમાન વગેરે સુધારાના અદ્યતન સાધનો પણ આ ધંધામા કેવો ભાગ ભજવે છે અને ચાર આનાથી માંડીને દસ હજાર રૂપિયા સુધીનો ખર્ચ વેઠીને માણસ કેના ભયંકર દર્દો અને એથી પણ ભયંકર વાસનાપ્રકારને સર્વનાશ વહોરી અને વહોરાવી શકે છે, એની વિગતો પણ આ ગ્રંથમા પુષ્કળ છે

આવો ગ્રંથ શા માટે શ્રી રમણલાલ જેવા સાહિત્ય સેવ અને નવલકથાકારને લખનો પડ્યો એ એક સવાલ છે પણ નવલ વાચકોના મનના કુતૂહલોનો પાર નથી એઓ લખે છે 'ચર્ચેલો વિષય નાજુક છે, ઘણાને અણગમતો પણ લાગે છતા સમાજ અને માનવીના માનસની વિલક્ષણતાઓને પ્રગટ કરી રહેલુ ગણિકાજીવન સહાનુભૂતિભર્યો [illegible] તેમ જ વ્યાપક અભ્યાસ જરૂર માગે છે હુ તેવા અભ્યાસની પાત્રતા ધરાવતો નથી માત્ર મારા કુતૂહલમાથી આ વિષય પર પડેલી મારી નજરને પરિણામે વધારે સાચો અભ્યાસ થાય અને ગણિકાવૃત્તિના ઉકેલ માટેનુ માનસ સર્જાય તો મે ઉથામેલા પુસ્તકો અને આ વિષય પરત્વે કરેલા આછા પાતળા વિચારો સફળ થાય એમ હુ માનીશ'

આ ગ્રંથના આ ત્રીજા ખંડ સિવાય કોઈ ખંડો અમે વાચ્યા નથી અને ચોથો ખંડ હજી પ્રગટ થયો નથી પણ ચોથા ખંડમા જાહેરાત મુજબ, 'હિંદની ગણિકા વૃત્તિની વિગતો' આપવા ધારી છે એ જોતા આવા ગ્રંથો લેખકે દર્શાવેલી આશા પૂર્ણ કરવાને બદલે [illegible] વસ્તુઓની ગંદકીભરી વિગતો જાણવાની અને સીધી કે આડકતરી રીતે મનની ગંદકી પોષવાની કેવળ કુતૂહલ વૃત્તિને જ વધારે પ્રમાણમા પોષશે એવો ભય રહે છે

એમ છતા લેખકે આ વિષય પરત્વે આછાપાતળા જે 'વિચારો' રજૂ કર્યા છે એ વધારે સાચો અભ્યાસ કરવાનુ કોઈ ભવિષ્યના લેખક પર છોડ્યા વિના આ વિષયને અંગેના અદ્યાપિ પ્રગટ થઈ ચૂકેલા વિપુલ સાહિત્યમાથી તારવી એકીસાથે ચોથા ખંડને અંતે આપ્યો હોત ને કેવળ કુતૂહલ પ્રેરક વિગતો વારંવાર આપ્યા વિના ગ્રંથને આટોપ્યો હોત તો વધારે સારુ થતે એમ અમને લાગે છે આ જ ખંડમા બારમા પ્રકરણમા નૂતન રશિયામા વેશ્યા વૃત્તિના નિકંદન માટેના રશિયાના પ્રયાસોનુ જે વર્ણન છે તે નવી રસિક અને ઉપયોગી છતા શાસ્ત્રીય માહિતી પૂરી પાડે છે આખાય ખંડમા એ સારામા સારુ પ્રકરણ છે

ચૂ૦

# માસિક વિવેચન

## હિંદી નહિ, હિંદુસ્તાની

રાષ્ટ્રભાષાના પ્રશ્નનો ઉકેલ બંધારણસભાના હાથમાં છે એમ માનીને હિંદીનાગરીવાળા પોતા તરફનો નિર્ણય થાય, તે માટે ખટપટ કરતા જ રહે છે. જેમ કે, તે અર્થે હમણાં થોડા વખત પર વર્ધા સમિતિએ એક પરિષદ ભરી, તેમાં અમુક ઠરાવ કર્યો. આ ઠરાવ છાપામાં જોવા મળ્યો. એ ઠરાવ સારો નથી એમ સ્પષ્ટ કહેવું જોઈએ. એ પરિષદમાં શ્રી. કિશોરલાલભાઈ, શ્રી. વિનોબા ઇત્યાદિ ગયા હતા, તેથી પણ હિંદી સાહિત્ય સંમેલનની જે સંકુચિત નીતિ છેલ્લાં સાત દશ વર્ષથી જાગી છે, એમાં ફેર ન પડ્યો. શ્રી. કિશોરલાલભાઈએ, આ પ્રશ્ન વિષે ચાલતી ખેંચાખેંચીથી અકળાઈ લવાદની વાત કરી; તે વાત પણ સંમેલનવાળા મોકળા મને સ્વીકારે છે એમ ઠરાવની ભાષા નથી બતાવતી. પણ સવાલ તો એ છે કે, જ્યાં સિદ્ધાંતનો સવાલ હોય ત્યાં લવાદી શી? અને આ પ્રશ્નમાં સિદ્ધાંત એ છે કે, હિંદની રાષ્ટ્રભાષા સર્વગ્રાહી ઉદાર નીતિવાળી હશે? કે તે કેવળ કોમી અને સંસ્કૃતિયા સંકુચિતતાવાળી હશે? આ બાબતમાં વર્ધામાં મળેલી પરિષદનો ઠરાવ કશો સુધારો નથી બતાવતો. ૧૯૪૦–૪૧ પછી જે કારણોને લઈને ગાંધીજીએ પોતે જ માતબર કરેલી એ સંસ્થા છોડી, તે કારણો આ ઠરાવમાં ઊભેલાં જ છે. ૧૯૪૨માં ગાંધીજીએ હિંદી સાહિત્ય સંમેલનથી અલગ એવી હિંદુસ્તાની પ્રચાર સભા સ્થાપી અને તેને વેગ આપ્યો, તે વખતે મૌનવારે એક ઉત્તર આપેલો, તેની નકલ હમણાં મને તેમના હસ્તાક્ષરમાં જોવા મળી, તે જાહેર કરવા જેવી લાગે છે:

> "હું તરત નહીં નીકળું. પણ હિંદુસ્તાની પ્રચાર તો કરવાનો જ. એમ છતાં મને સંઘરશે ને નીતિ હિંદુસ્તાની વિરુદ્ધ નહીં હોય તો રહીશ. મારો મુદ્દો તો વર્ધા થવાં, એટલે ઇંદોર સમ્મેલનથી છે કે ઉર્દૂ વિના હિંદી લંગડી છે. મારી પ્રેરણાથી એનો ઠરાવ પણ થયો છે. બાદ એ નીતિ બદલાઈ એવી મારી માન્યતા છે. હવે જો બન્ને કામ સાથે કરી શકાય તો કરવાં છે. ન કરાય તો નોખા પડીને કરવાં છે. જો ઉર્દૂ પણ હિંદીનો જ ભાગ હોય અને છે તો તેનો ત્યાગ ન જ કરાય."

વર્ધા હિંદી સંમેલન રાષ્ટ્રભાષાનું નામ 'હિંદુસ્તાની' રાખવા તૈયાર નથી. રાષ્ટ્રભાષાને હવે તે બે રૂપમાં બનાવે છે — એક બજારુ બોલીનું અને બીજું જડ સંસ્કૃતિયા. બોલી ગમે તેવી ચાલે તેની એને પરવા નથી. તેને પરવા છે ભણેલાની રાષ્ટ્રભાષા સંસ્કૃતપ્રચુર હિંદી બની બેસે તેની. આ જ વસ્તુનો ઇન્કાર કરવો જોઈએ. એવી ભાષા અને શૈલી કેવળ એક પ્રાંતના અમુક વર્ગોની જ ભાષા છે. તેને આખા હિંદ પર ઠોકી બેસાડી શકાશે નહિ. છતાં જો તેવો પ્રયત્ન કરવામાં આવે, તો તે કામ તો થશે નહિ, પણ કેવળ પ્રાંતવાદ અને ભાષાવાદના ઝઘડા ને વૈમનસ્ય જ પ્રેરાશે. હિંદની રાષ્ટ્રભાષાની હરીફાઈ અંગ્રેજી જોડે છે. તેને માટે તે જો બધા પ્રાંતો, બધા વર્ગો, બધા ભાષા–શૈલી–પ્રવાહોને અપનાવીને નહિ ચાલે, તો પોતે કંગાળ બનશે તો બનશે, પણ દેશના કામને પણ ચૂંથી નાખશે.

કેટલાક માને છે કે, બંધારણસભા આ સવાલનો નિર્ણય કરશે. મને લાગે છે કે, આમાં કાંઈક ભૂલ થાય છે. એ સભા કરી કરીને શું કરશે? શું કરવાનો પ્રશ્ન એની સામે છે? દેશના બંધારણના ખરડામાં કલમ ૯૯ (૧) છે તેમાં એમ છે કે, હિંદી પાર્લમેન્ટ કઈ ભાષામાં પોતાનો વહેવાર કરશે. આ નાનકડા સવાલનો ઉત્તર એણે આપવાનો છે. એ કાંઈ દેશના લોક કઈ રાષ્ટ્રભાષા બોલે, કેમ લખે, એની ભાગ્યવિધાતા થવા બેસી ન શકે. એ કામ તો, દેશની પ્રજા પોતાનું ભાવી કેવું નિર્માણ કરશે, તેના પર રહેલું છે. આપણો રાષ્ટ્ર બિનમજહબી ઉદાર લોકશાહીવાદી બનશે કે કેવો, એના ઉપર એ સવાલ રહેલો છે. સરકાર પોતાના વહીવટી કામની સરળતા જોઈને નાગરી લિપિમાં પોતાનું કામ કરવા વિચારે એમ બને. પરંતુ ઉર્દૂ લિપિમાં કોઈ તેના

પર લખાણુ કરી જ ન શકે, એમ તે નહિ કરી શકે કારણ કે રાષ્ટ્રભાષા બને લિપિમા લખાય છે એક વગર બીજી લિપિ લગડી રાષ્ટ્રભાષા જ જન્માવે તેવી જ રીતે શિક્ષણમા એમ કહી શકાય કે, માબાપો પોતાના બાળક માટે કોઈ એક લિપિ પસદ કરી શકે પરતુ તેનો અર્થ હરગિજ એ નથી કે, રાષ્ટ્રલિપિ એક છે અથવા એક મુખ્ય ને બીજી ગૌણુ રહે છે પ્રજાની રાષ્ટ્રભાષાની દૃષ્ટિએ મુખ્ય – ગૌણ એવો સવાલ જ નથી એટલે સરકાર કે વિદ્યાર્થી પોતપોતાના કામને જોઈને એક લિપિ વાપરે એ એક વાત, પણ પ્રજાની ભાષાના ઉત્કર્ષ તથા વિકાસની રીતે જોતા, બન્ને લિપિ અને બને શૈલીને માગ આપવાની અને અપનાવવાની નીતિ જ સાચી રાષ્ટ્રીય છે, અને તે 'હિદી' વાચકથી નહિ, પણ 'હિદુસ્તાની' વાચકથી જ વ્યક્ત થાય છે આ ઝઘડો કેવળ નામનો જ નથી એવુ માનનારા એ યાદ કરે કે, છેલ્ના કેટલાક દાયકાથી રાષ્ટ્રભાષાનો સવાલ તેના નામકરણ વાટે જ વ્યક્ત થતો આવ્યો છે અને તેથી જ છેવટે ગાધીજીએ 'હિદી' નામ છોડી 'હિદુસ્તાની' લીધુ રાષ્ટ્રભાષાના પ્રશ્નના સિદ્ધાતનુ સૂચક તેનું નામ જ બનેલું છે તેથી નામનો સવાલ કેવળ નામનો નથી, પણ નીતિની કસોટી સમાન છે ટૂકમા, રાષ્ટ્રભાષાનો સવાલ આપણી વિકસતી અને વિકસાવવાની સાચી રાષ્ટ્રીયતાનો છે તે એક પ્રાતિક સાહિત્યની જમાતને સોપી દઈ ન શકાય બધારણસભાના સભ્યો એમના બધારણના આત્માનો આ સવાલ ચૂકીને નિર્ણય કરશે તો દેશની પ્રગતિને રૂંધશે

૨૪–૩–૪૯

<u>અગ્રેજી જતા ઊઠતા પ્રશ્નો</u>

એક ભાઈ સુરતથી લખે છે —

"ના સરકારે ગઈ સાલથી માધ્યમિક શાળાઓના નીચલા ત્રણ ધોરણોમાથી અગ્રેજી શિક્ષણ બધ કર્યુ છે એટલે હવે પ્રા શાળાના ઉપલા ત્રણ ધોરણો (ધો ૫ ૬ અને ૭) અને માધ્યમિક શાળાના નીચલા ત્રણ ધોરણો (ધો ૧, ૨ અને ૩)ના અભ્યાસમા ખાસ ફરક નથી તો પછી એ ત્રણ વર્ગનો અભ્યાસ ગમે તે એક જ જગાએ રાખવામા શી અડચણ? પ્રા શાળાઓમા ફક્ત ચાર ધોરણો રાખી આગળનો અભ્યાસ માધ્યમિક શાળાઓમા જ થાય અથવા પ્રાથમિક શાળાઓમા સાત ધોરણ રાખી માધ્યમિક શાળાઓમા ચોથા ધોરણથી જ વર્ગો રાખવામા આવે તો પ્રજાની ઘણી હાડમારી ઓછી થાય

"પ્રા શાળાઓના ઉપલા ત્રણ ધોરણોમા ફી બિલકુલ નથી હોતી, અથવા હોય છે ત્યા તદ્દન નજીવી ફી હોય છે ત્યારે માધ્ય શાળાઓના નીચલા ધોરણોમાં રૂા ૩થી ૪ માસિક ફી હોય છે અત્યારે તો માધ્યમિક શાળાઓના સચાલકો વિદ્યાર્થીઓને આકર્ષવા માટે મોટી મોટી જાહેરાતો કરે છે અને ગરીબ માબાપોને ફીના ભારે બોજા નીચે ચડાવુ પડે છે જો એ ત્રણ ધોરણો માધ્યમિક શાળાઓમા જ ચાલુ રાખવાનુ નક્કી થાય તો એ વર્ગોની ફી ઓછી થવી જ જોઈએ કારણ કે એ વર્ગોમાથી અગ્રેજી શિક્ષણ બધ થવાથી માધ્યમિક શાળાઓને ભારે પગારવાળા ગ્રેજ્યુએટ શિક્ષકો એ વર્ગો માટે નહિ રોકવા પડે"

અગ્રેજીનુ શિક્ષણ ત્રણ વર્ષ પાછળ કરવાથી જે ફેરફારો અવશ્ય કરવાના આવે છે, તેમાંનો એક ઉપર પ્રમાણે છે અંગ્રેજીનું સ્થાન – ભાષાશિક્ષણમા તથા શિક્ષણના માધ્યમ તરીકે – આપણા શિક્ષણ તત્રમા ચાવીને સ્થાને છે તેમા ફેરફાર કરવાથી આખુ તત્ર યોગ્ય ક્રાતિને માર્ગે વળશે એટલે આ સવાલ આપણી પુનર્ઘટનામા એક મહત્ત્વનો મુદ્દો ઉઠાવે છે

આ દિશે સરકાર પણ વિચાર કરે છે તેણે એક બે વાતનો ઠરાવ કરી લીધો છે

(૧) માધ્યમિક ગણાતી શાળાના ૧, ૨, ૩ ધોરણોને હવે પછી ૫, ૬, ૭ એ ક્રમે જ ગણવા અને પછીના ધોરણોનો ૮, ૯, ૧૦, ૧૧ ક્રમ ગણવો. એટલે કે ૧૧મુ ધોરણ મેટ્રિક ધોરણ થશે

(૨) માધ્યમિક શાળાના અને પ્રાથમિક શાળાના ૫, ૬, ૭, ધોરણોમા સરખો જ અભ્યાસક્રમ હવે ચાલશે માધ્યમિક શાળામા પણ ઉદ્યોગશિક્ષણ દાખલ કરવામા આવશે

પછી સવાલ રહે છે — (૧) શરૂના ૭ ધોરણો પ્રાથમિક શાળાના ગણવા? કે શુ કરવુ? (૨) જો

બંને સ્થાનના આ ત્રણ વર્ગો એકસરખા હોય તો પછી માધ્યમિક શાળાસંચાલકો ફી શું કામ લે? અથવા તો શું સ્કૂલ બોર્ડોએ પણ તેટલી ફી લેવી શરૂ કરવી? મતલબ કે, ફી લેવા બાબતમાં પણ બંને જગાએ સરખો નિયમ કેમ ન હોવો જોઈએ?

આ સવાલો વહીવટી અને નાણાકીય છે. તેને માટે મુંબઈ સરકારે એક કમિટી બેસાડી છે. તેનું કામ હજી ચાલે છે. એટલે અત્યારે એની ચર્ચા મોકૂફ રાખી શકાય. પરંતુ એક બે બાબતો સાફ છે, જેમાં સદરહુ સમિતિએ પણ ભૂલ ન ખાવી જોઈએ. એક તો એ કે, પ્રથમ ૭ વર્ષની કેળવણી આજે પણ પ્રાથમિક જ ગણાય છે, એટલે તેમાં ભાગલા ન પાડી શકાય. બીજું, આ કેળવણી જતે દહાડે સૌને મફત અને ફરજિયાત આપવાની છે, એમ સમજીને જે ઠરાવ કરવો હોય તે કરવો જોઈએ આજે તેનાં પ્રથમ ચાર વર્ષ ફરજિયાત અને મફત થયાં છે; ક્રમે કરીને બાકીનાં ત્રણ વર્ષ પણ કરવાનાં છે જ. પરંતુ તે મફત તો કરવાં જ જોઈએ. માધ્યમિક શાળાઓ આજના સંજોગોમાં એ ધોરણો ચલાવે એ અનિવાર્ય હોય તોય, ત્યાં પણ ફી ન હોવી જોઈએ. નહિ તો સ્કૂલ બોર્ડ અને ખાનગી શાળા વચ્ચે નાહકની આંટીઘૂંટીઓ ઊભી થશે, જેવી કે આ વરસે અમદાવાદ શહેરમાં જોવામાં આવી.

સરકારની સમિતિએ આ પ્રશ્નનો વેળાસર તોડ આપી દેવો જોઈએ.

૨૩-૩-'૪૯

## લોકશિક્ષણમાં અંગ્રેજીનું વિઘ્ન

અંગ્રેજીને હિસાબે આપણું શિક્ષણતંત્ર આખું ગોઠવાયું હતું તેથી બને તેટલું વહેલું એ ભાષાનું શિક્ષણ શરૂ કરવું, એ ઇરાદો હતો. તેથી હાઈસ્કૂલો આજ સુધી પ્રાથમિક શાળાનાં ઉપરનાં ત્રણ વર્ગો પચાવી બેઠી હતી. હવે અંગ્રેજી ત્યાંથી જતાંની સાથે આપોઆપ પેલી વિશેષતા અને તેમાંથી નીપજેલી ઊંચનીચતાની અનિષ્ટ લાગણી નાબૂદ થાય છે. એ દૃષ્ટિએ અંગ્રેજીને ત્રણ વર્ષ પાછળ કરવાનો સુધારો દેશની કેળવણીની પુનર્ઘટનામાં ચોખ્ખો ફાયદો બતાવે છે. તે એ કે, શરૂનાં સાત વર્ષોનું શિક્ષણ, રાષ્ટ્રીય શિક્ષણની પુનર્ઘટનાની રીતે જોતાં, આમપ્રજાનાં સાર્વત્રિક શિક્ષણ તરીકે બરોબર ગોઠવાશે; તેનો હેતુ વધારે સાફ અને સારો બનશે.

પરંતુ આ સુધારો હજી હરીફામ થયો ન ગણાય. હજી જૂની અંગ્રેજી કેળવણીના ખ્યાલોમાં પડી રહેલા લોકો ઊંચાનીચા થાય છે અને બનતી રીતે તેમાં વાંધા નાખે છે. એવો વાંધો આજે વડી સરકારની શિક્ષણ સલાહકાર સમિતિ તરફથી નંખાતો લાગે છે. તે સમિતિ એમ સૂચવે છે કે, ધોરણ ૫, ૬, ૭, એક અલગ તબક્કો ગણી ત્યાં અંગ્રેજીને વિકલ્પી સ્થાન આપવું. હિંદના શિક્ષણની પુનર્ઘટનાનો મુદ્દો જ આમાં ઉવેખાયો છે, એમ કહેવું જોઈએ. સમિતિના આ ઠરાવને પ્રતિગામી ગણી કાઢી પ્રાંતોએ બાજુએ કરવો જોઈએ. એ દૃષ્ટિથી જોતાં, ગુજરાત પ્રાથમિક કેળવણી સંમેલન હમણાં શ્રી. કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે સાબરમતીમાં મળ્યું તેણે કરેલો નીચેનો ઠરાવ ધ્યાનપાત્ર બને છે: —

> સેન્ટ્રલ એજ્યુકેશન બોર્ડે અભ્યાસનાં પ્રથમ ચાર વર્ષ પછીની ઉત્તર બુનિયાદી [સિનિયર બેઝિક] શ્રેણીઓ માટે અંગ્રેજીને વિકલ્પે સ્થાન આપવાની જે ભલામણ કરી છે, તે પ્રત્યે આ સંમેલન ભારે ચિંતાભરી દૃષ્ટિએ જુએ છે, અને આગ્રહપૂર્વક માને છે કે, શિક્ષણની દૃષ્ટિએ એ ભલામણ અતિશય હાનિકર્તા છે. આ ભલામણની મુંબઈ સરકારના શ્રેણી ૫, ૬ અને ૭ માંથી અંગ્રેજી કાઢી નાંખવાના નિર્ણય ઉપર કોઈ પ્રતિકૂળ અસર નહિ થાય એવી આ સંમેલન આશા રાખે છે અને મુંબઈ સરકારને તેના હિંમતભર્યા પગલા બદલ અભિનંદન આપી હાર્દિક ટેકો આપે છે, અને આશા રાખે છે કે, સેન્ટ્રલ એજ્યુકેશન બોર્ડ આ બાબત ફરી વિચાર કરશે. આ ઠરાવ પ્રમુખ સાહેબ મુંબઈ સરકારને મોકલી વિનંતિ કરે કે તે સેન્ટ્રલ એજ્યુકેશન બોર્ડ પર મોકલી આપે.

## શિક્ષકનો અવેજ 'ગાઈડ'

શ્રી. શિવાભાઈ પટેલ, વલ્લભવિદ્યાલય, બોચાસણથી નીચેની વિચારવા જેવી એક વસ્તુ લખે છે:

> "હું થોડા દિવસ પર અમદાવાદ આવ્યો ત્યારે (એક બુકસેલર મિત્રે) મને વિદ્યાપીઠની પહેલી

ચોપડીની ગાઈડ બતાવી, અને મૅટ્રિકમા પુછાનારા સભવિત પ્રશ્નોની બધ પુસ્તિકા બતાવી ગાઈડ દરેક વર્ગ માટે છે એમ પણ જણાવ્યુ

"આ બન્નેમા પણ મને વિદ્યાપીઠની પહેલી ચોપડીની ગાઈડ જોઈને વિશેષ વિચાર કરવા જેવુ લાગ્યુ અને આવી ગાઈડો બધ થવી જોઈએ એમ થયુ વિદ્યાર્થીઓની વિચાર કરવાની શક્તિ પર મોટો ઘા પડી રહ્યો છે શિક્ષકોને કઈ વિચારવાનુ જ નહી અને શીખવવાનુ પણ નહી! આગળથી ગાઈડ બતાવવાનુ જ બાકી રહેલુ લાગે છે આ સબધી મે શ્રી કિશોરલાલભાઈને લખ્યુ હતુ તેમણે જે જવાબ આપ્યો તે આ સાથે બીડુ છુ '

શ્રી. કિશોરલાલભાઈ જવાબમા આમ લખે છે—

' ચોપડીઓ ગઈ કાલે જ મળી ગઈ હતી તમે લખો છો તેવી જ લાગણી તો થઈ પણ આ બગાડ દેશવ્યાપી અને સર્વ શિક્ષણવ્યાપી છે એલએલ બી અને એમ બી બી એસ સુધી આ જ વસ્તુ ચાલે છે સર્વે શિક્ષણના ચાલકોમા અને શિક્ષણ પરિષદોમા ચર્ચવા જેવો વિષય છે

ગાઈડ લખનારાઓ આ બાબતમા શુ કહે છે? અને શિક્ષકોના અવેજ તરીકે આવીને બેસવા માગતી આ ગાઈડો માટે શિક્ષકો કેવો ભાવ ધરાવે છે? 'નબળા ઢોરને બગાઈઓ ઘણી' જેવા ઘાટ નબળુ પડી ગયેલા શિક્ષણના આજે થયા લાગે છે આ બધી બગાઈઓ સાફ નહિ થાય તો શિક્ષણનો આત્મા પૂરો જ થશે એમા કોઈને શકા નહિ હોય

૨૨ ૩ ૪૯

## મોટાની મોટી મજાક

'ફ્રી પ્રેસ ઑફ ઇન્ડિયા'ના ન્યૂયૉર્કના ખબરપત્રીએ એક આબાદ વાત ત્યાથી મોકલી છે, તે થોડા દહાડા પર 'ફ્રી પ્રેસ' પત્રમા જોઈ મજાને ખાતર પણ એ સઘરવા જેવી છે —

રુઝવેલ્ટ ચર્ચિલ-સ્ટૅલિન ત્રિપુટી અગે એક મજાની ગમતી વાત અહી ચાલે છે —

યાલ્ટા (ત્યા આ ત્રણ રાજપુરુષો ગત વિશ્વયુદ્ધ દરમિયાન એક વાર મળેલા) મુકામે, એ દહાડો સવારે નાસ્તા વખતે મોમા મોટી ચિરૂટવાળા ચર્ચિલે કહ્યુ, 'દોસ્તો, કાલે રાતે મને સ્વપ્નુ આવ્યુ કે હુ જાણે પરમેશ્વર જોડે વાત કરતો હતો અને તેણે મને વચન આપ્યુ કે હવે પછી હુ વિશ્વનો વડો પ્રધાન થઈશ '

રુઝવેલ્ટે તેની સિગારેટની રાખ ખખેરીને જરા મોઢુ મરડી કહ્યુ, 'આ તો તદ્દન એકસરખી વાત બની! મને સ્વપ્નું આવ્યુ કે હું પરમેશ્વર જોડે વાત કરતો હતો અને તેણે મને એમ વચન આપ્યુ કે હુ વિશ્વનો પ્રમુખ થઈશ '

રુઝવેલ્ટ અને ચર્ચિલે, પોતે જાણે ભારે ફાવ્યા એવા ભાવથી, સ્ટૅલિન ભણી જોયુ અને કહ્યુ 'કેમ જો, ('જોસફ'નુ ટૂકુ નામ) તારુ શુ છે?'

સ્ટૅલિને તેની ચુગી મોમાથી કાઢી અને કહ્યુ ' મસ્યા છોકરાઓ ગઈ રાતે એવુ કશુ વચન આપ્યાનું મને તો યાદ નથી આવતુ '

૨૩–૩ '૪૯

## જ્ઞાતિપરિષદોની જરૂર ખરી?

છાપામા ખબર છે કે, અખિલ ભારતીય સમસ્ત નાગર પરિષદ અજમેરમા થવાની છે અને તેના પ્રમુખ સાક્ષરશ્રી રમણલાલ વસતલાલ દેસાઈ થવાના છે, તેનો પ્રારભ કરશે શ્રી નીલમભાઈ બૂચ શુ ખાસ કામ વિચારીને આ જ્ઞાતિ-પરિષદ થાય છે એ જાણવા મળ્યુ નથી પણ સ્વતત્રતાના જમાનાની તાસીર સમજવામા પણ આ સૂચક ખબર તો ખરી જ નાગરો પોતાના ચોકાધર્મમા બહુ ચુસ્ત રહેવા પ્રયત્ન કરતા, તેમા આજે તો જમાનાને જોરે પણ ઘણુ બદલી નાખ્યુ છે, છતા નાતોની વાડાબધી અને ઊચનીચતા ટળી નથી આવી પરિષદો જો ભરવી જ જોઈએ તોપણ તે હવે તો આ રોટીબેટીવાડામા મોકળાશ અને રાષ્ટ્રીય ઉદારતા લાવવાનું વિચારતી હોવી જોઈએ શ્રી રમણલાલ દેસાઈ પાસેથી આવી દોરવણી તો મળશે એમ આશા રખાય બાકી, કેટલીક વાર પોતાનુ પ્રાચીન સર્વસ્વ યાદ કરીને તેનો સ્વાદ માણવા ને પુનરુદ્ધાર કરવા પણ નાતો મથે છે, તેનુ તો આ પરિષદ નહિ જ ચલાતી હોય

૨૩ ૩ ૪૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાળદાસ પટેલ
ઠાકોરભાઈ દેસાઈ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૮

એપ્રિલ

અંક ૪

નવજીવન, અમદાવાદ

૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

એપ્રિલ, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૪


## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કોનોટ સરકસ, નવી દિલ્હી) ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ



## અમારાં નવાં પ્રકાશનો

**રાષ્ટ્રભાષાનો સવાલ :** લે૦ પંડિત જવાહરલાલ નેહરુ; કિં. રૂ. ૦-૭-૦; ટપાલરવાનગી ૦-૧-૦.

**ગાંધીજીની સાધના :** [સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ] લે૦ રાવજીભાઈ મણિભાઈ પટેલ; કિં. રૂ. ૨-૪-૦; ટપાલરવાનગી ૦-૮-૦.

**જીવતા તહેવારો :** [સુધારેલી વધારેલી પાંચમી આવૃત્તિ] લે૦ દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર; કિં. ૨-૦-૦; ટપાલરવાનગી ૦-૮-૦.

**આહાર અને પોષણ :** ઝવેરભાઈ પટેલ, કિં. ૦-૧૦-૦; ટપાલરવાનગી ૦-૧-૦.

**મહાદેવભાઈની ડાયરી પુસ્તક બીજું :** [૫-૯-'૩૨થી ૧-૧-'૩૩ : ગાંધીજી સાથે યરવડા જેલમાં] સંપા૦ નરહરિ દ્વા૦ પરીખ, કિં. રૂ. ૫-૮-૦; ટપાલરવાનગી ૦-૧૨-૦.

**ચિત્રાંગદા અને વિદાય અભિશાપ :** અનુ૦ મહાદેવ દેસાઈ, નરહરિ દ્વા૦ પરીખ; કિં. ૦-૧૦-૦; ટપાલખર્ચ ૦-૧-૦.

**ખેડૂતનો શિકારી :** જુગતરામ દવે, કિં. ૦-૬-૦; ટપાલરવાનગી ૦-૧-૦.

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮–અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪૯


## શિક્ષણમાં પેઠેલી ચોરવિદ્યા

એક ભાઈ ભારે ઉદ્વેગ અને કકળાટથી ભરેલો પત્ર મેટ્રિક કે 'એસ. એસ. સી.'ની ગઈ પરીક્ષા વિષે લખે છે, જેની ઘણી વાતો આજે તો હવે સૌ જાણે છે. છતાં એ ટૂંકમાં ઉતારવા જેવી છે, જેથી આ એક આપણા શિક્ષણના જ નહિ સામાજિક બની ગયેલા સડાના સવાલ ઉપર આખા સમાજનું ઘટતું ધ્યાન જાય. એ ભાઈના લાંબા પત્રમાંથી થોડોક ભાગ ઉતારું છું: —

"મારા સંબંધીના બે છોકરા અત્યારે મૅટ્રિકની પરીક્ષા આપી રહ્યા છે. તેમનો આ છેલ્લા મહિનાનો ઇતિહાસ હું નિકટતાથી જોઈ તથા જાણી રહ્યો છું. તે બે છોકરાઓ અત્યાર સુધી કેવી રીતે ભણ્યા છે કે પાસ થયા છે, તેનો ઇતિહાસ પણ ઓછો ધ્યાનપાત્ર નથી. છતાં મારો આજનો મુદ્દો જુદો હોવાથી હું એટલું જ જણાવી લઉં કે, હાઈસ્કૂલની પરીક્ષાના છેલ્લા મહિનાઓમાં એક એક વિષય દીઠ પંચથી છપ રૂપિયાનું ટ્યૂશન હાઈસ્કૂલના *શિક્ષકોને ત્યાં* ગોઠવીને તેઓ 'ખાનગી વ્યવસ્થા'થી પાસ થયા છે અર્થાત્ છેક નપાસ થવા છતાં તે પૂરા પાસ થયા છે. અલબત્ત, શિક્ષકોએ ઘણી આકરી કિંમત વસૂલ કરી છે; પણ છેવટે તેઓ મેટ્રિકના 'માંડવા' સુધી પહોંચવા ભાગ્યશાળી થયા છે. . . .

"હવે મૅટ્રિકની પરીક્ષા ઉપર આવું. પેલા બે છોકરાઓએ દરેક વિષયની ગાઈડ બુકો તો ખરીદી જ રાખી હતી, અને એ રીતે કેટલાય પૈસા વાપરી નાખ્યા હતા. 'સાત દિવસ'માં કે 'સાત કલાક'માં પરીક્ષા પાસ કરાવવાની જેરંડીવાળાં તથા કાલિદાસના 'શાકુંતલ'માં શકુંતલાના પુત્ર ભરતને હાથે બાંધેલા 'માદળિયા' (रक्षाकरंडक) તરીકે ટાઈટલ-પાન ઉપર પોતાની ઓળખ આપતાં પુસ્તકો તેમની પાસે મેં જોયાં છે. પછી તો ખરેખર પરીક્ષાને આગલે દિવસે સાથેસાથ માદળિયાં પહેરીને તે બંને છોકરાઓ પરીક્ષાને પહેલે દિવસે 'વિજ્ઞાન'ની પરીક્ષા આપવા ગયા !"

અને પછી તે ભાઈ પેપરો કેવાં અને કેમ ફૂટ્યાં, છોકરાઓ તેને માટે કેવી જહેમત ઉઠાવતા તેમણે જોયા, નિરીક્ષકો પણ ચોરી કરાવવામાં કેવો ભાગ ભજવે છે — વગેરેનું વર્ણન આપે છે, અને અંતે તે કહે છે —

"પૈસા આપવાથી પેપર મળી શકતાં થાય, પરીક્ષકો પાસ કરી આપતા થાય, સુપરવાઇઝરો — નિરીક્ષકો જાતે ચોરીમાં સહાયક થાય, તો પછી શિક્ષણનું અને પરીક્ષાનું આખું તોસ્તાન ચલાવવાનો અર્થ જ ક્યાં રહ્યો ? તો તો પછી મીર કાસમે કંપની *સરકારના ખાનગી રીતે વેપાર કરતા ગોરા કારકુનોની* લૂંટ બંધ કરવા માટે રાજ્ય તરફથી લેવાની બધી જકાતો જ રદ કરી, તેમ બધી પરીક્ષાઓ કે ભણાવવાનું કામ રદ કરવું એ જ ઉપાય બાકી નથી રહેતો ?

"અલબત્ત, આ પરિસ્થિતિનો લાભ ઉઠાવવા કેટલાક ધુતારાઓ છાપેલાં બનાવટી પેપરો લઈને છેવટના દિવસોમાં વેચવા નીકળી પડે, તો તો પછી માબાપોની મજા જોવા જેવી થાય ખરી ! અને એવા ધુતારાઓ બહુ જ નીકળે તો લોભી માબાપોને કંઈક સાન પણ આવે ખરી

"પણ આ પ્રશ્ન જરા વધુ ઊંડે જઈ વિચારવા જેવો છે. વેપાર-ઉદ્યોગ-ધંધામાં લાંચરુશવત અને ગરબડ

વધી હોય તોપણ તે છેવટ દેશની વસ્તીના બહુ નજીવા ટકા પૂરતી જ મર્યાદિત રહે છે, પણ શિક્ષણના ખાતાની બદી તો ફરજિયાત કેળવણી અને મફ્તી કેળવણીના પ્રચાર સાથે લગભગ ઘરેઘરની વાત બની જાય અને આ ખાતુ તો પાછુ ભવિષ્યના નાગરિકો તૈયાર કરવાનુ સાધન ગણાય તે જો આવી રીતે ચોર વિદ્યાના હાથમા જઈ પડે, તો પછી બીજી કશી આશા રહે છે ખરી?"

અને એમ કહી અતે તે ભાઈ લખે છે,

> "મારા જેવા બીજા પણ ઘણા વાલીઓ અને નાગરિકો આ બાબતમા મૂઝવણ અનુભવી રહ્યા હશે, એવી મને ખાતરી છે '

અને કહે છે કે, આમાથી કેવી રીતે રસ્તો નીકળે તેની ચર્ચા 'શિ સા 'મા થવી જોઈએ

કેળવણી નોકરીલક્ષુ અને પરીક્ષાપરાયણ બને તો તેની કેવી અધોગતિ થાય, તેનો નમૂનો, આપણા દેશમા અગ્રેજોએ જે શિક્ષણતત્ર વારસામા આપ્યુ છે, તે છે આમા કોઈનો વાક કાઢવાની વાત નથી ણુ એક સામાજિક પ્રક્રિયા તરીકે સમજવાની ાત છે કે, શિક્ષણ, ટ્યૂશન અને પરીક્ષા શાથી ાના ભ્રષ્ટ બનવા પામ્યા એમાથી કેમ કરતા હવે ીકળાય એ જ સાચો સવાલ છે, જે આ ભાઈ અતે પૂછે છે.

સામાજિક બની જતા અનિષ્ટોનો ઉપાય આખરે તો તે સમાજ પાસે જ રહેલો હોય છે અને તેથી તેને દૂર કરવા કોઈ અમુક કે તમુક તરીકો કે યુક્તિ કે ગુરુચાવી મળવી મુશ્કેલ છે રચના સમાજના જાગ્રત અગો તથા સુધારક બળો જો પોતપોતાને સ્થાનેથી એકીસાથે કામે લાગે ને એમ 'એકજોર' બને, તો ગમે તેવો પર્વત પણ ચગાવી શકાય આ હિસાબે જ મુબઈ સરકારે યુનિવર્સિટીની મૅટ્રિકને સુધારવા એક ફેરફાર કર્યો અને તે પરીક્ષા પોતાની પાસે લીધી પરતુ તેની વ્યવસ્થા કરનારાઓએ કાચુ કાપ્યુ તે ઉઘાડુ છે જાત જાતના જે ભવાડા થયેના છાપાથી જાણવા મળે છે, તે આ સાબિત કરવા માટે બસ છે સરકારે જે એક જ તત્ર તળે આખુ પરીક્ષા કામ મૂકયુ, તે જરૂરી હતુ? તેમા વિભાગીય વ્યવસ્થા ન થઈ શકે? તે ભારે મોટા કામને વિકેન્દ્રિત રીતે ન ગોઠવી શકાય? મુબઈ સરકારે આ સવાલ આ દષ્ટિએ વિચારવો જોઈએ જે તે ક્રમ કેન્દ્રિત કરવાની ટેવ આજે વધારેપડતી જોવામા આવે છે. તેમા સુધારો થવો જોઈએ તો પરીક્ષાની વ્યવસ્થાની જે ફજેતી થઈ તે દૂર થાય

પણ પેલા ભાઈનો સવાલ તો એથી આગળ જાય છે તે કહે છે કે, આ શિક્ષણ પરીક્ષા પદ્ધતિ ને ટ્યૂશન પ્રમોશન પરમ્પરમાથ કેમ સુધરે? શિક્ષણ સાચુ કેમ બને?

આને માટે તો ધરમૂળથી પરિવર્તન થયા વગર આરો નથી દેખાતો ગાધીજી ૧૯૩૭મા પાયાની કેળવણીને પ્રથમ સફળ કરો, એ પડેલુ પગલુ છે, કહી અટકી ગયા એમા એક ગભીર અર્થ એ રહ્યો હતો કે, આ પાયાનો પનરો કરવાથી આગળ વધવા નો માર્ગ સૂઝશે ને એ મોકળો પણ થશે શિક્ષણનો ઉદ્દેશ, તેની નીતિરીતિ ફરે તો જ સમાજમા ગઠાઈ ગયેલો પરીક્ષાનો અર્થ અને તેની કિમત જે છે તે ફરે જ્યા સુધી એમ ન બને ત્યા સુધી લોકો ને નવ જુવાનો એ જ એકમાત્ર બનેના પરીક્ષાની સફળતાના છીડામાથી યેન કેન પ્રકારેણ છટકવા અને નીકળવા મથે, એમા નવાઈ નથી એટલે દોષિત મૂળ ભાર જો જાય તો જ એનાથી ઉશ્કેરાતી શિક્ષણમા પેઠેલી પેલી 'ચોરવિદ્યા' જઈ શકે. આ કામ કેવળ શિક્ષકનુ નથી સામાજિક અનિષ્ટનો ઉપાય આખા સમાજે કરવાનો હોય છે એટલે કે સૌ લાગતા વળગતા વર્ગોએ કરવો જોઈએ શિક્ષક, સરકારી શિક્ષણખાતુ, નાગરિકો – બધા પોતપોતાનો ભાગ બરોબર ભજવે, તો જ જોઈતી ક્રાતિ થઈ શકે પાયાની કેળવણીને સફળ કરી દેખાડવામા આવી વ્યાપક શિક્ષણક્રાતિના બીજ રહેલા છે વાલીઓ અથવા કહો કે નાગરિકો આ વાત સમજ્યા છે? તેમા પોતા તરફનો ભાગ ભજવવા તત્પર છે? સરકારી શિક્ષણખાતુ આ સમજે છે? તેનુ તત્ર તે મુજબ ઘટતા ફેરફાર કરશે? આ વિના હવા બદલાય એમ નથી

૨૩-૪-૪૯ મગનભાઈ દેસાઈ

# મધ્યકાલીન ભારતવર્ષમાં એખલાસભર્યા હિંદુ-મુસ્લિમ સંબંધો

[ફેબ્રુઆરીના અંકથી ચાલુ]

હિંદુઓના પ્રેમપૂર્ણ વર્તાવની મુસ્લિમો ઉપર ઘણી સારી અસર થઈ. તેમણે હિંદુઓ પ્રત્યે ભ્રાતૃભાવ કેળવ્યો, તેમના જીવનમાં અને રીતભાતમાં રસ લેવાનો આરંભ કર્યો, અને તેમનાં સાહિત્ય અને સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપ્યો.

સામાન્ય રીતે એમ મનાય છે કે, અકબરથી આ પ્રકારની પ્રવૃત્તિનો પ્રારંભ થયો. હિંદુ જીવન અને સંસ્કૃતિમાં એને ઘણો રસ હતો તેથી એણે હિંદુ મહાકાવ્યો અને શાસ્ત્રોનો સંસ્કૃતમાંથી ફારસીમાં અનુવાદ કરાવ્યો. અકબરના સમયમાં સંસ્કૃતનું અધ્યયન કરનાર પ્રથમ મુસ્લિમ વિદ્વાન ફૈઝી હતો એમ માનવામાં આવે છે. પણ વસ્તુતઃ તો આ સમયમાં અકબરના દરબારમાં ફૈઝી ઉપરાંત અબ્દુલ કાદીર, નકીબખાન, મુલ્લા શાહ મુહમ્મદ, મુલ્લા શબ્બી, સુલ્તાન હાજી અને હાજી ઇબ્રાહીમ જેવા સંસ્કૃતજ્ઞ મુસ્લિમ વિદ્વાનો હતા, જેમણે હિંદુ શાસ્ત્રોને સંસ્કૃતમાંથી ફારસીમાં ઉતાર્યાં હતાં. રામાયણ અને સિંહાસનબત્રીસીનો ફારસી તરજુમો અબ્દુલ કાદીરે કર્યો હતો; મહાભારતનો અનુવાદ નકીબખાન કે ફૈઝીએ કરેલો; અને અથર્વવેદનો અનુવાદ હાજી ઇબ્રાહીમ સિરહિંદીએ કર્યો હતો.[૧૪]

આમ આ સમયમાં મુસ્લિમ વિદ્વાનોને સંસ્કૃતનો અભ્યાસ હતો એમ જણાય છે. પણ આ કંઈ મુસ્લિમોએ સંસ્કૃતનો પરિચય સાધ્યાનો પહેલો પ્રસંગ નહોતો. કેટલાય મુસલમાન વિદ્વાનોએ ઇસ્લામની સ્થાપના પછી થોડા સમયમાં જ સંસ્કૃતનું સરસ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.[૧૫] કેટલાયે જ્યોતિષશાસ્ત્ર, ગણિત, આયુર્વેદ ઇત્યાદિ વિષયો પર સંસ્કૃતમાં લખાયેલા ભારતીય ગ્રંથોનો અરબીમાં તરજુમો ખલીફાતના આરંભકાળમાં જ થઈ ગયો હતો.[૧૬]

હિંદુસ્તાનમાં અલ્-બિરૂનીએ (ઈ. સ. ૯૭૩-૧૦૪૮) સંસ્કૃતનો ખૂબ ખંતથી અભ્યાસ કર્યો હતો, અને એમાં એ એટલો પ્રવીણ બન્યો હતો કે, જેમ સંસ્કૃતમાંથી અરબીમાં તેમ અરબીમાંથી સંસ્કૃતમાં પણ એ સરસ અનુવાદ કરી શકતો. એ હિંદુ તત્ત્વજ્ઞાન, ખાસ કરીને ભગવદ્‌ગીતા ઉપર મુગ્ધ બન્યો હતો. એણે એક 'કિતાબ-અલ્-હિંદ' અથવા 'અલ્-બિરૂની(ના યુગ)નું ભારત' નામનું અદ્‌ભુત પુસ્તક લખ્યું છે, જે સમગ્ર મુસ્લિમ સાહિત્યમાં અજોડ ગણાય છે. હિંદુઓએ એને 'વિદ્યાસાગર'ની પદવી આપી હતી. એણે અરબી વિદ્વાનોને માટે સંસ્કૃતમાંથી અરબીમાં અનુવાદ કર્યો, જેથી તેઓ જ્યોતિષશાસ્ત્ર આદિ હિંદુ શાસ્ત્રોનો પરિચય મેળવી શકે. તેવી જ રીતે એણે ફારસી અને અરબ જ્યોતિષશાસ્ત્રીઓનાં નવાં સંશોધનોનો હિંદુઓને ખ્યાલ આવે એ માટે એ વિષયના અરબી ગ્રંથોને સંસ્કૃતમાં ઉતાર્યા. આ રીતે બિરૂની હિંદુઓ અને મુસલમાનો વચ્ચે એક સંસ્કૃતિની કડી રૂપ બન્યો. પ્રસિદ્ધ ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ એને "ઇતિહાસમાં નોંધાયેલા વૈજ્ઞાનિક શક્તિવાળા શાસ્ત્રવિદોમાં સૌથી વધારે પ્રતિભાવંત" તરીકે ઓળખાવે છે.[૧૭] મુહમ્મદ બિન ઇબ્રાહીમ અલ્ તનૂખી પણ હિંદમાં સંસ્કૃત જ્યોતિષશાસ્ત્રપદ્ધતિ શીખવાને આ સમયમાં આવ્યો હતો. અમીર ખુશરો જણાવે છે કે અરબ જ્યોતિષશાસ્ત્રી આબુ મશાર હિંદુ જ્યોતિષશાસ્ત્રના અભ્યાસાર્થે દસ વર્ષ કાશીમાં રહ્યો હતો.[૧૮]

કેટલાક અકબર પૂર્વેના મુસલમાન બાદશાહોએ પણ સંસ્કૃત ગ્રંથોના ફારસી તરજુમા કરાવ્યા હતા. ચૌદમી સદીના મધ્યભાગમાં ફિરોઝશાહ તઘલખે 'દલાઇલ-ઈ-ફિરોઝશાહી' નામથી એક તત્ત્વજ્ઞાનનો ગ્રંથ ફારસીમાં ઉતરાવ્યો હતો. એવી રીતે ફિરોઝશાહના રાજ્યકાળમાં એક બીજો પણ ગ્રંથ સંસ્કૃતમાંથી

---

૧૪. ઇલિયટ અને ડાઉસન, 'હિસ્ટરી ઑફ ઇન્ડિયા' વૉ. ૫, (૧૮૭૩), પૃ. ૫૭૧.

૧૫. એજન, પૃ. ૫૭૨; નદવી, 'અરબ ઔર ભારતકે સંબંધ', પૃ. ૧૦૩-૪.

૧૬. આ સંબંધે સવિસ્તર ચર્ચા માટે જુઓ મૂળ અંગ્રેજી લેખ 'Hindu Muslim Amity in Early Mediaeval India'ની પાદટીપ નં. ૨૫.

૧૭. વિન્સેન્ટ સ્મિથ, 'ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા' (૧૯૧૯), પૃ. ૧૯૪.

૧૮. આર. સી. મજુમદાર, 'એડવાન્સ્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા', પૃ. ૨૭૫.

ફારસીમાં અનુવાદિત કરવામાં આવ્યો હતો અશ્વવિદ્યા વિષેના એક ગ્રંથનો મહમૂદશાહના પુત્ર ગ્યાસુદ્દીન મુહમ્મદશાહના હુકમથી સંસ્કૃતમાંથી ફારસીમાં તરજુમો કરવામાં આવ્યો હતો આ વિરલ ગ્રંથનું નામ 'કુર્રત-ઉલ-મુલ્ક' છે આ ઉપરથી આ સમયમાં મુસ્લિમ વિદ્વાનો સંસ્કૃતથી કેવા સુપરિચિત હતા તેનો ખ્યાલ આવશે[૧૯]

આમ અકબરની પૂર્વે ઘણા કાળથી હિંદના મુસ્લિમ બાદશાહો અને ઉમરાવોમાં હિંદુ જીવન અને સંસ્કૃતિ સમજવાની ઉત્કંઠા નજરે પડે છે ગુજરાતમાં પણ આ વૃત્તિના ઘણા ઉદાહરણો મળે છે, અને એ સંબંધે ખાસ ધ્યાન ખેંચતી વસ્તુ તો એ છે કે, એ બધા મુસ્લિમ સમાજના સામાન્ય થરોમાંથી મળે છે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ અને સાહિત્યના વિષયમાં હજી ઘણું સંશોધન થવું બાકી છે, તોપણ આપણને સંસ્કૃતમાં લખાયેલા એવા મુસ્લિમ શિલાલેખો મળે છે જેમાં મુસલમાનોનો હિંદુ સંસ્કૃતિ માટે પૂર્ણ આદર વ્યક્ત થતો હોય તેવી જ રીતે મુસ્લિમ લેખકોએ આશરે ઈ સ ૧૦૦૦થી ૧૨૦૦ સુધીની લોકભાષા અપભ્રંશમાં અને પ્રાચીન પ્રાદેશિક ભાષાઓમાં સાહિત્ય નિર્માણ કરેલું મળી આવે છે, જેમાંનું કેટલુંક તો એટલું સુન્દર છે કે એના ઉપર પ્રતિષ્ઠિત જૈન આચાર્યો સંસ્કૃતમાં વિદ્વત્તાપૂર્ણ ટિપ્પણઅવચૂરિ આદિ લખવા પ્રેરાયા છે એનું આપણે અહીં ટૂંકમાં અવલોકન કરીએ

સોમનાથ પાટણના રાજા અર્જુનદેવ વાઘેલાના સમયમાં (વિ સ ૧૩૨૦, ઈ સ ૧૨૬૪માં) સંસ્કૃતમાં લખાયેલો એક મુસ્લિમ શિલાલેખ મળ્યો છે એમાં ઈરાનના હોર્મઝ બંદરના મુસ્લિમ ખલાસીઓએ એક મસ્જિદ બાંધ્યાનો અને એના નિભાવ માટે જમીન, દુકાનો અને બીજી મિલકત અર્પણ કર્યાનો ઉલ્લેખ છે એ મિલકતની વધારાની આવકનો મુસ્લિમ ધાર્મિક ઉત્સવોમાં ઉપયોગ કરવાની અને એમ કરતાં પણ જે વધે તે મક્કા અને મદીનાના ધર્મસ્થાનોમાં મોકલી દેવાની આજ્ઞા કરી છે આ મિલકતની દેખરેખ રાખવાનું કામ સોમનાથ પાટણમાં વસતી સ્થાનિક મુસલમાન જમાતોને સોંપ્યું છે આ લેખ સૌથી પહેલા કર્નલ ટોડે વેરાવળમાં જોયો હતો અને હુલ્ટ્શે 'ઇન્ડિયન એન્ટિક્વરી' વોલ્યુમ ૧૧, ૧૮૮૨માં એનું વિવરણ કર્યું છે અને અનુવાદ આપ્યો છે

એનો આરંભ એક વિલક્ષણ મંગળાચરણથી થાય છે

ओं। ओं नम श्री विश्वनाथाय॥
नमस्ते विश्वनाथाय विश्वरूप नमोस्तु ते।
नमस्ते शून्यरूपाय लक्षालक्ष नमोस्तु ते॥

"ઓમ્ ઓમ્ શ્રી વિશ્વનાથને નમસ્કાર વિશ્વના નાથ (એવા) તમને નમસ્કાર હો, વિશ્વરૂપ (એવા) તમને નમસ્કાર હો શૂન્યરૂપ (એવા) તમને નમસ્કાર હો (એક જ વખતે) લક્ષ્ય અને અલક્ષ્ય (સ્વરૂપ વાળા) તમને નમસ્કાર હો."

આ જાતનું મંગલ આ સમયના બીજા શિલાલેખોમાં મળતું નથી એ કુરાનના પ્રથમ અને અન્ય પ્રકરણોની કેટલીક આયતો ઉપરથી રચાયું લાગે છે જેમ કે,

अल्-हम्दु लिल्लाहि-रब्बिल् आलमीन्।
"વિશ્વોના નાથ એવા ઈશ્વરને (અલ્લાહને) વંદન હો." (પ્ર ૧)

अल्लाहु ला इलाह इल्ला हुवल्-हय्य् अल्-कय्यूम्।
"સત્ (જીવન્ત, ચેતનપ્રપૂર્ણ) અને સ્વયંપૂર્ણ ઈશ્વર સિવાય બીજો (કોઈ) ઈશ્વર નથી" (પ્ર ૩)

फ इन्नल्लाह् हुवल्-घनिय्युल् हमीद।
"ખરેખર ઈશ્વર સ્વયંપૂર્ણ અને વંદનયોગ્ય છે" (પ્ર ૩૧)

हुवल्-अव्वल् वल्-आखिर् वज्-ज़ाहिर् वल्-बातिन्।
"એ (ઈશ્વર) જ આદિમ અને અંતિમ છે, પ્રગટ અને પ્રચ્છન્ન છે." (પ્ર ૫૭)

શિલાલેખની સાલ આ પ્રમાણે આપવામાં આવી છે

वोधकरसूलमहम्मदसंवत् ६६२ तथा श्रीनृपविक्रम सं १३२० तथा श्रीमद्वलभि स ९४५.

[૧૯] ઇલિયટ અને ડાઉસન, 'હિસ્ટરી ઑફ ઇન્ડિયા', વૉ ૫, પૃ ૫૭૨-૪

"પયગંબર મુહમ્મદની સાલ ૬૬૨, તેમ શ્રી વિક્રમ સંવત્ ૧૩૨૦ અને શ્રી વલભિ સંવત ૯૪૫—"

પછી આ શિલાલેખ ગુજરાતના તે સમયના શાસનકર્તા રાજા અર્જુનદેવ, જેમના રાજ્યકાળમાં આ લેખ થયો છે તેમનો સર્વ બિરુદો સાથે ઉલ્લેખ કરે છે, અને સોમનાથના મુખ્ય મહંતનો ખૂબ માનપૂર્વક ઉલ્લેખ કરે છે :

श्रीसोमनाथदेवपत्तने परमपाशुपताचार्यमहापंडित-महत्तरधर्ममूर्तिगंडश्रीपरवीरभद्र...

"શ્રી સોમનાથદેવના નગરમાં પરમપાશુપતાચાર્ય મહાપંડિત મહત્તર ધર્મમૂર્તિ ગંડ શ્રીપરવીરભદ્ર..."

ખરીદનાર, વેચનાર અને ખરીદાયેલી જમીન અને મિલકત સંબંધેની વિગતો આ પ્રમાણે આપી છે :

हुर्मुजवेलाकुले अमीरश्रीरुकनदीनराज्ये परिपंथयति सति कार्यवशात् श्रीसोमनाथदेवनगरं समायात हर्मुज-देशीयखोजा नौ० अबूब्राहिमसुत नाखू० नोरदीनपीरोजेन... राज० श्रीनानसीहसुत ग्रह० राज० श्रीछाडाप्रमृतीनां पार्श्वात् श्रीसोमनाथदेवनगरबाह्ये....संतिष्ठमानभूखंडं..... समुपात्तम् ।

"જ્યારે હોર્મઝને કિનારે અમીર શ્રીરુકનુદ્દીન રાજ્ય કરતા હતા ત્યારે કામપ્રસંગે શ્રીસોમનાથ-દેવનગર આવેલા હોર્મઝ દેશના ખોજા નૌવાહ (=નાખૂદા) અબુ ઇબ્રાહિમના પુત્ર નાખૂદા નુરુદ્દીન પિરોઝે રાજ(કુલ) શ્રીનાનસિંહના પુત્ર રાજ(કુલ) શ્રી છાડા આદિ પાસેથી શ્રી સોમનાથ દેવનગરની બહાર આવેલો ભૂમિખંડ ખરીદ કર્યો."

જમીનના આ ભાગ ઉપર પિરોઝે શ્રી છાડાની સાહાય્યથી પોતાના ધર્મસિદ્ધાન્ત અનુસાર એક મસ્જિદ બાંધી :

ततः नाखू० पीरोजेन स्वधर्मवासनाभिप्रायेण.... मिजिगिति धर्मस्थानं...श्रीछाडासखायत्वेन धर्मबान्धवेन कारितम् ।

આ મસીદના નિભાવ માટે નાખૂદા પિરોઝે નીચે પ્રમાણે મિલકત અર્પણ કરી :

नाखू० पीरोजेन अस्य मिजिगितिधर्मस्थानस्य वर्त्तापनार्थं प्रतिदिनं पूजादीपतैलपानीय तथा मालिममोदिनमासपाठक तथा नौवित्तकानां समाचारेण बराति-रातिखतमरातिविशेषपूजामहोत्सवकारापनार्थं तथा प्रतिवर्षं छोहचूनाभानविशीर्णसमारचनार्थं...श्रीबउलेश्वरदेवीयसमग्र-पल्लडिका...तथा घाणी...तथा हट्टद्वयं... उदकेन प्रदत्तम् ।

"નાખૂદા પીરોઝે આ મસીદ નામના ધર્મસ્થાનના નિભાવ અર્થે, રોજની પૂજા (=નિમાજ), દીપ, (તે માટેનું) તેલ; (નિમાજ માટેના) પાણી માટે, અને મુઅલ્લિમ, મુઅઝ્ઝીન્, હાફિઝ (ના નિભાવ) માટે, તેમ ખલાસીઓના રિવાજ અનુસાર બરાતિ-રાતિ-ખતમરાતિના ખાસ તહેવારો ઊજવવાને, તેમ પ્રતિવર્ષ (મસીદમાં) છોચૂનો (દેવરાવવાને) માટે, ભાંગ્યુંતૂટ્યું સમરાવવાને, શ્રીબકુલેશ્વરદેવવાળી સમગ્ર પલ્લડી (ગામડું), તથા ઘાણી, તથા બે હાટ, (હાથમાં) જળ લઈને અર્પણ કર્યાં."

(આ મિલકતોની) આવકમાંથી (મસીદ અને તહેવારોનો ખર્ચ જતાં) જે બાકી રહે તે મક્કા અને મદીનાનાં ધર્મસ્થાનોમાં મોકલી દેવાની સૂચના કરી છે :

यत्किंचित् शेषद्रव्यमुद्वरति तत्सर्वं द्रव्यं मखामदीना-धर्मस्थाने प्रस्थापनीयम् ।

સ્થાનિક મુસલમાનોની જુદી જુદી જમાતોને આ મસીદ અને એના નિભાવાર્થે અર્પણ થયેલી મિલકતોની વ્યવસ્થા કરવાની સોંપણ કરવામાં આવી છે:

नाखुयानोरिकजमाथ तथा खतीबसहितसमस्तशहड-संवतघट्टिकानां जमाथ तथा चुणकरजमाथ तथा पत्रपतीनां मध्ये मुशलमानजमाथप्रभृतिभिः समस्तैरपि मिलित्वा आयपदमिदं पालापनीयं धर्मस्थानमिदं वर्त्तापनीयं च ।

શિલાલેખને અંતે આ ધર્મસ્થાન (ભવિષ્યમાં) કોઈ લૂંટશે કે લૂંટાવશે તે મહાપાપનો ભાગી બની નરકે જશે એવો શાપ ઉચ્ચાર્યો છે :

य कोपि धर्मस्थानमिदं तथा आयपिदं च लोपयति लोपापयति स पापात्मा पंचमहापातकदोषेण लिप्यते नरकगामी भवति ॥

આ લેખમાંથી કેટલીક રસપ્રદ માહિતી મળે છે. પ્રથમ તો, સોમનાથ પાટણ જેવા હિંદુઓના અતિ પવિત્ર તીર્થસ્થાનમાં કેટલીક મુસલમાન જમાતો વસતી હતી, અને એમને મસ્જિદ બાંધવામાં અને એના નિભાવ માટે મિલકત અર્પણ કરવામાં સ્થાનિક હિંદુ અગ્રણીઓએ ખૂબ સહાયતા કરી હતી. કેટલાક

મુસ્લિમ ઇતિહાસકારોના કહેવા પ્રમાણે સોમનાથ પાટણને મુસ્લિમ વિજેતાઓએ વારવાર તોડ્યુ હતું છતા એથી હિંદુઓની વિધર્મીઓ પ્રત્યેની સ્વાભાવિક સહિષ્ણુતા અને ઉદારતામા ફરક પડ્યો નહોતો બીજું, આ યુગના મુસ્લિમો એકવાયુ જીવન ગાળતા નહોતા, પણ એમણે હિંદુ સંસ્કૃતિમાથી કેટલાક મહત્ત્વના તત્ત્વો સ્વીકાર્યા હતા, અને હિંદુ જીવન સાથે સરસ સુમેળ સાધ્યો હતો પોતાના મહત્ત્વના શિલાલેખો માટે સંસ્કૃતનો તેઓ નિસંકોચ ઉપયોગ કરતા, અને હિંદુ ધર્મપુરુષો — સોમનાથના મંદિરના મહંત જેવા — પ્રત્યે ઉચિત વિનય અને સન્માન દર્શાવતા

આમ મુસ્લિમોએ હિંદુ સંસ્કૃતિ પ્રત્યે અનુરાગ દર્શાવ્યાનો બીજો સચોટ દાખલો તે મુસ્લિમ કવિ અબ્દુલ રહેમાનનો 'સંદેશરાસક' છે એ 'મેઘદૂત'ની પદ્ધતિએ, ૧૨મા શતકના ઉત્તરાર્ધમા કે ૧૩મા શતકના પૂર્વાર્ધમા, રચાયેલુ સદેશકાવ્ય છે એની ભાષા અપભ્રંશ છે, જે ત્યારે પશ્ચિમ હિંદની લોકભાષા હતી એમાથી જ અર્વાચીન ગુજરાતી, રાજસ્થાની અને પશ્ચિમી હિંદીનો ઉદ્ભવ થયો છે મુસ્લિમ કવિના એ રાસકને એટલી બધી પ્રસિદ્ધિ મળી કે બે જૈન વિદ્વાન સાધુઓને એના ઉપર સંસ્કૃતમા ટિપ્પણ-અવચૂરિ લખવાનુ આકર્ષણ થયુ કવિ અબ્દુલ રહેમાન સભવત પશ્ચિમ ભારતનો હતો એ જાતનો વણકર હતો, અને એના પિતાનુ નામ મીરસેન (=મીર હુસેન?) હતુ એ સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશનો સારો વિદ્વાન હતો અપભ્રંશમા એણે ઘણી સાહિત્યરચના કરી છે

એનુ 'સંદેશરાસક' અપભ્રંશ કવિતાનો સરસ નમૂનો છે એનુ ભાવનિરૂપણ ખૂબ સામર્થ્યવાળુ છે, અને એના ઋતુવર્ણનો આકર્ષક છે આપણી પ્રસ્તુત ચર્ચાની દૃષ્ટિએ એનુ સૌથી આકર્ષક અંગ તો એમા પ્રગટ થતો મુસ્લિમ કવિનો હિંદુ જીવન અને સંસ્કૃતિ માટેનો સમભાવ અને આદર છે. મૂલસ્થાનનું (અર્વાચીન મૂલતાનનુ) વર્ણન કરતા એ કહે છે

"ત્યા પ્રત્યેક જણ સુશિક્ષિત છે શહેરની અંદર ફરતા સુંદર પ્રાકૃત શ્લોકો મધુર રાગે ગવાતા સભળાય છે. કેટલેક સ્થળે ચારવેદમા પારગત (બ્રાહ્મણો) વેદ સમજાવે છે. બીજા સ્થળોએ નટો 'રાસક' (નાટ્યરૂપની રચના) ભજવે છે કોઈ સ્થળે સદયવત્સકથા સભળાય છે, તો અન્ય સ્થળોએ નલચરિત્ર, અને વળી બીજી જગાઓએ મહાભારત વચાય છે કેટલીક જગાઓએ મહાન બ્રાહ્મણ મુનિઓ આશીર્વાદ ઉચ્ચારે છે, તો અન્ય સ્થળોએ રામાયણ (ના પ્રસંગો) ભજવાય છે"[૨૦]

આ અતિ સુંદર કાવ્ય થોડા સમય પહેલા પ્રાકૃત અપભ્રંશના સમર્થ વિદ્વાન આચાર્ય મુનિશ્રી જિનવિજયજીએ સિંઘી ગ્રંથમાળામા સંપાદિત કર્યું છે એ હિંદુ સંસ્કૃતિમા મુસ્લિમોએ આપેલા ફાળાનું સુંદર નિદર્શન છે.

આ પછીના સમયમા પણ આપણને મુસ્લિમ કવિઓએ ભારતીય સાહિત્યમા સરસ રચનાઓ કર્યાના ઉદાહરણો મળે છે અમીર ખુશરૌ (ઈ સ ૧૩૨૫)ના પ્રાચીન હિંદુસ્તાનીમા રચાયેલા કાવ્યો મલિક મુહમ્મદ જાયસીનું પ્રાચીન અવધી ભાષામા રચાયેલુ 'પદ્માવત' (ઈ સ ૧૫૪૦) આના ઉદાહરણરૂપ છે કબીર અને રહીમ જેવા મુસ્લિમ કવિઓની વાણી તો હિંદનો અમર સાંસ્કૃતિક વારસો છે હિંદુ સાહિત્ય અને સંસ્કૃતિમા મુસ્લિમ લેખકોએ ગુજરાતમા તેમ અન્ય ભાગોમા છેક ૧૯મી સદી સુધી અર્પણ કર્યું છે આ જ પ્રકારે હિંદુઓ, અને વિશેષત નાગરકાયસ્થો જેવા ઉપલા વર્ગોએ ફારસી ભાષા અને સાહિત્ય ઉપર સરસ પ્રભુત્વ મેળવ્યુ હતુ, અને એમાના કેટલાકની ફારસી કૃતિઓ તો નમૂનેદાર મનાઈ છે છેક આજ સુધી ગુજરાતમા તેમ જ ઉત્તર હિંદુસ્તાનમા હિંદુઓમા ફારસીઉર્દૂના સરસ જ્ઞાતા અને લેખકો થયા છે

છેલ્લા પચાસેક વર્ષમા હિંદુમુસ્લિમ કોમો વચ્ચેનો આ પ્રકારનો સાંસ્કૃતિક સંપર્ક ઘણો ઘટી ગયો છે અને આજે તો લગભગ બંધ થઈ ગયો છે એમ કહી શકાય આજના મુસલમાનોનો અલગતાવાદ આ

૨૦ કવિ અબ્દુલ રહેમાન કૃત, સંદેશરાસક સંપાદ મુનિશ્રી જિનવિજયજી, સિંઘી જૈન ગ્રંથમાળા, ૧૯૪૫ શ્લોક ૪૨-૪૪

પરિણામ માટે બહુધા જવાબદાર છે, જોકે છેલ્લા થોડા સમયથી શરૂ થયેલી કટ્ટર હિંદુઓની સનાતની પ્રવૃત્તિઓને પણ કેટલેક અંશે આ સંબંધે જવાબદાર ગણી શકાય.

આપણી આ સમગ્ર ઇતિહાસચર્ચામાંથી નીચે પ્રમાણે મુદ્દાઓ ફલિત થાય છે.

હિંદુ રાજ્યના જાહોજલાલીનાં સમયમાં હિંદુ રાજાઓ અને હિંદુ પ્રજા મુસલમાનો પ્રત્યે ખૂબ સહિષ્ણુતા અને સદ્ભાવ દાખવતી. ગુજરાતના રજપૂત રાજાઓ પોતાની બધી પ્રજાને — પછી તે ગમે તે ધર્મ કે જાતિની હોય — સંપૂર્ણ રક્ષણ આપવાની પોતાની ફરજ સમજતા હતા.

આ સમભાવનો ઉત્તર મુસ્લિમોએ હિંદુ સંસ્કૃતિમાં રસ લઈને એમાં પોતાનું અર્પણ કરીને વાળ્યો. આ સંસ્કારવિનિમયે એમની અને હિંદુઓની વચ્ચે સુવર્ણશૃંખલાની ગરજ સારી. પછીના કાળમાં હિંદુઓએ ફારસીનું ઉત્કૃષ્ટ અધ્યયન કર્યું અને ફારસી સંસ્કૃતિમાંથી ઘણાં તત્ત્વો અપનાવ્યાં.

આપણે આશા રાખીએ કે, આધુનિક મુસ્લિમ વિદ્વાનો અબદુલ રહેમાન જેવા કવિનું અનુકરણ કરે, અને એની મારફત હિંદુ સંસ્કૃતિમાંથી અમૃતપાન કરીને એના સંદેશોમાંથી પ્રેરણા પામીને ભારતીય સાહિત્યમાં પોતાનું મૂલ્યવાન અર્પણ કરે; અને હિંદુ વિદ્વાનો ફારસી ભાષા અને સાહિત્યનો અભ્યાસ કરે અને મુસ્લિમ સંસ્કૃતિનો આદર અને ગૌરવ કરે. આ રીતે બે કોમો પ્રેમ અને આદરના બંધને બંધાઈ, જેવું ઐક્ય સાધી શકાશે તેવું અન્ય કોઈ પ્રકારે શક્ય નહીં હોય.

સંપૂર્ણ ] કાન્તિલાલ બ૦ વ્યાસ

# મુંબઈ યુનિવર્સિટીનો 'અયોગ્ય નિર્ણય'

'શિ૦ સા૦' ના માર્ચ માસના ગયા અંકમાં શ્રી. પોપટલાલ ગો. શાહનો લેખ છે — 'માધ્યમિક શાળાઓ માટે વિજ્ઞાનની પરિભાષા'. તેમાં નીચે પ્રમાણે તેમણે લખ્યું છે —

"ગુજરાત વિદ્યાપીઠ તરફથી ૧૯૪૬માં 'વિજ્ઞાનની પરિભાષા' મુંબઈની યુનિવર્સિટી ઉપર મોકલવામાં આવી તે સમયે યુનિવર્સિટીએ જે અયોગ્ય નિર્ણય કર્યો તેની કોઈએ પણ નોંધ લીધી નથી."

મુંબઈ યુનિવર્સિટીએ જે 'અયોગ્ય' નિર્ણય કર્યો છે તે પણ શ્રી. શાહે તેમના લેખમાં ટાંક્યો છે, જે નીચે ઉતારું છું —

વૈજ્ઞાનિક પરિભાષાની પદ્ધતિ દાખલ કરવી જોઈએ' . . . એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કૅકલ્ટીનો ઠરાવ મંજૂર રાખવામાં આવે અને ડૉ. રઘુવીરને વિનંતી કરવામાં આવે કે, મૅટ્રિકની પરીક્ષાના ઉમેદવારોના ઉપયોગ માટે તેમના કોશની સંક્ષિપ્ત આવૃત્તિ પ્રગટ કરવાનું તેઓ ધારે છે કે કેમ, તે વિષે યુનિવર્સિટીને જણાવે."

અને આ ઠરાવ ટાંકીને શ્રી. શાહ લખે છે કે,

"ડૉ. રઘુવીરે પારિભાષિક કોશ તૈયાર કર્યો છે અને મૅટ્રિકના વિદ્યાર્થીઓને ફરજિયાત ગણાય* છે."

યુનિવર્સિટીના અધિકારીઓએ શા ધ્યાનથી મારો પત્ર જવાબને પાત્ર પણ નહિ માન્યો હોય? એર

મૅટ્રિક સુધીના 'વિજ્ઞાનની પરિભાષા' વિદ્યાપીઠે ઈ સ ૧૯૪૬મા બહાર પાડી તેનો ઉદ્દેશ એ હતો કે, માધ્યમિક શાળાઓમા વિજ્ઞાનનો વિષય ગુજરાતી દ્વારા શીખવી શકાય અને મૅટ્રિકના પરીક્ષાર્થીઓ ગુજરાતીમા લખી શકે એવો નિયમ છે, પણ તેમા એક એવી સૂચના છે કે, ગુજરાતી પરિભાષાની સાથે અગ્રેજી પર્યાય પણ લખવો, મતલબ કે, ગુજરાતી પરિભાષા સ્થિર નથી આ અસ્થિરતા દૂર કરી કોઈક એકવાક્યતા પર પહોચવાના પ્રયત્ન રૂપે પેલી પરિભાષા તૈયાર કરાવવામા આવી હતી તેમા વિજ્ઞાનના અધ્યાપકો, લેખકો, ભાષાશાસ્ત્રીઓનો હાથ હતો ઉપરાત જે ઉપલબ્ધ પરિભાષા હતી તે પણ સામે રાખવામા આવી હતી ઉપરાત પ્રત્યક્ષ શિક્ષણનો અનુભવ પણ સામે રાખવામા આવ્યો હતો એટલુ જ નહિ જે કામ થતુ તેને વર્ગમા કરી જોવામા આવતુ કે તે વિદ્યાર્થીને કેવુ ફાવે છે આ રીતે નીવડેલી પરિભાષા જો મુબઈની યુનિવર્સિટી જોઈ જાય અને પોતાની મહોર મારે, તો કામ આગળ વધી શકે, એ ધ્યાનથી તેને મે મુબઈ રજિસ્ટ્રાર પર મોકલેલી અને લખેલુ કે,

જે સિદ્ધાતો અને ધોરણથી આ શબ્દો રચ્યા છે તથા તેનુ પ્રયોજન, તે રચનારાઓ વગેરે બાબતમા તે ચોપડીની પ્રસ્તાવનામા વિગતે વાત કરી છે તે જોવા વિનતી છે તેમા એ પણ જણાવેલુ કે, અનેક શિક્ષકો તથા લેખકોએ અને ગુજરાતની હાઈસ્કૂલોએ આ પરિભાષાને આવકાર આપીને ઉપયોગમા લેવા માડી છે. મારી આપને વિનતી છે કે આ આપની વિદ્યાપીઠની ઘટતી સમિતિ પાસે મૂકશો અને તેમનો જે અભિપ્રાય પડે તે જણાવશો

આ સારનો પત્ર લખ્યો તેની છાપેલી પહોચ મને મળી ને તેમા જણાવેલુ કે 'જે નિર્ણય થશે તે તમને તેના વખતે જણાવીશુ' પરતુ તે નિર્ણય જણાવવામા આવ્યો નથી તે વિષે શ્રી શાહે જાહેરમા ચર્ચા કરી ત્યારે જ, (મે શરૂમા કહ્યુ તેમ) મને ખબર પડી કે તેમણે ઠરાવ કર્યો છે ત્યા સુધી હુ તો એમ જ માનતો હતો કે, અગ્રેજીમા રચાયેલી પડેલી એ સસ્થા કદાચ મારા પત્રને વિચારપાત્ર પણ ન ગણે અસ્તુ

શ્રી શાહ આ ઠરાવ સામે ગુજરાતની જનતાને ચેતવે છે તે માટે પણ એમનો આભાર માનવો જોઈએ કેમ કે મુબઈ વિદ્યાપીઠનો આ ઠરાવ વિચિત્ર છે એટલુ જ નહિ પૂરતા વિચાર વગર થયો લાગે છે તેમ જ તેમા લોકશિક્ષણ પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણની જે પાયાની જરૂરિયાતો છે, તે સદતર ઉવેખવામા આવી લાગે છે જોકે એનાથી નવાઈ નથી લાગતી, કેમ કે અગ્રેજી યુનિવર્સિટીઓ તેમની આખી ઉમરભર એમ જ વરતી આવી છે તેણે માત્ર એટલુ જ જોયુ લાગે છે કે, આજે બધે એકસરખી અગ્રેજી પરિભાષા ચાલે છે તેને સ્થાને બીજી એકસરખી પરિભાષા જોઈએ માત્ર તે દેશી ભાષાની હોય આ વાત ઠીક છે એમ માનીએ તોપણ એમા એક બે મોટી વાતો ભુલાઈ છે, તેથી જ તે વિદ્યાપીઠે એ બેહૂદો નિર્ણય લીધો છે

પહેલી વાત તો એ કે, ભાષા એ વર્ણોની કેવળ ગોઠવણી નથી એ તો પ્રજાના જીવનમાથી ઝરતી જીવત પ્રક્રિયા છે, તેના ચિતન મનનનો દેહ છે

અને બીજુ આ પ્રક્રિયા અમુક ગણતર લોકની મુઠ્ઠીગતમા નથી હોતી પણ પ્રજાકીય જીવનપ્રવાહની બાના હોય છે

ડૉ રઘુવીર અને તેમના મતના લોકો આ વાત ભૂલીને જ ચાલે છે તેઓ પોતાના અભ્યાસની ઓરડીમા અમુક તમુક વર્ણસમૂહો નિપજાવે છે અને તેને રૂઢ કરવા તાકે છે એમ તે રૂઢ થતા નથી છતા જો એવો પ્રયત્ન કરવામા આવે તો ઓસ્માનિયા વિદ્યાપીઠના ઉર્દૂ પ્રયત્ન પેઠે, બહુ બહુ તો મને એટલે કે, ધૂળ પર પોપડા જેવુ એ થઈ રહે એને ભાષા ન કહી શકાય

જેટલી બને તેટલી સર્વજાતીય એકવાક્યતા જો વિજ્ઞાનની પરિભાષામા હોય, તો તે સારુ જ છે પરતુ એ જીવત હોવી જોઈએ કોઈકે કરી આપેલી મુડદાલ ભેટ નહિ ભાષાવાર પ્રાતરચનામા જેમ કેટલાક ભાષાવાર તદ્દન એકાતિક ધ્યાન કરીને વર્તે છે, તેમ જ

મુંબઈ વિદ્યાપીઠ સર્વપ્રાંતીય પરિભાષાની એકવાક્યતા વિષે ખ્યાલ રાખે છે. ઘણા લોકો એવો ભ્રમ પણ સેવે છે કે, યુરોપમાં વિજ્ઞાનની પરિભાષા બધે સરખી છે! આ બરોબર નથી. હા, જે ભાષાઓનું મૂળ એક લેટિન ભાષા છે, તેમાં સહેજે અમુક મળતાપણું આપોઆપ આવે છે. એવું તો હિંદની ભાષાઓમાં પણ આવે જ, અને તે આવકારપાત્ર છે. (આ મુદ્દો ગૂજરાત વિદ્યાપીઠની પુસ્તિકામાં સ્પષ્ટ થયો જ છે.) પરંતુ તે પરથી એમ કહેવું કે, બધા શબ્દો એક જ ચાલે તો તો લોકો પર ભારે સાંસ્કૃતિક અત્યાચાર થશે, અને લોકશિક્ષણ તથા પ્રાથમિક, માધ્યમિક શિક્ષણની હાનિ થશે. તેટલે દરજ્જે વિજ્ઞાન લોકોમાં નહિ ભણાય. આજે અંગ્રેજી વિદ્યાપીઠો બધી હજી તેમના લોકવિમુખ વાડામાં જ છે; નહિ તો આ મુદ્દાની કદર કર્યાં વગર ન રહે.

આ મુદ્દો વડી સરકારના શિક્ષણ સલાહકાર બોર્ડની વિજ્ઞાન પરિભાષા સમિતિએ પણ સ્વીકાર્યો છે, અને તે સ્પષ્ટ કહે છે કે વિજ્ઞાનની પરિભાષા નીચેના ત્રણ મુદ્દા ધ્યાનમાં રાખીને રચાવી જોઈએ.

"હિંદમાં વિજ્ઞાન પરિભાષા આ પ્રમાણે બનશે —

૧. આંતરરાષ્ટ્રીય પરિભાષા આખા દેશમાં વપરાય એવી. તેના શબ્દો* અંગ્રેજી રૂપના હશે.

૨. તે તે પ્રદેશના સંબંધો જોઈને, દ્રાવિડી કે હિંદુસ્તાનીમાંથી સ્વીકારેલા કે નિપજાવી લીધેલા શબ્દો. પરંતુ એમાં, બને ત્યાં સુધી, સંસ્કૃત ફારસી કે બીજી પ્રાચીન ભાષાઓના અઘરા શબ્દો છોડવામાં આવે.

૩. દરેક પ્રાંતિક ભાષાના ખાસ તળપદા શબ્દો. લોકશિક્ષણના હિતની દૃષ્ટિએ તે રાખવા જોઈએ એવા હોય, કેમ કે તે લોકરૂઢ હોય. ઉચ્ચ શિક્ષણની ઉપરની કક્ષાઓમાં (૧) અને (૨) વર્ગના શબ્દો ધીમે ધીમે (૩) વર્ગના શબ્દોની જગા લેતા જઈ શકે."

(— તે સમિતિના રિપોર્ટમાંથી પા. ૫)

અને ત્યાર બાદ હમણાં બીજી વિજ્ઞાન પરિભાષા સમિતિએ પણ ઉપરના સિદ્ધાંતને ધ્યાનમાં રાખ્યો જ છે. પહેલી સમિતિ ઈ. સ. ૧૯૪૦–૪૧માં બેઠી હતી. જ્યારે મુંબઈ વિદ્યાપીઠે ગૂજરાત વિદ્યાપીઠની પુસ્તિકા પર અભિપ્રાય આપ્યો, ત્યારે આ સમિતિનો હેવાલ બહાર પડચો હતો, તે તેણે જોયો હતો કે કેમ એ ખબર નથી. જો જોયો ન હોય તો તેણે હવે પણ જોવો જોઈએ. હવે આપણે સ્વતંત્ર થયા છીએ. લોકોની જે મુખ્ય મુખ્ય ૧૫ ભાષાઓ છે, તેને અવગણીને વર્તવાનું હવે પાલવે તેમ નથી. મુંબઈ વિદ્યાપીઠ એ રીતે પોતાનો વિચાર ફરી કરશે? શ્રી. શાહ મુંબઈ વિદ્યાપીઠના વિચિત્ર નિર્ણય સામે સૌને સાવચેત કરે છે એ સારી વાત છે. તેની સારી પેઠે ચર્ચા થવી જોઈએ.

૨૩–૪–'૪૯ મગનભાઈ દેસાઈ

* આ કહેવાની જરૂર એટલા માટે છે કે, આંતરરાષ્ટ્રીય કહેવાતી પરિભાષા એક નથી. જેમ કે

| અંગ્રેજી | ફ્રેન્ચ | જર્મન |
|---|---|---|
| Nitrogen | Azote | Stickstoff |
| Lead | Plomb | Blei |
| Sulphur | Soufre | Schwefel |
| Tungsten | Tungstene | Wolfram |
| Formic Acid | Acide Formique | Ameisensäure |
| Tartaric Acid | Acide Pyrotar-tarigue | Weinsaure |

મતલબ કે, હિંદની પ્રાંતીય ભાષાઓ સંસ્કૃતમાંથી હોવા છતાં, આ પ્રકારના તદ્ભવ રૂપભેદો રહેવાના. તેમને પ્રમાણવા જોઈએ. એકવાક્યતાની નરી એકાંતિકતા કેવળ જડતા જ ગણાય. —મ.

ચારિત્ર્યશીલ મનુષ્યોની મૈત્રી ચંદ્રની જેમ દિવસે દિવસે વધતી જાય છે, પણ મૂર્ખોની મૈત્રી પરિચય વધતાં પૂર્ણિમાના ચંદ્રની જેમ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે.

* * *

સારા માણસની મૈત્રી સારા ગ્રંથના સૌંદર્ય જેવી છે. જેમ તેનો ઊંડો અભ્યાસ કરીએ તેમ તેમાંથી વધુ ને વધુ આનંદ આવે છે, તેમ સારા માણસની મૈત્રી કદી વાસી થતી નથી અને રોજ રોજ વધુ ને વધુ આનંદ આપે છે.

—કૉન્ફ્યૂશિયસ

# ગાંધીજીના કલકત્તાના ઉપવાસ—૨

[શ્રી. મનુબહેન ગાંધીની સપ્ટેમ્બર, ૧૯૪૭ ની ડાયરીનાં આગળનાં પાનાં — ગયા અંકથી ચાલુ]

બેલિયાઘાટા, હૈદરી મૅન્શન
તા. ૩–૯–'૪૭

૩–૩૦ રોજ પ્રમાણે બાપુજીએ અમને બંનેને ઉઠાડ્યાં. દાતણ કર્યું. પ્રાર્થના થઈ. ભજન "તુમિ બંધુ તુમિ નાથ" હતું. પ્રાર્થના પછી થોડીક વાતો કરી. સૌ સાથીઓને પોતપોતાનો ધર્મ બજાવવા કહ્યું. નોઆખાલીથી પ્યારેલાલજી, ચારુબાબુ આવ્યા હતા એમને પણ કહી દીધું, "કોઈ મારા ખાતર ન રોકાશો. સૌ પોતપોતાનો ધર્મ વિચારી ઘટતું કરશો એમાં જ મારી સેવા રહેલી છે."

સવારના બાપુએ ડૉ. દિનશા મહેતાને કહ્યું, "રાત બહુ સારી ગઈ ગણાય. પાણી પણ પી શકું છું. દરેક ઉપવાસ કરતાં આ વખતના ઉપવાસમાં હું બહુ જ શાંત છું. મને એમ નથી લાગતું કે ઉપવાસ ક્યારે છૂટશે. જો આમ જ રહે તો શરીર ભલે ક્ષીણ થાય, પણ મહિનો સુધી ટકી શકું એમ મને લાગે છે."

ડૉ. મહેતા આનો અર્થ બીજો સમજ્યા. એટલે કહે, "હા, એમ જ પાણી પીધા કરશો તો કંઈ વાંધો નહીં આવે."

બાપુ કહે, "મારો તો કહેવાનો અર્થ બીજો છે કે, ઈશ્વર મારી પાસે છે એમ લાગે છે. ઈશ્વર મારી પાસે શું કરાવવા માગે છે? અને જો આમ રામનામ હૃદ્ગત થઈ જાય તો પછી પાણીનીય જરૂર નહિ રહે."

એવામાં નિર્મળબાબુ આવ્યા. શહેરની હાલતની વાત કરી. ૬॥ વાગ્યે બાપુ મસાજ માટે ગયા. ડૉ. મહેતાએ બાપુને તપાસ્યા. લોહીનું દબાણ ૯૮/૧૫૪ હતું. હૃદયના ધબકારા ગઈ કાલ જેવા જ હતા. ૮ વાગ્યે માલિશ પૂરી થઈ. માલિસ દરમિયાન બંગાળી પાઠ કર્યો, અને થોડો વખત ઊંઘ્યા. ૧૦ વાગ્યે સ્નાન વગેરે પતાવી રોજની બેઠક ઉપર ગયા. આજે ચાલતાં નબળાઈ જણાતી હોય એમ લાગતું હતું.

કોઈએ શહેરના ખબર આપ્યા કે, રાતના બાર વાગ્યા સુધી લૂંટફાટ ચાલતી હતી, પછી શાંત હતું. બાપુ કહે, "દિવસ આખો લૂંટફાટ ચાલી તો પછી રાતના બાર વાગ્યા પછી શું કરવાનું હતું? ગુંડાઓને પણ સૂવું તો જોઈએ ને?" પછી અમને બંનેને ફરી ચેતવણી આપી, "મારો આધાર તમારા બે ઉપર છે. તમારી વગર હું ચલાવી શકું છું. પણ તમે છો એટલે તમારી ઉપર મારો આધાર ખરો. એટલે તમે પોતાની તબિયત બગાડશો તો હું મરી રહીશ."

૯ વાગ્યે મૃદુલાબહેનનો બિહારથી ફોન આવ્યો, બાપુની તબિયત વિષે પૂછ્યું, અને કહ્યું, "બાપુજીના ઉપવાસની અહીં બહુ અસર થઈ રહી છે."

બાપુએ હજામત ન કરાવી. કહે, 'ઉપવાસ છૂટશે પછી કરાવીશ.' આગાખાન મહેલના ૨૧ દિવસના ઉપવાસની વાત કરતાં કહે, "એ ઉપવાસમાં તો મારે જીવવું હતું. ઉપવાસ લિનલિથગોની ગુંડાઈ સામે હતા. અને આ ઉપવાસમાં મારે જીવવું જ છે એવું નથી. હા, જો શાંતિ થઈ જાય તો તો જીવવાની અપેક્ષા રાખું. અને આ ઉપવાસ તો દસ દિવસ પણ નહિ ચાલે, કાં તો દસ દહાડામાં શાંતિ થઈ જશે, અને કાં તો હું મરીશ. એવા ઘણા ગુંડાઓનો ઇતિહાસ મારી પાસે છે કે જેનાં મન પીગળ્યાં છે. એ મારી અનુભવસિદ્ધ વાત છે. હું તો ગુંડાઓમાં રહેલો માણસ છું."

૧૦॥ વાગ્યે ૮ ઔંસ ગરમ પાણી પીધું. તુષારકાંતિ ઘોષે શહેરમાં વાતાવરણ સુધરી રહ્યાની ખબર આપી. એમણે બાપુને કહ્યું, જો આપ હા પાડો તો એક આપનો ફોટો લેવો છે અને એથી અમને શાંતિકાર્યમાં ઘણી મદદ મળશે.

બાપુ કહે, "એમ મારો ફોટો લઈ એનો ઉપયોગ કરી મારે ઉપવાસ નથી છોડાવવા. હૃદયથી જો લોકો સમજે કે આપણે આ બધું ખોટું કરીએ છીએ તો જ ઉપવાસ છૂટે."

૧૦॥ વાગ્યે સુરેન્દ્રમોહન ઘોષ, કિરણશંકર રૉય, ઓરિસ્સાના પ્રધાન વગેરે આવ્યા.

૧૧ વાગ્યે થોડાક 'હરિજન'ના લેખો તપાસ્યા. ૧૨॥ વાગ્યે રેણુકા રૉય આવ્યાં. ઠંડું પાણી પીધું.

સચિન મિત્ર ગુજરી ગયા એનું સરઘસ કાઢવાનું કેટલીક બહેનોએ કહ્યું. એક બહેન અંગ્રેજીમાં બોલતાં હતાં, તેથી બાપુ કહે, "મને અંગ્રેજી નથી આવડતું. તમે હજુ પણ અંગ્રેજી બોલો છો એથી મને ખૂબ જ દુઃખ થાય છે. તમે આટલી બધી દલીલ એક સરઘસ પાછળ કરો છો. ભલે એ કોમી ઐક્યમાં મરી ગયો. સમજો કે હું મરી જાઉં અને તમે મારું સરઘસ કાઢો અને હું જો બોલી શકું તો જરૂર એમ કહું કે, તમે મારું સરઘસ નહિ કાઢી શકો. મને આ જ ઘરમાં દફનાવો. બાપુ બહુ જ દુઃખથી, નારાજગીથી બોલતા હતા. છેવટે એ બહેનોને અમે જવા વીનવ્યાં. એ બહેનો ગઈ, પછી બાપુએ થોડો વખત આરામ લીધો. રાજાજીનો ફોન આવ્યો કે શહેરમાં શાંતિ સ્થાપવાનો પ્રયાસ મુખ્ય વિદ્યાર્થીઓ કરી રહ્યા છે. "ગુંડાબાજી નહીં ચાહિયે" આ 'સ્લોગન' (પોકાર) છે.

૨ વાગ્યે મને 'હરિજનબંધુ'નો લેખ લખાવવો શરૂ કર્યો. ૩ વાગ્યે ફરી લેખ લખાવતાં થોડી મિનિટ ઊંઘ્યા. શરદબાબુનો ફોન હતો. બાપુજીની તબિયત કેમ છે એમ પૂછતા હતા. અને પોતે પોતાથી બનતું કામ કરી રહ્યા હતા.

સરઘસના અવાજો આવતા હતા. એક મુસલમાન ભાઈ આવ્યા તેણે કહ્યું, "આજે નવ વાગ્યે હોસ્પિટલથી એક ગોળી છૂટી એમાં ચાર ઘાયલ થયા અને ૪-૫ મર્યા છે. આપ આપના માણસોને મોકલી જુઓ."

બાપુએ કહ્યું, "હું તો એ જ કામ કરી રહ્યો છું ને? અને એટલે તો ઉપવાસ કર્યા છે."

મુસલમાન ભાઈએ કહ્યું, "ખુદા ન ખાસ્તા, તમને કંઈ થઈ જશે તો અમારી ઉપર આફત આવી જશે."

બાપુએ કહ્યું, "એ વિષે મને ન સમજાવશો."

૪॥ વાગ્યે બાપુ બેઠા હતા. અમને કહે, "આ ઝાડ શાનું છે?" મેં કહ્યું, "એ તો લીચીનું છે." "પણ લીંબડો અહીં છે કે નહિ?" આભાબહેને કહ્યું, "હા છે તો ખરો." બાપુ કહે, "તમે બેય જણી લીંબડો ખાઓ. બા તો એના ઉપર જીવી છે. દક્ષિણ આફ્રિકામાં એનો ડોક્ટર હું હતો બીજું કોઈ જ નહિ, અને મારે હાથે લીંબડો તોડી વાટીને પિવડાવતો. અને ૧૩મે જ દહાડે બાએ કહ્યું, હવે મને ભૂખ લાગી છે, કંઈ ખાવા આપો, એટલે મેં ફળ આપ્યાં. અને ધીમે ધીમે કેળાં, મગફળીનો રોટલો કરીને બાને આપતો. તે ખાતી, પછી હું કેપટાઉન લઈ ગયો. બાને કે છોકરાઓને દૂધ નહોતો આપતો. કારણ કલકત્તામાં ફૂકાની ક્રિયા થાય છે, એટલે મેં કહ્યું, દૂધ વગર રહી જ શકાય. પણ સાબરમતીમાં સંતોકે માગણી કરી કે છોકરાઓને દૂધઘી આપો તો એમનામાં તેજ આવે, પછી દૂધ શરૂ થયું.

"બાને રામાયણ હું સંભળાવતો. ગીતા નહિ, કારણ કે ગીતા તો બા ક્યાંથી સમજે? પણ રામાયણ સમજે. પોતે જેવું તેવું વાંચે, સૂરજ્ઞાન તો ન હતું. રાગડા કાઢે." (બાપુ હસી પડ્યા.)

આમ થોડો વખત બા વિષે વાતો ચાલી. બાપુની પાસે અત્યારે બાની ગેરહાજરી સાલી રહી છે. બાના ગયા પછી બાપુનો આ પહેલો ઉપવાસ છે.

૬ વાગ્યે એકબે ભાઈઓએ બાપુની સેવા કરવા રહેવાનું કહ્યું. બાપુએ કહ્યું, "મારા શરીરની સેવા કરવા તમારે અહીં રોકાવાનું નથી. પણ જો તમારે મારી સેવા કરવી જ હોય તો તમે જ્યાં દંગો ચાલી રહ્યો છે ત્યાં બહાદુરીથી જાઓ અને શાંતિ સ્થાપવા બનતો પ્રયત્ન કરો, એ મારી સાચી સેવા છે."

૬॥ વાગ્યે એક સરઘસ બેલિયાઘાટા રસ્તામાંથી નીકળ્યું. તેમાં હિંદુ-મુસ્લિમ બંને કોમો હતી. તે બાપુનાં દર્શન કરવા અંદર ધસી આવ્યું. બાપુએ કહ્યું, જો શાંતિ જાળવી શકો, મને જોઈને કોઈ કશા નારા ન લગાવે, તો જ હું બારી પાસે ઊભો રહું અને લોકો શાંતિથી જાય. પણ સરઘસના નાયકોએ કહ્યું, "એ જવાબદારી અમે ન લઈ શકીએ. કદાચ કોઈ નારા લગાવે તો ગાંધીજીને તકલીફ થાય." એથી બે એક હિંદુ અને એક મુસ્લિમ નાયક બાપુ પાસે આવી ગયા. મુસલમાન ભાઈ બહુ રડતો હતો. એણે કહ્યું, "તમે ઉપવાસ છોડી દો. ખિલાફતની લડાઈમાં અમે જ હતા. અને આ મહોલ્લામાં કોઈ મુસલમાન તોફાન ન કરે એ જવાબદારી હું લઉં છું" એમ જ હિંદુ ભાઈએ કહ્યું, "અમે સંપીને રહીશું." ઉપવાસના બીજા દિવસની સાંજે શાંતિની

આશાનું પહેલુ સુરત થયુ કે હિંદુ મુસ્લિમ ભાઈઓએ સાથે રહી બાપુ સમક્ષ સોગન લીધા

બાપુએ જવાબ આપ્યો, "મે ઈશ્વરની સાક્ષી રાખીને જે નિશ્ચય કર્યો છે અને જે શરત મે આપ બધાની સામે રાખી છે, એ શરતનું જ્યા સુધી આખુ કલકત્તા પાલન નહિ કરે, ત્યા સુધી હું ઉપવાસ ન છોડી શકુ. ખુદા મારી પાસેથી સેવા લેવા ઇચ્છતો હશે તો મને જીવતો રાખશે અને તમને ઈશ્વર સદ્‌બુદ્ધિ દેશે વળી જેવુ તમારા હૃદયમા છે એવુ જ જો ગુડાઓના હૃદયમા થઈ જાય તો જ મારા ઉપવાસ છૂટી શકે છે આવી રીતે તમારા જ કહેવાથી જો હુ ખાવાની લાલચમા પડીશ તો ઈશ્વરને ભૂલીશ"

એમ કહી એને શાત પાડ્યા, અને હજુ પણ વધુ ને વધુ કામ કરવાનું કહ્યુ ૭ વાગ્યે પ્રાર્થના પછી 'હરિજનબંધુ' માટેના લેખનો અનુવાદ કરાવ્યો ૭ા વાગ્યે રાજાજી આવ્યા એમણે કહ્યુ કે, આજે શહેરમા ઘણી જ શાતિ છે લોકો હિંદુ મુસ્લિમ બને જાતિનુ તથા મિલિટરી પણ બંને કોમનુ રક્ષણ કરે છે" ૮ વાગ્યે કૃપાલાનીજી, લોહિયા, પ્રફુલ્લબાબુ વગેરે આવ્યા દિલ્હીની કેટલીક ટપાલ લાવ્યા. રાજકુમારી બહેન બાપુને પજાબ બોલાવે છે. બાપુએ પ્રફુલ્લબાબુને કહ્યુ, "હુ લખીશ કે અહીંના વડા પ્રધાન મને નથી જવા દેતા" (હસાહસ) હુ શુ મોઢુ લઈને પજાબ જાઉ? પણ મને બચાવવા માટે લોકો ઉપર જબરજસ્તી ન કરવી કે તમે શાત રહો શાતિથી સમજો અને ખરેખર હૃદયપૂર્વક જીવવા દે તો જ મારે જીવવુ છે નહિતર હુ ભલે મરી જાઉ. મને મૃત્યુ વધુ પ્રિય લાગશે મૃત્યુ જ આપણો સાચો મિત્ર છે એનો ડર શો?"

૯ાા વાગ્યે બાપુ સૂતા આખી રાતમા બે વખત ૫ ૫ ઔસ પાણી પીધુ આજથી પાટ ઉપર સૂતા (હમેશા જમીન ઉપર સૂતા)

**હૈદરી મૅન્શન, બેલિયાઘાટા**

**તા ૪-૯-'૪૭ ગુરુવાર**

આજે બાપુના ઉપવાસનો ચોથો દહાડો છે પ્રાર્થનાના નિયમ પ્રમાણે ૩-૩૦ વાગ્યે ઊઠ્યા જ હતા ભજન "ચરન કમલ બદૌ" ગવાયુ પ્રાર્થના પછી ૬ ઔસ ઠંડુ પાણી પીધુ પ્રાર્થના પછી ૫-૪૫ સૂતા ૬ વાગ્યે ઊઠ્યા, ગરમ પાણી પીધુ અને મસાજ કરાવવા ગયા ૬થી ૯ાા મસાજ, એનિમા અને સ્નાન વગેરે નિત્યક્રમ મસાજમા થોડો વખત બાપુ સૂતા હતા ૯-૪૫ ફરી ગરમ પાણી, પોણો કલાક ઊઘ્યા આજે વધુ નબળાઈ છે. લોહીનું દબાણ ઓછુ છે નાડી તેજ છે ઊભા રહેતા ચક્કર આવે છે કાનમા કઈ અવાજ થાય છે એટલે લસણવાળુ તેલ કાનમા નખાવ્યુ અવાજ ઘણો જ ક્ષીણ થઈ ગયો છે ઈશ્વર જાણે ક્યારે આ કસોટીમાથી પાર આવશે

આવી સ્થિતિમા એક નિવેદન કાઢ્યુ કે કોઈએ અહીં દોડી ન આવવુ ૧૦ાા વાગ્યે નોઆખાલીના એસ પી અબ્દુલા સાહેબ આવ્યા બાપુ કહે કેવી ખૂબીની વાત! હુ વિચાર જ કરતો હતો કે એને શી રીતે મળાય? અને જો ને આવ્યા એમની સાથે ૫-૭ મિનિટ વાતો કરી ૧૧ાા ફરી 'હરિજનબંધુ'નું કામકાજ કરવા લાગ્યા

૧૨ વાગ્યે ૩૫ જણાની ગુડા પાર્ટી આવી ડૉ સિહા આવ્યા હતા એમણે બાપુને વાતો ન કરવાનુ કહ્યુ બાપુ કહે "કામ ખાતર તો હુ મરીશ ત્યા સુધી વાતો કરીશ" ૩૫ માણસોએ પોતે કતલ કરી છે એમ કબૂલ્યુ અને માફી માગી ઉપવાસ છોડવા વીનવ્યા! આ દૃશ્ય કેટલું બધુ અદ્‌ભુત હતું, એ તો નજરે જોવા સિવાય શબ્દોમા ઉતારવુ મુશ્કેલ છે જે ગુડાઓ ભયકર અમાનુષી કામ કરતા હતા તેના ઉપર મૂઠી હાડકાના માનવીએ પ્રેમથી વિજય મેળવ્યો, એનું તાદૃશ્ય દૃશ્ય હતુ એક બાજુ ક્ષીણ શરીરે બાપુ ખાટલામા સૂતા છે, અને બીજી બાજુ સશક્ત શરીરવાળા ભાઈઓ બાપુને શરમ ભરેલ ચહેરે અને દયામણે મોએ હાથ જોડી ઉપવાસ છોડવા વીનવે છે

બાપુ કહે "એમ ઉપવાસ ન છૂટે તમે બધા મુસલમાનોમા ઘૂમો અને એની સેવા કરતા બની જાઓ એ લોકો ઓછી સખ્યામા છે તેથી એમનુ રક્ષણ કરવુ જોઈએ, અને મને મારો આત્મા કહેશે કે તમે એમનું રક્ષણ કરો છો અને હવે આ કાયમી શાન્તિ સ્થપાઈ છે, એટલે હુ ઉપવાસ છોડી

દઈશ." ત્યાં બે વાગ્યે . . . કરીને ગુંડાઓનો સરદાર, જેણે બડા બજારમાં હુલ્લડ કરાવ્યું હતું, તે આવ્યો. એ ભાઈએ પોતાનો બધો જ ગુનો કબૂલ્યો અને બધાં હથિયાર બાપુને સોંપી જવાનું વચન પણ આપ્યું. પોતાની આખી પાર્ટીના બે બે છોકરાઓને દરેક મુસલમાન દુકાનમાં રક્ષણાર્થે રાખ્યા. ત્યાર પછી ફરી ૩ા વાગ્યે ત્રીજી પાર્ટી આવી. એ પાર્ટીના નાયકે પણ પોતાનો ગુનો કબૂલ્યો અને કહ્યું, મને સજા આપો, હું અને મારી આખી પાર્ટી આપની સજા ભમવા તૈયાર છીએ; પણ આપ ઉપવાસ તોડો. બાપુએ કહ્યું: "મારી સજા એ કે, તમે મુસલમાનોમાં જાઓ અને ત્યાં કામ કરતા થઈ જાઓ. મને ખાતરી થઈ જાય કે, હા તમે હવે ખરેખર પલટાયા છો. તો હું તરત જ ઉપવાસ છોડી દઈશ. પણ કામ જલદી થવું જોઈએ. કારણ કે મારે તરત જ પંજાબ જવું છે. અને પંજાબ ખાતર જ મારી જીવવાની આટલી બધી ઇચ્છા છે. હવે તમે મોડું કરશો તો હું વધુ દહાડા નહીં કાઢી શકું."

૪ વાગ્યે સર રાધાકૃષ્ણન આવ્યા. બાપુને પ્રણામ કરી "આપને ઈશ્વર દેશ ખાતર જિવાડે" એટલા જ શબ્દો કહી ચાલ્યા ગયા. ૫ વાગ્યા સુધીમાં ઘણા દર્શન કરવા આવતા ગયા. રાજાજીની પાા વાગ્યે મારા પર ચિઠ્ઠી આવી કે, "શહેરમાં શાંતિ છે ને વાતાવરણ આનંદી છે. રાતના બાપુને મળવા આવીશ." આ ચિઠ્ઠી વાંચીને બાપુજી રાજી થયા. ૫–૪૦ બાપુજી થોડી મિનિટ ઊંઘ્યા. બહુ થાક્યા છે. એવામાં ૬ વાગ્યે હિંદુ, શીખ, મુસલમાન બધાના પ્રતિનિધિઓને લઈને સુરેન્દ્રમોહન ઘોષ, એન. સી. ચેટરજી, શહીદ સાહેબ વગેરે આવ્યા. એક શીખ ભાઈએ કહ્યું: "તમે ઉપવાસ છોડો. હવે કંઈ પણ થશે એની જવાબદારી અમે લઈએ છીએ." અને બીજા બધા ભાઈઓએ પણ આમ જ કહ્યું.

છેવટે બાપુજી ૨૫ મિનિટ સુધી બોલ્યા: "હું બાર વર્ષનો બાળક હતો ત્યારથી જ હિંદુ-મુસ્લિમ ઐક્યની પ્રબલ ઇચ્છા હતી. આ મારું કામ આજનું નથી. વર્ષો જૂનું છે. અને હું વિલાયત ગયો ત્યાં પણ મારું આ કામ ચાલુ જ રહ્યું. અને આજે એ કામને હું કેમ છોડી શકું? તમને ખબર નથી કે મારા પૌત્રે (કાંતિએ) મને લખ્યું કે તમે રચનાત્મક કાર્ય કરો. આ કામ ક્યાં સુધી કરશો? એને પણ મેં આજે જ લખાવ્યું કે, આ કામ આજનું નથી અને જો આ કામ આજે નહિ કરું તો રચનાત્મક કાર્ય હું શું કરવાનો હતો? અને તમે કહો છો કે, આ હુલ્લડ 'કોમ્યુનલ' નથી, પણ ગુંડાબાજી છે. તો ગુંડાને બનાવનારા આપણે જ છીએ ને? ગુંડા પોતાની મેળે નથી બનતા. મારી પાસે રાજકોટમાં બે ગુંડાઓ હતા. એને હું દક્ષિણ આફ્રિકા લઈ ગયો હતો. અંતે એ સારા થયા, સમજી ગયા અને મને ફરી સાબરમતી મળી ગયા ત્યારે કહ્યું કે, હવે હું ગુંડો નથી. એટલે ગુંડાને બનાવનાર અને મટાડનાર આપણે છીએ. ગુંડા પોતે કંઈ જ નથી કરી શકતા. તમે બધા મહોબ્બતથી ઉપવાસ છોડવાનું કહો છો. મારી પાસે તોફાની માણસો પણ માફી માગી ગયા. મારે ઉપવાસ જલદી છોડવો છે તે જીવવાને ખાતર નહિ પણ મારું હૃદય પંજાબમાં છે. મારી પાસે જવાહરના તારો આવ્યા. પરંતુ અહીંનું સળગતું મૂકી કયા મોઢે હું પંજાબ જાઉં? પણ હવે તમને બે પ્રશ્ન પૂછું: (૧) તમે કહી શકો છો કે હવે કદીય કલકત્તામાં અશાંતિ નહિ થાય? અને થશે તો તમે મને એનો રિપોર્ટ આપવા નહિ આવો? પરંતુ હું બધાના મરણના સમાચાર સાંભળીશ એટલે કે જેવું હુલ્લડ થશે તેવું પહેલાં તમે કહેશો કે અમને મારો પછી જ બીજાને. અને નહિતર મેં જે બિહારમાં કહ્યું છે તેમ આમરણાંત ઉપવાસ કરીશ. હું કોઈ ધોખામાં નથી પડવા માગતો. તમે મને શુદ્ધ દાનતથી મદદ નહિ કરો તો તમે મારું ખૂન કરવાના છો. આનો જવાબ આપો."

શહીદસાહેબે દલીલ કરી, "સમજો કે અમે મરીએ પછી તમારે આમરણાંત ઉપવાસ શા સારુ કરવાના હોય? આ તમારું વ્રત બરાબર નથી."

બાપુ: "કારણ કે ગુંડા તે સફેદ ગુંડા જ બધું કરે છે. બાકી આવડા મોટા શહેરમાં ચોરડાકુ તો ઘણાય હોય. ઈશ્વરે મને હજુ એવી શક્તિ નથી

આપી કે એને હું છતી શકું પણ હિંદુ મુસ્લિમ ઐક્ય એ મારો નાનપણનો રસમય વિષય છે એટલે કહેવાનું એ છે કે, આખી દુનિયા ભલે સળગી ઊઠે, પણ કલકત્તામાં કદીય હિંદુ મુસ્લિમ ઝઘડા નહિ થાય એ વાતની જો તમે બધા જવાબદારી લો, અને મને લખી આપો તો હું ઉપવાસ છોડું ''

એટલું બોલતા બાપુજી ખૂબ જ થાકી ગયા રામ રામ કરવા લાગ્યા માથામાં ચક્કર આવતા હતા બેચેની બહુ લાગતી હતી હું અને આભા બહેન બાપુને પકડીને બેઠાં હતા ઘડીકમાં સૂતા તો ઘડીકમાં એમના માથા દેખતા હતા બાકીના બધા જ માણસો બીજા ઓરડામાં જઈ હવે શું કરવું એ ઉપર ચર્ચા કરવા ગયા રાજાજી, કૃપાલાની પ્રફુલ્લબાબુ શહીદ સાહેબ એટલા મુખ્ય હતા એકાદ કલાકની ચર્ચા બાદ પહેલા નિર્મળબાબુ આવ્યા એ લોકોએ લખી આપ્યું કે, હવે કલકત્તામાં સંપૂર્ણ શાંતિ જળવાઈ રહેશે, અને કંઈ પણ થશે એની જવાબદારી લઈએ છીએ અમે પહેલા મરીશું તેમાં એન સી ચેટરજી, સુહરાવર્દી સાહેબ, સુરેન્દ્રમોહન ઘોષ, શરચ્ચંદ્ર બોઝ, સરદાર નિરંજનસિંહ દેવેન્દ્રનાથ મુકરજી, શ્રી આર કે ઝૂંડકા વગેરે લોકોએ સહી આપી

We the undersigned promise to Gandhi that the peace and quiet have been restored in Calcutta once again We shall never again allow commu nal strife in the city And shall strive unto death to prevent it

આ મૂળ લખાણમાં ઉપર લખેલા માણસોએ સહી કરી આટલું થયા પછી બાપુએ પ્રાર્થના કરવાનું કહ્યું ''જીવન જવ સુકાઈ જાય' એ ભજન તથા ધૂન અને રોજ પ્રમાણે પ્રાર્થના કરી અને બરાબર ૯ા વાગ્યે ઓમ મોસંબીના રસનો ગ્લાસ સુહરાવર્દી સાહેબે બાપુના હાથમાં મૂક્યો અને હિંદુ વિધિ પ્રમાણે પગે પડી રડયા રસ પીતા પહેલા બાપુજી થોડુંક બોલ્યા હિંદીમાં બોલ્યા

' યહ ફાકા તોડનેકે પહિલે આપકો કુછ કહના ચાહતા હૂં મૈં યહ ફાકા તોડતા હૂં ક્યોં કિ મૈં પંજાબકે લિયે કુછ કર સકૂં યહ ફાકા છુટતા હૈ સિર્ફ આપ લોગોંકે એતબાર પર ઔર કુછ મૈં નહીં જાનતા હૂં અગર ઇસમેં કોઈ ભી ઐસી બાત હોગી જિસસે મુઝકો પસ્તાના પડે તો બહુત હી બુરી બાત હોગી મુઝકો જીના પસંદ હૈ બહુત લોગ કહતે હૈં જીના અચ્છા હૈ ક્યોં કિ તુમ ઔર ખિદમત કર સકો મેરેમેં જીનેકી શક્તિ હૈ મુઝકો અચ્છા લગેગા, લેકિન જાનબુઝકર મૈં ચોકેમેં નહીં પડના ચાહતા હૂં. યહાં જિતને હિંદુ મુસ્લિમ પડે હૈં ઉનસે આશા રખતા હૂં કિ મુઝકો દુબારા ફાકા નહીં કરના પડેગા મુઝકો પહિલે દિન રાજાજીને કહા થા, ક્યા તૂ કોઈ આશા રખકે ફાકા કરતા હૈ? મૈંને કહા થા મુઝકો કોઈ જ્યાદા ફાકા કરને નહીં દેંગે ૩ દિન હુઆ ૩૦ દિન ભી હો સકતા થા

ફિર ભી આપ લોગોંકો સાવધાન કરના ચાહતા હૂં કિ યહ હોનેકે બાદ આપ લોગ સોના નહીં ઇસકી અસર નોઆખાલી, પંજાબમેં પડેગી, નોઆખાલીમેં તુહાની મુસલમાન પડે હૈ અગર યહાં કુછ તોફાન હો જાય તો વહાં મૈં કિસ તરહ રુક સકતા હૂં? કલકત્તા હી સારા હિંદુસ્તાનકી શાંતિકી ચાબી હૈ, કુછ કમાના હૈ યા મહલ બનાના હૈ તો બનાઈયે લેકિન સારી દુનિયા જલ જાય તો ભી કલકત્તાકો નહીં જલના ચાહિયે ઈશ્વર સબકો સન્મતિ દે ઇન લડકિયોંને અભી હી સુનાયા ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન બાકી આપકો ઔર મેરે બીચમેં ભગવાન તો પડા હી હૈ''

આટલું હિંદીમાં કહી રસ પીવાનો શરૂ કર્યો ત્યારે બધા એકીઅવાજે નારાયણ નારાયણ બોલી ઊઠયા વાતાવરણ એકદમ આનંદિત બની ગયું હું તો દોડીને બધાને ફોન કરવા ગઈ ક્યાંય ફોન ખાલી ન મળે માંડ ૧૧ા કલાકે ફોન હાથ આવ્યો મણિબહેન પટેલ, રાજકુમારી બહેન વગેરેને ખબર આપ્યા સૌ કોઈને આ ખબરો સાંભળી આનંદ થાય જ

બાપુએ રાજાજીને કહ્યું: "હું તો આવતી કાલે જ અહીંથી પંજાબ જવા વિચારી રહ્યો છું." કૃપાલાનીજીએ કહ્યું: "કાલે તો ન જ જવાય." છેવટે શહીદસાહેબે સરસ રસ્તો કાઢ્યો કે "જ્યાં સુધી એકાદી પ્રાર્થના જાહેરમાં ન કરો ત્યાં સુધી કેમ જ જવાય? જો કાલે જાહેર પ્રાર્થના કરવા જઈએ તો તો તમને લોકો કચરી જ નાખે, પરમ દહાડે વિચારીશું."

રાતે ૧૦ાા વાગ્યે જે લોકો પાસે બંદૂક કારતૂસ, બૉમ્બ વગેરે જે કંઈ હથિયારો હતાં તે લઈ આવ્યા. બાપુએ રસપૂર્વક એ બધું જોયું. અને પછી એના માલિકને કહ્યું: "આ દેવામાં જરા દુઃખ ન હોવું જોઈએ." એ લોકોએ કહ્યું: "અમને જરાયે દુઃખ નથી."

બાપુજી ૧૧ાા વાગ્યે સૂવા પામ્યા. ૭૩ કલાકના ઉપવાસનાં અંધારાં વાદળ ગયાના છુટકારાનો દમ સૌએ લીધો અને ઈશ્વરનો અનહદ ઉપકાર માન્યો.

# સરકારી પહેલી ચોપડી

ગૂજરાતી વાચનમાળા — પહેલી ચોપડી: પ્રકાશક, સરકારી કેળવણી ખાતું, મુંબઈ પ્રાંત, ઈ. સ. ૧૯૪૮; પૃ. ૪૬, ૦–૫–૦ ની કિંમતની, બહુરંગી આખાં બે ચિત્રો, સાદાં રંગીન આખાં બે ચિત્રો, ઉપરાંત દરેક પાને સાદાં રંગીન એક અથવા વધારે ચિત્રોવાળી આવૃત્તિ.

— ઉપરાંત

૦–૨–૯ ની કિંમતવાળી, એક જ કાળા રંગમાં છાપેલી અને બહુરંગી બે ચિત્રો વગરની ન્યૂસ-પ્રિન્ટ કાગળ ઉપર છાપેલી આવૃત્તિ.

આવી બે આવૃત્તિઓમાં આ ચોપડી પ્રસિદ્ધ થઈ છે. એમ બે જાતની મળી શકે તેમ છે તેવી કશી માહિતી એ ચોપડીમાં પોતામાં — તેમાં કરેલા ડી. પી. આઈ.ના નિવેદનમાં નથી; ઉપરાંત પેલી સુશોભિત આવૃત્તિ શહેરવાળાને કે માત્ર મુંબઈવાળાને જ મળી શકે તેમ છે કે પાંચ આના ખર્ચી શકે તે દરેકને મળી શકે તેમ છે, તેની પણ કશી જાહેરાત નથી.

આવી બે આવૃત્તિ શું કામ, એ પણ કહેવાની જરૂર હતી. કેમ કે સરસ્વતીના મંદિરમાં પ્રવેશતાં બાળકોની ચોપડીઓમાં આવો 'કીમતી' અને 'વર્ણ-' ભેદ ન હોય એ જ સારું.

આવી ટીકા સૂઝવાનું વધુ કારણ એ છે કે, પોણા ત્રણ આનાવાળી જે 'ગરીબ' આવૃત્તિ છે, તેની શાહી, છપાઈ, ગોઠવણી અને કાગળ એવાં છેક હલકી કક્ષાનાં છે કે જે પહેલા ધોરણમાં અક્ષર ઉપર આંખ ફેરવવા બહુ ન ટેવાયેલાં એવાં બાળકોને માટે ન હોવાં જોઈએ. પાંચ આનાવાળી ચોપડીમાં એથી ઊલટું જ જોવા મળે છે. આમ છેક બે વિપરીત છેડા ઉપરની બે આવૃત્તિઓ કરવાને બદલે, એક જ મધ્યમસરની સારી આવૃત્તિ કરી હોત, તો વધુ સારું થાત.

ચોપડીના વસ્તુ પર આવીએ તો ચોપડીના કુલ ૨૬ પાઠમાંથી ચાર પાઠ કવિતાના છે. તે કવિતાઓ વિષે ખાસ ફરિયાદ કરવા જેવું છે. તેમાંથી મોટા ભાગની કવિતા પ્રચલિત ગુજરાતી ગેય છંદો કે રાગોમાં નથી, એ તો જાણે ઠીક; પરંતુ તેમનો વિષય પણ 'નવીન' જ છે.

'ચાલો રમવાને' એ પહેલી કવિતા લો. ચિત્ર ઉપરથી સૂચિત થાય છે તેમ, બાળકો જ બીજાં બાળકોને રમવા ચાલવા માટે નિમંત્રે છે. જોકે પહેલી લીટીમાં અને પછીની લીટીઓમાં 'રમવા' આમંત્રણ આપીને બીજીમાં પાછું 'ભમવા' જવાનું કહે છે. રમવા નીકળવાના પ્રયોજન તરીકે તે કવિતામાં (૧) પતંગિયાં ઊડે છે (૨) તેજ વરસે છે (૩) પવન પાંખ ખોલે છે (૪) ઝાડ ને ઝાડવાં ડોલે છે (૫) ખેતરના પાક આંખ ઠારતા જગના આનંદને વધારે છે — એવી કંઈક બાબતો રજૂ કરી છે. પહેલી ચોપડીનો પહેલો પાઠ ભણતા બાળકને તે કેવી રીતે સૂઝે કે આકર્ષે એ માનવું મુશ્કેલ છે.

બીજી કવિતા 'જો હું થાઉં . . .'માં એક બાળક પોતાની મા આગળ કૂકડો અને કોયલ

થઈને કૂકડેકૂક તથા કૂઉ પોકારીને ગાવાની ઇચ્છા દર્શાવે છે. કૂકડો થઈને આખા જગથી પહેલો ઊઠીને ગાવાની ઇચ્છા કઈ કે સમજાય તેવી છે. પણ કોયલ થઈને ગાવા માટે 'સૂના સરવરની પાળ' તેને શા માટે સ્ફુરે તે સમજાતું નથી. બાળકને 'સૂના સરવર' ની ઇચ્છા શા માટે થાય?

'તારા'ની કવિતાની સાતઆઠ લીટી તો માત્ર જૂની ચોપડીઓમા હતી તે સિવાય તેમને અહીં સામેલ કરવા બીજું કશુ કારણ દેખાતુ નથી. તારાઓ આભનામા નહાય છે એમ કહેવુ, વળી તેમને દેવની આંખો કહેવી અને તે આંખો પાછી 'નાનકડી તેજ કેરી પાંખો ઉઘાડે' એમ કહેવુ, એ બધુ ખાસ કાંઈ અર્થ વિનાનુ છે.

છેલ્લી 'ઝરણુ' કવિતા પણ વિચિત્ર છે. ઝરણુ રૂમઝૂમ કરતું નાચે એ તો બરાબર, પણ 'ઝમઝમ કરતુ ગાય' એ નવુ છે વળી ઝરણુ 'દૂધે મારગ ધોતું' એ કયુ રૂપક છે? અને ઝરણાની આવવાની અને જવાની જગાને 'અનકમવક' કહેવાથી કશુ નવુ નીપજતુ નથી.

હવે આ ચોપડીના ગદ્ય પાઠો તરફ આવીએ. નાનીસરખી ચોપડીના થોડા સરખા પાઠો વિષે આમ કે તેમ કહેવા બેસીએ તો તેનો કશો અર્થ નથી ઉપરાંત સારુ કે ખોટુ જોવુ હોય કે બતાવવુ હોય તો કોઈ પણ વસ્તુમાથી ન જ બતાવી શકાય એવુ પણ નથી ગ્રરાજ આવના પ્રકીની વાચનમાળાઓ કેવી હોવી જોઈએ તેની સામાન્ય ચર્ચા મે આ માસિકના પાનામા તાજેતરમા કરેલી પણ છે, એટલે અત્યારે ફરીથી આ પુસ્તકના વસ્તુને લઈને તેને તે ગજથી માપી આપવાનુ કામ જરૂરી કે શોભાભરેલુ ભાગ્યે કહેવાય એટલે આ ચોપડીના પાઠો વિષે કેટલીક સામાન્ય ચર્ચા તથા એકાદ બે પાઠો બાબત વિગતને લગતી થોડી ચર્ચા જ અત્રે કરવી ઠીક માની છે.

બાવીસે પાઠોને કઈ કે વિષયવાર વહેચવા પ્રયત્ન કરીએ, તો જણાશે કે પાચ પાઠ નીતિબોધના છે, પાચ પદાર્થ વર્ણનના છે, બે રમતો વિષેના છે, ચાર વાર્તાઓ છે, એક આત્મકથા છે, એક તહેવાર વિષે છે, બે ધધા વિષે છે અને એક દેશભક્તિને લગતો છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે, પાઠો જે વસ્તુને માટે લખાયા છે તે વસ્તુને બરાબર ન્યાય આપી શકે છે તેમ બન્યુ નથી; ઉપરાત શૈલી પણ સામાન્યપણે રસિક કહી શકાય તેવી નથી. આપણે પાડેલા નીતિબોધ વિભાગનો 'સમજુ બકરો' વાળો પાઠ લો. સાકડા પુલ ઉપર થઈને સામસામેથી પસાર થતા એ બે બકરા સમજીને વર્ત્યા તો સુખે પુલ પાર કરી ગયા, નહી તો નદીમા પડત, એવો વિષય છે. પણ તે માટે સાથે સાથે બે અણસમજુ ગવેડાઓને ખરેખર ધમડ કરીને ગબડતા રજૂ કર્યા હોત તો એ વાતનો બોધ બાળકને બરાબર ઠસત. અત્યારે જેમ છે તેમ તો બકરાના માથાની સમજ બાળકના માથામા ઊતરી શકે એવી રીતે રજૂ નથી થઈ.

'હાથી અને સસલુ' વાળા પાઠમા હાથીની દયાળુતાને વિષય તરીકે લીધી છે. વરસાદ વરસવા લાગતા હાથીઓ ઉતાવળે જતા હતા, ત્યારે એક હાથીને પગે ખજવાળ આવતા તેણે પગ સહેજ ઊચો કર્યો, તેવામા એક સસલુ દોડતુ આવી વરસાદથી બચવા હાથીના તે ઊચા કરેલા પગ નીચે ભરાઈ ગયુ. હાથીએ તેને નીચે બેઠેલુ જોઈ, પોતાનો પગ, વરસાદ ત્રણ દિવસ વરસ્યા કર્યો ત્યા સુધી, અધ્ધર જ રાખ્યો! ખરે જ, ગમે તેવા અણઘડ બાળકને પણ આ વાતમાથી બોધ દેખાવાને બદલે શકા કરવા જેવુ નહિ લાગે? વરસાદથી બચવા માટે પણ સસલુ હાથીના એક પગ તળે પેસે કે તેના ચાર પગ વચ્ચેના પહોળા ભાગની નીચે? અને હાથી પણ સસલાને વરસાદથી બચાવવા બહારના એક પગની ત્રણેક ચોરસફૂટ જગા એક પગ ત્રણ દિવસ ઊચો રાખીને આપે કે ચાર પગે નિરાતે ઊભો રહી છાતી અને પેટ નીચેની ચાળીસેક ચોરસફૂટ જગા આપે? અને ત્રણ દિવસ ધોધમાર વરસાદ વરસ્યા કરે, તો હાથીના પગ નીચે રેલો જઈ સસલુ પલળ્યા ન કરે કે તણાઈ ન જાય? મૂળ જૈન વાત તો એવી છે કે, એક મોટા વનની વચ્ચે દાવાનળથી બચવા હાથીઓના એક રાજાએ થોડી જમીન ઝાડ ઘાસ વિનાની સાફ કરી રાખી હતી. એક વખત દાવાનળ લાગતા તે

પોતાના ટોળાને તે ભાગમાં લઈ ગયો. પણ આજુ-બાજુનાં પણ અનેક પ્રાણીઓ ભયનાં માર્યાં અરસ-પરસનું વેર ભૂલી જાન બચાવવા ત્યાં આવીને ભરાયાં અને ખૂબ હચડાહચડી થઈ ગઈ. તેવામાં હાથીના રાજાએ ખંજવાળ આવતાં પગ સહેજ ઊંચો કર્યો, એટલામાં આજુબાજુથી ભીડમાં ઠેલાઈ રહેલું એક સસલું તે પગ નીચે ખસી આવ્યું. પછી તે આગળ-પાછળ ખસી શકે તેમ હતું જ નહિ, એટલે હાથીએ પગ ઊંચો રાખીને જ, તેને બચાવી લીધું. જોકે દિવસો સુધી પગ એમ રહ્યો તેથી અકડાઈ જવાથી, પછી જ્યારે ભીડ ઓછી થઈ ત્યારે પગ નીચે મૂકવા જતાં, તે ગબડી પડ્યો અને મરી પણ ગયો. આવી સુસંબદ્ધ વાતનું આ કેવું રૂપાંતર કહેવાય?

'ચોખ્ખું-ઘર' એ પાઠને નીતિબોધના વિભાગમાં આપણે ગણ્યો છે, પણ તેમાં નોકર વિના ઘરનાં છોકરાં ઘરને કેવી રીતે સાફ રાખે તેનું સાદું અ-ચમત્કારિક વર્ણન છે.

'આંટી બોલી'માં બહુ તાંતણાવાળી સૂતરની આંટી ન તૂટી, પણ છૂટા તાર તડાક તૂટી ગયા એવી હકીકત છે; અને એ ઠીક છે.

'જ્યાં કોઈ નથી એવી જગા'—વાળા પાઠમાં બધે ભગવાન છે એ જણાવ્યું છે: પણ તે વસ્તુ કદાચ હજુ આગળના વિદ્યાર્થીઓ સહેલાઈથી અથવા બરાબર સમજે.

૨. પદાર્થ-વર્ણન વિભાગમાં 'પાદર' વાળો પાઠ ગણીએ, તો 'પાદર' નો ખ્યાલ બાળકને ઝટ સમજમાં ઊતરે તેવો નથી. ઉપરાંત રાત પડતાં પંખીઓ બહારથી વડ તરફ પાછાં ફરે છે, પણ દિવસે વડ તળે આવેલા ગોવાળો અને ધણ ગામ તરફ પાછાં ફરે છે કે કેમ, તે બતાવતા પહેલાં "સૌ" જંપી જાય છે.

'વરસાદ' માં વરસાદનું સામાન્ય વર્ણન છે. પણ તે વર્ણનમાં અચાનક 'વરસાદને કેમ વધાવીશું' એ પ્રશ્ન પુછાય છે, ત્યારે મોટાંઓ જ સમજી શકે તેવા ખ્યાલને નાહક વચ્ચે ટપકાવી દીધો છે, એમ લાગ્યા વિના રહેતું નથી. વળી 'ઉપાડેલું ગીત ઝીલીને ફેરાં ઝીલતાં સૌ ઘેર ગયાં' એ છેલ્લો ભાગ ભાષાની દૃષ્ટિએ બાળકને માટે ઠીક ન કહેવાય.

આગગાડી અને મેળો એ બે સામાન્ય વર્ણનાત્મક પાઠો છે. જોકે, 'મેળો' બરાબર તાદૃશ કરી આપતું પેલી સુશોભિત આવૃત્તિનું બહુરંગી ચિત્ર, ગરીબ આવૃત્તિમાં સાદી રેખામાં પણ રાખ્યું નથી, એ બરોબર નથી લાગતું. આવા મહત્ત્વના ભેદથી તો એમ સવાલ થાય કે, બંને એક જ ચોપડીની આવૃત્તિ ગણાય ખરી? એક આવૃત્તિ 'ખંડિત' જ ન લેખાય?

૩. રમત—વાળા વિભાગમાં સાતતાળી અને પકડદાવ એ બે રમતોનું સાદું વર્ણન છે.

૪. વાર્તા—વાળા વિભાગમાં માણકો બળદ ખોવાયો અને જડ્યો તેનું કશા ચમત્કાર વિનાનું વર્ણન બે પાઠોમાં આપ્યું છે. 'પોપટ ભૂખ્યો નથી' એ વાતમાં વાતપણું નથી; 'કામગરાં'ની વાત સારી છે; પણ વાઘ અને વાળંદની વાત બાલમાસિકમાં આપી હોત તો છાજે, પણ પાઠ્યપુસ્તકમાં આપવા જેવી ભાગ્યે કહેવાય. એનાથી કોઈ બાળક વાઘને ડરાવવા આરસી ધરવા જતાં માર્યું જાય તો નવાઈ નહીં.

૫. આત્મકથા—વાળા વિભાગમાં ખેતરના 'ચાડિયા'નું ચિત્રાત્મક વર્ણન છે.

૬. તહેવાર—વાળા વિભાગમાં દિવાળીનું સામાન્ય વર્ણન છે. દિવાળીને 'નવા વરસની વધાઈ લાવી' 'જાત જાતની નવાઈ લાવી' એમ કહીને વર્ણવવાથી બાળકની મુશ્કેલીમાં જ વધારો થાય છે.

૭. ધંધાના વર્ણનમાં લુહારની કોઢ અને ખેતી-કામ ગણીએ, તો પરગામ જવા નીકળ્યા બાદ રસ્તામાં વાટ ઊતરી જતાં થોડે દૂર (?) રઘાકાકા—(એટલે પોતાના ગામના ?)ની કોઢ શી રીતે મળી, એ સમજાતું નથી. ખેતીકામમાં મેથી વાવીને પૈસા ઊપજ્યાની સાદી કહાણી છે.

ઉપરના નિરૂપણમાં 'સામાન્ય' 'સાદી' એવા શબ્દો વાપર્યા છે, તે એ અર્થમાં કે, સાહિત્યકળાની ચમત્કૃતિ વિનાનું સામાન્ય નિરૂપણ. પહેલા ધોરણના

વિદ્યાર્થીઓને પણ સાહિત્યકૃતિની ચમત્કૃતિનો આસ્વાદ ન ઉમેરી અપાય એવુ કાઈ નથી અને એવો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ ઉપરાત આખી ચોપડી વાચીને મનમા કોઈ જાતનો 'રગ' લાગતો નથી પ્રચલિત કેટલીક વાચનમાળાઓમા વાર્તાના કે કથનના રસ સાથે ભાષાજ્ઞાન આપવાનો હેતુ સ્પષ્ટપણે રાખેલો જણાય છે, અથવા નીતિબોધ સાથે ભાષાજ્ઞાન આપવાનો હેતુ જણાય છે અથવા પદાર્થવિજ્ઞાનની માહિતી પીરસવાનો હેતુ જણાય છે પણ આ ચોપડીમા ચિત્રકારની પીછીના રગ સિવાય બીજો કશો રગ સરવાળે આખે ચડતો નથી (જોકે ચિત્રકારનો એ રગ પણ ગરીબઆવૃત્તિમાથી તો બાકાત જ રાખવામા આવ્યો છે ) આખી ચોપડી વાચતા બાળક રાજી થાય તેવુ કે તે શીખવતા શિક્ષક પણ સહેજ રગમા આવી શકે એવુ કશુ ખાસ તેમા નથી

પણ એ વાતનુ કશુ દુ ખ કોઈને કહી બનાવવાપણુ ભાગ્યે હોય આવી તો અનેક સારી-નરસી, સફળ-નિષ્ફળ વાચનમાળાઓ બજારમા હોઈ શકે છે અને જેમને પરવડે તે અને જેમને પસદ આવે તે તેમને સ્વીકારી શકે છે સવાલ તો ત્યારે ઊભો થાય કે જ્યારે આ ફીકી, બિનચમત્કારિક વસ્તુને ફરજિયાતપણે આખા ઇલાકાના ગુજરાતી બાળકો ઉપર નાખવામા આવે છે! તેમાથી ગરીબ આવૃત્તિવાળી ચોપડી તો તેના બાહ્ય કલેવરની દૃષ્ટિએ પણ ભણનારને કે ભણાવનારને ગમે તેવી નથી મુબઈ સરકારના કેળવણી ખાતાએ ધાર્યું હોત તો સારા બાહ્ય કલેવર સાથે સસ્તાપણુ સાધી આપીને તેને લોકપ્રિય કે બાળપ્રિય કરી શકત

કાગળની અછત, મોઘવારી, પાઠ્યપુસ્તકોના પ્રકાશકો અને કેળવણીખાતાના તથા શિક્ષણસસ્થાઓના અધિકારીઓની આપસઆપસની ગેરરીતિઓ વગેરેમાથી જનતાને બચાવી લેવા માટે તથા નવી આઝાદી અને તેની 'નઈ તાલીમ'ને અનુરૂપ નવા ઘડતરવાળી એક સારી સુઘડ વાચનમાળા તૈયાર કરી આપવી હોય, તોપણ તે માટે સરકારે ને તેના ખાતાએ પોતાથી થઈ શકે તેવુ જ કામ માથે લેવુ જોઈએ નહી તો ગમે તેવો સારો હેતુ પણ યોગ્ય રીતે પાર ન પડવાથી ચાલુ કઢગાપણામા જ ઉમેરો કરનાર પરિણામે નીવડે છે

આ પહેલી ચોપડી તે વાતનુ ઉદાહરણ છે

—ગો૦

# તાડ-ગોળનું મહત્ત્વ

આપણા દેશમા એવા કેટલાક ઝાડ થાય છે જેમાથી મીઠો રસ નીકળે છે તેને ખાટો અને માદક થવા દઈ માનવશરીરને હાનિકારક તાડીના રૂપમા વાપરવામા આવે છે તેને બદલે તેમાથી ગોળ ખાડ બનાવવામા આવે તો બેવડો લાભ થાય માદક તાડી પીવાથી થતુ નુકસાન અટકે અને મૂલ્યવાન જીવનસત્ત્વ ધરાવતા ગોળ ખાડ બનાવવાનો ગૃહઉદ્યોગ ચાલે

હાલમા ચાર પ્રકારના ઝાડમાથી આવો રસ કાઢવામા આવે છે નારિયેળ, તાડ, ખજૂરી અને સૂરખાડ આ બધાય ઝાડ તાડ જાતિના કહેવાય છે તેમાથી નીકળતા મીઠા રસને નીરો કહે છે તેમાથી બનતા ગોળને તાડ-ગોળ કહે છે

તાડ-ગોળ સૈકાઓથી હિંદમા બનાવવામા આવે છે હિંદની બહાર લકા જાવા, બર્મા વગેરે દેશોમા પણ ઘણા વરસોથી તાડ ગોળ બને છે તેનો આતરરાષ્ટ્રીય વેપાર પણ ચાલતો અને હિંદમાથી લાખો ટન તાડ ગોળ પરદેશ જતો હતો

તાડ અને ખજૂરા હિંદની કોઈ પણ આબોહવામા ઊગી શકે છે શેરડીની માફક તેને અમુક આબોહવાની જરૂર નથી તેમ પાણી અને ખાતર આપવાની જરૂર નથી તે નકામી જમીનમા ઊગી શકે છે એટલે તેનો પ્રચાર થાય તો શેરડીમા વપરાતી ૩૨ લાખ એકર જમીન અનાજની ખેતીના કામમા લઈ શકાય ૪૦ મણ તાડ ગોળ તૈયાર થાય તો શેરડીના વાવેતરમા વપરાતી એક એકર જમીન ફાજલ પાડી શકાય

આપણા દેશમાં આવાં ઊગેલાં ઝાડની સંખ્યા ૫ કરોડ જેટલી છે. તેમાંથી ૨૭૦ લાખ પાકા મણ ગોળ તૈયાર થઈ શકે. હાલ ૫૪ લાખ મણ થાય છે. કર્ણાટક, કેરળ, તામિલનાડ, આંધ્ર અને બંગાળાનાં ગામડાંમાં ખેતીની સાથે આ ધંધો ઘેર ઘેર ઓછાવત્તા પ્રમાણમાં ચાલે છે.

આ ઉદ્યોગને માટે કઢાઈ, હથિયાર, અને માટલાં માટે શરૂઆતમાં લગભગ રૂ. ૭૫ થી ૧૦૦ ની જરૂર પડે છે. કુટુંબમાં પોતા પૂરતું નાના પાયા પર કામ કરવા માટે તો રૂ. ૨૦ બસ થાય. ઝાડ વાવ્યા પછી ખજૂરી ૮મા વરસથી ૪૦ વરસ સુધી અને તાડ ૧૫મા વરસથી ૬૦ સાલ સુધી રસ આપે છે. અને તે રસ લેવાથી ઝાડની જિંદગી પર અસર થતી નથી.

આ ઝાડ છેદવાની મોસમો હોય છે: ખજૂરી માટે ઑક્ટોબરથી માર્ચ સુધી અને તાડ માટે ગરમીમાં. ખજૂરીને દર ત્રીજે દિવસે છેદ કરવો પડે છે. તેની છ માસની મોસમમાં એક કારીગર ૧૦૦ ખજૂરાંને છેદ કરી શકે છે. તાડને રોજ છેદ કરવો પડે છે. એક કારીગર ૧૦–૧૨ તાડ છેદી શકે છે. એક કુટુંબ મોસમમાં મહિને રૂ. ૬૫થી ૭૫ કમાઈ શકે છે.

અત્યારે હિંદમાં ૧૧ કરોડ મણ ગોળ-ખાંડ વપરાય છે. તેમાંથી ૫ કરોડ તાડનાં ઝાડમાંથી ૨॥ કરોડ ગોળ-ખાંડ તૈયાર થઈ શકે અને બાકીનો તેમાંથી બનાવી લેવા માટે ૧૫ કરોડ તાડનાં ઝાડની જરૂર પડે. એક એકરમાં ૩૫૦ તાડ ઉછેરી શકાય છે, એ હિસાબે ૧૫ કરોડ તાડના ઝાડ માટે ૪॥ લાખ એકર પડતર જમીન જોઈએ. આવી નકામી ખારવાળી જમીન હરેક પ્રાંતમાં મળી શકે છે અને તેમાં તાડ ઉછેરી શકાય છે. તેમાંથી ગોળ, બૂરું, મોરસ, સાકર વગેરે બધું તૈયાર થઈ શકે છે. એ પ્રમાણે ૨૦ કરોડ તાડનાં ઝાડમાંથી ગોળ-ખાંડ બનાવવામાં ૨ કરોડ માણસોને તેની મોસમમાં કામ આપી શકાય. અને હિંદના ખેડૂતોને મદદનીશ ધંધાની અનિવાર્ય આવશ્યકતા છે તે પૂરી પાડી શકાય. આથી સરકારે અને પ્રજાએ આ બાબતમાં સહકારથી કામ કરવું જોઈએ.

તાડના માલિકોએ પોતે આ કામ ઉપાડી લેવું જોઈએ અગર બીજાને તેમ કરવા ઝાડ આપવાં જોઈએ. ખેડૂતો અને મજૂરોએ આ ઉદ્યોગ શીખી લેવો જોઈએ અને સહકારી પદ્ધતિથી બનાવવાનું અને વેચવાનું કરવું જોઈએ. લોકોએ એ ગોળ વાપરવાનો આગ્રહ રાખવો જોઈએ. એ ગોળ શેરડીના ગોળ-ખાંડ કરતાં વધારે વિટામિનવાળો હોય છે. તેમાં 'બી' વિટામિન અઢી ગણું વધારે હોય છે અને 'બી૨' વિટામિન લગભગ નવ ગણું હોય છે. એટલે શેરડીના ગોળ-ખાંડ કરતાં તાડ-ગોળ શરીરને વધારે તાકાત આપનારો હોય છે. તેનો આહારની દૃષ્ટિએ અને ગૃહોદ્યોગની દૃષ્ટિએ પ્રચાર કરવા જેવો છે.

કેટલીક પ્રાન્તિક સરકારો, કેટલાંક દેશી રાજ્યો અને મધ્યસ્થ સરકાર, આના પ્રચારમાં રસ લે છે અને તેને માટે સંશોધન કરાવે છે તથા તાલીમ વર્ગો ચલાવે છે. તે ઉપરાંત નીચેની રીતે મદદ કરવાનું વિચારે છે:

(૧) ઝાડો છેદવાની આબકારી ખાતાની પરવાનગી કંઈ વેરો આપ્યા વગર મળે.

(૨) ઝાડના ભાડા ઉપર અંકુશ મૂકવામાં આવે.

(૩) દસ વરસ સુધી સરકાર પોતાની માલિકીનાં ઝાડ નામના ભાડાથી છેદવા આપે.

(૪) સરકારી જંગલમાંથી મફત બળતણ મળી શકે.

(૫) સ્થાનિક વેરામાંથી મુક્તિ મળે.

(૬) ઉત્પાદન અને વેચાણ માટે સહકારી મંડળીઓ સ્થપાય.

આમ વિવિધ રીતે ઉત્તેજન મળે અને પ્રજાનો સહકાર મળે તો દારૂબંધીને લીધે બેકાર પડતા લોકો (તલવાડાઓ)ને ઘેર બેઠાં કામ મળે, ખેડૂતો અને મજૂરોને પણ મોસમમાં ઘેર બેઠાં કરી શકે તેવો ધંધો મળે, તથા સામાન્ય લોકોને કેફી તાડીને બદલે સ્વાદિષ્ટ પીણું અગર વધુ જીવનદાયી ગોળ-ખાંડ મળે.

(તાડ-ગોળ ખાતાની પત્રિકા ઉપરથી) વિ૦

# માનવધર્મનો દ્રષ્ટા અને પ્રવર્તક

મેઘધનુષ્યના સપ્તરંગનો સુભગ સંયોગ જેમ જ્યોતિપુંજસમા સૂર્યનાં કિરણમાં થાય છે, અનેકવિધ સૂરમાંથી જેમ સવાદી ગીત નીપજે છે, તેમ માનવજીવન જેટલા વિશાળ એવા ગાંધીજીના બહુવિધ વ્યક્તિત્વમાંથી પણ સંગીતની એકવિધતા પ્રગટ થાય છે તેમણે જીવનનું સાંગોપાંગ દર્શન કર્યું, જીવનનું એકે પાસું એવું ભાગ્યે જ હશે જેના ઉપર તેમને કાંઈ કહેવાનું ન હોય આવા તેમના જીવનવૈવિધ્યને લીધે તેમના જીવનની જુદી જુદી બાજુઓ ઉપર એકાંતિક ભાર ઘણા મૂકે છે પણ ગાંધીજીને આમાંથી ગમે તે એક દૃષ્ટિએ જોતા તે તેમનું અધૂરું જ નિરીક્ષણ થશે તેમના સમગ્ર જીવનની વિરાટ અને વ્યાપક પ્રવૃત્તિઓને એકસૂત્રરૂપે બાંધતો એવો સિદ્ધાન્ત જો આપણને જડે તો તેમના જીવનને સમજવાનું સહેલું પડે તો, તેમના સમસ્ત જીવનને આવરી લેતું એવું કયું તત્ત્વ તેમનામાં દૃષ્ટિગોચર થાય છે?

ગાંધીજીના દરેક કર્મમાં તેમની ઈશ્વર ઉપરની જીવંત શ્રદ્ધા પ્રતિબિંબિત થતી ઈશ્વર ઉપરની આ બાનસુનભ અને અનન્ય શ્રદ્ધા વગર ગાંધીજી જે થઈ શક્યા તે થઈ શકત નહિ ગાંધીજી જ કહે છે "તમે ઈશ્વર ઉપરની મારી શ્રદ્ધાને સુરંગ લગાવીને ઉડાવી દો તો હું મૂઓ જ સમજજો" આ ઈશ્વરને તે સત્યનારાયણ કહે છે આ સત્યનારાયણના દર્શન કરવા તે તેમના જીવનનું ધ્યેય હતું તેઓ કહે છે "મારે જે કરવું છે, જેની હું ૩૦ વર્ષ થયાં ઝંખના કરી રહ્યો છું, તે તો આત્મદર્શન છે, તે ઈશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે મારું ચલનવલન બધું એ જ દૃષ્ટિએ થાય છે મારું લખાણ બધું એ જ દૃષ્ટિએ છે અને મારું રાજપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને અધીન છે" "હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે એ સત્ય મને જડ્યું નથી, પણ એનો હું શોધક છું એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે" આમ, જો આપણે એટલું જ સમજીએ કે, ગાંધીજીનું આખુંયે જીવન સત્યપ્રાપ્તિને માટે એક મહાન યજ્ઞરૂપ હતું તો ગાંધીજીને આપણે સહેલાઈથી સમજી શકીશું.

આમ તો ઈશ્વર અનિર્વચનીય અને મન તથા વાણીથી પર છે પણ સત્ય એ જ ઈશ્વર છે એ સમજવાથી ઈશ્વરને નેતિ નેતિ કહેવાપણું રહેતું નથી જેનું સનાતન અસ્તિત્વ છે તે સત્ય આ ઈશ્વરને તેના કાર્યો તથા સર્જન સિવાય બીજી રીતે કોઈએ જાણ્યો નથી પરાત્પર તેમ જ અંતરતમ એવા સત્યનારાયણ "સજનમાં સભર ભર્યો" છે એવું જે જાણે, તેને તો સર્વભૂતમાત્ર પ્રત્યે સહેજે પ્રેમ ઉદ્ભવે અને સેવામાં ન પરિણમે તે પ્રેમ શાનો કહેવાય? ઈશ્વરદર્શનનો એકમાત્ર માર્ગ માનવસેવા છે પણ સમગ્ર જગતની એકસામટી સેવા કરીશ એમ કહેવું તે ખોટો મદ ગણાય માટે પોતાના દેશ દ્વારા જ માનવસેવા શક્ય છે ગાંધીજીએ ખોળેલો સત્ય અને અહિંસાયુક્ત આ માનવધર્મ આ માનવધર્મ પ્રમાણે હિંદની અને વિશેષ કરીને હિંદના દુખી તથા પીડિત લોકોની સેવા તે તેમના જીવનનું મુખ્ય અંગ બન્યું હિંદને सर्वग्रन्थीनाम् विप्रमोक्ष — સર્વ બંધનોમાંથી મુક્તિ અપાવવાની તેમની ઉમેદ હોવાથી, તેની સર્વસ્વશુદ્ધિ સાધવાનો તેમનો પ્રયત્ન સતત અને અવિશ્રાન્ત ચાલુ રહ્યો

૧૫મી ઑગસ્ટ પછીથી અને ત્યાર પહેલાંથી પણ ગાંધીજીની આ ધર્મની પૂરી કસોટી થઈ સર્વત્ર દ્વેષ, વેર અને હિંસાના આસુરી બળોએ લોકોના મન અને હૃદય ઉપર સામ્રાજ્ય મેળવ્યું હતું સમગ્ર લોકો ગાંડા બન્યા હતા અને એવો ભય લાગતો હતો કે, પુરુષાર્થથી પ્રાપ્ત કરેલી રાજકીય મુક્તિ ટકી શકશે કે કેમ' ગાંધીજીના જીવનનું કાર્ય જાણે ક્ષણવારમાં ધૂળ ભેગું થતું લાગ્યું હિંદ દ્વારા પીડિત અને યુદ્ધગ્રસ્ત જગતને સાચો આત્મબળ અને

અહિંસાનો માર્ગ બતાવવાનું તેમનું સ્વપ્ન જાણે સ્વપ્ન જ બની ગયું. અહિંસાની મૂર્તિ ગાંધીજી શું આ હિંસા આગળ હિંમત હારશે? શું તેમની અહિંસા ઉપરની શ્રદ્ધા ડગમગશે? એમ ઘડીભર પ્રશ્ન થતો. પણ ના, ગાંધીજીએ આ પડકાર ઝીલી લીધો. તેમનું અંતર ભયંકર વ્યથા અનુભવવા લાગ્યું. તેમણે નિરધાર કર્યો કે, કાં તો આ દાવાનળ શમવો જોઈએ અથવા તો હું પ્રાણ પાથરીશ. ગાંધીજીની કદી નહિ થયેલી તેવી આ અગ્નિપરીક્ષા હતી; તેમની અહિંસા, તેમના સમગ્ર જીવનનું ધ્યેય ત્રાજવામાં તોળાઈ રહ્યું હતું. ખિન્ન અને વ્યથિત હૃદયે ગાંધીજીએ અગ્નિપ્રવેશ કર્યો અને સીતાજીની જેમ અણીશુદ્ધ તે પાર ઊતર્યા. આર્ત સ્વરે તેમણે ગાંડા બનેલા લોકોને ઉદ્બોધ્યા: "આસુરી બળોનો સામનો કરવા, તેમની સામે બહાદુરીપૂર્વક યુદ્ધ કરવા તો આ જીવન છે. પણ આસુરી તત્ત્વોનો વિરોધ આસુરી તત્ત્વોથી ન જ થઈ શકે. વેરથી વેર શમતાં નથી, હિંસાથી હિંસાનો નાશ થતો નથી, એ તો અનુભવની વાત છે. વેર અને હિંસાને તો પ્રેમ અને સત્યાગ્રહથી જ જીતી શકાય. દુર્ભેદ્ય અંધકારને તેજના કિરણથી જ છેદી શકાય; ઘોર અજ્ઞાનના આવરણને જ્ઞાનથી જ દૂર કરી શકાય. માનવધર્મ અસત્યની સામે યુદ્ધ કરવાનું કહે છે, પણ અસત્ય આચરનારની હિંસા કરવાનું તે કહેતો નથી. આ માનવધર્મનું પાલન જો હિંદ નહિ કરે તો આપણું પતન છે, પણ તે પતનનો લાચાર સાક્ષી હું બનવા માગતો નથી. લોકો જો હિંસા કરતા નહિ અટકે તો હું મારું બલિદાન આપીશ." सत्यमेवेश्वरो लोके અને अहिंसा परमो धर्मः ઉદ્ઘોષતા, માનવધર્મને મૂર્તિમંત કરતા, પૃથ્વી જેવા ક્ષમાવાન અને મહાસાગર જેવા વિશાળ હૃદયવાળા બાપુજીએ આતતાયીને પણ સસ્મિત આશીર્વાદ આપ્યા. તેમનું મૃત્યુ તેમની અહિંસાનું વિજયચિહ્ન બન્યું; બંદૂકની ગોળીના અવાજે તેમનો જયઘોષ ઉચ્ચાર્યો. તેમના મુખમાંથી અનાયાસે નીકળેલા રામનામે सत्यमेव जयते नानृतम् એ ઋષિવચનને સાચું પડયું. પણ હૃદય રડી ઊઠયું. બાપુનો મેળાપ કદી આ જન્મે હવે શક્ય નથી. તે તો ગયા તે પ્રદેશમાં કે જ્યાંથી કોઈ પાછું આવતું નથી. શું બાપુ કદી પાછા નહિ જ આવે? બાપુને પાછા આવવાપણું છે જ નહિ. જ્યાં સત્ય છે, જ્યાં પ્રેમ છે, જ્યાં આસુરી બળો સામે અવિશ્રાન્ત યુદ્ધ છે, ત્યાં નક્કી બાપુનો વાસ છે અને તેમની સાથે આત્માનું ઐક્ય સદાયે શક્ય છે. ત્રિકાલાબાધિત, અનાદિ અને અનંત એવા સનાતન સત્યની સાથે બાપુ વિલીન થઈ ગયા; તે સત્યને મૃત્યુ સ્પર્શી શકતું નથી, તેનો કદી પ્રલય થતો નથી.

સર્વે ધર્મોનો સુસમન્વય સાધી, તેમના હાલના સમયાનુસાર વ્યાપક અર્થો કરી, બુદ્ધિને અવિરોધી અને જેમાં બુદ્ધિ અને શ્રદ્ધા પરસ્પર પોષક છે પણ વિરોધી નથી, એવું સત્ય અને અહિંસાને અનુરૂપ માનવધર્મનું સર્વસામાન્ય સ્વરૂપ ગાંધીજીએ પોતાના સમગ્ર જીવન દ્વારા જગતને આપ્યું છે. આ જ તેમના જીવનની સર્વોત્તમ સિદ્ધિ. ઋષિમુનિઓએ પોતાના અંગત જીવનમાં અહિંસાનો પ્રયોગ કરેલો ખરો, પણ ગાંધીજીએ તેને સામાજિક તેમ જ રાજકીય મુક્તિના સાધન તરીકે વાપરી. એમનો આ પ્રયોગ એ જ માનવવિકાસ અને પ્રગતિમાં તેમનો અનોખો અને અદ્વિતીય ફાળો. માનવસમાજે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું હશે તો દરેક દેશની અંદર તેમ જ દેશ દેશ વચ્ચેના સંબંધોમાં અહિંસાને માન્ય કર્યા સિવાય ચાલવાનું નથી. જો સત્તાલોભી રાજકર્તાઓ, ભયના માર્યા, પોતાની સત્તા ટકાવી રાખવા તેમ જ વધારવા, પ્રજા સામે તેમ જ બીજા દેશોની સામે યુદ્ધ કરવાની તૈયારી કરતા જ રહેશે, તો આ અણુબોમ્બના જમાનામાં એવું ઘોર વિશ્વવ્યાપક યુદ્ધ થશે જે સમગ્ર માનવસંસારને ભરખી જશે અને પેલા મહાન વિચારક એચ. જી. વેલ્સની છેલ્લી આગાહી સાચી પડશે; માનવબુદ્ધિ કુંઠિત થશે, માનવસમાજનો અંત આવશે.

માનવકુળ પ્રગતિ કરતું આવ્યું છે અને કર્યે જ જાય છે એવી ઘણાની બાલિશ માન્યતા છે. બે ભયાનક વિશ્વયુદ્ધો તથા અત્યારની રાજકીય પરિસ્થિતિ આ માન્યતાની શાખ પૂરતાં નથી. હા, અનંત વિકાસ તથા પ્રગતિ સાધવાનું સામર્થ્ય મનુષ્યમાં

છે પણ અનાયાસે સંસારના બોજો તેની પાસે પ્રગતિ જ કરાવે છે એ માન્યામાં આવતું નથી અત્યારે તો જાણે પ્રલયકાળ જાણે સમગ્ર માનવજાતને ભરખી જવા મો ખુલ્લું રાખીને ઊભો હોય તેમ લાગે છે આપણી સામે ગંભીર પસંદગીનો પ્રશ્ન ઊભો થયો છે જીવનના કયા હેતુઓ અને મૂલ્યોને આપણે મહત્ત્વ આપીએ છીએ તેના ઉપર આપણા અસ્તિત્વનો આધાર છે આ કસોટીકાળે "માર્ગ સૂઝે નહિ ઘોર રજનીમાં" એમ પોકારતા વિશ્વને સત્ય અને અહિંસાથી યુક્ત માનવધર્મની હિંદી સંસ્કૃતિના સર્વોત્તમ પ્રતિનિધિની અમૃતસમ અનન્ય ભેટ છે

• કૃષ્ણની સ્થિતપ્રજ્ઞતા અને કર્મયોગ, રામની ત્યાગપૂર્ણ સત્યકર્તવ્યપરાયણતા તથા શૌર્ય, વ્યાસજીનું બ્રહ્મજ્ઞાન, વાલ્મીકિની અપાર કરુણા, બુદ્ધનો અપૂર્વ પ્રેમ, વિશ્વામિત્રની તપશ્ચર્યા અને તેજસ્વિતા, દધીચિઋષિનો આત્યંતિક ત્યાગ અગસ્ત્યની આશ્ચર્યકારક નેતૃત્વશક્તિ, ઈસુખ્રિસ્તની સર્વભૂતહિત માટે ક્રૂસારોહણની તૈયારી — આ બધાયે ગુણો એક મનુષ્યમાં મૂર્તિમંત થાય તો તે મનુષ્ય કેવો હોય? આઇનસ્ટાઈને સાચું જ કહ્યું છે કે, આવો મનુષ્ય હજી લગી પૃથ્વી ઉપર અવતર્યો નથી આપણે તેને બેવફા ન નીવડીએ તેના સ્વપ્ન અને આશાઓ સિદ્ધ કરવાનું પ્રભુ આપણને બળ આપો

વિનાયક વિજયશંકર ભટ્ટ

# 'રેલવેના ઉંદર'

કાલે જ મારું એક રેલવે પાર્સલ આવ્યું ભાઈએ મુંબઈથી થોડા મેવામીઠાઈ મોકલ્યા હતા પાર્સલ જોતા જ કંઈક એવું લાગ્યું કે રસ્તામાં તેના ઉપર કદાચ હાથ મારવામાં આવ્યો છે ખોલીને જોતા કંઈ ગડમડ ન દેખાઈ, પણ જ્યારે ભાઈના પત્ર પરથી મોકલેલા સામાનની યાદી મેળવી જોઈ ત્યારે તરત ખબર પડી ગઈ કે ઉમદા જાતના મેવા મીઠાઈ તો ગુમ થઈ ગયા છે ઘણું ખરાબ લાગ્યું! ગુસ્સો પણ ચડ્યો પણ કંઈ ઉપાય નહોતો પાર્સલ ખોલ્યા પછી ફરિયાદ કરવી તદ્દન નકામી હતી અને આમ તો રેલવેવાળાઓના કારસ્તાનો ઉપર તેના અધિકારીઓ ધ્યાન જ ક્યાં આપે છે?

થોડા દિવસ ઉપર મેં મારા કાકાને એક હળવું પાર્સલ મોકલ્યું હતું તેમાં મોટે ભાગે તો સંતરા ને મોસંબી જ હતા લીલા અંજીર અને ચીકુ પણ થોડા મૂક્યા હતા બસ એની ઉપર રેલવેવાળાઓએ એવો તો હાથ માર્યો હતો કે તમામ ચીજો હજમ થઈ ગઈ

મારા એક મશ્કરા દોસ્તે રેલવેના આ અસભ્ય અને નફટ નોકર વર્ગનું નામ 'રેલવેના ઉંદર' રાખ્યું છે નામ છે રમૂજી, પણ આ ઉંદરો ખરેખર ગણેશજીનું વાહન બનવાને લાયક છે શરીરમાં પૂરેપૂરા ગોળમટોળ હોય છે જ, ચાલાક પણ પૂરા હોય છે સુંદર સ્વાદિષ્ટ અને કીમતી ચીજો ઉપર જ તેઓ આંખ રાખે છે, મામૂલી માલને તો તેઓ કોડી સમાન ગણે છે તેમની દુનિયાના તેઓ પૂરા બાદશાહ છે, તેમને પૂછનાર કોઈ નથી, કારણ કે ઉપરથી નીચે સુધી જે છે તે બધા જ ખાઉધરા છે ચોરના ભાઈ ઘંટી ચોર

ફેરથી મેં જૂની ચોપડીઓ અને મારા કૉલેજ જીવનના સમયની નોટબુકો મંગાવી હતી એક પેટીમાં ભરીને પાર્સલ કરી મજબૂત તાળું પણ લગાવી દીધું હતું આ ઉંદરોથી તે તાળું તો ન તૂટ્યું, પણ પેટીનું પાટિયું તો તેઓએ તોડી જ નાખ્યું સંજોગવશાત્ પેટીની ચારે બાજુ દોરી પણ બાંધેલી હતી તેથી ચોપડીઓ રસ્તામાં પડી ન ગઈ ઉંદરોએ પેટીને મોટી આશાએ ખોલી હશે ધાર્યું હશે કે કંઈક માલ હશે પણ ફક્ત ચોપડીઓ જ ચોપડીઓ જોઈ બિચારાઓ ઠંડા થઈ ગયા હશે રેલવેના આ ઉંદરો આમ તો બડા હોશિયાર અને ચલતા પૂરજા હોય છે, પણ લાગે છે કે તેમની સૂંઘવાની શક્તિ એટલી તીવ્ર રહેતી નહીં હોય, નહીં તો તેઓ પહેલેથી જ આ પેટી સામે ઊંચી નજરે પણ ન જુઅત

હકીકત તો એ છે કે, રેલવેના આ માણસો ઉંદર તો શું, પૂરા ગુંડા જ હોય છે પાર્સલ કરાવવા

જઈએ તો તેમને દક્ષિણા જોઈએ, નહીં તો તમારું પાર્સલ કેટલાય દિવસો સુધી મુક્ત નહીં કરવામાં આવે, અથવા તો બુક થયા પછી પણ કેટલાક દિવસ સુધી પડયું રહેશે. પાર્સલ છોડાવનારાઓએ આ ઉંદરોને ખુશ રાખવા પડે છે — નહીં તો 'પાર્સલ હજુ નથી આવ્યું!' અને પછી આપણે ડેમરેજ ભરવું પડે છે. કોઈ કોઈ વાર તો આ લોકો કેટલાંય પાર્સલ નાખી મૂકીને તેને સસ્તી કિંમતે પોતાના મિત્રોમાં હરાજ કરી નાખે છે. અને ફરિયાદ કરીએ તો સાંભળનારું કોણ છે? ત્રણ મહિને તો તમારી ફરિયાદ મળ્યાનું કાર્ડ આવે છે. તેમાં છાપેલું હોય છે: "તમારી ફરિયાદ ઉપર ધ્યાન અપાઈ રહ્યું છે." તમે ફેંસલાની રાહ જોતા જ રહો છો. પછી તગાદો કરો તોપણ તેનો જવાબ કેટલાય મહિના પછી મળે છે. તે ઘણું કરીને નકારાત્મક હોય છે, એ કહેવાની જરૂર નથી. કાયદેસર તમે ૭ મહિનામાં રેલવેનો મામલો કચેરીમાં દાખલ કરી શકો છો, પણ રેલવેના અધિકારીઓ એટલો સમય તો પત્રવ્યવહારમાં જ પૂરો કરી નાખે છે. મુદ્દત વીત્યા પછી તમે ઇચ્છો તોપણ દીવાની દાવો ન કરી શકો. અને તેમની ઉપર જો મુકદ્દમો ચલાવવામાં આવ્યો તો તેમનાં કુકર્મોના પુરાવા મળવા પણ મુશ્કેલ હોય છે. આ યુક્તિમાં તો તેઓ પહોંચેલા હોય છે. ક્યાંય પકડમાં અવાય નહીં એનો પૂરો પ્રબંધ પહેલેથી જ કરી લે છે. અને રેલવેના કાયદામાં તેઓને છટકી જવાની બારીઓ પણ ખૂબ રાખવામાં આવી છે.

કહે છે કે, એક વખત એક શેઠજીને ત્યાં લગ્નના પ્રસંગે એક મોટી મિજમાની થઈ. પતરાળાં ભરી ભરી મીઠાઈ પીરસવામાં આવી. ભંગીઓને મજા પડી ગઈ. પુષ્કળ મીઠાઈ એંઠવાડમાં મળી. એક ભંગીએ એ મીઠાઈનું પાર્સલ કરી પોતાના બીજા સગાને ત્યાં મોકલી આપ્યું. તેનો સગો જ્યારે પાર્સલ છોડાવવા આવ્યો ત્યારે તો રેલવેના ઉંદરો એની ઉપર તૂટી પડયા હતા. ભંગીને જોઈને તેઓએ પૂછ્યું,

"શું છે લ્યા?"

"પાર્સલ છોડાવવું છે, સાહેબ." પેલા ભંગીએ હાથ જોડીને જવાબ આપ્યો.

"તારું પાર્સલ?"

"હાજી, જુઓ આ રસીદ!"

"અરે! તારી ઉપર આટલી મીઠાઈ કોણે મોકલી?"

"સાહેબ, કોઈ શેઠને ત્યાં મિજમાની થઈ હતી. મારા એક સંબંધીએ મોકલાવી છે. સાંભળ્યું છે, એંઠવાડ બહુ પડયો હતો."

બિચારા ઉંદરો 'થૂ,' 'થૂ,' 'રામ,' 'રામ,' કરવા લાગ્યા. તોબા પોકારી ગયા, પણ તે તોબા કેટલા દિવસ ચાલી? કોણ જાણે!

આ રેલવેવાળાઓની સામે તો એક જેહાદ ઉઠાવવાની જરૂર છે. તેઓને આ રીતે લોકોને લૂંટવાની છૂટ મળે એ તો અતિશય અયોગ્ય છે. તેઓને બીજાનું એંઠું જિંદગીમાં કદાચ એક બે વાર જ ખાવાનો અવસર આવી જતો હશે, પણ લોકોને તો તેમનું વધેલું એંઠું રોજ ને રોજ ખાવા વારો આવે છે.

પોસ્ટ ખાતાનું કામ રેલવે ખાતાને મળતું જ છે. ત્યાં પણ બધો વ્યવહાર રોજનો રોજ ચાલે છે. પણ પોસ્ટખાતામાં કેટલી ઈમાનદારી ને લગનથી કામ થાય છે! પોસ્ટ પાર્સલો કેટલી સંભાળથી અમારી પાસે આવે છે! તેનો વાળ વાંકો પણ થતો નથી, અને કદાચ તેને રસ્તામાં સહેજ પણ ખોડખાંપણ લાગે છે, તો તરત જ આપણી પાસે સૂચના આવી જાય છે કે, જાતે આવીને પાર્સલ છોડાવી લો. અને આપણે જો કંઈ ફરિયાદ કરવી હોય તો પહેલાં પરબીડિયા ઉપર ટિકિટ પણ ચોડવી પડતી નહોતી. ફરિયાદ પર તરત જ ધ્યાન આપવામાં આવે છે. અને તેનો નિકાલ લાવવાની પૂરી કોશિશ પણ કરવામાં આવે છે. અને જો અજાણતાં કંઈક નુકસાન થઈ ગયું હોય તો તેના માટે દિલગીરી પણ પ્રકટ કરવામાં આવે છે. પોસ્ટખાતાને તો જનતાની સેવા કરવાનો હંમેશાં ખ્યાલ રહે છે.

ગુજરાતમાં ૧૯૫ કેન્દ્રોમાં તેનું કામ ચાલે છે અને તેને દફતરે નોંધાયેલા ૭૧ પ્રચારકો કામ કરે છે.

હિંદુસ્તાની ભાષા બેઉ લિપિમાં લખાય છે; તેથી તેનો સાચો અને સંપૂર્ણ પ્રચાર બેઉ લિપિ દ્વારા થવો જોઈએ. આ દીવા જેવી સાફ વસ્તુ, કોમી લાગણીને લઈને, કેટલાકને ગમતી નથી. તેથી કરીને છૂપી કે આડકતરી રીતે તે સામે પ્રચાર ચાલ્યા કરે છે. છતાં ગુજરાતનાં ભાઈબહેનો ગાંધીજીએ કહેલા આ રચનાકામને સમજે છે, એને લઈને એ કામ — ઉપરના કેટલાક માનસિક વિરોધ છતાં — ઠીક ઠીક વધ્યે ગયું છે, તે નીચેના આંકડા પરથી જણાશે:

હિંદુસ્તાની પ્રચાર પરીક્ષાઓ

| તારીખ | પહલી | દૂસરી | તીસરી | ચૌથી | કુલ |
|---|---|---|---|---|---|
| ૨૨-૯-'૪૬ | ૨૮૪૩ | ૬૮૬ | ૧૬૮ | ૫૧ | ૩૭૪૮ |
| ૨-૨-'૪૭ | ૨૯૫૨ | ૯૦૨ | ૨૪૯ | ૬૦ | ૪૧૬૩ |
| ૧૩-૯-'૪૭ | ૩૩૪૭ | ૧૧૭૯ | ૩૨૩ | ૧૦૫ | ૪૯૫૪ |
| ૧૪-૨-'૪૮ | ૨૪૮૪ | ૧૨૨૮ | ૪૫૧ | ૮૭ | ૪૨૫૦ |

પ્રચારક તાલીમ વર્ગ

આ ઉપરાંત બંને લિપિ દ્વારા કામ કરી શકે એવા પ્રચારકો પણ તૈયાર કરવાનું કામ જરૂરી હતું. તેને માટે અધ્યાપન મંદિર જેવી સંસ્થા કાઢવાને બદલે, વાર્ષિક લાંબી બે રજાઓમાં હિંદુસ્તાની પ્રચારક તાલીમવર્ગો યોજવામાં આવે છે. ઈ. સ. ૧૯૪૬થી નિયમિત આ વર્ગો વરસમાં બે વાર ભરવામાં આવ્યા છે.

૪

જોડણીકોશ સંપાદનકામ

જોડણીકોશની નવી (૪થી) આવૃત્તિ છપાવવાનું કામ ચાલુ છે તેમાં શબ્દપ્રયોગો તથા ઉપલબ્ધ વ્યુત્પત્તિ અને ઉચ્ચારણના સંકેતો ઉમેરી લેવામાં આવે છે. ૧૯૪૮નો માર્ચ સુધીમાં 'દિલ' શબ્દ સુધીના ફર્મા છપાઈ ગયા છે. આજની અનેકવિધ મુશ્કેલીના સમયમાં, આ ગ્રંથની પ્રસિદ્ધિનું કામ ધાર્યા કરતાં વધુ લંબાયું છે. અનેક ઉમેરાને લીધે તેનું કદ પણ વધશે.

૫

વિજ્ઞાનની પરિભાષાનું કામ

મૅટ્રિક સુધીના વિજ્ઞાનની પરિભાષા તૈયાર કરીને બહાર પાડ્યા પછી સામાન્ય વિજ્ઞાનના બીજા વિષયોની પરિભાષા અંગેનું કામ આગળ ચાલે છે. અત્યાર સુધીમાં વનસ્પતિશાસ્ત્ર તેમ જ પ્રાણીશાસ્ત્રમાં વપરાતા અંગ્રેજી પારિભાષિક શબ્દોના હિંદી, મરાઠી તથા ગુજરાતી પર્યાયો મળી શક્યા તે એકઠા કર્યા છે. હવે દરેક શબ્દની યોગ્ય વ્યાખ્યા અને તેનો પર્યાય નક્કી કરવાનું કામ ચાલે છે. આ કામ શ્રી. બંસીલાલ ગાંધી કરે છે. અને તે અંગે અમદાવાદના તે તે વિજ્ઞાનશાખાના અધ્યાપક મિત્રોની મદદ લે છે. તૈયાર થશે એટલે તેને પ્રસિદ્ધ કરવામાં આવશે.

પરિભાષાનો આ પ્રશ્ન હવે ખૂબ મહત્ત્વનો બનશે. એટલે તેમાં વિશેષ કામ કરવાની જરૂર છે. તથા તેનો સામાન્ય ઉપયોગ કરતાં પુસ્તકોની પણ જરૂર છે.

૬

બીજું પ્રકાશન કામ

ઉપરનાં કામો ઉપરાંત પ્રકાશન અંગે જુદી જુદી ગ્રંથમાળાઓમાં નીચે મુજબ પ્રકાશનો થયાં છે:—

**(૧) વિદ્યાપીઠ ગ્રંથાવલી —**

આ ગ્રંથાવલીનું કામ નવજીવન કાર્યાલય મારફત ચાલે છે. તેમાં અત્યાર સુધીમાં કુલ ૩૭ પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે. નિવેદનના સમયમાં નીચેનાં પુસ્તકો બહાર પડ્યાં છે:—

૧ ચાલણગાડી તથા વિદ્યાપીઠ વાચનમાળાની સાત ચોપડીઓનું પુનર્મુદ્રણ

૨ સંક્ષિપ્ત કરણઘેલો, વર્ધાશિક્ષણયોજના, કાવ્યપરિચય ભા. ૨નું પુનર્મુદ્રણ

૩ हिंदुस्तानी कहानियाँ, बाल कहानियाँ, बालपाठावली, और हिन्दुस्तानी पाठावली भा. १ નાગરી-ઉર્દૂનું પુનર્મુદ્રણ

૪ हिन्दुस्तानी कहानीसंग्रह ભા. ૧

૫ उर्दू लिपि शिक्षिका — સુધારેલી બીજી આવૃત્તિ

૬ खादीविद्याप्रवेशिका — સુધારેલી ત્રીજી આવૃત્તિ

૭ हिन्दुस्तानी व्याकरण प्रवेश શ્રી નગીનદાસ પારેખ અને હંસરાજ જૈન

**(૨) તારાગૌરી માળા**

. સર્વોદયની કેળવણી લે૦ આચાર્ય કૃપાલાની. અનુ૦ ગોપાળદાસ પટેલ

**(૩) રેવાભાઈ પટેલ માળા**

ગૌતમ બુદ્ધ — લે૦ સર્વપલ્લી રાધાકૃષ્ણન. અનુ૦ ગોપાળદાસ પટેલ

મુંડકોપનિષદ — સં૦ મગનભાઈ દેસાઈ

**(૪) આચાર્ય ગિદવાણી માળા**

યંત્રની મર્યાદા — લે૦ શ્રી. નરહરિભાઈ પરીખ (બીજી આવૃત્તિ)

**(૫) બીજા પ્રકાશકો પાસે બહાર છપાયેલાં (પુનર્મુદ્રણ)**

ચંદનાથ — શ્રી. નગીનદાસ પારેખ

પલ્લીસમાજ "

પૂજારિણી "

આ સમય દરમિયાન ચકુબહેન સ્મારક માળા અને સૂરજબહેન સ્મારક માળામાં નવાં પ્રકાશનો થયાં નથી. ચકુબહેન માળાની ત્રીજી પુસ્તિકા 'મલેરિયા'નો મરાઠી અનુવાદ નવજીવન પ્રકાશન મંદિરે બહાર પાડ્યો છે. તેનો હિન્દુસ્તાની અનુવાદ પણ તૈયાર કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત શ્રી. સૂરજબહેન સ્મારકમાળા અંગે નીચેનું કામ ચાલ્યું છે:

કોશના કામમાંથી અવકાશ મળે તે સમયમાં શ્રી. ચૂનીલાલ બારોટ સામાન્ય વાચકોને માટે ચરિત્ર-ગ્રંથો તૈયાર કરે છે. અત્યાર સુધીમાં તેમાં નીચેના ગ્રંથોની હસ્તપ્રતો તૈયાર થઈ છે:

૧. સર સુરેન્દ્રનાથ બેનરજી

૨. સર ફિરોજશાહ મહેતા

૩. સર પ્રફુલ્લચંદ્ર રાય

૪. ડૉ. ઍની બેસંટ

૫. ઇસ્લામનો સુવર્ણયુગ (મહમ્મદ સાહેબ અને પહેલા ચાર ખલીફાનો ચરિત્રગ્રંથ)

આ ઉપરાંત શ્રી. મણિભાઈ નભુભાઈની 'સુદર્શન ગ્રંથાવલિ'માંથી પસંદગી કરીને 'સંક્ષિપ્ત સુદર્શન ગદ્ય' તૈયાર કરવામાં આવ્યું છે.

૭

**વિદ્યાપીઠ ગ્રંથાલય**

નિવેદનના સમય દરમિયાન વિદ્યાપીઠ ગ્રંથાલયમાં ૨૩૯૮ પુસ્તકો રૂ. ૧૪,૭૫૧-૧૩-૦ની કિંમતનાં ઉમેરાયાં છે.

આમાં હિંદુસ્તાનનાં ઇતિહાસ, ધર્મ, સંસ્કૃતિ અંગેનાં કેટલાંક દુષ્પ્રાપ્ય પુસ્તકો ખરીદ્યાં છે અને તેની વિશેષ કિંમત આપવી પડી છે. આ સાથે ગ્રંથાલયમાં કુલ પુસ્તકોની સંખ્યા ૩૧,૩૯૦ થઈ છે.

ઉપરનાં પુસ્તકોમાં ભેટનાં પુસ્તકોનો તેમ જ 'શિક્ષણ અને સાહિત્ય'માં સમાલોચનાર્થે જે પુસ્તકો આવે છે તેનો પણ સમાવેશ થાય છે. છેલ્લા વર્ષ દરમ્યાન અમેરિકાની સરકાર તરફથી તેમની યુનાઇટેડ ઇન્ફરમેશન સર્વિસ, મુંબઈ, મારફતે કેટલાંક મહત્ત્વનાં પુસ્તકો ગ્રંથાલયને ભેટ મળ્યાં છે.

ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહનાં પુસ્તકો ૧૯૪૭ના માર્ચ માસમાં મુંબઈથી આવી ગયાં. તે પછી તેને મેળવવાનું કામ હાથ પર લીધું હતું. એ કામ પૂરું થયું છે. ખૂટતાં પુસ્તકોની યાદીઓ પણ તૈયાર કરી છે. હવે પુસ્તકો ક્રમવાર પત્રકમાં વિગત સાથે નોંધવાનું ચાલે છે. કૉપીરાઈટ સંગ્રહનાં આ પુસ્તકોને માટે લોઢાનાં કબાટો મંગાવીને તેમને તેમાં ગોઠવ્યાં છે. હજી બીજાં ઘણાં કબાટોની જરૂર છે. ધીમે ધીમે આખા ગ્રંથાલય માટે લોઢાનાં કબાટો વસાવવા વિચાર રાખ્યો છે.

૮

**ગ્રામસેવાસમિતિ — વલ્લભવિદ્યાલય**

ગ્રામસેવાસમિતિએ પોતાનું કામ આટોપી લીધું છે. તેને હસ્તકના વલ્લભવિદ્યાલયમાં ૧૯૪૭ના ફેબ્રુઆરી માસ સુધી ગ્રામસેવક અને ખાદીપ્રવેશ વર્ગો ચાલતા હતા. તેમાં ૧૩ વિદ્યાર્થીઓ હતા. તે વર્ગો બંધ કરીને ૧૯૪૭ના માર્ચથી ત્યાં પ્રાથમિક શાળાના શિક્ષકો માટે કાંતણ અને વણાટવિદ્યાના તાલીમવર્ગો શરૂ કરવામાં આવ્યા છે. તેનો અભ્યાસક્રમ મુંબઈ સરકારે નક્કી કર્યા મુજબ સાડા ત્રણ માસનો હોય છે. તે તે વર્ગોમાં અત્યાર સુધીમાં નીચે પ્રમાણે શિક્ષકો આવ્યા છે:

| વર્ગ | સમય | કાંતણ | વણાટ | બહારના |
|---|---|---|---|---|
| ૧ લો | ૧-૩-'૪૭થી ૧૫-૬-'૪૭ | ૧૭ | ૧૫ | ૩ |
| ૨ જો | ૧-૭-'૪૭થી ૧૫-૧૦-'૪૭ | ૨૫ | – | |
| ૩ જો | ૧-૧૧-'૪૭થી ૧૪-૨-'૪૮ | ૩૦ | ૧૦ | ૧ |
| ૪ થો | ૧-૩-'૪૮થી ૧૪-૬-'૪૮ | ૩૮ | – | ૪ |
| | કુલ શિક્ષકો | ૧૧૦ | ૨૫ | ૮ |

તા. ૧૫–૬–'૪૭થી ગુજરાતી ચાર ધોરણ પસાર થયેલા માટે 'પાંચમું' ધોરણ શરૂ કરવામાં આવ્યું છે. તેમાં ૨૦ વિદ્યાર્થીઓ એપ્રિલ ૧૯૪૮ની આખરે હતા. તેમાંથી ૯ છાત્રાલયમાં રહેતા હતા અને બાકીના બહારથી આવતા હતા. આ ઉપરાંત વિદ્યાલયની ભૂમિ ઉપર સરંજામ પ્રયોગ કેન્દ્ર, *ગૌશાળા* અને સાર્વજનિક ઔષધાલય ચાલે છે. તેનો લાભ વિદ્યાર્થીઓને મળે છે. તેની *નાણાંકીય વ્યવસ્થા* સ્વતંત્ર છે.

વિદ્યાલયના કામ માટે આજુબાજુની જમીન મેળવવાની જરૂર હતી. તે પ્રયત્ન આ વરસમાં કેટલેક સફળ થયો છે અને રૂ. ૯,૬૫૮–૧૪–૦માં ૨ એકર જમીન મળી છે.

શ્રી મહાદેવભાઈ ટ્રસ્ટ તરફથી આવેલી સૂચના અનુસાર, ઉપર જણાવ્યા પ્રમાણે ગ્રામસેવાસમિતિ બંધ થયા પછી, વિદ્યાપીઠ મંડળે ગ્રામસેવા અને વર્ધાયોજનાનાં કામો અંગે સલાહસૂચના આપવા માટે અને દેખરખ રાખવા માટે એક જુદી સમિતિ નીમી છે. તે આ વિદ્યાલયના કામની સામાન્ય દેખરેખ રાખે છે.

### ૯

### પૂંજાભાઈ જૈન પ્રકાશન કામ

ઈ. સ. ૧૯૩૪માં જૈન સાહિત્યના પ્રકાશનનું કામ સ્વતંત્ર કરીને ચલાવવાની નીતિ વિદ્યાપીઠે સ્વીકારી હતી. અને તે કામ જૈન સમિતિને સોંપ્યું હતુ. અત્યાર સુધી તે કામ એ અલગ તંત્ર દ્વારા થાય છે. હવે આખી પરિસ્થિતિ બદલાતાં પૂ. કુલપતિની સલાહથી પહેલાં માફક ફરી તે કામ વિદ્યાપીઠહસ્તક પાછુ લેવાનુ વિચારાયું છે. અને જૈન સમિતિએ તે કામનો હવાલો વિદ્યાપીઠને પાછો સોંપી દેવાનો ઠરાવ કર્યો છે, જેનો અમલ નવા વરસમાં થશે.

આ માળામાં અત્યાર સુધીમાં કુલ ૨૨ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. નિવેદનના સમયમાં નીચેનાં પુસ્તકોની સુધારેલીવધારેલી નવી આવૃત્તિઓ બહાર પાડવામાં આવી છે:—

૧. જગતનો આવતી કાલનો પુરુષ (બીજી આવૃત્તિ)
૨. મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ (ત્રીજી આવૃત્તિ)
૩. મહાવીરસ્વામીનો આચાર-ધર્મ (બીજી આવૃત્તિ)
૪. શ્રી રાજચંદ્ર (જીવનયાત્રા અને વિચારરત્નોની ભેગી નવી આવૃત્તિ)

આ કામ શ્રી ગોપાળદાસ પટેલ મુખ્યત્વે સંભાળે છે.

### ૧૦

### ખાદીકામ

નિવેદનના સમય દરમયાન ત્રણ વણકર કુટુંબોએ નીચે મુજબ વણાટકામ કર્યું છે :

| | | |
|---|---|---|
| સ્વાવલંબી ખાદી | ૬,૭૨૯ા | ચો. વાર |
| ધંધાદારી | ૩૮૯ા | " |
| કુલ | ૭,૧૧૮ા | " |

### ૧૧

### ખેતીકામ

ખેતીકામ માટે હવે સ્વતંત્ર વ્યવસ્થાપક રોકવામાં આવ્યા છે. તે બે ખેડૂતોની મદદથી ખેતીકામ સંભાળે છે. આ સમયમાં કુદરતની પ્રતિકૂળતાને લીધે કપાસ સુદ્ધલ થયો નથી અને બીજો પાક પણ ઓછો ઊતર્યો છે.

### બીજાં પરચૂરણ કામો

ઉપર ગણાવેલાં મુખ્ય કામો ઉપરાંત બીજાં પરચૂરણ કામોમાં 'શિક્ષણ અને સાહિત્ય'નું સંપાદન કાર્ય શ્રી મગનભાઈ દેસાઈ સંભાળે છે.

શ્રી મગનભાઈ અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડના ચેરમેન તરીકે ચાલુ છે મુંબઈ સરકાર તરફથી ૧૯૪૭ના એપ્રિલમાં નીમવામાં આવેલી ગુજરાત યુનિવર્સિટી કમિટીના સભ્ય તરીકે તેમને નીમવામાં આવ્યા છે.

શ્રી વિઠ્ઠલદાસ કોઠારીને ૧૯૪૬ના સપ્ટેમ્બરથી અમદાવાદ જિલ્લા ગ્રામવિકાસમંડળના બિનસરકારી

મંત્રી તરીકે લેવામાં આવ્યા હતા. તે કામ તેમણે ૧૯૪૭ના ડિસેમ્બર સુધી કર્યું હતું.

### કુલપતિજીનું નિર્વાણ

અંતે, હેવાલના સમય દરમિયાન તા.૩૦–૧–’૪૮ ના રોજ વિદ્યાપીઠના સ્થાપક અને કુલપતિ પૂ૦ ગાંધીજી દેવલોક પામ્યા તેની દુઃખદ નોંધ લેવાની થઈ છે. સમસ્ત દેશની જેમ વિદ્યાપીઠનાં સૌને તેથી ઊંડો આઘાત થયો. તે નિમિત્તે તા. ૧૨–૨–’૪૮ ને રોજ વિદ્યાપીઠના જૂના નવા વિદ્યાર્થીઓ, નિયામકો, કાર્યકરો અને અધ્યાપકો સૌ ભેગા મળ્યા હતા અને તેઓશ્રીને શ્રદ્ધાંજલિ આપી હતી.

# સ્વાધ્યાય

## [ વિચારમય જીવનનો યોગાભ્યાસ ]

ગયે વખતે આપણે, આપણી સામાન્ય 'વિષયવતી' —સંસારી કહેવાતી પ્રવૃત્તિ પણ કેવી રીતે યોગાભ્યાસમાં કામ દઈ શકે, તે જોયું. તે ઉપરાંત બીજા માર્ગોથી પણ કામ કરવું જોઈએ. એવા બહુવિધ અને બહુદિશ અભ્યાસ વડે ચિત્તના અંતરાયો દૂર કરી શકાય છે. અને જેવો અંતરાય તે પ્રમાણે અમુક ખાસ અભ્યાસ તેને માટે સૂચવાયો છે. જેમ કે પ્રાણાયામથી શરીર તથા ઇંદ્રિયોની જડતા, ભારેપણું કે પ્રમાદ દૂર કરી શકાય. તે અભ્યાસ આ મુખ્ય કામ કરે; અને એ દ્વારા બીજી અનેક સહાય કરે. તેમ જ અવિરતિ અંતરાય છે, તે સામે લડવા માટે હવે આગળ કહે છે,

वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥

રાગ કે વિષયો ભણીનું આકર્ષણ જેને ન હોય એવા પુરુષનું ચિત્ત મનની સ્થિરતા મેળવે છે. मनसः स्थितिनिबंधनम् એવું અધ્યાહાર સમજી લેવાનું. (સૂત્ર-૩૫નો અનુબંધ જુઓ).

અંતરાયોમાં મોટો અંતરાય અવિરતિ કે વિષયો ભણી મને દોડ્યા કરવું તે છે. કેટલીય પીડા મન આવું હોવાથી જ થાય છે. એટલે, જેટલા પ્રમાણમાં માણસ વૈરાગ્ય સાધે છે, તેટલા પ્રમાણમાં તેનું ચિત્ત આપોઆપ એકાગ્ર થાય છે. તેથી યોગાભ્યાસમાં વૈરાગ્યદૃષ્ટિ કેળવવી એ એક તેનું અંગ છે. અને આ અંગ એટલું બધું પ્રબળ છે કે, જો પરમ વૈરાગ્યદૃષ્ટિ પામીએ તો તે પોતે જ ચિત્તનિરોધ કે યોગસિદ્ધિનું સાધન બને;— સૂત્ર ૧૨માં તે આપણે જોઈ ગયા. अभ्यास-वैराग्याभ्यां तन्निरोधः ।

વળી, અનેક અંતરાયોનું મૂળ કારણ જો ઊંડા ઊતરીને તપાસીએ તો કોઈ ને કોઈ રાગ કે દ્વેષ યા આસક્તિ હોય છે. અને આનું કારણ આપણી ખોટીખરી અણસમજ કે અવિવેક હોય છે. તેથી કરીને અભ્યાસ કરી કરીને છેવટે તો આપણે એ અવિવેક કે તજ્જન્ય રાગ કે આસક્તિ હઠાવવાની છે. એ અભ્યાસ આ ૩૭મા સૂત્રમાં કહે છે. પરમ વૈરાગ્ય મેળવવા માટે યોગ્ય સમજ કે સાચું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન આ છે.

ઊંડે જઈને તપાસીએ તો, જે જે કામો આપણે કરીએ તે દરેકમાં આપણને કેટલોક નક્કર અનુભવ મળે છે. આ અનુભવને આપણે અંતર્મુખ બનીને તપાસતા કે સમજતા નથી હોતા. તેમાં મન પરોવતા નથી. (આને જ પ્રમાદ કહે છે, જે એક અંતરાય છે.) પરંતુ એ કરવા જેવું છે. તો જ માણસ વિકાસ સાધે છે. એ પ્રકારનું ચિંતન અને મનન કરવું, એવી અંતર્મુખતા કેળવવી; તો તે મારફતે ચિત્ત વિચારપૂર્વક વર્તવા માટે ટેવાય છે. સાચો વિચાર પણ એ જ રસ્તે આપણામાં જાગે છે; એ કાંઈ બહારથી નથી આવતો. આવો નિત્ય અભ્યાસ જો રાખીએ તો ચિત્ત નમ્ર બનતું જાય છે અને વિષયો ભણી કેવળ રાગદ્વેષથી તણાઈ ન જતાં,— ગીતાકાર કહે છે તેમ, वायुर्नावमिवांभसि, પાણીમાં વાયુને આશરે પડેલી નાવડી જેવા તેના ઘાટ ન થતાં, તે પોતાની જે દિશા હોય તે તરફ વિચાર-પૂર્વક જઈ શકે એવું બને છે. વિચારમય જીવન જેને કહેવામાં આવે છે તેનો અભ્યાસ તે આ વીતરાગવિષય ચિત્ત કરવાનો પ્રયત્ન છે. સદસદ્ વિવેક જેને કહેવાય છે તે પણ આ અભ્યાસનું ફળ છે.

૨૫–૪–’૪૯ મગનભાઈ દેસાઈ

# માસિક વિવેચન

## ગાંધીજીની બે આગાહીઓ

ગાંધીજી અર્વાચીન હિંદના રાષ્ટ્રપિતા જ નહોતા, એટલે કે તેમણે રાષ્ટ્રનું સ્વતંત્ર નિર્માણ કર્યું એટલું જ નહિ, પરંતુ કેટલીયે બાબતોમાં એમનું નિદાન એવું તો સચોટ અને સાચું હતું કે, તે પરથી તેમણે કરેલી આગાહી આજે નજરોનજર સાચી પડતી જોવા મળે છે એવી બે વાતો અત્યારે તરત યાદ આવે છે — ૧ દેશી રાજ્યોનો સવાલ, ૨ હિંદ ઇંગ્લન્ડનો સંબંધ

તે કહેતા કે, દેશી રાજ્યો ગુલામોના ગુલામ છે આપણે જો મૂળ અંગ્રેજ ગુલામી ફગાવી દઈશું તો તેના પર ટકેલી પેટા-ગુલામી તો આપોઆપ જશે કે સુધરશે આજે આપણે આ વસ્તુ પ્રત્યક્ષ ખરી પડતી જોઈએ છીએ રાજકોટ સત્યાગ્રહ વખતના, તેમના તે વેળાના ઐતિહાસિક ઉપવાસ વખતના વિધાનો તથા વ્યાખ્યાનો આજે વાંચીએ તો ખરી પડેલી ભવિષ્યવાણી તેમાં જોવા મળશે એ વાચન આજે સમજભર્યો આનંદ આપે એવું છે

બીજી વાત તે એ કહેતા કે, "સત્યાગ્રહમાં એવડો ગુણ છે સત્યાગ્રહ કરનાર તેથી ચડે છે તેમ જ જેની સામે તે કરવામાં આવે છે તે પણ તેથી ચડે છે" અને એ સિદ્ધાંતને તારવીને તે કહેતા, હિંદના સ્વાતંત્ર્ય માટે સત્યાગ્રહથી લડવામાં જેની સામે તે લડાય છે, તેનું પણ ભલું જ રહેલું છે હિંદના પાપી વેપારસંબંધમાંથી વિનાયતને બચાવીએ તો તેમાં તેનીય સેવા રહી છે

આજે આપણે જોઈએ છીએ કે હિંદ છૂટવાથી વિલાયતને ફાયદો થયો છે જો તે વિલાયત ન છોડત તો બીજા વિશ્વયુદ્ધ પછીના આ યુગમાં તેના શા હાલ હોત? જુઓ ઇંડોનેશિયામાં વલંદા લોકની દુર્દશા હિંદ બ્રિટનનો સંબંધ વેળાસર સુધરી જવાથી સત્યાગ્રહથી લડનાર હિંદ તથા વેળાસર સમજી જનાર બ્રિટન બંને સુખી થતાં જાય છે આજે હિંદના વડા પ્રધાન વિલાયતમાં અત્યારે મળેલી બ્રિટિશ કૉમનવેલ્થના વડા પ્રધાનોની પરિષદમાં અદ્વિતીય મહત્ત્વ અને સ્થાન ભોગવે છે હિંદ જગતના હિતમાં કામ કરતું થવાની પોતાની સ્વાભાવિક શક્તિએ આવ્યું છે, તેથી સૌને ફાયદો થયો છે

## દેશી રાજ્યો જોડાવાનું છે

વડોદરાનું મુંબઈ પ્રાંતમાં જોડાણ થઈ જવાનું મુરત પાસે આવે છે, તેમ તેમ કેટલાક વર્ગો તેના વિરોધમાં કાંઈક કાંઈક ગણગણાટ કાઢવા લાગ્યા છે સ્વતંત્રતાના યુદ્ધ વખતે દેશી રાજની પ્રજા એમ કહેતી કે, આપણે બ્રિટિશ તેમ જ દેશી રાજ્યના સૌ લોક એક જ હમવતન હિંદીઓ છીએ આજે જ્યારે એ પ્રત્યક્ષ બને છે, ત્યારે એનો આ વિરોધ શું કામ? એમાં કોઈ પ્રજાકીય આમ હિતનું કારણ છે એમ શી રીતે મનાય? વર્ગહિત વાદી લોકોએ પોતાના હિતની રક્ષા સૌના કલ્યાણને ભોગે તો ન જ તાકવી જોઈએ

આવો જ વિરોધ સૌરાષ્ટ્રમાં કાંઈક વધારે હોવાથી જ તે પ્રાંતનું જોડાણ ઠેલાયા કરે છે કે શું? સૌરાષ્ટ્રની નીતિ હવે સ્પષ્ટ થઈ જવી જોઈએ દેશી રાજ્યોનો વહીવટ એવો નહોતો કે જેથી હિંદના વહીવટને તે ટપી જાય તેથી વિલીન થવાપણું હોય તો દેશી રાજ્યે જ હોઈ શકે આ વસ્તુ નેહરુ-સરદાર -પટ્ટાભી-સમિતિએ ભાષાવાર પ્રાંતરચના અંગેના તેમના નિવેદનમાં સાફ કરી એ સારું થયું એવી ચાખવટ આવશ્યક પણ હતી

## નવી પ્રાંતરચનાના સિદ્ધાંતો

ભાષાવાર પ્રાંતરચના વિશેના ધાર કમિશન રિપોર્ટનો સાર ગયા અંકમાં શ્રી વિઠ્ઠલદાસ કોઠારીએ આપ્યો હતો તે જોઈ એક વાચકે પૂછ્યું કે, કૉંગ્રેસની નીતિ શી છે? શું ભાષાવાર પ્રાંતો રચવાનો સિદ્ધાંત તેણે માન્ય નથી કર્યો? અને એ વિષે વિગતમાં ઊતરીને અનેક બીજા સવાલો તે પૂછે છે

કૉંગ્રેસે આ સિદ્ધાંત માન્યો છે અને તેનો અમલ પણ પોતાના બંધારણમાં કર્યો છે ઘણા લોક તેની બીજી અમલ કર્યાની વાત ભૂલી જાય છે કૉંગ્રેસી પ્રાંતો બને તેટલા ભાષાવાર પાડ્યા છે, પણ કેવળ ભાષાવાર કરવા એમાં ઝીણું કાંત્યું નથી એની જરૂર પણ નહોતી પણ આજે કોઈ કૉંગ્રેસી પ્રાંતો પ્રમાણે પ્રાંતરચના કરી લેવા તૈયાર છે? નથી એમાં અત્યારની આપણા કેટલાકની મનોદશામાં થયેલો ફેર રહેલો છે અને તેથી કરીને કૉંગ્રેસે જ્યારે ભાષાવાર પ્રાંતરચનાનો ખ્યાલ કર્યો ત્યારે સ્વપ્નેય

નહિ કલ્પેલા એવા ચિત્રવિચિત્ર વિચારો આજે પ્રવર્તે છે. તેથી કરીને આખો સવાલ ઝીણવટમાં ઊતરીને તપાસવો જોઈએ, એવી જરૂર ઊભી થઈ છે. ધાર કમિશન તેમાંથી જન્મ્યું. તેણે દેશની એક મોટી સેવા કરી છે તે એ કે, મુસ્લિમ લીગે જેમ લાગણીઓ ઉશ્કેરી આખો મામલો તંગ કરી મૂક્યો હતો, તેવી જ રીતે કેટલાક અતિ પ્રાંતવાદીઓએ બાજી માંડેલી, એ ગાંડો પ્રવાહ એનાથી રોકાયો. નહિ તો કેવાં પરિણામ આવત તે વર્ણવવાની જરૂર નથી.

ત્યાંથી લોકમતને આગળ લેવાનું કામ જયપુર કૉંગ્રેસે ઉપાડી લીધું. તેણે આ તીવ્ર લાગણીના પ્રશ્નનો વિચાર દેશના ત્રણ પ્રમુખ આગેવાનોને સોંપ્યો. તેમણે પોતાનું નિવેદન બહાર પાડ્યું છે. એથી સૌથી મોટી વાત એ થઈ છે કે, ભાષાવાર પ્રાંત અલગ પાડવાનું કામ સિદ્ધ કરવાની જવાબદારી તે તે પ્રાંતોના લોકો પર હવે જાય છે. અત્યાર સુધી પ્રાંતો વડી સરકાર અને કૉંગ્રેસ પર આંખો કાઢી કાઢીને વાતો કરતા અને તેનો દોષ કાઢતા. હવે આ સમિતિએ એક બે વાતોનો ખુલાસો કરી આપ્યો કે,

૧. મુંબઈ શહેર આજે કૉંગ્રેસ બંધારણમાં છે તેમ જ અલગ રહેશે. તે ગુજરાત કે મહારાષ્ટ્રનો ભાગ નહિ બને.

૨. મદ્રાસ શહેર આંધ્રમાં નહિ જોડવામાં આવે.

૩. કોઈ ભાષાવાર પ્રાંત પોતાનું અલગ ઘટક કરવા ચાહે તો તેને સ્પર્શતા બીજા પ્રાંત કે રાજ્યના લોકોના પ્રદેશ લેવાદેવા બાબતમાં અરસપરસ પૂર્ણ સમજૂતી અને સંમતિ હોવી જોઈએ.

૪. નવો પ્રાંત આર્થિક વહીવટી રીતે સધ્ધર અને કામિયાબ હોવો જોઈએ.

૫. આ બધું કામ, દેશની પહેલી જરૂર છે જે સારો વહીવટ અને અખંડિત એકતા તથા વિકાસની, તેને હાનિ ન પહોંચાડી શકે. નવી પ્રાંતરચનાનો સવાલ ત્યાર પછીનો છે.

૬. નવી પ્રાંતરચનાનો વિચાર ઉત્તર હિંદ માટે ન કરવો; લોકમાગણી હોય ને તેથી કરવો જોઈએ તો તે દક્ષિણ હિંદ માટે જ કરવો.

૭. કોઈ પ્રાંત કે તેનો વિભાગ કોઈ દેશી રાજ્યમાં ભળી ન શકે, પણ દેશી રાજ્યે જ પ્રાંતમાં મળી જવું જોઈએ.

એટલે હવે જે લોકો પોતાનો અલગ પ્રાંત ચાહે તેમણે આ મર્યાદાઓ સંતોષવી જોઈશે. સમિતિ સાફ કહે છે કે, આ સવાલ એવો નથી કે જેને તાત્કાળિક પહેલી જરૂરનો ગણાય.

ગાંધીજી આ સવાલ અંગે છેવટ સુધી કહેતા હતા તે એક જ વાત – પ્રાંતો અને રાજ્યો ઘરમેળે અંદર અંદર મળીને ઉકેલ આણીને જ આ સવાલ ઉકેલશે; બીજી કોઈ રીત ભારે ઘાતક અને ખતરનાક નીવડશે. આ પ્રશ્નની વિચારણા એમની આ દષ્ટિપૂત સલાહ તરફ વળવા લાગી છે એ જોઈને આનંદ થાય છે.

૨૩-૪-'૪૯

## ગુજરાત માટે હવે શું?

ગઈ બેઠકમાં મુંબઈની ધારાસભાએ એકઝપાટે કર્ણાટક યુનિવર્સિટી રચવા માટેનો કાયદો ટીપી પાડ્યો. તેનો વિચાર કરવા માટે નીમેલી સમિતિએ એકમતીથી હેવાલ રજૂ કર્યો હતો; અને તે પ્રાંતના લોકો અલગ પોતાનો પ્રાંત કરવા માટે એવા તો તલપાપડ થઈ રહ્યા છે કે પોતાની અલગ વિદ્યાપીઠ બને તેથી પણ તેમને કાંઈક સંતોષ થાય છે. આથી તેનો કાયદો સરકાર તડાકામાં કરી શકી. પરિણામે મુંબઈ યુનિવર્સિટીનો એ વિભાગનો બોજો હળવો થયો. ઉપરાંત મૅટ્રિકનો બોજો પણ હળવો થયો. મુંબઈને આ ગમે છે કે કેમ, એ વળી બીજી વાત. પરંતુ બહુ લાંબા પથારાવાળી થઈ ગયેલી તે સંસ્થા હવે હળવી થઈ છે.

આ કાયદો થયો એટલે લોકો પૂછે છે, હવે ગુજરાતને માટે શું ચાલે છે? એને માટેની સમિતિનો રિપોર્ટ સરકાર અત્યારે બહાર પાડવાની તૈયારી કરતી હશે. તે પછી શું કરવું તે એ વિચારશે. પ્રજા પણ ત્યાર પછી પોતાનો મત બાંધે. એક વાત હવે તો સૌ કોઈ જાણે છે કે, ગુજરાતનો રિપોર્ટ એકમતીનો નથી. તેનું કારણ ઉઘાડું છે: ઉચ્ચ શિક્ષણનો આપણો પ્રશ્ન મહારાષ્ટ્ર અને કર્ણાટકથી જુદો છે. બીજું, હવે મુંબઈ વિદ્યાપીઠ પરથી ગુજરાતની કૉલેજોનો ભાર હળવો કરવાનું રહેતું નથી. એટલે

પૂના, કર્ણાટક વિદ્યાપીઠ પેઠે ગુજરાતને માટે કરવુ જરૂરી નથી એટલુ જ નહિ, ગુજરાતનો મત એની સામે છે ફરજિયાત જોડાણવાળી મુબઈ વિદ્યાપીની નબળી નકલ ઊભી કરવાનુ શુ પ્રયોજન ?

વળી મોટો ને મુખ્ય સવાલ માધ્યમનો છે ગુજરાતે આ વિષે મોટી જવાબદારી વહોરી છે સ્વભાષાના માધ્યમનો પહેલો પ્રયોગ ગાધીજીએ આ પ્રાતમા કર્યો, અને આ પ્રશ્ન વિષે દેશની આખી હવા બદલી નાખી. મહારાષ્ટ્ર કર્ણાટક આ વિષે એટલા તીવ્ર સુધારક નથી ગુજરાત નવી વિદ્યાપીઠ સ્વભાષા દ્વારા કામ કરતી જ માગે છે મુબઈ સરકાર એમા આડખીલી ન બની શકે આ વિષે રાધાકૃષ્ણન કમિશનની પણ વાટ જોવાની રહેતી નથી, એવો સ્વયસિદ્ધ મુદ્દો આ છે

એટલે, ગુજરાતમા નવી વિદ્યાપીઠો સ્થાપવા વિષે કાઈક કરવુ હોય તો આજની જરૂર વિચારીને નવા યુગને શોભે તેવુ કાઈક પગલુ ભરવુ જોઈએ આવુ પગલુ વડોદરા સરકાર વડોદરામા વસાહતી વિદ્યાપીઠ રચવા દ્વારા ભરે છે તેવુ બીજુ જરૂરી હોય તે વિચારી શકાય પણ કેવળ મુબઈના નમનવેડા તો નર્યું નુકસાન કરે ને શિક્ષણને પાછું પ્રતિગામી કરશે.

૨૩ ૪ '૪૯

## 'ગાઈડો' જવી જોઈએ

ગયા અ કમા શ્રી શિવાભાઈ પટેલે પાઠ્યપુસ્તકોની 'ગાઈડ'ના અનિષ્ટ વિષે લખ્યુ હતું તે પ્રગટ કરવામા આવ્યુ હતું તે જોઈ શ્રી કૃષ્ણલાલ સરજરામ વકીલ લખે છે તે સૌએ વિચારવા જેવુ છે શિક્ષણ ખાતુ પણ આ પોતાના એક અનુભવી સેવકની જૂની યાદ કરેલી વાત વિષે ધ્યાન આપશે એવી આશા રાખીએ શ્રી વકીલ આમ લખે છે

"વિ લખવાનુ જે આપના માર્ચ માસના અ કમા ભાઈશ્રી શિવાભાઈએ શાળાના પાઠ્યપુસ્તકોના 'ગાઇડ' જે આજના વિદ્યાર્થીઓના હાથમા ઠેકાણે ઠેકાણે જોવામા આવે છે તે સબધી વિરોધ દર્શાવ્યો છે, તે શિક્ષણની દૃષ્ટિએ ખરો છે એવા પુસ્તકો શાળા ધિકારીઓએ વપરાતા બધ કરાવવા જોઈએ, શાળાના ઇન્સ્પેક્ટરોએ અને સુપરવાઇઝરોએ એ બધ થયેલા જોવાની કાળજી રાખવી જોઈએ અને શાળાના શિક્ષકોએ શાળામા કે બાળકોને ઘેર ખાનગી રીતે એ વપરાતા બધ કરાવવા જોઈએ શિક્ષકો શિક્ષણના ધ્યાને નહિ છાજતા એવા પુસ્તકો રખે નહિ ને શાળામા વપરાવા દે નહિ તો એ શિક્ષણક્રમમા દાખલ થયેલો દોષ દૂર થઈ શકે આજથી ૪૦ વર્ષ ઉપર ગુજરાતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે એક સરક્યુલર કાઢ્યો હતો ને તેનો અમલ ઘણા વરસો સુધી થયો હતો, તે એ કે, પ્રાથમિ શાળાના પહેલા ત્રણ ધોરણ સુધી બાળકો પાસે વાચન ચોપડી તથા કૉપીબુક સિવાય કોઈ પણ પુસ્તક ખરીદ કરાવવા નહિ એ સરક્યુલર ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તાજો કરે અને તેનો અમલ કરાવે તો આ બાબતમા ઘણો સુધારો થાય આશા છે કે, આપ એ વિષે એ શાળાખાતાના અધિકારીનુ ધ્યાન ખેચશો અને શિક્ષણ-સુધારાના કાર્યમા સહાયભૂત થશો "

## નિબધ હરીફાઈ

શ્રી શકરપ્રસાદ રાવળ, મત્રી, શ્રી ફાર્બસ સભા, ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુબઈ ૪ નીચેની ખબર જાહેર કરવા માટે મોકલે છે

"સ્વ કરસનદાસ મૂળજી સ્મારક ભંડોળની યોજના મુજબ તમામ ગુજરાતી બોલતા કૉલેજોના વિદ્યાથીઓ અને વિદ્યાર્થિનીઓને જાહેર નિમત્રણ આપવામા આવે છે કે, એમણે ગુજરાતી ભાષામા "સમાજ અને કાયદો" એ વિષય ઉપર એક નિબંધ ૪૦ થી ૫૦ ફૂલસ્કેપ કાગળના કદનો લખી તા૦ ૩૦-૬-'૪૯ સુધીમા નીચેને સરનામે બીડબધ પરબીડિયમા રજિસ્ટર્ડ પોસ્ટથી, જે કૉલેજમા અને જે વર્ગમા પોતે ભણતા હોય તેની વિગત, સર્ટિફિકેટ અને પોતાના સરનામા સાથે, મોકલવો

"વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબધો માથી જેનો નિબધ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ નીમેલી ત્રણ વિદ્વાનોની સમિતિ પસદ કરશે તેને રૂ ૫૦ સુધીનુ એક તેમ વિદ્યાર્થિનીઓના નિબધોમાથી એ જ રીતે જેનો નિબધ પસદ થશે તેને રૂ ૫૦ સુધીનુ એક, એમ બે ઇનામો આપવામા આવશે એ બે નિબધોમાથી જેનો નિબધ વધુ પસદ કરવા યોગ્ય હશે, તેનો નિબધ સોમવાર તા૦ ૨૫ ૭-'૪૯ ની જાહેર સભામા વાચવામા આવશે પસદ થયેલા નિબધો પ્રગટ કરવાનો માલિકીહક્ક શ્રી ફા ગુ સભાનો રહેશે વિશેષ જરૂરી વિગત માટે પત્ર વ્યવહાર કરવા વિનતી છે

"નોધ આ હરીફાઈ ગુજરાતની બોલતી સઘળીયે કોમો માટે ખુલ્લી છે ' મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





અંક ૫

નવજીવન, અમદાવાદ — ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

મે, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૫

## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની છેલ્લી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ), સુરત (કણપીઠ બજાર), રાજકોટ (સર લાખાજીરાજ રોડ), પૂના (૨૯૯, સદાશિવ પેઠ) દિલ્હી (યુ એસ કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી) ઇંદોર (ગાંધી ભવન યશવંત રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪), પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ, છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય,**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**


---

અમારાં નવાં પ્રકાશનો

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮–અંક ૫] અમદાવાદ [મે, ૧૯૪૯

## સાચો ઉદ્યોગ કોને કહેવાય

[શ્રી વલ્લભ વિદ્યાલય, બોચાસણમા તા. ૧૩–૫–૧૯૪૯ના રોજ ગુજરાતના ડેપ્યુટીઓના ઉદ્યોગ તાલીમ વર્ગ સમક્ષ શ્રી રવિશંકર મહારાજે આપેલું વ્યાખ્યાન.]

તમે બધા જે આજે એકઠા થયા છો તે સામાન્ય શાળાના શિક્ષકો જેવા તો નહીં જ કહેવાઓ. તમે તો શિક્ષણશાસ્ત્રીઓ છો, એટલે અંતરજ્ઞાનમા પણ નિપુણ રહ્યા. તમારી તો કલ્પનામાંય નહીં હોય કે, આવો કોઈ તાલીમ વર્ગમાં આ ઉંમરે તાલીમ લેવા જવું પડશે. આજ સુધી તમે તમારા અનુભવો બીજાને આપતા હશો. હવે તમારે અનુભવ લેવાનો પ્રસંગ આવ્યો છે.

વલ્લભ વિદ્યાલયમાં શિવાભાઈ વગેરે પાસે સાડા ત્રણ માસ રહીને કંઈ મેળવવા આવ્યા છો એમ બાહ્ય રીતે કહેવાય. પણ સાચી વાત તો એ છે કે, બહારથી કોઈને કંઈ મળતું નથી. ખરું મેળવવાનું તો અંદરથી છે. જ્ઞાન આપ્યુ અપાતું નથી. તે તો દિલમાંથી ઊગે છે. એ માટે આપણા જે કંઈ શુભ વિચારો હોય તેને વાગોળીને પચાવવા જોઈએ. એ વાગોળવા માટે આ તક સરકારે તમને આપી છે એમ માનજો.

આજે તો આપણા દેશને બેઠો કરવો છે. તેમાં પોતે પોતાનેય બેઠા કરવાપણુ છે. આજે દેશનું આર્થિક પતન થયુ છે અને દેશ ગરીબ થયો છે એ સાચું; પણ સાચી ગરીબાઈ તો આપણી નીતિની આવી છે. આપણું નૈતિક અધઃપતન થયું છે. એટલે નૈતિક રીતે દેશને બેઠો કરવાની વિશેષ અગત્ય છે. નીતિનો અર્થ નાહવું ધોવું, ટીલાં ટપકાં કરવાં એ નથી; પણ કોઈનાય જીવનને નુકસાન કર્યા સિવાય જીવવું તે છે. એવી નીતિ ફેલાવવાની છે. આ કામ કોણ કરી શકે? એ કામ સરકારનું નથી. સરકાર તો પ્રજાનું રક્ષણ કરે, વ્યવસ્થા જાળવે, અને તે માટે પૈસા ભેગા કરીને ખર્ચી શકે. એટલે આ કામ તો બ્રાહ્મણનું છે – શિક્ષકનું છે. આજે જે કહેવાતા શિક્ષકો છે તેવાનું નહિ, પણ બ્રાહ્મણ શિક્ષકનું છે.

બ્રાહ્મણ શિક્ષક જે કંઈ કાર્ય કરશે તે સમાજને નજર સામે રાખીને કરશે. તેની નાની મોટી એકેએક ક્રિયા સમાજની દૃષ્ટિએ થશે. દાખલા તરીકે તે ખાશે ત્યારે વિચારશે કે કેવો ખોરાક ખાઉં, કેટલો ખાઉં, ક્યારે ખાઉં કે જેથી સમાજને લાભ થાય. આખો સમાજ એ પ્રમાણે કરે તો સમાજને લાભ થાય એ દૃષ્ટિ રાખશે. હિન્દુ ધર્મમાં ચાર વર્ણો છે. એ દરેકનાં કર્તવ્યો નિશ્ચિત કરેલાં છે. બ્રાહ્મણનું કાર્ય ભણવું, ભણાવવું, સદાચાર રાખવો અને રખાવવો, તે છે. એનો અર્થ એ છે કે, સમાજના સદાચારમાં–નીતિમાં ત્રુટિ દેખાશે તો તે સહન નહિ કરે. એ સદાચાર, સંસ્કૃતિ ટકાવવા માટે મરી ફીટશે. . . . એવી રીત ક્ષત્રિય સંસ્કૃતિ ઉપજાવશે નહિ, પણ તેના રક્ષણ માટે મરી ફીટશે. વૈશ્ય સંસ્કૃતિને પોષશે; અને પોષી ન શકે તો મરી છૂટશે. શૂદ્ર જગતની સેવા કરશે, પણ પૂછશે કે શું આપશો? પણ પૈસીનેય કામ ન કરે તે કયો વર્ગ? તે અનિશૂદ્રનો વર્ગ છે. એવો વર્ગ આજે વધી પડયો છે. એ આપણા પતનની નિશાની છે.

તમે અહીં જોશો તો આ વિદ્યાલયમાં અનેક ખામીઓ જણાશે. એ ખરેખર ખામીઓ છે કે કેમ

તે પણ તપાસજો અને ગુણગ્રાહક દૃષ્ટિ રાખજો. તમે જાણો છો કે મળ જોઈને સૂગ ચડે છે. પણ તેમાંયે સારું છે. ને કીમતી ખાતર છે. પણ એમાં ખાતર છે અને અનાજ પકવવાની શક્તિ છે એવી ખબર પડે તો તેને કોઈ ફેંકી ન દે. અને તેને સારું ગણીને તેનો સદુપયોગ કરે. એવી રીતે અહીં તમારામાં પૂર્તિ કરે એવું શું છે તેનો વિચાર કરજો.

આપણામાં એવી કહેવત છે કે, 'પાકે ઘડે કાંઠા ન ચડે.' પણ એ સંપૂર્ણ સાચી નથી. ભક્તિ હોય તો મોટી ઉંમરે પણ જીવનમાં ફેરફાર કરી શકાય છે. એટલે કોઈએ મોટી ઉંમરથી ગભરાવાની જરૂર નથી. આપણામાં અખૂટ શક્તિ ભરી પડી છે. જેટલી શક્તિ ઋષિઓની પાસે હતી તેટલી જ આપણામાં પણ છે. તેના મૂળ અંશો બધામાં સરખા જ છે, એનો વિકાસ કરવાનો છે. આ સમય તમને સાધના માટે મળ્યો છે. એનો આ શક્તિ વિકસાવવામાં પૂરો ઉપયોગ કરજો.

આજે દેશમાંથી ઉદ્યોગ નાશ પામ્યો છે. તમને આ કથન વિચિત્ર લાગશે. છતાં તે સાચું છે. આજે બધા મજૂરી કરે છે, પણ ઉદ્યોગ નથી કરતા. ઉદ્યોગનો અર્થ – ઉત્યોગ – ઊંચા પ્રકારનો યોગ છે. સર્જનમાં ઉદ્યોગ છે. સમાજને ટકાવવાની ભાવના ઊંચા પ્રકારની છે. આજે એ દૃષ્ટિએ કોઈ કામ નથી કરતા. જે ધંધો કરે છે તે ધંધો કેમ શોભે એનો વિચાર કોઈનેય આવતો નથી. એ ધંધો જેમ શોભે તેમ તેની પ્રતિષ્ઠા વધે.

આપણાં ગામડાંમાં આજે પણ લુહાર કોઢમાં સવારે કામ શરૂ કરતાં પહેલાં તેની પૂજા કરે છે. એ પ્રમાણે સોની તેની એરણની પૂજા કરે છે. તેનો અર્થ એ છે કે, તે ધંધો તેને જિવાડનાર છે. એટલે તેની પ્રતિષ્ઠા સચવાય તે પ્રમાણે વર્તવાનો તે સંકલ્પ કરે છે. એ જ પ્રમાણે વાણિયો ચોપડાની પ્રતિષ્ઠા કરે છે અને ખેડૂત હળની પ્રતિષ્ઠા કરે છે.

પણ આજે શું ચાલી રહ્યું છે? ન્યાયાધીશ, પોલીસ, વકીલ, ડૉક્ટર, વેપારી, કારીગર, નોકર – સૌને પૂછો. કોઈનેય સંતોષ છે? પચીસ કમાય, પાંચસો કમાય કે પાંચ હજાર કમાય તોય બધા દુઃખી છે. લાંચરુશવત લેનાર પણ દુઃખી છે.

આ આપણું પતન છે. આજે બધા મજૂરી કરે છે, તેથી આવી સ્થિતિ થઈ છે. મજૂરી કરવી એ તો અતિશૂદ્રનો ધંધો છે. પણ ઉદ્યોગ કરવો એ પવિત્ર માણસનું કામ છે. જો આપણે અતિશૂદ્ર ન બનતાં બ્રાહ્મણ બનવા ઇચ્છતા હોઈએ તો ઉદ્યોગનું મહત્ત્વ સમજવું જોઈએ. તેની ઉત્પત્તિ પૈસામાંથી નથી થઈ. એની ઉત્પત્તિ તો શરીર અને વિચારના મેળમાંથી થઈ છે. પૈસા હોય તો જ જિવાય એ શાસ્ત્રની પેદાશ આ જમાનાની છે. અને એનાથી જ આપણું પતન થયું છે. તંદુરસ્ત શરીર હોય, બુદ્ધિ હોય, પણ પૈસા ન હોય તો જાણે મરવા પડ્યા એવી આજની સ્થિતિ છે.

પૈસાથી નથી જિવાતું એવું એક દૃષ્ટાન્ત આપું. તેથી મારા કહેવાની મતલબ સ્પષ્ટ થશે. હમણાં હું આ દુષ્કાળના કામે બનાસકાંઠામાં ગયો હતો. ત્યાં જયશિખરીનું પંચાસર ગામ છે. ત્યાં ધૂળી નામની એક કોળી બાઈ રહે છે. તેણે પોતાના ધણીના મૃત્યુ બાદ પોતાના બળદ છસો રૂપિયામાં વેચી દીધા. અને તે પૈસા એક શેઠને ત્યાં 'સારા કામમાં વાપરજો' કહીને મૂક્યા. પચીસ વીઘાં જમીન હતી તે કૂતરાં માટે ગામના સદાવ્રતમાં આપી. થોડી રોકડ રકમ ગામના મંદિરમાં ભગવાનનો મુગટ કરાવવા માટે આપી. પેલો શેઠ સારો હતો એટલે તેણે બાર મહિને વ્યાજના રૂપિયા ઉમેરી પેલા પૈસામાંથી નજીકના ગામમાં કૂવો કરાવ્યો. અને એ રીતે આખા ગામને પાણીનું સુખ કરી આપ્યું.

હવે તે બાઈ અને તેની છોકરી મજૂરી કરીને જીવે છે. હમણાં તળાવ ખોદવાનું કામ ચાલે છે, ત્યાં બંને જણ મજૂરીએ આવે છે. તે બાઈને મેં ઉંમર પૂછી તો કહે – થયાં હશે સાઠસિત્તેર. જ્યારે તે તળાવમાં કામ કરનાર દરેકને મેં શેર શેર ગોળ મફત વહેંચ્યો, તે વખતે પેલી બાઈને આપવા ગયા ત્યારે તેણે લેવાની તો ના પાડી; પણ ઉપરથી મને કહ્યું, "બધુંય ધર્માદામાં આપી દીધા પછી મારાથી ધર્માદા વસ્તુ લેવાય?"

મેં પૂછ્યું — તમારે આ એક દીકરી છે. તમે તો ખરું પાન ગણાઓ એવી સ્થિતિમાં તમારી પાસે થોડા પૈસા હતા તે આ છોકરીને કેમ ન આપ્યા?

જવાબ — એ એનું નસીબ લઈને જ આવી છે. આ બધી મિલકત તો મારા ધણીએ મહેનત કરીને મેળવેલી, તે આપી દીધી.

પ્રશ્ન — તમે શી રીતે ઘર ચલાવો છો?

ઉત્તર — મહેનત કરીને.

આ ઉદ્યોગ થયો. એ બાઈને ખ્યાલ જ આવતો ન હતો કે પૈસા હોય તો જિવાય. તેને એમ જ થતું હતું કે, ભગવાને શરીર આપ્યું છે તે કામ કરવા માટે જ છે. એટલે કામ કરીશું અને ખાઈશું.

આજે તો પૈસા વડે જીવવાનું થયું છે એટલે મર્યાદા રહી નથી. જેમ પૈસો વધે તેમ ખર્ચ વધે. અને ખર્ચ વધે તેમ વધુ પૈસો જોઈએ. આમ ઘટમાળ ચાલે છે. આ ઘટમાળમાં ફસાયા પછી હું કોણ? આત્મા કોણ? અને દેશ શું? માણસાઈ શું? વગેરેનો વિચાર કરવાની ફુરસદ ક્યાંથી મળે?

થોડા વખત પર હું મુંબઈ ગયો હતો. ત્યાં એક જણે કહ્યું — બન્યું આ ત્રીસ દહાડાનો મહિનો કોણે કર્યો હશે?

મેં પૂછ્યું — કેમ એમ બોલો છો?

જવાબ — મારો પગાર વીસ દિવસે થઈ રહે છે. એટલે વીસ દિવસનો મહિનો હોત તો કેવું સારું!

ખરેખર, પૈસો પણ નશાની પ્યાલી જેવો છે. જેમ અફીણિયાનું અફીણ દિવસે દિવસે ઘટવાને બદલે વધતું જાય છે, તેમ પૈસો કમાવાનો લોભ પણ વધતો જ જાય છે. વળી જેમ આપણી બુદ્ધિ વધે છે, તેમ આપણામાં શિકારવૃત્તિ વધતી જાય છે. જેમ શિકારી નિર્દોષ હરણને જોતાં જ આનંદમાં આવી જાય છે અને તેને મારે છે ત્યારે છોડે છે; તેમ બુદ્ધિશાળી વર્ગને પણ અજ્ઞાન – ગરીબને જોઈને આનંદ થાય છે અને ચૂસે છે.

આ બધું ગાંધીજીએ જોયું અને તેમણે તેમાંથી બચવાનો માર્ગ બતાવ્યો. અને 'ક્રિયા મારફતે જ્ઞાન આપો' એમ કહ્યું. સારા સારા વિદ્વાન ગણાતા માણસો પણ એમ સમજતા હતા કે, પાયાની કેળવણી ૬થી ૧૩ વર્ષની ઉંમરનાં બાળકો માટે છે. તેની સ્પષ્ટતા કરતાં ૧૯૪૪માં ગાંધીજીએ કહ્યું કે, તેમ નથી; પણ તે કેળવણી તો ગર્ભાધાનથી માંડીને અંત્યેષ્ટિ પર્યંત ચાલે છે. બુનિયાદી તાલીમ કોઈ પુસ્તકિયા કે એવી કોઈ તાલીમ નથી કે જે અમુક વર્ષમાં પૂરી થઈ જાય. અમુક કાંતતાં આવડ્યું કે જમીનનો એકાદ ક્યારો ઠીક કરતાં આવડ્યો અને પરીક્ષામાં પાસ થયા એટલે બુનિયાદી તાલીમ પૂરી થઈ એમ માનવાનું નથી. તકલી, રેંટિયો તો સ્થૂળ વસ્તુ છે. સાચી વસ્તુ તો તે સાધનો દ્વારા મળતા ગુણો, જેવા કે વ્યવસ્થાશક્તિ, સ્વચ્છતા, નિયમિતતા, ચીવટ, કામ પ્રત્યે ભક્તિભાવ વગેરે છે. જ્યાં આ ગુણો ન ખીલતા હોય, ત્યાં ભલેને ચોવીસે કલાક રેંટિયો ચાલે, પણ તે બધું દળી દળીને કુલડીમાં વાળ્યા જેવું થાય.

વળી કેટલાક માને છે કે, સફાઈ કે પૂંજો વાળવા જેવું કામ કરવાથી શો લાભ? એમાં બુદ્ધિ શી વાપરવાની હોય?

બૂકર ટી. વૉશિંગ્ટનની વાત તો તમે જાણતા હશો. તે શાળામાં દાખલ થવા ગયો ત્યારે તેની શિક્ષિકા બાઈએ પ્રથમ ઓરડામાંથી પૂંજો વાળવાનું કામ સોંપ્યું. તેણે ઓરડો વાળીને ચોખ્ખો કર્યો. અને ખુરશી ઇત્યાદિ હતું તે લૂછવા માટે કપડું ન હતું તેથી તેણે પોતાનું પહેરણ કાઢીને લૂછી નાખીને ક્યાંય ધૂળ ન રહેવા દીધી. આનું નામ તે કામ પ્રત્યેની ભક્તિ. પેલી બાઈએ આવીને ઓરડો જોયો. અને ફર્નિચર પર ક્યાંય રજ રહી નથી એમ જોતાં તે બાળકને શાળામાં દાખલ કર્યો. શાથી? તેની પાસે ભક્તિ, ચીવટ અને વ્યવસ્થા હતાં. તેણે સર્વ સંપત્તિ ખર્ચીને કાર્ય કર્યું, તેથી તે દીપી નીકળ્યું. તે તાલીમ તેને ઘેર મળી હતી.

એથી ઊલટું: હું એક શાળામાં ગયો ત્યાં એક વિદ્યાર્થી પૂણી સિવાય રેંટિયો જોરથી ચકર ચકર ફેરવતો હતો. તેને પૂછ્યું — આમ ખાલી રેંટિયો કેમ ફેરવો છો? તેણે જવાબ આપ્યો — અમને તો રેંટિયો ફેરવવાનું કહ્યું છે! આવો જવાબ કેમ નીકળ્યો? તેને બુનિયાદી તાલીમ ઘરેથી મળી તેથી.

આપણે શાળામાં ઉદ્યોગ દાખલ કરવો છે, મજૂરી નહીં. આપણે સર્જનનું કાર્ય શીખવવું છે અને તેમાંથી થતા આનંદનો અનુભવ કરાવવો છે. એ અનુભવ તેને થશે એટલે સર્જનમાં આનંદ જ આવશે. આજે તો કૃત્રિમ ખાનપાન અને રહેણી-કરણીને લીધે એવો સહજ આનંદ માબાપો બાળકને ભોગવવા દેતાં નથી. બાળક સફાઈ કરવા, પાણી ભરવા કે રસોઈ કરવા ઇચ્છે ત્યારે રખેને કુળને લાંછન લાગશે એ બીકે તેને તેમ કરતાં રોકે છે! અને એ રીતે સર્જનકાર્ય અટકાવી દે છે.

સાચો શિક્ષક બાળકને કામ કરતાં રોકશે નહીં, પણ તેમાં શાસ્ત્રીયતા લાવશે. દરેક ક્રિયામાં શાસ્ત્રીયતા લાવવાનું કામ શિક્ષક કરશે. પણ એ ક્યારે બને? જ્યારે ઉદ્યોગનો મર્મ તેની રગેરગમાં વ્યાપી જાય ત્યારે. એવો શિક્ષક આંખ ઉઘાડી રાખીને ફરશે અને એવી રીતે ઢગલાબંધ અનુભવો મેળવશે. એ બધા અનુભવો પચીને એવા એકરસ થઈ જશે કે તે રસ બાળકને પીરસતાંની સાથે જ ભાવી જશે. અને પચી પણ જશે. અનુભવ વિનાનું કામ તો લુખ્ખું જ છે. તેનાથી કદાચ નિપુણતા આવે પણ તે તેમાંનું રહસ્ય ન સમજે. અને રહસ્ય ન સમજાય ત્યાં સુધી ભક્તિ શી રીતે આવે? એવી ભક્તિ પેદા થશે ત્યારે જ દેશ બેઠો થશે.

એટલે બાળકો પાસેથી ક્રિયાઓ કરાવો તેથી સંતોષ ન મેળવતાં, પણ તે ક્રિયાઓ કરતાં કરતાં કરકસર, ચીવટ, કુશળતા, અને વ્યવસ્થા ઇત્યાદિ આવ્યાં છે કે કેમ એ તપાસવું. એ શક્તિ કેળવાતી હોય, તો બુનિયાદી તાલીમ આવે.

આ કામ કરતાં બે પેઢી થઈ જાય તોય ફિકર નહિ. પણ આ જ સાચો રસ્તો છે. આજથી તે રસ્તે ચાલશું તો તે કોઈ વખત પણ પૂરું થશે.

એ માટે શિક્ષકે ધીરજથી કામ કરવું જોઈશે. બાળક કાંતતો હોય અને સૂતર ગૂંચવાય અને ફેંકવાનું મન થાય ત્યારે તેને વિચાર આવે કે, આ સૂતર તૈયાર કરતાં રાષ્ટ્રની કેટલી મૂડી ખરચાઈ હશે? એટલો કપાસ પેદા કરવા કેટલી જમીન વપરાઈ હશે? કેટલી મહેનત કરવી પડી હશે? એ મહેનત મારાથી વેડફી દેવાય? નહીં. એ વિચાર તેને સૂતર ફેંકતાં અટકાવે એમ થવું જોઈએ. સર્જનકાર્ય પ્રભુનું છે. સંહારનું કામ શેતાનનું છે.

માણસ યશ અને કીર્તિ વડે જીવે છે. એ યશ અને કીર્તિ અપાવે કોણ? ઉદ્યોગ. એમાં ઊંચા કે નીચા કાર્યનો સવાલ નથી. કોઈ પણ કામ ઊંચું કે નીચું નથી. ભંગીનું કામ કરનાર એવી રીતે કામ કરે કે જેથી જાજરૂમાં ગંધ ન રહે. માખીનું નામ પણ ન હોય. પછી રોગચાળો ફાટી નીકળે શી રીતે? એ રીતે ભંગી તો પ્રજાના આરોગ્યનો રક્ષક બની જાય.

હું એક ગામથી બીજે ગામ જાઉં છું ત્યારે કેટલાંક ખેતર 'હસતાં' અને કેટલાંક 'રડતાં' દેખાય છે. 'હસતાં' ખેતર જોઈને મને થાય છે કે, આ જમીનનો માલિક મહેનતુ, ચીવટવાળો, વ્યવસ્થાવાળો અને હોશિયાર હોવો જોઈએ, 'રડતાં' ખેતર જોઈને લાગે છે કે, આ ખેતરનો માલિક આળસુ હોવો જોઈએ. એ રીતે માણસ કામથી ઓળખાય છે.

આવા ગુણ કેળવવા માટે શરીર અને મન બંનેને મજબૂત કરવાં આવશ્યક છે. શરીરને મજબૂત કરવા માટે વસંતમાલતી કે વસાણાં કામ નહિ લાગે, પણ મહેનત કામ લાગશે. કેમ કે કુદરતનો કાયદો છે કે, માણસ જેટલી શક્તિ દિવસે ખરચે તેટલી બીજે દિવસે સવારે ઊઠતાંવેંત ફરી પુરાઈ ગઈ હોય છે. જે ખરચતો નથી, તેને પૂરવાની પણ શી જરૂર છે? ઊલટું સંગ્રહ કરેલી શક્તિ પર કાટ ચડે છે. અને છેવટે તે અશક્તિમાં ફેરવાઈ જાય છે. શક્તિ તો જેમ વાપરીએ તેમ તેજ રહે. જેમ હળની કોશ વપરાય તો ચળકે અને મૂકી રાખે તો કાટ ચડે. દાંતને કામ આપવામાં આવે તો તે મજબૂત થાય અને રક્ષણ આપે. તેવી રીતે શરીરને પણ કામ આપો એટલે તે રક્ષણ કરશે જ. તેનો ઉપયોગ કરીશું તો ભગવાન શક્તિ આપશે જ.

આપણે દરેકે આપણા ધંધામાં ટટ્ટાર રહીને દેશને ટટ્ટાર કરવાનું કામ કરવાનું છે. જેમ થોરની વાડ હોય છે તેનો દરેક થોર મજબૂત ચોંટેલો હોય

અને તે પોતાનું સ્થાન ન છોડે તો ખેતરનું રક્ષણ થાય છે, એમ આપણે આપણા ભાગમાં આવેલું કામ બરાબર કરીએ તો દેશને ટટ્ટાર થવામાં મદદ થશે જ. ગોવર્ધન પર્વત ભગવાને ઊંચો કર્યો એમ કહેવાય છે. તે વખતે નાનાં મોટાં બધાંએ તે ઊંચો કરવામાં સાથ આપ્યો હતો. તેવી રીતે આજે દેશને બેઠો કરવો છે, તેમાં આપણે પણ આપણો નાનો સરખો હિસ્સો આપીએ.

તમારે તેની તૈયારી કરવાની છે. અહીં તમને શીખવનાર અને બીજા કાર્યકર્તાઓને પૂછશો કે તમે કેટલું ભણ્યા છો, તો તેનો જવાબ આપવાનું કદાચ તેમને મુશ્કેલ પડશે. કેમ કે તે બધા ડિગ્રીવાળ નથી. પણ તે તેમના વિષયમાં તો હોશિયાર છે જ

હું મારી વાત કહું તો હું આખા ખેડા જિલ્લામ ગામેગામ ફર્યો છું, પણ કેટલાંક ગામોમાં જતાં ભૂલે પડું છું ત્યારે નાનો છોકરો પણ મને રસ્તો બતા છે. હવે તે મારા જેટલું જાણતો નથી. પણ વખતે તો મને તે ઉપયોગી થયો. તેવી રીતે ત અહીંથી શીખજો. અને એવી રીતે શીખતાં અભિમા આડું ન આવે તે જોજો. જ્ઞાન મેળવવા માટે તમા જ જ્ઞાન આડું ન આવે તે પણ સંભાળજો — પ્ર તમને સદ્બુદ્ધિ આપો.

# સરકાર ધ્યાન આપશે?

સરકારે પોતાની વાચનમાળા રચવાને માટે વરસ ઉપરથી એક કમિટી નીમી છે, તેના કામ વિષે છાપાંમાં વળી પાછી જાહેરાત આવી છે, જેનો સાર આમ છે —

> "આખા મુંબઈ પ્રાંતની પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓ માટે ટૂંક સમયમાં જ નવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવનાર છે.
>
> "પ્રાથમિક અભ્યાસનું પ્રથમ પાઠ્યપુસ્તક તો તૈયાર પણ થઈ ગયું છે. બીજા પાઠ્યપુસ્તક અંગેનું કામ પૂરું થવા આવ્યું છે અને આવતા મહિનામાં તો એ પાઠ્યપુસ્તક પણ તૈયાર થઈ જશે. થોડા સમય ઉપર મુંબઈ સરકારે નીમેલી ટેકસબુક રિવિઝન કમિટીએ તાજેતરમાં મળેલી પોતાની સભામાં આવતા થોડા જ માસમાં તૈયાર થનારા ત્રીજા પાઠ્યપુસ્તકની મુખ્ય રૂપરેખાઓ અંગે નિર્ણય કર્યો હતો.
>
> "પ્રાંતની જે જે શાળાઓમાં પુસ્તકો ચલાવવાની સત્તા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોના હાથમાં છે તે દરેક શાળામાં આ પાઠ્યપુસ્તકોનો ઉપયોગ થનાર છે."

આ જો ખરું હોય તો તે વિષે સાફ કહેવું જોઈએ કે, સરકારે આ ખોટી વસ્તુ બંધ કરવી જોઈએ.

શા માટે આમ કહેવું પડે છે તેની ચર્ચા આ પત્રમાં અનેક વાર આવી ગઈ છે. તત્ત્વતઃ જોતાં, સરકારે આ કામમાં પડવું જ ન જોઈએ. અને ધારો કે પડે તોય તેણે પોતાની જ ચોપડી ચાલે એવો આગ્રહ ન રાખવો જોઈએ. નહિ તો ખાનગી પ્રકાશકો ને લેખકો જેવું પોતાને માટે ઇચ્છે છે તેવે જ દોષ તે પોતે કરે છે. અને પોતે સરકાર હોવાથી એનો દોષ ભારે અને અક્ષમ્ય બને છે.

સરકારે આ નીતિ શું કામ ગ્રહણ કરી? તેની કોઈ સલાહકારી કમિટીએ તેને કહ્યું છે? પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ બોર્ડોએ કહ્યું છે? જાણવા પ્રમાણે તો આ બધાં બોર્ડો એ નીતિની સામે છે એમ સંભળાય છે. તો પછી સરકારને કોણે આ પકડાવી દીધું છે?

સરકાર ચોપડીઓ મંજૂર રાખવાનો, અભ્યાસક્રમ નક્કી કરવાનો હક ભોગવે. પછી આજે કાંઈ પ્રજા એટલી અણવિકસિત નથી કે તેને સરકાર ચોપડીઓ કરી આપે, તો જ ચાલે. છતાં તેમ જો એ કરે અને તેમને ફરજિયાત દાખલ કરાવે, તો તે નવા નવા પ્રયોગો અને વિકાસને રૂંધશે.

અને સરકારો આમ ચોપડીઓ કલમને ગોદે પ્રજા પર નાખી શકે એમ જો કોંગ્રેસી સરકાર વર્તો બનાવે, તો આગળ પર સરમુખત્યારશાહી શ્રદ્ધાવાળા પક્ષોની સરકારો એનો ધડો લઈ ચોપડીઓ

મારફતે શુ શુ કરશે, એનો વિચાર પણ કરી લેવો જોઈએ.

સરકારે આ નીતિ લીધી તેના અત્યાર સુધીમા જે પરિણામો આવ્યા છે તે પરથી પણ તેણે ચેતવુ જોઈએ ચોપડીઓ તૈયાર કર્યા પહેલા તે જ ચાલે એવા હુકમ ર્યા આ કેવી દોષભરી ઉતાવળ કહેવાય? શુ કામ? પરિણામ એ આવ્યુ કે, બાળકોનુ શિક્ષણ ચૂથાઈ ગયુ છે પહેલુ તો સરકારે બાળવર્ગ કાઢી નાખ્યો એક વર્ષનો અભ્યાસ આથી ઓછો થયો પછી બાળપોથી મળતા મહિના ગયા એટલે તેનાથી જ તેમની પહેલી શ્રેણી પૂરી થઈ હવે બીજી શ્રેણીમા તે પહેલી ચોપડી ભણશે આથી ધોરણ ઊતરતુ ગયુ અને એમ આ નીતિની કર્મગાથા આગળ ચાલશે નવાઈ તો એ છે કે, આ બધુ જ ચાલે છે તેનુ નિરીક્ષણ થાય છે, સરકારી ખાતુ જુએ છે, પ્રજાને જવાબદાર ગણાતા સ્કૂલ બોર્ડો જુએ છે, વાર્ષિક હેવાલો અપાય છે, છતા ચાલે છે એ કેવુ છે! સરકારનુ એ કામ છે તેને દાન રૂપે વાપરી સૌ શાંત રહે તો તો એ ભયંકર છે

આમ ચાલવાથી ને ચાલવા દેવાથી શિક્ષકો પર શી અસર થાય છે એનો પણ વિચાર કરાયો છે? કામ ન કરવાને માટે સરકારે કેવુ પ્રમાણભૂત બહાનુ આપ્યુ છે! સરકારનુ જો આમ ચાલે તો પછી કોણ કોને કહી શકે?

ચોપડીઓમા અરાજક દૂર કરવા માટે સરકારે પોતાને નામે બીજુ અરાજક ન સાખી લેવુ જોઈએ તેને પાઠ્યપુસ્તકો માન્ય કરવાની સત્તા છે તેનો તે કડક અને સાચો ઉપયોગ કરે ત્યા સારમાસારની અને નીચુ ધોરણ ન ચાલવા દે તેને બદલે, પોતે જ તેનો ઇજારો લઈ બેસવુ એ તેનો ઉદ્દેશ નથી અને આ ઇજારો તે કઈ ચોપડીઓનો? જે બે ચોપડીઓ પ્રસિદ્ધ થઈ છે તે કેવી છે તે હવે સ્પષ્ટ જોવા મળે છે

એક બીજુ પણ જોવાનુ છે પાયાની કેળવણી સરકાર બધે દાખલ કરે છે, તેની દૃષ્ટિએ પણ આ ચોપડીઓ નામંજૂર થવી છે છતા તે જ ચાલશે એમ સરકાર કેમ કહી શકે, એ જ નવાઈ છે ફરજિયાત કેળવણી કરો એનો અર્થ ફરજિયાત અમારી જ ચોપડી ભણો એવો ન થઈ શકે સરકાર શાળાઓ ચલાવે તેથી ત્યા પોતે જ તૈયાર કરેલી ચોપડી ચલાવે, એવો અર્થ પણ ન થવો જોઈએ એમા ક્યાંક સ્વૈરાચાર લાગે છે પ્રજાકીય સરકાર આ બાબત ધ્યાન આપશે?

૨૨-૫ '૪૮ મગનભાઈ દેસાઈ

## સાભાર સ્વીકાર

અન્ય પ્રકાશકો તરફથી —

**સેવામૂર્તિ હરિભાઈ** લે૦ નાથ ધીરજલાલ પ્રાણજીવનદાસ પરીખ પ્ર૦ ચંદ્રકાન્ત મણિલાલ પરીખ સ્પષ્ટવક્તા કિ રૂ ૦ ૮ ૦ **નમસ્કારકવેદન** લે૦ ઉમાશંકર જોશી પ્ર૦ જીવનસાહિત્ય મંદિર અમદાવાદ કિ રૂ ૩ ૦ ૦ **સ્કુલિંગ** લે૦ શાંતિલાલ ઠાકર પ્ર૦ ભક્તિ મા મંદિર અમદાવાદ કિ રૂ ૧ ૪ ૦ **સ્વતના સંભારણા** [પ્રથમ ભાગ] લે૦ અને પ્ર૦ પ્રવાસી ગોવરા કિ અમૂલ્ય **મહાત્મા ગાંધી સ્મૃતિ અંક** બા૦ સૌ૦ ઍ૦ સાર્વજનિક હાઈસ્કૂલ બાલાગલીના વિદ્યાર્થીઓ તરફથી, કિ આપી નથી, **પહેલી ચોપડી** (પ્રૌઢ શિક્ષણ વાચનમાળા) લે૦ શંકરભાઈ સો૦ પટેલ પ્ર૦ વાઘજીભાઈ નારણભાઈ અમીન વડોદરા કિ રૂ ૦ ૪ ૦ **જીવનસાધના** લે૦ લલ્લુભાઈ રૂપાનકર પ્ર૦ એન હરી ભિડાય કિ સુરત જિલ્લા મોઢ જ્ઞાતિના કેળવણી ફંડ માટે ઇચ્છાનુસાર,

**શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ—સને ૧૯૪૮નો અહેવાલ** પ્ર૦ સ્વામી ભૂતેશાનંદ કિ આપી નથી **ગિલ્લીદંડા** લે૦ વાસુદેવ ભટ્ટ પ્ર૦ અમદાવાદ વ્યાયામ મંડળ, કિ ૦-૪-૦ **શ્રી રામકૃષ્ણ** અનુ૦ જયંતીલાલ મગનલાલ ઓઝા પ્ર૦ શ્રી રામકૃષ્ણ આશ્રમ રાજકોટ, કિ રૂ ૦ ૮ ૦, **An Experiment in Social Education** લે૦ કે જી સૈયદૈન કિ આપી નથી, **અંત્યાક્ષરી** સંપા૦ ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ પ્ર૦ મગનલાલ ઍન્ડ સન્સ ભાગાતળાવ સુરત કિ ૦ ૧-૮ ૦ **વહુનાંદો** અનુ૦ નટવરલાલ દે૦ ત્રિવેદી પ્ર૦ શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ અમદાવાદ કિ રૂ ૦ ૩ ૦ **શ્રી સુભાષચંદ્ર બોઝનુ ટૂંકુ જીવનચરિત્ર** અનુ૦ ભોગીલાલ નારણદાસ પટેલ પ્ર૦ જણાવ્યુ નથી કિ રૂ ૦ ૬ ૦ **જીવન સુધા** સંપા૦ 'ફાનસ', પ્ર૦ લલ્લુભાઈ હરિભાઈ ગાંધી કિ લખી નથી

# રાષ્ટ્રભાષાનો સવાલ

હિંદુસ્તાનમાં યુક્ત પ્રાન્તનો મહિમા બહુ મોટો છે. હિંદુસ્તાનમાં જેટલી જેટલી સંસ્કૃતિઓ વિકસી, તે બધીનો ઉગમ અથવા શોધણું યુક્ત પ્રાન્તના કોઈ ને કોઈ ભાગમાં થયું છે. વૈદિક, બૌદ્ધ, જૈન, રામાયણી ભાગવતી, ભારતીય, ઇસ્લામી, રામાનંદ, કબીર વગેરે સન્તોની બધી સંસ્કૃતિઓ ગંગા–જમનાના દોઆબમાં પળાઈ પોષાઈ અને ત્યાંથી જ આખા દેશમાં ફેલાઈ અગર તે ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમમાં પેદા થઈ તોપણ યુક્ત પ્રાન્તના જ કોઈ હિસ્સામાં પાંગરી. કાશી, અયોધ્યા, મથુરા, પ્રયાગ, દિલ્હી, આગ્રા, લખનૌ વગેરે ભિન્ન ભિન્ન કાળની સભ્યતાઓનાં બધાં કેન્દ્ર યુક્ત પ્રાન્તમાં જ છે. કાશીનું જ નામ દેવનગરી હતું. એટલે લોકભાષામાં દેવનાગરી લિપિને કાશીની કહેવી પડશે અને ઉર્દૂને દિલ્હી આગ્રાની. સંસ્કૃત ભાષા અને વૈદિક ધર્મશાસ્ત્રોનું કાશી જ સૌથી મોટું અને પ્રમાણભૂત કેન્દ્ર હતું પાલિ અને પ્રાકૃત ભાષાનો સાહિત્યિક વિકાસ પણ કદાચ યુક્ત પ્રાન્તમાં જ થયો. ઓછામાં ઓછું, બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં કાશી અયોધ્યા વગેરે શહેરોની આસપાસની જ બહુ કથાઓ છે. વ્રજ, માગધી, ઉર્દૂ વગેરેનું અણમોલ સાહિત્ય પેદા કરનારી ભાષા પણ આ જ પ્રાન્તની છે. આ જમાનામાં બંગાળી, મરાઠી આદિ ભાષાઓ હિંદી ઉર્દૂ કરતાં વધુ સમૃદ્ધ છે, એમ મનાય છે. તોપણ બધાથી જૂની અને દેશભરમાં વધારે પ્રતિષ્ઠાવાળી બોલી સૈકાઓથી યુક્ત પ્રાન્તમાં બોલાતી ભાષા જ રહી છે. એટલું જ નહીં, બલકે ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે પ્રદેશનાં ગામડાંમાં યુક્ત પ્રાન્તને હિંદુસ્તાન અને ત્યાંના લોકોને "હિંદુસ્તાની" એ જ નામથી આજ સુધી ઓળખે છે. "તે હિંદુસ્તાનનો રહેવાસી છે" અથવા "તે હિંદુસ્તાની છે" અગર "હિંદુસ્તાની બોલે છે" એવું ગુજરાત કે મહારાષ્ટ્રનો કોઈ ગ્રામવાસી કહે તો સમજવું જોઈએ કે, તે યુક્ત પ્રાન્ત અગર બિહાર અને ત્યાંની ભાષાના વિષયમાં બોલે છે.

એક જમાનામાં આ લોકોક્તિ પ્રચલિત હતી:—

"अवे-तुवे का सोलह आना, अठे-कठे का बार;
इकडे-तिकडे चार ही आना, हुं-शां पैसा चार॥"

લોકોના દિલમાં હિંદુસ્તાની ભાષાનો કેટલો ઊંચો ખ્યાલ હતો, તે આ પરથી જણાઈ આવે છે.

યુક્ત પ્રાન્તની ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરવામાં તે પ્રાન્ત તરફ કોઈ મહેરબાનીની વાત નથી; જે મૂળગત સ્થિતિ છે તેનો સ્વીકાર કરવાનો છે. હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા તે જ છે અને બની શકે છે, એ વાત જમાનાઓથી માનવામાં આવી છે. વચલા ગાળામાં જો અંગ્રેજીનો સંયોગ ન થયો હોત તો રાષ્ટ્રભાષાની બાબતમાં ન કોઈ શંકા ઉઠાવવામાં આવત કે ન તેનો પ્રચાર કરવા માટે કોઈ ખાસ આંદોલન ઊભું કરવું પડત. જ્યારે અંગ્રેજીનો પ્રચાર વધતો ગયો, ત્યારે ભણેલા ગણેલા લોકોના મનમાં રાષ્ટ્રભાષા કઈ, એ વાતનો ભ્રમ પેદા થયો. અને પછી તો કોઈએ સંસ્કૃત બતાવી, તો કોઈએ અંગ્રેજી. વળી કોઈએ હિંદી, ઉર્દૂ કે હિંદુસ્તાનીના નામે ગંગા–જમનાના દોઆબની ભાષા બતાવી. પછી એક બહુમુખી વિવાદ પેદા થઈ ગયો અને સંસ્કૃત, અંગ્રેજી, હિંદી, ઉર્દૂ અને હિંદુસ્તાનીના જુદા જુદા પક્ષ પડી ગયા અને છઠ્ઠો એવો પણ પક્ષ નીકળ્યો કે, જે આમાંથી કોઈને મંજૂર રાખવા નહોતો ઇચ્છતો. જેમ કે બંગાળી પક્ષ અને તામિલપક્ષ.

જ્યારથી હિંદુસ્તાનના સાર્વજનિક જીવનમાં ગાંધીજીએ પ્રવેશ કર્યો, ત્યારથી તેમણે જે અનેક પ્રવૃત્તિઓને જન્મ આપ્યો અને વેગપૂર્વક આગળ ધપાવી, તેમાં રાષ્ટ્રભાષાનો પણ સમાવેશ થાય છે. આ વિચાર ૧૯૧૫ની પહેલાંનો હતો, પણ પૂ. ગાંધીજીના પ્રયત્નથી તેને ભારે વેગ મળ્યો. તે વખતે તેઓ પણ તેને હિંદીને નામે ઓળખતા, પણ તેના સ્વરૂપ વિષે તેમનો તે વખતે પણ તેવો જ ખ્યાલ હતો જે છેવટ સુધી રહ્યો. એટલે કે, તેને હિંદી કહો, ઉર્દૂ કહો, હિંદુસ્તાની કહો, નાગરીમાં લખો કે ઉર્દૂમાં લખો; તે એ ભાષા છે કે જેનો ઉપયોગ દિલ્હીના ભણેલા અને અભણ હિન્દુ મુસલમાન કરે છે. હિંદી સાહિત્ય સંમેલનના કાર્યકર્તા તરીકે શું કે હિંદુસ્તાની પ્રચાર સભાના સંસ્થાપક તરીકે શું, રાષ્ટ્રભાષાના સ્વરૂપની બાબતમાં તેમણે જે વ્યાખ્યા કરી હતી તેને જ છેવટ સુધી તેઓ માનતા રહ્યા.

પરંતુ, દેશના કમનસીબે, જે ચીજનો તેમણે દેશમાં એકતા કાયમ કરવા તેમ જ બધા પ્રાન્તોને અને લોકોને એકબીજા સાથે જોડવાના સાધન તરીકે ઉપયોગ કરવાનું વિચાર્યું હતું, તે જ વસ્તુ દેશમાં ભારે ફૂટ અને વિવાદ પેદા કરનારી બની ગઈ. તેમના છેવટના દિવસોમાં તો તે એક દુઃખનો વિષય રહી. આમાં વધારે ખેદની વાત તો એ છે કે, દેશને રાષ્ટ્રભાષા આપવાનું માન જે પ્રાન્તને છે, જેના મહાન સંતો, કવિઓ, લેખકો, રાજસેવકો અને સિપાહીઓએ તેનો પાયો નાખ્યો અને તેના મનોહર અને વિવિધ બગીચા તૈયાર કર્યા, તે જ પ્રાન્તમાંથી આ ભાષાના સ્વરૂપ વિષે એવો ઝઘડો પેદા થયો છે કે તેણે ગાંધીજીને છેવટના દિવસોમાં શોકમગ્ન કરી દીધા. તા. ૨૫–૧–'૪૮ના 'હરિજન સેવક'ના તેમની હાજરીમાં નીકળેલા છેલ્લા અંકમાં, તા. ૧૮–૧–'૪૮ને રોજ લખેલા લેખમાં તેમણે લખ્યું:

"વિરોધ કેવી રીતે શરૂ થયો તેનો ઇતિહાસ ભારે કરુણાજનક છે. હું તેને યાદ રાખવા પણ ઇચ્છતો નથી.

* * *

"ઉપવાસને છઠ્ઠે દિવસે પ્રાતઃકાળે પ્રાર્થના પછી સૂતાં સૂતાં આ લખી રહ્યો છું. કેટલાંય દુઃખદાયી સ્મરણ તાજાં થાય છે, પણ તેમને વિશેષ વધારવાનું મને ઠીક નથી લાગતું.

"નામનો ઝઘડો મને બિલકુલ પસંદ નથી. નામ ગમે તે હો, પણ કામ એવું હોય જેથી આખા રાષ્ટ્રનું, મુલકનું, દેશનું કલ્યાણ થાય. તેમાં પણ નામનો દ્વેષ રહેવો જ નહીં જોઈએ.

"આ વિચાર સાથે ભલે હું એકલો હોઉં, એ વાત સાફ છે કે જીત કોઈ દિવસ નથી સંસ્કૃતમયી હિંદીની થવાની કે ફારસીમય ઉર્દૂની. જીત તો હિંદુસ્તાનીની જ હોઈ શકે છે. જ્યારે આપણે અંદરના દ્વેષભાવને ભૂલી જઈશું ત્યારે જ આપણે આ બનાવટી ઝઘડાને ભૂલી જઈશું, તેનાથી શરમિંદા બનીશું."

મારા મનમાં કંઈક એવો ખ્યાલ રહ્યો છે કે, રાષ્ટ્રભાષાનો આ જે વિવાદ ચાલી રહ્યો છે, તેના મૂળમાં આખા દેશને માટે કોઈ એક સામાન્ય ભાષા રાખવાના હેતુ કે ધ્યેયની બાબતમાં જ બે અલગ વિચારધારાઓ છે.

એક વિચારધારા એ છે કે જેના ફળસ્વરૂપ આપણા દેશમાં એક યુગમાં સંસ્કૃતને, બીજા જમાનામાં ફારસીને અને ત્રીજા કાળમાં અંગ્રેજીને આખા દેશ માટે સામાન્ય ભાષા બનવાનું માન આપવામાં આવ્યું હતું.

આ વિચારધારાનું સ્વરૂપ આ પ્રમાણેનું છે: આખો દેશ એક તો હતો; પણ આખા દેશમાં બોલીઓ અનેક હતી અને દેશની જનતાનો બહુ મોટો ભાગ ભણેલા ગણેલા લોકોનો નહોતો, સંસ્કારી પણ નહોતો. સ્ત્રીઓ તો લગભગ બધી અભણ હતી. હરેક પ્રાન્તમાં થોડા બ્રાહ્મણો અને કંઈક રાજકુમારો જરાતરા ભણેલા હતા કે ભણવા ગણવાની ઇચ્છા રાખવાવાળા હતા. બહુ સારા વિદ્વાન ગણ્યાગાંઠ્યા જ હતા અને ઊંચી વિદ્યા મેળવવા માટેનાં શ્રેષ્ઠ વિદ્યાલય કાશી, ઉજ્જૈન વગેરે કોક જ શહેરોમાં હતાં. કોઈ બહુ પુરાણા કાળમાં લાંબા સમય સુધી કાશી જ રાજધાનીનું નગર હતું. ત્યાંના પંડિતવર્ગે, આજુબાજુની જનતાની ભાષા, જે કદાચ વેદો અને આરણ્યકોની ભાષા જેવી જ હશે, તેને પોતાની સાહિત્યિક રચનાઓ અને શિષ્ટતા દ્વારા જે સંસ્કાર આપ્યા અને સદીઓ સુધી વધારી, તે સંસ્કૃત ભાષા કહેવાઈ. રાજદરબાર, વિદ્યાલય, શાસ્ત્રી પંડિત તથા શિષ્ટજનોમાં એ જ રીતે તે આદર પામી, અને આજ સુધી પામી રહી છે. જેવી રીતે પેશવાના સમયમાં મરાઠી મહારાષ્ટ્રની શિષ્ટ અને સ્ટૅન્ડર્ડ ભાષા થઈ, અને આજ સુધી રહી છે. જો પ્રાકૃત એટલે લોકોની સ્વાભાવિક બોલી અને સંસ્કૃત એટલે વિદ્વાનોએ સુધારેલી બોલી એવો અર્થ કરવામાં આવે, તો વરાડ, નાગપુર, ઔરંગાબાદ, ખાનદેશ વગેરે જિલ્લાઓની લોકભાષા પ્રાકૃત મરાઠી છે અને પૂનાના વિદ્વાન બ્રાહ્મણોની શૈલી સંસ્કૃત મરાઠી છે. આ રીતે હરેક પ્રાન્તની ભાષામાં આજે સંસ્કૃત અને

પ્રાકૃતના ભેદ માની શકાય છે. શિક્ષણનો પ્રચાર કરવાનો જે પ્રયત્ન થાય છે તે તે પ્રાન્તની સંસ્કૃત ભાષાને જ શીખવવાનો થાય છે.

પરંતુ જે જમાનામાં ભિન્ન ભિન્ન પ્રાન્તોની ભાષાઓનું કોઈ નિરાળું સ્વરૂપ કાયમ થઈ ગયું નહોતું, તે વખતે બધી પ્રાન્તીય ભાષાઓ પ્રાકૃત જ હતી અને ફક્ત કાશીના પંડિતોની પરિમાર્જિત ભાષા જે સંસ્કૃત હતી. અને શિક્ષણનો પ્રચાર એટલે સંસ્કૃત ભણવું એમ લોકો સમજતા. આ રીતે આપણા દેશની સંસ્કૃત એકમાત્ર વિદ્યા-ભાષા હતી. પરંતુ તે તેના સર્વશ્રેષ્ઠ જમાનામાં પણ (એકાદ અપવાદરૂપ પરિવાર છોડી દઈએ તો) ઘરની ભાષા નહોતી અને લોકભાષાનું સ્થાન તો તેને ક્યારેય મળ્યું જ નથી. પરંતુ રાજકાજ, ગ્રંથરચના વગેરે માટે તેને અખિલ ભારતીય ભાષાનું અને રાજ-માન્ય તથા વિદ્યાલય-માન્ય સ્થાન આપવામાં આવે અથવા અપાવું જોઈએ, તેને જો આપણે રાષ્ટ્રભાષા કહીએ, તો તે વાત જરૂર કહી શકાય કે, એક જમાનામાં સંસ્કૃત હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા હતી. પરંતુ તે કોઈ પણ જમાનામાં, કોઈ પણ જગ્યાએ, સ્થાનભાષા, લોકભાષા કે માતૃભાષા હતી, એવો દાવો તેને માટે કરી શકાય નહીં. ન તે કોઈ પણ લોકભાષાની માતા બની બલકે એક કે અધિક પ્રભાવશાળી લોકભાષાઓના વિદ્વાનો દ્વારા, અને તેમનામાં જ સીમાબદ્ધ રહીને સંશોધિત થતાં થતાં બનેલી તે ભાષા હતી. જે અર્થમાં શહેરના લોકો વેશ, આભૂષણ, શણગાર, શિષ્ટાચાર વગેરે સજાવટને લીધે ગામડાંના લોકોથી વધારે આકર્ષક અને સુંદર દેખાય છે તે અર્થમાં તે સુંદર બની.

જે સ્થાન સંસ્કૃતનું હતું તે જ સ્થાન મુસ્લિમ રાજ્યકાળમાં ફારસીને મળ્યું. દેશભરમાં શિક્ષિતનો અર્થ ફારસીનો જાણકાર એવો થઈ ગયો. રાજદરબાર, ગ્રંથરચના, કાવ્ય વગેરેમાં ફારસીની પહેલી પૂજા થઈ, કારણ કે આમલોકોમાં શિક્ષણનો પ્રચાર થવો જોઈએ એવો ખ્યાલ જ પેદા થયો ન હતો અને રાજ્ય તરફથી ક્યારેય કોઈ પ્રાન્તભાષાને પ્રોત્સાહન મળ્યું હોય એવું બહુ જ કમ જણાઈ આવતું.

પછી અંગ્રેજોના વખતમાં તે મોટાઈ અંગ્રેજીને મળી, અને જે અંગ્રેજી નથી જાણતો તેને ગ્રેજ્યુએટની પદવી કેવી રીતે આપી શકાય એવી આશંકા આજે પણ ભલભલાના હૃદયમાં ભરાયેલી છે. તેમની નજરમાં સર્વ-પ્રાન્તીય, રાજમાન્ય અને વિદ્યાલય-માન્ય ભાષા તો અંગ્રેજી જ છે અને અનેક વર્ષો સુધી રહેવી જોઈએ.

ભિન્ન ભિન્ન કાળમાં સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા હતી અગર છે એવું કોઈ કહે, તો ઉપરના અર્થમાં તેના એવા કથનને મંજૂર કરવું પડશે.

રાષ્ટ્રભાષાની બાબતમાં વિચારવાની આ એક વિચારધારા છે. એમાં એવી ધારણા નથી કે, આ રાષ્ટ્રભાષાને જાણનારા કરોડો લોકો દેશમાં હોવા જોઈએ અગર હોઈ શકે. તેમાં એવી ધારણા છે કે, તે ભાષા રાજકાજ ચલાવનાર, શ્રેષ્ઠ ન્યાયાલયોમાં કામ કરનારા, વિશ્વવિદ્યાલયોમાં ભણનાર-ભણાવનાર, આંતરરાષ્ટ્રીય વ્યાપાર આદિ કરનાર સુધી જ મર્યાદિત રહેશે. તેમના સાહિત્ય-સાગરમાંથી સાધારણ લોકો કોઈ કોઈ શબ્દ પકડી લેશે અને ક્યારેક શુદ્ધ રૂપમાં તો ક્યારેક અશુદ્ધ રૂપમાં, ક્યારેક સાચા અર્થમાં તો ક્યારેક ખોટા અર્થમાં પણ તેનો ઉપયોગ કરવા મંડી પડશે. કોઈ વિદ્વાન એવા પણ પેદા થશે જે તેમના સાહિત્યનો (ઉલ્થા) અર્થ લોકભાષા અને શૈલીમાં તેમને આપશે; જેવી રીતે વેદોનો પુરાણોમાં અને પુરાણોનો પ્રાકૃત ભાષાઓમાં આપવામાં આવ્યો છે.

ઉપરની વિચારધારામાં પ્રજાના બે વર્ગ બનાવી શકાય છે. તેમને ઊંચ-નીચ કહો, અધિકારી–અનધિકારી કહો, વિદ્વાન અને અવિદ્વાન કંઈ પણ કહો — આ રાષ્ટ્રભાષાનો જાણવાવાળો માણસ એક નોખા સમાજનો સભ્ય છે, એવી ભાવના તેમાં નિર્માણ થઈ જાય છે. શાસ્ત્રી, પંડિત, મૌલવી-કાજી, બૅરિસ્ટર, પ્રોફેસરનો સામાન્ય જનતા તરફનો ભાવ કેવો રહ્યા છે, તેનો આપણને પૂરો અનુભવ છે. રાષ્ટ્રભાષાની આ વિચારધારા સમદૃષ્ટિનું પોષણ કરનારી નથી; હંમેશાં અધિકારવાદનું પોષણ કરનારી રહી છે. તે સદા સંકુચિત દૃષ્ટિ રાખનારી રહી છે. તેમાં સંસ્કૃતના પંડિતના કાને ફારસી શબ્દ અથડાઈ જાય તો સ્નાન

કરી નાખવા સુધીની અશુદ્ધિ માનવાનો સસ્કાર બનતો હતો અને અગ્રેજીના વિદ્વાનોને આજ સુધી 'મારી મા, મારા બાપ કે મારી પત્ની' કહેવામા લાજ આવે છે, જ્યારે મારી 'મધર', મારા 'ફાધર' કે મારી 'વાઈફ'થી પરિચય કરાવવામા તેમજ પોતાના બાળકો પાસે 'મમ્મા', 'પપ્પા' કે 'ડેડી' કહેવડાવવામા ઇજ્જત માલૂમ પડે છે. પરિણામ એ આવ્યુ કે, આ બધા રાષ્ટ્રભાષા-ભાષી દ્વારા પોતાની પ્રાન્તીય પ્રાકૃત ભાષાઓની અવહેલના જ કરવામા આવી કોઈએ પણ પોતાના સમાજમા બોલાતી ભાષાને માનયોગ્ય ભાષા માની જ નહીં

बालस्त्रीमद मूर्खाणां, नृणां चारित्रकांक्षिणाम्।
अनुग्रहार्थं सर्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥

પરતુ જે વિદ્યારસિક હતા, તેમણે તો સસ્કૃત કાળમા સસ્કૃત ગ્રથોની, ફારસી-જમાનામા ફારસીના અને અગ્રેજીના યુગમા અગ્રેજી પુસ્તકોની રચના કરી પ્રાન્તીય ભાષાઓનો વિકાસ કરવાનું, લેખન અને ઉચ્ચારણ શુદ્ધ કરવાનુ કામ મામૂલી લોકો ઉપર છોડવામા આવ્યુ સસ્કૃત જાણ્યા વિના ધર્મનું જ્ઞાન નથી થઈ શકતું, ફારસી ભણ્યા વગર વિદ્યા નથી આવડતી, અને અગ્રેજી ભણ્યા વિના ઉચ્ચ રાજનીતિ, વિજ્ઞાન, ઇતિહાસ અર્થશાસ્ત્ર વગેરે સમજાવી શકાતુ નથી, એવી માન્યતાઓ ચાલી

* * *

હવે રાષ્ટ્રભાષા સબધે બીજી વિચારધારા લો. આ વિચારધારાના જનક અને પોષક બુદ્ધ, મહાવીર, જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ, તુલસીદાસ, સૂરદાસ, કબીર, નરસિહ મહેતા, પ્રેમાનદ, શામળભટ, અખા ભગત, નાનક આદિ આમજનતાના ઉપદેશક, ગુરુ અને કવિ છે તેમના આ યુગના પ્રતિનિધિ લોકમાન્ય તિલક અને ગાંધીજી છે. સસ્કૃત, ફારસી કે અગ્રેજી વગર જ્ઞાન પ્રાપ્ત ન થઈ શકે, બુદ્ધિનો વિકાસ ન થઈ શકે, દૃષ્ટિ વિશાળ ન બની શકે, દુનિયામા શુ ચાલી રહ્યુ છે, અમારા શા અધિકાર છે, અમે કોણ છીએ, કેટલા છીએ, અમારો દેશ કેવી રીતનો બનેલો છે, વગેરે વ્યવહાર જ્ઞાન પણ ન થઈ શકે, અમે જે વાચ્યુ, લખ્યુ કે વિચાર્યું છે તે અમારી મા બહેન કે નોકરને સમજાવી ન શકીએ, કારણ કે તે વિદ્યા-ભાષા જાણતા નથી — જનતાનું આ પાગળાપણુ અને દળદર મિટાવી દેવા અને તેમની પોતાની સ્વાભાવિક બોલીઓ દ્વારા જ તેમને જ્ઞાન-દાન દેવુ, એ આ લોક-આચાર્યો અને લોકનાયકોનું ધ્યેય હતુ તેઓ મહામહોપાધ્યાય, આલિમ, ડોક્ટર, ગ્રેજ્યુએટ વગેરે ગણાશે કે નહીં તેની તેમને પરવા ન હતી તેમની નજર લોકોને જીવન દેવા તરફ હતી અને આ કામને માટે માની લીધેલી કોઈ પણ રાષ્ટ્રભાષાનો ઉપયોગ થઈ શકતો નહોતો અગર તેમણે આ ભાષાઓનો ઉપયોગ કર્યો તો તે જનતા માટે નહીં, બલકે પેલા બીજી તરફથી લાચાર બનેલા લોકો માટે કે જે સસ્કૃત, ફારસી કે અગ્રેજી રાષ્ટ્રભાષાના એટલા ભારે પંડિત બની ગયા હતા કે પોતાની ઘરગથ્થુ ભાષા સારી રીતે બોલવા લખવા-વાચવાની શક્તિ ખોઈ બેઠા હતા અને એટલા માટે તેમનો ઉપયોગ, જોકે ઘણો જરૂરી હતો, તોપણ દેશને ઊચે ઉઠાવવામા થઈ શકતો ન હતો જે પોતાની કુદરતી આખોથી બરાબર વાચી શકતા નથી, તેમને ચશ્મા જરૂરી બની જાય છે પણ કેટલાકના ખ્યાલમા ચશ્મા એક એવી ચીજ છે કે તેમને પહેરવાથી ચહેરાની શોભા વધે છે, અને તેથી કોઈ કોઈ વખત સારી આખો હોવા છતા પણ કેટલાક લોકો શોખ ખાતરેય ચશ્મા ચડાવવાની ટેવ પાડે છે આવી જ વાત સસ્કૃત ફારસી-અગ્રેજી પડિતોની હતી જે અર્થમા એમ કહી શકાય કે ચશ્મા બધા કમજોર આખોવાળા કે શોખ ખાતર પહેરનારાઓ માટે — દેશભરમા સર્વસામાન્ય સાધન છે, તેથી તે 'રાષ્ટ્રદષ્ટિ' છે, તે જ અર્થમા કહી શકાય કે સસ્કૃત ફારસી-અગ્રેજી રાષ્ટ્રભાષા છે પરતુ જ્યારે તેમની સમજ એ પ્રમાણેની થાય કે, વગર ચશ્મે માણસને દેખાવુ અસભવિત છે ત્યારે તેમની સમજમા ભ્રમ છે એવુ જ માનવુ પડશે અસલ અને મહત્ત્વની વસ્તુ છે તે તો લોકભાષા જ છે

(ચાલુ) કિ૦ ઘ૦ મશરૂવાળા

(હિંદુસ્તાની પરથી)

# કુદરતનું જાદુ

[આ લેખની પૂર્વભૂમિકારૂપે લેખકની આહાર અને પોષણ નામે નાનકડી ચોપડી છે તે વાંચવાની ભલામણ છે. આહારશાસ્ત્ર વિષે વધુ વિચાર રજૂ કરવા માટે, તે ચોપડીની સંવાદ-શૈલીમાં, તેમણે આ એક પ્રકરણ લખ્યું છે. એમ આગળ તે ચાલશે. —મં૦]

રમા—ઓ બા, ઓ બા, હું એક મોટી ખુશ-ખબર લાવી છું! હવે તો તારે પેંડા વહેંચવા પડશે.

બા—શી? તું પાસ થઈ એ?

રમા—અરે, પાસ તો શું, પણ પહેલો નંબર આવ્યો! અને આરોગ્ય વિજ્ઞાનમાં તો સોમાંથી ૯૦ ગુણ મળ્યા! અમારા ઇન્સ્પેક્ટર તો મારા પર ખૂબ ખુશ થઈ ગયા. બહેનની આગળ મારાં ખૂબ વખાણ કરતા હતા: કહેતા હતા કે, ખોરાકની બાબતમાં કૉલેજના છોકરાઓ કરતાં પણ આ છોકરીનું જ્ઞાન સારું છે!

બા—રમા, પણ એનો જશ મને કે તને?

રમા—તારે એકલીને જશ જોઈતો હોય તો તે આપવા હું તૈયાર છું. બાકી, તું સરસ શિક્ષક છે તો હું સરસ વિદ્યાર્થી પણ ખરી ને!

બા—તારી હોશિયારીની મારાથી ના કેમ પડાય? "ગુરુજી શીખવે એકી રીતે ગુણી જડ બેઉને" એ કવિતા તને યાદ છે ને? તું ગુણિયલ છે તેથી જ તો મારું શીખવ્યું દીપી નીકળ્યું. કહે ત્યારે, તું જે શીખી તે બધું યાદ છે કે ફરીથી તાજું કરવું પડશે? આ ધોરણોમાં એનો તારે ઘણો ખપ પડશે. એ વિષે તારે વધારે ઊંડા ઊતરીને સમજવું છે ને?

રમા—હું કંઈ એકલી પરીક્ષા માટે જ થોડી શીખું છું? પરીક્ષામાં તો બહુ જ થોડું પૂછે છે. તું તો અમને ઘણું શીખવે છે. અને તું શીખવે છે પણ એવી રીતે કે કોઈ દિવસ ભુલાય જ નહિ. તું શીખવે છે ત્યારે મને કશું અધું અધું સમજાય એવું નથી લાગતું. તું ચોપડીમાંથી શીખવત તો તો એવું થાત. પણ તું તો જે શીખવે છે તે કરી બતાવીને શીખવે છે અને રોજના આપણા ઘરના દાખલા લઈને શીખવે છે. તેથી જે શિખાય છે તેનો આપણે પોતે રોજ રોજ અનુભવ પણ કરીએ છીએ. એથી આખું જ્ઞાન સીધું સમજમાં આવી જાય છે. એને તાજું કરવાની ગરજ જ નથી રહેતી.

બા—ખરી વાત છે, રમા. કામ કરતાં કરતાં શીખીએ તે જ્ઞાન તો પાકું જ થાય, કેમ કે તેનો આપણને પોતાને અનુભવ થઈ જાય. જે કદી જોઈ ન હોય કે કરી ન હોય એવી વાત સમજવામાં વાર જ લાગે. પણ અત્યાર સુધી તો મેં તમને બહુ ઉપર ઉપરની વાતો બતાવી ને તેના દાખલા તમને પ્રત્યક્ષ બતાવી શકી. હવે આપણે જરા ઊંડા ઊતરવું પડશે. એમાં હું તને બધે ઠેકાણે પ્રત્યક્ષ દાખલા નહીં બતાવી શકું. ઘણે ઠેકાણે તારે મગજ દોડાવીને જ સમજી લેવું પડશે. બોલ ત્યારે, રમા, આપણે શીખી ગયાં તેમાંથી કઈ વાતને આજે આગળ ચલાવીશું?

રમા—બા, ભટ્ટજીની વાત કાઢીને તેં એમ સમજાવ્યું હતું કે, શરીરને જોઈએ તેથી વધારે પ્રોટીન અને સાકર ખાવાથી તેમાંથી શરીરમાં ચરબી એકઠી થાય છે ને જરૂર પડયે એ ચરબીની પાછી શરીરમાં સાકર બની જાય છે. આ તો એક જાદુના ખેલ જેવું જ લાગે છે. સાકરની ચરબી અને ચરબીની સાકર શી રીતે બનતી હશે?

બા—પ્રશ્ન પૂછવાની કળા તો રમા, તારી જ. કોઈ માણસની ઓળખાણ આપતી વખતે તેની ખાસ આવડત ગણાવવામાં આવે છે. તારી ઓળખાણ આપતી વખતે મારે તારી પ્રશ્ન પૂછવાની આવડત ગણાવવી પડશે. કેવો મઝાનો પ્રશ્ન પૂછયો! ખરેખર એ એક જાદુ જ છે. પણ કુદરતમાં જાદુનો કયાં તોટો છે? આપણી વાતો દરમિયાન એવાં કેટલાંય જાદુઓ વિષે આપણે જાણીશું. જોને, વનસ્પતિ પોતે પ્રોટીન, સાકર, ચરબી વગેરે દ્રવ્યો જે રીતે બનાવે છે તે જ કયાં ઓછું જાદુ છે!

રમા—ખરેખર, બા એ બધું સમજાય તો બહુ મઝા પડે.

બા—ઠીક ત્યારે, સાંભળ. ઝાડ વિષે આપણે વાત કરી તે તને યાદ હશે. માણસની, પશુની ને

ઘરની બધી ગંદકી ખાઈને ઝાડ આપણને ફળફૂલ આપે છે. તે કઈ રીતે તે જોઈએ. આપણે શ્વાસ વાટે જે ગંદી હવા — કાર્બનવાયુ — બહાર કાઢીએ છીએ તેને ઝાડનાં લીલાં પાંદડાં ચૂસે છે. સૂર્યની ગરમીની મદદ લઈને પાંદડાં એ કાર્બન વાયુના બે છૂટા ભાગ પાડી દે છે. એક કાર્બન ને બીજો પ્રાણવાયુ. પ્રાણવાયુ હવામાં ભળી જાય છે ને કાર્બનનો ઉપયોગ ખોરાકની જાત જાતની વસ્તુઓ બનાવવામાં થાય છે.

રમા — બા, આપણે શ્વાસ વાટે કાર્બનવાયુ કાઢીએ છીએ તે તો વાયુરૂપ છે, તેમાંથી ખોરાકની નક્કર વસ્તુઓ શી રીતે બનતી હશે?

બા — કાર્બન એ નક્કર પદાર્થ છે. કાર્બનવાયુમાંથી પ્રાણવાયુ છૂટો પડી જાય એટલે નક્કર કાર્બન એકલો રહી જાય છે. એ નક્કર કાર્બનનો આધાર લઈને ઝાડ તેમાં બીજાં દ્રવ્યો ભેળવીને ખોરાકની જુદી જુદી વસ્તુઓ બનાવે છે.

રમા — બીજાં કયાં કયાં દ્રવ્યો ઝાડ ઉમેરે છે?

બા — ઝાડ મૂળિયાં મારફત પાણી, જમીનના ક્ષારો અને નત્રવાયુ (નાઈટ્રોજન) ના પદાર્થો ચૂસે છે. આ બધી ચીજો પ્રથમ પાંદડાંમાં એકઠી થાય છે. પાંદડાં એ ખોરાક તૈયાર કરનાર કારખાનાં છે. કાર્બન અને પાણી ભેળવીને પાંદડાં ગ્લુકોઝ તૈયાર કરે છે.

રમા — એકલા કાર્બન અને પાણીનો જ ગ્લુકોઝ બને?

બા — હા, ગ્લુકોઝમાં ૬ ભાગ કાર્બનના, અને ૧૨ ભાગ જલવાયુ (હાઇડ્રોજન)ના અને ૬ ભાગ પ્રાણવાયુના હોય છે. પાણીમાં બે ભાગ જલવાયુના અને એક ભાગ પ્રાણવાયુનો હોય છે તેથી જો ૬ ભાગ કાર્બનના લઈને તેમાં ૬ ભાગ પાણીના ભેળવીએ તો બરાબર ગ્લુકોઝ તૈયાર થાય. ગ્લુકોઝની બનાવટને સૂત્રરૂપે આ પ્રમાણે લખવામાં આવે છે:—( $C_6 H_{12} O_6$ )

રમા — આ તો ગજબની વાત થઈ! ગંદી હવા અને પાણીમાંથી ગ્લુકોઝ તૈયાર થાય એમ!

બા — હારતો, એમાંથી એકલો ગ્લુકોઝ નહિ, સાકર, સ્ટાર્ચ, ચરબી બધું જ તૈયાર થાય છે. એટલે જ તો મેં કહ્યું હતું કે કુદરતમાં જાદુનો કંઈ પાર નથી. હવે તું આ ખેલનું આગલું તો જો. ગ્લુકોઝમાંથી પ્રાણવાયુ ઓછો થતો જાય તેમ તેની સાકર બનતી જાય, સાકરમાંથી પ્રાણવાયુ ઓછો થતાં તેની સ્ટાર્ચ બને. અને સ્ટાર્ચમાંથી પ્રાણવાયુ ઓછો થતાં તેની ચરબી બને.

રમા — એ પ્રાણવાયુ ઓછો શી રીતે થતો હશે? અને ગ્લુકોઝ તથા ચરબીમાં બીજો કશો જ ફરક નહિ?

બા — એકીસાથે બે પ્રશ્નો તેં તો પૂછી લીધા. પ્રાણવાયુ ઝાડમાંથી કાયમ નીકળ્યા જ કરે છે. તે પ્રમાણે ઝાડમાં તૈયાર થયેલી વસ્તુઓમાંથી પણ નીકળ્યા કરે. પ્રાણવાયુ ઓછો થતો જાય તેમ તેમ ગ્લુકોઝની છેવટે ચરબી બનતી જાય. પ્રાણવાયુના ફરક સિવાય ગ્લુકોઝ અને ચરબીમાં બીજો ખાસ ફરક નથી. બોલ હવે, ગ્લુકોઝની ચરબી શી રીતે બને તે સમજાયું ને?

રમા — મગજથી સમજી તો શકાય છે, પણ જોયા સિવાય વાત ગળે નથી ઊતરતી.

બા — માટે જ તો મેં કહ્યું હતું કે, હવે દરેક વાતના હું પુરાવા નહિ આપી શકું.

રમા — ગ્લુકોઝમાંથી ચરબી બને તે તો જાણ્યું. પણ ચરબીમાંથી પાછો ગ્લુકોઝ શી રીતે બનતો હશે?

બા — એ તો સહેજે સમજી શકાય એવી વસ્તુ છે. ચરબીમાં પ્રાણવાયુ ઉમેરાતો જાય તેમ તેમાંથી સ્ટાર્ચ, સાકર, ગ્લુકોઝ બનતાં જાય!

રમા — ગ્લુકોઝ અને ચરબીમાં બીજો ફરક ન હોય ને એકની ફેરબદલી બીજામાં આટલી સહેલાઈથી થતી હોય, તો પછી આપણે ચરબી કે ચીકટ પદાર્થો ખાવાની શી જરૂર? ઘી તેલ ને એકલું અનાજ અને ગોળખાંડ ખાઈએ તો ન ચાલે?

બા — ન ચાલે. આ વાત સમજવી જેટલી સહેલી છે તેટલી શરીરમાં બનવી સહેલી નથી. એકલું

અનાજ કે ગોળખાંડ ખાવામાં આવે તો શરીરને જોઈતી શક્તિ મેળવવા માટે તે ઘણા મોટા પ્રમાણમાં ખાવાં પડે. અનાજના એટલા મોટા જથાને પચાવવામાં પાચક અવયવોને બહુ શ્રમ પડે ને પૂરતું પચે નહિ તો આંતરડાંમાં વાયુ પેદા થાય, પેટમાં શૂળ મારે, ગડગડ અવાજ થાય, અપચો થાય, ખાટા ઓડકાર આવ્યા કરે, વારેઘડીએ શૌચ જવું પડે વગેરે તકલીફ ઊભી થાય. ગરીબ લોકો બિચારા મોંમાં ઘી તેલ ખાઈ શકતા નથી અને મોટે ભાગે એકલું અનાજ ખાઈને દહાડા કાઢે છે તેમને આવી જ તકલીફ વેઠવી પડે છે. ઘી તેલ ખાઈએ તો અનાજ ઘણું ઓછું જોઈએ ને પચવામાં કશી તકલીફ ન પડે.

રમા — પણ બા, આપણે અનાજ તો રોજ પાઉંડ દોઢ પાઉંડ ખાઈ જતાં હઈશું ને ઘી તેલ પાંચ સાત તોલા જ ખાતાં હઈશું. એટલા ઘી તેલથી કેટલુંક અનાજ ઓછું થઈ જવાનું હતું?

બા — જેટલું ઘી તેલ ખાઈએ તેના કરતાં બમણાથી વધારે અનાજ ખાવું પડે. પાંચ સાત તોલા ઘી તેલને બદલે ૧૨થી ૧૮ તોલા અનાજ ખાવું પડે. પાઉંડ દોઢ પાઉંડમાં એટલું અનાજ વધે તે કંઈ ઓછું કહેવાય?

રમા — બા, ઘી તેલ કરતાં અનાજ બમણું જોઈએ તેનું શું કારણ?

બા — અનાજ કરતાં ઘી તેલ શરીરમાં લગભગ સવા બે ગણી ગરમી અને શક્તિ ઉત્પન્ન કરે છે તેથી.

રમા — એ કઈ રીતે?

બા — પેલો દીવો સળગાવીને આપણે જોયું હતું કે, પ્રાણવાયુ મળવાથી તે સળગતો રહી શકયો હતો. શરીરમાં પણ એ જ પ્રમાણે પ્રાણવાયુને લઈને જ ખોરાકનાં દ્રવ્યો સળગે છે. હવે આપણે જોયું કે, ગ્લુકોઝમાં સૌથી વધારે પ્રાણવાયુ હોય છે ને ચરબીમાં સૌથી ઓછો. એ કારણે ગ્લુકોઝને સળગવામાં બહારના પ્રાણવાયુની ઓછી જરૂર પડે ને ચરબીને સૌથી વધારે જરૂર પડે. એટલે કે ગ્લુકોઝ ઝટ ઝટ સળગી જાય ને ચરબીને સળગવામાં લાંબો વખત લાગે. ખોરાક સળગવાથી શરીરમાં ગરમી અને શક્તિ બન્ને ઉત્પન્ન થાય છે એ આપણે પહેલાં જોઈ ગયાં હતાં. ચરબી વધારે વાર સુધી સળગ્યા કરે તેથી તેટલા પ્રમાણમાં તે વધારે ગરમી અને શક્તિ ઉત્પન્ન કરે.

રમા — બા, તું અનાજ પચવાની મુશ્કેલી ગણાવે છે. પણ તેં તો એમ કહ્યું કે, અનાજની સ્ટાર્ચ હોય છે તે પચીને પેટમાં ગોળ ખાંડ જેવી સાકર બને છે, અને તે સાકર પચીને ગ્લુકોઝ બને છે. એ ગ્લુકોઝને આગળ પચાવવાની જરૂર પડતી નથી; તે સીધો લોહીમાં ભળી જાય છે. જો અનાજ પચવું મુશ્કેલ હોય તો પછી ગોળખાંડ કે ગ્લુકોઝ ખાઈએ તો ના ચાલે? તો પછી ચીકટની જરૂર રહે ખરી?

બા — પાછી પ્રશ્ન પૂછવાની તારી હોશિયારી તેં બતાવી! કોણ જાણે કયાંથી ઉલટાવી ઉલટાવીને પ્રશ્નો ખોળી કાઢે છે? પણ તારા પ્રશ્નોથી હું રાજી થાઉં છું હોં. એથી તું કેટલું સમજે છે તેની મને ખબર પડી જાય છે. અને તું પોતે જ ઝીણવટથી રસ લે છે એટલે મને ખાતરી છે કે છેવટે તારું જ્ઞાન બહુ પાકું થઈ જશે.

જો સાંભળ. આપણામાં એક કહેવત છે કે अति सर्वत्र वर्जयेत् । કોઈ પણ વાત હદ બહાર જઈને કરવી સારી નહિ. જેમ પચાવવા માટે બહુ મહેનત ઉઠાવવી પડે તો પાચક અવયવોને નુકસાન થાય તેમ બિલકુલ મહેનત ન કરવી પડે તોપણ તેમને નુકસાન થાય. બિલકુલ મહેનત વગર તે ખાલી પડયાં રહે ને છેવટે અપંગ થઈ જાય. એટલે એકલા પોષણની દૃષ્ટિએ વિચાર કરવો પૂરતો નથી. શરીરના બધા જ અવયવોને પૂરતું કામ મળી રહે એ દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ. ખોરાકને કુદરતી રૂપમાં ખાઈએ તો પોષણ અને મહેનત બન્ને વાનાં સરે. ગ્લુકોઝ વગેરે ગમે તેમ તોય કૃત્રિમ ખોરાક કહેવાય. બીમાર માણસોને તે ભલે ઉપયોગી હોય, પણ તંદુરસ્ત માણસોને માટે નકામી વસ્તુ છે. કુદરતી ખોરાક જેવી એકે વસ્તુ નહિ.

(ચાલુ) ઝવેરભાઈ પટેલ

# ગાંધીજીએ કલકત્તા છોડ્યું

[શ્રી મનુબહેન ગાંધીની સપ્ટેમ્બર ૧૯૪૭ની ડાયરીના આગળના પાના, ગયા અંકથી આગળ કલકત્તાના ઉપવાસ છોડ્યા પછી ગાંધીજી ત્યાં ચાર દિવસ રોકાયા ને ૮મીએ દિલ્હી જવા નીકળ્યા તેની ડાયરી આ હપ્તામાં આવે છે ]

બેલિયાઘાટા, હૈદરી મૅન્શન
તા ૫–૯–'૪૭ શુક્રવાર

રાત સારી રીતે વીતી ૩–૩૦ પ્રાર્થનામાં ઊઠ્યા પ્રાર્થના પછી બાપુજીએ તકમરિયા, ગરમપાણી અને ગ્લુકોઝ લીધું પછી સૂતા ૫–૪૫ ઊઠ્યા બાપુએ થોડા કાગળો વાચ્યા આજે હું અને આભાબહેન બંને મોટી જવાબદારીમાથી મુક્ત થયા છીએ, એના આનંદમાં અને આનંદમાં, બંને જણની ટેવ સાથે જ ખાવાપીવાની, ફરવાની હતી, એટલે જૂની ટેવ પ્રમાણે, સવારે કૉફી પીવા સાથે જ ગયા બાપુજી એકલા થઈ ગયા એનું ભાન કૉફી પીધા પછી થયું અમે ઓરડામાં ગયા તો બાપુજી હસીને કહે "તમે એમ ન માનતા કે મારામાં હવે પહેલાં જેવી શક્તિ આવી ગઈ છે હજુ તમારે વારાફરતી જ મને છોડવો જોઈએ અને હવે મારી ઇચ્છા છે કે તમારા બે પાસેથી જ જેટલું વધુ કામ લઈ શકુ તેટલું લેવું મનુની પાસેથી નોઆખાલી અને બિહારમાં ટપાલ, હિસાબ, મારી અંગત સેવા વગેરે બધું લેતો અને હવે તો તમે બે છો એટલે બે છોકરીઓની જ મદદ લેવી'

૬–૩૦ મસાજ, સ્નાન વગેરે નિત્યકર્મ ૭॥ સુધી આ બધું ચાલ્યું ૮–૩૫ સૂપ અને છૂંદેલું શાક લીધું

એટલામાં તોફાનીઓ પોતાના હથિયારો બાપુને સોંપવા આવ્યા જે તોફાનીઓને પકડવા પાછળ હજારો રૂપિયાના પગારદારો રાખ્યા હશે, ત્યારે એક ફક્ત પ્રેમબળે આ તોફાનીઓને પકડ્યા અને બાપુ પાસે આણ્યા હથિયારોમાં સ્ટેનગન, બંદૂક, ભાલા, છરા, તીરો, કારતૂસ, બૉમ્બ, વગેરે ઘણાં મોટા મોટા હથિયારો હતા

બપોરના 'હરિજન' સારુ નિર્મળબાબુએ ઉપવાસ ઉપર લેખ લખેલો તે તપાસ્યો એટલામાં શહીદ સાહેબ આવ્યા પોતે હવે શું કરવું એની બાપુજી પાસે સલાહ માગી બાપુએ કહ્યું, "જો તમારે પ્રાયશ્ચિત્ત કરવું હોય તો સત્તાના પ્રલોભનમાં ન પડતા" પછી કેટલાક વિદ્યાર્થીઓ માટે રેણુકા રૉયે સંદેશો માગ્યો "My life is my message' (મારું જીવન જુઓ, તેમાં મારો સંદેશો છે) એનો બંગાળીમાં અનુવાદ કરાવીને બાપુએ આપ્યો ૪ વાગ્યે બાપુએ માટી લીધી અને ઊંઘ્યા બાપુજી પાંચ વાગ્યે ઊઠ્યા એટલે લગભગ કલાક સારી રીતે ઊંઘ્યા પછી આર્યનાયકમજી સાથે આશ્રમ વિષે વાતો કરી એવામાં દિલ્હીના એક અગ્રવાલભાઈ કલકત્તામાં મિનિસ્ટરનું કામ કરે છે તે આવ્યા બાપુને કહે, "તમે ઉપવાસ છોડ્યા છે, પણ તમને દગો દીધો છે શહેરમાં ક્યાંય શાંતિ નથી હજુ કોઈ એકબીજાના મહોલ્લામાં નથી જતું, ટ્રામ બસ નથી ચાલતી ત્યારે શાંતિ ક્યાંની?"

બાપુએ કહ્યું, "મને બધું લખી આપો અને જો એમ જ હશે તો હું ખુશ થઈશ મારા આમરણાંત ઉપવાસ થશે અને કાં તો જેટજેટલાએ સહી આપી છે તે બધા ભોગ દરશે અને મને તો શું થવાનું છે?"

પ્રાર્થના પછી કૃપાલાનીજી આવ્યા ઉપરની વાત બાપુએ એમને કરી અને કહ્યું, "બધા નેતાઓને (જેણે જેણે સહી આપી હતી) કહી દેજો કે, મને બચાવવા કર્યું હશે તો એમ હું જીવવાનો નથી એટલે નેતાઓને સાવધ રહેવાની પૂરી જરૂર છે અને જો કલકત્તામાં હવે રમખાણ થશે તો હું ક્યાંય પણ હોઈશ ત્યાં ઉપવાસ કરીશ અને મરીશ"

ત્યાર પછી સી આર દાસના પુત્રી આવ્યા એને પણ વાતમાં ને વાતમાં બાપુએ કહ્યું, "હવે મારી ઉપર વધુ જોખમ છે જો કલકત્તામાં કંઈ પણ થશે તો તમે બધા જ મારા ખૂની બનશો"

બાપુએ આજે દિવસ દરમિયાન ઘણું જ કામ કર્યું છે વજન ૧૧૩ રતલ થયું ઉપવાસ પહેલાં પણ ૧૧૩ જ હતું એટલે પેટમાં પાણી ભરાયું લાગે છે

· જવાહરલાલજીને દિલ્હી પહોંચવાનો તાર કરી ૯ાા વાગ્યે સૂતા.

બેલિયાઘાટા, હૈદરી મૅન્શન
તા. ૬–૯–'૪૭ શનિવાર

૩–૩૦ પ્રાર્થના. પ્રાર્થના પછી આજે બાપુજીએ અમને બેઉને પરાણે સુવડાવ્યાં. પોતે એરંડિયું લીધું હતું, તેથી કમોડ પર જવા, અમને સૂતાં રાખી, એકલા એકલા ઊઠ્યા. હજુ શક્તિ નહોતી આવી છતાં અમને જગાડ્યાં નહિ. જ્યારે ચક્કર આવવા લાગ્યાં ત્યારે આભાબહેનને ઉઠાડ્યાં. એવામાં તો બાપુજીની આંખો ઊંડી ઊતરતી જોઈ આભાબહેને બૂમ પાડી. હું દોડી, નિર્મળબાબુ તથા ડૉ. મહેતા આવી ગયા. અને બધાની મદદથી બાપુજી પથારી ભેગા થયા. "જો મારામાં રામનામ હૃદ્ગત થઈ જશે તો મારે આમ કોઈનીય મદદની જરૂર નહિ પડે. હજુ મારામાં કચાશ છે. પણ મારો પ્રયત્ન ચાલુ જ છે."

૮થી ૧૦ સ્નાન વગેરે નિત્યક્રમ, ૧૦ાા વાગ્યે શાક, સૂપ અને બે પાતળા ખાખરા લીધા. હજુ દૂધ લેવાનું શરૂ નથી કર્યું.

એક વાગ્યે ડૉ. સુશીલાબહેન નય્યર દિલ્હીથી આવ્યાં અને તેણે પંજાબની, વાહ કૅમ્પની, અને દિલ્હીની ભયંકર હાલત જણાવી. ૧ાાથી ૨ આરામ કર્યો. ૨થી ૪ મુલાકાતીઓ આવવા લાગ્યા. દર્શનાર્થીઓની ભીડ જામી હતી.

૪-૪૫ મોન્યુમેન્ટ મેદાનમાં પ્રાર્થના કરવા ગયા. પ્રાર્થનામાં ખૂબ જ ભીડ હતી. વરસાદ પણ વરસતો હતો.

પ્રાર્થનામાં બાપુએ કહ્યું, " મારા ઉપવાસો છોડાવ્યા છે એટલે હવે આપણે બધાએ વધુ સાવધાન બનવાનું છે, એવો અર્થ થાય છે. અને ઈશ્વરની બીક રાખી કામ કરીએ. ભલે આખું હિંદુસ્તાન બળી જાય પણ બંગાળ તો શાંત જ રહે. અને જો તમે ગાંડા નહીં બનો તો તો હું ચમત્કાર બતાવી શકું. જેમ બંગાળમાં હિંદુઓ ગીતા ગાયત્રી સંધ્યા વંદન કરે, એવી જ છૂટથી મુસલમાન કુરાન પઢે, મસ્જિદમાં જાય, અને પારસી ઝંદ અવસ્તા એટલી જ છૂટથી વાંચે, તો એ ભવ્ય ચમત્કાર થયો ગણાશે. ૧૪ ઑગસ્ટની રાતે જે ચમત્કાર બતાવ્યો છે તે તમે બતાવ્યો છે, નહીં કે મેં અને શહીદ-સાહેબે. અમે તો બધી રસોઈ તૈયાર હતી એટલે જમ્યા જ છીએ, એના જેવું છે.

"મને જીવતો તો જ રાખી શકશો, જો શાંતિને જીવતી રહેવા દેશો. આજે હું તમારી પાસેથી વિદાય લેવા આવ્યો છું. પંજાબથી ઘણા લાંબા લાંબા તારો આવ્યા છે. મારે કહેવું જોઈએ કે, આ કામમાં હું (બાપુનો શબ્દ ટાંકું છું.) 'એક્સ્પર્ટ' (નિષ્ણાત) છું. એમાં હું ગર્વ નથી માનતો કે નથી કરતો, પણ આ કામનો શોખ બાલ્યાવસ્થાનો રહેલો છે. પણ જો હું અહીંથી જાઉં અને તમે પાછળથી પાગલ બનશો તો 'માટીના ઘડા ઉપર નાચવા' જેવું થશે. તમારે હસીને મને કહેવાનું છે કે, તું જા, તને અહીંની શાંતિની જ ખબર આપ્યા કરીશું. બાકી મારું જીવન તો 'કરો અથવા મરો' ના સૂત્રથી ભર્યું છે.

"અને હવે અહીં કંઈ પણ થશે તો જેઓએ મારા ઉપવાસ છોડાવવામાં સહી આપી છે – એ. સી. ચેટરજી, શહીદસાહેબ, સુરેન્દ્રમોહન ઘોષ – તે બધા પહેલા મરશે. બાકી મારો તો દાવો છે કે, આજ પર્યંત મેં નથી કોઈની ખોટી ખુશામત કરી, કે નથી કોઈથી ડર્યો. એક ઈશ્વરથી ડરું છું. બાકી ન્યાય અન્યાય બધું કરનારો ઈશ્વર જ છે, અને આપણા બધાનો છે. જે માણસ ઈશ્વર પાસે જ ન્યાય કરાવે છે એને મન પછી મિનિસ્ટરો પાપી હોય, ન્યાય નથી દેતા, એવી ઝંઝટ શું કામ હોય?

"અહીં કદાચ લડશો તો કોની સામે? તમારા જ ભાઈ સાથે? મારી વિનંતી છે કે, હવે જેઓ જેઓની પાસે હથિયાર હોય તે સોંપી જાય. હથિયાર કોઈને નથી બચાવતું, એક ઈશ્વર જ બધાને બચાવનારો બેઠો છે, એનું રક્ષણ સૌ માગો."

શહીદસાહેબે પ્રાર્થનામાં કહ્યું, "આપણું દુર્ભાગ્ય અને સદ્ભાગ્ય બેઉ છે. દુર્ભાગ્ય એ કે, આપણે આટલી મોટાશથી ૧૭-૧૮ દિવસ ૧૪મી ઑગસ્ટથી

રહ્યા અને વળી તોફાને ચઢ્યા, અને મહાત્માજીને ઉપવાસ કરવા પડ્યા સદ્ભાગ્ય એ કે ૭૩ જ કલાકમા આપણે ફરી એક થયા, અને મહાત્માજીના ઉપવાસ છૂટી શક્યા, અને ફરી અહીં પવિત્ર વાતાવરણ કરીને આપણી વચ્ચેથી વિદાય લે છે ''

બાકી શાતિ જાળવી રાખવા અનુરોધ કરીને પોતે જાહેર કર્યું કે, 'મહાત્માજી મારા માટે જે આદેશ આપશે તે પ્રમાણે હવે પછી હું કરીશ '

ત્યાથી અમે ૮ા વાગે પાછા ફર્યાં રાજાજી સાથે કાતતા કાતતા એક કલાક વાતો કરી અને બીજા એક બે ભાઈ ઓ સાથે વાતો કરી, ૧૦ વાગે બાપુજી સૂતા

સાજના પ્રાર્થનામાથી આવીને ચાર ઔસ જેટલુ દૂધ સક્કરજનમા લીધુ

**હૈદરી મૅન્શન, કલકત્તા**
**તા ૭–૯–'૪૭**

૩ – ૩૦ પ્રાર્થના પછી બાપુએ થોડીક ટપાલ જોઈ અને આખમા ઊઘ ભરાતા સૂઈ ગયા

૬ા ઊઠી ફરવા ગયા થોડાક આટા માર્યા

કલકત્તામા બાપુજીનો આજ છેલ્લો દહાડો હોવાથી દર્શનાર્થીઓના ટોળા આવ્યે જ જતા હતા અને તેને રોકવા એ બહુ મુશ્કેલ હતુ ૯થી ૧૦ બાપુ સમાજ સ્નાન ઇત્યાદિથી માડ પરવાર્યા ત્યા બહાર એટલી ને એટલી જ મેદની હતી તડકે બધા તપતા હતા એટલે દરવાજા સુધી બાપુજી ગયા ૧૦ા વાગ્યે ખાખરા, શાક, દૂધ, ફળ વગેરે થોડુ થોડુ લીધુ

હુ અને આભાબહેન સામાન તૈયાર કરવામા પડ્યા એક તો નાની જગા, એમા હજારોની ભીડ, અને બાપુની ઝીણી ઝીણી ચીજો સભારીને મૂકવાની જો એકાદી ગુમાવી તો અમારુ બને જાણુનું આવી બને''

૧૧થી ૧ મૌન લઈ 'હરિજનબધુ'નું કામ કર્યું ૧ – ૩૦ પ્રધાનો શકરરાવ દેવ તથા કૃપા લાનીજી આવ્યા એ લોકો લગભગ ૩ વાગ્યે ગયા પછી બાપુએ થોડો આરામ કર્યો, બહાર દર્શનાર્થીની ભીડ હતી ત્યા ગયા અને ઘરઆગણે જ ૪ા વાગ્યે પ્રાર્થના કરી આજે પ્રાર્થનામા પ્રવચન ટૂકમા જ પતાવ્યુ શાતિ રાખવા અનુરોધ કર્યો પણ જગા ઘણી નાની અને લોકો હજારોની સખ્યામા હોવાથી બહુ અશાતિ હતી વળી બાપુજી પણ ખૂબ જ થાકી ગયેલા હતા

રાતે ૮ વાગ્યે વિદાય આપવા કેટલીક છોકરીઓ હારતોરા લઈને આવેલી, એમા એક નાની છોકરીએ બાપુની આરતી ઉતારી એટલે બાપુએ કહ્યું "આ દીવો હારી એમા જેટલુ ઘી હોય તે ગરીબને આપી દે આમ મારી આરતી કરવા એક વાટકી જેટલુ ઘી બગાડાય કે? આજે ગરીબને ઘી જોવાય નથી મળતુ"

૯ વાગ્યે અમે બાલીપુર સ્ટેશન પર આવ્યા ગાડીને થોડી વાર હતી એટલે બાપુજી થોડુ ફર્યાં શહીદસાહેબ અને બીજા પ્રધાનો બાપુજીને વળાવવા આવ્યા હતા છેવટે બધાએ પ્રણામ કર્યાં, અને ટ્રેન ઊપડતી વેળાએ શહીદસાહેબની આખમા આસુ ભરાઈ ગયા કોઈને કદાચ શકા થાય કે સુહરાવર્દી સાહેબ જેવા માણસ રડે ખરા? હૃદયમા કોઈને છરો વાગે તો અરેરાટી થાય અને એ દુખથી આસુ આવે પણ બાપુની અહિંસાસત્યના પ્રેમમય છરાએ સુહરાવર્દી અને એના જેવા કાણુ હૃદયવાળાને પિગળાવ્યા હતા એ દૃશ્ય જોઈએ ત્યારે ખરે જ એમ થાય કે, ના, બાપુના હથિયારો અમોઘ છે

બરાબર ૮ા વાગ્યે અમારી ગાડી ઊપડી અમે દિલ્હી જવા રવાના થયા બાપુએ મૌન લીધુ

**કલકત્તાથી દિલ્હી જતા**
**તા ૮–૯–'૪૭ સોમવાર**

સવારે ૩–૩૦ રોજ પ્રમાણે પ્રાર્થના માટે બધા ઊઠ્યા આ વખતે પાછી મોડી છે છાપાના પ્રતિનિધિઓ ઘણા હતા સ્ટેશને સ્ટેશને ભીડ બહુ હતી બાકી બાપુજી આખે રસ્તે મૌન હોવાથી વાચતા લખતા અને થાકે ત્યારે સૂઈ જતા

(ચાલુ) મનુબહેન ગાધી

# સ્વાધ્યાય

## [સ્વપ્ન અને નિદ્રાનો અભ્યાસ]

મનને સ્થિર કરવાને અગાઉ જોયા તે ઉપરાંત બીજા અભ્યાસ પણ છે, તે ૩૮, ૩૯ સૂત્રમાં છેવટે કહે છે. આ બેઉ સૂત્રમાં પણ 'मनसः स्थिति-निबंधनी' — એ અધ્યાહાર માની લેવાનો છે. આ બે સૂત્રો આમ છે —

स्वप्ननिद्राज्ञानालंबनं वा ॥ ३८ ॥

यथाभिमतध्यानात् वा ॥ ३९ ॥

સ્વપ્ન કે નિદ્રાની અવસ્થામાં જે જ્ઞાનનો અનુભવ ચિત્તને થાય છે, તેનું આલંબન લઈને જો અભ્યાસ કરાય, તોય મનને સ્થિર કરવામાં મદદ મળે છે. અથવા તો આપણને જે પસંદ હોય તેવી વસ્તુનું ધ્યાન કરવાથી પણ મદદ થાય છે.

આપણે જોયું છે કે, આ અભ્યાસના પ્રકારોનો સંબંધ અંતરાયોના પ્રકારો સાથે કાંઈક છે. જેમ કે શારીરિક અંતરાયો — વ્યાધિ, સ્ત્યાન માટે પ્રાણાયામને વધુ લેવાદેવા છે; અવિરતિ અંતરાયને વીતરાગવિષય ચિત્ત જોડે છે. તેમ જ આ બે અભ્યાસ જે સૂત્ર ૩૮, ૩૯માં બતાવ્યા તેમને અનુક્રમે ભ્રાંતિદર્શન અને અલબ્ધભૂમિકત્વ એ અંતરાયો જોડે સંબંધ બતાવી શકાય. પહેલું ભ્રાંતિદર્શન લઈએ.

ભ્રાંતિ શું કામ થાય? કારણ, સાચી સમજ નથી તેથી. તેને માટે જે જ્ઞાનનિષ્ઠા કે પાકી અમુક શ્રદ્ધા જોઈએ તે ન હોવાથી મન ડગમગે છે. હવે સ્વપ્ન અને નિદ્રામાં થતા જ્ઞાનને જુઓ. આપણો સામાન્ય અનુભવ જાગ્રત અવસ્થાનો જ હોય છે. સ્વપ્ન સાચાં ન હોય એમ માનીએ છીએ. અને નિદ્રામાં તો કાંઈ ખબર જ નથી પડતી, એટલે તે વિષે ઝાઝો વિચાર શો? સૂત્રકાર કહે છે કે, આ બે જ્ઞાન પર અભ્યાસીઓએ વિચાર કરવા જેવો છે; તો મન-માંકડાને વિષે એવું જાણવાનું મળશે કે જેથી તે તેનું ખરું સ્વરૂપ પામી શકશે.

સ્વપ્નમાં દસે ઇંદ્રિયો શાંત હોય છે, કેવળ તેમનો નાથ — અગિયારમી ઇંદ્રિય જે મન, તે કામ કરે છે. અને નિદ્રામાં તે પણ નથી કરતું. પણ સ્વપ્નમાં જે ચાલે છે તે આપણે તેથી નિરાળા એવા સાક્ષી તરીકે જોઈએ છીએ; તેનાં સુખદુઃખ, ભય, રાગદ્વેષ ઇત્યાદિ પણ તે વખતે અનુભવીએ છીએ; તેમાંનું કેટલુંક જાગ્યા પછી યાદ રહે છે; ઘણું નથીયે રહેતું. નિદ્રામાં તે વખતે કશી ખબર નથી હોતી, પણ જાગ્યા પછી એમ યાદ કરીએ છીએ કે, ઠીક ઊંઘ આવી, કાંઈ ખબર જ ન પડી, બહુ સારું લાગ્યું.

સામાન્ય જાગ્રત દશાના અનુભવથી આ એક વિલક્ષણ અનુભવ છે. તેમાં આપણું હુંપણું જરા જુદી રીતે દેખાય છે. મનની ચેષ્ટાઓ અસાધારણ જોવા મળે છે. તે પરથી આપણે હુંપણું, મન, મનની કામ કરવાની રીત વગેરે વિષે સાક્ષાત્ પામી શકીએ. દાખલો લઈએ તો, જેમ કે ફ્રોઈડ. તેણે સ્વપ્નાવસ્થાનો ઊંડો અભ્યાસ કર્યો. તો મનનાં લક્ષણો વિષે કેટલાંક નવાં જ બિંદુઓ તેણે જગત આગળ રજૂ કર્યાં; અને સારાંશે કહ્યું કે, આપણી અંદર મુખ્ય પ્રેરક બળ 'લિબિડો' છે — કામવાસના છે. ગીતાકારે પણ અર્જુનના ખરી મૂંઝવણથી પૂછેલા સવાલનો એ જ ઉત્તર સદાને માટે નથી આપ્યો?

काम एषः क्रोध एषः । અ૦ ૩, ૩૭ ।

પરંતુ તે આગળ જઈને કહે છે, એ આપણે નથી. કામ આપણી ઇંદ્રિયો, તેથી આગળનું તત્ત્વ મન તથા તેથીય આગળનું તત્ત્વ બુદ્ધિ ત્યાં ઘર કરીને વર્તે છે. પરંતુ આટલું સમજવું એ ભ્રાંતિજનક છે. બુદ્ધિ અને ત્યાં સુધી વ્યાપતા કામ-શત્રુની પણ પર એવું આત્મતત્ત્વ છે. સ્વપ્ન અને નિદ્રામાં તે સાક્ષીરૂપે અનુભવ લે છે. એ અનુભવોની છણાવટ કરવા દ્વારા જો આત્મનિષ્ઠાનો સંસ્કાર જો દૃઢ કરીએ તો સ્વપ્ન અને નિદ્રામાં મળતા તે જ્ઞાનના આધારથી મન પર કાબૂ આવતો જાય. મનનો કાબૂ એ આત્મચિંતનનો વિષય છે. તે ચિંતન કરવાને માટે બાહ્ય પ્રવૃત્તિ (સૂત્ર ૩૬ જુઓ) વિચારમય જીવન (સૂત્ર ૩૭ જુઓ), ઉપરાંત સ્વપ્નદશાના મનનો

અભ્યાસ કરવાની સૂક્ષ્મ માનસપ્રવૃત્તિ પણ કામની છે. કેવળ જાગ્રત જ નહિ, તે ઉપરાન્ત સ્વપ્ન ને નિદ્રા એ ત્રણે દશામાં જે અનુભવ થાય તે બધાનો ભેગો ક્યાસ કરીને રહસ્ય કાઢવું જોઈએ. સ્વપ્નદશા એક ભાગે મોટા ભ્રાંતિદર્શનનો ખેલ નથી? તેનું રહસ્ય પામીએ તો મન પર કાબૂ આવે. તેવું જ નિદ્રા વિષે છે. તેનો થોડો વધુ વિચાર આવતા અંક ઉપર.

૨૧-૫-'૪૯ મગનભાઈ દેસાઈ

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[જાન્યુઆરીના અંકથી ચાલુ]

Bacteria જીવાણુ વનસ્પતિસૃષ્ટિમાં આ નાનામાં નાના એકમ છે જીવસૃષ્ટિમાંના આવા જ એકમને કીટાણુ (protozoa) કહેવાય જીવાણુના મુખ્ય પ્રકાર ત્રણ છે સ્વાવલમ્બી (Autotrophic), પરજીવી (parasitic) અને શવજીવી (Saprophytic)

Basal તલસ્થ તળિયાનું

Basifixed તલયુક્ત, પુંકેસરમાં પરાગઘર (Anther) કેસર સાથે ત્રણ પ્રકારે જોડાયેલું હોય છે. પરાગઘરનું તળિયું કેસરને ઉપલે છેડે જોડાયું હોય તો તેવું પરાગઘર તલયુક્ત (Basifixed or Innate) કહેવાય. રીંગણું અને ટમેટાના ફૂલમાં પરાગઘર તલયુક્ત હોય છે કેટલાક ફૂલમાં કેસરનો ઉપલો છેડો પરાગઘરને તળિયે જોડાતો નથી પણ પરાગઘરની પાછળની બાજુએ ઊંચે સુધી ગયેલો હોય છે કેસરના એ ભાગ સાથે પરાગઘર ચોંટી ગયેલું હોઈ આમ તેમ ફરી શકતું નથી આવું પરાગઘર તલવિદ્ધ (Adnate or Dorsifixed) કહેવાય કમળ અને ધતુરાના ફૂલમાં પરાગઘર તલવિદ્ધ હોય છે જો પરાગઘરની પાછળની બાજુએ સહેજ ઊંચે કેસરનો છેડો એવી રીતે વળગેલો હોય કે કેસરને આધારે પરાગઘર ઝૂલતું રહે તો તેવું પરાગઘર ઝૂલતું (Versatile) કહેવાય મકાઈ, ઘઉં ઇત્યાદિ ઘાસની જાતના છોડના ફૂલોમાં પરાગઘર ઝૂલતું હોય છે

Biennials દ્વિવર્ષાયુ, બે વરસ જીવનારા છોડ (મૂળો, બટાકા, ગાજર ઈ )

Biparous દ્વિભુજ, પરિમિત શાખાપદ્ધતિ (Cymose branching)માં શાખાને છેડે ફૂલ બેસે તે પહેલાં તે શાખામાંથી ક્વચિત્ એક શાખા ફૂટે છે જ્યારે ક્વચિત્ બે શાખા ફૂટે છે ફૂલ બેસતાં પહેલાં જો એક જ શાખા ફૂટતી હોય તો તે શાખાપદ્ધતિ એકભુજ (Uniparous) કહેવાય ને બે શાખા ફૂટે તો તે શાખાપદ્ધતિ દ્વિભુજ (Biparous) કહેવાય (જુઓ Branching)

Biochemistry જીવ રસાયણ, જીવોના શરીરોના વ્યાપારો અંગે થતી રાસાયણિક ક્રિયાનું શાસ્ત્ર Biological જીવવર્તી, જીવશાસ્ત્રીય (Biology) જીવશાસ્ત્ર

Botany વનસ્પતિશાસ્ત્ર *Botanist* વનસ્પતિશાસ્ત્રી

Bract પુષ્પપત્ર, જે પાનના ખૂણામાંથી ફૂલ ઊગે છે તે પાન પુષ્પપત્ર (bract) કહેવાય આવાં પુષ્પપત્ર સામાન્ય પાન જ હોય છે પરંતુ કોઈક છોડમાં તે રંગવાળાં હોઈ જંતુને આકર્ષે છે અને ફૂલમણિની પાંખડીઓની ગરજ સારે છે એવાં રંગીન પુષ્પપત્ર પાંખડિયાળાં (Petaloid) કહેવાય બોગનવેલમાં ફૂલ જેવી દેખાતી લાલ પાંદડીઓ તે જ પાંખડિયાળાં પુષ્પપત્ર છે

Branch ડાળી શાખા Primary મુખ્ય, થડમાંથી ફૂટતી શાખા Secondary ગૌણ, શાખામાંથી ફૂટતી શાખા

Branching શાખાપદ્ધતિ, ઝાડને ડાળીઓ ગમે તેમ ફૂટતી નથી પણ ચોક્કસ ક્રમે ફૂટે છે જુદી જુદી જાતના વૃક્ષોમાં પણ શાખાપદ્ધતિ એકસરખી હોતી નથી શાખાપદ્ધતિના મુખ્ય બે પ્રકાર છે જો થડ કે શાખાનો વધતો છેડો બબ્બે શાખા નાખતો જાય અને તે છેડા પણ આગળ વધી બબ્બે શાખાઓ નાખ્યા કરે તો તે શાખાપદ્ધતિ દ્વિશાખી કે દ્વિભુજી યા બેડાળખી શાખાપદ્ધતિ (Dichotomous branching) કહેવાય ખરસાણી થોરમાં એવી શાખાપદ્ધતિ જોવા મળે છે બીજી જાતની શાખાપદ્ધતિ તેવું તે એકમુખે કે એકડાળી પાર્શ્વીય શાખાપદ્ધતિ (Lateral branching) કહેવાય છે તેમાં થડનો ભાગ ઊંચો અને ઊંચો વધતો જાય છે અને બાજુએથી શિરાગામી પદ્ધતિએ ડાળો નાખતો જાય એ પ્રમાણે શાખા આવતી જ રહે તો તેવી એકડાળી શાખાપદ્ધતિ અપરિમિત (*Recemose*) કહેવાય પરંતુ થડની ઉપરની કૂંપળ (growing point) કપાઈ જાય તો થડ આગળ વધે નહિ ત્યાર બાદ તેની બાજુએ ફૂટતી કોઈક શાખા પોતામાંથી ગૌણ શાખાઓ નાખ્યા કરે આવી શાખાપદ્ધતિ પરિમિત (Recemose) કહેવાય પરિમિત અને અપરિમિત એ બંને પાર્શ્વીય શાખાપદ્ધતિના પ્રકાર છે આંબો, લીમડો, પીપળો, ઇ વૃક્ષોમાં પાર્શ્વીય શાખાપદ્ધતિ હોય છે

Bryophyta શેવાલવર્ગ વનસ્પતિનો આ એક વર્ગ છે શેવાળ વર્ગની વનસ્પતિમાં આદિમૂળ હોતાં જ નથી,

તેથી તેનાં તમામ મૂળ નકલી હોય છે. વધારામાં તેને થડ અને પાન હોય છે, પણ ફળ કે ફૂલ હોતાં નથી.

Bud कली, कळी. Leaf—पर्णकली. Flower—पुष्पकली Stem — शाखाकली; काण्डकली.

Bulb रसकंद; જમીનની અંદર રહેલો થડનો ભાગ ટૂંકો રહે અને તે પોતાને ફરતાં પાન નાખે. જમીન અંદર રહેલાં આવાં પાન ખોરાક સંઘરી રસદાર બને. આવા પાનસોતા થડને રસકંદ કહે છે. રસકંદમાં રસભર્યાં પાનનો દડો એક જ પાતળા કાગળ જેવા ઢાંકણથી ઢંકાયો હોય તો તેવા રસકંદ परिवृत्तकंद (Tunicated bulb) કહેવાય. (દા. ત. ડુંગળીનો દડો.) જો રસભર્યાં પાન નાના નાના વિભાગમાં વહેંચાય અને પ્રત્યેક વિભાગ પાતળા પડથી ઢંકાયો હોય તો તેવા વિભાગનો બનેલો દડો पत्रीकंद (Scaly bulb) કહેવાય.

Bulbil कंदकली; કેટલીક વનસ્પતિમાં ફૂલ ફળ કે બીજ હોતાં નથી. અને કવચિત્ હોય છે તો તેનાં બીજ નબળાં રહે છે. એટલે તે નવો છોડ ઉત્પન્ન કરવા નકામા પડે છે. આવી વનસ્પતિ થડને વળગેલી શાખા કે પાનની બાજુમાંથી એક કળી નાખે છે. વનસ્પતિનો રસ એ કળીમાં જમા થાય છે અને કળી ફૂલે છે. ત્યાર બાદ ફૂલીને દડા જેવી થયેલી એ કળી છોડ ઉપરથી ખરી પડે છે અને જમીનમાં મૂળ નાખી નવો છોડ ઉત્પન્ન કરે છે. આવી કળી તે कंदकली. તેને અંગ્રેજીમાં Bulbil કહે છે.

Bunch ઝૂમખું.

બંસીલાલ ગાંધી

# આર્થિક ફુગાવો અને હડતાલો

આજે આપણા દેશમાં હડતાલનો પ્રશ્ન ખૂબ મહત્ત્વનો બન્યો છે. મોટા ભાગની હડતાલો દેશમાં ચાલી રહેલા આર્થિક ફુગાવાને આભારી છે એની કોઈ પણ તટસ્થ વ્યક્તિ ના પાડી શકે એમ નથી. જ્યારે પણ ફુગાવો શરૂ થાય છે ત્યારે નફાનું પ્રમાણ તો સાથે સાથે વધતું રહે છે, પરંતુ પગાર અને રોજીનું ધોરણ ઘણું પાછળ રહી જાય છે એ સુવિદિત છે. પરિણામે, પગાર કે રોજીથી કામ કરનારાઓનું જીવનધોરણ નીચું પડતાં પડતાં વધુ ને વધુ કપરું બનતું જાય છે અને તેને કારણે અસંતોષ વધતાં વધતાં આખરે કામચોરી અને હડતાલોમાં પરિણમે છે.

ઘણી વખત ફુગાવાએ ઉત્પન્ન કરેલાં આર્થિક બળોની સામાજિક અસર અને તેમાંથી ધીરે ધીરે સર્જાતી મનઃસ્થિતિનો પૂરો ખ્યાલ ન રાખવાથી આપણે કામચોરી કરનારાઓ અને હડતાલની વાતો કરનારાઓ તરફ અધીર બની બેસીએ છીએ. પરંતુ, ફુગાવાનું આખું અર્થશાસ્ત્ર એટલું ભયંકર છે કે કાશીના કરવતની પેઠે એ બાંધી આવક પર જીવનારા લોકોને આવતાંયે મારે છે અને જતાંયે મારે છે. ફુગાવો શરૂ થાય છે અને ચાલે છે એટલો સમય જ આ વર્ગનું શોષણ થાય છે એમ નથી. એ ફુગાવો અમુક હદે પહોંચે છે ત્યારે કયાં તો પોતાના જોરે જ તૂટે છે, કયાં તો સરકારને દેશના આખા અર્થતંત્રને તૂટી પડતું અટકાવવા વચ્ચે પડવું પડે છે. જો ફુગાવો પોતાની મેળે તૂટે તો ઓચિંતી આર્થિક મંદી આવે, જે પોતાની પૂંઠે જ બેકારી લાવે. જો સરકાર વચ્ચે પડે અને અમુક તબક્કે ફુગાવા-વિરોધી નીતિ ઘડે તો એના સર્વપ્રથમ પગલા તરીકે રોજી કે પગારમાં વધારાને બંધ કરવાના હુકમો છૂટે છે. માલની તંગીને કારણે નફાને અંકુશમાં લેતાં વાર લાગે છે, કારણ એમાં એક પણ ઉતાવળું પગલું આત્મઘાતક જ નીવડે છે. અંતમાં જો સરકાર જેમની પાસે પૈસો એકઠો થયો છે તેમની પાસે તે છોડાવ્યા વિના કે સમગ્ર રાષ્ટ્રીયકરણ મારફત ઉત્પાદન અને વહેંચણીનું કાર્ય પોતાના હાથમાં લીધા વિના માત્ર ઉત્પાદન વધારીને જ ફુગાવાને મારવાનો પ્રયત્ન કરે છે ત્યારે એ ફુગાવો અટકે ત્યારે પણ પહેલો લાભ તો જેણે મૂડી એકઠી કરી હોય તેને જ થાય છે. ઉદ્યોગોમાં પૈસા રોક્યા હોય તો આજે ઓછા મૂલ્યની રોકેલી મૂડી પર ચોક્કસ દરે એ મૂડીદાર યોગ્ય વળતર માગે અને ફુગાવો બંધ થયા પછી એ વળતરનું મૂલ્ય વધારે જ થાય. દા. ત. આજે યંત્રો તેમ જ બાંધકામનાં સાધનોનો ભાવ વધારે છે ત્યારે પાંચ લાખ રૂપિયામાં હું એક કારખાનું ઊભું કરું, અને એના પર દસ ટકા વળતર લેતો હોઉં તોપણ મને પચાસ હજાર

રૂપિયા મળે જેનુ આજે રૂપિયાની જે બજારુ કિંમત છે તેમા અમુક મૂલ્ય થાય કાને ફુગાવો અટકે અને રૂપિયાની કિંમત અઢી કે ત્રણ ગણી વધે ત્યારે એ પાચ લાખના કારખાના પર આજના રોકાણને જોરે મને છ ટકા વળતર પણ મળે તો ત્રીસ હજાર રૂપિયા મળે, જેનું મૂલ્ય આજના પચોતેર કે નેવુ હજાર જેટલુ થાય જ્યારે રોજી કે પગાર પર નભનારાઓની પાસે તો કશી બચત હોય જ નહિ, એટલુ જ નહિ, કેટલાયે દાખનાઓમા તો દેવુ પણ કરવુ પડ્યુ હોય છે, જેનું મૂલ્ય વધી જતા એને તો વધારાનો ફટકો પડે.

આ ત્રેવડા મારમા એક તબક્કો એવો આવે જ છે જ્યારે ચુસાતા વર્ગની ધીરજ ખૂટે છે અને તે કામચોરી કે હડતાલ કરવા પ્રેરાય છે આખો દિવસ મહેનત કર્યા પછી જીવનની જરૂરિયાત ન સંતોષાય અને બીજા નજર સામે હરામખોરીથી તાગડધિન્ના કરતા દેખાય ત્યારે પણ ધર્મબુદ્ધિથી પોતાની ફરજ બજાવ્યે જાય એવા કર્મમાર્ગી થવાની બધા પાસે આશા ન રખાય, અને જો બધા જ એમ કર્મમાર્ગી થઈ જાય તો તો સમાજ માટે કોઈ પ્રશ્ન રહેતો જ નથી

આ વાત આપણે સ્વીકારવી જોઈએ અને એ સ્વીકારવા છતા, એમ કહેવુ પડે છે કે હડતાલ કે કામચોરી અન્યાય ટાળવાનો ઉપાય નથી જ કામચોરી અને હડતાલ બને માલની તગી જારી રાખવામા કે તેને વધુ ઉગ્ર બનાવવામા કારણભૂત થાય છે એ દીવા જેવુ છે પરિણામે, ફુગાવો ચાલુ જ રહે છે, જેનો માર ઉપર કહ્યુ તેમ, સૌથી વધારે એ વર્ગને જ પડે છે

હડતાલની તરફેણ કરનારાઓ આ વાત નહિ સ્વીકારે એઓ કહેશે એ બધી દલીલબાજી ઠીક છે, ખરેખરુ શુ થયુ છે તે જુઓ અમે કેટલાયે પ્રકારના શ્રમજીવીઓનું પગારધોરણ સુધરાવી શક્યા છીએ અને તે હડતાલો મારફતે જ પણ હું કહું છુ, એ અર્ધ સત્ય છે, અને ફુગાવાનુ તો એ ઓસડ નથી જ નથી એ અગેની મારી સમજ નીચે મુજબ છે

(૧) આવો વધારો એઓ જીવનની અનિવાર્ય જરૂરિયાતો ઉત્પન્ન કરનારા ધધા અને વાહન વ્યવહારના ધધામા કામ કરતા મજૂરોને જ અપાવી શક્યા છે બીજા ધધાઓ ઉપર એની અમુક અસર જરૂર પડેલી છે પણ તે ઘણી મર્યાદિત છે, એટલુ જ નહિ, ઘણે ભાગે તો સરકારની વૃત્તીઓની ન્યાયબુદ્ધિને આભારી છે (૨) આ ધધાઓમા પણ જ્યા જ્યા માલિકોએ તાણાતાણી કરી છે, ત્યા ત્યા સરકારને ટકેન નાખવા સિવાય એઓ કશુ જ કરી શક્તા નથી (૩) ફુગાવાને પણ એના કુદરતી વેગે વધવા દેવામા આવતો નથી નહિ તો ચીન જેવી પરિસ્થિતિમા હિસાનો આશરો લીધા સિવાય આ લાભ એઓ મજૂરોને કેટલો સમય સુધી અપાવી શકત એ સવાલ છે (૪) જે કામદારોની આગેવાની એમણે સ્વીકારી છે તેની સખ્યા આખા સમાજના પ્રમાણમા એટલી મર્યાદિત છે કે એમને લાભ કરી આપવો એ સહેલ છે અને છેલ્લે (૫) આ લાભ મૂડીપતિઓને ભોગે નહિ, પરતુ, સમગ્ર જનતાને ભોગે અપાવ્યો છે એમણે મેળવેલા લાભનો ગોદો ક્યા લાગે છે તે જોવાની પણ એમણે ઝાઝી દરકાર રાખી હોય એમ લાગતુ નથી

પણ આ છેલ્લા કારણને લીધે કામદાર વર્ગ હડતાલ પાડે છે ત્યારે બીજા વર્ગોની સહાનુભૂતિ ગુમાવે છે કમનસીબે આ વાત કામદાર વર્ગને દોરવણી આપનાર લોકો જોઈ શકતા નથી અને એ કારણે મૂડીવાદને મિટાવવાનું એમનું જે અંતિમ ધ્યેય છે તેને એઓ બેવડી રીતે વધારે દૂર ધકેલી રહ્યા છે

સવાલ એ છે કે ત્યારે કરવુ શુ? હુ એ સ્વીકારવાને તૈયાર છુ કે આપણા ઉદ્યોગપતિઓ અને મૂડીપતિઓનો મોટો ભાગ કે કદાચ બધા જ મિડાસ રાજાના જેવા છે, અને એમને પૈસો એકઠો કરવા સિવાય બીજી કોઈ વસ્તુની પડી નથી હુ એ પણ સ્વીકારવાને તૈયાર છુ કે આને કારણે સરકાર આજની પરિસ્થિતિમા જે આર્થિક અન્યાય રહેલો છે તે ટાળવા માટેના કોઈ પણ પગલામા એ લોકોનો સહકાર મેળવવા પ્રયત્ન કરે છે તે વૃથા છે છેલ્લા કેટલાક મહિનાઓથી

એ વર્ગની પ્રતિનિધિરૂપ અનેક વ્યક્તિઓએ કરેલાં ભાષણો અને નિવેદનો એનો નક્કર પુરાવો છે. દા. ત. કાળાંબજારમાં અમદાવાદના કાપડઉદ્યોગનો પહેલો નંબર આવે છે એમ કહેવાય છે. એ ઉદ્યોગના એક વેપારી મહાજનને પોતાના કૃત્યનો પસ્તાવો તો નથી એટલું જ નહિ, વેદકાળના મહાજનો જેવી પ્રતિષ્ઠા જોઈએ છે અને સરકાર તે નથી આપતી તેની ફરિયાદ છે. એક ઉદ્યોગપતિ કહે છે, ઉત્પાદન વધારવું હોય તો નફા પરથી અંકુશ દૂર કરો અને રાષ્ટ્રીયકરણ નહિ કરો એવી બાંયધરી આપો. અને બીજા કહે છે કે ફુગાવો અટકાવવો હોય તો રોજીના દર ઘટાડો. બાંધી આવકવાળાને જરાતરાયે ન્યાય ક્યારેય મળતો હોય તો તે ફુગાવો અટક્યા પછી પણ અમુક સમય સુધી એનો પગારવધારો ચાલુ રહે તો જ. તેને બદલે ફુગાવો અટક્યો નથી ત્યારે તેને અટકાવવા માટેનો એકમાત્ર ઉપાય જેમને રોજી ઘટાડવાનો સૂઝતો હોય એમની ન્યાયબુદ્ધિ વિષે શું કહેવું? અને એમની પાસેથી સાચી દિશાના સહકારની પણ કેટલી આશા રાખવી?

હું એ પણ કબૂલ કરું છું કે, કામદાર વર્ગની સ્થિતિ કફોડી છે. એ છતાં હું કહું છું, હડતાલ કે કામચોરી એ અસરકારક રસ્તો નથી. ફુગાવો જતાં જતાં પણ મારતો જાય છે તે છતાં જેમ લાંબો સમય એ ચાલુ રહે છે તેમ કામદાર વર્ગને વધારે ગુમાવવાનું છે. કારણ, ગમે તેટલો પ્રયત્ન કરો તોપણ ફુગાવાની સાથેસાથ પગાર અને રોજીનાં ધોરણ કદમ બ કદમ વધતાં રહેતાં જ નથી, એ વધારાવવા માટે ઝઘડવા કરવું પડે છે, અને જ્યારે પણ હડતાલ પડે છે ત્યારે તેટલા દિવસની રોજી તો જાય જ છે. વળી, જો માલની તંગી એ ફુગાવાનું ઉત્પત્તિક્ષેત્ર અને પોષકબળ છે, અને શ્રમ એ જ સર્વ ઉત્પાદનનું મૂળ છે, તો કામચોરી અને હડતાલ બંને ફુગાવાને પોષનારાં નીવડે એ સ્વયંસિદ્ધ છે. અને એથી જ ટૂંકી ટૂંકી હડતાલો કે કામચોરીથી ઉદ્યોગપતિઓને નુકસાન નથી જતું, ઊલટો લાભ થાય છે.

વળી, હડતાલ દ્વારા જ્યારે કામદાર વર્ગને સમાજના બીજા વર્ગોથી અલગ કરવામાં આવે છે ત્યારે એનું સામાજિક ને રાજકીય પરિણામ બહુ ખરાબ આવે છે. પૂંજીપતિ પેઠે કામદાર વર્ગ પણ સમાજનો એક લઘુમતી વર્ગ જ છે. તેથી સામાન્ય માણસના ખભા પર આજ સુધી એક પૂંજીપતિ જ સવાર હતો, હવે કામદાર પણ સવાર થાય છે, એ દૃષ્ટિએ જ લોક તો આખી ઘટનાને જુએ છે. આથી મૂડીવાદ વિરોધી દળમાં ભંગાણ પડે છે જેથી કામદાર વર્ગ સામ્યવાદના વર્ગીય સરમુખત્યારીના સિદ્ધાંત તરફ વળે છે અને બીજા વર્ગો એના વિરોધી બળ તરીકે મૂડીવાદીઓનાં પ્યાદાં બને છે.

આનો ઉપાય વિચારતાં પહેલી વાત સૌ કોઈએ સમજી લેવાની જરૂર છે તે એ કે, આર્થિક સમાનતા તો બાજુએ રહી, પરંતુ આર્થિક ન્યાય પણ કરવો હોય તો છેલ્લાં થોડાં વર્ષોમાં જે વર્ગોએ હદપારની કમાણી કરી છે તેમની પાસેથી એ પૈસો ગમે તે રીતે છોડાવવો જ રહ્યો. એ માટે માર્ગો ગમે તે શોધાય, પણ જે પ્રમાણે રાજાઓ પાસેથી રાજ્યો છોડાવાયાં છે, અને જેમ જમીનદારો પાસેથી જમીનો છોડાવાય છે, તે જ પ્રમાણે આ ધનવાનો પાસેથી ધન પણ છોડાવ્યે જ છૂટકો છે. એ સિવાયની બાકી બધી વાત નિરર્થક છે. જો આપણા દેશમાં મારકણો સામ્યવાદ આવતો અટકાવવો હોય તો સરકારે જ આ કામ કરવાનું છે; મૂડીવાદીઓ મોટા ભાગના રાજાઓ જેટલી પણ સમજ બતાવે તો એમને રંજાડયા વિના, અને જો જૂનાગઢના નવાબ કે રઝાકારોના જેવી વૃત્તિ બતાવે તો એમની સાન ઠેકાણે લાવીને પણ — અહીં એ યાદ રાખવું ઘટે કે જો લોકો સરકારના હાથ મજબૂત બનાવે તો જ આ કામ બની શકે. જ્યારે હડતાલથી સરકારના હાથ હેઠા પડે છે.

ત્યારે હડતાલ સિવાય બીજો ઉપાય શો? એનો વિચાર કરવો ઘટે. અત્યારે કોઈ ટૂંકો ઉપાય દેખાતો નથી, પરંતુ આટલું તો જરૂર કરી શકાય :

(૧) સરકારે દશ વર્ષ સુધી રાષ્ટ્રીયકરણને મોકૂફ રાખવાનું વચન આપ્યું છે એ અંગે સરકારે એ સ્પષ્ટ કરવું જોઈએ કે, જો પૂંજીપતિઓ પોતાનો લોભ જતો કરી મર્યાદિત વળતરથી સંતોષ માની દેશના આર્થિક કાર્યક્રમમાં મદદ કરશે તો જ આ

બાંધધરી પળાશે. નહિ તો એ નીતિમાં ફેરફાર કરવો પડશે.

(૨) મૂડીપતિઓ જે જે માર્ગે આજે સમાજનું શોષણ કરી રહ્યા છે તે તે માર્ગો સહકારી પ્રવૃત્તિ દ્વારા બંધ કરવા. આખરે તો એ લોકો ઉત્પાદન અને વહેંચણીના સાધનોનો કબજો ધરાવીને જ સમાજને લૂંટે છે. આમાંથી વહેંચણીનું તો આખું કાર્ય સહકારી ધોરણે ઉત્તમ રીતે થઈ શકે. ઉત્પાદન અંગે ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગોને સહકારી ધોરણે વિકસાવવા. મૂડીવાદ અને સંપૂર્ણ રાષ્ટ્રીયકરણ વચ્ચે આ જ 'મધ્યમ માર્ગ' છે. આ માટે આપણે કરકસરથી પણ નાની નાની બચત કરવી પડશે અને તે બધી સહકારી પ્રવૃત્તિને વિકસાવવામાં રોકવી પડશે. આ માટે ફરજિયાત બચતની યોજના ઘડવી જોઈએ.

(૩) જેમની પાસે વધુ બચત હોય તેમણે શૅરો મારફત મળતા વધારે વ્યાજનો મોહ જતો કરી પોતાનાં નાણા એ મૂડીવાદીઓના હાથમાં સોંપવાને બદલે રાષ્ટ્રીય બચત ફંડનાં સર્ટિફિકેટો વગેરે લઈ એ પૈસા સરકારના હાથમાં સોંપવા.

(૪) જાહેર સત્કાર સમારંભોમાં થતો હજારોનો ધુમાડો અટકાવી રાષ્ટ્રીય બચતમાં રોકવો જોઈએ.

(૫) બધા મોટા ઉદ્યોગોમાં મૂડી, અને કામદારની સાથે સાથે સમાજનો પણ હિતસંબંધ છે અને એથી એની વ્યવસ્થામાં આ ત્રણે પક્ષોની ભાગીદારી જોઈએ એ સિદ્ધાંત સ્વીકારાવો જોઈએ.

(૬) સમાજ અને કાયદા વિરોધી પ્રવૃત્તિ માટે સૂગ કેળવવી જોઈએ, અને જરૂર પડ્યે ચોકી અને બહિષ્કારનાં સાધનોનો પણ ઉપયોગ કરવો જોઈએ. '૩૦-'૩૨માં પરદેશી સરકારના અમલ નીચે પણ આ બે સાધનો દ્વારા આપણે ભલભલાને ડારી શકતા તો આજે તો આપણી સરકાર છે, એટલે જો આપણે નવી શ્રદ્ધાથી આ સામાજિક શસ્ત્રોને ઘડવા માંડીએ તો જરૂર સફળતા પામીએ. જોકે આ શસ્ત્રો છેવટનાં ગણાવાં જોઈએ. છેવટે, આ બધામાં જે એક વાત આપણે હંમેશાં નજર સામે રાખવાની છે તે એ કે, બધી પ્રવૃત્તિ લોકોને સાથે રાખીને જ કરવી જોઈએ. અને એ તો જ બને જો આપણે સંકુચિત સ્વાર્થ અને વર્ગભેદ બંને છોડી સાચી સર્વોદયની ભાવના સ્વીકારીએ. કારણ જનતાનું જોર સંઘશક્તિમાં જ છે. વળી, માણસે સર્જેલા સૌ પ્રશ્નોનો ઉકેલ આણવાની બુદ્ધિશક્તિ માણસમાં છે જ એટલી શ્રદ્ધા પ્રોજ્જ્વલ રાખવી જોઈએ.

નવસારી — જનક દવે

# કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

### આશ્રમ અને વિદ્યાપીઠમાં

કાકાસાહેબ આશ્રમમાં આવીને જોડાયા એ અરસામાં જ, એટલે કે ૧૯૧૭ના જૂન માસમાં સત્યાગ્રહ આશ્રમને કોચરબથી ખસેડી હાલની જગ્યાએ સાબરમતી લઈ જવામાં આવ્યો. આશ્રમની શાળાને ત્યાં વ્યવસ્થિત સ્વરૂપ આપવામા આવ્યુ. તેના સંચાલનનું કામ શિક્ષક મંડળમાંથી વારાફરતી સોંપવામાં આવતું તોપણ કાકાસાહેબની વિશિષ્ટ છાપ તેના પર પડ્યા વિના રહે તેમ નહોતું. ગામડાંની જનતાને ઉપયોગી થાય એવી ત્યાગોદ્યોગપ્રધાન 'કેળવણી' આપવાનો મૂળથી જ શાળાનો ઉદ્દેશ નક્કી કરવામાં આવ્યો. એ જ વરસે ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરૂચમાં ગુજરાતની બીજી કેળવણી પરિષદ ભરવામાં આવી અને તેમાં આશ્રમની શાળાની યોજના તથા અભ્યાસક્રમ રજૂ કરવામાં આવ્યાં હતાં. કાકાસાહેબે આ પરિષદમાં વાંચવા માટે રાષ્ટ્રભાષા હિન્દી વિષે એક લેખ મરાઠીમાં લખી આપ્યો હતો. તેનું ગુજરાતી કિશોરલાલભાઈએ કર્યું હતું. ગુજરાતીમાં કદાચ તેમનો આ જ પહેલવહેલો લેખ પ્રસિદ્ધ થયો હોય એમ લાગે છે. હિન્દી (હિન્દુસ્તાની) જ હિન્દુસ્તાનની રાષ્ટ્રભાષા થવી જોઈએ; હિન્દી અને ઉર્દૂ એ તે ભાષાનાં બે સ્વરૂપો છે અને તે એકબીજાની નજીક આવવાં જોઈએ, એવી દલીલ તેમણે એ નિબંધમાં રજૂ

કરી હતી. આશ્રમની શાળામાં તો હિન્દુસ્તાની ભાષાની નાગરી અને ઉર્દૂ બન્ને લિપિઓ શીખવવાનું આવશ્યક મનાતું. તે વખતની આશ્રમની શાળાના શિક્ષક મંડળ જેવું શિક્ષક મંડળ ભાગ્યે જ ઇતરત્ર જોવામાં મળે એવું હતું. કિશોરલાલભાઈ, નરહરિભાઈ, કાકાસાહેબ, જુગતરામ દવે, વિનોબા, અપ્પાસાહેબ પટવર્ધન તેમ જ મગનલાલભાઈ એ બધામાંથી એક એક વ્યક્તિ એક એક સંસ્થાની ગરજ સારે એવી છે. તે ઉપરાંત ગાંધીજીની પ્રેરણા અને દોરવણી તો હતી જ. એટલે રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગને માટે કાકાસાહેબને બહુ જ સારું ક્ષેત્ર મળી ગયું. આમ તો સમગ્ર આશ્રમને જ વિશાળ અર્થમાં સમસ્ત પ્રજાના રાષ્ટ્રઘડતર માટેની એક આદર્શ શાળા કહી શકાય. હિન્દની પ્રજાના વિકાસના ઇતિહાસમાં આશ્રમનું અનોખું સ્થાન રહેવાનું છે.

આ વરસે (૧૯૧૭) કાકાસાહેબે ગાંધીજી જોડે સિંધની મુસાફરી કરી, ઇન્દોરમાં ગાંધીજીના પ્રમુખપણા હેઠળ ભરાયેલા હિન્દી સાહિત્ય સંમેલનમાં હાજરી આપી, અને ૧૯૧૪માં શરૂ થયેલા મહાયુદ્ધમાં સામ્રાજ્યને મદદ કરવા માટે ભર ઉનાળામાં ગાંધીજીએ લશ્કર ભરતીની ચળવળ ઉપાડી ત્યારે તેમાં પોતાનું નામ નોંધાવ્યું, મહાદેવભાઈ, નરહરિભાઈ વગેરેએ પણ તેમની સાથે પોતાનાં નામ નોંધાવ્યાં હતાં. ગાંધીજીએ લશ્કરભરતીનું કામ એટલા ઉત્સાહથી ઉપાડ્યું હતું અને તેમાં તેઓ એટલા તન્મય થઈ ગયા હતા કે, એક વખત કોઈ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ તેમને મળવા માગે છે એમ મહાદેવભાઈએ તેમની આગળ વાત કરતાં તેમણે બીજી બધી વાત કોરે મૂકીને એ ભાઈ લશ્કરમાં જોડાવા તૈયાર છે કે નહીં એવો પ્રશ્ન મહાદેવભાઈને પૂછીને તેમને ચકિત કરી દીધા હતા!

કાકાસાહેબને અનેક વિષયોમાં રસ હોવાથી અને 'જ્ઞાનમાત્ર મારું ક્ષેત્ર છે' (ઑલ નૉલેજ ઇઝ માઈ પ્રૉવિન્સ) એ તેમનું એક જીવનસૂત્ર હોવાથી વિવિધ વિષયો અંગેનું તેમનું જ્ઞાન સારું સરખું છે. ઉપરાંત દરેક પ્રશ્નનો સ્વતંત્રપણે વિચાર કરીને તેને અંગે પોતાનો મૌલિક મત બાંધવાની તેમની ટેવ હોવાથી તે જે કંઈ બોલતા કે લખતા તે હંમેશ નવા જેવું અને મૌલિક લાગતું. (ધીમે ધીમે આ વૃત્તિ દુર્બળ બનીને 'वेदानुकूला स्मृतिः' એ ન્યાયે કાકાસાહેબમાં ગાંધીજીને અનુકૂળ થવાની વૃત્તિ વધારે બળવાન બનતી દેખાય છે. એ વાત તેમનાં શરૂઆતનાં ભાષણો તથા લખાણો અને હાલનાં ભાષણો તથા લખાણોની તુલના કરતાં જણાઈ આવે તેવી છે. એના સમર્થનમાં કાકાસાહેબ ક્યારેક કહે છે કે, ગાંધીજીની શોધ કરવામાં તેમણે પોતાની મૌલિકતા કે સ્વતંત્ર બુદ્ધિ બધી વાપરી નાખી છે. પણ એ ચર્ચાસ્પદ મુદ્દો આપણે બાજુએ રાખીએ.) આશ્રમમાં તેમણે હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ, ધર્મ ને સ્મૃતિ ગ્રંથો, હિન્દનું રાજકારણ અને અર્થકારણ, ઉપનિષદો અને ખગોળ એ વિષયોમાં વિશેષ રસ લઈને તેનો ચેપ વિદ્યાર્થીઓને લગાડ્યો. સ્વદેશીની શરૂઆત તો મહારાષ્ટ્રમાં શ્રી ગણેશ વાસુદેવ જોષી ઉર્ફે સાર્વજનિક કાકાના વખતથી ઓગણીસમી સદીના આઠમા દાયકાથી થઈ હતી. તેનું સંવર્ધિત સ્વરૂપ બંગભંગની ચળવળ વખતે લોકોને જોવા મળ્યું. પણ તેના વિશુદ્ધતર સ્વરૂપનું દર્શન ગાંધીજીએ જ દેશને કરાવ્યું. એ સ્વદેશીનો સિદ્ધાન્ત આ જમાનાનો પ્રજોદ્ધારક ઈશ્વરી અવતાર છે, એવું પ્રતિપાદન કરતો એક મૌલિક નિબંધ કાકાસાહેબે ૧૯૧૯માં લખ્યો. એના અંગ્રેજી ભાષાંતરના વાચન પરથી શ્રી રોમાં રોલાંએ કાકાસાહેબ પર સંકુચિત-પણાનો આરોપ કર્યો, જે તેમના (રોલાંના) ગાંધીજીના ચરિત્રમાં નોંધાયેલો છે. એને અંગે કાકાસાહેબ અને રોલાં વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો અને અંતે રોલાંએ બહુ જ નમ્રતાપૂર્વક પોતાનો આક્ષેપ પાછો ખેંચી લઈ દિલગીરી પ્રદર્શિત કરી કાકાસાહેબની માફી માગી. પરંતુ આવા મહાન પુરુષ પોતાની માફી માગે છે એનું પ્રદર્શન કરવું કાકાસાહેબની નમ્રતાને રુચ્યું નહિ, એટલે એ કાગળ આજે તેમના દફતરમાં જ ક્યાંક પડેલો છે એમ જાણવા મળે છે.

સ્વદેશીના સિદ્ધાન્તના પૂરતા આકલનને અભાવે અનેક પરદેશી વિચારકોએ તેના હિમાયતીઓ પર સંકુચિતપણાનો આરોપ કર્યો છે. તેમાં પ્રખ્યાત

સમાજશાસ્ત્રી અને નગરરચનાનિષ્ણાત પેટ્રિક ગેડીઝ પણ એક હતા. શ્રી છગનલાલ જોષી મારફતે કાકાસાહેબની તેમની સાથે મુલાકાત થઈ તે વખતે તેમણે પોતાનો આવો અભિપ્રાય કાકાસાહેબ આગળ વ્યક્ત કર્યો. પણ જ્યારે કાકાસાહેબે સ્વદેશીનું રહસ્ય જણાવતાં તેમને કહ્યું કે, અમારા સ્વદેશીના સિદ્ધાન્તમાં તમને લાગે છે એવું એકદેશીપણું કે સંકુચિતપણું મુદ્દલ નથી; પણ તેમાં regionalism (સંકુચિત એકદેશીપણું – જડતા) અને vitalism (પ્રાણ-વ્યાપકતા) બન્નેનો સુંદર સમન્વય કરવામાં આવ્યો છે, ત્યારે ગેડીઝે એટલી જ નિખાલસતાથી તેમને જણાવ્યું કે, તો તો મારે તેની સામે કશું કહેવાપણું નથી; હું તેના પહેલા અર્થને ખ્યાલમાં રાખીને જ તેને પ્રતિકૂળ અભિપ્રાય ધરાવતો હતો.

આમ તો કાકાસાહેબનું લખાણ ૧૯૧૭થી ગુજરાતીમાં પ્રસિદ્ધ થવાની શરૂઆત થઈ હતી, તે આપણે જોઈ ગયા છીએ. ૧૯૨૦માં રવીન્દ્રનાથ ઠાકુર ગુજરાતી સાહિત્ય પરિષદને પ્રસંગે મહેમાન થઈને અમદાવાદ આવ્યા તે વખતે કવિશ્રી વિષે એક લાંબો લેખ તેમણે ગુજરાતીમાં લખાવ્યો હતો. એ જ તેમનો પહેલો સ્વતંત્ર ગુજરાતી લેખ કહી શકાય.

આ જ અરસામાં આશ્રમના વિદ્યાર્થીઓને પોતાના પ્રવાસની હકીકત કાકાસાહેબે કહેવા માંડી તે આશ્રમની શાળાના હસ્તલિખિતમાં પ્રથમ અક્ષરદેહ પામી. અને આગળ જતા 'હિમાલયનો પ્રવાસ'ને રૂપે પ્રસિદ્ધિ પામી.

### વિદ્યાપીઠની સ્થાપના

૧૯૨૦ની સાલથી હિંદના ઇતિહાસમાં એક નવો યુગ શરૂ થયો કહેવાય. પંજાબનો હત્યાકાંડ, ખિલાફતનો પ્રશ્ન, તથા સ્વરાજ એ ત્રણે મહત્ત્વના સવાલોની બાબતમાં બ્રિટિશ સરકારે હિંદને ભારે અન્યાય કર્યો હતો, તેથી તેની શુભનિષ્ઠાની બાબતમાં દેશનો પૂરેપૂરો ભ્રમ ભાંગ્યો હતો. મહાત્મા ગાંધીએ દેશની આગળ એ શેતાની સરકારની સાથે અસહકારનો કાર્યક્રમ મૂક્યો અને તેનો પ્રચાર કરવા માટે તેઓ દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી ઘૂમવા લાગ્યા. દેશના વાતાવરણની મહાસભાને યોગ્ય જાણ થાય તથા તેને એક રીતે સૂચન પણ મળે તે માટે ગુજરાતની ચોથી રાજકીય પરિષદ સને ૧૯૨૦ ના ઑગસ્ટ માસના છેલ્લા અઠવાડિયામાં અમદાવાદ મુકામે, વડોદરાના એક વખતના સરન્યાયાધીશ શ્રી અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી અને તેમાં ગાંધીજીનો અસહકારનો આખો ઠરાવ અને તેનો કાર્યક્રમ પસાર કરવામાં આવ્યો. તે ઠરાવની એક કલમ શાળા કૉલેજોનો બહિષ્કાર કરવા વિષે હતી. એટલે એ બહિષ્કાર વ્યાપક પ્રમાણમાં સફળ કરવો હોય તો એ શાળા કૉલેજોની અવેજીમાં કંઈક નવી વ્યવસ્થા તો કરવી જ જોઈએ. તેથી ગુજરાતની એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો અને તે માટે એક રાષ્ટ્રીય શિક્ષણ સમિતિ પણ નીમવામાં આવી. એ કામમાં ગાંધીજીની સાથે જ કાલેલકર, મશરૂવાળા, વગેરે તેમના સાથીઓ અને આશ્રમના અધ્યાપકો મહત્ત્વનો ભાગ ભજવે એ સ્વાભાવિક હતું. કેવળ અસહકારની દૃષ્ટિ ઉપરાંત રાષ્ટ્રીયતા, હિંદની સંસ્કૃતિ ઇત્યાદિનો પૂરો ખ્યાલ રાખીને જ નવી સંસ્થાનું ઘડતર ઘડાય એ જરૂરનું હતું. તેથી જૂની ઘરેડની શાળા કૉલેજોમાંથી અસહકાર કરીને આવેલા પણ અંગ્રેજી ચશ્માં દ્વારા જ જોનારા શિક્ષકો કે પ્રોફેસરો દ્વારા એ કાર્ય થઈ શકે તેમ ન હતું. એટલે કાકાસાહેબ જેવાની આ સમિતિમાં હાજરી અત્યંત આવશ્યક અને ઉપકારક નીવડવાની હતી. આ અરસામાં નવજીવનમાં તેમ જ યંગ ઇન્ડિયામાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કયા પાયા પર થવી જોઈએ, તેમાં કોઈ પણ જાતનું સંકુચિતપણું ન આવે તેટલા માટે કયું ધોરણ રાખવું જોઈએ, ઇત્યાદિ બતાવવા માટે કાકાસાહેબે બે ત્રણ લેખો લખ્યા અને અંતે એવી ચેતવણી આપી કે Where there is no vision, the people perish જે પ્રજામાં વર્તમાનને વટાવીને ભાવીને જોવાની દૃષ્ટિ નથી હોતી તેનો વિનાશ થાય છે.

ઉપર જણાવેલી સમિતિનું જ આગળ જતાં ગૂજરાત વિદ્યાપીઠની નિયામક સભામાં રૂપાંતર થયું; અને તેણે ૧૯૨૦ના નવેંબરની ૧૫મી ને સોમવારે વિદ્યાપીઠની પહેલી પ્રવૃત્તિ તરીકે ગૂજરાત

મહાવિદ્યાલયની પ્રતિષ્ઠા ગાંધીજીને શુભ હસ્તે કરી. મહાવિદ્યાલયનું કાર્ય બરાબર દીપી નીકળે તે માટે આશ્રમ તેમ જ તેની રાષ્ટ્રીય ગુજરાતી શાળામાંથી કાલેલકર, વિનોબા, પટવર્ધન, નરહરિભાઈ વગેરે ઓછાવત્તો સમય મહાવિદ્યાલયમાં આપવા લાગ્યા. શ્રી મશરૂવાળાએ વિદ્યાપીઠના મહામાત્રની જવાબદારી માથે લીધી.

વિદ્યાપીઠના શરૂઆતના ઉત્સાહ ને મસ્તીના તે દિવસો તાજો અસહકાર કરીને આવેલા વિદ્યાર્થીઓ કદી ભૂલી શકે તેમ નથી. આ લેખની શરૂઆતમાં જ જણાવવામાં આવ્યું છે તેમ, એક નવું અને વિશાળ જગત તેમની આગળ પ્રગટ થયું હતું. મહાવિદ્યાલયના અધ્યાપકો સાચી રાષ્ટ્રીય ભાવના ને ત્યાગવૃત્તિથી પ્રેરિત થઈને આવેલા હોવાથી અધ્યાપકો ને વિદ્યાર્થીઓ વચ્ચે અમુક પ્રકારનો નિકટનો જીવન-સંબંધ બંધાયો હતો. કાકાસાહેબના નામ પર જોકે અર્થશાસ્ત્રનો વિષય મુકાયો હતો તોપણ તેઓ અનેક વિષયો લેતા. અંગ્રેજી, પ્રાચીન ઇતિહાસ, ધર્મશાસ્ત્ર, ઉપનિષદો વગેરેમાંથી કોઈ પણ વિષય તેઓ શીખવતા. એટલું જ નહિ પણ શરૂઆતમાં બંગાળીના અધ્યાપક આવ્યા ન હતા ત્યારે તેમણે એ વિષય પણ શરૂ કરી દીધો હતો. ગુજરાતમાં બંગાળીનો તેમ જ બીજી પ્રાન્તીય ભાષાઓનો અભ્યાસ અને પ્રસાર કરવાનું કામ વિદ્યાપીઠે જ શરૂ કર્યું હતું. મહાવિદ્યાલયમાં વિચારપૂર્વક રોજ પ્રાર્થના થતી તે પછીનું તેમનું પ્રવચન વિદ્યાર્થીઓને ખૂબ પ્રેરણાદાયી લાગતું. અને પ્રાર્થના શા માટે જોઈએ એવો પ્રશ્ન ઉઠાવનારા વિદ્યાર્થીઓ પણ પ્રાર્થનાનો—તે પછીના પ્રવચનને ખાતર—લાભ લેવા ચૂકતા નહિ. તે વખતનાં તેમનાં એ પ્રવચનો બહુ ટૂંકાં અને સચોટ અસર કરનારાં હતાં. તેમાં શિથિલતા ભાગ્યે જ આવતી. શૈલીમાં ઓજસ હતું. તેમની વાણીનો કે લખાણોનો આ ગુણ પ્રાર્થનામંદિરમાં તેમ જ તેમના લખાણોમાં બધે સરખો જ જોવામાં આવતો. તેથી બધા જ વર્ગોના વિદ્યાર્થીઓના તેઓ એક કેન્દ્ર જેવા બની ગયા હતા.

મહાવિદ્યાલયની સ્થાપના થયા પછી થોડા જ દિવસમાં ગુજરાત પુરાતત્ત્વમંદિરની સ્થાપના કરવાની સૂચના વિદ્યાપીઠની નિયામક સભા આગળ આવી. પ્રાચીન ઇતિહાસ ને પુરાતત્ત્વને અંગે મુંબઈ યુનિવર્સિટી હિન્દની બીજી યુનિવર્સિટીઓ કરતાં ઘણી પાછળ છે. નહિ તો ભાઉ દાજી, ભાંડારકર, ભગવાનલાલ ઈંદ્રજી જેવાની પરંપરા આગળ ચલાવનારા થોડાક માણસો તો આજે આપણા પ્રાન્તમાં જરૂર તૈયાર થયા હોત. ગુજરાત વિદ્યાપીઠે એ બાબતમાં આગળ પગલું ભરવાનો વિચાર કર્યો અને પુરાતત્ત્વ મંદિરની યોજના ઘડવા માટે એક સમિતિ નીમી. 'બધા રસ્તાઓ રાજધાની રોમ તરફ જવા જોઈએ' એ અંગ્રેજી કહેવત પ્રમાણે બધી વિદ્યાઓ મુક્તિ તરફ લઈ જનારી હોવી જોઈએ એ વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર હતો. કાકાસાહેબે તો આ મંત્રની સાધના જ અત્યાર સુધી વિશેષ ભાવે કરી હતી. તેથી આપણાં પ્રાચીન ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિનો વર્તમાન સાથે કેમ મેળ બેસાડી શકાય તેનો પણ વિચાર આ સમિતિએ કરવાનો હતો. તેમાં તેને કાકાની ખૂબ મદદ મળી. વિદ્યાપીઠનો આર્યવિદ્યામંદિરનો અભ્યાસક્રમ એ વસ્તુનો નક્કર પુરાવો કહી શકાય.

વિદ્યાપીઠનું શિક્ષણકાર્ય તો બરાબર શરૂ થયું અને ચાલ્યું. પણ તેના સંચાલકોમાં એકરાગ રહ્યો નહિ તેથી; તેનું કામ બરાબર પગભર થયું છે, હવે આશ્રમની શાળાનું કામ છોડીને વિદ્યાપીઠમાં રહેવાની જરૂર નથી તેથી; અથવા આશ્રમના શિક્ષકોને જે જાતની કેળવણી દેશહિત માટે ઉત્તમ છે એમ લાગતું હતું તે વિદ્યાપીઠમાં પૂરેપૂરી દાખલ કરવાને અવકાશ મળશે નહિ એમ લાગવાથી; અથવા બધાં જ કારણોને લીધે કાકાસાહેબ, કિશોરલાલભાઈ, નરહરિભાઈ વગેરે વિદ્યાપીઠના કામમાંથી ફારેગ થઈને પાછા આશ્રમની શાળાના પોતાના કામમાં ગયા.

પણ કાકાસાહેબનો વિદ્યાપીઠ તેમ જ તેના વિદ્યાર્થીઓ સાથેનો સંબંધ ચાલુ રહ્યો. વિદ્યાપીઠની નિયામક સભામાં તેમ જ પુરાતત્ત્વ મન્દિર વગેરે તેની વિવિધ વિદ્યાઓને અંગેની સમિતિઓમાં તો તેઓ હતા જ. તે ઉપરાંત અનેક વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકો તેમને વારંવાર મળતા ને તેમની પાસેથી

સલાહસૂચન, દોરવણી કે પ્રેરણા મેળવવા. વિદ્યાર્થીઓ સાથેનો કાકાસાહેબનો સંબંધ ઉત્તરોત્તર ખૂબ વધતો ગયો. ગુજરાતભરના વિદ્યાર્થીઓના તેઓ મિત્ર, શિક્ષક ને સલાહકાર બન્યા, એ તેમના બહોળા પત્રવ્યવહાર પરથી જોઈ શકાય છે. એ પત્રવહેવારમાં જીવન અંગેના જાત જાતના પ્રશ્નોની બહુ જ સુંદર રીતે છણાવટ કરેલી જોવા મળી શકશે. વ્યક્તિગત વાતચીત ને પત્રવહેવાર એ બે દ્વારા ગુજરાતના સંખ્યાબંધ યુવાનો પર કાકાસાહેબે ભારે અસર ઉપજાવી છે. તેમનાં પુસ્તકો તો જાહેર વસ્તુ છે જ.

### 'નવજીવન'ના તંત્રીપદે

૧૯૨૨માં ગાંધીજીને છ વરસની સજા થઈ. 'નવજીવન'ના વ્યવસ્થાપક સ્વામી આનંદ તે પછી તંત્રી બન્યા તેમને પણ સરકારે થોડા જ વખતમાં ઝડપી લીધા. એટલે 'નવજીવન' ચલાવવાના કાર્યનો ભાર કાકાસાહેબને માથે આવ્યો. 'નવજીવન'ના તંત્રી તરીકે તો તેમનું નામ આપણને જોવા મળતું નથી, પણ ૧૯૨૨ના ૪થી જૂનને રોજ તેમનો પ્રથમ અગ્રલેખ 'નવજીવન'માં પ્રસિદ્ધ થયો ત્યારથી ૧૯૨૩ના ફેબ્રુઆરીની આખરે તેમના પર હિન્દના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ (અ) હેઠળ રાજદ્રોહનો આરોપ મુકાયો ને તેમને ૧ વરસની સખ્ત કેદની સજા થવાથી તેઓ જેલ ગયા ત્યાં સુધી તેમણે 'નવજીવન'મા સાપ્તાહિક લેખોનો જાણે એક મોટો ધોધ જ વહેવડાવી દીધો. ધાર્મિક પર્વો કે જયંતીઓથી માંડીને પ્રચલિત રાજકીય કે સામાજિક પ્રશ્નોને ચર્ચનારું તેમનું આ કાળનું લખાણ તેમના સાહિત્યમાં સૌથી વધારે ઓજસવાળું હોવાની સાથે એટલું જ વિપુલ છે. તેમના બધા સંગ્રહોના પાયા રૂપ આ લખાણ 'કાલેલકરના લેખો'માં મોટા કદનાં લગભગ આઠસો પાનાંના એક દળદાર ગ્રંથમાં આપણને એકત્ર જોવા મળે છે સ્વતંત્રતા ને દેશના પ્રેમથી ઝળહળતા કાલેલકરની ઓળખ ગુજરાતને આ લખાણ દ્વારા જ થઈ અને તે ઓળખ આબાલવૃદ્ધ ગુજરાત કદી ભૂલ્યું નથી.

આ વખતના જેલવાસ દરમ્યાન કાકાસાહેબે 'ઓતરાતી દીવાલો' નામનું એક નાનકડું પુસ્તક લખ્યું. તેમાંથી તેમનો સાત્ત્વિક કુદરત-પ્રેમ અને નિરાગસ વૃત્તિ આપણને જોવા મળે છે. આ પુસ્તક વાંચીને ગાંધીજીએ પ્રસન્નતા અનુભવી. આ પુસ્તક કિશોર કુમાર અવસ્થાના વિદ્યાર્થીઓને ગુજરાતભરમાં સાહિત્યનો પ્રથમ પરિચય કરાવી રહ્યું છે.

જેલમાંથી છૂટીને આવ્યા બાદ બોરસદ મુકામે ભરાયેલી ગુજરાત રાજકીય પરિષદના અધ્યક્ષપદે કાકાસાહેબની વરણી કરીને ગુજરાતે કાકાસાહેબ પ્રત્યેની પોતાની કદરદાની વ્યક્ત કરી. આશ્રમની શાળાનું નવસંસ્કરણ કરવાનું કામ પણ કાકાસાહેબે શરૂ કર્યું હતું. એટલામાં તેમના શરીરમાં ક્ષયરોગનાં ચિહ્નો દેખા દીધી. તેથી તબિયત સુધારવા માટે તેઓ હજીરા, બોરડી, સિંહગઢ, પવત, ચિંચવડ, નાંદી ટેકરીઓ વગેરે ઠેકાણે આરામ માટે રહેવા ગયા. અમદાવાદ આવીને ડૉ. તળવળકરની દવા કરી પૂર્ણ રોગમુક્ત થયા ને થોડોક વખત આશ્રમમાં ગાળ્યો. અને પછી ફરી ગાંધીજી સાથે દક્ષિણ હિન્દ અને લંકાની મુસાફરી કરી આવ્યા. લાંબા વખત સુધી માંદગી ભોગવનાર માણસ અર્ધો વૈદ બને છે એ ન્યાયે કાકાસાહેબ ક્ષયરોગના એક ચિકિત્સક બની ગયા. તેમણે આપેલી સલાહ સૂચના અનુસાર આહાર વિહારના નિયમોનું પાલન કરીને ક્ષયનાભોગ બનેલા તેમના કેટલાક મિત્રો એ રાજરોગના સકંજામાંથી મુક્ત પણ થયા છે. કાકાસાહેબ લગભગ ૧૯૨૭ના અંત ભાગમાં સાજાતાજા થઈને આશ્રમમાં પાછા આવ્યા.

—ચાલુ ]

પાંડુરંગ દેશપાંડે

પહેલેથી સાવધ રહો. જે જાગ્રત નથી તે પાછળથી પસ્તાશે.

*

જાગ્રત અને પ્રત્યુત્પન્નમતિવાળા માણસને કશું અસાધ્ય નથી.

*

જેમ એક હાથીનો ઉપયોગ બીજા હાથીને પકડવામાં કરવામાં આવે છે, તેમ એક કામમાંથી મળેલો અનુભવ બીજું કામ પાર ઉતારવામાં વાપરવો જોઈએ. —કૉન્ફ્યુશિયસ

# નવું વાચન

**સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યો:** સંપા૦ અ૦ ભોગીલાલ જ. સાંડેસરા, પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ. ૨૦૮, કિં. સભ્યો માટે એક રૂપિયો, બીજા માટે બે રૂપિયા.

ગુજરાત વિદ્યાસભાએ ગુજરાતી સાહિત્યના જીર્ણોદ્ધારનું જે કાર્ય હાથ ધર્યું છે તેમાં આ વખતે વિવિધ વિષયો અને વિવિધ રચનાશૈલીનું પ્રતિનિધિત્વ રજૂ કરતાં સત્તરમા શતકનાં આઠ કાવ્યોનો આ સંગ્રહ સંપાદિત કરીને રજૂ કર્યો છે. એ કાવ્યો નીચે પ્રમાણે છેઃ-

(૧) રામભક્તકૃત 'કપિલમુનિનું આખ્યાન' (સં. ૧૬૬૦ આસપાસ), શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધને આધારે રચાયું છે. (૨) ફૂઢકૃત 'પાંડવવિષ્ટિ' (સં. ૧૬૭૭), ફૂઢના આ એક જ કાવ્યમાંથી પણ એની શક્તિઓનો સારો એવો પરિચય મળી રહે છે. (૩) ગોવિન્દકૃત 'મામેરું' (સં. ૧૬૮૦ આસપાસ) (૪) નરહરિકૃત 'હરિલીલામૃત' (સંભવતઃ સં. ૧૬૭૨ પહેલાં), નરહરિ એ અખા અને ગોપાળનો વયોવૃદ્ધ સમકાલીન હતો અને મધ્યકાલીન સાહિત્યના જ્ઞાની કવિઓ પૈકીનો એક છે. આ કાવ્યમાં જે બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનીનાં લક્ષણોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે, તે વાંચતાં આપણને અખાનું સ્મરણ થઈ આવે છે. (૫) વિશ્વનાથ જાનીકૃત 'પ્રેમપચીસી' (સં. ૧૭૦૮ આસપાસ), આ કાવ્ય વિવિધ દેશીઓમાં રચાયેલું હોઈ સારું ઢાળ વૈવિધ્ય રજૂ કરે છે. (૬) અજ્ઞાત કવિકૃત 'માધવાનલ કથા' (સં. ૧૭૨૭ પૂર્વે), જનપ્રસિદ્ધ કથાનક પરત્વે શામળ પૂર્વે લખાયેલી એક લોકવાર્તા તરીકે આ કૃતિનું મહત્ત્વ ગણી શકાય. (૭) વૈકુંઠદાસકૃત 'રાસલીલા' (સં. ૧૭૪૪ પૂર્વે), આ કાવ્યમાં શ્રીમદ્ ભાગવતના રાસપંચાધ્યાયીને આધારે શરદ પૂનમની રાત્રિની રાસલીલા કવિએ વર્ણવી છે. (૮) કેસર વિમલકૃત 'સૂક્તમાલા' (સં. ૧૭૫૪), જૈન કવિ કેસરવિમલનું આ કાવ્ય વિષય અને પ્રકાર બન્ને દૃષ્ટિએ આકર્ષક તેમ જ મહત્ત્વનું છે. વળી આપણા સાહિત્યના અભ્યાસીઓમાં હજી લગભગ અજાણ્યું જ હોઈ એને આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે.

આમ બધાં કાવ્યો તપાસતાં જણાશે કે, આ સંગ્રહ પ્રેમાનંદ પૂર્વે લગભગ અર્ધી સદી દરમ્યાન રચાયેલી તથા પ્રેમાનંદની સમસામયિક એવી કૃતિઓ રજૂ કરે છે. આ સંગ્રહમાં મુખ્યત્વે અપ્રસિદ્ધ ટૂંકાં કાવ્યો લેવાનો સામાન્ય નિયમ રાખ્યો છે, તેથી એમાં પ્રેમાનંદના સુપ્રસિદ્ધ પુરોગામીઓ અથવા પ્રેમાનંદના વયોવૃદ્ધ સમકાલીન તત્ત્વજ્ઞાની કવિ અખાનાં કાવ્યોનો સમાવેશ કર્યો નથી.

શ્રી સાંડેસરાએ ઉપોદ્ઘાતમાં આ કાવ્યો વિષે સંક્ષેપમાં યોગ્ય એટલી સર્વ માહિતી આપી છે.

**મેઘબિંદુ:** લે૦ શ્રી ધૂમકેતુ; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ; પૃ૦ ૨૨૪; કિં. ૩-૮-૦.

શ્રી ધૂમકેતુનો આ 'ઐતિહાસિક કાલ્પનિક કથનિકા'નો સંગ્રહ આવકાર્ય છે. એમાં શ્રી ધૂમકેતુએ ભગવાન બુદ્ધની, શીખ ધર્મની ધર્મકથાઓ તેમ જ અન્ય ઐતિહાસિક પ્રસંગોમાંથી કથાવસ્તુ લઈ એને પોતાની કલ્પનાના રંગથી રંગીને આ કથનિકા લખી છે. શ્રી ધૂમકેતુનું સ્થાન નવલિકાકાર તરીકે અગ્રગણ્ય છે. આ કથનિકા પણ ટૂંકી નવલિકા જેવી જ છે. તેથી એમની એ શક્તિ એમાં પણ દૃષ્ટિએ પડ્યા વિના રહેતી નથી. એમાંની ઘણીખરી વાર્તાઓનો ઉઠાવ અત્યંત આકર્ષક છે. કેટલીક કથનિકામાં (Suspense) સસંદેહનું તત્ત્વ શ્રી ધૂમકેતુએ એટલી સફળતાથી મૂક્યું છે કે, આખી કથાનિકા વાંચીએ ત્યારે જ નિરાંત વળે. 'શાંતિની જન્મભૂમિ' 'જનકસભા' ઇત્યાદિ કથનિકા આ પ્રકારની છે. વળી 'શાંતિની જન્મભૂમિ,' 'મૃત્યુનું રહસ્ય,' 'રૂપરૂપને અરૂપા' 'કીર્તિની ખાખ!' જેવી કથનિકા તો લેખકની વાર્તાકાર તરીકેની પ્રતિભાને ઉજ્જ્વળ કરે છે અને ગુરુદેવ રવીન્દ્રનાથની 'ક્થા ઓ કાહિની'નું પ્રતિબિંબ ઝીલતી હોય એમ લાગ્યા વિના રહેતું નથી. એકંદરે આ સંગ્રહ સુન્દર છે; અને રાત્રિના શાંત વાતાવરણમાં બધું કામકાજ પૂરું કર્યા પછી આખું કુટુંબ આ કથનિકામાંથી નિર્દોષ આનંદ લૂંટી શકે એવો ઉત્તમ છે.

**વાતાયન:** લે૦ શ્રી ધૂમકેતુ; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; પૃ૦ ૨૦૨; કિં. ૨-૮-૦.

શ્રી ધૂમકેતુનો 'સર્જન ચિંતન' અને 'જીવનચક્ર' પછીનો આ ત્રીજો સંગ્રહ છે. આ સંગ્રહમાં પિસ્તાળીસ લખાણો અને નિબંધોનો સમાવેશ કરવામાં આવ્યો છે. શ્રી ધૂમકેતુ પોતાના અર્થવાહી અને સૂત્રાત્મક વાક્યોથી કેટલીક ગહન વાતો પણ સંક્ષેપમાં કહી શકે છે. 'શાસ્ત્રીયતા: સરસતા', 'જીવનસંગ્રામ: જીવનસંગીત', 'બુદ્ધિ વિરુદ્ધ ભાવના' જેવા ટૂંકા નિબંધો આપણને બેકન-શૈલીનું સ્મરણ કરાવે એવા છે. સાથે સાથે આ વાતનો પણ ઉલ્લેખ કરવો ઉચિત છે; કેટલાક વિષયો એવા હોય છે કે જે વિસ્તૃત ચર્ચા માગી લે છે. એવા વિષયને શ્રી

ધૂમકેતુ એકાદ બે પાનાની મર્યાદામા સમેટી લેવા મથે છે એ સમયે આપણને જોઈએ તેટલો સંતોષ થતો નથી ઘણી વાર એમ પણ લાગે છે કે, હજી ખરી વાતની શરૂઆત થાય છે ત્યા તો નિબંધનો અંત આવે છે 'કલાકારની નિષ્ક્રિયતા', 'જુવાની ટકાવી રાખવી હોય તો', 'ધર્મ —એક અચિંત્ય શક્તિ' એ લખાણોમા આ વાતની પ્રતીતિ થાય છે જોકે એમા શ્રી ધૂમકેતુની શૈલીની લાક્ષણિકતા દષ્ટિએ પડ્યા વિના રહેતી નથી 'ટૂંકી વાર્તા,' 'કવિતા' 'ગુજરાતનો વીરકવિ નર્મદ, 'ઝરૂખો' જેવા નિબંધો મનનીય છે

રજકણ લે૦ શ્રી ધૂમકેતુ પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ પૃ૦ ૨૧૬, કિં ૩–૦–૦

'રજકણ'ની આ ત્રીજી આવૃત્તિ બહાર પડે છે ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામા શ્રી ધૂમકેતુ લખે છે 'લગ્ન પ્રસંગે અને પ્રાસંગિક ભેટોમા આ પુસ્તકનો ઉઠાવ થાય છે' આમ આ પુસ્તકને આકર્ષક એવા બાહ્ય રંગોમા રચવામા આવ્યુ છે તેથી જેમ કોઈ સુન્દર નારીને બહુ આભૂષણો પહેરાવવાથી એની સુન્દરતા ઢાંકી નાખવામા આવે છે, તેમ શ્રી ધૂમકેતુના 'રજકણ'મા વ્યક્ત થતા વિચારો મનનીય તેમ જ સુન્દર છે કેટલાક તો અતિસુન્દર છે, એ વિચારોની આસપાસ વિચારોને સુસંગત નહી એવા સુશોભન ચિત્રો જોઈને આંખને એ ખૂંચે છે શ્રી ધૂમકેતુ પહેલા પૃષ્ઠ પર લખે છે —

'ન રૂપ કે રંગ સુગંધ આમા'

તો પછી આ બાહ્યરૂપ એ માયા—ખોટુ છે ને ખરુ દેખાય છે—એવુ કંઈક છે ખરુ ?

આવા સુંદર વિચારોને આમ જ પ્રગટ કર્યા હોત તો તે વિચારોના ભાવોમાથી વાચકના મન પટ પર ઊઠતા કલ્પના ચિત્રો જ વિચારોને વધારે પોષક બનત

શ્રી ધૂમકેતુમા સૂત્રાત્મક અને અર્થવાહી વાક્યો લખવાની શક્તિ અજબ છે એમની સરળ નવલિકાઓમા વેરાયેલા વિચારો પરથી જ એમની એ શક્તિનો સહેજે ખ્યાલ આવે છે 'રજકણ'મા તો એવા વિચારોનો જ સંગ્રહ છે, તેથી એ વધુ ગમી જાય એમ છે ઉદાહરણાર્થે આપણે એકાદ બે લઈએ 'મર્દાનગી શરીરમા નથી રહેતી, હૈયામા રહે છે' 'સુન્દરતા જોવાની ઘેલછાએ મનુષ્યને અસુન્દર જોતા શિખવાડ્યુ છે દુનિયામા જે ચીલા ઉપર ચાલે છે, તે ચીલા બહાર ચાલતો નથી' આવા આવા ચારસો ઉપરાંત વિચારો એમા વેરાયેલા છે વળી શ્રી ધૂમકેતુની શૈલી પણ પ્રાસાદિક હોવાને લીધે એ વિચારોને સારો ઉઠાવ મળે છે

સુ૦

રાષ્ટ્રભાષાનો સવાલ લેખક પં૦ જવાહરલાલ નેહરુ મૂળ અંગ્રેજી પરથી પ્ર૦ નવજીવન કાર્યાલય અમદાવાદ કિં ૦ ૭–૦, પા૦ ૪૮+૮

આ ચોપડી ખરે વખતે બહાર પાડવા માટે પ્રકાશક સંસ્થાને ધન્યવાદ ઘટે છે રાષ્ટ્રભાષાનો સવાલ મૂળે જોતા આપણા દેશના સાચા વિકાસ અને ભાવી સંસ્કૃતિ તથા પ્રગતિને લગતો સવાલ છે કમનસીબની વાત એ છે કે તેને કેટલીય બધી નાહકની ખેંચાખેંચી અને વાદાવાદીનો આપણે બનાવી મૂકીએ છીએ. પરંતુ 'નાહકની' પણ કેમ માનીએ ? આપણા પ્રજાકીય આત્મામા રહેલી કોઈની કોઈ વાતો જ એને પ્રેરે છે એમા શંકા નથી ગુલામીનું સૈકા જૂનુ ભારણ પ્રજા પરથી હઠતાની સાથે તેમા ઊંડે જે કાંઈ રહેલુ હશે તે તરી આવે છે, જે એક રીતે સારુ જ છે, કેમ કે તેથી આપણે આત્મશુદ્ધિ કરી શકીશું પણ તેને માટે ગંભીર વિવેક-વિચાર જોઈએ. પંડિતજીની આ ચોપડી એ વસ્તુ પૂરી પાડે છે

ચોપડીમા બે નિબંધો આપ્યા છે એ ૧૯૩૭મા લખેલો, જે મુખ્ય છે, બીજો હમણા ૧૯૪૯મા લખેલો, જે પુરવણીરૂપે છે ૧૯૩૭મા પહેલપ્રથમ સ્વતંત્ર પ્રધાનમંડળો રચાયા, ત્યારે રાષ્ટ્રની પુનર્ઘટના માટેનો એ સવાલ તરત ઉપર આવ્યો, તેને ઉદ્દેશીને પંડિતજીએ તે સાલમા પોતાના વિચારો રજૂ કર્યા પછીનો દશકો પાછો લડતમા વીતો ને બાદ એ જ પ્રશ્ન પાછો મૂળે એ જ છતા રૂપે જુદો છે એવો ભ્રમ ઊભો કરે એમ ઊઠ્યો ત્યારે પંડિતજીએ ફરી તે વિષે લખ્યુ એ બંનેમા જે એકાંગ દૃષ્ટિ છે તે વિષે પ્રકાશક પોતાના નિવેદનમા લખે છે કે,

> પંડિતજીએ પોતાનો નિબંધ પ્રથમ લખ્યો તે પછીના બાર વર્ષના ગાળામા આપણા દેશમા અનેક પરિવર્તનો થયા છતા એ દરમિયાન આ મહત્ત્વના સવાલ પર તેમના વિચારોમા ઝાઝુ પરિવર્તન થયુ નથી એનો અર્થ એ કે રાષ્ટ્રના ઘડતરના આ મહત્ત્વના સવાલને અંગે પહેલેથી જ પંડિતજી વ્યાપક તેમ જ કોઈ પણ પ્રકારના રાગદ્વેષ વિનાની દૃષ્ટિ રાખીને વિચાર કરતા આવ્યા છે'

પંડિતજીનો બીજો નિબંધ જોવા માટે ગાંધીજી પૃથ્વી પર રહી શક્યા નથી પણ પહેલો લેખ જોઈને તેમણે તેનો સાર 'હરિજન પત્રોમા પ્રસિદ્ધ કરેલો અને તેની પ્રસ્તાવના લખેલી તે આ ચોપડીમા સંઘરી છે જે નીચે મુજબ છે —

> ભાષાના પ્રશ્ન ઉપરનો જવાહરલાલ નેહરુનો નિબંધ હું ખૂબ કાળજીપૂર્વક વાંચી ગયો છુ હમણા હમણા એ પ્રશ્ને કમનસીબે વાદાવાદનુ રૂપ લીધુ છે

, પરંતુ ખરું જોતાં એને આવું બેહૂદું રૂપ આપવાનું કશું સંગીન કારણ નથી. એ ગમે તેમ હો, આખા પ્રશ્નનું રાષ્ટ્રની અને શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ સાચું સ્પષ્ટીકરણ કરવામાં જવાહરલાલનો નિબંધ કીમતી થઈ પડશે. તેમની રચનાત્મક સૂચનાઓનો લાગતાવળગતાઓ બહોળા પાયા ઉપર સ્વીકાર કરશે તો કોમી સ્વરૂપ પામેલા આ ઝઘડાનો અંત આવી જશે. એ સૂચનાઓ વિગતવાર અને ઘણી ડહાપણભરેલી છે, અને એકંદરે તેનું સમર્થન કરવામાં મને લગારે સંકોચ થતો નથી."

(ઑગસ્ટ ૩, ૧૯૩૭)

રાષ્ટ્રભાષાનો સવાલ સાંસ્કૃતિક અને શિક્ષણી છે. તેને કોમી કરી દેવામાં આવ્યો છે, અને તે ૧૯૩૭થી તો સ્પષ્ટ બતાવી શકાય છે, એમાં શંકા નથી. અને એમ કોમી કરવાની સાથે તેનું સાચું સાંસ્કૃતિક મૂલ્ય પણ કમી થઈ જાય છે —ઊડી જાય છે, એ પણ સમજાતું નથી એ ભારે દુઃખની વાત છે. આ કોમવાદી નજર જ્યારે ગાંધીજીએ હિંદી સાહિત્ય સંમેલનની નીતિમાં જોઈ ત્યારે તે દુઃખી થયા અને હિંદુસ્તાની પ્રચાર સભા સ્થાપી. પાકિસ્તાન થઈ જતાં આ કોમવાદની નજરમાં સુધારો થવો જોઈતો હતો, તેને બદલે તે ઊલટી વધારે બગડી! થોડા જ વખત પર પંડિતજીએ દિલ્હીમાં 'સેન્ટ્રલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ એજ્યુકેશન'નો પાયો નાખતાં કહ્યું,

"મને તો ભારે અજાયબી થાય છે કે, હજી ગાંધીજીનું નામ લેનારા ને તે પોકાર્યા કરનારા લોકો એવું કામ કરે છે કે જે એમણે આખી જિંદગી જે ખાતે અર્પણ કરેલી તેની જ સામે તદ્દન જાય છે. જો આપણને કોઈને આ બાબતમાં ખૂબ લાગતું હોય તો આ જે વિરોધ થાય છે તેની સામે થવું જોઈએ, એ ઉઘાડું છે."

અને પંડિતજી એને માટે કટિબદ્ધ થયા છે. ગાંધીજીની રાષ્ટ્રભાષા વિષેની દૃષ્ટિ અને નીતિમાં હિંદના ભાવી વિષે શું રહસ્ય રહેલું છે, તે તેમના વારસ ખરેખર પામી ગયા છે. આ તેમની પુસ્તિકા દરેકે તે રહસ્ય સમજવા માટે જોવી જોઈએ.

૨૦-૫-'૪૯ મ૦

# માસિક વિવેચન

**વીસમી સદીનું નવું રાજકારણ**

માનવ દુનિયાનો રાજકારણી એકમ સ્વતંત્ર રાષ્ટ્ર બન્યો છે. એટલે દુનિયાનું દરેક રાષ્ટ્ર સ્વતંત્ર હોય એ હવે સ્વાભાવિક મનાય છે. તેથી જ સામ્રાજ્યવાદ આજે નિંદ્ય થઈ ચૂક્યો છે. ગયાં બે યુદ્ધોમાંથી જો નક્કર કમાણી થઈ હોય તો આ મહત્ત્વનો દૃષ્ટિભેદ થયો છે તે છે.

બીજો એક મોટો ફેરફાર, યુદ્ધ નિંદ્ય અને નિષિદ્ધ લાગે છે, એ થયો છે. એને એક દારુણ આફત માની સદંતર ત્યાજ્ય ગણવામાં આવે છે.

આથી આ ધ્યેયોને પહોંચી વળવાના ઉદ્દેશથી રાષ્ટ્રો પોતાના સંઘ રચે, એ એમાંથી આપોઆપ આવી રહે છે. ગયા સૈકા સુધી રાજ્યો પોતાનાં મંડળ કોઈ શત્રુ-મંડળ સામે તૈયાર રહેવાને માટે રચતાં. એ ઉદ્દેશ સાફ જાહેર કરવામાં શરમ નહોતી ગણાતી. આજે એ વસ્તુ શરમજનક ઠરી છે.

જગતના રાજકારણની અંદર આ જાતના ફેરફારની પ્રક્રિયાનો નમૂનો જોવો હોય, તો બ્રિટિશ સામ્રાજ્યનો દાખલો ઉત્તમ ગણાય. એક વેપારશાહીથી તેની શરૂઆત થઈ. તેમાંથી બ્રિટિશ સામ્રાજ્ય બન્યું. તે મટીને 'બ્રિટિશ કૉમનવેલ્થ' બન્યું. એટલે કે, તેના સામ્રાજ્યમાં સમાયેલા રાષ્ટ્રો તેના તાબેદાર મુલકો નથી, પણ ભાગિયારા સાથીઓ છે, એમ બન્યું. છેવટે હવે તેનું 'બ્રિટિશ' વિશેષણ પણ રદ થાય છે, અને તેના સાત રાષ્ટ્રોનું એક 'કૉમનવેલ્થ' બને છે.

હિંદુસ્તાને આ કૉમનવેલ્થમાં ચાલુ રહેવાનો ઠરાવ કર્યો છે. આથી, "ગ્રેટ બ્રિટન, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલૅન્ડ, દક્ષિણ આફ્રિકા, હિંદુસ્તાન, પાકિસ્તાન અને સિલોન જાહેર કરે છે કે, તેઓ રાષ્ટ્રોના આ 'કૉમનવેલ્થ'ના સ્વતંત્ર અને સમાન સભ્યો તરીકે જોડાયેલાં રહે છે; અને શાંતિ, સ્વતંત્રતા તેમ જ પ્રગતિની સિદ્ધિ માટે એકબીજા સાથે છૂટથી સહયોગ કરતાં રહેશે." આ રાજકારણને જો નામ આપવું હોય તો તે શાંતિ અને યુદ્ધનિષેધનું રાજકારણ છે. તેનો પાયો સર્વરાષ્ટ્રસમભાવમાં રહેલો છે. વીસમી સદીનું રાજકારણ આ રીતે એક ડગલું આગળ વધ્યું છે.

**'કૉમનવેલ્થ'નો ઠરાવ**

હિંદના કૉમનવેલ્થમાં રહેવાના ઠરાવને કૉંગ્રેસે તથા બંધારણસભાએ લગભગ સર્વાનુમતે બહાલી આપી છે, તે આનંદની વાત છે. એ બતાવે છે કે, ગાંધીજીએ આ દેશને છેલ્લી આખી પેઢીભર અહિંસા અને સત્ય દ્વારા જે રાજદ્વારી શિક્ષણ આપ્યું, તેનો પ્રભાવ જનતાના હૃદય પર કાયમ છે. બલ્કે, ખરું જોતાં ૧૯૪૭માં સ્વાતંત્ર્ય-જન્મને દિવસે દિલ્હીમાં લોકોએ 'માઉન્ટ-બૅટનકી જય' પોકારી જે દશ્યો દેખાડયાં, તે પરથી જ આ તો જણાયું હતું. પેઢી દર પેઢી આપણે ત્યાં અંગ્રેજોનો વિરોધ કેળવાતો આવ્યો, છતાં તે ક્યાંય ઊડી ગયો અને હિંદુ મુસલમાન ને શીખોની કાપાકાપી થઈ, પણ અંગ્રેજને કોઈએ ન માર્યો. એ વસ્તુ જ શું બતાવે છે?

સમાજવાદી, સામ્યવાદી અને હિંદુ મહાસભા પક્ષે આ વાતનો વિરોધ કર્યો છે! આ ત્રણમાં બીજું તો કયું સામ્ય કે સાથીપણું છે? છતાં આ એક બાબતમાં તેઓ સાથે છે, એ ભારે સૂચક વાત છે. બાકી, રાષ્ટ્રની આઝાદીનો ઇતિહાસ જોતાં, આ ઠરાવ સમજાય એવો સ્વાભાવિક અને ઇતિહાસ-શુદ્ધ લાગે છે.

હિંદ અને બ્રિટનને ઈશ્વરે ભેગાં કર્યાં છે ત્યાંથી આપણા રાજકારણનો પ્રારંભ થયો. બ્રિટનની દાનત ખોરી જોઈ; તેની ઈમાનદારી પર વિશ્વાસ ન બેઠો; એમાંથી જહાલ પક્ષ જાગ્યો. પહેલાના પ્રતિનિધિને ગોખલે ગણીએ તો બીજાના લોકમાન્ય હતા. એકની સૌમ્ય સમજ અને મીઠો વિરોધ, અને બીજાનું ઉગ્ર તેજ અને સ્વધર્મનિષ્ઠા — બંનેના એકત્રિત વારસ એવા ગાંધીજીએ ૧૯૧૭થી આ બંનેનો સમન્વય શરૂ કર્યો. કદી એમણે અંગ્રેજ પ્રજાની ઇતરાજી ન રાખી. બલ્કે, તે પ્રજાના ગુણોનો આશક છું, એમ કહ્યું. છતાં હિંદ-સ્વરાજનિષ્ઠામાં કોઈ નેય આંટે એવું તેજ પ્રગટ કર્યું. છેવટે 'હિંદ છોડો' સૂત્ર પોકારતી વેળા પણ ચોખવટ આપી કે, એનો અર્થ બ્રિટિશ પ્રજા સાથે મિત્રસંબંધ પણ છોડો એવો નથી જ. હિંદ બ્રિટનનું 'ડુમિનિયન' કે સંસ્થાન નથી, તે એક સ્વતંત્ર રાષ્ટ્ર છે; અને એ પ્રકારની એની કદર થવી જોઈએ, એમ આપણે ચાહીએ છીએ.

આવા પ્રયત્નનું પરિણામ જે આવી શકે તે જ આવ્યું, એમાં ગાંધીજીની નીતિનો ભારે વિજય છે.

કેટલાક કહે છે, બ્રિટન વગેરે જોડે આપણે શું કામ રહેવું? રહેવાનો અર્થ જો ગુલામી કે તાબેદારી કે ઓશિયાળી હોય, તો ન જ રહેવું. બાકી તો દુનિયામાં રાષ્ટ્રો માટે આત્યંતિક સ્વાતંત્ર્ય જેવી વસ્તુ નાબૂદ થઈ છે; રાષ્ટ્રોનો સ્વતંત્ર સ્વેચ્છાપૂર્વક પરસ્પરભાવ અને અન્યોન્યાશ્રય એ જ શક્ય છે અને સારું પણ છે. મિત્રાચારી અને ભાઈચારાના નાતાથી રાષ્ટ્રો જો પોતાના સંઘો રચી 'યુનો'ના સિદ્ધાંતોને પુષ્ટ કરે, તો એમાં દોષ નથી. એ રીતે જ મનુષ્યો કામ કરી શકે છે.

એ પણ યાદ રાખવાનું છે કે, આ સાતમાંથી પાંચ રાષ્ટ્રોને તો ભૂગોળે સાથે સાથે જોડેલાં છે; અને બ્રિટન જોડે ઇતિહાસે જોડયા છે. ઉપરાંત, જે લોકશાહીને આપણે ચાહીએ છીએ, તે પણ આપણે બ્રિટનના સંબંધમાંથી શીખ્યાં છીએ. આ લોકશાહીના અજ્ઞાત વિરોધથી તો આ ઠરાવનો સામનો કરનારા નથી કરતા? — એ એમણે પોતાના અંતરમાં તપાસવું જોઈએ. કેમ કે માર્ક્સવાદ અને આજકાલ જોવા મળતો હિંદુવાદ લોકશાહીનું તત્ત્વ નથી માનતો. તે બંને વાદોમાં કેટલીક મજહબ-શાહી અને 'બૂત-પરસ્તી' જોવા મળે છે. પણ એ વળી બીજી વાત થઈ.

કૉમનવેલ્થમાં ચાલુ રહેવાના ઠરાવથી હિંદે કશું ખોયું નથી, બલ્કે શાંતિના માર્ગમાં એક ડગ આગળ વધ્યું છે; અને જે સ્વતંત્રતા મેળવી છે તેને કશી આંચ આવવા દીધી નથી, બલ્કે તેને વધારે સાબૂત ને સલામત કરી છે.

૨૨-૫-'૪૯

**શ્રી સયાજીરાવ યુનિવર્સિટી**

આ પત્રમાં વડોદરા યુનિવર્સિટીના નામ બાબતમાં કરેલી સૂચના મંજૂર થઈ અને વડોદરામાં નવી વસાહતી યુનિવર્સિટી રચાઈ છે અને તે હવે પોતાનું કામ શરૂ કરશે, તેથી આનંદ થાય છે. આનું નામ સયાજીરાવ યુનિવર્સિટી પડયું તે માટે શ્રી. પ્રતાપરાવ ગાયકવાડને ખાસ-ધન્યવાદ ઘટે છે.

શ્રી વ્રજેન્દ્રનાથ મિત્ર દીવાન થયા ત્યારથી હાથ પર લેવાયેલું કામ ઢીલમાં પડ્યું હતું. અને છેવટે, ઝપાટાબંધ પલટાતી દેશદશામાં, તે સફળ થશે કે કેમ, એવી જબરી શંકા હતી. પણ વિધિનો ખેલ એવો કે, તેવે જ વખતે તે કામ સફળ થયું અને ગાયકવાડ સરકારનું, રાજ્ય ગુજરાતમાંથી એ છેવટનું કામ કરીને મુંબઈમાં લીન થઈ ગયું!

નવી યુનિવર્સિટીનાં વાઈસચાન્સેલર શ્રી હંસાબહેન મહેતા નિમાયાં છે. એને માટે તેમને ધન્યવાદ ઘટે છે. શ્રી હંસાબહેન વસાહતી યુનિવર્સિટી અને સ્વભાષાનું માધ્યમ, એ બેમાં મક્કમ માન્યતા ધરાવનારાં છે. આશા રાખીએ કે, તે આ બે મુદ્દાને પોતાને સોંપાયેલા નવસર્જનમાં સાંગોપાંગ ઉતારી દેખાડશે. સ્વતંત્રતા આવ્યા પછી યુનિવર્સિટીનું પુનઃસંગઠન એક ભારે દીર્ઘદૃષ્ટિ અને જવાબદારીનું કામ બની ગયું છે. તેમાં જૂની ગતાનુગતિકતા વધારેપડતું વજન પાડી આ નવસર્જનને રૂંધે એવો ભય છે. ગુજરાતની આ નવી યુનિવર્સિટી તે વિષે સાવધાન રહેશે એમ આશા રાખીએ છીએ. એ તો ક્યારે બને કે જો તે સ્વભાષાના માધ્યમને પોતાનું મિશન બનાવે અને શુદ્ધ વિદ્યાભ્યાસનો આદર્શ વિસારે પડવા ન દે. સ્વભાષાના માધ્યમવાળી વસાહતી યુનિવર્સિટીનો પ્રયોગ સફળ કરી દેખાડવાના કામમાં શ્રી હંસાબહેનને આ નવી યુનિવર્સિટીમાં સફળતા મળો.

૨૨-૫-'૪૯

**અમદાવાદમાં યુનિવર્સિટી**

શ્રી સયાજીરાવ યુનિવર્સિટી ગુજરાતની જ એક યુનિવર્સિટી છે. જોકે ખરું જોતાં, યુનિવર્સિટી તો, જિજ્ઞાસુભાવે જે કોઈ ત્યાં આવે, તેને જ્ઞાન આપનારી પરબ ગણાય. પરંતુ તેનું માધ્યમ જોતાં તેને ગુજરાતી યુનિવર્સિટી કહેવું હોય તો કહી શકાય.

'છતાં બીજી 'ગુજરાત' યુનિવર્સિટી હવે જોઈએ ?— આ સવાલ પુછાય છે. અને તેનું એક નિમિત્તકારણ તો એ છે કે, મુંબઈ સરકારે પ્રાદેશિક યુનિવર્સિટી રચવાનું કામ ઉપાડ્યું છે; અને આ બાબતમાં અમદાવાદમાં કેટલાકનો મત એવો છે કે, આખા ગુજરાત માટે એક જ યુનિવર્સિટી રચવી અને તે અમદાવાદમાં. આને લઈને અમદાવાદમાં યુનિવર્સિટી રચવાનું હજી ઊભું છે, એમ કેટલાકને લાગ્યા કરે છે.

સયાજીરાવ યુનિવર્સિટીએ આ ભ્રમને પણ એટલે અંશે તો ભાંગ્યો ગણાય કે, ગુજરાત માટે એક જ યુનિવર્સિટી હોવી જોઈએ, એ વિધાન બરોબર નથી. તે ઇચ્છે તો અનેક પણ રચી શકે. પ્રદેશ માટે ફરજિયાત એક જ યુનિવર્સિટી હોય, એ એક દૂષિત હેત્વાભાસ જ છે. બીજા દેશોમાં તો જુદું જ જોવા મળે છે. જેમ કે, હમણાં જ ઇંગ્લંડમાં જૂની નોટિંગહામ કૉલેજના પાયા પર નવી યુનિવર્સિટી રચવામાં આવી. એક દાનવીરે ૧૩૩ લાખ રૂપિયા આપ્યા તેથી એ શક્ય બન્યું. નવી યુનિવર્સિટી પાસે ૧૦૦ એકર જમીન છે; ૨૦૦૦ વિદ્યાર્થી છે, જેમાંના ચોથા ભાગના છાત્રાલયમાં રહી શકે એટલી સવડ છે, તે બધા રહી શકે એવી સવડ કરવામાં આવશે. અને આ યુનિવર્સિટી ઇંગ્લંડની ૧૨મી યુનિવર્સિટી છે. ઉપરાંત સ્કોટલૅન્ડ વેલ્સની ૫ જુદી. મતલબ કે, યુનિવર્સિટીનો આપણો ખ્યાલ સુધરવો જોઈએ.

અમદાવાદ ઇચ્છે તો વડોદરા માફક પોતાની નગર-વિદ્યાપીઠ જરૂર રચી શકે. મુંબઈ વિદ્યાપીઠ આજે જે કામ કરે છે તે લેવાનું એ ન તાકે. મુંબઈ સાથે યુનિવર્સિટી પૂરતો સંબંધ ચાલુ રાખવાની છૂટ ગુજરાતનેહોવી જોઈએ. અને એમાં મુંબઈ ને હવે કશો વધારેપડતો બોજો નથી રહ્યો, એ ભૂલવું ન જોઈએ.

આવી નવી વિદ્યાપીઠો પ્રાદેશિકતાની સંકુચિતતાનો પથરો ગળે બાંધ્યા વગર ચાલવી જોઈએ. તેથી તેમનાં નામ પણ તેમના મથકના નામ પરથી જ રાખવાની રીત યોગ્ય ગણાય છે. એટલે અમદાવાદમાં જો નવી યુનિવર્સિટી કરાય તો તેને અમદાવાદ યુનિવર્સિટી નામ શોભે અને તે યથાર્થ છે.

૨૨-૫-'૪૯

**ઉદ્યોગશિક્ષણમાં ભયસ્થાન**

શાળાઓમાં ઉદ્યોગનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે, એ એક ક્રાંતિકારી પ્રયોગ ગણાય. તેને

આગોપાગ પાર ઉતારી સફળ કરવામા સીધા ને આડકતરા ઘણા લાભો રહેલા છે. શિક્ષણના સુધારમા તો તે કીમતી મદદ આપી શકે તેમા એક ભવસ્થાન જોયુ તે નહિ કલ્પેલુ તો ન ગણાય, છતા ધ્યાનમા રાખવા જેવુ છે

કેટલીક શાળાઓમા જતા જોયુ કે, ઉદ્યોગને પણ, એક સવાલ-જવાબનો પુસ્તકિયા વિષય એ ન હોય, એવી રીતે ચલાવાતો જોયો એક શિક્ષક બાળકોને રૂની જાતોનો નિબધ લખાવતા હતા પણ એ બાળકોએ કાતવાનુંય શરૂ નહોતુ કર્યું, ને કદાચ કેટલાકે રૂની જાતોનો વિચાર કરવા જેટલી ઝીણવટથી રૂ જોયુ પણ ન હોય એક સીવણ શિક્ષક સચાની સોયની જાતો વિષે લખાવતા હતા, બાળકો સચે બેસ નહોતા ને તેની સોય જોઈ પણ નહોતી પણ સોયના નબરો વિષે લખાણ અપાતુ હતુ

જૂની પુસ્તકિયા ગોખણ અને શિક્ષણની ટેવ ઉદ્યોગની ક્રિયાને આમ મારી ન નાખે એ જોવાવુ જોઈએ. સમજપૂર્વક ઉદ્યોગ કરવો એનો અર્થ ઉપર કહ્યુ તેવો નથી ઉદ્યોગ કરનાર જાતે એ શોધી કે ઊડી શકે, અથવા તેને સારી રીતે કરના શુ કરવુ એ બધુ જરૂર બાળકોને આપીએ પરતુ તેનો અર્થ એની ચોપડી નહિ, કે એના સવાલ-જવાબ રૂપે પરીક્ષા નહિ, એ સાફ થવુ જોઈએ

૨૬-૫-૪૯ મ૦

## સાભાર સ્વીકાર

ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ, તરફથી —

**સોમનાથ :** લે૦ રત્નમણિરાવ ભીમરાવ કિ રૂ ૪ ૦ ૦, **લોમહર્ષિણી :** લે૦ કનૈયાલાલ મુનશી, કિ રૂ ૪-૦-૦, **મારીભાણેજ :** લે ચદુલાલ બગુભાઈ દલાલ, કિ રૂ ૩ ૦ ૦ **એકલવ્ય** લે૦ ધૂમકેતુ કિ રૂ ૦-૧૨ ૦ **ચાલો ગામડામાં** લે૦ સોમાભાઈ ભાવસાર, કિ રૂ ૦-૮-૦, **જ્ઞાનગંગા** સ પ્રા૦ ભાનુપ્રસાદ મ ભટ્ટ સ પા૦ રમણલાલ ના શાહ કિ રૂ ૦-૮ ૦, **જીવનમાંથી જડેલી :** લે૦ લીલાવતી મુનશી કિ ૫ ૦-૦, **સરિતાથી સાગર :** લે૦ શિવશકર પ્રાણશકર શુક્લ, કિ રૂ ૪-૦-૦, **વેવિશાળ :** લે૦ ઝવેરચદ મેઘાણી, કિ રૂ ૩ ૮-૦, **પ્રતિપદા :** લે૦ ગોવિન્દ સ્વામી સ પા૦ સુન્દરમ્, ઉમાશકર જોશી, પ્રબલરામ રાવળ, કિ રૂ ૨-૮-૦, **ચૂંદડી** સ પા૦ ઝવેરચદ મેઘાણી, કિ રૂ ૧-૮-૦, **કિશોર રામાયણ** લે૦ દેસાઈભાઈ નાથાભાઈ પટેલ, કિ રૂ ૧-૪ ૦, **ચાર મોરચાની કેળવણી :** લે૦ હરભાઈ શુક્લ, કિ રૂ ૧-૬-૦, **બાળપોથી.** લે૦ શકરભાઈ સો૦ પટેલ, કિ રૂ ૦ ૪-૦, **બાલ ગ્રન્થિત નબર** ૧ થી ૪ લે૦ સોમાભાઈ શીશાભાઈ પટેલ કિ અનુક્રમે રૂ ૧-૪-૦, ૦-૫ ૦, ૦ ૬ ૦, ૦-૬-૬

યુગાન્તર કાર્યાલય, સુરત, તરફથી —

**ફોરમ :** લહરી ૨ ૪, ૫, ૭, ૮ ૧૧, ૧૨ લે૦ (બધાના) શારદાપ્રસાદ વર્મા કિ અનુક્રમે રૂ ૦-૫ ૦, ૦-૮-૦, ૦ ૬ ૦, ૦ ૮ ૦, ૦-૫ ૦, આપી નથી, ૦ ૫ ૦

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, તરફથી —

**એકનાથી ભાગવત** લે૦ ડો વરજીવનદાસ દામોદરદાસ મર્ચન્ટ, કિ રૂ ૫-૦ ૦, **ખેતીનાં મૂળતત્ત્વો :** ભાગ ચોથો લે૦ માર્તંડ શિવભદ્ર પડ્યા, કિ રૂ ૧-૧૨ ૦, **તુલસીદાસની સાખીઓ** સ પ્રા૦ શાતિલાલ ઠાકર, કિ૦ રૂ ૦-૩ ૦, **એશિયામાં એર :** અનુ૦ અ૦ ગુણવતરાય મ૦ જોષી, કિ રૂ ૦ ૪-૦

सिंघी जैनशास्त्र शिक्षापीठ, भारतीय विद्याभवन, मुबई तरफથી —

शतकत्रयादि सुभाषित सग्रह સ પા૦ પ્રો૦ દામોદર ધર્માનદ કોસબી, કિ૦ રૂ ૧૨-૮-૦, न्यायावतारवार्तिक वृत्ति સ પા૦ દલસુખ માલવણિયા, કિ રૂ ૧૬-૮-૦ ज्ञानपञ्चमी कथा સ પા૦ પ્રો૦ ડો અમૃતલાલ સ૦ ગોપાણી કિ રૂ ૭-૪-૦, पउमसिरीचरिउ સ પા૦ મધુસૂદન મોદી અને પ્રો૦ હરિવલ્લભ ભાયાણી, કિ રૂ ૪-૧૨-૦

નેશનલ ઇન્ફર્મેશન ઍન્ડ પબ્લિ૦ લિ૦ તરફથી —

**પિયરનો પડોશી** લે૦ પુષ્કર ચદરવાકર કિ ૧ ૩-૮-૦, **આપણી શ્રેષ્ઠ નવલિકાઓ.** સ પા૦ ગુલાબદાસ બ્રોકર, કિ રૂ ૦-૮-૦

# શિક્ષણ અને સાહિત્ય



सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાલદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |



નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮—અંક ૬] અમદાવાદ [જૂન, ૧૯૪૯


## પાકિસ્તાન પછી જબાનિસ્તાન?

ડાંગ પ્રદેશને અંગે ગુજરાતનાં છાપાંમાં અને સાહિત્યકારો તરફથી જે શબ્દજંગ જાગ્યો તે પરથી મને જ્ઞાની કવિ અખાની પેલી મશહૂર કડી યાદ આવી:

"ભાષાને શું વળગે ભૂર?
જે રણમાં જીતે તે શૂર."

કવિને મન ભાષાક્ષેત્ર અને રણક્ષેત્ર જુદાં છે. પણ એ બે ક્ષેત્રો ડાંગ અંગે ભેગાં થયાં. આ પ્રકારનું સંમિલન કવિના ખ્યાલમાં હોત તો તે શું કહેત, એ જાણી શકાય એમ નથી. બાકી, અત્યારે તે ઠીક સલાહરૂપ થઈ શકે.

ભાષાવાર પ્રાંતરચનાના દુઃખદ પ્રકરણે દેશમાં આજે ભાષાના સીધા સવાલનેય રણક્ષેત્રમાં ઉતાર્યો છે. લોકશાહીના જમાનામાં છાપાં પણ એક રણક્ષેત્ર પૂરું પાડે છે; એટલે ભાષાનું રણક્ષેત્ર બન્યું છે અને અત્યારે આ સવાલે તે ક્ષેત્રમાં ઠીક જંગ મચાવ્યો છે.

અને જંગનું માનસ કેવું હોય છે તે સૌ જાણે છે. ભાષાવાર પ્રાંત રચવાનો સવાલ જાણે નવા મુલક કબજે કરવાનો ન હોય, એમ વાત કરાતી લાગે છે. અને આથી કરીને પરિણામ ધાર્યાં કરતાં ઊલટું જ આવે છે: એવું બને છે કે, તે સવાલ એ જ કારણે નાહક ગૂંચવાઈ જાય છે અને ઉકેલવામાં અડચણ ઊભી કરે છે.

દાખલા તરીકે, ડાંગની ચળવળ લો. ગુજરાતને વિષે આજ સુધી દેશમાં એવી છાપ પડેલી છે કે, એ પ્રાંતવાસી લોકો સંકુચિત પ્રાંતવાદી નથી; તેઓ મહારાષ્ટ્ર વગેરે પ્રાંતના લોકો પેઠે ખોટી ખેંચાખેંચીમાં નહિ પડે.' ડાંગ અંગે કેટલાક વર્ગો તરફથી હમણાં જે ચળવળ ચાલી, તેણે આ આપણી પ્રતિષ્ઠાને ધોકો પહોંચાડ્યો નથી?

ગુજરાતમાં સેંકડો નાનાં નાનાં રાજ્યો હોય અને તેથી પ્રાંતનો વહીવટ કથળેલો રહે એ બરોબર નથી. તેથી સ્વરાજ આવે તો આ બાબત તો સુધરવી જ જોઈએ. આવી જાતની ઇચ્છા ગુજરાતે જરૂર સેવી છે. પણ તેમાં બીજા કોઈને ઈર્ષા કરવાની હોય નહિ. ઈશ્વરકૃપાએ આ ઇચ્છા બર આવી છે. (જોકે સૌરાષ્ટ્ર હજી જોડાતું નથી, તેટલું બાકી છે. પરંતુ તેય જોડાશે એમાં શંકા નથી.) આમ સૌ કોઈ જેને ગુજરાતના ભાગ માને છે ને સ્વીકારે છે, તે બધા ભાગો એક તંત્ર તળે આવી જાય, પછી સરહદ પરના (દરેક ભાષા માટે એવા સીમાડા હોય એ કુદરતી છે.) દુભાષી વિભાગોને માટે ખેંચાખેંચમાં ન પડવું; પરંતુ મધ્યસ્થ કોઈ સત્તા તેને માટે જે તોડ આપે તે સ્વીકારવો, —એવી વૃત્તિ ગુજરાતની હતી. અને એ જ વૃત્તિ આખા દેશમાં સૌને માટે સાચી છે. છતાં જો એ વૃત્તિ દેશમાં ન જળવાય તો ભાષાવાર પ્રાંત-રચનાનો આખો પ્રશ્ન જ (કાંઈ નહિ તો અત્યાર પૂરતો તો) ઊંચે જ મૂકવો પડે તેમ બને તો નવાઈ નહિ.

કારણ કે, આ પ્રમાણે જો પ્રાંતવાસીઓની વૃત્તિ બને તો એ વસ્તુ, સાદી સીધી લાગતી કે મનાવાતી એવી, કેવળ ભાષાવાર પ્રાંત-રચનાની વાત નથી; પરંતુ એ તો ભાષાવાર રાષ્ટ્ર-રચનાની વાત બની જાય છે. અને પછી એ રીતે જો બને તો દેશનું બંધારણ, એવા ભાષાવાર રાષ્ટ્રોનું સમવાયતંત્ર જો બની શકે તો તે બનાવવું, એ ધોરણ પર ચાલ્યું જાય. આ વસ્તુ કેવી ભયંકર છે તે બતાવવાની જરૂર નથી: ધર્મવાર રાષ્ટ્રવાદના ભાગલા પછી ભાષાવાર રાષ્ટ્રવાદની યાદવી પર જવાનું આવી રહે. અને એ અંગે યુરોપમાં દાખલો મોજૂદ છે. ભાષાવાર રાષ્ટ્રવાદને અંગ્રેજીમાં 'ઇરિડેન્ટીઝમ' કહે છે. તેનો એ અર્થ છે કે,

જે ભાગોમાં અને લોકોમાં અમુક એક ભાષા બોલતી હોય તે બધાને એક હકૂમત તળે સમાવવા જોઈએ એવી માગ ભાષાવાળી રાજ્યદ્વારી માન્યતા

એ વાતને આધારે જ હિટલરે એનુ નાશકારક કાર્યે રાખેલું. હિંદની એકતાને અખંડ રાખવા માગનારા આપણુ સૌ કોઈએ આ યાદ રાખવુ જોઈએ. ધર્મવાર અલગ મતાધિકારનું હડકાયુ કૂતરુ છૂટુંદોર મુકાયુ, તેણે ચાળીસે વરસે કેવો હડકવા ફેલાવ્યો, એ દાખલો લોકમાનસનો સ્વભાવ સમજવામાં બહુ મદદરૂપ છે તે કૂતરાને દફનાવ્યા પછી હવે પાછુ નવુ કૂતરુ કે શિયાળ છૂટુ ન મૂકીએ. હિંદની ભૂમિનો કોઈ ટુકડો કોઈ પ્રાંતનો* નથી. પ્રાંતિક નાગરિકતા જેવી વસ્તુ જ નથી. સૌ ભારતવાસીઓ એક રાષ્ટ્રના સમાન નાગરિકો છીએ. પ્રાંતો જો પડે છે તો તે વહીવટની સરળતાને માટે. પ્રથમ જ્યારે કોંગ્રેસે જ્યારે ભાષાવાર પ્રાંત પાડી પોતાનુ બંધારણ રચ્યુ ત્યારે અત્યારે જોવા મળતી કશી મેચાખેચ નહોતી. તો પછી અત્યારે શુ કામ? અને જો તે દૂર ન કરી શકાય, તો કોંગ્રેસે જે આદર્શ મૂકેલો છે તે તો રહ્યો નથી અને તેની જગાએ બીજી બનતી અને ખતરનાક વસ્તુ આવી ગઈ છે, એમ કહેવાય. એટલે એ આદર્શને જતો કરવામાં ડહાપણ ગણાય, અને દરેક દેશમાં, ભૂગોળ, અર્થશાસ્ત્ર, વેપારરોજગાર, વાહનવ્યવહાર ઇત્યાદિ બાબતોને ધ્યાનમાં લઈને પ્રાંતો રચાય છે તેમ આપણે પણ કરવુ, અને તેમાં કોંગ્રેસે જેમ ભાષાનો પણ ખ્યાલ રાખ્યો હતો તેમ સહજ નિર્દોષતાથી એ ખ્યાલ રાખવો. આ જો આજે ન બની શકે અને પ્રાંતો માંહોમાંહે યાદવી પર જ ચડી પડે, તો આ પ્રશ્ન એવો નથી કે તેને મોકૂફ ન રાખી શકાય. કેમ કે મહત્ત્વ અને તાત્કાલિકતાની દૃષ્ટિએ જોતા, બીજા વધારે અગત્યના અનેક મુદ્દાઓ અને કામો દેશ આગળ પડેલા છે, જેમને પહેલ મળવી જોઈએ. એમ થવાથી આજે જે કેટલાક ભ્રમો જાગે છે તેય મટી જશે અને ભાષાપ્રાંતોના ઉકેલને માટે યોગ્ય વાતાવરણ પેદા થવા વધારે સંભવ છે.

ડાંગ પ્રદેશ અને દેશના તેના જેવા બીજા રાની અને પહાડી આદિવાસી પ્રદેશો હિંદ સરકારે ૧૯૩૫ના નવા કાયદા મારફત પોતાની ખાસ હકૂમતમાં લીધેલા. તેમાં અંગ્રેજોની એક જબરી રાજરમત હતી એ ખરુ, પરંતુ એક ડહાપણ પણ હતું. આદિવાસીઓની રાની અને પહાડી પરજો જોડે મેદાની પરજોના વેપારીઓ, કનાનો, નકીનટદારો વગેરે કેવી રીતે વર્તતા? મોટે ભાગે એનો લાભ છડી લેવાને જ ને? બહુધા ખ્રિસ્તી મિશનરી કાર્ડક એમની સેવા માટે જતો. જોકે તેના સેવા દૂધમાં પણ વટાળવૃત્તિનું ઝેર તો હતું જ. છતાં તે કાર્ડક આ આદિવાસી કોમોમાં સેવા કરતો. જેમ કે ડાંગ પ્રદેશ અંગ્રેજ સરકારે ભીલોને લશ્કરમાં ભરતી કરી, તેમની મારફતે ગયા સૈકાના પાછલા ભાગમાં કબજે લીધો ને ખાનદેશ જોડે મૂક્યો. તેથી તે ભાગમાં કામ કરતા ગોરા મરાઠી મિશનો ડાંગમાં ગયા. ૧૯૦૨ પછી આ પ્રદેશને સુરત એજન્સીમાં મૂક્યો. ૧૯૩૫ પછી સરકારે પ્રાંતીય દેશીરાજ્ય ખાતા બંધ કરી મધ્યસ્થ એક જ ખાતુ રાખ્યુ ત્યારથી ડાંગ તે ખાતા તળે ગયુ. (ડાંગ પર હકૂમત તેની પ્રજાના ૧૨–૧૪ ફિરકાઓના રાજાઓ કે નેતાઓ છે, તેમની સમજાય છે)

આદિવાસી પ્રજાઓની વસ્તી કરોડો છે. તેમનું ખાસ હિત સચવાય તે માટે ને તેમની સંભાળ રાખવાને બહાને આ મુલકો વડી સરકારે પોતાની પાસે રાખ્યા. આદિવાસીની સેવા એક મોટુ કામ છે. એક નીતિથી તે ચાલે તે સારુ એ કામ વડી સરકાર સીધી પોતાની દેખરેખ તળે રાખે, તો એ ખોટું નથી. પરદેશી સરકારે એમ કરેલુ તેમાં એની કેટલીક બદદાનત હતી. પણ તે હવે રહેતી નથી. પણ આ સેવાકાર્ય સારી રીતે કરવાને માટે વડી સરકાર જો ડાંગ જેવા પ્રદેશો પોતાને હસ્તક છે તેમ ચાલુ રાખે, તો તેમાં ફાયદો છે. આ—ફાયદો એ પણ છે કે, પ્રાંતોની ખોટી લડાલડી ને પડાપડી પણ મટે, આ પ્રદેશોની આવક પણ કેન્દ્રમાં જાય, અને તેથી

*છેલ્લાં થોડાંક વરસોમાં 'ગુજરાતની અસ્મિતા' અને 'મહાગુજરાત' ઇત્યાદિ નામે જે ભાવનાઓ આપણા સાહિત્યક્ષેત્રમાં ગવાઈ તે બાબતમાં સાવધ થઈ જવુ જોઈએ. (મોટે ભાગે સાહિત્યમંડળમાં જ ડાંગ ચળવળ જાગી એ આ રીતે સૂચક છે)

આવકવેરા પેઠે વરાડે વહેંચવી હોય તો વડી સરકાર વહેંચી પણ શકે.

પણ કોઈ કહેશે, ત્યાંના લોકની કેળવણી વગેરેનું શું? એક વાર પ્રાંતીય ખેંચાખેંચીમાંથી જો બચીએ તો આ સવાલ સહેલો બની જશે. હિંદી બંધારણમાં ભાષા અને સંસ્કૃતિના વિકાસને માટે પ્રજાજનોનો પ્રાથમિક હક પાયામાં મૂકવામાં આવ્યો છે. તેને કોઈ પ્રાંતની કે તેની સરકારની મુનસફી પર નથી રાખ્યો. એટલે એ પાયા પર આદિવાસી પરજોની કેળવણીનો અને પ્રગતિનો પ્રશ્ન ઉકેલવામાં વાંધો નહિ આવે. ગાંધીજી હંમેશ કહેતા કે, રચનાકાર્યનું કોઈ પણ કામ તેના નિર્મળ સેવાના હેતુથી અને સેવા ખાતર સેવાના ભાવથી જ કરવું જોઈએ; તેમાં સેવ્ય લોકને વાપરી ખાઈ રાજદારી કે બીજા સ્વાર્થ સાધવા તાકવું ન જોઈએ. આ સોનેરી શીખ સ્વરાજમાં વધારે સાચી છે. નહિ તો આદિવાસીઓ, હરિજનો વગેરે પછાત વર્ગો પર રાજદારી પક્ષોનાં ટોળાં તૂટી પડશે ને કોઈ તેનો ટાંગો તો કોઈ તેનો હાથ કે માથું કે નાક કે કાન પકડશે ને તેમના બિચારાના હાલ થઈ રહેશે. પરિણામે તેઓ કહેશે, હે પ્રભુ, સ્વરાજના આ અમારા મિત્રોથી અમને બચાવ! આદિવાસીઓનો મહાન પ્રશ્ન રાજદ્વારી ને પ્રાંતિક કે ભાષાવાર રાષ્ટ્રવાદી રમત ન બને એ સંભાળવાનું છે. નહિ તો પાકિસ્તાન પછી જબાનિસ્તાનોનો વારો આવી જશે.

૨૦-૬-'૪૯ મગનભાઈ દેસાઈ

# દારૂબંધી સફળ થશે?

૧૬મી જૂનથી મુંબઈ સરકારનો મહાન સામાજિક, આર્થિક અને આધ્યાત્મિક સુધારાનો કાયદો અમલમાં આવ્યો છે. આ કાયદો કરીને એ સરકારે કૉંગ્રેસના નામને શોભાવ્યું છે. એ કાયદો સંપૂર્ણ દારૂબંધીનો છે. કૉંગ્રેસ દેશની છે, એટલે કે તેની મોટી ગરીબ વસ્તીની છે, એ આથી સિદ્ધ થાય છે. તે ગરીબની બને તેને માટે ગાંધીજીએ ચારેક પાયાની વસ્તુઓ આ દેશમાં સધાવી જોઈએ, એમ વરસોથી કહ્યા કર્યું છે અને તેને માટે તે ઝૂઝ્યા ને મર્યા છે. તે વસ્તુઓ આ છે—

૧. ખાદી, રેંટિયો ને ગ્રામોદ્યોગ.

૨. કોમી એકતા — તેનું પ્રતીક બંને લિપિમાં લખાતી હિંદુસ્તાની ભાષાનો પ્રચાર.

૩. અસ્પૃશ્યતાનિવારણ અને હરિજન તથા આદિવાસીની સેવા.

૪. સંપૂર્ણ દારૂબંધી.

૫. કેળવણીમાં ઉદ્યોગ અને જાતમહેનતનું ગૌરવભર્યું સ્થાન.

જો આ ચીજો સાધવામાં આવે તો હિંદના, અભણ કહી કહીને નકામા નિંદાતા ગરીબ ગ્રામજનો તરત સ્વરાજના સમજુ અને શક્તિવાન નાગરિકો બની જશે. એ એક ચમત્કાર જ થશે. એ જ સાચું પ્રૌઢશિક્ષણ છે. (તેને હવે સમાજ-શિક્ષણ કહેવું એમ સરકારે સુધારો બહાર પડ્યો છે, એમાં આ જ અર્થ રહેલો છે. પણ એ બીજી વાત.)

ઉપરનાં પાંચ કામોમાં દારૂબંધી વિષે કશો મતભેદ નથી. જે જૂજજાજ છે તે મુંબઈ જેવાં શહેરોમાં વિલાયતને વાદે ચડી પીવાની પ્રતિષ્ઠા શીખેલા કેટલાક અને આર્થિક સ્વાર્થ ધરાવનારા કેટલાક લોકનો છે. આ લોકો તેમનાં છાપાં દ્વારા પોતાનો પ્રચાર કર્યે રાખે છે અને એમ કહે છે કે, સ્વરાજ સરકારને લોકોની ખાનગી ટેવોમાં દખલ દેવાનો હક ન હોય! પણ દારૂ પીવો એ ખાનગી ટેવ નથી. પરંતુ એ ચર્ચા જવા દઈએ. સવાલ તો એ છે કે, શું સરકારે તેને માટે દુકાનો — પીઠાં ને દારૂનાં કારખાનાં ચલાવવાં જોઈએ? સરકાર હવે તેની સાફ ના પાડે છે. તે કહે છે કે, એવું નાપાક કામ ગરીબોની સરકાર નહિ કરે; એ તો દારૂને પ્રતિષ્ઠિત ચીજ બનાવવાપણું થયું. દારૂ એને પાત્ર નથી. સરકારે દારૂબંધીનો કાયદો કર્યો છે તેનો અર્થ — અને મુખ્ય અર્થ આ છે. અને તેમાં તેણે કરોડોની આવકનો ત્યાગ કર્યો છે, એ તેની મક્કમ શ્રદ્ધાનું સૂચક છે.

પછી બીજો સવાલ એ આવે છે કે, તો શું જેમ લોકો પોતાની ખાનપાનની બીજી ચીજો પોતપોતાની

ખાનગી ટેવ ને જરૂર પ્રમાણે બનાવી શકે છે, તેમ દારૂ બનાવી લઈ શકે, એવુ કરવુ જોઈએ? એટલે, શુ દારૂ લોક બનાવી લે એમ? આ બાબતમા તો કોઈનો મત એવો નથી કે, દારૂ એ દાળભાત કે ચા કોફી પેઠે છૂટથી બનાવી લેવાની વસ્તુ હોઈ શકે ગોરી પ્રજાઓ, કે જે દારૂની બધાણી છે, ત્યા પણ દારૂ કબજે રાખીને નિયમનથી પ્રજાને વાપરવા દેવાની અને આપવાની ચીજ મનાઈ છે અને તે કબજા અને નિયમનનો હક સરકારો ભોગવે છે તે સરકારો તેમાથી આવક પણ ઊભી કરી લે છે આ ઢગે ગોરા રાજકર્તાઓ આપણા દેશમા ચાલ્યા અને તેમને વાદે ચડેલા પ્રજાના કેટલાક વર્ગોને ફટવ્યા પણ પ્રજાનુ હાડ અને હૈયુ સાબૂત રહ્યુ આપણા દેશના બધા ધર્મો — ખ્રિસ્તી ધર્મ બાદ કરતા — હજારો વર્ષોથી દારૂનો સદતર ત્યાગ શીખવે છે અને એ નાપાક વસ્તુને કદી સમાજે પ્રતિષ્ઠાનુ સ્થાન આપ્યુ નથી એ વસ્તુ છાનીમાની સેવવાનું પાપ મનાયુ છે આ મોટા જબરા પાયા ઉપર ગાધીજીએ દારૂબધીની ઇમારત રચી છે, અને તેમણે દેશની સરકાર પાસેથી એટલુ જ માગ્યુ કે, પ્રજાને સુધારવામા તમે આડે ન આવો તમારી દારૂની દુકાનો બધ કરો દારૂબધીનો સરકારી પૂરતો અર્થ આ છે સરકાર જો મોટા કાન બને તો પછી દારૂબધીની વાત કરવી એ કેટલી ઠગણી જ બની જાય સરકારે તે બનવાની ના પાડીને દારૂબધીના પ્રજાકીય સુધારાને સફળ કર્યો એટલે, તેની સફળતા આજે સિદ્ધ થઈ છે નહિ કે હવે પછી તે થવાની બાકી છે

છતા આજે જો તે ઊચો એમ જ પૂછે છે 'તમે શ ધારો છો? દારૂબધી સફળ થશે?' કોઈ વળી કહે છે 'નકામા પૈસા ખોવા ને ખોગ નવા નવા કરો નાખી સરકાર શુ કામ લોકોમા નિંદાય છે?'

આ વસ્તુ તપાસવી જોઈએ દારૂબધી સફળ થશે?—એમ પૂછનારા એવી સમજથી પૂછે છે કે, દારૂબધી એટલે કોઈ દારૂ જ ન પીએ એવુ થાય તે ઉપર આપણે જોયુ કે દારૂબધીનો એ અર્થ નથી દારૂબધી એટલે કે સરકાર પોતે દારૂ પાવો બધ કરે અને આવકનો પાપી પ્રજાદ્રોહી લોભ જતો કરે અને એમ જાહેર કરે કે, દારૂ પીવો એ ગુનો છે જેમ સરકાર ચોરીનો કાયદો કરે છે તેમ ચોરીના કાયદાનો એવો અર્થ નથી કે, કોઈ જ ચોરી ન કરે તો એ કાયદો સફળ થયો ગણાય સરકાર ચોરી પકડવા જાગતી રહે અને કોર્ટો તે વિશે કામ કરતી રહે તેવી જ રીતે કોઈ દારૂ ન પીએ તો કાયદો સફળ થયો એ ખોટી સમજ છે સરકાર ચોર પેઠે પીનારને પણ પૂછશે, અને તે રીતે સમાજને પોતાથી બનતી મદદ કરશે એ કાઈ ઘેર ઘેર પોલીસ નહિ બેસાડે એવો પોલીસ બેસાડવાનુ કામ તો સમાજ તેની લોકલાજની શક્તિ અને શિક્ષણ તથા ધર્મ મારફતે કરી શકે એવો પોલીસ તો દરેકના અતરનો અને લોકલાજનો હશે

એટલે ખાનગી છૂપો દારૂ ગળાશે, એમ કહીને દારૂબધીનો વિરોધ કરનારા વગર સમજની વાત કરે છે ચોર રાતે છૂપી ચોરી કરે જ છે, તેથી ચોરીનો કાયદો કાઢી નાખો, એમ કહેવા જેવુ એ તો થયુ મોટા શહેરોમા દારૂ ઘુસાડવા ધધાદારી કાયદાભગી ટોળીઓ નીકળી પડશે, એવી ધાક પણ અપાય છે આ વાત પણ એવી જ અર્થહીન છે તેવી ટોળી ન નીકળે એમ સૌ ઇચ્છે છે બીજા કાળા બજારો પેઠે દારૂના કાળા બજાર કરનારા થોડા લોક નહિ નીપજે, એમ કોઈ કહેતુ નથી પરતુ એવા કેટલા હોય? અને જો સમાજ અને સરકાર જાગ્રત રહી તકેદારી રાખે અને ચાપતા ઇલાજ લે તો આ પણ ઓછુ થઈ જાય અહીંયા એ મોટી વાત યાદ રાખવાની છે કે, આ હિંદ દેશ છે, ત્યા પીનારા જૂજ ટકા લોક છે અમેરિકા ઇગ્લડ પેઠે ઘણા પીનારા ને જૂજ જ ન પીનારા એવુ નથી એટલે એવા દેશમા દારૂબધી સફળ જ છે માત્ર સરકાર વાકી હતી તે હવે સીધી થઈ છે, અને તેથી છેવટનુ સફળતા માટેનુ પગલુ હવે ભરાયુ છે

આવક જતી કરી નવા કરો નાખવાની ન ગમતી વાત છેવટે જોઈએ દારૂની આવક ક્યાથી મળતી હતી? મુબઈ ઇલાકાની ૧૨ કરોડ લગભગ આવક છે (આકડા જોઈને ખાતરી નથી કરી)

એટલે કે, નહિ નહિ તોયે ૫૦ કરોડ રૂપિયા પ્રજાનો વ્યસની વર્ગ આ એમ પાછળ ફેંકતો. ઉપરાંત ઘરભંગ, કલેશ, મારામારી, નૈતિક અધઃપાત વગેરેની વાત તો જવા દો. આ વ્યસની વર્ગનો મોટો ભાગ ગરીબ લોકનો છે. તેમને આવક તરીકે આપણે શું એવડું બધું આપી દઈએ છીએ, એ તો સૌ જાણે છે. તેમની મજૂરી ચૂસી લેવામાંથી જે ચપટીક વળતર આપીએ છીએ તેમાંથી પાછું દારૂ વાટે વળી ખેંચી લઈએ છીએ! અને એ આવક કરીને પાછા કરવેરાનો બોજો હલકો કરવા તાકીએ છીએ! એમાંથી ઊંચા ગણાતા વર્ગનાં છોકરાંને ભણાવી ખાઈને પેઢી દર પેઢી સમાજ અને ગરીબ પર સવાર થવાનું ચાલુ રાખીએ છીએ. કર વધવાની ફરિયાદ કરનારા આનો વિચાર કરશે? એક મિત્ર કહે છે કે, સુરતના એક ગામડામાં અમે તપાસ કરી જોયેલું કે એક દૂબળો વરસે દહાડે નહિ નહિ તોયે રૂ. ૪૦ ઉપર દારૂતાડીમાં ખર્ચતો. સામે તેની આવક જુઓ તો ૪૦થી ક્યાંય ઓછી! આ ખૂટતા રૂપિયા મેળવવા તે ગુલામી કરે છે! સ્વરાજ આવ્યે આ વ્યવસ્થા ચાલુ રહે એમ કોઈ ન ઇચ્છે. દારૂબંધીના સુધારાની પાછળ આવી આવી અપાર શક્યતાઓ રહેલી છે. ગરીબસેવા તેમાં ભારોભાર ભરેલી છે. કૉંગ્રેસી સરકારે એ અંગીકાર કરીને પ્રજાને વરસોથી આપેલી પ્રતિજ્ઞા પૂરી કરી છે. દુઃખ એ જ છે કે, કેટલીક પ્રાંતિક સરકારો હજી આવકના પાપી લોભમાંથી નીકળી શકતી નથી. પાપમાંથી ધીરે ધીરે છૂટવાની વાત જ ખોટી છે. નીકળવું હોય તો એક ઝૂદકે જ નીકળી જવાય છે, એ સૌનો અનુભવ છે.

એક બીજી વસ્તુ પણ સરકારોએ જોવાની છે. એવું વાંચવામાં આવ્યું કે, પરદેશીઓને માટે છૂટ રખાશે. હવા ખાવાનાં પહાડી મથકો પર છૂટ રહેશે, જેથી તે પ્રદેશોમાં જનારા લોકો જતા બંધ ન થાય. (ઉત્તાકામંડ અંગે આ વાંચેલું યાદ આવે છે.) આ અને એને મળતા ખ્યાલો સેતાનની છૂપી શીખ છે. પરદેશી અહીં કાંઈ દારૂ પીવા નથી આવતો. તે તેના કામે આવે છે. તેની મહેમાનગીરી કરવા માટે કાંઈ આપણે પાપ કરવાની જરૂર હોય નહિ. અને પહાડી પ્રદેશો માટેની વાત તો તેનાથીય બેહૂદી છે. દારૂ ન પીનારા વર્ગો માટે પહાડી પ્રદેશો ખાલી થાય તેય ઇષ્ટાપત્તિ જ ને?

સરકારે ભારે કામ ઉપાડ્યું છે. તેમાં તે મક્કમ પગલે આગળ વધે. પ્રજાસેવકો અને હિંદમાં સાચું સ્વરાજ ઝંખનારા નાગરિકો કલ્યાણની મોટી ખાણ જોવા આ સુધારામાં સરકારને સાથ આપી પોતાનું ભલું કરે, તો જગતમાં ગાંધીના હિંદે એક દારૂરહિત રાષ્ટ્રનો નવો નમૂનો આપ્યો ગણાશે. માનવકલ્યાણ માટે આ કાંઈ નાનીસૂની ભેટ ન ગણાય. *યુદ્ધને પણ દારૂ જોડે આડકતરી લેવાદેવા છે. ગુના, બદમાશી ઇત્યાદિનેય છે. એ દુઃખોમાં જગત છે, તેને દારૂબંધીના પ્રયોગની ભેટ કેવી કીમતી થઈ પડે!

૧૮-૬-'૪૯ મગનભાઈ દેસાઈ

* લશ્કરમાં દારૂ ચાલુ રહેશે? ચાલુ રખાય તો એ પણ બરોબર નથી. સરકારે આ બાબતમાં પણ વિચાર કરવો ઘટે, નહિ તો સિપાઈઓને ખોટા ચેપલા કરવા ભારે બારી મળશે. એમ બંને રીતે ભ્રષ્ટ થશે.

મિત્રોનો ત્રિવિધ ધર્મ એ છે કે, પરસ્પર ખોટે માર્ગેથી પાછા વાળવા, સાચે માર્ગે ચડાવવા, અને દુઃખમાં ભાગ લેવો.

વિવેક વગર બાંધેલી મૈત્રી જેવું કંઈ હાનિકારક નથી, કારણ, એક વાર બાંધેલી મૈત્રી છોડાતી નથી.

માણસના સદ્ગુણ, કુળ, દોષ અને સંબંધીઓ (સગાં અને મિત્રો)ને જાણ્યા પછી મૈત્રી બાંધવી.

—કૉન્ફ્યૂશિયસ

# ગાંધીજી દિલ્હી આવ્યા

**[ શ્રી મનુબહેન ગાંધીની ડાયરી ]**

[તા ૯-૯-૧૯૪૭ના રોજ ગાંધીજી દિલ્હી પધાર્યા તે પધાર્યા ૩૦ ૧-'૪૮ સુધી ત્યા જ રહ્યા આ એમના દિલ્હીના અતિમ નિવાસના પ્રારભની ડાયરી હવે શરૂ થાય છે 'કલકત્તાનો ચમત્કાર' જેને કહેવામા આવ્યો, તે કાડ પૂરો કરી, એમના જીવનના ઉત્તરમકનો દિલ્હી ખડ હવે શરૂ થાય છે ]

બિરલા હાઉસ, નવી દિલ્હી
૯-૯-'૪૭, મંગળવાર

૧૯૪૭ની ૯મી સપ્ટેબરે બાપુજીએ બિરલા હાઉસમા પગ મૂકયો તે મૂકયો ત્યાથી પછી નીકળી જ ન શકયા, અને ત્યા જ ચિરનિદ્રામા પોઢયા વર્ધા જવાની વાત કરતા હતા, નક્કી પણ થઈ ગયેલુ, પણ ભાવીને કોણ મિથ્યા કરનાર છે!

લગભગ છ વાગ્યે શાદરા જકશન આવ્યુ અમારી ગાડી થોભી સ્ટેશન પર સરદાર, મણિબહેન તથા રાજકુમારીબહેન આવ્યા હતા બધાના મોઢા સાવ ઊતરી ગયેલા હતા કારણ, દિલ્હી શહેરમા કોમી આગ ભભૂકતી હતી એટલે બાપુજી માટે તો ભયાજનક સ્થિતિ હતી કે, જ્યા કલકત્તાનુ પત્યુ ત્યા બીજુ તૈયાર જ હતુ બાપુનુ માનીતુ રહેઠાણ ભગી કોલોની તો બળતુ હતુ, આશ્રિતો પડયા હતા. અને રસ્તામા મુડદા પડયા હતા એથી બિરલા હાઉસ જવાનુ નક્કી થયુ

અમે જેવો બિરલા હાઉસમા પગ મૂકયો ત્યા જ પાછળની મોટરમાથી જવાહરલાલજી ઊતર્યા સાવ સુકાઈ ગયા હતા બહુ દુખી અને ગભીર હતા બન્નેય ૨૪ કલાકનો કર્ફ્યુ તો લાગી જ ગયો છે, છતા ગોળીબાર અને લૂટફાટ ચાલે છે હજારો માણસો કપાઈ મૂઆ

જવાહરલાલજી પોતાના સ્વભાવ પ્રમાણે જરા ગુસ્સામા બોલ્યા, "'કમબખ્તો'એ (આ જવાહરલાલજીનો ખાસ શબ્દ છે) અહી તોફાન મચાવ્યુ છે, તો આપણે પાકિસ્તાનને શુ કહી શકીએ!"

બાપુએ કહ્યુ, "પણ ગુસ્સો કરીને શો ફાયદો?"

જવાહરલાલજી અત્યત કરુણતાથી બોલ્યા, "મને મારી ઉપર ગુસ્સો આવે છે કે, આવુ રમખાણ ફાટી નીકળ્યુ છે અને આપણે મોટા મોટાને 'ગાડી' લઈને જવુ પડે છે આ મારા માટે શરમની વાત છે રેશનની દુકાનો લૂટાઈ છે હળ, શાકભાજી કશુ જ મળતુ નથી ગરીબોના શા હાલ થતા હશે એની તો બાપુ, આપ કલ્પના કરો' ડૉ જોશી, જે આખા હિદુસ્તાનના મોટામા મોટા સરજનોમાના એક હતા, જેને હિદુ દર્દી પણ સરખો હતો અને મુસ્લિમ દર્દી પણ સમાન હતો, તે એક દર્દીને તપાસવા જતા હતા, ત્યા ડૉ. કુરેશીના ઘરમાથી ગોળી આવી, કપાળમા વાગી અને મરી ગયા આવા જુલમો ચાલે છે"

બાપુએ બધાને સાત્વના આપી અને કહ્યુ, "હું દિલ્હીનો મામલો હાથ આવતા સુધી દિલ્હી જ રોકાઈશ મારે તો કરવુ છે અથવા મરવુ છે" (ખરે જ આ 'સપ્તસ્વર' સાચા કરી બતાવ્યા, — કર્યું અને મર્યા!)

સ્નાનાદિથી ૧૧॥ વાગ્યે પરવાર્યાં. બાપુ ઘણા જ ગભીર બની ગયા હતા પણ જેમ ઘરમા વડીલ આવે અને દીકરાઓ જાણે પોતાની જવાબદારીમાથી કઈક મુક્તિ મેળવ્યાનો આનદ અનુભવે એ રીતે જવાહરલાલજી અને બધા નેતાઓના મો ઉપર રાહતના આનદની છાયા તરવરતી હતી

બપોરના બાપુએ ભોજનમા શાક (અમે કલકત્તાથી થોડુક સાથે લાવ્યા હતા તેમાથી જ કરી આપવુ પડયુ. કેમ કે દિલ્હીમા તો શાક જ મળતુ ન હતું) દૂધ ૮ ઔસ, અને ખાખરા લીધા.

પછી કેટલાક મુસલમાનભાઈઓ આવ્યા, અને રડવા લાગ્યા અને જ્યા સુધી દિલ્હીમા અમન ન થાય ત્યા સુધી કશે ન જવા બાપુને વીનવ્યા એ લોકોને બાપુએ એક જ વાત સમજાવી કે, તમે બહાદુર રહો, હુ તો કરીશ અથવા મરીશ દોઢ વાગ્યે આરામ લેવા લાબા થયા પણ દિલ્હીની કારમી પરિસ્થિતિએ

બાપુને ઉદ્વેગમાં નાખી દીધા હતા. છતાંયે અજાણ્યા માણસને ખબર ન પડે કે બાપુજી ઉદ્વિગ્ન થયા છે, એમ પોતાનો રોજનો કાર્યક્રમ બરાબર સાચવતા. "मैं भरोसे अपने रामके" એમ એક ભાઈને વાતમાં ને વાતમાં કહ્યું પણ.

એવામાં ૩ વાગ્યે ક્ષયની હૉસ્પિટલથી ખબર આવી કે ત્યાં ગોળીબાર ચાલી રહ્યો છે. ૪૦ દર્દીઓ છે અને શીખોએ હુમલો કર્યો છે. બાપુએ સુશીલાબહેનને ત્યાં મોકલ્યાં. જવાહરલાલજી પણ ત્યાં ગયા. ખબર આવી કે લોકો કોથળા ભરી ભરીને લૂંટનો સામાન લાવેલા.

જવાહરલાલજીને ગુસ્સો આવી ગયો એટલે કહ્યું, "મને ખબર ન હતી કે પંજાબીઓ અહીં ચોર અને ડાકુ તરીકે આવ્યા છે. અમારા મહેમાન થઈને આમ કરો છો! હું તમારી સાથે પ્યાર, મહોબતની શું વાતો કરું? મારા દિલમાં આગ ભડકે છે. તમારામાં આટલી બહાદુરી છે, તો આવી જાઓ, લશ્કરમાં ભરતી થઈ જાઓ. હું જાણું છું કે તમે બહુ દુ:ખી છો. પણ દુ:ખી હોય તે બીજાને દુ:ખી કરવામાં સુખ ન માને."

૪॥ વાગ્યે બાપુજી ગવર્નર જનરલ માઉન્ટબેટનને મળવા ગયા, ૬ વાગ્યે આવ્યા. ઝાકિર હુસેનસાહેબ જામિયાથી બાપુજીને મળવા આવ્યા. બહુ મુશ્કેલીથી જાન બચાવ્યો હતો. "ત્યાંના મુસલમાનો કોઈ નહિ બચી શકે" એમ બાપુને કહ્યું. બાપુજીએ જ્યારે વખત મળે ત્યારે એ ચાર જ મિનિટ માટે જામિયા જવાનું કહ્યું. ત્યાં કેટલીય આશ્રિત સ્ત્રીઓ ને બાળકો પડ્યાં છે.

રાતના દેવદાસકાકા તથા રાજકુમારીબહેન આવેલાં. એ કહેતાં હતાં કે, હૉસ્પિટલમાં દર્દીઓ ઊભરાયા છે, રેશન ખૂટી ગયું છે. ખીચડી કરી હતી તે પણ કાગળમાં પીરસાતી હતી.

રાતે ૧૦ વાગ્યે જૉન મથાઈ, જવાહરલાલજી, ડૉ. જીવરાજ મહેતા આવ્યા હતા. એક નિવેદન બહાર પાડ્યું અને બાપુજી ૧૧ વાગ્યે સૂતા.

૧૦–૯–'૪૭

૩–૩૦ પ્રાર્થના. પછી વરંડામાંથી ઓરડામાં આવી બાપુજીએ કામ શરૂ કર્યું. બ્રિજકૃષ્ણજી આગળ કોમી રમખાણ વિશે પોતાનું હૈયું ઠાલવ્યું.

પાંચ વાગ્યે બાપુજી ફરવા ઊઠ્યા. ફરતી વખતે એક ભાઈ બાપુજીને કહેતા હતા કે, હવાઈ જહાજ બધાં જ બંધ થઈ ગયાં છે. બાપુએ કહ્યું, "હું બહુ જ ખુશ થાઉં, જો કાયમને માટે બધાં હવાઈ જહાજ બંધ થઈ જતાં હોય તો. મેં ૧૯૦૮માં લખ્યું હતું કે, જો બધી જ ગાડીઓ બંધ થઈ જાય તો હું રોવાનો નથી. પણ હસીશ. એમ જ આ બંધ થઈ જાય તો મને જરાયે દુ:ખ નહીં થાય. હવાઈ જહાજ લડવા માટેની એક તૈયારીનું સાધન છે."

થોડા આંટા માર્યા બાદ મસાજ સ્નાનથી ૮–૧૫ વાગ્યે પરવાર્યા અને મૌલાનાસાહેબ સાથે ખાતાં ખાતાં વાતો કરી. ભોજનમાં ૨ ખાખરા, ૮ ઔંસ મોસંબીનો રસ, અને ૮ ઔંસ દૂધ લીધું. ૯ વાગ્યે આરામ લેવા બાપુ આડા પડ્યા અને જરાક ઊંઘ આવી ત્યાં ગાડગીલસાહેબ, કૃપાલાનીજી આવ્યા. એમની સાથે લગભગ એક કલાક સુધી બાપુએ વાતો કરી. ૧૧–૧૫ વાગ્યે અમે શહેર જોવા ગયાં. અમારી સાથે સુચેતાબહેન પણ હતાં. એ આ હુલ્લડમાં ખૂબ સેવા કરી રહ્યાં હતાં. પહેલાં હુમાયુ કિલ્લામાં ગયાં અને ત્યાંથી જામિયા ગયાં. ત્યાં આશ્રિત બહેનો ઘણી હતી. એક તો બે જ મહિનાની બાળકી જેનાં મા અને બાપ બંને આ કોમી રમખાણમાં ખપી ગયેલાં. એવી બાળકીને જોઈ ને અમારી બધાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. બાપુ બોલ્યા, "શું માણસો પાગલ બન્યાં છે?" બધાને બાપુએ કહ્યું, "જો મરવું પડે તો અહીં બહાદુરીથી ખુદાનું નામ લેતાં લેતાં મરજો." જામિયાના સ્ટાફના માણસોની કેટલીક બેગમો આવેલી, એમને સંબોધીને કહ્યું, "જે ચીજની પાછળ આટલી બધી મહેનત કરી, એને આટલી સુંદર બનાવી, એ સંસ્થામાં જ તમો બધાં બહાદુરીથી દફનાઈ જશો તો મને દુ:ખ નથી થવાનું. માણસને મરવું તો છે જ. તો પછી એનો ડર શો?"

ત્યાંથી કસ્તૂરબા બાલિકાશ્રમમાં ગયા. અને ત્યાં પાંચેક મિનિટ રહી દિલ્હી સેન્ટર રેફ્યુજી કૅમ્પ જોઈ હરિજન કૉલોની થઈ શહેરમાં આનંદ હૉલમાં ગયા. ત્યાં પંજાબીઓ બહુ ચિડાયેલા હતા. 'ગાંધી

જ્યારે પોલીસ ઊભી રંખાવે અને કોઈ ઊભી ન રાખે અથવા પાસ ન બતાવે, તો શૂટ કરવાની પોલીસને છૂટ છે, વગેરે વાતો મૌલાનાસાહેબે સંભળાવી. ૧૦ાા જવાહરલાલજી, રાજાજી વગેરે સાથે વાતો. ૧૧ વાગ્યે બાપુજી આરામ લેવા આડા પડ્યા. ૧૨ વાગ્યે ઇરવીન હૉસ્પિટલ જોવા ગયા. એકેએક દર્દીને ખાટલે ઘૂમ્યા. બે વાગ્યે પાછા આવ્યા. આવીને માટી લીધી. એવામાં શીખોનું પ્રતિનિધિમંડળ આવ્યું. કહે કે, 'કિરપાણ રાખવાની સરકારે મનાઈ કરી છે, પણ એ તો અમારા ધર્મનું ચિહ્ન છે.'

બાપુએ કહ્યું, 'ધર્મ જેવી વસ્તુ રહી છે જ ક્યાં? ધર્મને નામે અધર્મ ચાલી રહ્યો છે. એ જ કિરપાણ વડે તમે મા દીકરી બહેનની આબરૂ લૂંટો એને ધર્મનું ચિહ્ન કેમ કહેવાય? છતાંયે સરકારે ૯ ઇંચની રાખવાની તો મંજૂરી આપી છે. ૩ ફૂટની જ જોઈએ એમ શા માટે?' એમ કહી બાપુએ બધાને શાંત પાડ્યા.

૩ાા વાગ્યે પાકિસ્તાન હાઈ કમિશનર ઝહીદસાહેબ બાપુની મુલાકાતે આવ્યા. એણે બાપુને વીનવ્યા, "તમે જે કલકત્તા માટે કર્યું છે એ પછી તો મુસલમાનોએ ફરિયાદ કરવી જ ન જોઈએ કે ગાંધીજી કંઈ જ નથી કરતા. તમે અમારા માટે ઘણું ઘણું કર્યું છે. શાંતિમાં મારો ઉપયોગ જો કંઈ થઈ શકે તો કરો. હું પોતે પૂર્વ પશ્ચિમ પંજાબમાં જવા ઇચ્છું છું." એવું એવું ઘણું ઘણું કહ્યું હતું.

૪ થી ૬ વાગ્યા સુધી ગવર્નર જનરલને મળવા ગયા. ૬ વાગ્યે ફરી શીખ ડેપ્યુટેશન આવ્યું તેને સાચો શીખ કેવો હોય તે બાપુએ કહ્યું.

આજે વરસાદ હોવાથી ઘરમાં જ પ્રાર્થના થઈ. જવાહરલાલજી, રાજકુમારી બહેન વગેરે ઘણાં હતાં. ત્યાર પછી ઢેબરભાઈ, શામળદાસકાકા સાથે વાતો કરી. એ લોકોએ જૂનાગઢ વિષે વાતો કરી. બાપુએ ફરતાં ફરતાં કૃપાલાનીજી સાથે વાતો કરી. અને ૯ાા વાગ્યે પથારીમાં પડ્યા.

— ચાલુ ] મનુબહેન ગાંધી

# કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

[ ગયા અંકથી આગળ ચાલુ ]

### વિદ્યાપીઠની નવરચના

આ જ અરસામાં ગૂજરાત વિદ્યાપીઠની પુનર્રચનાનો વિચાર ચાલતો હતો. વિદ્યાપીઠની સ્થાપના જોકે અસહકારના પાયા પર અને સ્વરાજ્યપ્રાપ્તિના એક સાધન તરીકે ગાંધીજીની પ્રેરણા અને દોરવણીથી થઈ હતી, તોપણ ગાંધીજીની ફિલસૂફીનું પૂરેપૂરું પ્રતિબિંબ તેમાં પડ્યું ન હતું. તેના ઘડતરમાં બે પ્રવાહોનું મિશ્રણ થયું હતું. એક સ્વરાજ્યનો ત્યાગ અને ઉદ્યોગનો ખડતલ માર્ગ અને બીજો સંસ્કૃતિ, સાહિત્ય, સંગીત, કળા ઇત્યાદિની ઉપાસનાનો માર્ગ. આ બે પૈકીનો પહેલો પ્રવાહ મંદ પડ્યો હતો અને બીજો જોશભેર વહેતો હતો અને તેમાં સ્વરાજ્યની સાધના માટે જે તપ, ત્યાગ, ઉદ્યમયુક્ત સંયમી જીવનની જરૂર હતી તેને અંતરાયરૂપ એવાં કેટલાંક અનિષ્ટો દાખલ થયાં હતાં. જોકે લોકદૃષ્ટિને એ જ માર્ગ મોહક લાગે એ સ્વાભાવિક હતું. સાથે સાથે જ અસહકારનાં પૂર ઓસરી જવાથી વિદ્યાર્થીઓની અને માન્ય સંસ્થાઓની સંખ્યા પણ ઘટી ગઈ હતી. એટલે સંસ્થાના વિસ્તાર કે ક્ષેત્રના પ્રમાણમાં તેનું ખર્ચ અને તંત્ર માથાભારે પાઘડીના જેવું થયું હતું. તેથી એ બધાને ખંખેરી નાખી સંસ્થાને સુઘટિત અને સુઘડસુથરી બનાવવાનું કામ કરવાની જરૂર ઊભી થઈ હતી. એ કામ કરવા માટે સંસ્થાના તંત્રમાં પણ ફેરફાર કરવાનું જરૂરી હતું. આને માટે મહાત્મા ગાંધીની નજર કાકાસાહેબ પર પડી. તે વખતે મહાત્મા ગાંધી પ્રત્યેની નિષ્ઠાને વફાદાર રહીને કાકાસાહેબે એ કામ હાથમાં લીધું અને પોતાના બહુ જ નિકટના બે મિત્રોનો ખોફ વહોરી લીધો. પોતાના મનઃસ્વાસ્થ્યની દૃષ્ટિથી આ ત્યાગ કાકાસાહેબને બહુ જ ભારે પડ્યો છે.

વિદ્યાપીઠની પુનર્રચના વખતે એ વૃક્ષની માળી પેઠે કાપકૂપ કાકાસાહેબને કરવી પડી, અને કોઈ નિપુણ માળીની જેમ જ તેમણે તે કરી પણ ખરી આચાર્ય ક્રુગ જેવા સંસ્કૃતિના ઉપાસકે — એમને મન સ્વતંત્રતા કરતાં સંસ્કૃતિનું જ મહત્ત્વ વધારે રહ્યા કર્યું હતું — તો કાકાસાહેબના એ કામને લગભગ સંસ્કૃતિ વિધ્વંસક, સંકુચિતપણાનું અનુદાર કાર્ય કહ્યું પણ તેથી કાકાસાહેબે પોતાનું ધ્યાન લક્ષ્યથી જરાય ચલિત થવા દીધું નહિ કાકાસાહેબની સામે સંસ્કૃતિના દુશ્મન હોવાનો આરોપ તો ભાગ્યે જ કોઈ કરી શકે પણ એ સંસ્કૃતિ સ્વાતંત્ર્ય, સ્વાવલંબન સમાનતા, સામાજિક ન્યાય, વગેરેના પાયા પર રચાયેલી હોવી જોઈએ, જીવનનો કેવળ ઉપર ઉપરનો ઓપ હોય તે ન ચાલે તેમણે જણાવ્યું કે, કેવળ સંસ્કૃતિવિકાસની કેળવણી કદર-બૂઝ કરનારી ભોગી હોય છે, જ્યારે સ્વાશ્રયી ઉદ્યોગવાળી કેળવણી મર્દક અને ત્યાગી હોય છે એ ભેદને ધ્યાનમાં રાખી તેમણે બન્નેનો સમન્વય સાધવાનો પ્રયત્ન આ વખતની તેમની વિદ્યાપીઠની કારકિર્દી દરમ્યાન કર્યો તે વખતનો વિદ્યાપીઠનો અભ્યાસક્રમ વર્ધાયોજનાના બીજરૂપ હતો એમ કહી શકાય

આ કાળ દરમ્યાન જ બારડોલીનો સત્યાગ્રહ થયો કાકાસાહેબે વિદ્યાર્થીઓને પરિમિત સંખ્યામાં તેમાં ભાગ લેવા મોકલીને એ લડતમાં વિદ્યાપીઠ વતી સક્રિય ફાળો આપ્યો પણ કેવળ લોકોની એ જવાબદારીને વશ થઈને આખી સંસ્થાને એ લડતમાં હોમી દીધી નહિ

વિદ્યાપીઠના આચાર્ય અને કુલનાયક તરીકેની કારકિર્દી દરમ્યાન કાકાસાહેબે બીજું એક મહત્ત્વનું અને દૂરગામી પરિણામવાળું કાર્ય પાર પાડ્યું અને તે ગુજરાતી ભાષાની જોડણી અંગેનું હતું ગાંધીજી છ વરસની સજા લઈને ૧૯૨૨માં જેલમાં ગયા ત્યારે ત્યાંથી જ તેમણે ગુજરાતી ભાષાની જોડણીને અંગે પ્રવર્તતા અરાજક વિષે ફરિયાદ કરી હતી અને વહેલામાં વહેલી તકે તેમાં વ્યવસ્થા અને એકધારાપણું આણવું જોઈએ એવી સૂચના કરી હતી જેલમાંથી બહાર આવ્યા પછી આશરે ૧૯૨૬ની શરૂઆતમાં તેમણે એ કામ કરવા માટે શ્રી કાકાસાહેબ, સ્વ મહાદેવભાઈ તથા શ્રી નરહરિભાઈની એક સમિતિ નીમી આ સમિતિએ જોડણીને અંગે અગાઉ થયેલી બધી ચર્ચા ધ્યાનમાં લઈને ચોથી સાહિત્ય પરિષદની જોડણી-સમિતિના ઠરાવને આધારરૂપ ગણી કેટલાક નિયમો તારવી કાઢ્યા અને ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યાચાર્યો પર મોકલ્યા, અને તેમાંના ઘણાના આશીર્વાદ પણ મેળવ્યા એ જ અરસામાં વિદ્યાપીઠે પણ એક જોડણી-સમિતિ નીમી અને તેમાં નરહરિભાઈની નિમણૂક કરી એટલે વિદ્યાપીઠ તરફથી એ કામ આગળ ચાલ્યું અને ગુજરાતી ભાષાને એક સર્વમાન્ય અને વ્યવસ્થિત જોડણીકોશ મળ્યો આગળ જતાં તેમાં કોશના બીજા અંગો પણ ઉમેરાતા ગયા છે વિદ્યાપીઠ તરફથી આ એક ભારે સંગીન કામ કાકાસાહેબે પાર પડાવ્યું આ કોશનું કામ ઉત્તરોત્તર વધારે ને વધારે સમૃદ્ધ કેવી રીતે થતું ગયું છે, તેનો ખ્યાલ કોશની નવી બહાર પડનાર આવૃત્તિ પરથી જણાઈ આવશે

આ જ કાળમાં મુંબઈના જાણીતા ગાંધીભક્ત શ્રી નગીનદાસ અમૂલખરાયે ગુજરાતના ગામડાંઓની સેવા અને ઉત્કર્ષ માટે વિશેષ કેળવણીની યોજના કરવા માટે એક લાખ રૂપિયાની રકમ વિદ્યાપીઠને સોંપી તેમાંથી વિદ્યાપીઠમાં ગ્રામસેવા મંદિરની સ્થાપના કરવામાં આવી અને ગુજરાતના જિલ્લા દીઠ ત્યાંની પછાત કોમોની ખાસ સેવા માટે એક એક સંસ્થા સ્થાપન કરવાની યોજના કાકાસાહેબે ઘડી કાઢી તેમાંથી માત્ર ખેડા જિલ્લામાં વલ્લભ વિદ્યાલયના રૂપમાં એ યોજનાએ મૂર્ત સ્વરૂપ પકડ્યું છે રાજકીય હિલચાલ તથા તે તે જિલ્લાની સ્થાનિક સહાનુભૂતિ અને સહકારના અભાવને લીધે તેનો સર્વત્ર અમલ થઈ શક્યો નહિ

ગ્રામસેવા મંદિરની જ એક પ્રવૃત્તિ તરીકે માતર તાલુકાની આર્થિક તપાસનું કામ આ કાળમાં કરવામાં આવ્યું હતું સ્થાનિક લોકોનો વિશ્વાસ અને સહકાર મળે તો જ આવી તપાસોનું કામ સંગીન પણે કેવી રીતે પાર પડી શકે એ વાત આ તપાસના હેવાલ પરથી સ્પષ્ટ જણાય તેવી છે આ કામ પાર પાડવાની મુખ્ય જવાબદારી જોકે એ તપાસના,

નિયામક શ્રી કુમારપ્પાની જ ગણાય, તોપણ કાકાસાહેબનો એ કાર્યમાં મહત્ત્વનો ફાળો હતો.

૧૯૨૯ની મહાસભાની બેઠક થઈ. તેમાં પૂર્ણ-સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો અને તે પછી ૨૬મી જાન્યુઆરી ૧૯૩૦ને દિવસે આખા દેશમાં પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લેવાઈ. તે દિવસે વિદ્યાપીઠની પ્રાતઃકાળની પ્રાર્થના પછી કાકાસાહેબે બહુ જ આનંદિત થઈને ભાવભીના હૃદયથી જણાવ્યું કે, 'જે ઘડીની વરસોથી હું રાહ જોતો આવ્યો છું તે ઘડી અત્યારે આવી છે. કોઈ પણ બાહ્ય નિયંત્રણ વિનાનું સ્વાતંત્ર્ય કે પૂર્ણ સ્વરાજ્ય એ જ આપણું ધ્યેય હોઈ શકે, એમ હું બંગભંગના દિવસોથી માનતો આવ્યો છું, તેને માટે ઝંખતો આવ્યો છું. આજની આ ઘડી ધન્ય ઘડી છે. મારે માટે તેમ જ આપણ સૌ કોઈને માટે — આખા દેશને માટે.' અને ત્યારથી ભાવિ લડતની તૈયારી કરવા પાછળ તેઓ મંડી ગયા. મહાત્મા ગાંધી પણ સ્વરાજ્યની આ અંતિમ લડત માટે શું કરવું, કયું પગલું લેવું, તેને અંગે રાતદિવસ ઉગ્રતાથી વિચાર કરતા ('ફ્યૂરિયસલી થિંકિંગ') હતા. કાકાસાહેબ પણ કોઈ પણ પ્રસંગ મળ્યે આ સ્વાતંત્ર્યસંગ્રામની વાત કરવા, પોતાના મનમાં સળગતી ભાવના વ્યક્ત કરવા, ચૂકતા નહિ.

દાંડીકૂચના દિવસો નજીક આવ્યા. વિદ્યાપીઠનો એકેએક અધ્યાપક અને વિદ્યાર્થી આ સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાય અને વિદ્યાપીઠના શિબિરમાં જરાસરખી શિથિલતા પેસે નહિ તે માટે તેઓ અખંડ જાગ્રત રહેતા. અમારા સંગીતના અધ્યાપક પોતાની અશક્તિનો એકરાર કરીને વખતસર વિદ્યાપીઠમાંથી છૂટા થયા. કળાના અધ્યાપકે જેલ જવાની અશક્તિને લીધે ગાંધીજીની કૂચ સાથે રહીને તેની ફિલ્મ લઈને તે લોકોને બતાવી તે દ્વારા વિદ્યાપીઠના સેવક તરીકે સ્વરાજની લડતમાં ફાળો આપવાની ઇચ્છા વ્યક્ત કરી. કળાના રસિયા, બલ્કે પક્ષપાતી, કાકાસાહેબને આ સૂચના ગમશે એવી તેમની ધારણા હતી. પણ કાકાસાહેબ આવી નિષ્પ્રાણ કળાના ઉપાસક કદી ન હતા. એ વખતે તેમણે કરેલા સ્વતંત્રતા દેવીના આવાહનમાં તેઓ કહે છે કે, 'હે દેવી સ્વતંત્રતે, સંસ્કૃતિ, સાહિત્ય, ઐહિક ઐશ્વર્ય એ બધું તારા વિના કૂચા જેવું છે, નિર્માલ્યની જેમ ફેંકી દેવા યોગ્ય છે.' એટલે એની મુક્તિ માટેના સંગ્રામને આડે કળા આવે એ તેઓ કેવી રીતે સાંખી શકે? એટલે ગમે તે જાતની ગેરસમજ વહોરી લઈને પણ પોતાના એક વખતના વિદ્યાર્થી, પ્રિય કળાકાર ને સાથીને વિદ્યાપીઠમાંથી રજા આપી દેવાનો તેમણે વિના સંકોચે નિર્ણય કર્યો, અને વિદ્યાપીઠના શિબિરનું વાતાવરણ જીવંત રાખ્યું. એ લડતમાં વિદ્યાપીઠે જે ફાળો આપ્યો તે બદલ ગાંધીજીએ વિદ્યાપીઠનો જાહેર ઉલ્લેખ કરીને જણાવ્યું કે, ગુજરાતે વિદ્યાપીઠની પાછળ જે કંઈ ખર્ચ કર્યું છે તેનું ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે દેશને વળતર મળી ગયું છે. વિદ્યાપીઠ સોએ સો ટકા પાસ થયું છે.

એ જ દાંડીકૂચના દિવસોમાં સાતમી મહારાષ્ટ્ર રાષ્ટ્રીય શિક્ષણ પરિષદના પ્રમુખ તરીકે કાકાસાહેબ તળેગામ ગયા. મહારાષ્ટ્રના આદ્ય રાષ્ટ્રીય શિક્ષણકાર શ્રી વિજાપુરકરે સ્થાપેલી રાષ્ટ્રીય પાઠશાળામાં (સમર્થ વિદ્યાલયમાં) એ પરિષદનું અધિવેશન ભરાયું હતું. તે વખતનું કાકાસાહેબનું ભાષણ સ્ફૂર્તિ અને ઉત્સાહનો એક અજોડ નમૂનો છે. એ જ વખતે પૂનામાં 'વસંતવ્યાખ્યાનમાળા'માં તેમણે એક ભાષણ આપ્યું અને આ અહિંસક લડત અખિલ માનવજાતિ માટે કેવી કલ્યાણકારી છે તેનું બહુ જ સચોટ વિવેચન કરીને, નિર્દોષ માણસોના લોહીનું ખાતર ધરતી પર પડશે તો તેમાંથી એક નવી માનવજાતિનો સમૃદ્ધ ફાલ દુનિયાને મળશે, એમ ત્યાં ભેગી થયેલી મેદનીને બુલંદ અવાજે જણાવ્યું. તે વખતના એમના ધીરગંભીર શબ્દોની શ્રોતાઓ પર બહુ જ ઊંડી અસર થઈ હતી.

— ચાલુ] પાંડુરંગ દેશપાંડે

જે માણસને વિષે અનુભવથી તમને એમ માલૂમ પડે કે, તમે જ્યારે ખોટે માર્ગે જાઓ ત્યારે તમને ઠપકો આપવાની અને જરૂર પડે તો ખંચાયા વગર પશ્ચાત્તાપ કરવાની તથા તમને સાચે માર્ગે લઈ જવાની એનામાં તાકાત છે તેની શોધીને મૈત્રી કરવી. —કૉન્ફ્યૂશિયસ

# ગુજરાતના જોડાયેલા પ્રદેશમાં

સને ૧૯૪૮ના જૂન માસથી ગુજરાતના રાધનપુર, પાલનપુર, ઈડર માનપુર વિજયનગર, લુણાવાડા, દેવગઢબારિયા, મતરોડ, વાડાસિનોર, ખંભાત, રાજપીપળા, સચીન, વાંસદા, ધરમપુર ઇ દેશીરાજ્યો મુંબઈ ઇલાકામા ભળ્યા, એ ખબર આપણે છાપામા જોયા પણ તેની અસર જુદી જુદી દષ્ટિએ શી રીતે થશે તેનો ખ્યાલ બહુ ઓછાને હશે

સાબરકાંઠા જિલ્લો જે મુખ્યત્વે કરીને ઈડર અને બીજી નાની રિયાસતોનો બન્યો છે, તેના કલેક્ટર જોડે વાત કરતા જાણ્યુ કે, એ જિલ્લાના માત્ર વહીવટી ખર્ચ પેટે મુંબઈ સરકારને દર વર્ષે ગાંઠના રૂપિયા પચીસ લાખ જોડવાના થશે તપાસ કરતા જાણવા મળ્યુ કે, રાજ્યમા મોટી મોટી જમીન જાગીરદારોની માલિકીની છે, અને તેની જમાનની આવક ઉપર મુંબઈ સરકારનો હક્ક નથી છતા એ પ્રદેશની વ્યવસ્થા જ નહિ, પણ તેમા કરવા જોઈતા તમામ સુધારા—શાળા, રસ્તા, કૂવા ઇની જોખમદારી પણ મુંબઈ સરકારને માથે આવવાની છે એટલે આ ખર્ચ કેટલો વધી જાય એ સમજવા જેવુ છે ગુજરાતના થોડા જ માણસોને ખબર હશે કે, આ પ્રદેશો જે મુંબઈ સરકારને મળ્યા છે તેમા મોટા ભાગના પ્રદેશોમા પછાત કોમોની વસ્તીનુ પ્રમાણ ઘણુ મોટુ છે અને જે રાજ્યોએ આજ સુધી પ્રાથમિક શિક્ષણ યા દવાખાના ઇની મુદ્દલ દરકાર નહોતી કરી, અને રાજ્યની આબકારીની (કાયદેસર અને ગેરકાયદેસર) આવકો ઉપર જ મદાર બાંધેલો તે બધી જતી રહીને તે રાજ્યોમા સુધરેલા ગણાતા રાજ્યની તમામ સગવડો આપવાનો પ્રશ્ન ઊભો થયો છે થોડા વર્ષો પહેલા શ્રી ઠક્કરબાપાને પાલણપુરના (તે વખતના) નવાબસાહેબને મળવાનું થયેલું ત્યારે પાલણપુરના ૫૫૦ ગામો વચ્ચે માત્ર ૨૯ પ્રાથમિક શાળાઓ હોવા સબબે તેમણે તેમનું ધ્યાન દોરેલું

આ પ્રમાણમા છેલ્લા વર્ષોમા નજીવો ફેરફાર થયો હશે પણ આ સ્થિતિ લગભગ બધા જ જોડાયેલા પ્રદેશોમા છે જૂના વહીવટ વખતમા શરૂ થયેલી શાળાઓની વ્યવસ્થા, દેખાવ અને શિક્ષણ ઇ પણ ઘણો જ સુધારો માગી લે છે અને જો આ બધા પ્રદેશોને ગુજરાતના બીજા પ્રદેશોની હરોળમા લાવવાના હોય, તો આને માટે ઠીક ઠીક પ્રયત્ન કરવો જોઈએ સરકાર તેમના સામાન્ય શિરસ્તા પ્રમાણે પ્રગતિ કરવા પ્રયત્ન કરે તે તો બહુ જ અધૂરા નીવડે એમા શક નથી આ દિશામા શુ શક્ય છે તે જોવા માટે શ્રી દાદો. બીન સેવા મંડળવાળા શ્રી ડાહ્યાભાઈ નાયક સાથે સાબરકાંઠાનો ત્રણ દિવસનો પ્રવાસ મે ખેડ્યો તેને અંગે જોયેલી સાંભળેલી હકીકતમાથી થોડી જણાવુ છુ

અમારો પ્રવાસ અમે અમદાવાદથી ખેડબ્રહ્મા જતી ગાડીમા ૮૯ માઈલ દૂર આવેલા ખેડબ્રહ્મા ટર્મિનસ સ્ટેશનથી શરૂ કર્યો અમદાવાદથી ૬૦ માઈલને અંતરે આવેલુ આ સ્ટેશન ડુંગરપુર હિંમતનગર અને દાંતાના વિશાળ જંગલોમાથી કાચો માલ શહેર તરફ લાવવા માટેનુ મુખ્ય કેંદ્ર છે આ તરફના કોલસાના વૅગનો રોજ શહેરોમા ઠલવાય છે આ પ્રવૃત્તિને લઈને જંગલો કેવી બેદરકારીથી કપાય છે તે તો આ બાબતના અભ્યાસીને જ જણાય એ બેદરકારીથી કાપેલા જંગલો સરવાળે દેશની સંપત્તમા ઘણો ઘટાડો કરે છે અને વરસાદની છવા તોડે છે

રાજાઓએ પોતાની હકૂમત છોડતા આ જંગલો પ્રત્યે ઉદાસીનતા બતાવી છે પણ આ જંગલોમાથી ગુંદર, ધોળી મૂસળી અને ઇમારતી લાકડા ઇ મેળવવાનો ધંધો વ્યવસ્થિત ચલાવી શકાય તેમ છે

અમારા પ્રવાસનો દિવસ એ માતાજીની યાત્રાનો દિવસ હતો એટલે આકરા તાપમા રેલવેના છાપરા પર બેસીને પ્રવાસ કરતા સ્ત્રી અને પુરુષ મુસાફરોને અમે જોયા અને મેળો લોકસમુદાય જોયો પણ મેળામા ઠંડા પીણા ઇ ઉપયોગી અને બિનઉપયોગી ચીજોના વેચાણ અને ચગડોળ સિવાય કોઈ પ્રમોદના સાધનો જોયા નહી આખા મેળામા ધ્યાન ખેંચે એવા તો દેશી બીડીના પ્રચારકો હતા નાચ કરનાર છોકરા છોકરીઓના વેશમા આ પ્રચારકો દેશી બીડીના વેચાણ માટે ધીકતો ધંધો કરતા હતા સ્વચ્છતા અમર શાન્તિ જાળવવા માટે આનાથી

દસમા ભાગનો પ્રયત્ન હોત તો ગામની સારી સેવા થાત.

થોડા મહિના પહેલાં શ્રી મોરારજીભાઈની આ સ્થળની મુલાકાત વખતે હરિજનોને માતાના પ્રખ્યાત મંદિરમાં દાખલ કરવા પડેલા. પણ ત્યાર પછી મંદિરમાં કોઈ પેસી જ ન શકે એ ઉદ્દેશથી સંચાલકોએ મંદિરના દરવાજા આગળથી જ બધા દર્શન કરે, કોઈ અંદર ન જ જઈ શકે, એવી વ્યવસ્થા કરીને હરિજન પ્રશ્નનો કામચલાઉ તોડ આણ્યો.

બીજે દિવસે રેલવેથી દૂર ૩૩ માઈલ જંગલોમાં પોશીના નામે મથકમાં પછાત કોમોમાં કામ કરવાનાં મથકની પસંદગીની દૃષ્ટિએ ગયા. વચ્ચે સરકાર તરફથી દુષ્કાળની પરિસ્થિતિને કારણે શરૂ થયેલું કામ જોયું. વચ્ચે જાગીરદારના એક નાનકડા ગામમાં બપોરા કરવા રોકાયા. જાગીરદારની વિધવાઓએ, શ્રી રવિશંકર મહારાજ મારફતે, શ્રી મોરારજીભાઈની આ પ્રદેશની મુલાકાત વખતે, તેમને મળતા જીવાઈમાં વધારો કરવાની માગણી કરેલી ને મંજૂર થયેલી. પણ આ વિધવાઓ આધેડ હોવા છતાં ઘરના ઓઝલની બહાર નીકળી શકે જ નહિ. એટલું જ નહિ, પણ પોતાનું ઘર દુરસ્ત થાય છે તે ઠીક થાય છે કે નહિ તે જોવા પણ તેઓ ફળિયામાં જઈ ઊભાં રહી શકે નહિ!

ગામના અપાસરામાં ધૂડી નિશાળ જેવી સ્થિતિની શાળા જોઈ. તે દિવસે હરિજન બાળકને પ્રથમ શાળાના મકાનમાં દાખલ કરાવ્યો. તે બીતો બીતો દાખલ થયો. શાળાના શિક્ષકે મહેમાનોના સ્વાગતમાં શાળામાં નાટકી ગાયન ગાયું અને ગવડાવ્યું. સ્વાગતમાં બીડી, સિગરેટ, સોપારી ઇત્યાદિ ધર્યાં.

પોશીના પાસે એક સ્થળે જંગલમાં બે ટેકરીઓની સામસામી હારને ૨૨ ફૂટ ઊંચી દીવાલથી જોડી ચોમાસાનાં પાણીને બાંધવાની એક યોજનાનું કામ થતું જોયું. આનો અંદાજ માત્ર રૂા. ૩૦,૦૦૦ હતો. આવાં કામના અનુભવી શ્રી. ડાહ્યાભાઈએ જણાવ્યું કે, સરકારે આજ સુધીમાં કરેલાં આવાં કામોમાં પ્રમાણમાં ઘણું જ સસ્તું અને છતાં વધારે વિસ્તારને પહોંચી વળે તેવું આ કામ છે. રાતે ૧૦ વાગ્યે ગામના ચમારો મળવા આવ્યા. તેમણે કહ્યું: 'આ ગામેથી અમે દર માસે ૧૫૦ કોડી કાચાં ચામડાં બહાર ચડાવીએ છીએ. પણ સરકારે ધિરાણનો કાયદો (શાહુકાર ધારો) અમલમાં મૂક્યો ત્યારથી કોઈ નાણાં ધીરતું નથી. માત્ર રૂપિયા ૪૦૦૦ની મૂડીથી અમારો ધંધો ચાલી શકે એમ છે.' આ ગામે કોઈ ઉત્સાહી સાથી મળે તો સહકારી મંડળીની શક્યતા ખરી. પણ આવા ગામમાં કાંઈ મેળવવું મુશ્કેલ. છતાં હરિજનોની મુશ્કેલી પણ સાચી છે એ જાણીને નિઃશ્વાસ મૂક્યો.

રસ્તામાં નાની નાની ખેતી કરતાં ભીલ ગરાસિયાઓનાં છૂટાંછવાયાં ઘરો જોયાં. જોડાણ યોજના પહેલાંનો અહીંનો ધારો એ હતો કે, પ્રત્યેક ભીલ ગરાસિયા ખેડૂત જેટલી જમીન ખેડે તેના દર વીઘા દીઠ માત્ર સવા રૂપિયો જાગીરદારને અગર દરબારને ભરે. જમીનની વ્યવસ્થિત માપણી નહીં', એટલે તેમાં ખાસ ફેરફાર થયો નથી. વળી રાજાના વખતનો એક ધારો છે કે, આ ખેડૂત પાસેથી કોઈ બિન-ખેડૂત શાહુકાર જમીન વેચાતી લઈ શકે નહિ. એટલે ભીલો પણ પ્રમાણમાં સુખી જણાયા.

દુષ્કાળને લઈને તદ્દન દેશી બનાવટના રેંટથી પાણી ખેંચીને લીલોતરી ઉગાડવાના પ્રયત્ન કરતા ભીલ ખેડૂતોને જોવાનું દશ્ય મનને ગમે તેવું હતું. એક રેંટ આખા દહાડામાં કેટલા આંટા ફર્યો તેની ગણતરી માટે બે ફરતાં લાકડાંને દોરી ઉકેલાતી અને વીંટળાતી જાય એવી વ્યવસ્થા હતી. તેને મારા એક સાથીએ રમૂજમાં 'માઇલો-મિટર' નામ આપ્યું. વરસાદના દિવસોમાં આ પ્રદેશ મુખ્ય ગામોથી છૂટો પડી જાય છે. આગળ જો ત્રણ માઈલનો એક સાદો રસ્તો થાય તો તેને આબુરોડ જોડે સાંધી શકાય એમ કોઈએ જણાવ્યું.

જ્યારે આ ગાળામાં કેળવણીનું પ્રમાણ બહુ ઓછું છે ત્યારે આ ગાળાના ગામડાના પણ મુંબઈની હાઈસ્કૂલમાં નોકરી કરતા એક શિક્ષક ભાઈએ પોતાને વતન કડિયાદરા જઈને પ્રાથમિક શાળા ચલાવવાનું

અને તેનો મિડલ સ્કૂલ સુધી વિકાસ કરવાનું વિચાર્યું ઉત્તરોત્તર તેને દાન મળતું ગયુ તેમ તેમણે શાળાનું મકાન, છાત્રાલય, બગીચા માટે થોડી જમીન ઇત્યાદિ વસાવ્યા અને રણમા મીઠી વીરડીની જેમ એક વિદ્યા કેન્દ્ર જમાવ્યુ, તે હાલ પ્રાગજી ઠાકરશી મિડલ સ્કૂલ તથા શ્રી દામોદર જાદવજી બોર્ડિંગને નામે ઓળખાય છે. આ તકનો લાભ હરિજન વિદ્યાર્થીઓને પણ મળવો જોઈએ પણ તેઓ સાથે આવી શકે નહિ, એટલે તેમણે જુદી હરિજન શાળાથી શરૂઆત કરી પણ પૂજ્ય ગાંધીજીના અવસાન સમયે એ પ્રસગની યાદગીરીમા હરિજન બાળકોને ગામની પોતે શરૂ કરેલી શાળામા દાખલ કરી દીવા અમે એક સાંજે આ સ્થળની ઔચિત્તી મુલાકાત લીધી અને હરિજન બાળકો સહિત બીજા બાળકોને ત્યા સાથ પ્રર્થનામા બેઠેલા જોઈ આનદ થયો

અહીથી દૂર જગલમા આગળ વિજયનગરનું નાનું રાજ્ય હતું તે હવે સયોજિત થયેલુ છે અહી કુદરતી પાણીનો એક ઝરો પણ છે અને બારે માસ ઝાડના મૂળમાથી પાણી પુષ્કળ વહે છે ગાયોનું રક્ષણ થાય તેવુ બીડ પણ છે એમ અમને કહેવામા આવ્યુ

વર્ષો પડેલા જગલી જમીનો ભાગીને ખેડુતો અહી વસ્યા અને મોટા લાભ વસાવીને હવે મોટા અને સારી સ્થિતિના ખેડૂતો બન્યા છે એવો આ પ્રદેશ છે

અહીથી વળી પચાસ માઇલ દૂર વૈષ્ણવોનું યાત્રાનું ધામ શામળાજી છે રેલવેથી લગભગ ૩૦ માઈલ દૂર થાય નાના નાના પર્વતોની હારમાળા વચ્ચે આવેલુ ૩૫૦ માણસોની વસ્તીનુ નાનકડુ ગામ પ્રખ્યાત મદિર માટે મગરૂરી ધરાવે છે

અહી મદિરમા મોડાસાના વયોવૃદ્ધ કાર્યકર શ્રી મથુરાદાસ ગાંધીના પ્રયત્નથી હરિજનો દાખલ થાય છે એમ સાભળ્યુ, એટલે અમે મદિર જોયુ વળી અહી આસપાસના ગામડાના ૪૦ ભીલ વિદ્યાર્થીઓને માટે સરકારે કેન્દ્ર ચાલતુ જોયુ એક ઉત્સાહી કાર્યકર્તા મહાદેવ ભાઈ(?) તરફથી આ ગાળામા ભીલોને ઉપયોગી કામ કરી રહ્યા છે તેમની માફક, સામાન્ય દિવસોમા ૮–૧૦ માઈલ પણ ચાલ્યા સિવાય બહાર જવા માટે મોટરનું સાધન ન મળે એવા ગામડામા આપણા વધુ કાર્યકર્તાઓ ક્યારે બેસશે?

આ જ ગાળામા તુલસિયા ક્યાંને એક મથક છે. વર્ષોથી ત્યા ઈસાઈ—ખ્રિસ્તીઓએ થાણુ નાખ્યુ છે એક આર સી એસ ની ઉપાધિવાળા એક સરજન ગરીબ ભીલોને સારવાર આપે છે હાલ તો તેઓ મોટર રાખે છે પણ એક વખત એવો હતો કે આ લોકો ઘોડા પર બેસીને આસપાસ ફરી વળતા સરકારી નોકરો ફરજિયાત ગણાગાંઠ્યા કલાકો માટે ગામડામા જાય તેનાથી આ ગરીબ લોકોને ખાસ લાભ થતો નથી ગામડામા કામ કરવાની જ દૃષ્ટિએ ચતુર સેવકો પલાઠી વાળીને બેસે તો જ ગામડાની પુનર્રચનાનુ કામ થાય

શામળાજીમા ગરીબ લોકોને માટે સસ્તા અનાજની દુકાન ચાલતી એમ જોઈ આ દુકાનનો લાભ લેવા માટે મધ્યમવર્ગના સ્ત્રીપુરુષો પોતાના રેશન કાર્ડ સાથે આવેલા તેમા દેખાવમા ખ્રિસ્તી ભીલ જુદા તરી આવતા હતા વર્ષોથી ત્યજાયેલા આપણા ભાઈઓની પરદેશીઓ—પરધર્મીઓ પ્રેમથી સેવા કરે છે અને આપણે મોટે ભાગે તેમની ઉપેક્ષા કરીએ છીએ, એ હકીકત છે

આપણા સમજુ અને શિક્ષિત યુવાન વર્ગને આ દિશામા કામ કરવાનુ મન થાય એ જરૂરનુ છે સેવાદળના કેટલાક વિદ્યાર્થીઓ રજાના દિવસોમા અહી ફરવાનો વિચાર કરી રહ્યા છે એમ સાભળ્યુ છે એ સારી વાત છે તેથી તેમને જ્ઞાન અને પ્રેરણા મળશે પણ ફરવામાત્રથી લોકોની ભીડ ભાગતી નથી તે માટે સેવાભાવી યુવકોએ કાયમી થાણા નાખીને રહેવુ જોઈએ

**પરીક્ષિતલાલ મજમુદાર**

# ગુજરાત વિષે જાણવા જેવું

ગુજરાતનો સંબંધ મુંબઈ પ્રાંત સાથે જોડાયેલો હોવાથી ખાસ ગુજરાત વિષે ઘણી માહિતી અલગ મળતી નથી. વળી ગુજરાતનો કેટલોક ભાગ દેશી રાજ્યોમાં હોવાથી પણ સમસ્ત ગુજરાતની બધી માહિતી મેળવવી લગભગ અશક્ય જેવું છે. આમ છતાં, મુંબઈની ખાલસા કૉલેજના પ્રો. એ. બી. ત્રિવેદી એ દિશામાં થોડાં વરસોથી પ્રયત્ન કરે છે અને ગુજરાતને લગતી ઉપયોગી માહિતી બહાર પાડે છે. તેમણે શરૂઆતમાં છૂટક છૂટક તપાસો કરીને અને મળી શકે તેવા સરકારી અને બીજા રિપોર્ટો ઉપરથી પત્રિકાઓના રૂપમાં માહિતી બહાર પાડી હતી અને તે પછી એકત્રિત કરીને પુસ્તકોના રૂપમાં ('કાઠિયાવાડ ઇકોનૉમિક્સ' અને 'વેલ્થ ઑફ ગુજરાત') બહાર પાડી હતી. હમણાં તેમાંની કેટલીક માહિતીની સાથે થોડુંઘણું નવું ઉમેરીને 'પોસ્ટ-વૉર ગુજરાત' ('યુદ્ધોત્તર ગુજરાત') નામે નવું પુસ્તક બહાર પાડ્યું છે. તેમાં ડેમી સાઈઝનાં ૨૯૦ પાન છે અને તેની કિંમત રૂ. ૧૯–૮–૦ છે. પુસ્તક પ્રગટ કરવામાં ભાવનગરના એક મિલમાલિકે મદદ કરી છે. બાંધામણી વગેરે ઊંચા પ્રકારનું નથી છતાં તેની આટલી ભારે કિંમત રાખવામાં આવી છે, એટલે સામાન્ય વાચકને તે પહોંચી શકે નહિ એ સ્વાભાવિક છે. તેમાં ભેગી કરેલી માહિતી ગુજરાતના આર્થિક સર્વસંગ્રહ જેવી છે. તે ગુજરાતના દરેક અભ્યાસીએ જાણવા સમજવા જેવી છે. લેખકે ગુજરાતની આર્થિક પુનર્ઘટના કરવાની દૃષ્ટિએ કેટલાંક સૂચનો કર્યાં છે તે એટલાં વ્યાપક અને વિગતવાર નથી, પણ તેમણે એકઠી કરીને આપેલી માહિતી જરૂર ઉપયોગી છે. તેમાંથી વાનગી રૂપે થોડી અહીં ઉતારી છે તે વાચકને ઉપયોગી લાગશે એવી આશા છે.

### ગુજરાત

ભૌગોલિક સ્થાન — . . . ગુજરાતનો પ્રદેશ ઉત્તર અક્ષાંશ ૨૦.૩ અને ૨૪.૫ વચ્ચે અને પૂર્વ રેખાંશ ૭૧.૩ અને ૭૪.૪ વચ્ચે આવેલો છે. તેની જમીન ઢોળાવવાળા છાપરા જેવી પૂર્વથી પશ્ચિમ તરફ ઢળતી છે, તેથી તેની બધી નદીઓ પશ્ચિમ તરફ વહે છે.

વિસ્તાર — ૩૩,૭૯૮ ચો. માઈલ.

દરિયાકાંઠો — ૨૦૦ માઈલ

વસ્તી — ૧૮૮૧ ૬૯ લાખ
૧૯૦૧ ૬૧ ,,
૧૯૨૧ ૬૮ ,,
૧૯૩૧ ૭૭ ,,
૧૯૪૧ ૮૮ ,,

એટલે, સાઠ વરસમાં ૨૮ ટકા વધારો થયો, દર ચો. માઈલે વસ્તીનું પ્રમાણ ૨૨૮

ગામડાં — ૧૨,૭૯૧

શહેરો — ૧૦૩ (એટલે ૫૦૦૦ વસ્તી ઉપરનાં ગામ)
(૮૧ ટકા વસ્તી ગામડાંમાં, ૧૯ ટકા શહેરોમાં)

અક્ષરજ્ઞાન

| ઉંમર | ગુજરાત | કાઠિયાવાડ | વડોદરા |
|---|---|---|---|
| | — (વસ્તીના ટકા) — | | |
| ૫–૧૦ | ૭.૨ | ૮.૦ | ૧૧.૮ |
| ૧૦–૧૫ | ૧૩.૨ | ૧૩.૯ | ૨૨.૧ |
| ૧૫–૨૦ | ૧૯.૮ | ૧૯.૪ | ૧૫.૮ |
| ૨૦ઉપર | ૧૫.૬ | ૧૫.૮ | ૨૦.૮ |

ઢોર

| | (લાખ) |
|---|---|
| બળદ, આખલા | ૧૫ |
| ગાયો | ૧૦ |
| ભેંસો | ૧૦ |
| વાછડાં-પાડાં | ૧૦ |
| ઘેટાં-બકરાં | ૧૨॥ |
| ઘોડાં, ગધેડાં, ઊંટ વગેરે | ૭॥ |
| કુલ | ૬૫ |

એટલે દર સો એકરે ૫૦ ઢોર પડે.

રસ્તા — ૧૦ હજાર માઈલ. તેમાંથી ૩૦૦૦ પાકા, ૭૦૦૦ કાચા

रेलवे — १७२० माईल
वरसाद — દક્ષિણ ગુજરાત ૬૦ થી ૧૦૦ ઇંચ
નર્મદા વિભાગ ૪૦ થી ૫૦ „
સાબરમતી અને મહી ૩૫ થી ૪૦ „
બનાસ વિભાગ „ ૨૦ સુધી
जमीन — ૨૧,૬૧૦,૭૨૦ એકર તેમાંથી

| | | કુલના ટકા |
|---|---|---|
| ખેતીમાં વપરાતી | ૧૪૦ લાખ | ૬૬·૬ |
| ચાલુ પડતર | ૧૦ „ | ૪·૭ |
| ખેડવા લાયક બીજી પડતર | ૨૦ „ | ૯·૫ |
| ખેડાણ ન થઈ શકે તેવી | ૨૫ „ | ૧૧·૯ |
| જંગલો | ૧૫ „ | ૭·૧ |

ખેડૂત ખાતેદાર દીઠ જમીન ૬ એકર, બિનખેડૂત ખાતેદાર દીઠ ૧૦ એકર.

ढ — ૮ લાખ
गाय — ૪ લાખ
देवुं — ખેડૂતોનું ૩૫ કરોડ (૧૯૪૬–૪૭)
पीतनी सगवड — (૧૯૩૬–૩૭)
૫ લાખ એકર જમીનમાં એટલે ખેતીમાં વપરાતી જમીનના ૩.૫ ટકામાં.

| वावेतर — (૧૯૩૬–૩૭) | એકર હજારમાં |
|---|---|
| અનાજ | ૬૦૦૦ |
| ઘાસચારો | ૨૨૫૦ |
| કપાસ | ૩૦૦૦ |
| તેલીબિયાં | ૧૦૦૦ |
| તમાકુ | ૨૬૦ |
| પરચૂરણ | ૭૬૦ |
| કુલ | ૧૩,૨૭૦ |

पाकउतार — (એકરે પેદાશ રતલ)

| | ચોખા | ઘઉં | ચણા |
|---|---|---|---|
| ૧૯૩૭–૩૮ | ૧૨૭૮ | ૪૩૫ | ૮૪૦ |
| ૧૯૪૨–૪૩ | ૧૧૪૨ | ૪૨૮ | ૮૪૦ |

धंधा — (૧૯૩૧)
કુલ ,૭૭ લાખમાંથી કામ કરી શકે તેવી વસ્તી ૫૦ લાખ ગણાય તેમાંથી ૩૬ લાખ નીચે મુજબ ધંધામાં કામ કરે છે. બાકીના ૧૪ લાખ કામ વગરના છે.

| | (હજારમાં) |
|---|---|
| (ક) ખેતી ઢોરઉછેર અને ખાણો | ૨૬,૨૭ |
| (ખ) વેપાર, ઉદ્યોગ, વાહન વહેવાર | ૫,૭૯ |
| (ગ) રાજવહીવટ, કેળવણી | ૧,૨૭ |
| (ઘ) ઘરનોકરો, પરચૂરણ | ૨,૯૭ |
| | ૩૬,૩૦ |

(ખ) વિભાગના લગભગ ૭ લાખમાંથી સાડા ત્રણ લાખ નાના મોટા ઉદ્યોગોમાં રોકાયેલા છે.

તેમાંથી ૧ લાખ કાપડની મિલોમાં
૧૧ „ નાનાં કારખાનાંમાં
૧૧ „ ગૃહોદ્યોગોમાં

मजूरीना दर — (છેલ્લા વિશ્વયુદ્ધ પછી)

| | | |
|---|---|---|
| ખેત-મજૂર | રૂ. ૧–૦–૦ | દૈનિક |
| મિલમજૂર | ૭૦–૦–૦ | માસિક |
| નાનાં કારખાનાં | ૬૦–૦–૦ | „ |
| સુથાર–લુહાર | ૧૦૦–૦–૦ | „ |
| ગૃહોદ્યોગો | ૩૦–૦–૦ | „ |

बंदरी वेपार — (૧૯૩૬–૩૭) — રૂ. હજારમાં

| ખંભાત | સુરત | ભરૂચ | વલસાડ | કુલ |
|---|---|---|---|---|
| ૧૭,૩૩ | ૮૭,૭૭ | ૪૦,૫૨ | ૧૭,૬૭ | ૧૬૫,૨૯ |

૧૯૩૩–૩૪માં આ વેપાર રૂ. ૨૭૮ લાખનો હતો.
सरकारी आवक — (૧૯૩૬–૩૭) રૂ. ૩૭૫ લાખ.

આ આંકડા એકસરખી સાલના નથી. કેટલાક યુદ્ધ પહેલાંના છે અને કેટલાક યુદ્ધ પછીના છે. કેટલાક તો ૧૯૩૧ની સાલના છે. છેલ્લી વસ્તી ગણતરી ૧૯૪૧માં થઈ હતી, પણ સરકારે તેના પૂરા આંકડા બહાર પાડ્યા નથી, એટલે કેટલાક આંકડા લગભગ

ત્રીસ વરસ જૂના છે. આમ છતાં જે કંઈ ભેગું કરવામાં આવ્યું છે તે ઉપયોગી છે. તેમાં ખાસ કરીને જુદા જુદા નાના મોટા ઉદ્યોગોની પેદાશ-વેચાણની પરિસ્થિતિનું વર્ણન ખાસ ધ્યાન ખેંચે તેવું છે. તે લક્ષમાં લઈને ગુજરાતમાં ઉદ્યોગો વધારવાનો અને થોડા સમયની કે લાંબા સમયની બેકારી, અર્ધ-બેકારી ટાળવાનો વિચાર કરવો જોઈએ.

વિ૦

# સમાજ અને વ્યક્તિ

(૧)

એક યુરોપિયન પ્રોફેસરે પોતાનું પુસ્તક, 'આપઘાત વિષે નિબંધ' પ્રગટ કર્યા પછી થોડાંક અઠવાડિયાંમાં પોતે આપઘાત કર્યાના સમાચાર સાંપડે છે. સંભવ છે કે, આ પ્રોફેસરે આપઘાત કરનારનું માનસ સારી રીતે ચીતર્યું હશે.

આપણે ત્યાં પણ આપઘાતના કિસ્સા ક્યાં ઓછા છે? કોઈ કૂવામાં પડી મરે છે, તો કોઈ ઝેર ખાઈ જીવનનો અન્ત આણે છે; કોઈ ઘાસતેલ છાંટી બળી મરે છે, તો કોઈ ગળે ફાંસો ખાઈ જીવનદોરી કાપી નાખે છે. આપણા સમાજમાં જ્યાં જ્યાં આવા કિસ્સાઓ બને તે બધાના મૂળમાં ઊતરવાની સમાજ-સેવકોની ફરજ છે.

થોડાક દિવસ ઉપર એક સમાજશાસ્ત્રના અભ્યાસી ભાઈ મળ્યા તે પોતાની જ્ઞાતિનો ઇતિહાસ તેમ જ મૂળ ખોળી કાઢી તે ઉપર ડોક્ટરેટ મેળવવા એક નિબંધ લખી રહ્યા હતા. મને થયું કે, જ્ઞાતિની ઉત્પત્તિ અને મૂળ શોધવા કરતાં આવા વધુ ઉપયોગી વિષયમાં આ ભાઈ પોતાની બુદ્ધિ કસતા હોય તો કેવું સારું!

(૨)

તાજેતરમાં સંયુક્ત રાષ્ટ્રોના સામાજિક... દફતરના ખાતા તરફથી બાળકો અને યુવાનોની હિનસંભાળ વિષે એક રિપોર્ટ જાન્યુઆરી માસમાં બહાર પડ્યો છે. બત્રીસ રાષ્ટ્રો આ સંઘનાં સભ્ય છે અને તે બધાંએ પોતપોતાની વિગતો મોકલી આપેલી તે આધારે આ રિપોર્ટ ઘડાયેલો છે. આધુનિક બાલમાનસ અને યુવાનોના દિલમાં શું રમી રહ્યું છે તેનું સચોટ દિગ્દર્શન આ રિપોર્ટમાંથી જડે છે. આ પ્રશ્ન એવો જટિલ છે કે, તેનો ઉકેલ કોઈ એકાદ ઉપાયથી આવવાનો સંભવ નથી. બધીય બાજુથી ભારે પ્રયાસો કરવામાં આવે તો જ આ પ્રશ્ન કંઈક હળવો બને.

રિપોર્ટમાં બે જાતના ઉપાયો સૂચવવામાં આવ્યા છે. એક બાળકો અને યુવાનોને અમુક પ્રવૃત્તિઓમાંથી પરાણે અટકાવવાનો, અને બીજો રચનાત્મક એટલે તેમને એવી રીતે કોઈ પણ કાર્યક્ષેત્રમાં વાળવાનો કે જેથી તેમની અધમ મનોવૃત્તિ કબજામાં રહે.

આ પ્રશ્ન એકલાં તજાયેલાં કે રખડતાં બાળકોનો જ નથી. મહાવિગ્રહ નં. ૨ પછી આ પ્રશ્ને ગંભીર સ્વરૂપ પકડ્યું છે. એટલે હવે તો આખાયે માનવ-સમુદાયને આવરી લે એવા ઉપાયોથી જ આ પ્રશ્નનો ઉકેલ આવવાનો સંભવ છે, એમ રિપોર્ટમાં જણાવ્યું છે.

લક્સમ્બર્ગની સરકારે જે ટીકા કરી છે તે—ધ્યાનમાં લેવા જેવી છે:

> "સીધી કે આડકતરી રીતે નૈતિક કેળવણી તદ્દન અધૂરા પ્રકારની હતી. . . . જૂઠ, ચોરી અને ખૂનને જરૂરી ગણી કેટલીક વાર વખાણવામાં આવતાં. કાળાંબજારની અપ્રામાણિકતાની કોઈ ટીકા કરતું નહિ. આ પ્રકારના વેપારને સાહજિક સમજવામાં આવતો અને જે પ્રામાણિક આદમીઓ આમ વર્તવામાં આનાકાની કરતા કે ના પાડતા તેમને મૂરખ લેખવામાં આવતા."

આપણા દેશમાં પણ આ પ્રશ્ન ઓછો ગંભીર નથી. આપણે પ્રજા તરીકે પરલોકની ચિન્તા કર્યા કરીએ છીએ, પણ આ લોક તરફ જરા વધુ ધ્યાન આપીએ તો વધુ સબળ સમાજ અસ્તિત્વમાં લાવી શકીએ.

તાજેતરમા જ મારે એક કૉલેજના પ્રોફેસર સાથે વાત થઈ ત્યારે સમજાયુ કે, આપણા યુવકોએ કૉલેજમા અભ્યાસ કરવાના કાળમા હૉસ્ટેલના રોજબરોજના કામકાજમાથી પૈસા ઉચાપત કરવાની વૃત્તિ મારી પેઠે ખીલતી છે, અને અગાઉ જે વૃત્તિ અપવાદરૂપ હતી તે છેલ્લા થોડા વરસોમા લગભગ સાર્વત્રિક બની છે મે એમને કડક સજા આપવાની સૂચના કરી પણ તેમનો મત જુદો હતો એ કહે "આવા યુવકોના પિતાઓ અત્યારે ધૂમ કાળુ બજાર કરી રહ્યા છે, એટલે મે આવા કિસ્સામા દરેકને ઘેર કાગળ લખી એમના સુપુત્રોના કરતૂકોની ખબર આપી, તે બાબત કેટલો દડ કર્યો છે તે પણ જણાવ્યુ છે. આમ છતા એકે તરફથી જવાબ મળ્યો નથી પોતાના પુત્રોના સ્ખલનોનો તેઓ જાતે જ દાર્શનિક પુરાવો આપી રહ્યા છે આ પરિસ્થિતિમા આકરી સજાથી શો અર્થ સરશે?"

મે એમને કહ્યુ "બધાયે કિસ્સામા એક જ પદ્ધતિ સફળ ન નીવડે પણ એકાદ એવો ગભીર કિસ્સો શોધી કાઢી સખત હાથે કામ લેવુ જોઈએ એમ મારો મત છે તમે જો હળવે હાથે કામ લેશો તો વિદ્યાર્થીજીવન તદ્દન સડી જશે અને પછી કોઈ ઉપાય કામ નહિ લાગે"

( ૩ )

એક માનસવિજ્ઞાનશાસ્ત્રીએ તાજેતરમા એક સુન્દર પુસ્તક લખ્યુ છે Cooperati m Toleration and Prejudice આ પુસ્તકમા આપણા આધુનિક સમાજને — *an age of evil* અનિષ્ટ યુગ તરીકે ઓળખાવે છે લેખક જણાવે છે કે, સશય, ઈર્ષ્યા અને ધિક્કાર એ આજે સાર્વત્રિક બન્યા છે અને નૈતિક મૂલ્યાકનોનો પારો ઘણો નીચો છે આપણે અગાઉની જેમ અત્યારે અનિષ્ટ તરફ ઘણા ભેરતા નથી આનો ઉપાય શો? આ પ્રશ્ન પૂછી જવાબ આપતા આ પુસ્તકના લેખક જરાયે આશાવાદ સેવતા નથી એ તો ફરિયાદ કરે છે કે, આનો ઉપાય ૧૯૧૪ની સાલ અગાઉ અજમાવવા જેવો હતો ૧૯૧૮ બાદ પણ આપણે કઈક ઉપાય અજમાવવાની તદબીર કરી હોત તો ઠીક હતુ હવે તો ઘણુ મોડુ થઈ ગયુ છે

લેખક વધુમા જણાવે છે કે, વ્યક્તિ કરતા સમાજ આજની પરિસ્થિતિ માટે વધુ જવાબદાર છે, માટે જે ઉપાય યોજીએ તે સામાજિક પુનર્વિધાન દૃષ્ટિ સમક્ષ રાખી યોજવો જોઈએ હરીફાઈના જમાનામા બીજાનું ઝૂટવી લઈ પોતાનું કરવાની વૃત્તિઓને જ્યા સુધી નહિ રોકીએ, ત્યા સુધી આપણે સફળ થવાના નથી સ્વાર્થી મનોવૃત્તિના વર્તુલોમાથી બહાર નીકળી આપણે વિકાસ સાધવા પ્રયાસ કરવો જોઈએ આથી સામાજિક અભિપ્રાય બદલ્યા સિવાય આપણી પાસે બીજો રસ્તો નથી.

આમ વ્યક્તિ અને વાતાવરણ વચ્ચે સુમેળ સાધવાના પ્રયાસોમા વાતાવરણનો દોષ કાઢી તે બદલવાના પ્રયાસ અને અખતરા કરવામા આધુનિક પ્રજાઓ કાલક્ષેપ કરતી નથી લાગતી? આખરે વાતાવરણ બદલવા માટે પણ શુ વ્યક્તિએ પોતે જ બદલાવાની જરૂર નથી? અત્યત વિરુદ્ધ વાતાવરણમા એકલદોકલ વ્યક્તિથી કાઈ થઈ શકે નહિ એ સામાન્ય જનનો અનુભવ હોવા છતા, એવા દાખલા નથી શુ કે, જ્યા એક જ વ્યક્તિએ સમાજસુધારણા અર્થે પહેલ કરી વાતાવરણ વિશુદ્ધ કરવામા પોતાનો કીમતી ફાળો આપ્યો હોય? વહાણવેરો આપવાની ના પાડનાર પિમ અને હેમ્પ્ડન, ધાર્મિક સુધારણા અર્થે મથતો લ્યૂથર, અને આપણા દેશનો તાજો ઇતિહાસ વિચારીએ તો હિન્દુ – મુસલમાન ઝઘડાઓને નિવારવા પોતાના પ્રયાસોની અતિમ સાધના અને પરાકાષ્ઠા સાધનાર મહાત્મા ગાધીજી — આ બધાય શુ એમ નથી પ્રબોધતા કે, સમાજને સુધારવો હશે તો વ્યક્તિએ સુધરવા પ્રયાસ કરવો પડશે?

મજકૂર પુસ્તકના લેખકની નિરાશા ટાળવાનો ઉપાય આથી માત્ર સમુદાય કે સમાજના ખોખા બદલવામા નથી, પણ સાથે સાથે વ્યક્તિની સુધારણા અને વિકાસમા છે આવી સમર્થ વ્યક્તિઓ વધતી જશે પોતાના વિચારોની વિરાસત બીજાને પસાર કરતી થશે, તો જરૂર સમાજનુ સ્વાસ્થ્ય વધુ સાધી શકાશે

વિજયશકર મ ० ભટ્ટ

# કુદરતનું જાદુ—૨

[ગયા અંકથી સંવાદ આગળ ચાલુ]

બા—કેમ રમા, કાર્બન વાયુ અને પાણી જેવી કેવી સાદી વસ્તુઓમાંથી ઝાડ ગ્લુકોઝ, સાકર, સ્ટાર્ચ અને ચરબી બનાવે છે! તને ગમત પડી કે નહિ?

રમા—બા, બહુ મઝા પડી. આવું જ્ઞાન તો મિષ્ટાન્ન કરતાં પણ વધારે મીઠું લાગે છે. પણ બા, તું આ બધું સમજાવતી હતી ત્યારે મારા મગજમાં એક સવાલ ઊઠ્યા કરતો હતો. ઝાડ પહેલાં ગ્લુકોઝ બનાવે છે; તેમાંથી સાકર, સ્ટાર્ચ ને છેવટે ચરબી બને છે. પાછાં વળી આપણે ખાઈએ એટલે શરીરમાં આ બધાંનો પાછો ગ્લુકોઝ બનાવવો પડે છે. તો પછી આટલી માથાકૂટ કરવાથી શો ફાયદો? ઝાડ એકલું ગ્લુકોઝ બનાવે તો ઝાડની અને માણસની બન્નેની તકલીફ ન મટી જાય?

બા—જીવનમાં તકલીફ તો છે જ. પણ કુદરત કંઈ એ તકલીફ નકામી નથી ઉઠાવતી, એ તકલીફ ઉઠાવી ઉઠાવીને પ્રાણીઓને ઉપયોગી એવી શક્તિ એકઠી કરે છે. કુદરત એટલે અહીં સૂરજ સમજ. સૂરજનું કામ જગતમાં ન હોય ત્યાંથી શક્તિ ઉત્પન્ન કરવાનું છે. પોતાની ગરમીથી તે સમુદ્રના પાણીને ઊંચું ચઢાવે છે. એ ઊંચા ચઢેલા પાણીમાં કેટલી બધી શક્તિ એકઠી થયેલી હોય છે! પર્વતો પરથી પાણી નીચે પડે છે તેના બળથી વીજળી પેદા થઈ શકે છે, ને તેનાથી કારખાનાં અને રેલગાડીઓ ચાલી શકે છે. પર્વતમાંથી નીકળતી નદીઓના પ્રવાહના બળનો ઉપયોગ કરીને પંજાબમાં લોટ દળવાની ઘંટીઓ ચાલે છે.

આપણે ઘડિયાળને ચાવી આપીએ છીએ તે તું જાણે છે. પરમ દિવસે તેં અધૂરી ચાવી આપી, તેથી ઘડિયાળ કેવું વચમાં જ બંધ પડી ગયું હતું? પૂરી ચાવી આપવાથી જ તેનાં ચક્રો પૂરો વખત ચાલે ને તેના કાંટા ફરે. ચાવી આપતી વખતે આપણે શક્તિ ખર્ચ કરીએ છીએ ખરાં, પણ તે શક્તિ નકામી ન જતાં કમાનમાં એકઠી થાય છે ને ઘડિયાળને આખો દહાડો ચાલતું રાખે છે.

આવી જ રીતે, સૂરજ કાર્બન વાયુ જેવી નકામી વસ્તુ પર ચાવી ચઢાવે છે ને તેમાં શક્તિ ભરે છે. ગ્લુકોઝ બનાવીને અટકી જાય તો તેણે અધૂરી ચાવી ચડાવી કહેવાય. ચરબી બનાવે તો જ પૂરી ચાવી ચડાવી ગણાય. જો એ શક્તિ એકઠી કરવા બેસે તો વળી થોડી એકઠી કરીને અટકી શું કામ જાય? એટલે જ એ ગ્લુકોઝ બનાવીને અટકી જતો નથી. ગ્લુકોઝમાં ચાવી ચડાવીને એ સાકર બનાવે છે. સાકરમાં ચાવી ચડાવીને ચરબી બનાવે છે. જેમ જેમ ચાવી ચડાવતો જાય તેમ તેમ તે શક્તિ એકઠી કરતો જાય છે. જેવી રીતે ઘડિયાળની ચાવી ઊતરતી જાય તેમ તેનાં ચક્રો ચલાવવાની શક્તિ ઓછી થતી જાય છે, તેવી જ રીતે ચરબીમાંથી ગ્લુકોઝ બનવાની ચાવી ઊતરવામાં પણ શરીરમાં પરિશ્રમ કરવાની શક્તિ છૂટતી જાય છે.

રમા—બા, ઘડિયાળની ચાવી ચડાવવામાં કમાન જુદી જાતની નથી બની જતી. પણ ગ્લુકોઝ પર ચાવી ચડાવવાથી તો ઘણો ફરક પડી જાય છે.

બા—સૂરજ ચાવી ચડાવવા બેસે પછી તે કંઈ જેવી તેવી હોય? એની ચાવી ચડાવવામાં તો ઘણા હેતુઓ સમાયેલા હોય છે. શક્તિ એકઠી કરવાના મુખ્ય હેતુની સાથે સાથે એકઠી થયેલી શક્તિને સુરક્ષિત રીતે સંઘરી શકાય એ હેતુ પણ તે ખ્યાલમાં રાખે છે. ગ્લુકોઝ પાણીમાં ઓગળી જાય છે એ તું જાણે છે. તેથી તેના પર હવાના ભેજ વગેરેની અસર થાય ને તે લાંબો વખત સંઘરી ન શકાય. સ્ટાર્ચ પર એવી અસર બહુ જ ઓછી થાય છે. એટલે સંઘરવાનો હેતુ પણ તેમાં સારી રીતે સચવાય છે. ઝાડની શી વાત. આપણા શરીરમાં પણ વધારાના ગ્લુકોઝની કાં તો ચરબી બનાવી દેવામાં આવે છે, કે કાં તો સ્નાયુશર્કરા નામની સ્ટાર્ચ બનાવવામાં આવે છે. એ પણ સંઘરવાની અનુકૂળતાની દૃષ્ટિએ જ, કેમ કે ગ્લુકોઝ વધારે પ્રમાણમાં શરીરમાં રહી શકતો નથી; તે પેશાબ વાટે બહાર નીકળી જાય છે.

રમા — બા, ઝાડમા એ સગ્રહ કયા કરવામા આવતો હશે?

બા — જમીનમાથી જે દ્રવ્યો ઝાડ ચૂસે છે તે તથા હવામાથી મેળવે છે તે બધા પ્રથમ પાદડામા એકઠા થાય છે પાદડા એ ઝાડનુ કારખાનુ છે તે બધી જાતનો ખોરાક તૈયાર કરે છે ને ઝાડમા ઠેક ઠેકાણે સગ્રહ કરવા માટે મોકલી દે છે પોતે બનાવનાર અને મોકલનાર છે, તેથી પોતા પાસે તો લગભગ બધા જ દ્રવ્યો થોડાઘણા પ્રમાણમા રાખે જ. બહુ જ કુમળા પાદડા હોય તેમા તો લવણ દ્રવ્યો, વિટામિન વગેરે મોટા પ્રમાણમા રહેવા પામે એ જ કારણથી કુમળા પાદડાની ભાજી ખાવાનો ડાક્તર લોકો આટલો બધો આગ્રહ કરે છે ચરબીનો સગ્રહ મોટે ભાગે બિયામા થાય છે સાકર જુદા જુદા ઝાડમા જુદે જુદે સ્થાને વહેચાઈ જાય છે શેરડીમા તથા શક્કરિયા, બટાટા, વગેરે કદમા એ છોડના ડાડામા એકઠી થાય છે કુગળી, કોબી વગેરેમા એ પાદડામા એકઠી થાય છે અને બાકી મોટે ભાગે અનાજમા એકઠી થાય છે

રમા — એટલે બટાટા અને અનાજ બને સરખા એમ? અનાજને બદલે બટાટા જ ખાઈએ તો ચાલે કે?

બા — સ્ટાર્ચની દૃષ્ટિએ બને સરખા, પણ બટાટા કરતા અનાજમા પ્રોટીન વધારે હોય છે

રમા — બા પ્રોટીન શેમાથી બને?

બા — જમીનમાથી ઝાડ પાણી, લવણ દ્રવ્યો અને નાઇટ્રોજનવાળા કે નત્રયુક્ત પદાર્થો ચૂસે છે એ આપણે જોઈ ગયા હવાના કાર્બન વાયુ અને જમીનના પાણીમાથી સાકર ચરબી બને છે એ પણ જોયુ. કાર્બન વાયુ અને પાણીના તત્ત્વોમા નાઇટ્રોજનવાળા પદાર્થો તથા ગધક આદિ ક્ષારો ભળે એટલે પ્રોટીન તૈયાર થાય બીજી રીતે કહીએ તો સાકર કે ચરબીમા કાર્બન વાયુ, હાઇડ્રોજન અને પ્રાણવાયુ કે ઓક્સિજન એ ત્રણ તત્ત્વો હોય છે એમા નત્રવાયુ કે નાઇટ્રોજન ઉમેરો એટલે પ્રોટીન તૈયાર થાય પ્રોટીનના સાદા સાદા રૂપો ઘણા હોય છે એવા સાદા રૂપનુ સૂત્ર આ પ્રમાણે આપી શકાય —

કજ$_2$ (નજ$_2$) કપ્રપ્રજ

$CH_2(NH_2)COOH$

રમા — બા, જો ગ્લુકોઝ કરતા નાઇટ્રોજનનુ તત્ત્વ જ વધારાનુ છે તો એ તત્ત્વ છૂટુ પડી શકે કે નહિ? પડતુ હોય તો તો એમાથી પણ ગ્લુકોઝ બને?

બા — ભેગુ થાય તો છૂટુ શુ કામ ન પડે? મે તને નહોતુ કહ્યુ કે વધારેપડતુ પ્રોટીન ખાવાથી શરીરમા તેનો પણ ગ્લુકોઝ બની જાય છે? શરીરમા જેટલુ પ્રોટીન જાય છે તે બધાનો કઈ ઉપયોગ થતો નથી શરીર વધવામા કે ઘસારો પૂરો કરવામા જેટલુ વપરાય તે સિવાયનુ બધુ બહાર ફેકવુ પડે છે એટલે કે વધારાના પ્રોટીનના નાઇટ્રોજનને છૂટો પાડી તેને પેશાબ વાટે બહાર કાઢવામા આવે છે ને બાકીના હિસ્સાનો ગ્લુકોઝ બનાવવામા આવે છે વળી ઓછુ ખાવામા આવે તોપણ કેટલુક પ્રોટીન એવી જાતનુ હોય છે કે તે શરીરમા ભળી શકતુ નથી તેને તો અનુપયોગી પ્રોટીન તરીકે બહાર કાઢવામા આવે છે

રમા — વનસ્પતિજ પ્રોટીન કરતા પ્રાણિજ પ્રોટીન શરીરને વધારે ઉપયોગી હોય છે એમ તે કહ્યુ હતુ હવે વનસ્પતિજ પ્રોટીનમા પણ જુદી જુદી જાતો હોય છે કે શુ?

બા — હા એમા ઘણી જાતો હોય છે સાકરનુ સાદામા સાદુ રૂપ જેમ ગ્લુકોઝ હોય છે, તેમ પ્રોટીનનુ સાદામા સાદુ રૂપ દ્વિઅમ્લક હોય છે ગ્લુકોઝ એક જ જાતનો હોય છે, પણ દ્વિઅમ્લકો ઘણી જાતના હોય છે ગ્લુકોઝ સઘરવા માટે અનુકૂળ નથી હોતો, પણ દ્વિઅમ્લકો અનુકૂળ હોય છે છતા પૂરી ચાવી ચડાવવાની દૃષ્ટિએ સૂરજ તેમાથી પ્રોટીન ઉત્પન્ન કરે છે દ્વિઅમ્લકો ઘણી જાતના હોવાથી પ્રોટીન પણ ઘણી જાતના બને છે

રમા — બા, દ્વિઅમ્લકો જાત જાતના હોય એટલે કેવા હોય?

બા — બધામા દ્રવ્યો તો એક જ જાતના હોય, એટલે કે કાર્બન, જલવાયુ, પ્રાણવાયુ નત્રવાયુ બધામા જ હોય પણ એ અણુઓનુ પ્રમાણ ઓછુવત્તુ હોય અને તેમની ગોઠવણ જુદી જુદી હોય એ ગોઠવણીને

કારણે દરેકની બનાવટમાં ફરક પડી જાય છે. પરિણામે કેટલાંક દ્વિઅમ્લકો શરીરમાં સહેલાઈથી ભળી શકે છે, કેટલાંક મુશ્કેલીથી ભળે છે, ને કેટલાંક ભળતાં જ નથી.

રમા — બા, ગ્લુકોઝ પર ચાવી ચડાવીને સૂરજ છેવટે ચરબી બનાવે છે ને દ્વિઅમ્લકો પર ચાવી ચડાવીને પ્રોટીન બનાવે છે, તેમ વિટામિન અને લવણ દ્રવ્યો પર ચાવી ચડાવીને તેમનું શું બનાવે છે?

બા — તેં ઠીક યાદ કર્યું, રમા. મારી મેળે આ બે જાતનાં દ્રવ્યો વિષે હું વાત ન કાઢત. કેમ કે, ચાવી ચડાવવા માટે આ દ્રવ્યોને સૂરજે પોતાનાં સાધનો નથી બનાવ્યાં. તે પોતાના અસલ રૂપમાં જ ખોરાકમાં ભળે છે ને શરીરમાં પણ તે જ રૂપમાં રહે છે ને પોતાનું કામ કરે છે. તેમાં શક્તિ ભરાતી નથી, તેથી તેઓ શરીરમાં શક્તિ ઉત્પન્ન કરી શકતાં પણ નથી. શક્તિ માટે તો કેવળ ગ્લુકોઝ તથા દ્વિઅમ્લકો જ કામનાં છે.

— ચાલુ ઝવેરભાઈ પટેલ

# દુકાળનો અંત

[ છેલ્લા વીસેક દિવસથી ભાલ અને બનાસકાંઠાના દુષ્કાળપીડિત પ્રદેશમાં ત્યાંના જુદા જુદા વર્ગો વચ્ચે ફર્યો અને એ ઉપરથી દુષ્કાળ વિષે ત્યાંની પ્રજા આજે કેવા કેવા ખ્યાલો ધરાવે છે એ જાણવા મળ્યું. આ સાથે એમના અંદર અંદર થયેલા ચારેક ટૂંકા સંવાદો રજૂ કર્યા છે. એ ઉપરથી ત્યાંની પ્રજાના મનમાં આજે કેવો વિચારપ્રવાહ ચાલી રહ્યો છે એનો બરાબર ખ્યાલ આવી જશે, એમ માનું છું. ]

૧

**આપણી સરકાર તે આપણી સરકાર!**

(બનાસકાંઠાના વેકળામાં)

પહેલો ખેડૂત — જોયું પેલું વાદળ ઘેરાયું છે તે?

બીજો ખેડૂત — જો તૂટી પડેને તો ટાઢક વળે. લાગલાગટ ત્રણ દિવસ સુધી વરસ્યા જ કરે તો કેવું સારું!

ત્રીજો ખેડૂત — હું તો કહું છું કે, મહિના સુધી વરસ્યા કરે તોય કોણ ના પાડે છે?

પહેલો ખેડૂત — પણ આપણે સૌ આપણા દુઃખને અને આપણા સ્વાર્થને રડીએ છીએ. કુદરતની મરજી હોય ત્યારે જ મેઘરાજા તો પધારે. જો એને આવવું જ હોત તો ગયા વર્ષમાં શા માટે ટટળાવત? અને આ વેળા પણ શાની આવત!

બીજો ખેડૂત — પણ આ વખતે મદદ આપવામાં સરકારે કશી મણા રહેવા દીધી છે? ઘાસ તો એટલું! દાણા તો એટલા! પૈસા તો એટલા! બધું વેર વેર કર્યું છે. પણ તોય કાંઈ કુદરતને પહોંચાય છે!

ત્રીજો ખેડૂત — બધું ખરું, પણ સરકારે આ વખતે મદદ પહોંચાડી છે એ ન મળી હોત તો બધા તરફડીને મરી જવાના હતા. આપણી સરકાર તે આપણી સરકાર!

પહેલો ખેડૂત — ઈ વાત સાવ સાચી છે.

૨

**આપે અમને ઉગાર્યા છે!**

(ભાલમાં પેદલ પ્રવાસ કરતી વખતે)

સંતબાલજી — (પોટલું નીચે મૂકીને પગે પડવા આવતા ખેડૂતને જોઈને) કેમ ભાઈ, કાંઈ કહેવું છે? કાંઈ મુશ્કેલી છે?

ખેડૂત — નારે બાપજી, આપે ક્યાં કશું કહેવાપણું રહેવા દીધું છે? આપને પરતાપે કોઈ વાતની તાણ નથી રહી.

સંતબાલજી — પરતાપ તો પરમેશ્વરનો ગણાય. અને કહેવો હોય તો આપણી સરકારનો અને બધા કાર્યકર ભાઈઓનો.

ખેડૂત — ના બાપજી, એમને તો તમે જ ઉગારી લીધા છે. તમે ન આવ્યા હોત તો અમારું શું થાત?

સંતબાલજી — ભાઈઓ, ઈશ્વરે આપણી લાજ રાખી તો આપણે ઈશ્વરને ભૂલવો નહિ. અને આપણા બીજા કોઈ ભાઈઓ આફતમાં હોય એવે વખતે એમને સહાયરૂપ થવામાં આપણે જરાય પાછા ન પડવું, એ હવે આપણી ફરજ થઈ પડે છે.

# સ્વાધ્યાય

ગયા અંકમાં આપણે સ્વપ્ન અને નિદ્રા એ બે અવસ્થામાં થતા જ્ઞાન પર આધાર રાખીને અભ્યાસ કરવાથી પણ ચિત્ત ઉપર અમુક કાબૂ મળી શકે છે, તેની ચર્ચા કરી હતી. તે અંગે થોડુંક વિશેષ જોવા જેવું છે.

નિદ્રા એક વૃત્તિ છે એ અહીં યાદ કરવું જોઈએ. એટલે કે, ચિત્ત સામાન્ય રીતે આ વૃત્તિમાં પણ જાય છે; અને એનો શારીરિક તથા માનસિક ફાયદો કેટલો બધો છે, એ તો દરેક જાણે છે. ઊંઘ ન આવે તો આપણે સાજાતાજા ન રહી શકીએ; ઊંઘ ન મળતી રહે તો આપણું ચિત્ત સ્વસ્થ રીતે કામ ન કરી શકે; તે વગર લોકો ગાંડા પણ થઈ જાય છે. મતલબ કે, નિદ્રા વૃત્તિમાં આ ગુણ સહેજે રહેલો છે : તે ચિત્તને અમુક સ્વસ્થતા અને તંદુરસ્તી આપે છે.

આ સૂત્રમાં તેથી આગળ જઈને જ્ઞાનપૂર્વક અમુક અભ્યાસ કરવાની વાત છે. તે એ કે, આ નિદ્રા દશામાં ચિત્તને જે અનુભવ થાય છે, જે નિદ્રાકાર રૂપમાં તે એ વખતે હોય છે, તે શું છે એ ખોળવા મથવું. તે વખતે ચિત્તમાં બીજી કોઈ વૃત્તિ ન હોવી, એ જ તે નિદ્રા-વૃત્તિનો અર્થ છે. આમ વૃત્તિ વગરનું ચિત્ત બની શકે છે, એ અનુભવ ભારે વિચિત્ર વસ્તુ છે. એવું ચિત્ત બને એક નિદ્રાકાળમાં, અને બીજું સમાધિકાળમાં કે જ્યારે વૃત્તિનિરોધ થાય છે. આથી કરીને, વૃત્તિનિરોધનો નકારાત્મક નમૂનો, નિદ્રાનું ચિત્ત તપાસી જોવાથી, કલ્પનામાં આવી શકે છે. એ જ્ઞાન મનને મારવામાં ખપ લાગે છે.

અને નિદ્રામાં પડ્યા પછી બીજી વૃત્તિઓમાંથી સ્મૃતિ વૃત્તિ એકલી કામ કરે, ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે. આ વખતે ચિત્ત, સિનેમા જોઈએ એમ, સ્મૃતિમાંથી ઊઠતાં દૃશ્યો અને ભાવો જુએ છે. એ દશામાં આપણે આપણી સ્મૃતિમાં શું શું ભરાઈ રહ્યું છે, તે જાણી શકીએ છીએ. અભ્યાસ કરવાને માટે આ એક કીમતી તક ગણાય, કેમ કે બીજી રીતે કેવળ સ્મૃતિ વૃત્તિને આપણે જોઈ શકીએ નહિ.

આ બંને વૃત્તિઓ વખતે આપણું દ્રષ્ટાપણું જરા વધારે નિરાળું પાડવું હોય તો પાડી શકીએ છીએ. જાગ્રત દશાના અનુભવો વખતે તેની જોડે આપણું તાદાત્મ્ય વધારે ઝટ અને ઝાઝું હોય છે. પણ સ્વપ્ન અને નિદ્રામાં આપણે આપણું નિરાળાપણું — જાગ્રત દશાની અપેક્ષાએ જોતાં — સરળતાપૂર્વક અનુભવી શકીએ છીએ. અને છેવટે યોગનું રહસ્ય, દ્રષ્ટાનું આવું દૂરસ્થ — તટસ્થપણું જીવનમાં સભર ઉતારવું, એ છે.

જાગ્રતમાં આપણે હોઈએ છીએ તે જ સ્વપ્ન અને નિદ્રામાં છીએ; કાંઈ ફરી નથી જતા. એટલે આ ત્રણેનો ભેગો વિચાર કરીને આપણે આપણા જીવનના અનુભવનો અને આપણાપણાનો કયાસ કાઢવો જોઈએ. તેમાં જાગ્રત દશાને માટેના અભ્યાસો આગળનાં સૂત્રોમાં કહ્યા. સ્વપ્ન અને નિદ્રાના અનુભવો પણ ખપના છે. એ કામ પણ અભ્યાસીને રુચે તો કરી શકે છે. કાંઈ નહિ તો સ્વપ્ન અને નિદ્રાના દાખલા પરથી જાગ્રતના અનુભવોને તોલી જોતાં તેમાં રહેલું મિથ્યાત્વ તો સમજમાં આવી જ શકે. આ સમજાવવાને માટે પુરાણો વગેરેમાં નિદ્રાવસ્થામાં જન્મના જન્મોના અનુભવ ભરેલી આખ્યાયિકાઓ આપવામાં આવે છે. આ દાખલા, આ સૂત્રમાં જે અભ્યાસ કહ્યો છે, તેનું રહસ્ય બતાવનારા છે.

સ્વપ્ન અને નિદ્રાના અનુભવો પાશ્ચાત્ય માનસ-શાસ્ત્રીઓએ આ રીતે ઝાઝા વિચાર્યા નથી. પણ પૂર્ણ જ્ઞાન માટે તે આવશ્યક છે. ત્રણે અવસ્થામાં થતા જ્ઞાન દ્વારા સાચું જ્ઞાન પ્રગટ થવું જોઈએ, એ વાત પૂર્વનાં દર્શનો સ્વીકારીને ચાલ્યાં છે. એટલે જ્ઞાનદશાને તે પરથી ચોથી — તુરીય દશા પણ કહેવામાં આવી છે. મનનો અભ્યાસ ત્રણે દશામાં કરીએ તો તેથી પર એવી જ્ઞાનદશાની કલ્પના આવે, એ અનુભવને આ સૂત્રમાં સંઘરેલો છે.

૨૩-૧-'૪૯

મગનભાઈ દેસાઈ

# ગડત હિંદુસ્તાની પ્રચારક તાલીમ વર્ગ

[ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદના મંત્રીએ નીચેનો હેવાલ પ્રસિદ્ધિ માટે મોકલ્યો છે ]

ગયા બે વર્ષોની માફક આ વર્ષે પણ, સુરત જિલ્લા હિંદુસ્તાની પ્રચાર મંડળના આશ્રયે, હિંદુસ્તાનીના પ્રચારકો માટે એક તાલીમ વર્ગ, ઉનાળાની રજાઓમાં તા ૨-૫-૪૯થી ૨૨-૫-'૪૯ સુધી, ચલાવવામાં આવ્યો હતો વર્ગ માટે નવસારી પાસેના ગણદેવી તાલુકાના ગડત ગામે ધિ અંબિકા હાઈસ્કૂલનું રમણીય સ્થાન પસંદ કરવામાં આવ્યું હતું વર્ગની વ્યવસ્થાની બધી જવાબદારી આગલા વર્ષોની જેમ આ વર્ષે પણ નવસારી હાઈસ્કૂલના આચાર્ય શ્રી ઈશ્વરલાલ નાગરજી નાયકે ઉપાડી લીધી હતી અને ગડત હાઈસ્કૂલના આચાર્ય શ્રી મગનભાઈ તથા બીજા શિક્ષકો અને વિદ્યાર્થીઓના સહકારથી એમણે એ કામ સફળતાથી પાર પાડ્યું હતું, એ બદલ ખરેખર એ બધાનો આભાર માનવો ઘટે

ઉત્તર ગુજરાતમાં દુકાળની પરિસ્થિતિને કારણે આ વર્ષે આખા ગુજરાત માટે આ એક જ વર્ગ હતો એટલે ગુજરાત-કાઠિયાવાડના બધા વિભાગોમાંથી જૂનાગઢ અને મહુવાથી માંડી વલસાડ સુધીના કેન્દ્રોમાંથી ૪૪ ભાઈબહેનો અભ્યાસાર્થે આવ્યા હતા આમાં મેનેજના પ્રોફેસર તથા હાઈસ્કૂલના આચાર્યથી માંડી અંગ્રેજી ૬ઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, તેમ જ શિક્ષણ-ચવમાસની બહારના ક્ષેત્રોમાંથી પણ ભાઈઓ આવ્યા હતા અભ્યાસાર્થે આવેલા ભાઈબહેનોમાંથી ૧૨ સુરત જિલ્લા લોકલ બોર્ડના શિક્ષકો, ૧૦ માત્ર હિંદુસ્તાનીનો અભ્યાસ કરવા આવેલા વિદ્યાર્થીઓ તથા ૨૨ કાયમી પ્રચારક ભાઈબહેનો હતા એમનું વર્ગવાર કોટક નીચે પ્રમાણે છે

કોવિદ — ૨૧, ચોથી — ૧૪, તીસરી — ૯

આ ઉપરાંત, લોકલ બોર્ડના એક શિક્ષક ગામમાં રહી અભ્યાસ કરતા હતા સ્થાનિક વિદ્યાર્થીઓ માટે એમની માગણીથી પહલી અને દૂસરીના વર્ગો પણ શરૂ કરવામાં આવ્યા હતા પરંતુ પાછળથી, વિદ્યાર્થીઓની અનિયમિત હાજરીને કારણે દૂસરીનો વર્ગ બંધ કરવામાં આવ્યો હતો

તાલીમ આપવાનું કાર્ય નીચેના શિક્ષકોએ કર્યું હતું ૧ શ્રી ગિરિરાજ કિશોર (ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ), ૨ શ્રી જનક દવે (નવસારી) ૩ શ્રી નાનુભાઈ બારોટ (અમદાવાદ), ૪ શ્રી ઠાકોરભાઈ દેસાઈ (વલસાડ), ૫ શ્રી ઈશ્વરલાલ ઠક્કર (વલસાડ), ૬ શ્રી રામભાઈ પટેલ (જૂનાગઢ)

હિંદુસ્તાનીના અભ્યાસ ઉપરાંત રોજ અડધો કલાક કાંતણ પણ રાખવામાં આવ્યું હતું પહેલો અને છેલ્લો દિવસ બાદ કરતા કુલ ૧૮ દિવસોમાં ૬૩ હજાર તાર કંતાયા હતા કેટલાક ભાઈબહેનોને કાંતતા નહોતું આવડતું, તેમને તે શીખવવામાં આવ્યું હતું

વર્ગનું માંગલિક પ્રવચન આપણા ઇલાકાના વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે કર્યું હતું મહેસૂલી પ્રધાન શ્રી મોરારજીભાઈ પણ સાથે હતા એ સિવાય નીચેના ભાઈઓએ વર્ગની મુલાકાત લીધી હતી

૧ શ્રી જયંતીલાલ મહેતા (વલસાડ)

૨ શ્રી રણછોડજી ડી દેસાઈ (આચાર્ય, અમલસાડ હાઈસ્કૂલ)

૩ શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ)

એમણે જુદા જુદા દૃષ્ટિકોણથી રાષ્ટ્રભાષા તરીકે હિંદુસ્તાનીને અપનાવવાની જરૂર સમજાવી હતી. એક દિવસ એ જ વિષય પર શ્રી જનક દવેએ પણ પોતાના મંતવ્યો રજૂ કર્યાં હતા

પૂર્ણાહુતિને દિવસે એક નાનકડો મેળાવડો કરી, લોકલ બોર્ડના શિક્ષકોને તાલીમ લીધાના પ્રમાણપત્રો વહેંચવામાં આવ્યા હતા ૨૧ દિવસના વર્ગને અંતે પ્રચારક ભાઈબહેનોએ પોતાના કામ અંગે નવી લાયકાત તથા નવા ઉત્સાહ અને શ્રદ્ધા પ્રાપ્ત કર્યાં હતા એમ નિસંકોચ કહી શકાય

ગિ૦

# હિંદુસ્તાની તાલીમી સંઘનું પાંચમું સંમેલન

આ સંમેલન મદ્રાસ પ્રાંતમાં પેરિયનાયકન પાલયમમાં મે મહિનાની તા. ૭, ૮ અને ૯મીએ ત્રણ દિવસ માટે મળ્યું હતું. એના પ્રમુખ તરીકે ડૉ. ઝાકીર હુસેન હતા.

આજ સુધીનાં બધાં સંમેલનોમાં પૂ. ગાંધીજી હાજર રહેતા, અને એમના તરફથી દરેક વર્ષે કાંઈક ને કાંઈક નવું દર્શન મળતું હતું. આ વખતે એમની ખોટ બધાને સાલતી હતી.

દેશના જુદા જુદા ભાગોમાંથી આવેલા સરકારી અને બિનસરકારી નવી તાલીમના કાર્યકરોએ પહેલે દિવસે એમના કાર્યનો હેવાલ રજૂ કર્યો. એ અગાઉ સ્વાગત પ્રમુખ શ્રી અવિનાશલિંગમજી તથા પ્રમુખ શ્રી ઝાકીરસાહેબનાં વ્યાખ્યાનો થયાં હતાં જ. બધાનું ધ્યાન ખેંચે એવું વ્યાખ્યાન આચાર્ય વિનોબાએ સંમેલનનું ઉદ્ઘાટન કરતી વખતે કર્યું હતું.

એમણે કહ્યું કે, આપણી નવી તાલીમનું કામ સરકારો મારફત વ્યાપક બનતું જાય છે, પણ એનાં ચોકઠાં એવાં છે કે તમારે ઘડવા હોય ગણપતિ અને બની જાય વાંદર. એટલે સરકારે અને કાર્યકરોએ હંમેશ જાગ્રત રહેવું જોઈએ. અને કેટલીક સ્વતંત્ર સંસ્થાઓએ કામ કરી બતાવીને, આદર્શ નમૂના પૂરા પાડવા જોઈએ. એ આદર્શ નમૂનાઓમાં જરાસરખી પણ માંડવાળ ન ચલાવી લેવાય. સાત વર્ષના સંપૂર્ણ અભ્યાસક્રમ માટે પણ આપણે એટલા જ આગ્રહી રહેવું જોઈએ. અને બાળકને બહુ જ્ઞાન આપી દીધા કરતાં જ્ઞાન મેળવવાની શક્તિ એનામાં વધારવી જોઈએ. એ બુદ્ધિપૂર્વક અને જવાબદારી સમજીને કામ કરવાથી આવે છે. આપણે પશ્ચિમ પાસેથી કાંઈ પણ લેવા જેવું હોય તો એની વૈજ્ઞાનિક દૃષ્ટિ છે. આપણા નાનામોટા દરેક કામમાં વિજ્ઞાન ઊતરવું જોઈએ. બીજું જીવનમાં આનંદને સ્થાન છે, પણ આનંદ શોધવા માટે ખાસ પ્રવૃત્તિઓ યોજવાની ન હોય. આપણી પ્રવૃત્તિઓ જ એ ઢબે યોજવી જોઈએ કે એમાંથી આનંદ આવ્યા જ કરતો હોય.

બધા હેવાલો રજૂ થયા એમાં બિહાર પ્રાંતનો હેવાલ બતાવતો હતો કે, ત્યાંની સરકારે બીજા બધા કરતાં વધારે વ્યાપક, વ્યવસ્થિત અને મોટા પાયા ઉપર નવી તાલીમનું કામ કર્યું છે.

બીજો મુદ્દો એ તરી આવ્યો કે, જ્યાં જ્યાં સરકારથી સ્વતંત્ર કામ ચાલી રહ્યું છે ત્યાં પૈસાની તાણ અનુભવાય છે, પણ તંત્રની જડતા ઓછી નડતી હોય છે અને નવી તાલીમનો આત્મા એવી સંસ્થાઓમાં વધારે જોરથી ધબકતો હોય છે. ક્યાંક ક્યાંક ઝીણવટભર્યાં સંશોધનો પણ ચાલી રહ્યાં છે.

સવારે અને સાંજે નિયમિત સામુદાયિક પ્રાર્થના યોજાતી. બપોરના સમૂહકાંતણ રહેતું અને રાત્રે મનોરંજનના કાર્યક્રમો યોજાતા.

અધિવેશન દરમ્યાન આચાર્ય કૃપાલાની તથા જે. સી. કુમારપ્પાનાં સ્વતંત્ર વ્યાખ્યાનો ગોઠવાયાં હતાં. મદ્રાસ પ્રાન્તના વડા પ્રધાન શ્રી કુમારસ્વામી રાજાના હસ્તે એક પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. છેલ્લે પ્રમુખસ્થાનેથી નીચેના વિષયો અંગે ઠરાવો સર્વાનુમતે મંજૂર થયા હતા:

૧. પાયાની કેળવણીના કામમાં સંતોષ વ્યક્ત કરતો.

૨. પૂર્વ બુનિયાદી શિક્ષણનું કામ હાથ ધરવાની ભલામણ કરતો.

૩. ઉત્તર બુનિયાદીના કાર્ય માટે સંતોષ જાહેર કરતો.

૪. શિક્ષક તેમ જ વિદ્યાર્થી માટે નવી તાલીમનું સાહિત્ય પેદા કરવા ઉપર ભાર મૂકતો.

૫. નવી તાલીમની દૃષ્ટિએ હવે પછી શાળાનાં મકાનો બનાવવાની ભલામણ કરતો.

૬. દરેક પ્રાંતમાં બે ટ્રે. કેન્દ્ર સાથે છાત્રાલય કાઢવા અંગે.

૭. શાળાનાં મકાન અને જમીન માટે પ્રજાકીય સાથ માગતો.

૮. શાળામાં ઉત્પન્ન થયેલા માલના નિકાલમાં સરકારી સાથ મેળવવા અંગે.

૯. પ્રૌઢશિક્ષણ અંગે.

૧૦. આગામી અધિવેશન માટે ઉત્કલનું આમંત્રણ સ્વીકારતો.

છેક છેલ્લે પ્રમુખશ્રીનો ઉપસંહાર અને સ્વાગતાધ્યક્ષનું આભાર પ્રદર્શન કરતું ભાષણ થયું.

એ પહેલા આચાર્ય વિનોબાને બે શબ્દો કહેવાની વિનતિ કરવામા આવી. એમણે નીચેના મુદ્દાઓ ઉપર લગભગ એક કલાક સુધી કહ્યુ

૧. નવી તાલીમનો પ્રયોગ સ્વતત્ર બુદ્ધિથી કરવો

૨. નવી તાલીમ એક પૂર્ણ વસ્તુ છે એમા સેવાના બધા અગોનો સમાવેશ થવો જોઈએ

૩. નવી તાલીમના શિક્ષકોએ વૈજ્ઞાનિક બુદ્ધિથી અધ્યયન કરવુ જોઈએ અને ગ્રામપ્રશ્ન મારફત રાષ્ટ્રપ્રશ્ન ઉકેલવા મથવુ જોઈએ

૪. સત્યનિષ્ઠાનુ વાતાવરણ જમાવવુ એ આજને તબક્કે અને હમેશ માટે નવી તાલીમ માટે એક ભારે મહત્ત્વનો મુદ્દો છે

૧૬–૬–'૪૯ બબલભાઈ મહેતા

# ગૂજરાત કુમાર મંદિર

[ઈ સ ૧૯૪૮ના જૂનથી ૧૯૪૯ના ફેબ્રુઆરી સુધીના સમયના નિવેદનમાથી ]

ગૂજરાત વિદ્યાપીઠે પાયાની કેળવણીનુ કામ હમેશા પોતાનુ એક મહત્ત્વનુ કામ માન્યુ છે અને ૧૯૩૮મા વર્ધા શિક્ષણ યોજનાના ઉદ્ભવ પછી તેને માટે શિક્ષકો તૈયાર કરવાનુ અને પ્રાયોગિક શાળા ચલાવવાનુ કામ વિદ્યાપીઠે કર્યું છે હાલ તેની તરફથી પ્રાથમિક શિક્ષકોના તાલીમ વર્ગો ઉપરાત બે પ્રાયોગિક શાળાઓ ચલાવવામા આવે છે (૧) અમદાવાદમા વિદ્યાપીઠની સીધી દેખરેખ હેઠળ વિદ્યાપીઠના ભવનમા (૨) ખેડા જિલ્લામા બોચાસણના શ્રી વલ્લભવિદ્યાલયમા આમાથી પહેલી શાળાના આચાર્યશ્રીના નિવેદનમાથી થોડી માહિતી નીચે ઉતારી છે

આ કુમાર મંદિર સને ૧૯૩૯મા શરૂ થયલુ તે ૧૯૪૨મા સ્વરાજની લડતના કારણે બધ પડ્યા પછી ૧૯૪૮ના જૂનની ૧૪મીથી ફરી શરૂ કરવામા આવ્યુ અને ધોરણ ૧થી ૫ સુધીના વર્ગો શરૂ કર્યાં છે શરૂમા ત્રણ ધોરણનો સમય સવારનો રાખેલો પછી બધા ધોરણો માટે શાળાનો સમય બપોરના ૧૧–૦થી ૫–૩૦નો રાખવામા આવ્યો હતો

### ઉદ્યોગકામ

ઉપરની વ્યવસ્થા પ્રમાણે શરૂઆતમા પહેલા ત્રણ ધોરણોને સવારના સાડા ત્રણ કલાક મળતા અને ઉપલા ધોરણોને કલાક ૫–૫૦ મળતા એટલે ઉદ્યોગનો સમય બધાને માટે સરખો નહોતો ઓછામા ઓછો ૧ કલાક અને વધુમા વધુ ૨ કલાકનો હતો વર્ષને અંતે બધા વર્ગોને બે કલાકનો સમય ઉદ્યોગ માટે મળ્યો હતો

આમ છતા વર્ષ અંતે જોતા જણાય છે કે ઉદ્યોગમા ઠીક ઠીક વ્યવસ્થિતતા આવી છે [illegible]મા સફાઈ આવી છે, અને તે બધાય કરતા અગત્યનુ એ છે કે, ઉદ્યોગમા બાળકોને રસ પડ્યો છે કોઈ બાળક આ [illegible] ઉદ્યોગથી ટેવાયેલુ નહોતુ શાળામા ઉદ્યોગ તેમને માટે નવી ચીજ હતી તેમ છતા તેમને કામમા રસ પડ્યો અને પોતાની મેળે કામ માગતા થયા અને કરતા થયા બધાએ મળી ૧૩૩ કામના દિવસોમા ૨૮૪ આટી કાતી અને સરેરાશ માથા દીઠ આઠ આના કમાણી કરી. પણ વ્યવસ્થિત ઉદ્યોગ કરવાની જે ટેવ પડી તેમાથી બીજે વરસે આથી વધારે સારુ પરિણામ આવશે, એવી અમને ખાતરી છે

### હાજરી

વરસની શરૂઆતમા સખ્યા ૧૦૦ હતી અને વર્ષ આખરે ૧૨૯ હતી (કન્યાઓ ૩૭) હાજરી સામાન્ય રીતે ૮૫ ટકા રહી છે બાળકને નિયમિત થવાની ટેવ પડે તે માટે ત[illegible]રી રાખવામા આવે છે [illegible] મોડુ આવેલુ બાળક શા [illegible]થી મોડુ આવ્યુ તે [illegible] વામા આવે છે

### અક્ષરજ્ઞાન

ઉદ્યોગમા કાતણ અને મેન્ટર્મા [illegible] રાખવામા આવ્યુ છે અને સાથે થોડુ શાકભાજીનુ ખેતીકામ થાય છે તે ઉપરાત શાળાના સામુદાયિક કામો [illegible] પ્રવાસ, ઉત્સવ જેવી ઇતર પ્રવૃત્તિઓ યોજવામા આવે છે એ બધુ [illegible]રવા જતા અક્ષરજ્ઞાનના વિષયો [illegible] ઊણા ન રહે એ રીતે અભ્યાસ કરાવવામા આવે છે [illegible] પાસે કોઈ પણ જાતના પુસ્તકની અપેક્ષા રખાતી [illegible] —સિવાય કે પોતાના ધોરણનુ વાચનમાળાનુ પુ[illegible] ભાષા સિવાયના વિષયોમા શું શીખવવુ, કેવી રીતે [illegible]ખવવુ તે બધુ શિક્ષકો પુસ્તકોની અને સાથીઓની [illegible] મદદથી જાતે જ શોધે છે નક્કી કરે છે અને વર્ધા [illegible]ના સિદ્ધાન્તોને અનુસરીને પોતાનુ વર્ગકામ ગોઠવે છે વર્ધા યોજનાની કલ્પના કુદરત, સમાજ અને ઉદ્યો[illegible] મારફત બધાય વિષયોનુ શિક્ષણ આપવાની છે, પા[illegible] તે પદ્ધતિનો ઉ[illegible] વિ[illegible]રવાનો છે તે ન થાય ત્યા [illegible] સુધી બીજા વિષયોનુ શિક્ષણ બીજી પદ્ધતિએ પણ અપાય છે. સહિતનુ શિક્ષણ ઉદ્યોગ મારફત આપવાનુ ગોઠવી [illegible] [illegible]ધુ છે, બીજા વિષયો માટે પ્રયત્ન ચાલુ છે

### ઇતર પ્રવૃત્તિ

બાળક ફક્ત શાળામાં રહેતું નથી. તે સમાજમાં ફરે છે, નાચે છે, કૂદે છે, એના મનમાં અનેક તરંગો ઊઠે છે, એ મનમાં અનેક કલ્પનાના ઘોડા દોડાવે છે. એ બધા તરંગોનો વળાંક, કલ્પનાઓનો ઝોક કઈ દિશામાં છે તે ઇતર પ્રવૃત્તિ અને સામુદાયિક કામો મારફત જણાય છે. નાગરિકત્વ માટે જે ગુણો જોઈએ તેની કેળવણીમાં સામૂહિક જીવન અગત્યનો ભાગ ભજવે છે. તેને લક્ષમાં રાખી અમે પર્યટન, ઉજાણી, રમતગમતો, નાટકો વગેરે વિવિધ કાર્યક્રમો યોજીએ છીએ. રોજની સામુદાયિક પ્રાર્થના પણ તેમાં મહત્ત્વનું અંગ છે. શાળાની શરૂઆત જેમ પ્રાર્થનાથી થાય છે તેમ તેની કેળવણીની શરૂઆત પણ એક રીતે ત્યાં જ થાય છે. ત્યાં હારબંધ શાંતિપૂર્વક વ્યવસ્થિત ટટાર બેસવું અને શુદ્ધ ઉચ્ચારથી નક્કી કરેલા શ્લોકો કે ગીતો બોલવાં, એ પણ કેળવણીની દૃષ્ટિએ અગત્યનું છે.

### વિદ્યાર્થી પંચાયત

બાળકોમાં કામ કરવાની જવાબદારી આવે અને નાગરિકત્વની ભાવના કેળવાય તે માટે શાળાપંચાયત સ્થાપવામાં આવી છે. ખાતાવાર એકેક મંત્રી અને એક મદદનીશ મંત્રી હોય છે અને બધાના ઉપરી એક મહામંત્રી હોય છે. શાળા-પંચાયતની સ્થાપના થયા પછી સામૂહિક કામોમાં વધારે વેગ અને ઉત્સાહ દેખાયો છે. પાણી ભરવું, વાસણ માંજવાં, વર્ગના ઓરડાઓ વાળવા, બાગકામ કરવું, ઉદ્યોગનાં સાધનો સંભાળવાં, પુસ્તકોની આપ-લે કરવી, વગેરે કામો પાછળ બાળકો વધારે મન દઈને કામ કરતાં થયાં છે. સોંપેલા કામને વેઠ જેવું કરે અથવા કંટાળો દર્શાવે એવા પ્રસંગો ઊભા થયા જ નથી. કેટલીક વાર ઊલટો ઉત્સાહનો અતિરેક થતો જોવા મળે છે. જેમ કે, જમ્યા વગર વેરથી સવારે ૧૧ને બદલે ૧૦ વાગ્યે આવીને સફાઈમંત્રી કામ કરવા લાગી જતા ત્યારે તેમને સમજાવીને ઠંડા પાડવા પડતા.

દર શનિવારે મનોરંજન કાર્યક્રમ રાખવામાં આવે છે. તેમાં શરૂઆતમાં તો માત્ર પ્રશ્નોત્તરી રાખી હતી. તે વખતે બાળકો મનગમતા પ્રશ્નો પૂછતા. પછી તેમાં નાટક, ગીત, ગરબા વગેરે દાખલ કર્યાં. દર શનિવારે બાળકો કંઈ ને કંઈ તૈયારી કરી લાવે. તેમાંથી નવું નવું ભજવવાની હોંશ જાગી. તે દ્વારા જે તૈયારી થઈ તેના વિવિધ પ્રસંગોને ચાળીને તેમાંથી શરદઉત્સવની જાહેર ઉજવણી કરી. અને તે સંતોષકારક રીતે પાર પડી.

આ સમયમાં શરદઉત્સવ ઉપરાંત સ્વાતંત્ર્યદિન અને ગાંધીજયંતીના દિવસોએ ખાસ કાર્યક્રમો રાખ્યા હતા. ગાંધીજયંતી સપ્તાહમાં બાળકો અને શિક્ષકો ભેગાં મળીને કાંતતાં અને સફાઈકામ કરતાં તથા બાળકો સમક્ષ ગાંધીજીના જીવનપ્રસંગોમાંથી બોધક પ્રસંગો કહેવામાં આવતા. દશેરાને દિવસે રમતગમતની હરીફાઈ ગોઠવી હતી.

રવિવારે સામાન્ય રીતે નજીકનાં જાણીતાં સ્થળો જોવાનો અને પડોશનાં ગામડાંમાં જવાનો કાર્યક્રમ રાખવામાં આવતો હતો. તે અંગે આપવા જેવી માહિતી સ્થળ ઉપર અપાતી અને વર્ગમાં તે વિષે વાતો થતી હતી. મોટા વિદ્યાર્થીઓ તે પર લખતા પણ હતા.

વર્ષમાં બે વખત ઉજાણી રાખી હતી. આગલી સાંજથી વિદ્યાર્થીઓ આવી જતાં અને ઉજાણીને દિવસે સવારના સાત વાગ્યાથી સાંજના સાડા પાંચ વાગ્યા સુધી રોકાયેલાં રહેતાં. શાળાની, જાજરૂની, મુતરડીની સફાઈ કરવી, જાતે રસોઈ કરવી, નદીએ જઈ સ્નાન કરવું અને રમતો તથા આનંદપ્રમોદ કરવામાં આખો દિવસ પસાર થઈ જતો.

### બાગકામ

બાળકોએ ક્યારા કરીને ટામેટી કરી હતી. એનું નીંદામણ, ખામણાં કરવાં, પાણી પાવું વગેરે ક્રિયાઓ બાળકો ટુકડીવાર કરતાં. તેમાંથી સવામણ ટામેટાં ઊતર્યાં હતાં.



### રમતો

બહારની શાળાઓ જોડે રમતોની હરીફાઈ ગોઠવવામાં આવતી હતી. તેમાં અહીંની શાળાના વિદ્યાર્થીઓ ખાસ કરીને હુતુતુમાં જીતતા હતા. લાંબા ઊંચા કૂદકા મારવા, દોડવું જેવી વૈયક્તિક રમતોમાં પણ બાળકો રસ લે છે. લંગડી, મારદડી, અને ખોખો જેવી રમતો પણ રમે છે, અને બધાને કવાયત કરાવવામાં આવે છે.

### છાત્રાલય જીવન

વિદ્યાર્થીઓ બધા આજુબાજુથી શાળાના સમયમાં ભણવા આવતા હોવાથી તેમને છાત્રાલય જીવનનો લાભ મળે તે માટે ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓને જુદી જુદી ટુકડીમાં વહેંચી સાંજે વાળુ પછી સૂવા માટે બોલાવાતા રાત્રે પ્રાર્થના, આકાશદર્શન, તથા વાર્તા કરતા અને સવારે પ્રાર્થના, સફાઈ તથા કસરત કરવા. સ્નાન કરી, શાળાનું લેખનકામ અને વાચન કરી ૯-૩૦ વાગ્યે ઘેર જમવા

જતા તે શાળાના સમયે પાછા આવતા એમ અઠવાડિયુ અઠવાડિયુ વારાફરતી મોટા વિદ્યાર્થીઓને બોલાવાતા હતા

### આરોગ્ય

વિદ્યાર્થીઓની દાક્તરી તપાસ આ સાલમા થઈ શકી નથી, પણ તેમનુ વજન દર માસે લેવામા આવતુ વજન લેવાનુ શરૂ ર્યા પછી છ માસમા સરેરાશ અઢી રતલ વજન વ ધુ હતુ.

### પુસ્તકાલય

શાળાનુ અલગ પુસ્તકાલય છે તેમા બાળવાર્તા, ઐતિહાસિક ભૌગોલિક, વૈજ્ઞાનિક અને ધાર્મિક વાર્તાના એકદરે ૪૯૬ પુસ્તકો વર્ષ આખરે હતા અઠવાડિયે બે વખત પુસ્તકોની લેવડ દેવડ થાય છે અને તેની લેવડ દેવડ વિદ્યાર્થીઓ કરે છે

### વાલીસ પર્ક

શરદ પૂર્ણિમાના ઉત્સવ વખતે અને વાલીઓની વાર્ષિક સભામા વિદ્યાર્થીઓના વાલીઓને મળવાનુ બન્યુ હતુ તે વખતે શાળાની માહિતી આપતુ નાનકડુ પ્રદર્શન ગોઠવ્યુ હતુ આ સપર્ક વધારવાનો નવા વરસમા વિશેષ પ્રય ન કરવામા આવશે

### સશોધન

આ વર્ગ યાજનાની પ્રયોગશાળા છે, એટલ નૂતન શિક્ષણની દષ્ટિએ તેને અમારે વિકસાવવી છે તે માટે શિક્ષકો ભેગા મળીને સતત પ્રયત્ન કરીએ છીએ અને સાધનોની રચના, વર્ગશિક્ષણ ઉદ્યોગશિક્ષણ વગરે બાબતોમા વિચાર કરીને માર્ગ શોધવા મથીએ છીએ એ દષ્ટિએ આ વરસમા તકલી ઘોડી, તકલી દૂબટા ઘાડી અને અંટેરણના સુધારેલા નમૂના નક્કી કરવામા આવ્યા છે અને વર્ગમા ઉદ્યોગવ્યવસ્થા કેમ કરવી તે ગોઠવવામા આવ્યુ છે. આ સશોધનનુ પરિણામ આ દષ્ટિએ કામ કરતી બીજી શાળાઓને ઉપયોગી હોઈ તેનુ વિગતવાર વર્ણન અલગ તૈયાર કર્યું છે તે હવે પછી આપવામા આવશે

વિ૦

## સાભાર સ્વીકાર

ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ, તરફથી —

**અર્બુદાચલ પ્રદક્ષિણા** સંમા૦, અનુ૦ અને સપા૦ મુનિરાજ જયતવિજયજી, કિ ૨ ૫-૦-૦, **સાહિત્ય અને જીવનનાં થોડા અર્થદર્શનો.** લે૦ રતિલાલ મોહનલાલ ત્રિવેદી કિ રૂા ૩-૮-૦, **ચાર સુંદર સંવાદો:** લે૦ ચૂનીલાલ કુબેરદાસ શાહ, કિ રૂ ૦ ૭-૦, **ટનેન્ટનન્ટન-ટન** લે૦ સૌ કપિલા ઠાકોર, બી એ કિ રૂ ૦ ૬ ૦

ભારતી સાહિત્ય સઘ, અમદાવાદ, તરફથી —

**સાચાં શમણાં:** લે૦ પન્નાલાલ પટેલ, કિ રૂ ૩ ૮ ૦, **પારસમણિ** લે૦ ઈશ્વર પેટલીકર, કિ રૂ ૩-૦-૦, **વનછાયા, બોધકથાઓ, વહને છાંયડે** ત્રણેના લે૦ ધૂમકેતુ કિ રૂ ૩-૦-૦, ૧-૦-૦, ૧-૦-૦, **કરુણાદેવી** લે૦ સાને ગુરુજી, અનુ૦ જયત પરમાર, કિ ૨ ૧-૦-૦

અન્ય પ્રકાશકો તરફથી —

**હિ દપર્યટન** લે૦ અને પ્ર૦ ધીરજી ગ ગાનર માહેશ્વર, મુદ્રક, મુબઈ કુપન ૨ કિ રૂ ૩ ૦-૦, **સ્તાલિન ચાઇલ્ડ** લે૦ થિયોડોર પ્લીવિયર અનુ૦ અને પ્ર૦ જયતી દલાલ, ગતિ પ્રકાશન લિમિટેડ, અમદાવાદ કિ ૨ ૧-૦-૦, **સૂર્યનમસ્કાર** લે૦ રાજાસાહેબ ઔધ સસ્થાન, પ્ર૦ શ્રી સ્વાધ્યાય મડળ, આનદાશ્રમ, પારડી, કિ ૨ ૦-૧૨-૦, **સૂર્યનમસ્કારચિત્રપટ** પ્ર૦ ઉપર પ્રમાણે કિ રૂ ૦-૪-૦ **આંતરરાષ્ટ્રીય મજૂર સસ્થા** લે૦ પ્ર૦ મત્રી મજૂર મહાજન સ ઘ, અમદાવાદ કિ રૂ ૦-૪-૦, **ભક્તિની નાવડી અને હિતબોધ** લે૦ ભક્ત કવિ શિવજી દેવસિહ મઢડાવાળા, પ્ર૦ શિવસદન ગ્રથમાળા કાર્યાલય, મઢડા (સૌરાષ્ટ્ર) કિ રૂ ૧-૦-૦

# નવું વાચન

**પ્રાચીન ગુજરાતી છંદો** (એક ઐતિહાસિક સમાલોચના): લે૦ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં૦ ચાર રૂપિયા; પૃ. ૪૦૦.

ગુજરાત વિદ્યાસભાએ ગુજરાતી ભાષા દ્વારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને ખીલવવા કેટલાક સમયથી પ્રવૃત્તિ આદરી હતી. તેને અંગે કેટલાક વિદ્વાનોને ગ્રંથો લખવાનું કામ પણ સોંપ્યું હતું. ૧૯૩૯ના માર્ચમાં દેણગી આપતાં મુંબઈ સરકારે એક યોજના મંજૂર કરી આપી હતી. એમાં ભાષા અને સાહિત્ય વિષયક વિભાગમાં 'ગુજરાતી છંદ:-શાસ્ત્રનો અધ્યયનાત્મક નિબંધ'નો સમાવેશ થાય છે. એ કાર્ય શ્રી રામનારાયણભાઈને સોંપવામાં આવ્યું હતું. એમણે એ વિષય વિષે ઊંડાણભર્યો આટલો બધો ઊંડો અભ્યાસ કરી ગુજરાતને આ ગ્રંથ સમર્પણ કર્યો છે. થોડાક દિવસ પર મારા એક મુરબ્બી પ્રાધ્યાપકે મને પૂછ્યું કે, શ્રી રામનારાયણભાઈની ગુજરાતી ભાષામાં એમના સર્વોત્તમ ફાળા તરીકે ગણી શકાય એવી કઈ કૃતિઓ છે? હું જરા મૂંઝાયો અને વિચારવા લાગ્યો, ત્યાં તો એમણે જ કહ્યું: 'શ્રી રામનારાયણભાઈનું અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો અને બીજું પ્રાચીન ગુજરાતી છંદો એ બે પુસ્તકોને એમના સર્વોત્તમ ફાળા તરીકે ગણાવી શકાય. વાત સાચી છે.

પ્રાચીન ગુજરાતી છંદો વિષે લખવું એ કામ કેટલું અઘરું છે એ વિષે શ્રી રામનારાયણભાઈ કહે છે, 'આ કામ હાથમાં લીધું ત્યારે પણ એ કેટલું મોટું અને મુશ્કેલ છે, તેનો મને ખ્યાલ હતો.' દેશીઓ અને ગરબીઓને પિંગલના વિષયમાં લેવાય કે નહિ એ પ્રશ્ન પણ એમની સામે ખડો હતો. પણ એનો ઉકેલ લાવતાં શ્રી રામનારાયણભાઈ નવું જ વિધાન રજૂ કરે છે: 'મારે મન આ પિંગલની શક્યતા એક શ્રદ્ધાનો વિષય હતો.'

આ કામને અંગે એમણે દેશીઓનો ઠીક ઠીક અભ્યાસ કર્યો, એ રીતે એમના મનમાં સંપૂર્ણ પિંગલનો નકશો સ્પષ્ટ થયા પછી એમણે આ કાર્ય નિયમિત શરૂ કર્યું. એમણે પિંગલ ઉપરના મુખ્ય મુખ્ય સંસ્કૃત, હિન્દી, મરાઠી ગ્રંથોનો અભ્યાસ કર્યો. એ પરથી એમને જણાયું કે, આપણા વિદ્વાનોએ પિંગલ ઉપર છૂટક છૂટક ચર્ચા જ કરી છે. એ અનેક દૃષ્ટિએ ચિન્ત્ય તો છે જ, પરંતુ એ છૂટક હોવાથી જ કદાચ તે અપૂર્ણ અને ઘણી જગ્યાએ વિસંવાદવાળી પણ છે. આખા અભ્યાસને અંગે એમને સૌથી અગત્યનું એ લાગ્યું કે, એક શાસ્ત્રીય સર્વાંગીણ પિંગલની આપણને ઘણી જરૂર છે અને એ વિચારના પરિપાક રૂપે આ પુસ્તકનું સર્જન થયું.

આ પુસ્તક તૈયાર કરવામાં શ્રી રામનારાયણભાઈ છાપેલા ગ્રંથ રૂપે ઉપલબ્ધ એટલું બધું અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય પિંગલદૃષ્ટિએ માપ લેતા લેતા જોઈ ગયા છે. તેથી આ પુસ્તકમાં એમનો આ ઊંડો અને શાસ્ત્રીય અભ્યાસ દૃષ્ટિએ પડયા વિના રહેતો નથી.'

આ પુસ્તકને 'એક ઐતિહાસિક સમાલોચના' તરીકે ગણવામાં આવ્યું છે. એ વિષે તેઓ પોતે જ સ્પષ્ટતા કરતાં 'પીઠિકા'માં કહે છે: "કલાની દરેક કૃતિ અપૂર્વ હોવાથી, કલાની નિત્ય નવીનતાથી, એક વસ્તુ સ્ફુટ થાય છે, તે એ કે તેનો ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઈએ. એને અંગે સૌથી પ્રથમ, અહીં 'કયા સમયને પ્રાચીન ગુજરાતી કાવ્યોનો સમય ગણવો છે, આપણા વિષયની સમયમર્યાદા કઈ, એ સ્પષ્ટ કરવું જોઈએ." તે માટે તેઓ શ્રી નરસિંહરાવભાઈ, શ્રી. કે. હ. ધ્રુવ અને શ્રી કે. કા. શાસ્ત્રી એ ત્રણ વિદ્વાનોના મતમાંથી એવું તારણ કાઢે છે કે, ૧૪મા શતકથી ગુજરાતીની મધ્યભૂમિકા કે મધ્યકાલ શરૂ થાય છે અને ૧૯મીથી ભાષા વર્તમાન સ્વરૂપ પામે છે. પણ એ તફાવત આપણા વિષયને મહત્ત્વનો નથી. એટલે અહીં આખા વિષયને માટે એક 'પ્રાચીન' શબ્દ જ રાખેલો છે. અહીં દલપતનર્મદથી પ્રારંભાતો અર્વાચીન અને તે પહેલાંનો પ્રાચીન એવો માત્ર એક જ ભેદ સ્વીકાર્યો છે.

'સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો' અને 'માત્રામેળ છંદોનું સ્વરૂપ' એ પ્રકરણોમાં એમણે અભ્યાસપૂર્ણ વિસ્તૃત ચર્ચા કરી છે. એમાં લઘુગુરુની લેવાતી છૂટ, તાલ, પ્રાસ, યતિ, એ સર્વનું ઉદાહરણો સહિત વિવેચન કર્યું છે. વળી અપભ્રંશ પિંગલોએ, સંસ્કૃત પિંગલોની પેઠે, નામોનો પણ ઘણો ગોટાળો કર્યો છે એ તરફ આપણું ધ્યાન ખેંચી શ્રી રામનારાયણભાઈ એવો મત પ્રદર્શિત કરે છે કે, 'આપણા નવા પિંગલે એક બાજુથી મેળનું સ્વરૂપ વધારે ચોકસાઈથી નિરૂપવાનું છે અને બીજી બાજુથી આ નામોનો નિરર્થક ભરાવો સાફ કરવાનો છે.'

આખા પુસ્તકમાં તેર પ્રકરણોમાં એમણે અક્ષરમેળ વૃત્તો, માત્રામેળ છંદો, અપભ્રંશ સાહિત્યના વારસા રૂપ કડવાંબદ્ધ અને ઇતર પ્રબંધોના છંદો, જાતિછંદો દેશીઓનું સ્વરૂપ, એની સ્વરૂપઘટનાની સામાન્ય ચર્ચા, ચોપાઈ અને રોળાની દેશીઓ, સવૈયાની અને ત્રિકલ, પંચકલ, સપ્તકલ દેશીઓ, પ્રકીર્ણ દેશીઓ એ સર્વ પર જે ઐતિહાસિક દૃષ્ટિએ સમાલોચના કરી છે, તે ખરેખર મનનીય છે.

આપણા સાહિત્યમાં આ વિષય પર આવી પદ્ધતિસરની અને શાસ્ત્રીય સમાલોચના આજ લગી થઈ

સરકાર જવાબ આપી શકે કે અમે તો ૫૦ ટકા જ ચાહીએ છીએ, છતાં મૅટ્રિક આવે તો તે તેમની ખુશીમરજીની વાત થઈ, અમારે તો ૫૦ ટકાની ગરજ છે

આ જવાબ ન્યાય તર્કશુદ્ધ હશે પણ વ્યવહારથી બરોબર ન ગણાય અને હવે જ્યારે સરકાર પ્રાથમિક શિક્ષણનું ધોરણ સુધારવા સારા શિક્ષકો ભરતી કરવા ઇચ્છે છે ત્યારે મૅટ્રિકને ઉત્તેજન આપવાને સારુ પણ તેની ખાસ કદર કરવી એ સારી વાત છે

૨૭ ૬–'૪૯

<u>અંગ્રેજી જવું જોઈએ</u>

અંગ્રેજી હાઈસ્કૂલના ૧, ૨, ૩ ધોરણોમાંથી અંગ્રેજી કાઢવાથી કેવા કેવા સવાલો ઊઠે છે, એ હવે પ્રજા એની મેળે જાણવા લાગી છે સાચી ક્રાંતિ થવા લાગે ત્યારે એમ જ બને બાકસે તેની એક જાડી કસોટી બનાવી હતી કે છેવટે માણસનું નિયામક બળ આર્થિક છે તે અહીં તો જણાય જ છે! આર્થિક કારણે લોક અંગ્રેજી ઉપર દોડ્યા હવે હાઈસ્કૂલના ત્રણ શરૂના વર્ગોમાં અંગ્રેજી ન રહ્યું તો નકામી તેની ફી ભરી મરવાનું શું કામ? એટલે વગર ફીના ગુજરાતી ૫, ૬, ૭ ધોરણો પર ધસારો થાય છે આથી કેળવણી ખાતાને માટે જાતજાતના માથાકૂટિયા સવાલો ઊભા થયા છે એ સવાલો અગાઉથી કલ્પી શકાય એવા છે છતાં તેમ ન થયું કે તેમાં ઢીલ થઈ સવાલો સાવ સાદા અને ઊભા જેવા છે

માધ્યમિક શાળાઓ પહેલાં ત્રણ વરસની મોટી ફી લેતી હતી, એટલે તેમાંની કેટલીક તો હવે કેમ એ સવાલ થયો છે! પછી તેના શિક્ષકો નવરા થાય તેના વર્ગો પૂરતા મકાનો ખાલી રહે વગેરે

સામી બાજુએ પ્રાથમિક શાળાઓમાં ભીડ થાય ત્યાં જગા ન મળે શિક્ષકો જોઈએ એટલા ન હોય વળી, આ શાળાનો ખર્ચ સરકારને માથે પડે કેમ કે પ્રાથમિક શાળામાં ભાગ્યે ફી હોય છે

આ બધા સવાલોનો વિચાર કરવા સરકારે કમિટી નીમી છે એ કામમાં પણ બહુ ઢીલ થઈ ગણાય પણ એક વાત સરકારે અને આ કમિટીએ સાફ કરવી જોઈએ કે કોઈ સંજોગમાં અંગ્રેજી ફરી દાખલ કરવાની વાત નહિ કરવામાં આવે એને કાઢવાનું કદમ ઉઠાવ્યું તે ઉઠાવ્યું હવે તો પેલે પાર પહોંચવામાં જ હિંમત અને સાહસ રહેલું છે અંગ્રેજીને કાઢવાનો વિચાર જરાયે ઉતાવળો નથી બલકે ૧૦૦ વરસે પૂરો વિચાર પછી, રાષ્ટ્રે તે સુધાર્યો ગણાય છે કેવળ વહીવટી કે ખર્ચના ખ્યાલોથી બેચાર જણ કે મુંબઈ જેવા શહેરોના લોકો પ્રમાણમાં પડતી મૂકવાની દિશાનું સુકાન ન ફેરવી શકાય

૧૯ ૬–'૪૯

<u>મૅટ્રિકના માર્કની ફી</u>

સરકારી એસ. એસ. સી. કે મૅટ્રિકની પરીક્ષાનું પરિણામ તો છેવટે તેના બોર્ડે બહાર પાડ્યું! એ કરીને એણે પોતાના છબરડા પ્રકરણ પર અત્યારે તો પડદો પાડ્યો ગણાય કેટલાક શિક્ષકો કહે છે કે, અમે કદી નહિ ધારેલા એવા છોકરાય પાસ થયા છે એ તો કોણ જાણે! પરંતુ પાસ થઈ શકનારા જો નાપાસ થાય એવું થાય તો તો અવધિ આવે એવું તો નથી બન્યું ને?

સરકારે યુનિવર્સિટી પાસેથી આ પરીક્ષા લઈ લીધી એ તો સારું કર્યું તેથી યુનિવર્સિટીને લાખોની આવક ગઈ, તેનું પ્રકરણ હવે તેની સિનેટમાં શરૂ થયું છે આ સારી વાત છે તે વગર યુનિવર્સિટીઓ કોઈ વાતને બદલી જ નહોતી તે હવે નવા યુગનો વિચાર કરીને વર્તતી થશે

પણ સરકારે લીધેલી આ જવાબદારી તેણે પૂરી પાડવી જોઈશે પરીક્ષા લેવામાં ન ફાવી એ પરથી સરકારે ચેતી લઈ વખતો બદલાણસ્ત કરી લેવો જોઈએ બોર્ડ તથા તેના ચૅરમૅનમાં ફેરફાર કરવો ઘટે તો તે બેધડક કરવામાં આવે

*બોર્ડે એવું ઠરાવ્યું છે કે, જે વિદ્યાર્થી પરીક્ષાના* પોતાના માર્કનો આંકડો જાણવા માગે તેણે રૂા. ૫) અને જે વિષયવાર માગે તેણે રૂા. ૧૦) ભરવા જોઈએ આ ચાલનો શું કામ? પરિણામ બહાર પાડવાનો અર્થ જ એ નથી કે કુલ માર્ક જ જણાવવામાં આવશે? અને જો કોઈને વધુના અને વિગતે માર્ક જોઈએ તો થોડીક ફી રાખો પણ ૧૦ રૂપિયા તો બહુ ગણાય યુનિવર્સિટીની મૅટ્રિક સામે ફરિયાદ એ હતી કે તેને તેણે ટંકશાળ જ માની હતી સરકાર એ ભૂલ ન કરે અથવા જો આ ફી લેવી જોઈએ તો તેનું વાજબીપણું બતાવવું જોઈએ

૨૦ ૬–'૪૯

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये




સંપાદકમંડળ

જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૮ અંક ૭-૮

જુલાઈ-ઑગસ્ટ નવજીવન, અમદાવાદ ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮–અં[illegible] | અમદાવાદ | [જુલાઈ-ઑગસ્ટ, ૧૯૪૯

ગુજરાત યુનિવર્સિટી સમિતિના

## બહુમતી-રિપોર્ટની ભલામણોનો સાર

[સરકારે સમિતિને સોંપેલી બાબતોને અનુલક્ષીને તેણે જે મુખ્ય ભલામણો કરી છે તેનો સાર નીચે આપવામાં આવ્યો છે]

### ૧. શિક્ષણનું માધ્યમ

યુનિવર્સિટીની સ્થાપના થાય કે તરત જ તેણે, જેટલા બને તેટલા વિષયો, ગુજરાતી અને/અથવા રાષ્ટ્રભાષા દ્વારા શીખવવાની ગોઠવણ કરવી જોઈએ; જેથી કરીને, પાંચ વર્ષની મુદત બાદ, ગ્રૅજ્યુએટની પદવી માટેના અભ્યાસક્રમોમાં કોઈ વિષય અંગ્રેજી ભાષા મારફત શીખવાતો ન હોય,—સિવાય કે યુનિવર્સિટીએ ખાસ કારણોસર તે માટે પરવાનગી આપી હોય. શક્ય હોય તો, ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટેના કાયદામાં જ તેને લગતી સ્પષ્ટ જોગવાઈ કરવામાં આવે.

સરકારે તુરતોતુરત જ ગુજરાતી ભાષામાં પાઠ્ય-પુસ્તકો પૂરાં પાડવાની યોજના હાથ ધરવી જોઈએ.

શાળાઓ તેમ જ ગ્રૅજ્યુએટની કક્ષા સુધીના કૉલેજના અભ્યાસક્રમોમાં બધે જ રાષ્ટ્રભાષા અભ્યાસનો ફરજિયાત વિષય હોય.

કૉલેજની કક્ષાએ શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી ભાષા રાખવી કે રાષ્ટ્રભાષા રાખવી એ વસ્તુ તે તે સંસ્થા કે અધ્યાપકોની મરજી ઉપર છોડી દેવી. અનુસ્નાતક અભ્યાસક્રમોમાં તો રાષ્ટ્રભાષા જ શિક્ષણનું માધ્યમ રહે.

અંગ્રેજી ભાષાને ફરજિયાત બીજી ભાષા કરતાં વધુ અગત્ય અપાવી ન જોઈએ; અને ગુજરાતી તથા રાષ્ટ્રભાષાના વિકાસને કાળજીથી પોષતા રહેવામાં આવે, જેથી ફેરબદલાનો ગાળો બહુ લાંબો ન થાય.

### ૨. યુનિવર્સિટીનું સ્વરૂપ

અત્યારના સંજોગોમાં યુનિવર્સિટીનું સ્વરૂપ પરીક્ષા લેનાર અને માન્યતા અર્પનાર 'ઍફિલિયેટિંગ' સંસ્થા તરીકેનું રહેવું જોઈએ.

અમદાવાદમાં વસવાટની સગવડવાળું તથા શિક્ષણનું કામ કરતું એક મથક ઉમેરવામાં આવે; અને બીજાં કેન્દ્રોને તેમ કરવા ઉત્તેજન આપવામાં આવે. અમદાવાદમાં ઉમેરવાના મથકની તારીખ અને વિગતો યુનિવર્સિટીના સત્તાવાળાઓ નક્કી કરે. બીજાં જે કેન્દ્રો ઇચ્છે તેમને વસવાટ અને શિક્ષણના આયોજનવાળી સ્વતંત્ર યુનિવર્સિટીઓ તરીકે કામ કરવા તૈયારી કરવાની, તથા તૈયારી થઈ રહે ત્યારે તે શરૂ કરવાની છૂટ રહે.

યુનિવર્સિટીના કાયદામાં એવી સ્પષ્ટ જોગવાઈ હોય કે, પાંચ વર્ષની મુદત બાદ, ગમે ત્યારે, અમદાવાદ સિવાયના કોઈ પણ કેન્દ્રને, સરકાર પાસે જઈ, વસવાટ અને શિક્ષણના આયોજનવાળી સ્વતંત્ર યુનિવર્સિટી તરીકે ચાર્ટર આપવાની તથા ફરજિયાત જોડાણ અંગેની કલમોમાંથી મુક્તિ આપવાની માગણી કરવાની છૂટ રહે. એ માગણી બાબત નિર્ણય સરકાર આપે.

### ૩. યુનિવર્સિટીની હકૂમત

યુનિવર્સિટીની પ્રાદેશિક હકૂમતમાં અત્યારના અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ અને સુરતના જિલ્લાઓ, તથા જે ગુજરાતીભાષી દેશી રાજ્યો પ્રાંત ભળી ગયાં છે કે તેના જિલ્લારૂપ બનેલાં છે

અને વડોદરા, સૌરાષ્ટ્ર તથા કચ્છનાં દેશી રાજ્યોનો સમાવેશ થાય. એ તો ઉઘાડું છે કે, આ પ્રદેશની સરહદ ઉપર બીજા એવા પ્રદેશો હોવાના કે જ્યાં ગુજરાતી પણ માતૃભાષા હોય. પરંતુ યુનિવર્સિટીની હકૂમતને લાગેવળગે છે ત્યાં સુધી, વખતોવખત સરકાર ગુજરાતનો પ્રદેશ જેવો અને જ્યારે નક્કી કરે તેવો જ સ્વીકારી લઈને સંતોષ માનવો જોઈએ.

આમ નક્કી થતા પ્રદેશ બહારની સંસ્થાઓને ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાવાની પરવાનગી ન આપવામાં આવે.

તે જ પ્રમાણે આ પ્રદેશની અંદરની કોઈ સંસ્થાને બીજી કોઈ યુનિવર્સિટી સાથે જોડવામા ન આવે.

### ૪. યુનિવર્સિટીનું બંધારણ

પ્રાંતના ગવર્નર યુનિવર્સિટીના કુલપતિ (ચાન્સેલર) થાય

કુલનાયક (વાઈસ-ચાન્સેલર)નું પદ માનદ-બિનપગારદાર રહે. પરંતુ એવું સંભવિત છે કે, એ માનદ કુલનાયકને પોતાની ફરજો બજાવવામા એક જવાબદાર અધિકારીની મદદની જરૂર રહે. તેથી કુલાધિકારી (રેક્ટર)ની જોગવાઈ કરવામાં આવી છે. કુલનાયકની ભલામણ પરથી કુલપતિ તેને નીમે. તે યુનિવર્સિટીનો બધો વખત કામ કરતો પગારદાર અધિકારી હોય મહામાત્ર (રજિસ્ટ્રાર) પણ તેવો જ પગારદાર અધિકારી હોય. તેની નિમણૂક સિન્ડિકેટ કરે.

યુનિવર્સિટીના ઉપલા અધિકારીઓને પસંદ કરવા માટે, મુંબઈ યુનિવર્સિટીમા છે તેમ, એક સમિતિ રાખવામાં આવે.

સેનેટની રચના નીચે પ્રમાણે થાય —

(I) હોદ્દાની રૂએ

| | |
|---|---|
| ૧. કુલપતિ | ૧ |
| ૨. કુલનાયક | ૧ |
| ૩ નિવૃત્ત થતા કુલનાયક | ૧ |
| ૪. કુલાધિકારી (રેક્ટર) હોય તો | ૧ |
| ૫. મહામાત્ર | ૧ |
| ૬ ડી પી આઈ. | ૧ |
| ૭ માન્ય કૉલેજોના આચાર્યો (લગભગ) | ૩૦ |
| ૮. અનુસ્નાતક સંસ્થાના આચાર્ય (લગભગ) | ૩ |
| ૯. યુનિવર્સિટી શિક્ષણખાતાના અધ્યક્ષો . . | |
| ૧૦. મુંબઈ, પૂના, કર્ણાટક યુનિ૦ના કુલનાયકો | ૩ |
| ૧૧ બીજા નિમાય તે (હોદ્દાની રૂએ) | ૫ |

(II) કુલપતિ નિમણુક કરે —

| | |
|---|---|
| ૧. ભીલ સેવામંડળ, હરિજન સેવક સંઘ, ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, હિ-ર તાલીમ સંઘ, વગેરે જેવાં સેવા મંડળોના પ્રતિનિધિ | ૬ |
| ૨ મજૂર પ્રતિનિધિ | ૧ |
| ૩. કુલપતિ હસ્તક | ૧૦ |

(III) નીચેના મતદારમંડળોના સભ્યો —

| | |
|---|---|
| ૧. રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટ | ૭ |
| ૨ રજિસ્ટર્ડ કૉલેજના અધ્યાપકો | ૩૫ |
| ૩. રજિસ્ટર્ડ માધ્યમિ. શિક્ષકો | ૧૦ |
| ૪ રજિસ્ટર્ડ દાતાઓ | ૫ |
| ૫ મ્યુનિસિપાલિટીઓ | ૪ |
| ૬. મુંબઈ ધારાસભા | ૧ |
| ૭. જિલ્લા સ્કૂલ બોર્ડો | ૧ |
| ૮ અમદાવાદ મિલમાલિક મંડળ | ૧ |

વિદ્યાસભા (ઍકેડેમિક કાઉન્સિલ)ની રચના નીચે પ્રમાણે થાય —

| | |
|---|---|
| ૧. કુલનાયક | ૧ |
| ૨ કુલાધિકારી (હોય તો) | ૧ |
| ૩ મહામાત્ર | ૧ |
| ૪ વિદ્યાનિધિ ('ડીન') | ૭ |
| ૫ વિદ્યા સમિતિઓ ('બોર્ડ ઑફ સ્ટડિઝ')ના ચૅરમેનો (લગભગ) | ૨૫ |
| ૭ પ્રિન્સિપાલોના પ્રતિનિધિઓ | ૩ |

સિન્ડિકેટની રચના નીચે પ્રમાણે થાય —

| | |
|---|---|
| ૧. કુલનાયક | ૧ |
| ૨ કુલાધિકારી (હોય તો) | ૧ |
| ૩ વિદ્યાનિધિઓના પ્રતિનિધિ | ૨ |
| ૪ શિક્ષણકામ ન કરતા એવા પોતાના સભ્યો માથી સેનેટ ચૂંટે | ૮ |
| ૫ યુનિવર્સિટીના શિક્ષણખાતાના અધ્યક્ષોમાથી | ૧ |
| ૬ કૉલેજના પ્રિન્સિપાલો (વિભાગવાર) ચૂંટાય | ૫ |

આ બધા હોદ્દાઓ કે સભ્યોની મુદત સામાન્યપણે ૫ વર્ષની સૂચવવામા આવી છે.

# નવી યુનિવર્સિટી કેવી હોય અને તેવી શું કામ.

[ મારી નોંધ ]*

## પ્રાસ્તાવિક

૧૮મી ડિસેંબર, ૧૯૪૮ ને દિવસે, ગુજરાત યુનિવર્સિટી સમિતિના મંત્રીએ રજૂ કરેલા અહેવાલના મુસદ્દા ઉપર અમારી કમિટીએ પોતાની ચર્ચા પૂરી કરી, ત્યારે એક વિધિ તરીકે મેં તેના ઉપર મારી સહી કરી હતી, અને જણાવ્યું હતું કે, મારે મારા વિચાર એક જુદી નોંધમાં દર્શાવવા પડશે. તે નોંધ હું આ સાથે રજૂ કરું છું.

### જુદી નોંધ શા માટે?

૨. સરકાર સમક્ષ રજૂ કરવામાં આવેલા બહુમતી-અહેવાલ સાથે સંમત ન થઈ શકવા બદલ મને દુઃખ થાય છે. તેની સાથે મારે મૂળગત મતભેદો છે. બહુમતીના નિર્ણયો સાથે હું શાથી સંમત ન થઈ શક્યો તે સમજાવવા માટે, તથા ગુજરાતની ઉચ્ચ કેળવણી અને ભવિષ્યનો તેનો વિકાસ જ નહિ, પરંતુ દેશના ગુજરાતી-ભાષી લોકોના જીવન અને સાહિત્યના ભાવિનું વધુ મોટું અને વ્યાપક હિત ખ્યાલમાં રાખીને, મારા અભિપ્રાય મુજબ, સરકારે તપાસ માટે અમને સોંપેલ બાબતમાં શું કરવું ઉચિત ગણાય, એ સૂચવવા માટે પણ, આ નોંધ તે અહેવાલ સાથે જોડવી આવશ્યક છે. કારણ કે, યુનિવર્સિટી એ બધાના ઘડતરમાં એક સમર્થ બળ નીવડે તેમ છે; તથા અત્યારે આપણે જે કાંઈ કરીએ, તેની તેમના ભવિષ્ય ઉપર ભારે અસર પડે, તથા તેનાથી પ્રાંતના જીવન અને શિક્ષણના ભવિષ્યના પ્રવાહોને પણ ચોકસ દિશા મળે, એ નિર્વિવાદ છે. આમ, અત્યારે એક નવી યુનિવર્સિટી ઊભી કરવાનો પ્રશ્ન સામાન્ય રીતે સમજવામાં આવે છે તેના કરતાં વધુ મૂળભૂત અને ઊંડો છે; કારણ કે અત્યારે તેનો તાગ મેળવવા માટે આપણે અંગ્રેજી કેળવણીનું આખું વલણ નજર તળે કાઢી જવું પડે, તથા કયા મૂળભૂત ફેરફારો અત્યારે દાખલ કરવાથી તેઓ તેમની આંતરિક તાકાત અને ગુણ-સ્વભાવ વડે એક એવી પ્રક્રિયા ચાલુ કરે, કે જેમાંથી થોડા દશકામાં જ રાષ્ટ્રીય કેળવણીનું નૂતન કલેવર પ્રગટી રહે, એ શોધી કાઢવું પડે. આમ કહું છું તેની સાથે જ હું એ કબૂલ કરી લઉં છું કે, એમાં એક વચગાળાની ભૂમિકા કે સમય પણ હોઈ શકે; અને એ કારણે એ પ્રક્રિયાનું ટૂંકા-સમય-માટેનું તથા દીર્ઘ-સમય-માટેનું એમ બે સ્વરૂપ પણ આવશ્યક બને.

### તપાસના મુદ્દાઓ

૩. સરકારે તા. ૨૧-૪-૧૯૪૭ના પોતાના ઠરાવ નં. ૭૮૫૯થી અમને તપાસ માટે નીચેના મુદ્દાઓ સોંપ્યા હતા :

"(૧) ગુજરાત માટેની યુનિવર્સિટીની કાર્ય-મર્યાદા, સ્વરૂપ, બંધારણ, અને હકૂમત અંગે ભલામણો કરવા; ( – મુંબઈ પ્રાંતની હદ બહાર આવેલી સંસ્થાઓને માન્યતા આપવા બાબતનો પ્રશ્ન તેમાં આવી જાય; )

(૨) એ યુનિવર્સિટીની સ્થાપના તથા તેના ચાલુ ખર્ચની રકમનો અંદાજ આપવા તથા તે માટે જોઈતું ભંડોળ ઊભું કરવા અંગે સૂચનાઓ કરવા; તથા

(૩) આ વિષયને આનુષંગિક એવી બીજી કોઈ પણ ભલામણો કરવા."

૪. અને તેની પ્રસ્તાવનામાં સરકારે જણાવ્યું હતું કે —

"પ્રાંતમાં પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થાપવાનો સિદ્ધાંત સામાન્યપણે સરકારે સ્વીકાર્યો છે."

૫. પરંતુ ઉપર જણાવ્યું છે તે પ્રમાણે, તપાસ માટેના મુદ્દાઓ રજૂ કરતાં સરકારે "ગુજરાત યુનિવર્સિટી ( અંગે ) . . . ભલામણો કરવા" સ્વતંત્રતા અમારે માટે કાયમ રાખી છે; તથા જણાવ્યું છે કે (મુદ્દો નં. ૩) અમે "આ

---

* ગુજરાત યુનિવર્સિટી સમિતિના બહુમતી-રિપોર્ટમાં સંમત ન થઈ શકવાથી શ્રી. મગનભાઈ દેસાઈએ પોતાનો સ્વતંત્ર રિપોર્ટ એક વિસ્તૃત નોંધ રૂપે આપ્યો હતો. તેનો અનુવાદ આ છે.

આનુષંગિક એવી બીજી કોઈ પણ ભલામણો" કરી શકીએ. અમારી કમિટીના ચૅરમૅને પણ અમને જણાવ્યું હતું કે, પોતાને સોંપવામાં આવેલા મુદ્દાઓ અંગે નિર્ણય કરવા માટે સભ્યો જે કોઈ પ્રસ્તુત તથા આવશ્યક માને તે બધી બાબતોમાં ઊતરવાને આ કમિટી સ્વતંત્ર છે.

### ગુજરાત : એક ખાસ દાખલો

૬. મેં ઉપર જણાવ્યું છે તેમ, કમિટી તરીકે અમારી નિમણૂક ગયા વર્ષના એપ્રિલ માસમાં થઈ હતી. તે તારીખ પછી થોડા મહિના બાદ જે મોટી અગત્યની ઘટનાઓવાળા મહિનાઓ આવ્યા, તેમની પહેલાં એ નિમણૂક થઈ હતી. આપણા રાષ્ટ્રીય જીવનના બધા ક્ષેત્રોમાં એ મહિનાઓ ભારે મહત્ત્વપૂર્ણ નીવડ્યા છે; અને નવી યુનિવર્સિટીની રચનાની બાબતમાં તો જરૂર તેઓ તેથી પણ વધુ મહત્ત્વના ગણાય. કેટલીક વાર તો મને એમ પણ લાગ્યું છે કે, આપણા દેશના જીવનમાં અને વ્યવહારમાં તેમ જ તેના રાજકીય નકશામાં જે ઝડપી અને અણધાર્યા ફેરફારો ત્વરિત ક્રમે થયે જાય છે, તેમની દૃષ્ટિએ અમારી બધી વિચારણાઓ સમય બહારની તો નહીં બની રહે'— કારણ કે, એ બધા ફેરફારો અમારા નિર્ણયોની પશ્ચાદ્ભૂમિકાને જ ધરમૂળથી બદલી નાખે. દાખલા તરીકે, (ગુજરાતનો) પ્રદેશ પોતે જ બદલાતો જાય છે, અને એથી પણ વધુ ક્રાંતિકારી ફેરફારો થવાની તૈયારીમાં છે વળી, પ્રાદેશિક યુનિવર્સિટીનો ખ્યાલ પોતે જ, કે જે પહેલેથી અસ્પષ્ટ હતો, તે હવે, આઝાદીની પ્રાપ્તિ બાદ છૂટા મુકાયેલા સારા તેમ જ નરસા બેઉ પ્રકારના નવા બળોને કારણે, વળી વધુ અસ્પષ્ટ બની ગયો છે શરૂઆતમાં જ આ બધી બાબતોનો ઉલ્લેખ કરીને હું માત્ર એ સૂચવવા માગું છું કે, સરકારે અમારી કમિટીને તપાસ માટે સોંપેલો પ્રશ્ન, અમે નિમાયા તે વખતના કરતાં તદ્દન જુદા જ અનુબંધ અને નવી પરિસ્થિતિમાં તપાસવાનો થાય છે,— ખાસ કરીને થોડા વર્ષો ઉપર આ જાતના પ્રશ્ન ઉપર જયકર કમિટી વિચારણા ચલાવી રહી હતી તે કરતાં તો તે ઘણા જ જુદા છે.

૭ મહારાષ્ટ્ર અને કર્ણાટકની સરખામણીમાં ગુજરાતની બાબતમાં એક વિશિષ્ટ તફાવત છે એ પણ હું નોંધતો જાઉં. બધા જાણે છે તેમ, એ ગાંધીજીનો પ્રાંત છે. કેટલાય વર્ષો સુધી તેમની પ્રવૃત્તિનું એ મુખ્ય કેન્દ્ર હતો, તથા તે પ્રવૃત્તિ જે માધ્યમ દ્વારા ચલાવવામાં આવી હતી, તે ગુજરાતી હતું આ એક બીનાએ પણ ગુજરાત પ્રાંતના જીવનમાં ક્રાંતિકારી ફેરફાર કરી દીધો છે સદ્ગત ડૉ આનંદશંકર ધ્રુવે (મને યાદ છે તે મુજબ ઈ સ ૧૯૩૯માં) લખ્યું છે કે, "(ગુજરાતનો) આધુનિક યુગ એ ગાંધીજીનું સર્જન છે એ વિકસે અને વધે એ જોવાનું કામ તેમનું છે" તેમણે આ લખ્યું ત્યારે તે ખાસ કરીને ગુજરાત માટે નવી યુનિવર્સિટીના પ્રશ્નનો ઉલ્લેખ કરી રહ્યા હતા

### મારી વિચારણાનું સામાન્ય દિગ્દર્શન

૮. શરૂઆતમાં જ હું બે બાબતોનો ઉલ્લેખ કરવાની રજા લઉં છું, કે જે આ પ્રશ્ન અંગેની મારી વિચારણાનું ટૂંકમાં સામાન્ય દિગ્દર્શન કરાવે તેમ છે. અમારી નિમણૂક પછી એક મહિના બાદ, ઈ. સ. ૧૯૪૭ના મે માસમાં, અમારી કમિટીના મંત્રીએ પ્રશ્નાવલિનો એક ખરડો, જયકર કમિટીની પ્રશ્નાવલિની નકલ સાથે, સભ્યોને મોકલી આપ્યો, અને એ ખરડામાં અમારે જે કાંઈ વધુ સામેલ કરાવવું હોય તે મોકલી આપવા અમને જણાવ્યું. તેના જવાબમાં મેં, અમારી તપાસની વિચારણા અંગે મને જરૂરી તથા અગત્યની લાગતી કેટલીક બાબતો અને મુદ્દાઓને ઉપર તારવી આપવાની દૃષ્ટિથી, અમુક અગત્યના મથાળા હેઠળ, કેટલાક સૂચનો પ્રશ્નના રૂપમાં લખી નાખ્યા.

૯ બધા સારી રીતે જાણે છે તેમ, આ અરસામાં કર્ણાટક યુનિવર્સિટી કમિટી (ક૦ યુ૦ કમિ૦) પણ કામકાજ કરી રહી હતી, અને તેણે પણ તે સમયે પોતાની પ્રશ્નાવલિ બહાર પાડી હતી અમારી કમિટીના મંત્રીએ ક૦ યુ૦ કમિ૦ની પ્રશ્નાવલિ પણ અમને મોકલી આપી, તથા જણાવ્યું કે, મરજી હોય તો અમે તેના જવાબ આપી શકીએ છીએ,

અને તે જવાબો સીધા ક૦ યુ૦ કમિ૦ને અથવા તેમની (અમારા મંત્રીની) મારફત તેને મોકલાવી શકીએ છીએ. પ્રાદેશિક યુનિવર્સિટીની સ્થાપનાના વિષયને લગતા મારા પોતાના વિચારો સંગઠિત કરવામાં આ તક ઉપયોગી ગણાય એ ધારણાથી, ક૦ યુ૦ કમિ૦ની પ્રશ્નાવલિના મારા જવાબો ઘડી મેં મોકલી આપ્યા. તથા અમારી કમિટીના મારા સાથીદારો પણ મારે કહેવાનું જાણી શકે તે માટે મંત્રીને મેં વિનંતી કરી કે, તે એ જવાબોની નકલ તેમને મોકલી આપે. તેમણે તેમ કર્યું તે બદલ તેમનો આભારી છું.

૧૦. અમારી કમિટીની પ્રશ્નાવલિમાં ઉમેરી લેવા માટેનાં મારાં સૂચનો (જુઓ પરિશિષ્ટ ૧) તથા ક૦ યુ૦ કમિ૦ની પ્રશ્નાવલિના મારા જવાબો (જુઓ પરિશિષ્ટ ૨) મારા વિચારો અને દૃષ્ટિબિંદુનો સામાન્યપણે ખ્યાલ આપવામાં મદદગાર નીવડે તેવાં હોવાથી, હું તેમને આ નોંધના પરિશિષ્ટ ૧ તથા ૨* તરીકે જોડું તો તે ક્ષમ્ય ગણાશે.

* જવાબો ઉપરથી જ પ્રશ્નો સહેલાઈથી કલ્પી શકાય તેમ હોવાથી, તેમને સાથે ઉતારવામાં આવ્યા નથી. ચોકસાઈથી અભ્યાસ કરવા માગનારને ક૦ યુ૦ કમિ૦ની પ્રશ્નાવલિ તેના અહેવાલમાં જોઈ લેવા વિનંતી છે.

## ૨

## બે વિભિન્ન પ્રવાહો

૧૧. બહુમતી-અહેવાલને જે પશ્ચાદ્‌ભૂમિકાના પાયા ઉપર ખડો કરવાની ધારણા રાખવામાં આવી છે, તે વિષેના પ્રકરણથી તે શરૂ થાય છે. તેમાં ગુજરાતમાં છેલ્લાં પચીસ કે ત્રીસ વર્ષ દરમ્યાન થયેલા ઉચ્ચ કેળવણીનાં પ્રસારનું સિંહાવલોકન કરી ગયા બાદ, જે બળો 'ગુજરાત માટે અલગ યુનિવર્સિટીની માગ' ઊભી કરવામાં કારણભૂત બન્યાં, તેમનું વર્ણન આપતાં તે જણાવે છે કે (અહે૦ ફકરો ૬), "એ વસ્તુ બે વિભિન્ન પ્રવાહોમાંથી નિષ્પન્ન થતી બતાવી શકાય તેમ છે." પ્રથમ : — ગુજરાતમાં ગૂજરાત વિદ્યાપીઠની (અને અહીં હું ઉમેરું કે નવજીવન ટ્રસ્ટની) સ્થાપના દ્વારા રાષ્ટ્રીય કેળવણી ઊભી કરવાના ગાંધીજીના પ્રયત્નો. અને બીજો : — સનંદી યુનિવર્સિટીઓના આશરા હેઠળ ચાલતો અંગ્રેજી કેળવણીની સુધારણાનો ચાલુ જૂનો પ્રવાહ.

૧૨. આ બંને પ્રવાહો ભિન્ન તથા અલગ હતા, તેમ જ આ પ્રશ્ન બાબતની તેમની વિચારણામાં ધરમૂળથી તફાવત હતો, એ તો ઉઘાડું છે. પરંતુ અહેવાલમાં જે એમ કહેવામાં આવ્યું છે કે, તે બંને પ્રવાહોનું મૂળ એક જ છે, તે વાતની સાથે હું સંમત થઈ શકતો નથી. કારણ કે, તેમનાં લક્ષ્યની બાબતમાં, તેમ જ લોકોના જીવનમાં તેમને જે ભાગ ભજવવાનો હતો તે વિષેના તેમના ખ્યાલની બાબતમાં, તેઓ એકબીજાથી છેક જ જુદા પડતા હતા. પહેલા પ્રવાહનું લક્ષ્ય તો સામાજિક, રાજકીય, સાંસ્કૃતિક અને કેળવણી-વિષયક મૂલ્યોમાં ધરમૂળથી ફેરફાર કરવાનું હતું; ત્યારે બીજો પ્રવાહ ઓછેવત્તે અંશે અક્ષરજ્ઞાનની એક સુધારણા-પ્રવૃત્તિ જ હતી, તથા સનંદી યુનિવર્સિટીઓના ચોકઠામાં રહીને જ ચાલવા માટે એ કલ્પાઈ તથા યોજાઈ હતી. ગાંધીજીવાળો પ્રવાહ સ્વતંત્રતાની તરફેણ કરતો હતો. તે એવું માનતો હતો કે, સ્વતંત્રતાને અભાવે લોકોને રાજ-કીય દૃષ્ટિએ જ નહિ પણ સાંસ્કૃતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ પણ હાનિ પહોંચતી હતી: અને તેથી, કેળવણી જો પોતાનું નામ સાર્થક કરવા માગતી હોય તો, તેણે પોતાની જાતને આઝાદીની જ તરફદાર જાહેર કરીને, તેના પક્ષમાં જ ખડા રહી તેને અર્થે કાર્ય કરવું જોઈએ. તેથી કરીને તે પ્રવાહનું આયોજન પરદેશી રાજકર્તા-ઓએ સ્થાપેલી કેળવણીના ક્ષેત્રમાં બળવારૂપે થયું હતું. ત્યારે બીજો પ્રવાહ તો પોતાને જન્મ આપનાર તંત્ર માટે જ કામ કરતો હોઈ, તેને પડકારી શકે નહિ કે પડકારવા ઇચ્છે પણ નહિ. તેથી કરીને, જ્યાં સુધી તે અર્વાચીન જ્ઞાન-વિજ્ઞાનની વિવિધ શાખાઓનું શિક્ષણ આપતો હતો તથા તે તંત્ર ટકાવી રાખવા માટે જોઈતા જરૂરી વહીવટકર્તાઓ ? જ થોડા યંત્રવિદ્યાના નિષ્ણાતો અને ધંધાદાર પૂરા પાડતો હતો, ત્યાં સુધી આપણા જ

રાજ્યકર્તાઓએ મુખ્યત્વે પોતાના હિતની દૃષ્ટિએ સ્પષ્ટપણે સ્થાપેલા તેના મૂળ પાયાઓમાંથી તે ચસકી શકે તેમ નહોતું

૧૩ તેથી કરીને, તે બે પ્રવાહો વચ્ચેનો ભેદ અહેવાલમાં (ફકરો ૬) વર્ણવ્યામાં આવ્યો છે તેવો જ, એટલે કે, 'એક પ્રવાહ આપણી કેળવણીના વસ્તુ અને ભાવના સાથે વધુ નિસ્બત ધરાવતો હતો, ત્યારે બીજો પ્રવાહ તેના તંત્રની સુધારણા સાથે નિસબત ધરાવતો હતો,'– એવો ન હતો, એ તો ઉપલક છે, તે ભેદ તે કરતાં કંઈક વધુ ઊંડો તેમ જ જુદા પ્રકારનો હતો તેથી પહેલા પ્રવાહે જ્યારે લોકોની સાચી કેળવણીની ભાવનાને વફાદાર રહીને પોતાનું જુદું જ તંત્ર ખડું કર્યું, કે જેની મુખ્ય ખાસિયત સરકારી નિયંત્રણમાંથી સ્વતંત્રતા (અર્થાત્ સરકાર પાસેથી મદદ ન લેવી) તથા નિર્ભયપણે તેમ જ દેશની સ્વતંત્રતાના હિતમાં વિકાસ સાધવો અને પ્રયોગ કરવા — એ હતી ત્યારે બીજા પ્રવાહે ગુણ કરતાં સંખ્યા ઉપર વધુ લક્ષ આપ્યું, અને પરિણામે તે એવી રીતે વિકસતો ગયો કે, તે યુનિવર્સિટીના લક્ષણો જ જાણે કે ખોઈ બેઠો, અને સામાજિક ઉપયોગિતાની દૃષ્ટિએ તેનો અર્થ એટલો જ થઈ રહ્યો કે ઉચ્ચ કેળવણીની ઉપાધિઓ આપનારું યંત્ર અલબત્ત, એ વસ્તુ અસંતોષનું કારણ બની રહી છે, પરંતુ આજના જમાનામાં વ્યાવહારિક દૃષ્ટિએ તેની કંઈક ઉપયોગિતા અને કિંમત હોવાથી, લોકોને એ વસ્તુ એટલી તીવ્રપણે ડંખતી નથી કે જેથી તેઓ તેની સામે બળવો પોકારી બેસે એમ ન ડંખવાનું કારણ અંગ્રેજી કેળવણીમાંથી અત્યાર સુધી લાભ ખાટી જનારા વર્ગોની એક વિશિષ્ટ પ્રકારની સ્થિતિચુસ્તતા તથા સહીસલામતીની વૃત્તિ છે તેથી કરીને જ, આ લોકો રાષ્ટ્રીય કેળવણીના ગુણો અને મૂલ્ય છૂટથી તથા ઉઘાડી રીતે સ્વીકારતા હોવા છતાં, પોતાનાં બાળકોને એની સંસ્થાઓમાં મોકલતા ન હતા તે ઉપરાંત આ વર્ગોના મનમાં એવી પણ આશંકા હતી કે, રાષ્ટ્રીય કેળવણી જેના અંગભૂત હતી તે આઝાદીની ચળવળ સફળ નીવડશે કે કેમ ભય અને સ્થિતિચુસ્તતાની આ જ મનોવૃત્તિ આજે પણ એટલી જ દેખા દઈ રહી છે એમ જ માનવું પડે કે આ વર્ગો કોઈ પણ અગત્યનો ફેરફાર વહોરવાનું સાહસ ત્યાં સુધી ન જ કરે કે જ્યાં સુધી તેમને ખાતરી ન થાય કે, એ ફેરફાર ક્રાંતિકારી નહિ નીવડે તથા તેમને પોતાને મૂળભૂત રીતે કાંઈ અસર પહોંચાડ્યા વિના જ આવનારા નવા યુગમાં બંધબેસતો થઈ જશે અને તેઓ નવા યુગનું ચિત્ર આપી ન શકતા હોવાથી —અને એ કાંઈ તેમનો વાંક નથી, કેમ કે આજે આપણે એમ અનિશ્ચિત તથા ઘડાતી જતી સ્થિતિમાં છીએ, એટલે કેવો જઈને બધું કેવું બની રહેશે તે ખાતરીપૂર્વક કહેવું મુશ્કેલ છે,— આ ભય તેમને જે સ્થિતિ છે તેને જ વળગી રહેવા જેટલા જકડી ને છે તેમ છતાં આગળ ખસવાની તથા કંઈક નવું સરજવાની અસ્પષ્ટ ઇચ્છા પણ રહેતી હોય છે, અને હવે આપણે સ્વતંત્ર થયા હોવાથી તો એ વધારે જ રહે પરિણામે, આઝાદીની પ્રેરણાથી પરિસ્થિતિ આપણને ઉચ્ચ કેળવણી સહિત આપણી આખી શિક્ષણવ્યવસ્થાને નવેસર રચવાના કામમાં ધકેલી રહી છે

અલબત્ત, હું અહેવાલની એ વાત સાથે (ફકરો ૬) સંમત થાઉં છું કે, "આપણા દેશની આઝાદી હાંસલ થતાંની સાથે, આ બંને પ્રવાહો (એટલે કે ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન દ્વારા રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં ગાંધીજીએ કરેલું કાર્ય, અને આપણી કૉલેજો અને યુનિવર્સિટીઓમાં ચાલતી અંગ્રેજી કેળવણી) પહેલી વખત ભેગા થવાની તથા સ્વતંત્ર હિંદ માટેની રાષ્ટ્રીય કેળવણી સર્જવાની તક પામ્યા છે"

૧૪ ઉપરાંત, અહેવાલે છઠ્ઠા ફકરામાં ઠીક નોંધ્યું છે કે, "(રાષ્ટ્રીય કેળવણીની) આ પરંપરા પોતાની જાતને વધુ બળપૂર્વક તથા દૃઢતાથી સ્થાપિત કરવા ઇચ્છે એમાં નવાઈ પામવા જેવું નથી' એટલું જ નહિ, અહેવાલ એથી પણ આગળ જઈને યથાર્થપણે કબૂલ કરે છે કે, "ઘણા લોકો ગાંધીજીએ બતાવેલ માર્ગે જ એ આગળના અને આવશ્યક પગલા તરીકે ગુજરાત માટે જુદી યુનિવર્સિટીની તરફેણ કરતા હતા એમ અમને જણાય છે એ લોકો અત્યારની ચાલુ-કેળવણીના વસ્તુ અને ભાવનાને

એટલાં ધરમૂળથી પલટાવી નાખવા માગતા હતા કે જેથી તેનો પેચી (રાષ્ટ્રીય) પરંપરા સાથે મેળ બેસી જાય." (ફકરો ૬)

૧૫. પરંતુ મારે ખેદ સાથે જણાવવું પડે છે કે, અહેવાલમાં ત્યાર પછીથી જે બધું આવે છે, તે મને ઉપરના વિચારમાંથી ચુપચુપ સરકી ગયા જેવું લાગે છે, અને તેમાં ગુજરાતના સાહિત્યિક તથા શૈક્ષણિક જગતમાં જે જુદી જુદી વિચારધારાઓ નજરે પડે છે, તેમનો સંગમ સાધવા માટેનાં મુખ્ય બિંદુઓ ખોળવાનો કશો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. તેમ કરવા માટે તે વિચારધારાઓને ટૂંકમાં નજર તળે કાઢી જવી જરૂરી છે. હું પ્રથમ ગૂજરાત વિદ્યાપીઠની વાત હાથ ધરું છું.

## ૩

## ગૂજરાત વિદ્યાપીઠ

૧૬. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ઈ. સ. ૧૯૨૦માં ઉપાડેલી અસહકારની ચળવળના એક અંગ તરીકે ગાંધીજીએ તે વર્ષે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી હતી.[1] તેનાં હેતુઓ અને ધ્યેયો સાથે સંમત થનારી બધા પ્રકારની સંસ્થાઓ — પ્રાથમિક, માધ્યમિક અને મહાવિદ્યાલયની કક્ષાની — તે ચળવળમાં ભળી. વિદ્યાપીઠે રાષ્ટ્રીય કેળવણીને એક સળંગ સમગ્ર વસ્તુ ગણીને પોતાનો પ્રયોગ ચલાવ્યો હતો.

૧૭. એ ચળવળ પાછળનો આશય તમામ કેળવણીને સંપૂર્ણપણે લોકોની સ્વતંત્ર કામગીરીની વસ્તુ, અર્થાત્ પરદેશી સરકારના અ-રાષ્ટ્રીય નિયંત્રણમાંથી મુક્ત વસ્તુ બનાવવાનો હતો. પરંતુ તેમ થઈ શક્યું નહિ, અને પાંચ વર્ષમાં લોકોની મનોવૃત્તિમાં પલટો આવ્યો. પરિણામે વિદ્યાર્થીઓ અને સંસ્થાઓની સંખ્યામાં ઘટાડો થવા લાગ્યો. મહાસભાએ શાળાઓમાં અસહકારની વાત પડતી મૂકી. આમ ગૂજરાત વિદ્યાપીઠ સારુ એવી સ્થિતિ ઊભી થઈ રહી કે જેમાં તેને પોતાનાં હેતુઓ અને ધ્યેયો નવેસર જણાવવાં પડે તથા નવી પરિસ્થિતિમાં પોતે શું કામ કરવા માગે છે તે નક્કી કરવું પડે. ગાંધીજીએ એ આખા પ્રશ્નની તપાસ કરી જોવા તથા તે સ્થિતિમાં શું કરવું ઉચિત ગણાય તે બાબત ભલામણ કરવા સ્વ. શ્રી. આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે એક કમિટી નીમી.

૧૮. અહીં આગળ એક વાતનો ઉલ્લેખ કરી લેવો પ્રસ્તુત ગણાશે. તે વખતે એક મત એવો હતો કે, એ બદલાયેલા સંજોગોમાં વિદ્યાપીઠે સરકાર પાસેથી સનંદ (ચાર્ટર) મેળવી લઈને ગુજરાત માટેની યુનિવર્સિટી તરીકે કામ કરવા માંડવું. જો એમ કરવામાં આવ્યું હોત તો, મને લાગે છે કે, અમારી કમિટી સમક્ષ મૂકવામાં આવેલો પ્રશ્ન જ ઉપસ્થિત થયો ન હોત, અને વીસેક વર્ષ પહેલાં જ ગુજરાત પોતાની યુનિવર્સિટી પામી ચૂક્યું હોત.

૧૯. પરંતુ એ વાત નોંધપાત્ર ગણાય કે ધ્રુવ-કમિટીએ સર્વાનુમતિથી એવી ભલામણ કરી કે, વિદ્યાપીઠે સરકાર સાથે હાથ મિલાવવાનો વિચાર ન કરવો જોઈએ, પરંતુ અત્યાર સુધી ચાલતું આવ્યું હતું તેમ તેણે સ્વતંત્ર જ રહેવું જોઈએ; તથા સામાન્યપણે હિંદુસ્તાનના અને વિશેષપણે ગુજરાતના મોટા અને વ્યાપક હિતની દૃષ્ટિએ પોતાને યોગ્ય લાગે તે રીતે એ સંસ્થા ઘડવાની મહામાજીને સ્વતંત્રતા હોવી જોઈએ. ઉપરાંત કમિટીએ જણાવ્યું કે, વિદ્યાર્થીઓની સંખ્યા નહિ, પણ સાચી કેળવણીનું તત્ત્વ એ વધુ અગત્યની વસ્તુ છે, તથા વિદ્યાપીઠના પાયાના મુખ્ય આધાર જેવો જે સરકારી નિયંત્રણમાંથી મુક્તિનો સિદ્ધાંત છે, તેને દૃઢપણે વળગી રહેવું જોઈએ, અને પોતાનાં હેતુઓ અને

---

૧. ગૂજરાત વિદ્યાપીઠનાં હેતુઓ અને ધ્યેયો, કે જેમને પછીથી ઈ. સ. ૧૯૨૮માં વિસ્તારવામાં આવ્યાં હતાં, તથા જેમને વિષે આ પછી મારે કાંઈક વધુ કહેવાનું છે, તે માટે જુઓ પરિશિષ્ટ ૩.

ધ્યેયોને* (જુઓ પરિશિષ્ટ ૩, ભાગ ૨) અમલમા મૂકીને વિદ્યાપીઠે પોતાની એ સ્વતંત્રતાને સાર્થક કરી આપવી જોઈએ કમિટીએ એ હેતુઓ અને ધ્યેયોને સક્ષેપમા આ પ્રમાણે નિરૂપી બતાવ્યા —

૧ રાષ્ટ્રીય માર્ગોએ લોકોની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણીનો પ્રસાર

૨ ઉચ્ચ સસ્કૃતિનુ યોગ્ય વાહન થઈ શકે એટલી હદે ગુજરાતી ભાષાની ખિલવણી

૨૦ તદનુસાર, વિદ્યાપીઠે એક નવુ બધારણ વિચારી કાઢ્યુ અને પોતાનુ બધુ કામ એક મડળને સોપ્યુ, કે જે આજ સુધી તેનું કામકાજ સભાળે છે

૨૧ આ નિર્ણય એ ચળવળના સખ્યાબળમા ઘણો ભારે ઘટાડો કરનાર નીવડ્યો પહેલેથી માન્યુ હતુ તેમ, ત્યાર સુધી વિદ્યાપીઠની સાથે રહેનારાઓમા એક પ્રકારનો પ્રત્યાઘાત આવ્યો, કારણ કે રાષ્ટ્રીય કેળવણીમા વિદ્યાર્થીઓની સખ્યા વધવાને પરિણામે જે પરિસ્થિતિ ઊભી થઈ, તે દરમ્યાન વિદ્યાપીઠ સાથે જોડાયેલી બીજી સસ્થાઓએ તેના જેવો નિર્ણય ન લીધો, અને તેઓએ સરકારી યુનિવર્સિટીની કેળવણીના જૂના વાડામા પાછા ફરવા માડ્યુ. એ રીતે તેમના પાછા ફરવાનુ બીજુ કારણ પણ હુ અહીં સાથે સાથે કહેતો જાઉ તે કારણ એ હતું કે વિદ્યાપીઠે પોતાના નીચેના બે સિદ્ધાતો બાબત કડક વલણ અખત્યાર કરવા માડ્યુ —

(૧) અસ્પૃશ્યતાનો અસ્વીકાર,

(૨) કેળવણીમા હસ્તઉદ્યોગ અને જાતમહેનતનો સ્વીકાર

૨૨ ઈ સ ૧૯૩૦મા દેશે જ્યારે આઝાદીની લડત ઉપાડવાનો નિર્ણય કર્યો, ત્યારે વિદ્યાપીઠ માટે મહત્ત્વનો નિર્ણય લેવાની એક વળી નવી પરિસ્થિતિ ઊભી થઈ જોકે, તદ્દન અણધારી એવા અર્થમા એ પરિસ્થિતિને છેક જ નવી ન કહી શકાય, કારણ કે આઝાદીની હાકલ એ તો તેના અસ્તિત્વના પાયામા જ રહેલી વસ્તુ હતી પ્રશ્ન એ હતો કે, આઝાદીની એ લડત અગે વિદ્યાપીઠે શુ કરવુ? તેણે આઝાદીના અહિંસક સૈન્યમા ભરતી થઈ જવુ? સૌ જાણે છે તેમ, વિદ્યાપીઠ તેમા ભરતી થઈ ગયુ, અને તે પણ અતિ સ્વાભાવિક રીતે અને આપમેળે પરિણામે સરકારે એ સસ્થાને ગેરકાયદે જાહેર કરી તથા તેની માલમિલકત જપ્ત કરી લીધી આ બાબતનો મે અહીં ઉલ્લેખ કર્યો છે તે એ બતાવવા માટે કે, દિલ્હીની જામિયા મીલિયાની પેઠે વિદ્યાપીઠ નૂતન કેળવણીના કામમા પડ્યુ હોત અને આઝાદીની લડતમાથી અલગ રહ્યુ હોત, તો જુદી જ કહાણી કહેવાની થાત પરતુ વિદ્યાપીઠે જે નિર્ણય લીધો તેનાથી તેનું પોતાનુ કર્તવ્ય પૂરેપૂરુ અદા થયુ તેમ જ તેનુ પોતાનુ કેળવણીનુ કામ પ્રાણવાન બન્યુ, એટલુ જ નહીં પણ તેની અસર ઠેઠ દૂર દૂર સુધી પડી એ નિર્ણય ગુજરાત તથા તેની બહારની વિદ્યાર્થી-આલમની વલણને મજબૂત કરવામા ભારે અસરકારક નીવડ્યો, તથા પોતાના દેશ પ્રત્યે તેમની શી ફરજ છે તેનું તેમને દર્શન કરાવવામા મદદગાર બન્યો વિદ્યાપીઠના ઇતિહાસના એ અણીને પ્રસગે કરવામા આવેલા તે નિર્ણયને ગાંધીજીએ પોતાના આશીર્વાદ આપ્યા તથા જણાવ્યુ કે, વિદ્યાપીઠે ગુજરાત પાસેથી જે લીધુ છે તેનુ પૂરુ વળતર પાછુ આપ્યુ છે, તથા મારી મોટામા મોટી અપેક્ષાઓને પણ તેણે પૂરી કરી છે

૨૩ વિદ્યાપીઠ પોતાનુ કામકાજ ફરીથી ચાલુ કરવાને ઈ સ ૧૯૩૫મા સ્વતત્ર થયુ તે પછી સાત વર્ષ બાદ તેને ફરીથી વનવાસી બનવુ પડ્યુ ત્રણ વર્ષ બાદ તે તેમાથી બહાર નીકળીને પાછુ પોતાને કામે લાગી શક્યુ છે

૨૪ તેની કેવળ વિદ્યોપાસનાની પ્રવૃત્તિઓમા આવા વિચ્છેદો પડવા છતા, એ સસ્થાનુ કામ ચાલતુ જ રહ્યુ છે, અને વિદ્યોપાસનાની બાબતમા પણ તેણે કરેલુ કામ ગણનાપાત્ર છે એ બધુ હુ અહીં વર્ણવવા નહિ બેસું પરતુ પરિશિષ્ટ ૪ તરીકે એક નોધ છેવટે જોડુ છુ, જેમા એ સસ્થા અત્યારે શુ કામ કરી રહી છે તેનું વર્ણન છે એ નોધ

* વિદ્યાપીઠના બધારણમા વણી લેવામા આવેલા એ ધ્યેયોના વિગતે નિરૂપણ માટે જુઓ પરિશિષ્ટ ૩

તૈયાર કરી આપવા બદલ હું વિદ્યાપીઠના મારા સાથીઓનો આભારી છું.

૨૫. મારે અહીં કેટલીક સંસ્થાઓનાં નામ ઉમેરવાં જોઈએ, કે જે સંસ્થાઓ આ ચળવળમાં ચડતીપડતીના સમય દરમ્યાન પણ, ચાલુ રહી છે, તથા અત્યારે ખાસ કરીને કેળવણીના ક્ષેત્રમાં અને તે દ્વારા સામાન્યપણે ગામડાંની પુનર્ઘટનાના કામમાં સારો સરખો ફાળો આપી રહી છે. તેમાંની મુખ્ય આ પ્રમાણે છે:

૧. વલ્લભ વિદ્યાલય–બોચાસણ (ખેડા જિલ્લો)
૨. વેડછી વિદ્યાલય–સુરત જિલ્લો
૩. વિઠ્ઠલ કન્યા વિદ્યાલય–નડિયાદ
૪. ગ્રામદક્ષિણામૂર્તિ–આંબલા (સૌરાષ્ટ્ર)

પરિશિષ્ટ ૪ તરીકે ઉમેરેલી ટૂંકી નોંધમાં આ ચાર વિશે પણ સંક્ષિપ્ત માહિતી આપી છે.

૨૬. આ પ્રકરણ હું પૂરું કરું ત્યાર પહેલાં એક બે મુદ્દાઓ નોંધતો જાઉં. હવે પરદેશી રાજ્ય ગયું છે એટલે અસહકારનો પ્રશ્ન રહેતો નથી. તથા અહેવાલમાં જણાવ્યું છે તે પ્રમાણે, પહેલી જ વાર, રાષ્ટ્રીય કેળવણીનો અને ચાલુ યુનિવર્સિટીની કેળવણીનો એમ બંને પ્રવાહોને ભેગા થવાની તક સાંપડી છે. ગુજરાતના લોકો ઇચ્છે છે કે, વિદ્યાપીઠના પ્રયોગની પરંપરા ચાલુ રહેવી જોઈએ. એટલે સુધી કે કેટલાક સાક્ષીઓએ તો એવું આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું કે, ગુજરાત માટેની યુનિવર્સિટી તરીકે કામ કરવા વિદ્યાપીઠની જ હવે પુનરૂરચના કેમ કરવામાં આવતી નથી?

૨૭. બીજી રીતે પણ એ પ્રશ્ન અગત્યનો બને છે. હિંદી સરકારે તાજેતરમાં નીમેલા રાધાકૃષ્ણન કમિશને પણ આ બાબતની નોંધ પોતાની પ્રશ્નાવલિમાં આ પ્રમાણે લીધી છે:—

વિભાગ ૨૩

**સનંદ વિનાની યુનિવર્સિટીઓ અને તેમની પદવીઓ**

૧. સનંદ વિનાનાં સ્થાપિત મંડળો 'યુનિવર્સિટી' શબ્દ વાપરે, તથા 'ડિગ્રીઓ' અને 'ડિપ્લોમાઓ' આપે તેની બંધી કરવાની તરફેણમાં તમે છો?

૨. એ બધાં મંડળોમાંના મોટા ભાગને તમે જામિયા મીલિયા અને વિદ્યાપીઠો જેવી સંસ્થાઓ કે જે સારું શિક્ષણ આપી રહી છે, જેકે સનંદી યુનિવર્સિટીઓ કરતાં જુદા માર્ગોએ — તેમનાથી શી રીતે જુદાં પાડો?

૩. એ સંસ્થાઓનો યુનિવર્સિટીઓ સાથે સંબંધ તમે શી રીતે ગોઠવો?

૨૮. બીજો એક મુદ્દો કે જેનો ઉલ્લેખ કરવો જરૂરી છે, તે આ છે: કેટલાક લોકો એવી ટીકા કરે છે કે, વિદ્યાપીઠ-પ્રવૃત્તિ એકાંગી હતી; કારણ કે તે અનેક વિદ્યાશાખાઓનું શિક્ષણ નહોતી આપતી, પરંતુ માત્ર માનવવિદ્યાઓ('હ્યુમેનિટીઝ')ને જ સ્પર્શતી હતી. હકીકત તરીકે એ વાત સાચી છે. પરંતુ તે ઉપરથી જો એવો આક્ષેપ કરવાનો ઇરાદો હોય કે, એ પ્રવૃત્તિ કેળવણીના આખા ક્ષેત્રને અનુલક્ષતી નહોતી અને તેથી રાષ્ટ્રીય કેળવણીનું તેનું દર્શન મર્યાદિત અને અધૂરું હતું, તો મારે કહેવું જોઈએ કે, એ ખોટી વાત છે. તેને જે અનુબંધ અને સંજોગોમાં કામ કરવાનું હતું તેની અંદર માત્ર રાષ્ટ્રીય કરકસરના ખ્યાલથી પણ મુખ્ય જરૂરિયાતોને જ મુખ્ય સ્થાન આપવું પડયું હતું. તે વખતે એક નવા જ પ્રકારના ગ્રેજ્યુએટની જરૂર ઊભી થઈ હતી, તથા જૂની યુનિવર્સિટીઓ એવો ગ્રેજ્યુએટ આપી શકે તેમ ન હતુ, એ વાત કોણ નાકબૂલ કરશે? ચાલુ પ્રકારની બીજી જરૂરિયાતો તો સરકારી સંસ્થાઓ પૂરી પાડતી જ હતી. તેથી એ જ પ્રક્રિયાને ખેવડાવવી એ તો વિદ્યાપીઠ માટે નિષ્પ્રયોજન અને વ્યર્થ વસ્તુ કહેવાય. અને મને તો લાગે છે કે, આજે પણ આપણને તાત્કાલિક તો એક એવા નવા પ્રકારના યુનિવર્સિટી-ગ્રેજ્યુએટની જરૂર છે, કે જે સંયુક્ત હિંદની નેતાગીરી સંભાળી શકે, — તે હિંદ કે જેને ખડું કરવા આપણે હવે પ્રયત્ન કરી રહ્યા છીએ. નવી યુનિવર્સિટી પાસે પણ આ વસ્તુ તેના મુખ્ય ધ્યેય તરીકે હોવી જોઈએ. મેં ઉપર કહેલું ટૂંક નિરૂપણ દર્શાવી આપે છે તેમ, વિદ્યાપીઠ એવા જ પ્રકારના ગ્રેજ્યુએટ માટે તેની સ્થાપનાના દિવસથી માંડીને જ કામ કરતી આવી છે, અને આજના સંજોગોમાં યોગ્ય ફેરફારો

સાથે એ જ જરૂરિયાત પૂરી પાડવાનું ચાલુ રાખવા ધારે છે.

હવે હું સનંદી યુનિવર્સિટીઓની ચળવળવાળા બીજા પ્રવાહનું વર્ણન હાથ ધરીશ.

૪

## બીજો પ્રવાહ

૨૯. બહુમતી-અહેવાલના છઠ્ઠા ફકરામાંથી મેં જે બે પ્રવાહોનો ઉલ્લેખ કર્યો છે, તે એમાંથી બીજા પ્રવાહને સનંદી યુનિવર્સિટીઓવાળી ચળવળ તરીકે ઓળખાવવો ઠીક થશે બહુમતી-અહેવાલ તેનું વર્ણન બીજા પ્રકરણમાં સાતમા અને આઠમા ફકરાઓમાં કરે છે. વસ્તુતાએ એની જ પશ્ચાદ્‌ભૂમિકા ઉપર તેઓએ તેમના નિર્ણયો રચ્યા છે. હું એમ કહેવાની રજા લઉં છું કે, એ પ્રવાહ આખા પ્રશ્નની જે બાજુ રજૂ કરે છે, તે આપણા પ્રદેશમાં ઉચ્ચ કેળવણીના આજના આખા પ્રશ્નના મારા દૃષ્ટિકોણથી બહારની છે, તથા આઝાદીની પ્રાપ્તિની આખી ખીનાનું રહસ્ય જ તે લક્ષમાં લઈ શકતી નથી; કે જે આઝાદીની પ્રાપ્તિએ ધરમૂળથી એવી નવી જરૂરિયાતો અને દૃષ્ટિબિંદુઓ ઊભાં કર્યાં છે, કે જેમના તરફ દુર્લક્ષ કરવું એ આઝાદી પહેલાં જ પાલવે તેમ હતું.

૩૦. પ્રથમ તો, આ પ્રવાહ મેં આગલા પ્રકરણમાં વર્ણવેલ રાષ્ટ્રીય કેળવણીની ચળવળ જેવી એકરસ કે એકલક્ષી ચળવળ નહોતી એ તો પૃથક્ પૃથક્ હેતુઓના મિશ્રણરૂપ તથા જુદાં જુદાં જટિલ બળોના પરિણામરૂપ હતી; જેવાં કે, દેશીભાષાના ઉદ્ધારની વર્નાક્યુલર-ચળવળ, સાહિત્ય પરિષદોની ચળવળ, અને ભાષા તથા પ્રદેશને અનુલક્ષી યુનિવર્સિટી-સુધારની ચળવળ. આ બધી ચળવળોના હેતુઓ વિવિધ અને કેટલીક વાર વિભિન્ન હતા. એ બધીમાં જે કાંઈ એકતા દેખાય છે, તે સનંદી યુનિવર્સિટીના તેમના સર્વસામાન્ય આશરામાંથી જન્મેલી છે, કે જે આશરા હેઠળ આ બધા જુદાં જુદાં તત્ત્વો કામ કરી રહ્યાં હતાં અને જેને પોતાની સેવા અર્પી રહ્યાં હતાં. તેથી કરીને, પ્રસંગવશાત્ હું અહીં પેલા બે મુખ્ય પ્રવાહો વચ્ચેનો બીજો ભેદ બતાવતો જાઉં; અને તે એ કે, અંગ્રેજી કેળવણીનો પ્રવાહ સનંદી યુનિવર્સિટી તરીકે કામ કરી રહ્યો હતો, ત્યારે રાષ્ટ્રીય કેળવણીનો બીજો પ્રવાહ મુક્ત અને સ્વતંત્ર માર્ગોએ હિંદુસ્તાનની રાષ્ટ્રીય કેળવણીની પુનરૂરચનાના અણુ-અંકાયેલા માર્ગો ખેડી રહ્યો હતો. હવે, અહેવાલ કહે છે તે પ્રમાણે, આ પ્રવાહોને એકત્રિત થવાની તક ઊભી થઈ હોય, તો તેનો અર્થ એ થવો જ જોઈએ કે, આ અગત્યના ભેદની બાબતમાં પણ ફેરફાર થવો જોઈએ.

૩૧. આ સનંદી યુનિવર્સિટીઓવાળી ચળવળ જે મુખ્ય વસ્તુમાંથી શરૂ થઈ હતી, તે તો સૌ જાણે છે. તે છે ઈસ્ટ ઇંડિયા કંપનીએ સરકારી રાજતંત્રના એક વિભાગ તરીકે હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણી શરૂ કરવાનો લીધેલો નિર્ણય. અને બીજા જે બે મુખ્ય સરકારી નિર્ણયોએ તે કેળવણીને આ દેશમાં એક બળરૂપ બનાવી, તે આ હતા:—(૧) અંગ્રેજી ભાષા શિક્ષણનું માધ્યમ બને, અને (૨) રાજભાષા પણ અંગ્રેજી રહે. ઇતિહાસે બતાવી આપ્યું છે કે, આ વસ્તુ જ હિંદુસ્તાનમાં અંગ્રેજી કેળવણીનો પાયા સ્તંભ બની રહી હતી; અને હિંદુસ્તાનમાં આ જાતની કેળવણીનો પ્રચાર સીધો એને જ આભારી છે. તેનો ઇતિહાસકાર જેમ્સ પોતાના પુસ્તક "એજ્યુકેશન ઍન્ડ સ્ટેટ્સમૅનશિપ ઇન ઇંડિયા—૧૭૯૭–૧૯૧૦" (પા. ૩૮)-માં કહે છે તેમ:—

> "અંગ્રેજી કેળવણી કેવળ પોતાની જ આંતરિક કિંમતને કારણે પ્રસાર પામી નથી. ત્રણ બાબતોએ તેમાં ભાગ ભજવ્યો છે: ૧. ૧૮૩૫ના નિર્ણય વડે નક્કી થયેલું કેળવણીનું તંત્ર; ૨. છેક છેલ્લી કક્ષાઓ જ બાદ કરીને બાકીની બધી સરકારી નોકરીઓમાં ભરતી કરવાની શરત તરીકે અંગ્રેજી ભાષાના જ્ઞાનને વધુ ને વધુ આવશ્યક બનાવતા જવાની નીતિ; ૩. સરકારી કારભારની ભાષા તરીકે અંગ્રેજીનો વધુ ને વધુ સંપૂર્ણ સ્વીકાર. ઉપરાંત, આ ત્રણે કારણો અરસપરસ સંકળાયેલાં હોઈ, તેમની એકબીજા ઉપર અસર અને પ્રતિ-અસર થયા કરતી હોય છે."

૩૨. ૧૮૫૭ સુધીમાં અંગ્રેજી રાજ્યકર્તાઓ સહેલાઈથી જોઈ શક્યા કે, ૧૮૩૫માં નક્કી કરવામાં આવેલી કાર્યનીતિ કામિયાબ નીવડી હતી; કારણ કે તેઓને માલૂમ પડ્યું કે, મુખ્ય ઇલાકાઓમાં આગેવાન લોકો તરફથી અંગ્રેજી ભાષાના વર્ગો અને ઍંગ્લો–વર્નાક્યુલર શાળાઓ શરૂ કરવા સારુ મરજિયાત પ્રયત્નો શરૂ થઈ ગયા હતા. એ વસ્તુને વ્યવસ્થિત કરવા તથા વધુ સારી રીતે સંગઠિત કરવા માટે પરીક્ષા લેનાર મંડળો તરીકે યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી, અને એ ચળવળને ઉત્તેજન આપવા મદદ તરીકે ગ્રાન્ટ આપવાની પદ્ધતિ યોજવામાં આવી. વખત જતાં આ નાની શરૂઆતો કદમાં વધતી ગઈ, અને આપણે આગળ જતા જઈએ છીએ તેમ માલૂમ પડતું જાય છે કે, લોકો હાઈસ્કૂલો સ્થાપવા લાગ્યા; અને પ્રગતિના એ ક્રમમાં આપણે આગળ જોઈએ છીએ કે, લોકોનાં મંડળોએ કૉલેજોની સ્થાપના પણ શરૂ કરી. અને અહીં આગળ એટલું સહેજે ઉમેરતા જવાય કે, એ ચળવળ એ દિશામાં હવે સ્થાનિક યુનિવર્સિટીઓ સ્થાપવા તરફ આગળ વધતી જણાય છે.

૩૩. ઉચ્ચ કેળવણી માટેનું આ જાતનું વલણ આવું જ થતું જાય એ નક્કી હતું; કારણ કે, બ્રિટિશ હકૂમત હેઠળના નવા યુગમાં રાજવહીવટી તેમ જ ધંધાદારી કારકિર્દીઓ હાંસલ કરવા માટે એ એક જ દ્વાર ખુલ્લું હોવાથી, એ કેળવણી સ્વીકારનારાઓની સંખ્યામાં વધારો થતો જતો હતો. પરિણામે, યુનિવર્સિટીની ડિગ્રીનો અર્થ એ બધી કારકિર્દીઓ માટેનો પરવાનો, – એવો જ થવા લાગ્યો; અને ઉપર જેનો ઉતારો આપ્યો છે તે જેમ્સ પોતાના પુસ્તકમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ બાબત એવી નોંધ કરે છે કે,

> "-ચલદારુ ધંધાદારી પેઢી તરીકે પણ યુનિવર્સિટી સફળ નીવડી કહેવાય. સંખ્યામાં વધારો અને નાણાંકીય સ્વાશ્રયીપણું એ બંને બાબતોમાં યુનિવર્સિટીએ સૈકાના અંત સુધીમાં ચોક્સપણે પોતાના સંસ્થાપકોની ગણતરીઓને સાચી પુરવાર કરી હતી."

અને એક પદવીદાનસમારંભના સર હેન્રી મેઈનના ભાષણમાંથી તે આ પ્રમાણે ઉતારો ટાંકે છે:

> "આ વસ્તુ નજરે જોઈ હોય તો જ સાચી માની શકાય. બે વસ્તુઓમાંથી કઈને વધુ આશ્ચર્યકારક કહેવી તે હું જાણતો નથી — વિદ્યાર્થીઓની મોટી સંખ્યા . . . કે તેઓએ દર્શાવેલી તત્પરતા અને ઉત્કંઠા? . . . હિંદુસ્તાનની બ્રિટિશ હકૂમતે સ્થાપેલી કે તેની સાથે સંકળાયેલી કોઈ પણ બાબતે આ યુનિવર્સિટીની પરીક્ષાઓ જેટલો સક્રિય રસ કલકત્તાથી લાહોર સુધીનાં ઉપલા વર્ગોનાં હિંદી ઘરોમાં જગવ્યો હશે કે કેમ, તેની મને શંકા છે."
> (સદર, પાન ૪૫)

અને આ તો ઈ. સ. ૧૮૬૬ જેટલું પહેલાં કહેવામાં આવ્યું હતું. આજે વધુ પ્રમાણમાં તે સ્થિતિ છે, એ આપણે જાણીએ છીએ.

૩૪. અને આ રીતે કેવા પ્રકારની યુનિવર્સિટી ઊભી થઈ હતી તે બતાવવા તે જ લેખક 'એજ્યુકેશન ઇન બ્રિટિશ ઇંડિયા' નામના પુસ્તકમાં આર્થર હોવેલે ઈ. સ. ૧૮૭૧માં બ્રિટિશ હિંદમાં અંગ્રેજી કેળવણીના કરેલા સિંહાવલોકનમાંથી નીચેનો ફકરો ટાંકે છે કે:–

> ". . . યુનિવર્સિટીની પદવીઓ મેળવનાર મોટા સમુદાયની અલ્પ તથા ઉપરચોટિયા જ્ઞાનપ્રાપ્તિ તરફ, તથા એ બધી પદવીઓ તેમને પોતાને સારુ નહિ પણ માત્ર નોકરી અથવા બઢતી મેળવવાના સાધન તરીકે જ મેળવવામાં આવી હોય છે, એ બીના તરફ નજર કરીએ, તો યુરોપના દેશોમાં જે અર્થ સમજવામાં આવે છે તે અર્થમાં યુનિવર્સિટીની હજુ સુધી ખરેખર કશી પ્રતિષ્ઠા જ નથી."

૩૫. જેમ્સ પોતાની તપાસમાં ભણેલા વર્ગની બેકારીની બીના તેમ જ બીજાં પણ જે અનિષ્ટો આ જાતની કેળવણીમાંથી ઊભાં થાય, એવું હવે આપણે ભોગે સૌ સારી રીતે જાણીએ છીએ, તે નોંધતો જાય છે.

૩૬. બહુમતી-અહેવાલ આઠમા ફકરામાં આ કેળવણીનો ગુજરાતમાં કેટલી હદે પ્રસાર થયો છે તે વર્ણવે છે; અને "ઉચ્ચ કેળવણી સમેત વર્તમાન કેળવણી પ્રત્યેનું પ્રચલિત દૃષ્ટિબિંદુ અને તેની વર્તમાન સ્થિતિ પ્રત્યે અસંતોષ" બાબત જે ઉલ્લેખ તે છઠ્ઠા ફકરામાં કરે છે, તે ઈ. સ. ૧૮૫૭ની સનંદી યુનિવર્સિટીની ચળવળમાંથી જન્મેલ ઉચ્ચ કેળવણીની આ સ્થિતિ સામે છે, એ સૌ કબૂલ કરશે. તે વખતથી

માડીને વિવિધ માર્ગે તેનો ઉપાય કરવાના પ્રયત્નો પણ થતા આવ્યા છે તેમાના બે મુખ્ય આ છે — (૧) જો અંગ્રેજી ભાષા જ મુખ્ય ભાષા બની રહેવાની હોય, તો તેમાથી હિંદની ભાષાઓનો તો વિનાશ જ થાય, આમાથી બચવા દેશીભાષાઓ (વર્નાક્યુલર)ની સાહિત્યિક ચળવળ ઊભી થઈ અને (૨) ઈ સ ૧૯૧૭ સુધીમા સરકારને પણ યુનિવર્સિટીઓના આખા પ્રશ્નની તપાસ હાથ ધરવાની જરૂર સમજાઈ, સેડલર કમિશન નિમાયુ, અને મોટી યુનિવર્સિટીઓના વિકેન્દ્રીકરણની ચળવળ શરૂ થઈ, કે જે આજ સુધી કદાચ યુનિવર્સિટી સુધારની બાબતમા આખરી વસ્તુ રહી છે

અમારી કમિટીને સોપવામા આવેલા પ્રશ્નના સબધમા આ બે માર્ગોની વિશેષ સમજ અગત્યની હોવાથી, હુ તેમનુ અલગ અલગ પ્રકરણોમા નિરૂપણ કરુ છુ, જેથી આપણી તપાસના સબધમા જે મુખ્ય મુદ્દાઓ આપણે લક્ષમા લેતા જવા જોઈએ, તે ઉપર તારવી અપાય

## ૫

## દેશીભાષાઓની ચળવળ

૩૭ ૧૯મા સૈકાના પૂર્વાર્ધમા પણ એવા અગ્રેજો હતા કે જેઓ હિંદની ભાષાઓને ઉત્તેજન આપવાના, અને તેમને શિક્ષણનું માધ્યમ બનાવવાના મતના હતા તે બાબતમા તેઓએ જે કહ્યુ છે, તે આપણે આજે પણ ફરીથી કહી શકીએ

૩૮ જાણીતા પૌર્વાત્યવિદ્ એચ એચ વિલ્સને ઈ સ ૧૮૫૩મા આ પ્રમાણે કહ્યુ હતુ

" ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવાના બને તેટલા સૌ સાધનો આપણે કામમા લેવા જોઈએ અલબત્ત તે જ્ઞાન યુરોપમાથી મેળવવાનુ છે પરતુ જો આપણે તે જ્ઞાનનો પ્રચાર અગ્રેજી ભાષા બરાબર શીખવાની વૃત્તિ કે તક જેમને હોય તેટલા લોકો પૂરતો જ મર્યાદિત કરી મૂક્યો હોય, તો આપણે તેને બહુ નાના વર્ગ પૂરતો જ મર્યાદિત કરી દીધો કહેવાય વસ્તુતાએ પણ આપણે અગ્રેજી જાણનારાઓની એક જુદી નાત જ ઊભી કરી મૂકી છે, કે જેઓને પોતાના દેશબધુઓ પ્રત્યે કશી જ સહાનુભૂતિ રહી નથી અથવા બહુ જ થોડી રહી છે અલબત્ત, અગ્રેજી ભાષાની ખિલવણી એ નિર્વિવાદ અતિ અગત્યની વસ્તુ છે છતા બહોળા જનસમુદાયને સુશિક્ષિત કરવાનો એ માર્ગ ન હોઈ શકે, વસ્તુતાએ કોઈ પણ પ્રજાના માણસોને કદી પણ તેમની સ્વભાષા સિવાય શિક્ષણ ન આપી શકાય કે તેમને શિક્ષિત બનાવી ન શકાય તેમની પોતાની ભાષા દ્વારા જ તમારે તેમને સબોધવા જોઈએ તથા તેઓમા ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો જોઈએ તેમની પોતાની ભાષાના પ્રયોગો સરખામણીમા વણખીલેલી દશામા હોય એ બનવા જોગ છે, પરતુ ખિલવણીથી તે સુધરી શકે અને સુધરશે જ"

૩૯ આ વિચારસરણીનો જવાબ તેના વિરોધીઓએ, 'ઉપરના થરોમાથી જ્ઞાન આપોઆપ નીચેના થરોમા ઊતરતુ જશે', એ જાતની 'ફિલ્ટ્રેશન થિયરી' તરીકે જાણીતી થયેલ દલીલથી આપ્યો એવી દલીલ કરવામા આવી કે, અગ્રેજી મારફત આધુનિક જ્ઞાન મેળવનાર લોકો પોતપોતાની માતૃભાષા દ્વારા તે જ્ઞાનનો ફેલાવો કરશે, અને એ પ્રમાણે એ જ્ઞાન લોકો સુધી નીચે પહોચતુ જશે આપણે જાણીએ છીએ કે આ સિદ્ધાત પૂરેપૂરો સાચો ન નીવડ્યો. પરતુ અમલદારી ઉપક્રમથી જુદા જુદા ભાષા પ્રદેશોમા તે તે પ્રદેશની દેશી ભાષાઓમા આધુનિક જ્ઞાન તરજુમાઓ વડે ઉતારવાના હેતુથી મડળો સ્થપાયા દાખલા તરીકે ગુજરાતમા ઈ સ ૧૮૪૮મા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ની સ્થાપના થઈ

૪૦ આ દેશીભાષાની ઉન્નતિની ચળવળની પાછળ પાછળ ગુજરાતી સાહિત્ય પરિષદવાળી બીજી ચળવળ આવી દૃષ્ટિબિંદુ તથા મહત્ત્વાકાક્ષાની બાબતમા તે પહેલી કરતા વધુ વિશાળ હતી આ બને ચળવળો જોડિયા ચળવળો જ હતી અને તેમનો હેતુ ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવાનો તથા પુસ્તકોના પ્રકાશન વડે આધુનિક જ્ઞાનનો ગુજરાતી-ભાષી લોકોમા પ્રચાર કરવાનો હતો તેમના આ પ્રયોજનને આગળ ધપાવવાના

એક પગલા તરીકે તેઓએ યુનિવર્સિટી પાસે એવી માગણી કરી કે, ગુજરાતી ભાષાને યુનિવર્સિટી પદવી માટેના અભ્યાસક્રમનો વિષય બનાવવો જોઈએ; અને મુંબઈ યુનિવર્સિટી પાસે તેમ કરાવવામાં તેમને સફળતા મળી. મને યાદ છે ત્યાં સુધી, ૧૯૧૭-૮ના રાજકીય સુધારાની યોજનાનો આ અરસો હતો: એ પ્રથમ વિશ્વયુદ્ધનો સમય હતો; અને આ અરસામાં જ ગાંધીજીએ પણ ગુજરાતમાં કામ કરવાની શરૂઆત કરી હતી. ૧૯૧૭ની ભરૂચ કેળવણી પરિષદમાં તેમણે આ દિશામાં એક પગલું આગળ ભરાવ્યું અને જાહેર કર્યું કે, આદિથી અંત સુધી તમામ કેળવણીનું માધ્યમ ગુજરાતી ભાષા જ હોવી જોઈએ. સાહિત્ય પરિષદે કબૂલ કર્યું કે, યુનિવર્સિટીમાં પદવી માટેના અભ્યાસક્રમમાં ગુજરાતીનો સ્વીકાર એ પૂરતી વસ્તુ નથી; અને જો સાચી પ્રગતિ સાધવી હોય, તો શિક્ષણનું માધ્યમ જ બદલીને ગુજરાતી કરવું જોઈએ.

૪૧. આ બધી માગણીઓ ગાંધીજીની રાષ્ટ્રીય કેળવણીની ચળવળમાં ચરિતાર્થ થઈ, અને શિક્ષણનું માધ્યમ બદલીને ગુજરાતી કરવું જોઈએ એ વાત ધીમે ધીમે આપણા કેળવણી-સુધારના કાર્યક્રમમાં એક ધ્રુવ વસ્તુ તરીકે ગણાવા લાગી.

૪૨. શ્રી. મુનશીની આગેવાની હેઠળની ગુજરાતી સાહિત્ય પરિષદે 'ગુજરાતની અસ્મિતા'ના ધ્યેયવાદ હેઠળ, આના કરતાં કંઈક જુદા પ્રકારનો સૂર કાઢવા માંડ્યો. તેમાં ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિ અને ઇતિહાસની, તથા 'મહાગુજરાત'ના પોકાર-સૂત્ર હેઠળ ગુજરાતી-ભાષી લોકોની અમુક પ્રકારની સર્વોપરિતા ઊભી કરવાની વાત હતી. તેમાં આર્ય-પણાની ભાવનાના પુનરુદ્ધારનો અંશ પણ હતો, અને સ્થાનિક ગુજરાતી અસ્મિતા ઊભી કરવાના પણ કોડ હતા. ગાંધીજીના અહિંસક અને માનવતા-વાદી રાષ્ટ્રવાદને પ્રતાપે, ગુજરાતના રાષ્ટ્રવાદી વર્ગોમાં આ સંકુચિત ભાષાશાહીનો તેવો પડઘો પડ્યો નહિ. આ વિચારસરણીનું એક કેળવણીકેંદ્ર થોડા વખત થયાં મુંબઈમાં ઊભું કરવામાં આવ્યું છે: અર્થાત્ અંધેરીમાં ભારતીય વિદ્યાભવનની નવગુજરાત સંસ્થાઓ, કે જે છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાતી સાહિત્ય પરિષદની ચળવળનું પણ કેન્દ્ર છે.

૪૩. મેં ઉપર જણાવ્યું તેમ, આ ચળવળ ઘણા લોકો ઉપર અસર કરી શકી નહિ, કારણ કે જતે દહાડે એ વસ્તુ, આજે આપણે 'ભાષાશાહી' તરીકે જેનાથી ડરતા થયા છીએ, તેની જ નાની શરૂઆતરૂપ નીવડે, એવો ડર હતો. આજે શ્રી. મુનશી પોતે જ ભાષાશાહીનાં જોખમો જુએ છે અને તેનો પ્રતીકાર કરે છે, એથી મને આનંદ થાય છે. પરંતુ જ્યારે તે કહે છે કે, તેનો ઉપાય શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી નહિ પણ રાષ્ટ્રભાષા રાખવામાં રહેલો છે, ત્યારે તેમનું કહેવું સમજવું મુશ્કેલ બની જાય છે. એ વસ્તુ તો આખી સાહિત્ય-પરિષદની ચળવળના જીવન-કાર્યને, અરે તેના પ્રયોજનને પોતાને જ નકારવા જેવી થાય. પરંતુ માધ્યમનો આ મુદ્દો અહીં હું વધુ નહિ ચર્ચું, કારણ કે આગળ હું તેને હાથ ધરવાનો છું. હવે હું યુનિવર્સિટી-સુધારના સરકારી કાર્યક્રમ ઉપર આવું.

## ૬

## યુનિવર્સિટીનું વિકેન્દ્રીકરણ

૪૪. મેં શરૂઆતમાં નોંધ્યું છે તે પ્રમાણે, અમારી કમિટીને તપાસ માટે સોંપવામાં આવેલા મુદ્દાઓની પ્રસ્તાવનામાં પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થાપવાના સિદ્ધાંતનો ઉલ્લેખ કરેલો છે. એ વિચારનું મૂળ ચોકસપણે પકડવા માટે, હિંદમાં બ્રિટિશ સરકાર દ્વારા ઉપસ્થિત કરવામાં આવેલી યુનિવર્સિટી-સુધારણાના ઇતિહાસમાં ડોકિયું કરી જવું આવશ્યક છે. કારણ કે એ વિચાર મુખ્યત્વે એ ચળવળમાંથી ઊતરી આવેલો છે.

૪૫. ઉચ્ચ કેળવણીનો પ્રસાર કેવી રીતે થયો અને કયા મુખ્ય હેતુથી આપણા લોકો તેને અપનાવવા પ્રેરાયા, એ વિષે આગળના એક પ્રકરણમાં હું કહી આવ્યો છું. એ વસ્તુને તેની આંતરિક બાજુ કહી શકાય. તેની બાહ્ય બાજુ તે એ પરીક્ષા લેનાર

સંસ્થાઓનાં તંત્ર અને વહીવટ હતાં. આ બાહ્ય બાજુનું સ્વરૂપ પણ હિંદુસ્તાનમાં જ જોવા મળતું એક વિશિષ્ટ સ્વરૂપ હતું.

૪૬ એક બાબત પ્રથમથી લક્ષમાં લેવી જોઈએ કે, યુનિવર્સિટીની કેળવણીની શરૂઆત સરકારી રાજતંત્રના એક વિભાગ તરીકે થઈ હતી, અને તેથી તેનું તંત્ર સરકારી ખાતા તરીકે અને મધ્યસ્થ સરકાર હસ્તકના કામ તરીકે ગોઠવવામાં આવ્યું હતું. અને ચેસ્ટીએ પોતાના પુસ્તક "રાઈઝ ઍન્ડ કૉન્સ્ટિટ્યૂશન ઑફ યુનિવર્સિટીઝ' (પા ૧૯૪)માં કહ્યું છે તે પ્રમાણે "'લોકોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે 'સરકારી ખાતું' (ભલે પછી તે યુનિવર્સિટી માટેનું હોય) રાજકીય હથિયારનું બીજું નામ જ છે." આપણા દેશમાં તો એ તત્ત્વતઃ એમ જ હતું અને તેથી કરીને તેના તંત્ર દ્વારા સરકાર પૂરેપૂરી રીતે નહિ તો અસરકારક રીતે ઉચ્ચ કેળવણી ઉપર કાબૂ રાખતી હતી, એ વસ્તુ આજ સુધી આપણે જોઈ શકીએ છીએ. તેના જ એક પ્રતીક તરીકે આજ સુધી તેના ચાન્સેલર ગવર્નર કે ગવર્નર-જનરલ હોય છે, અને આપણા યુનિવર્સિટી-સુધારાના ઇતિહાસમાં હંમેશાં લોકો અને પરદેશી સરકાર વચ્ચે સત્તાની સોંપણી અંગે રસાકસી ચાલતી આવેલી જોવા મળે છે. અને આ કારણે જ સરકારના કાબૂમાંથી મુક્તિને રાષ્ટ્રીય કેળવણીના મુખ્ય લક્ષણ તરીકે સ્વીકારવામાં આવી છે. યુનિવર્સિટીઓના તંત્રનું આ લક્ષણ એવું જડ ઘાલી બેઠેલું છે કે તેની પારપરિકતાની નિશાનીઓ આપણા બહુમતી અંકુશનમાં પણ જોવા મળે છે, જોકે હવે આપણે આપણી પોતાની સરકારની હકૂમત હેઠળ છીએ.

૪૭ શરૂઆતમાં તો આપણે ત્યાં માત્ર પરીક્ષા લેનારી યુનિવર્સિટીઓ હતી. અને જેમ જેમ કૉલેજો સંખ્યામાં વધતી ગઈ, તેમ તેમ તેમને માન્યતા અર્પવાની તરકીબથી યુનિવર્સિટીઓ દ્વારા તથા મદદ તરીકે ગ્રાન્ટ આપવાના નિયમોના સાધનથી, તેમના ઉપર આવશ્યક કાબૂ રાખવામાં આવતો. આ સૈકાની શરૂઆત સુધી માન્યતા અર્પનારી અને પરીક્ષા લેનારી યુનિવર્સિટી એ જ સામાન્ય પ્રકાર ગણાતો હતો, અને એની સાથે અમુક નિયત પ્રદેશનો ખ્યાલ જોડવામાં આવ્યો હતો, કે જે પ્રદેશની જરૂરિયાત તેમ જ બાબો એ વસ્તુ વહીવટી પ્રાંતોની સાથોસાથ યુનિવર્સિટી પ્રાંતો ઊભા કરવા જેવી હતી, અને તે બંનેનો વડો એક જ, એટલે કે, ગવર્નર હોતો.

૪૮ યુનિવર્સિટી એ અમુક હકૂમતની વિસ્તાર અથવા પ્રદેશમાં આવેલી કૉલેજની કક્ષાની સંસ્થાઓ માટે માન્યતા અર્પનાર અને પરીક્ષા લેનાર સંસ્થા છે, એવો ખ્યાલ આ પ્રમાણે ઊભો થયો. ઉચ્ચ કેળવણીના આયોજનમાં ઓતપ્રોત વણાઈ ગયેલ તેની પ્રાદેશિક હકૂમતનો ખ્યાલ આ પ્રમાણે ઉદ્ભવ્યો, અને તે આજે પણ કાયમ છે.

૪૯ ઉચ્ચ કેળવણીના આયોજનના આ પ્રકારમાં ફેરફાર કરવાની નીચે આવશ્યકતા નીચેનાં કારણોથી જણાવા લાગી —

(૧) વિદ્યાર્થીઓનો વધારો, જેથી યુનિવર્સિટી ઉપર બોજો વધતો ગયો,

(૨) પરીક્ષા લેનાર અને માન્યતા અર્પનાર પ્રકારમાંથી નીપજતા અનિષ્ટોના ઉપાય શોધવાની જરૂર ઊભી થવી.

(૩) લોકોની નવી આકાંક્ષાઓમાંથી ઊભી થયેલી માગણીઓ અને ઔદ્યોગિક વિકાસની આવશ્યકતા.

૫૦ ઔદ્યોગિક કમિશન, સૅડલર કમિશન, અને મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓની ચળવળ એ ત્રણે બાબતો આ સૈકાના બીજા દશકામાં લગભગ એક સાથે જ કામ કરતી જોવા મળે છે. એ ઘટના અર્થપૂર્ણ છે. પરંતુ હું આ રસિક ઘટનામાં વધુ ઊંડો નથી ઊતરતો, અને કેળવણીની બાબત ઉપર જ આવું છું.

૫૧ સૅડલર કમિશન એ આખા પ્રશ્નમાં ઊંડે ઊતર્યું અને સુધારણાના પાયારૂપ જે એક બે દિશાઓ તેણે પ્રસ્થાપિત કરી, તે આ હતી —

(૧) આ અનિષ્ટો દૂર કરવાના ઉપાયોમાંથી એક અગત્યનો અને સૌથી વધુ અસરકારક એ છે કે નવા પ્રકારની યુનિવર્સિટીઓ ઊભી કરવી,

જેમાં શિક્ષણના કામને તેનું યોગ્ય મહત્ત્વ ચોકસપણે આપવામાં આવ્યું હોય."

(૨) આ હેતુ પાર પાડવા સારુ તેઓએ, 'વસવાટના આયોજનવાળી, અને જ્યાં શિક્ષણ પણ અપાતું હોય એવા પ્રકારની યુનિવર્સિટીના આદર્શ'ની ભલામણ કરી.

૫૨. આ ભલામણો વિશેષે કરીને આપણા યુનિવર્સિટી-તંત્રના પાયારૂપ બનેલ અનિષ્ટની સુધારણાને અનુલક્ષીને હતી. અને એ અનિષ્ટ કમિશને પોતે જ આ પ્રમાણે જણાવ્યું હતું:—

"સરકારી નોકરીમાં કોઈ સ્થાને નિયુક્ત થવા માટેની લાયકાત તરીકે ડિગ્રીની એવી તો કિંમત છે કે . . . વિદ્યાર્થીઓનો મોટો ભાગ યુનિવર્સિટીની તાલીમનું વ્યાપક પ્રયોજન ભૂલી જાય છે. . . યુનિવર્સિટીની કેળવણી . . . પ્રયોજનની આ સંકુચિતતાને કારણે મુખ્યત્વે દૂષિત થયેલી છે.

". . . બીજા દરેક દેશમાં વિદ્યાર્થીઓને યુનિવર્સિટીમાં લાવનાર એક કારણ, તેમને તેમની જીવન-કારકિર્દીમાં મદદગાર નીવડે તેવી લાયકાત મેળવવાની ઇચ્છા પણ હોય છે. પરંતુ હિંદુસ્તાનમાં ખાસ ધ્યાન ખેંચે તેવી બીના એ છે કે, આ પ્રયોજન મોટા ભાગના વિદ્યાર્થીઓ ઉપર, તેમના આખા યુનિવર્સિટીના અભ્યાસ દરમ્યાન, વધારેપડતા મોટા પ્રમાણમાં અસર કરતું હોય છે. તે પ્રયોજન બીજી બધી વિચારણાઓ ઉપર છવાઈ રહેતું અને યુનિવર્સિટી જીવનના બીજા અનેક વ્યાપક રસો પ્રત્યે અંતરનાં દ્વાર બંધ કરી દેતું જણાય છે. . . ." (પ્રકરણ ૬૦, ફકરો ૨૪-૫.)

૫૩. યુનિવર્સિટીનું સ્વરૂપ બદલીને હવેથી તેને શિક્ષણ આપતી અને વસવાટના આયોજનવાળી સંસ્થા બનાવવાનું સૂચવીને આ ભલામણો માત્ર તેની તંત્રવ્યવસ્થાને લગતા બાહ્ય ખોટલાને જ સ્પર્શ કરે છે. પરંતુ એ ભલામણો, આપણી ઉચ્ચ કેળવણીને શાપરૂપ નીવડેલી અને તેના મૂળમાં રહેલી પેલી નોકરી પૂરતા જ ઉપયોગની ભાવનાને બદલવા, કશું જ કરતી નથી. લોકોની આંતરિક પ્રેરણામાંથી ઉદ્ભવેલો નવો જુસ્સો કે નવી કાર્યભાવના જ એ ફેરફાર કરી શકે. પરંતુ પરદેશી અમલ હેઠળ એ વસ્તુ ગાંધીજીએ કરેલા પ્રયત્નની રીત સિવાય બીજી કોઈ રીતે શક્ય જ ન હતી; અને એ કારણે જ તેમના એ પ્રયત્નને તેની મર્યાદાઓ હતી. પરંતુ હવે સ્વરાજ્ય આવતાં આપણે સમજી લેવું જોઈએ કે, યુનિવર્સિટી-સુધારાનો પ્રશ્ન ધરમૂળથી બદલાઈ ગયો છે; એ કંઈ માત્ર બાહ્ય તંત્રવ્યવસ્થામાં સુધારો કરવાની વાત નથી; હવે તો યુનિવર્સિટીનાં મૂલ્યોમાં પોતામાં જ સૌથી પ્રથમ ક્રાંતિ કરવાની વાત છે. મને લાગે છે કે, સરકારના ધ્યાનમાં આ વાત આવી છે, અને તેને જ પરિણામે રાધાકૃષ્ણન યુનિવર્સિટી કમિશન નિમાયું છે. કેળવણી ખાતાના પ્રધાન, મૌલાના આઝાદે કમિશનની જાહેરાત કરતાં ઠીક જણાવ્યું છે કે,

"હવે આપણા દેશના ઇતિહાસમાં નવું પ્રકરણ ઊઘડયું હોવાથી, ઉચ્ચ કેળવણીની તપાસ તથા પુનર્ઘટના થવાની જરૂર છે. કેળવણીના હેતુઓની કાળજીપૂર્વક તપાસ થવી જોઈએ, અને યુનિવર્સિટીનાં કર્તવ્યો યથાયોગ્ય નિશ્ચિત થવાં જોઈએ."

૫૪. પ્રાંતમાં વધારાની યુનિવર્સિટીઓ સ્થાપવાની મુંબઈ સરકારે ઉપાડેલી ચળવળ મુખ્યત્વે અને તત્ત્વશ: મુંબઈ યુનિવર્સિટીના વિકેન્દ્રીકરણ માટેની ચળવળ છે. ઉપરાંત તે આપણી યુનિવર્સિટીઓની પુનર્ઘટનાની સાચી બાજુને સ્પર્શતી નથી; અને અમારી કમિટીના બહુમતી-અહેવાલની કલ્પના મુજબની તેણે સૂચવેલી નવી યુનિવર્સિટી સૅડલર કમિશનની મુખ્ય ભલામણનો પણ અમલ નથી કરતી. પરંતુ પરીક્ષા લેનાર અને માન્યતા અર્પનાર પ્રકારની પરંપરા જ ચાલુ રાખે છે. સૅડલર કમિશનની ભલામણો પછી મુંબઈ યુનિવર્સિટીની સુધારણાનો વિચાર કરવા નીમવામાં આવેલી ઈ. સ. ૧૯૨૩ની સેતલવડ કમિટીએ આગળ આણેલું એક નવું દૃષ્ટિબિંદુ બાદ કરતાં, આ વસ્તુ છેક જ પરીતગામી નહીં તો બિન-પ્રાગતિક જ કહેવાય, એ ઉઘાડું છે. એ નવા દૃષ્ટિબિંદુની ચર્ચા હું જુદા પ્રકરણમાં હાથ ધરીશ.

## ૭

# પ્રાદેશિક યુનિવર્સિટીનો ખ્યાલ

૫૫ આગળના પ્રકરણમા મે કહ્યું હતું તે પ્રમાણે જૂની યુનિવર્સિટીઓનુ વિકેન્દ્રીકરણ આવશ્યક બન્યુ અને સેડલર કમિશને એવી સૂચના કરી કે શિક્ષણ અને વસવાટના આયોજનવાળી નવા પ્રકારની યુનિવર્સિટી સ્થાપવી કે જેથી જૂની યુનિવર્સિટી ઉપરનો બોજો ઓછો થાય અને માત્ર માન્યતા અર્પનાર પ્રકારમા જે અતર્ગત અનિષ્ટો રહેલા હોય છે તે પણ દૂર થાય એ વસ્તુ દેશમા ઉચ્ચ કેળવણીના સર્વતોમુખી સુધાર માટે લગભગ એક આહ્વાનરૂપ હતી મુબઈમા સેતલવડ કમિટીએ બીજા પ્રશ્નો સાથે એ પ્રશ્નની તપાસ હાથ ધરી કે —

(અ) મુબઈ યુનિવર્સિટીનુ બધારણ વિસ્તૃત તથા મોકળુ કરવાના ઇરાદાથી તથા શિક્ષણ આપતી યુનિવર્સિટીમા તેનુ પરિવર્તન કરવા સારુ તેના બધારણ અને કાર્યક્ષેત્રની તપાસ કરવી

(બ) વિભાગીય કેન્દ્રોમા બીજી યુનિવર્સિટીઓ સ્થાપવી ઇષ્ટ તેમ જ શક્ય છે કે કેમ તે વિચારવુ

(તે કમિટીને તપાસ માટે સોપવામા આવેલા મુદ્દાઓમાથી)

૫૬ એ વાત ધ્યાનમા રાખવી જોઈએ કે, એ કમિટીનુ મુખ્ય કામ ઉપરના પ્રશ્ન (અ) ની તપાસ હાથ ધરવાનુ હતુ પ્રશ્ન (બ) તો તેનો આનુષગિક હતો પ્રશ્ન (બ) ના નિરાકરણ માટે કમિટીને મૂળ યુનિવર્સિટીનુ વિકેન્દ્રીકરણ શી રીતે સાધી શકાય તે બાબતમા ઊતરવુ પડ્યુ અને તેણે સૂચવ્યુ કે

સ્થાનિક સસ્કૃતિ સાહિત્ય ઇતિહાસ અને જીવનસજોગોના અભ્યાસમા રસ ઊભો કરવાની આવશ્યકતા અમારા મન ઉપર ઠસી છે અને અમને લાગે છે કે આ વસ્તુ સ્થાનિક યુનિવર્સિટીઓ વડે જ સારામા સારી રીતે પાર પડી શકે'

(તેનો અહેવાલ, ફકરો ૫ અ)

અને આ સ્થાનિક યુનિવર્સિટીઓનો અર્થ શો હતો તે બતાવતા તેણે જણાવ્યુ છે કે—

(આ પ્રાતના મહારાષ્ટ્ર ગુજરાત કર્ણાટક, સિધ જેવા મુખ્ય અને કુદરતી વિભાગોમા) વિભાગીય યુનિવર્સિટીઓની સ્થાપના, એ મુબઈ યુનિવર્સિટીના ભવિષ્યના વિકાસ માટેની અમારી યોજનાનો મુખ્ય અને અગભૂત હિસ્સો છે (સદર)

૫૭ મે અગાઉના પ્રકરણમા જેને દેશીભાષાની વર્નાક્યુલર-ચળવળ તરીકે ઓળખાવી છે, તેનો જ આમા એક રીતે સ્વીકાર કરવાપણુ હતુ પરતુ એની અદર વિશેષ પણ હતું, અને જો આપણે યાદ લાવીએ કે એ દિવસો એક બાજુ નવા રાજકીય સુધારામા આવેલી દ્વિમુખી રાજ્યપદ્ધતિના તથા પ્રાતિક સ્વરાજના, અને બીજી બાજુ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ભાષાને ધોરણે વિચારેલી પ્રાતરચનાની શરૂઆતના હતા, તો એ વિશાને સહેલાઈથી કલ્પી લઈ શકીએ જેને તે વખતે વિભાગીય યુનિવર્સિટી કહેવામા આવતી હતી, તેનો ખ્યાલ પ્રાતિક અસ્મિતાના આ ઊગમને સતોષી લેવા માટે હતો, એમ આપણે પછીની ઘટનાઓ જોયા બાદ સહેલાઈથી આજે કહી શકીએ

૫૮ અહી એ પણ નોધવા જઈએ કે, સુધારણાની જે શૈક્ષણિક બાજુ હતી, અર્થાત્ માન્યતા અર્પનારી જૂની મૂળ સસ્થા ઉપરનો બોજો હળવો કરવા નવા પ્રકારની યુનિવર્સિટી સર્જવાની જે વાત હતી, તેને અહીં જાકારો મળતો હતો અને 'વિભાગીય (કે જેને આજે 'પ્રાદેશિક' કહેવામા આવે છે, તે પ્રકારની) યુનિવર્સિટીઓ દ્વારા વિકેન્દ્રીકરણનો નવો સિદ્ધાત જ પ્રતિપાદન કરવામા આવ્યો હતો

૫૯ ઈ સ ૧૯૨૭ (૨૦મી માર્ચ)મા ડો મહાજનીએ મુબઈ લેજિસ્લેટિવ કાઉન્સિલમા એવો ઠરાવ રજૂ કર્યો કે, "પ્રાતમા વધારાની યુનિવર્સિટીઓ સ્થાપવા તુરતમા જ પગલા લેવામા આવે એ વિશેની ચર્ચાનો જવાબ આપતા તે વખતના (અને આજના પણ) કેળવણી પ્રધાન શ્રી ખેરે કહ્યુ –

'આ વિષય એવો છે કે જેની બાબતમા ચોક્કસ નિર્ણયો ઉપર આવતા પહેલા આપણે સૌએ વિશેષ કાળજી રાખવાની છે આ દૃષ્ટિએ આ ઠરાવ ઉપર હુ એટલુ કહેવા ઇચ્છું કે મહાસભાએ ભાષાના

ધોરણે પ્રાંતનો સિદ્ધાંત અત્યાર આગમચ સ્વીકારેલો છે. જરૂરી બાંયધરીઓ અને શરતો, કે જેમાંની કેટલીકનો મેં અત્યાર અગાઉ ઉલ્લેખ કરેલો છે, તે મોજૂદ હોય તો વધારાની યુનિવર્સિટીઓ સ્થાપવા સામે, સિદ્ધાંતની રીતે, અમારે કશો વિરોધ નથી. આ ખાસ બાબતમાં સરકાર આ તબક્કે વિશેષ કંઈ જવાબદારી વહોરી બેસવા માગતી નથી . . ."

૬૦. કમિટી તરીકે અમારી નિમણૂક કરતા સરકારી ઠરાવમાં જણાવ્યું છે કે, "પ્રાંતમાં પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થાપવાનો સિદ્ધાંત સામાન્યપણે સરકારે સ્વીકાર્યો છે;" તે ઉપરથી મેં અમારી કમિટીમાં પડપૂછ કરી જોઈ હતી કે, આ સિદ્ધાંતની વધુ કાંઈ પ્રમાણભૂત સમજૂતી સરકાર તરફથી આપવામાં આવી છે, કે પછી તેના શબ્દો ઉપરથી જે અનુમાની શકાય તે જ તેનો અર્થ છે? જવાબમાં મને કહેવામાં આવ્યું કે, બીજી કોઈ સમજૂતી તેમને મળી નથી, અને એ સિદ્ધાંતનો અર્થ પૂના યુનિવર્સિટી માટેના કાયદામાંથી પણ તારવી શકાશે.

૬૧. પૂના યુનિવર્સિટી માટેનો કાયદો યુનિવર્સિટીની હકૂમતના પ્રદેશની વ્યાખ્યા કરી આપે છે, તથા તે પ્રદેશમાં આવેલી કૉલેજો માટે એ નવી યુનિવર્સિટી સાથે જોડાવું ફરજિયાત બનાવે છે. અમારી કમિટીનો બહુમતી-અહેવાલ પણ સંપૂર્ણપણે એ વ્યાખ્યાને અનુસરે છે અને ગુજરાત માટે માન્યતા અર્પનારી યુનિવર્સિટીની ભલામણ કરે છે તથા જણાવે છે કે, "અમે જે બંધારણની ભલામણ કરીએ છીએ તેની સામાન્ય સરણિ . . . બીજી માન્યતા અર્પનારી યુનિવર્સિટીઓ મુજબની છે." સવાલ એ છે કે, પ્રાદેશિક કહેવાતી આ જાતની યુનિવર્સિટી કોઈ પણ રીતે આજે આપણી પાસેની માન્યતા અર્પતી યુનિવર્સિટીઓમાં કશા સુધારારૂપ છે કે કેમ. આ પ્રશ્ન બહુમતી-અહેવાલના મુખ્ય નિર્ણયને લાગતો હોઈ, હું તેને જુદા પ્રકરણમાં ચર્ચીશ.

## ૮

## ફરજિયાત પ્રદેશીકરણ

૬૨. વિકેન્દ્રીકરણનો પ્રશ્ન, છેવટે તેને અમલમાં મૂકવા માટે જે બે માર્ગો ઉપર આપણે જોયા, તેમાંથી કયો માર્ગ લેવો, એમ સારાંશે થઈ રહે છે. તે બે માર્ગો નીચે પ્રમાણે છે: —

(અ) બંગાળામાં સેડલર કમિશને એવી સૂચના કરી કે, યુનિવર્સિટીનું વિકેન્દ્રીકરણ કરવાનો સાચો ઉપાય એ છે કે, શિક્ષણ અને વસવાટના આયોજનવાળી યુનિવર્સિટી સ્થાપવી. પરિણામે ઢાકા યુનિવર્સિટી ઊભી થઈ. આ રીતે તેઓએ માન્યતા અર્પનારી યુનિવર્સિટીનાં નીચેનાં લક્ષણો દૂર કરવા મુખ્યત્વે ઇચ્છ્યું હતું: —

(૧) યુનિવર્સિટી માટે પ્રાદેશિક હકૂમતનો સવાલ.

(૨) માન્યતા અર્પનારી યુનિવર્સિટીને ખાસ વળગતો વહીવટી બોજો.

(બ) સેતલવડ કમિટીએ મુંબઈ યુનિવર્સિટીના વિકેન્દ્રીકરણ માટે, વિભાગીય યુનિવર્સિટીઓ ઊભી કરવાનું સૂચવ્યું. જો તેનો અર્થ એ થતો હોય — અને પૂના યુનિવર્સિટીના કાયદામાં એવો જ અર્થ થયેલો છે — કે, અમુક પ્રદેશ કે વિભાગ માટે માન્યતા અર્પનારી યુનિવર્સિટી ઊભી કરવી, તો તો તે મુંબઈ જેવા જ પ્રકારની નવી પ્રાંતિક યુનિવર્સિટી જ થઈ; — માત્ર મોટા વિભાગમાંથી "પ્રદેશનો એક નવો વિભાગ" કર્યો એટલું જ. આમ, એક પ્રકાર તરીકે જોઈએ તો જૂના કરતાં એમાં કશું ખાસ નવું પ્રસ્થાન નથી. નવું હોય તો એટલું જ કે, હકૂમતનો પ્રદેશ પ્રાદેશિક ભાષાના ધોરણે નક્કી કરવાનો હતો. આમ આ નવી યુનિવર્સિટીનું લક્ષ ભાષાના ધોરણે પ્રાદેશિક યુનિવર્સિટી ઊભી કરવી એ હતું. પરંતુ એ લક્ષમાં રાખવું જોઈએ કે, એવી યુનિવર્સિટીમાં શિક્ષણનું માધ્યમ તે પ્રદેશની ભાષા જ હોવી જોઈએ, એવું સૂચવવામાં આવ્યું હોય એમ દેખાતું નથી. કાંઈ નહીં તો, પ્રદેશની ભાષાને તેના પ્રદેશની હદ જેટલું મહત્ત્વ તો નથી જ અપાયું. ટૂંકમાં કહું

તો, માધ્યમનો ફેરબદલો કરવો એ કંઈ આ પુનર્ઘટનાનું મૂળતત્ત્વ નથી

૬૩ આમ, એ તો ઉઘાડું છે કે, આ નવો પ્રકાર કોઈ ભાષાનો પ્રદેશ આંકવાના, અર્થાત્ ભાષાવાર પ્રાંત રચનાના કાર્યક્રમનો ભાગ વિશેષે છે, અને નહીં કે યુનિવર્સિટીની સંઘટનાનો કોઈ નવો સિદ્ધાંત ઊભો કરવાના કાર્યક્રમનો એની સંકલનાનું મધ્યબિંદુ શૈક્ષણિક નહિ પણ રાજકીય અને વહીવટી છે મહારાષ્ટ્ર માટેની જયકર કમિટીના રિપોર્ટમાંથી નીચેનો ઉલ્લેખ અહીં ટાંકવા જેવો છે

" ઘણા જુબાની આપનારાઓએ એવો ભાર મૂક્યો છે કે, પ્રાદેશિક યુનિવર્સિટી માટેની માગણી એ તો વધુ મોટા પ્રમાણની રાષ્ટ્રીય પુનર્વ્યવસ્થા માટેની, એટલે કે એકસરખા પ્રદેશોને ધોરણે—અને આ ખાસ બાબતમાં એકસમાન ભાષાવાળા પ્રદેશને ધોરણે—પ્રાંતોની રચના માટેની માગણીનો જ એક ભાગ છે " (તેનો હેવાલ-ફકરો ૨૯)

૬૪ તેથી કરીને મુખ્ય પ્રશ્ન એ છે કે, યુનિવર્સિટીની પુનર્ઘટનાને લાગેવળગે છે ત્યાં સુધી, શું આ સિદ્ધાંત સાચો છે? અહીં એ યાદ રાખવું જોઈએ કે, પૂના યુનિવર્સિટી માટેના કાયદાની પ્રસ્તાવનામાં, પ્રાંતમાં યુનિવર્સિટીની કેળવણીના વિકેન્દ્રીકરણની જ નહિ, પરંતુ નવસંગઠનની આવશ્યકતાનો પણ ઉલ્લેખ કરેલો છે એ બતાવી આપે છે કે, એક પેઢી અને તેથી પણ વધુ પહેલાંની માત્ર વિકેન્દ્રીકરણની સાદી જરૂર માંથી આજે આપણે નવસંગઠનને પણ વિચારણામાં લેવા સુધી આવી ગયા છીએ એટલું જ નહિ, તેથી આગળ ગયા છીએ આપણે છઠ્ઠા પ્રકરણમાં જોયું તેમ, આજે ખરેખર ઉચ્ચ કેળવણીને નવી દિશા આપવાની અને તેની પુનર્ઘટના કરવાની જરૂર આપણને લાગે છે ભાષાવાર પ્રાંતનો સિદ્ધાંત આમાં મદદગાર થઈ શકે તેમ છે? એને આ બાબત સાથે વિશેષ કાંઈ લેવાદેવા છે? જો જવાબ 'હા' હોય, તો એ પૂછવું જરૂરી બની જાય છે કે, આપણો નકશો એ પ્રમાણે ફરી વાર ગોઠવાઈ જાય તેની રાહ જોઈને પછી જ ભાષાના ધોરણે પ્રાદેશિક યુનિવર્સિટીની વાત ઉપાડવી એ જ ઠીક કહેવાય કે નહિ?

૬૫ આ પ્રશ્ન એથી પણ વધુ જટિલ છે ભાષાવાર પ્રદેશો એ ખરેખર કોઈ જુદા સાંસ્કૃતિક એકમો છે, એ વાત શું સાચી છે? એ પ્રદેશોનો પોતાનો એવો કોઈ ઇતિહાસ છે કે જે આપણા દેશના વ્યાપક અને સામાન્ય ઇતિહાસનો એક ભાગ ન હોય?—ભલે પછી તે ભાગ ગમે તેટલો અગત્યનો હોય ટૂંકામાં કહીએ તો, રાષ્ટ્રની પુનર્ઘટનાનો આવો સિદ્ધાંત, જાણ્યેઅજાણ્યે પણ, આપણને જુદી જુદી ભાષાવાર અસ્મિતાઓમાં ઉતારી દે, અને એ રીતે એકરાષ્ટ્રની ભાવનાના મૃત્યુઘંટરૂપ ન બની રહે? બીજા એક સંબંધમાં મે અગાઉ (જુઓ પ્રકરણ ૫) ઉલ્લેખ કર્યો છે તે પ્રમાણે, એમ કરતાં આપણે ભાષાશાહી તરફ નથી દોડી જતા? પ્રજા તરીકેના આપણા ભાવિને જ સંડોવતો આ એક મહાપ્રશ્ન છે અત્યારે તે બંધારણસભા અને મહાસભા સમક્ષ પડેલો છે એમના નિર્ણયની રાહ જોવી એ ડહાપણભરેલું, અરે, વધુ કાર્યસાધક પણ ન કહેવાય?

૬૬ બીજી પણ એક બાજુ વિચારણામાં લેવા જેવી છે આપણી યુનિવર્સિટીઓ પાસેથી આપણે એવી અપેક્ષા રાખીએ છીએ કે, તેઓ આપણી મૂળગત એકતા અને એકસમાન સંસ્કૃતિ અને રાષ્ટ્રીયતાની ખ્યાલોને ફેલાવનારા ધામ બનશે તો આ તેમના મુખ્ય કર્તવ્યનું હવે શું થશે? સંસ્કૃતિ અને ઇતિહાસને પ્રદેશવાર વિભાગવાને પ્રેરતા ખ્યાલો એ કામમાં મદદગાર નીવડે ખરા? તેઓ તો વિચ્છેદ અને વિભેદના જ સબળ કારણો બને, એવો પૂરેપૂરો ભય છે

૬૭ ટૂંકમાં, આપણે સંધિકાળની એવી અધ્ધરિયાળ સ્થિતિમાં છીએ કે, યુનિવર્સિટી માટે, માન્યતા આપવાના ક્ષેત્ર તરીકે અમુક પ્રદેશ તેને નિયત કરી આપવાના અર્થમાં, યુનિવર્સિટીનું વિકેન્દ્રીકરણ કરવું એ હિતકર છે, એમ ભારપૂર્વક કહેવું મુશ્કેલ છે એમ કરવું આવશ્યક નથી એ તો ચોક્કસ છે વિભાગીય યુનિવર્સિટીનો અર્થ પણ કોઈ પ્રાદેશિક વિભાગ એવો કરવાની જરૂર નથી કારણ કે, યુનિવર્સિટીના સંગઠનની એવી કોઈ સ્વભાવગત આવશ્યકતા

નથી કે, તેને અમુક પ્રદેશ કે વિસ્તાર આંકી આપવો જ જોઈએ. કોઈ સ્થાનિક એકસ્થ અને વિદ્યાર્થીઓના વસવાટના આયોજનવાળી યુનિવર્સિટી પણ અમુક આખા વિસ્તારને પોતાના સેવાક્ષેત્રમાં આવરી શકે. કોઈ સમગ્ર વિસ્તારને કે દૂર પડેલી કૉલેજને પોતાના સેવાક્ષેત્રમાં લેવા માટે તેને માન્યતા અર્પનારી યુનિવર્સિટી બનવાની પણ જરૂર નથી. જરૂર પડે તો તેનો એક બહિરંગ વિભાગ ગોઠવી લેવાથી પણ એટલું જ કામ સરી શકે; ઉપરાંત તે કામ માન્યતા અર્પનાર યુનિવર્સિટીની વહીવટી જંજાળનો બોજો વહોર્યા વિના સધાઈ જાય, તે જુદું.

૬૮. અમે મૌખિક તપાસ માટે જેઓની જુબાની લીધી, તેમાંનો મોટો ભાગ સ્પષ્ટપણે એવા અભિપ્રાયનો હતો કે, નવી યુનિવર્સિટી હરગિજ મુંબઈની નકલ ન બનવી જોઈએ; કારણ કે તેઓને ખાતરી થઈ ગઈ હતી કે, માન્યતા અર્પનારી યુનિવર્સિટીનો પ્રકાર સમય બહારનો તથા ખરાબ હતો. દાખલા તરીકે અમે પ્રો. પી. એ. વાડિયાને પૂછ્યું :—

"પ્ર૦ ગુજરાત માટે કયા પ્રકારની યુનિવર્સિટીની ભલામણ અમે કરીએ એવું તમે ઇચ્છો?

ઉ૦ અંગત રીતે હું વિદ્યાર્થીઓના વસવાટના આયોજનવાળી યુનિવર્સિટી પસંદ કરું; અમદાવાદની કૉલેજો તેની ઘટક કૉલેજો હોય. ગુજરાતના જુદા જુદા ભાગોમાં આવેલી બીજી કૉલેજોને માન્યતા અર્પવાનો સિદ્ધાંત મને એટલો બધો પસંદ નથી.

પ્ર૦ કેળવણીની આખી વ્યવસ્થાની પુનર્ઘટના થવાની જરૂર બાબત તમે સંમત છો?

ઉ૦ હા.

પ્ર૦ એ બાબત લક્ષમાં રાખીને તમે એમ માનો ખરા કે, એક જગાએ એક આદર્શ કેન્દ્ર ઊભું કરવાનું વિચારવાને બદલે, અનેકને માન્યતા અર્પનારી યુનિવર્સિટી આપણે યોજી શકીએ, તો તે વધુ સારું કહેવાય: જેથી ગુજરાતમાં વીખરાયેલાં પડેલાં બીજાં કેન્દ્રો પણ આપણને મદદગાર બને અને એકત્રિત પ્રયત્નમાં આપણી સાથે કામ કરે?

ઉ૦ ગુજરાતમાં અનેક કૉલેજો વીખરાયેલી પડી છે. એ બધી કૉલેજોનું ભાવિ શું થશે એ કલ્પવું મુશ્કેલ છે. વખત જતાં તે બધી હાઈસ્કૂલો જેવી બની રહેશે. પરંતુ બીજી બાજુ, આપણે જો માન્યતા અર્પવાવાળી યુનિવર્સિટી ઊભી કરીએ, તો આપણે મુંબઈ યુનિવર્સિટીની ઊણપોમાં જ ભરાઈ પડીશું. માન્યતા અર્પવાવાળી યુનિવર્સિટી હેઠળની કેળવણી-પદ્ધતિ વિષયોને તથા શિક્ષણના માર્ગોને જડ-યાંત્રિક બનાવવાના વલણવાળી બની જાય છે; તથા નિયમો અને ધારાઓને અનુસરવા ઉપર ભાર વધુ મૂકવામાં આવે છે, કે જે બધામાંથી એકસ્થ યુનિવર્સિટી સરખામણીમાં મુક્ત રહી શકે

* * *

પ્ર૦ ત્યાં સુધી આપણે આ કૉલેજોનું શું કરીએ? અત્યારનું મુંબઈ સાથેનું તેમનું જોડાણ ચાલવા દઈએ, કે તેમને આપણી સાથે લઈ લઈએ?

ઉ૦ બંને બાબતો સરખી જ છે.

પ્ર૦ જો એમ જ હોય, તો પ્રાંતો અને તેની ભાષાનો વિકાસ તથા માતૃભાષામાં શિક્ષણનું માધ્યમ ખ્યાલમાં રાખતાં, તે બધીને ગુજરાત યુનિવર્સિટી સાથે જોડવી, એ વધુ સારું ન કહેવાય?

ઉ૦ એ માર્ગે પ્રાંતીયતા તરફની વૃત્તિઓ જુદે પ્રકારે પેઠારી.

પ્ર૦ છૂટી છૂટી વીખરાયેલી કૉલેજોને મુંબઈ યુનિવર્સિટી તરફ જવા દેવા કરતાં ગુજરાત યુનિવર્સિટી તરફ તમે જવા ન દો?

ઉ૦ જો માન્યતા અર્પવાની વાત રહેવાની જ હોય, તો તે આ કે તે યુનિવર્સિટી પાસે હોય એમાં કશો ફેર આપણે માટે પડતો નથી. તેને તેના ગેરફાયદા વળગેલા રહે છે જ. તમે જે કૉલેજો ઉપર નિયંત્રણ ચલાવતા હશો તે તમારી સાથે જેમ વધુ ગાઢ રીતે જોડાયેલી હશે, તેમ નિયંત્રણ ખોટી રીતે ચલાવવાનું પ્રલોભન વધારે રહેશે. નિયંત્રણ હદ બહારનું થઈ ગયું છે. . . ."

૬૯. બહુમતી-અહેવાલ ગુજરાતની કૉલેજો ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાય એ વાતની તરફેણ કરે છે, એટલું જ નહિ પણ તે તો એ જોડાણ ફરજિયાત હોવું જોઈએ એવી પણ ભલામણ કરે છે; જોકે, અમારી આગળ જુબાની આપનારાઓનો મોટો ભાગ એવા પગલાની તરફેણ કરતો નહોતો. વસ્તુતાએ તો, કમિટીમાંના મારા સાથીઓમાંના એકે મને કહ્યું તેમ, જોડાણ ફરજિયાત કે મરજિયાત એ જ જાણે અમારી તપાસનું શિરોબિંદુ હતું. બહુમતી-અહેવાલમાં માધ્યમના પ્રશ્નની બાબતમાં એટલી

ઉત્કટ દેખાતી નથી અમારી વિચારણાઓના પ્રારંભના ભાગમાં અમારા કામચલાઉ નિર્ણયોમાંના એક તરીકે નોંધવામાં આવ્યું હતું કે, “યોગ્ય શિક્ષણ માટે માતૃભાષા જ એકમાત્ર સાચું માધ્યમ હોવાથી, કમિટી નોંધ કરે છે કે, ગુજરાત માટેની યુનિવર્સિટીએ તે માધ્યમ દ્વારા જ કામ કરવું જોઈએ” પરંતુ છેવટે બહુમતીની ભલામણોમાં આપણને જોવા મળે છે કે, બધા કૉલેજ કેન્દ્રોને જોડાવું પડે એવી સગવડ ઊભી કરવા ખાતર એ નિર્ણયને ઢીલો કરી દેવામાં આવ્યો છે જોકે, અહેવાલના થડિયામાં તો એવી દલીલ કરવામાં આવી છે કે, અંગ્રેજીના માધ્યમને ગુજરાતીમાં બદલવાના પ્રયોગ માટે પણ ગુજરાતના બધા કેન્દ્રોએ આ યુનિવર્સિટી સાથે જોડાવું આવશ્યક છે! (અહીં પણ હું સાથે સાથે જણાવતો જાઉં કે, મુંબઈ શહેર કે જેમાં ભારતીય વિદ્યાભવન જેવું કેળવણીનું કેન્દ્ર આવેલું છે, તથા જે ગુજરાતી સાહિત્ય પરિષદનું વડું મથક છે, તેને તેઓએ અંદર ગણી લીધું નથી!)

૭૦ માધ્યમને બદલવાના પ્રયોગની આ દલીલ જરા વધુ તપાસવા જેવી છે બધા કબૂલ કરશે કે, કોઈ પણ અખતરો સફળ થવા માટે તેની એક-બે શરતો પાર પડી હોવી જોઈએ તે અખતરો ચલાવનારા રાજીખુશીથી તેમ કરતા હોવા જોઈએ તેમાં બહુ એકધારાપણું કે અક્કડતા ન હોવાં જોઈએ દબાણ ફરજિયાતપણું આ બધાને મારી નાખે છે આ બાબતમાં હું અમારી સામે આવેલી જુબાનીમાંથી જ ઉતારા ટાંકું એ ઠીક થશે

'પ્ર૦ જો આખો ગુજરાત અમારી યુનિવર્સિટીમાં આવી જાય તો શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતીને દાખલ કરવામાં વધુ સારો અને વધુ સંમિલિત પ્રયત્ન થાય એમ તમને નથી લાગતું?

ઉ૦ સરકાર શું કરવાની છે તે હું જાણતો નથી તેમ જ તમે કમિટી તરીકે પણ શી ભલામણ કરશો તે હું જાણતો નથી આપણે આપણી માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો અખતરો શરૂ કરવા માગીએ છીએ તેમાં શક્ય હોય તેટલી બધી સંસ્થાઓ ભેળવવાનું વિચારવું એ ખોટો ખ્યાલ છે મને લાગે છે કે, આપણે એક નાની યુનિવર્સિટી શરૂ કરવા વડે જ અખતરો કરવો જોઈએ, અને પછી એનું કામ કરી બતાવવું જેથી બીજી સંસ્થાઓને આપણી સાથે જોડાવાનું આકર્ષણ થાય મુંબઈ યુનિવર્સિટીનું કામ હદ બહારનું ભારે થઈ ગયું છે તેથી પ્રાદેશિક યુનિવર્સિટીની વાત ઊભી થઈ છે, અને તેથી વિકેન્દ્રીકરણની આવશ્યકતા લાગી છે ખાસ પ્રાદેશિક ભાષાનું માધ્યમ તરીકે ખેડાણ કરવા માટે જ પ્રાદેશિક યુનિવર્સિટી તેમણે વિચારી ન હતી એ ઇરાદો તો આપણો છે તેથી કરીને તમે જ્યારે કોઈ નવો અખતરો શરૂ કરતા હો, અને તેમાં તમારી સાથે જોડાનારાઓના રાજીખુશીથી મળેલા સહકારની જરૂર હોય, ત્યારે બીજાને આપણી સાથે જોડાવાની ફરજ પાડવી એ તો પોતાના પગ ઉપર જાતે કુહાડો મારવા જેવું થાય ફરજિયાતપણાના દબાણ વડે તમારી હેઠળ લાવવામાં આવેલા નાખુશ સાથીદારો તો એવી જ પેરવી કરવાના કે, તમારો હેતુ ભાંગી પડે અને તમારો વિનાશ થાય!

૭૧ તે જ જુબાની આપનારે પોતાનો મુદ્દો આગળ વધુ સ્પષ્ટ કરતાં જણાવ્યું હતું કે, બધી કૉલેજો નવી યુનિવર્સિટી સાથે જાય એમ મુંબઈ યુનિવર્સિટી પ્રચ્છતી નથી તમે કાયદાથી તેમ કરવા માગો છો તમારે એ માથાકૂટમાં પડવાની જરૂર નથી મુંબઈ પાસે અત્યારે જે વહીવટ છે તે ભલે તે સંભાળ્યા કરે તમે ફરજિયાત જોડાણનો આગ્રહ રાખો તો તે એક વહીવટી કે હકૂમતી બાબત થઈ, તેને શિક્ષણવિષયક કોઈ આવશ્યકતા સાથે કે કેળવણીના વિકાસ કે માધ્યમ સાથે કશી લેવાદેવા નથી આપણે જો આ શિક્ષણ અને માધ્યમની બાબતો જોઈતી હોય, તો તેમાં ફરજિયાતપણું જરા પણ મદદગાર નહિ નીવડે પણ તમારો ખ્યાલ કોઈ વહીવટી એવી પ્રાદેશિક હકૂમત અંગે હોય તો તે જુદી વાત છે

૭૨ મુંબઈની સ્કૂલ ઑફ સોશિયોલૉજીવાળા પ્રો સી એન વકીલે ફરજિયાત સમગ્ર ગુજરાત-વ્યાપી અખતરો કરવાની વાત શાથી ઠીક સલાહભરેલી, કે શક્ય નથી, તે માટે અમને બીજું એક કારણ આપ્યું હતું તે ચોક્કસપણે એવા મતના હતા કે, શિક્ષણ અને વસવાટના આયોજનવાળી યુનિવર્સિટી જ સ્થાપવી, કે જે ગુજરાતીના માધ્યમ દ્વારા પોતાનું કામ ચલાવતી હોય પરંતુ એમાંની માધ્યમવાળી

વાત તો વિદ્વાનો અને તજ્જ્ઞોના એક જૂથના ભાવનાપૂર્ણ ઉત્સાહ અને પ્રયાસો વડે વિકસવાની વાત હોઈ, એકાગ્ર પ્રયત્નપૂર્વક કેટલાંક વર્ષો દરમ્યાન જ સિદ્ધ થઈ શકે; સારે શિક્ષણ અને વસવાટનું આયોજન તો આધુનિક યુનિવર્સિટીના સંગઠન અને પદ્ધતિ અંગે સ્વીકારાયેલો સિદ્ધાંત છે. તેથી જ્યારે તેમને નીચે પ્રમાણે પૂછવામાં આવ્યું કે:—

"ચૅરમૅન:— જો એવો સિદ્ધાંત* સ્વીકારવામાં આવે કે, માતૃભાષા શિક્ષણનું માધ્યમ હોવી જોઈએ, તો તે માટેનો પ્રયત્ન વધારે સારી રીતે થવાની ઘણી શક્યતા, તે કેન્દ્ર ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાયેલું હોય તો સંભવે કે મુંબઈ યુનિવર્સિટી સાથે?

ત્યારે તેમણે જવાબ આપ્યો:—

તમે માધ્યમ ઉપર વધુ ભાર મૂકો છો, હું શિક્ષણ આપની યુનિવર્સિટીના પ્રકાર ઉપર ભાર મૂકું છું. માધ્યમનો ફેરફાર યોગ્ય ક્રમે આવી રહેશે.

ચૅરમૅન:— તેથી હું તમને પૂછું છું કે, શિક્ષણનું માધ્યમ ગુજરાતી હોવું જોઈએ એ તમે કબૂલ રાખતા હો, તો તે ક્યાં વધારે સારી રીતે કરી શકાય? વાત એમ બની રહે છે કે, તેની શરૂઆત એક ઠેકાણે કરવામાં આવે, અને ગમે તેટલાં વર્ષ થાય ત્યાં સુધી કૉલેજો મુંબઈ સાથે જોડાણ ચાલુ રાખે.

ઉ૦ જો તેઓ સ્વતંત્ર કેન્દ્રો તરીકે વિકસતાં હોય તો તેઓ પાંચ વર્ષ એમ ચલાવે.

પ્ર૦ ચૅરમૅન:— ધારો કે પાંચ વર્ષમાં કશું ન થયું, તો પછી જોડાણનું શું?

ઉ૦ તો પછી નવી કમિટી નીમવી પડે.

પ્ર૦ ચૅરમૅન:— જ્યારે કેળવણીની આખી બાજુને જ તમે નવો દૃષ્ટિકોણ આપવા માગતા હો, ત્યારે પ્રશ્ન એ છે કે, તમે એક સ્થળે પ્રયોગશાળા શરૂ કરો છો અને તેને વિકસવા દો છો; તે વસ્તુ તમે આખા પ્રાંતને હમણાં જ લાગુ કરો કે પછીને કોઈ સમયે?

ઉ૦ ગુજરાતીને શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકારવી એ કંઈ માત્ર પાઠ્યપુસ્તકોનો અનુવાદ કરવાનો જ પ્રશ્ન નથી, પણ યોગ્ય માણસો મળવા વગેરેનો પણ પ્રશ્ન છે. ગુજરાતની બધી કૉલેજોમાં અધ્યાપકવર્ગમાં આજે બિન-ગુજરાતીઓની સંખ્યા વધારે છે. કેળવણીના ક્ષેત્રના અનુભવી તરીકે મારે તમારું ધ્યાન ખેંચવું જોઈએ કે, ગુજરાતી દ્વારા શીખવવા જતાં તમને એ મુશ્કેલીઓ પડવાની છે, કે જે મુશ્કેલીઓ બીજા પ્રાંતોમાં નથી. જો પાંચથી દશ વર્ષમાં અમદાવાદ પોતાની બધી કૉલેજોને ગુજરાતી-ભાષી પ્રોફેસરો વડે ચલાવાતી કરી દે, તો હું તેને અભિનંદન આપીશ. હું એમ ઇચ્છું છું કે, અમદાવાદ ગુજરાતનું મોટામાં મોટું કેન્દ્ર હોઈ, તેને શિક્ષણ અને વસવાટના આયોજનવાળી યુનિવર્સિટીમાં ફેરવી નાખીને, તેને ગુજરાતી અધ્યાપકોવાળા અને તેમના વડે જ ચલાવાતા નમૂનારૂપ બનાવવામાં આવે, જેથી બીજાઓ પછી તેને અનુસરી શકે."

૭૩. પ્રો. વકીલને કમિટીએ જરા જુદી બાજુએથી એ જ મુદ્દા વિષે પ્રશ્ન પૂછ્યો હતો. તે પણ અહીં ઉતારવા જેવો છે, કારણ કે તે એ પ્રશ્નની બીજી બાજુને વધુ સારી રીતે તારવી આપે છે:—

"પ્ર૦ માન્યતા અર્પતી યુનિવર્સિટીના પ્રકાર સામે તમારો વિરોધ શો છે?

ઉ૦ એ પ્રકાર તો ક્યારનો મોજૂદ છે જ અને તેને બદલવાની જરૂર છે. માતૃભાષાને માધ્યમ બનાવવાના આદર્શ સામે મારો વિશેષ વિરોધ નથી. તેને સિદ્ધ કરવા જતાં માત્ર થોડો વધુ વખત જશે.

પ્ર૦ (એમ કહેવાય છે કે) ગુજરાતી ભાષાને પ્રાચીન આખી સંસ્કૃતિથી ભિન્ન એવી પોતાની ખાસ સંસ્કૃતિ છે. એ વસ્તુ ખ્યાલમાં રાખીને અમે ગુજરાતમાં નવી યુનિવર્સિટી ઊભી કરી રહ્યા છીએ. પ્રાદેશિક યુનિવર્સિટીની પાછળ બે-ત્રણ ખ્યાલો રહેલા છે: (૧) મુંબઈ યુનિવર્સિટીનો આજે હદ બહારનો વધી ગયો છે; (૨) અમુક નિશ્ચિત પ્રદેશવાર જુદી યુનિવર્સિટી હોય; (૩) ગુજરાત પાસે તેની વિશિષ્ટ સંસ્કૃતિ છે. તમારી પાસે ગુજરાતની યુનિવર્સિટી માટે બીજો કોઈ ખ્યાલ છે?

ઉ૦ જુદા જુદા પ્રાંતોવાર જુદી જુદી સંસ્કૃતિઓ જેવા વર્ગભેદોમાં હું માનતો નથી."

૭૪. આ પ્રશ્નની વિચારણાનો એક નવો દૃષ્ટિકોણ ન્યાયમૂર્તિ ભગવતીએ તેમની મૌખિક જુબાની દરમ્યાન તેમને પૂછવામાં આવેલા પ્રશ્નના જવાબમાં આ પ્રમાણે દર્શાવ્યો હતો:—

* હું અહીં જણાવતો જાઉં કે, મેં અગાઉ જુદા અનુસંધાનમાં પ્રસંગવશાત્ જણાવ્યું છે તે પ્રમાણે, બહુમતી-અહેવાલ માતૃભાષા અને/અથવા રાષ્ટ્રભાષાને માધ્યમ તરીકે સ્વીકારે છે, અને માતૃભાષાને જ એકમાત્ર સાચા માધ્યમ તરીકે સ્વીકારતો નથી.

"૫૦ અમે કઈ જાતની બનામણ કરીએ? તેઓ (ગુજરાતની બધી કૉલેજો) બહારની બીજી સંસ્થાઓ સાથે જોડાઈ શકે એમ અમે કહીએ કે નહી?

૬૦ હું એમ કહું કે આપણી યુનિવર્સિટી જે ખ્યાલ અને પાયાના સિદ્ધાંતો ઉપર ઊભી થઈ હોય, તેમની સાથે જે સંસ્થાઓ મળતી થઈ શકતી હોય, તેઓને આપણી યુનિવર્સિટી સાથે જોડાવાની સગવડ હોય, પરંતુ એવી સંસ્થાઓ હોય કે જેમને બહાર જવું હોય, તો તેઓને તેમ કરવાની સંપૂર્ણ છૂટ હોય, કારણ કે આપણા આદર્શોની શ્રેષ્ઠતા વડે જ આપણે સફળ નીવડવું જોઈએ

૫૦ તો પછી, હવે આપણે પ્રાદેશિક યુનિવર્સિટી માગીએ અને ગુજરાતની કૉલેજોને તેમની મરજી પ્રમાણે આવવાનું કે મરજી પ્રમાણે જવાનું કહીએ, તો આપણી યુનિવર્સિટીમાં કોણ આવે? તો પછી તે શરૂ કેમ કરીને થાય? અને આપણે શરૂઆત કયાં કરીએ?

૬૭ સરકાર હાલે તેની પોતાની કૉલેજો છે તે બધી તો ચોક્કસ તમારી થાય જ    તે સરકારી સંસ્થાઓ છે શરૂઆત માટે તે પૂરતું થાય, કારણ કે તેટલા વડે સરકાર એક પ્રાદેશિક યુનિવર્સિટી શરૂ કરી શકે તે કહેશે કે, આ પાયા ઉપર તમે યુનિવર્સિટી શરૂ કરો જે કોઈ ખાનગી સંસ્થાઓ હોય, તેઓને તેની સાથે જોડાવાની કે ન જોડાવાની છૂટ રહે, અને પછી તે અમદાવાદ શહેરમાં પણ આવેલી હોય સરકાર આ યુનિવર્સિટી શરૂ કરે છે તથા તે માટે કાયદો પસાર કરે છે અને સરકાર જરૂર એમ કહી શકે તેવી સ્થિતિમાં છે કે, આ સંસ્થાઓ છે, અને એ સંસ્થાઓ સાથે ગુજરાત યુનિવર્સિટી શરૂ થાય."

૭૫ એ નવી યુનિવર્સિટી સાથે ફરજિયાત જોડાણના આ વિચાર બાબત બીજો પણ એક મુદ્દો છે એ ફરજિયાતપણાનો અર્થ એ થાય કે અત્યારની કૉલેજોને મુંબઈ યુનિવર્સિટીમાંથી છૂટી પાડવી પરંતુ જ્યાં સુધી મુંબઈ પ્રાંત અખંડ છે અને ગુજરાતનો જુદો વહીવટી પ્રાંત થયો નથી, ત્યાં સુધી તે કૉલેજો મુંબઈ યુનિવર્સિટી સાથે હકથી જોડાયેલી છે જોકે ગુજરાતનો જુદો પ્રાંત થાય તોપણ હું પોતે તો એમ માનું છું કે, વહીવટી સીમાઓને યુનિવર્સિટીના સંબંધ સાથે કશી લેવાદેવા હોઈ શકે નહિ ગમે તે રીતે વિચારીએ તોપણ, તે કૉલેજોને મુંબઈ યુનિવર્સિટીમાંથી છૂટી પાડવાનો સવાલ તો ગુજરાતનો જુદો પ્રાંત થાય ત્યારે જ કદાચ ઉપાડી શકાય આજે તો, કૉલેજો ઇચ્છે તો હકથી મુંબઈ સાથે ચાલુ રહી શકે છે, તેમને માટે આવા જોડાણનો સવાલ જ ઉપસ્થિત થતો નથી એ તો સાંસ્કૃતિક અને મૂળભૂત હક છે, તેને ડુબાવી ન શકાય

૭૬ ફરજિયાતપણું આવશ્યક ન હોવાનું બીજું પણ એક કારણ છે સવાલ તો મુંબઈનો બોજો ઓછો કરવા અંગે છે પરંતુ તેનું નિરાકરણ ગુજરાતમાં યુનિવર્સિટી કેળવણીના હિતને સુસંગત રીતે જ લાવવું જોઈએ હવે, ફરજિયાતપણે પોતાના પ્રદેશની યુનિવર્સિટી સાથે જોડાવાની આ વાતનો અર્થ અંતે એ થઈ રહે છે કે, આપણે ગુજરાત માટે મુંબઈ જેવો જ પ્રશ્ન ઊભો કરીએ છીએ અને એથી પણ આગળ જઈને, આપણે ઉપર જોયું તેમ, આપણે તેના ઉપર એવી યુનિવર્સિટી ઠોકી બેસાડીએ છીએ (અર્થાત્ માન્યતા અર્પનારી અને પરીક્ષા લેનારી યુનિવર્સિટી), કે જે વધુ વહીવટી બોજવાળી, તથા સાચા અભ્યાસ અને શિક્ષણ કરતાં કેળવણીના રાજકારણથી વધુ લદાયેલી હશે આ વાત ઉઘાડી છે પરંતુ મહારાષ્ટ્ર મુંબઈમાંથી નીકળી ગયું છે, અને કર્ણાટક જરૂર નીકળવાનું છે, તો પછી વિકેન્દ્રીકરણનો મુખ્ય પ્રશ્ન જ હવે મટી જતો નથી? હવે, જો રહેતો હોય તો કેવળ એ જ પ્રશ્ન રહે છે કે, આપણી કેળવણીની પુનર્ઘટના અને પુનરાયોજન તરફના સાચા પગલા તરીકે આપણે ગુજરાતમાં કયા પ્રકારની આદર્શ યુનિવર્સિટી જોઈએ છે? વિકેન્દ્રીકરણ કે જે વધારાની પ્રાદેશિક યુનિવર્સિટીઓ ઊભી કરવા માટેનું મુખ્ય કારણ હતું, તે તો, મહારાષ્ટ્ર અને કર્ણાટક મળી અર્ધો કે તેથી વધુ બોજો ચાલ્યો જતાં, ઠીક પ્રમાણમાં સધાઈ ચૂક્યું કહેવાય (અત્યારે મારી પાસે આખા પ્રાંતના ચોક્કસ આંકડા નથી) અને દલીલ ખાતર આપણે એમ કહીએ કે, ધારો કે અમદાવાદ, વડોદરા, અને આણંદના કેન્દ્રો શિક્ષણ અને વસવાટના આયોજનવાળી યુનિવર્સિટીઓ તરીકે નજીકના ભવિષ્યમાં અલગ થઈ જાય તો પછી

મુંબઈનો ભાર તો એથી વધુ ઓછો થઈ જશે. આ અંગે બહુમતી-અહેવાલના પરિશિષ્ટ ૬ અને ૮માં આપેલા આંકડાઓ ઉપર નજર નાખી જવા જેવી છે :

| વિભાગનું નામ | વિદ્યાર્થીઓની સંખ્યા | કૉલેજની કક્ષાની સંસ્થાઓની સંખ્યા |
|---|---|---|
| સૌરાષ્ટ્ર | ૧૫૦૨ | ૩ |
| અમદાવાદ | ૩૭૬૪+. . . | ૮ |
| વડોદરા રાજ્ય | ૨૮૪૭ | ૬ |
| આણંદ | ૧૧૦૭ | ૩ |
| સુરત | ૧૪૩૩ | ૩ |
| પરચૂરણ | ૧૦૩ | ૧ |

૭૭. ગુજરાતમાંથી મૅટ્રિકની પરીક્ષામાં બેસનારાઓની કુલ સંખ્યા મોટા આંકડામાં લગભગ ૧૨,૦૦૦ છે. કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યા પણ લગભગ એટલી જ છે, અને તેમાંથી ત્રીજો ભાગ અમદાવાદમાં ભણે છે.

૭૮. કેટલીક બ્રિટિશ યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા અહીં જાણવા જેવી છે:—

| યુનિ૦નું નામ | વિદ્યાર્થી-સંખ્યા ૧૯૪૬-૪૭ પુરુષો | સ્ત્રીઓ | કુલ |
|---|---|---|---|
| બર્મિંગહામ | ૧૭૦૫ | ૭૮૧ | ૨૪૮૬ |
| બ્રિસ્ટલ | ૧૦૯૫ | ૬૩૫ | ૧૭૩૦ |
| કેમ્બ્રિજ | ૫૨૭૧ | ૫૯૪ | ૫૮૬૫ |
| ડરહામ | ૨૨૯૫ | ૭૫૦ | ૩૦૪૫ |
| લીડ્ઝ | ૧૮૩૮ | ૬૪૪ | ૨૪૮૨ |
| લિવરપુલ | ૧૮૨૧ | ૭૯૧ | ૨૬૧૨ |
| લંડન | ૯૮૪૪ | ૪૮૯૨ | ૧૪૭૩૬ |
| માન્ચેસ્ટર | ૨૧૭૦ | ૧૧૬૦ | ૩૩૩૦ |
| ઑક્સફર્ડ | ૫૦૩૬ | ૧૧૪૫ | ૬૧૮૧ |
| રિડિંગ | ૪૫૫ | ૪૬૩ | ૯૧૮ |
| શેફિલ્ડ | ૯૯૭ | ૨૭૫ | ૧૨૭૨ |
| સેંટ એન્ડ્રુઝ | ૯૨૫ | ૫૯૩ | ૧૫૧૮ |

('યુનિવર્સિટીઝ ઍન્ડ ધિ ફ્યુચર'–ફેબિયન લિ૦ પા. ૩૦ ઉપરથી ઉતારેલું.)

૭૯. આ ઉપરથી એટલું તો કહી શકાય છે કે, ગુજરાતના બધા વિભાગો જો શિક્ષણ આપતાં પોતપોતાનાં સ્થાનિક યુનિવર્સિટીકેન્દ્રો રાખવા ઇચ્છે, તો તેમની પાસે સંભાળવા માટે વિદ્યાર્થીઓની પૂરતી સંખ્યા છે.

૮૦. ઉપર હું દલીલ કરી આવ્યો કે, વિકેન્દ્રીકરણની વસ્તુ એક પ્રશ્ન તરીકે હવે રહેતી નથી. ઉપરાંત, 'સેકંડરી સ્કૂલ સર્ટિફિકેટ એક્ઝામિનેશન બોર્ડ' હવે મૅટ્રિક્યુલેશનની પરીક્ષાનો સૌથી મોટો અને સૌથી વધુ મારક બોજો લઈ લે છે, એટલે તો એ પ્રશ્ન વિશેષ ઊડી જાય છે. તેથી કરીને, ગુજરાતની બાબતમાં હવે એવી દલીલ કરવી કે, પ્રાંતમાં પ્રાદેશિક યુનિવર્સિટીની સ્થાપના દ્વારા વિકેન્દ્રીકરણની નીતિના એક પગલા તરીકે તેનું પ્રદેશીકરણ પણ આવશ્યક છે, તો તે સમય બહારની દલીલ કહેવાય, એટલું જ નહીં પણ ખોટી તથા કશા પાયા વિનાની કહેવાય. એટલે ગુજરાતના દાખલામાં લેવાનો માર્ગ નવેસર તેની ખાસ જરૂરિયાતો અને પરિસ્થિતિને લક્ષમાં રાખી વિચારી કાઢવો જોઈએ.

૮૧. આના અનુસંધાનમાં, હું અહીં આણંદની બિરલા એંજિનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ જુન્નરકરે પોતાની મૌખિક જુબાનીમાં કમિટીને આપેલા કેટલાક ઉત્તરો ટાંકું છું:—

"પ્ર૦ આ યુનિવર્સિટી અમદાવાદ શહેર પૂરતી મર્યાદિત રહે એમ તમે ઇચ્છો કે પછી તેની હકૂમત હેઠળના બધા ગુજરાતી-ભાષી જિલ્લાઓને તે આવરી લે એમ તમે ઇચ્છો ?

ઉ૦ જો શકય હોય તો વિવિધ પ્રકારની યુનિવર્સિટીઓ હોવી એ વધુ સારું થશે; અને જો કોઈ કેન્દ્રો કોઈ અખતરો કરી જોવાની સ્થિતિમાં હોય, તો તેમને તેમ કરવા દેવું જોઈએ.

પ્ર૦ તમે બધાં કેન્દ્રોને જુદી યુનિવર્સિટીઓ શરૂ કરવાની પરવાનગી આપો ?

ઉ૦ જો તેઓ નજીકનાં થોડાં વર્ષોમાં તૈયાર થાય, તો તેમને તેમ કરવાની પરવાનગી આપી શકાય. મને રજા આપો તો સામેથી હું એક પ્રશ્ન પૂછું: હવે પૂનાને તેની પોતાની યુનિવર્સિટી છે, સિંધ જુદો પડી ગયો છે, અને કર્ણાટક તેની પોતાની યુનિવર્સિટી કરવાનો છે; તો પછી ગુજરાતને તેની પોતાની જુદી યુનિવર્સિટી હોવાની જરૂર છે? બાકી રહેતી મુંબઈ યુનિવર્સિટી ગુજરાત યુનિવર્સિટી તરીકે કામ ન દઈ શકે ?

પ્ર૦ તમે પોતે તેનો શો જવાબ આપો ?

ઉ૦ જો ભવિષ્યમાં કેટલો વખત* માધ્યમ તરીકે અંગ્રેજી ભાષા ચાલુ રહેવાની હોય, તો અત્યારની મુંબઈ યુનિવર્સિટી ગુજરાતની યુનિવર્સિટી તરીકે કામ કરે એમાં મને કશો વાંધો દેખાતો નથી"

૮૨ આ બાબતમાં બીજા એક જુબાની આપનારે પણ આવી જ સનાહ આપી હતી અને ગુજરાતના જુદા જુદા કેન્દ્રોના કૉલેજ મંડળોની સામાન્ય પરિસ્થિતિ તરફ જોતા, માધ્યમ બાબતનો તેઓનો અભિપ્રાય એ છે કે, અંગ્રેજી ચાલુ રહેશે, અને તે બધાને એ દશાનો ખાસ અજંપો હોય તેમ પણ નથી. અમારી આ કેન્દ્રોની મુલાકાત દરમ્યાન મને એમ લાગ્યું કે, તેઓને મુખ્ય પ્રશ્ન માત્ર એક નવું માન્યતા અર્પનાર કેન્દ્ર ઊભું કરવા પૂરતો જ દેખાતો હતો, અને તેઓ માનતા હતા (અને કેટલાકને તે વિશે ભય હતો, એમ પણ કહી શકાય) કે, એ કેન્દ્ર અમદાવાદમાં થવાનું છે. તેથી તેમને મન મુખ્ય ફિકર એટલું જ જોવા સમજવાનો પ્રયત્ન કરવાની હતી કે, પ્રાદેશિક યુનિવર્સિટીના ખ્યાલને અનુસરીને જન્મનારી મુંબઈ યુનિ૰ ની નકલ હાળ તેમની દશા કેવી હશે

૮૩ પ્રશ્નની આ બાજુ ઘણી અગત્યની હોવાથી હું વડોદરાના ડૉ. અનમારેની મૌખિક જુબાની માંથી ઉતારા આપું છું (મારા માનવા મુજબ તે વડોદરા યુનિવર્સિટી કમિટીના મંત્રી હતા)

"પ્ર૦ ગુજરાત યુનિવર્સિટી અમદાવાદ શહેરમાં જ કેન્દ્રિત થઈ શિક્ષણ અને વસવાટના આયોજન વાળી યુનિવર્સિટી બને એ તમને ગમે, કે તે પોતાની કાર્યમર્યાદા ગુજરાતની બધી કૉલેજો સુધી વિસ્તાર એ તમને ગમે ?

ઉ૦ તે કેવળ શિક્ષણ અને વસવાટના આયોજન વાળી યુનિવર્સિટી થવી જોઈએ તે માન્ય કી લેનાર અને બદલામાં સર્ટિફિકેટો તથા ડિગ્રીઓ આપનાર વેપારી પેઢી ન બની રહેવી જોઈએ

પ્ર૦ એ યુનિવર્સિટીની મર્યાદિત હકૂમત કેટલી હોય ?

ઉ૦ અમદાવાદ શહેરની સીમાઓની અંદર

પ્ર૦ ગુજરાતની બીજી કૉલેજો અંગે તમે શું કરવા ઇચ્છો ?

ઉ૦ તેઓને તેમની પસંદગી મુજબ ગુજરાત અથવા મુંબઈ સાથે જોડાવાની છૂટ આપવામાં આવે, અને હાલપૂરતી મુંબઈ સાથે જોડાવાની"

૮૪ તમારી ધારણાની યુનિવર્સિટીને, તેની સાથે જોડાવા ઇચ્છનાર કોઈ સંસ્થાને માન્યતા અર્પવાની છૂટ હોય કે કેમ, એવું પૂછવામાં આવતા ડૉ. અન સારેએ જવાબમાં કહ્યું —

"ઉ૦ અમદાવાદમાં વસવાટના આયોજનવાળી યુનિવર્સિટી અસ્તિત્વમાં આવે, ત્યારે પ્રાંતમાં ક્યાંક માન્યતા અર્પનાર એક યુનિવર્સિટી હોય

પ્ર૦ એવી માન્યતા અર્પનારી યુનિવર્સિટી માટેનો સમય પાક્યો છે કે કેમ ?

ઉ૦ મુંબઈ યુનિવર્સિટી પાસેની માન્યતા અર્પવાની સત્તા લઈ લેવામાં આવે તો એવો સમય પાક્યો કહેવાય. પણ તે સમય હજુ આવ્યો નથી

પ્ર૦ ગુજરાતની બીજી કૉલેજો માટે બીજી જુદી યુનિવર્સિટી હોય એમ તમે ઇચ્છો છો ?

ઉ૦ જ્યારે પ્રાંતની સીમાઓ બધારો ત્યારે એ પ્રશ્ન ઊઠશે ત્યાં સુધી તો તેઓ મુંબઈ યુનિવર્સિટી સાથે રહેવી જોઈએ

પ્ર૦ તમે એવું માનતા લાગો છો કે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટીઓ શક્ય હોય તેટલાં બધાં કેન્દ્રોમાં ઊભી થાય, અને ઉપરાંતમાં એક યુનિવર્સિટી એવી હોય કે જે છૂટાછવાયાં સ્થળોમાં વીખરાયેલી પડેલી કૉલેજોની આવશ્યકતાને સંતોષે અને તેમને માન્યતા અર્પે હવે એ બાબતમાં તો મુંબઈ યુનિવર્સિટી તે બધીની આવશ્યકતા સંતોષવા માટે મોજૂદ છે જ અને મુંબઈને જુદા જુદા પ્રાંતોમાં વહેંચી નહીં નાખવામાં આવે એમ માની લઈએ, તો તો એવી માન્યતા અર્પનારી બીજી યુનિવર્સિટીની જરૂર જ નથી એટલે આ ગુજરાત પ્રાંતે તો વસવાટ અને શિક્ષણના આયોજનવાળાં કેન્દ્રો ઊભાં કરવા પાછળ જ લાગવું જોઈએ

ઉ૦ હા, એ મારો નિશ્ચિત અભિપ્રાય છે"

* અને બહુમતી-અહેવાલમાં શિક્ષણના માધ્યમ વિષેના ત્રીજા પ્રકરણ ઉપરથી સ્પષ્ટ થશે કે, બહુમતી-અભિપ્રાય કોઈ એક માધ્યમ હોવાની બાબતમાં ભાર મૂકતો નથી તથા તે પાંચ વર્ષ બાદ પણ યુનિવર્સિટીમાં અંગ્રેજી ચાલુ રાખવાની પરવાનગી આપે છે

૮૫. તેમને જ્યારે આગળ પૂછવામાં આવ્યું કે, ગુજરાત માટે માન્યતા અર્પનાર અને શિક્ષણ આપનાર યુનિવર્સિટી જ ઊભી કરવામાં આવે, અને જુદાં જુદાં કેન્દ્રોનો પાંચ વર્ષ બાદ સ્થાનિક યુનિવર્સિટીઓ તરીકે અલગ પડવાનો હક કાયમ રાખવામાં આવે, તો એ વાત તમને કબૂલ છે કે કેમ, તથા "હજુ સમય પાક્યો નથી, અને પ્રાંતની સીમાઓ નક્કી થાય ત્યાં સુધી રાહ જોવી, એના કરતાં આ વધુ સારી ભલામણ કહેવાય કે નહીં?" ત્યારે તેના જવાબમાં ડૉ. અવસારેએ કહ્યું:—

> "એનો અર્થ એ થયો કે, અમદાવાદ માટે પણ વસવાટના આયોજનવાળી (અર્થાત્ શિક્ષણ આપતી) અને માન્યતા અર્પતી યુનિવર્સિટી ઊભી કરવી. આવી વર્ણસંકર યુનિવર્સિટીઓ શા માટે વધારવી? મુંબઈ યુનિવર્સિટી જ ભલે ને આ બધી કૉલેજોને આજ સુધી સંભાળતી આવી છે તેમ સંભાળે."

૮૬. અને, ગુજરાતમાં આધુનિક અને રાષ્ટ્રીય યુનિવર્સિટીનું કેન્દ્ર ઊભું કરવું એ જ વિચારવા યોગ્ય મુખ્ય મુદ્દો છે, તથા નવી યુનિવર્સિટી સ્થાપવાની જરૂર હોય તોપણ તે એ માટે જ છે, એવું માનનાર દરેક જણ કબૂલ કરશે કે, આ સૂચના કાર્યસાધક તેમ જ વ્યવહારુ બને છે; તથા ભાષાવાર પ્રાંતોના ખ્યાલો, કે જે કેળવણીને લગતા અને વિદ્યાપાસનાને લગતા આપણા સાચા પ્રયોજનની બહારના છે, તથા જેમાં મહારાષ્ટ્રની અને કર્ણાટકની રીતે તથા ત્યાં જોવા મળતીઉ તકટતાથી ગુજરાત ઊતરવા તૈયાર નથી, — એ ખ્યાલો આ ક્ષેત્રમાં અપ્રસ્તુત હોઈ, તેમને ઉપર આવવા દેવા જોઈએ નહીં, તથા આપણા પ્રશ્ન ઉપર કશી અસર પાડીને તેના સાચા ઉકેલને બગાડી નાખે તેવું થવા દેવું જોઈએ નહીં. પરંતુ મારે ખેદની સાથે કહેવું પડે છે કે, બહુમતીએ આ બધા ભારે પુરાવાઓને તથા લોકોના વ્યવહારુ ખ્યાલને બાજુએ હડસેલી કાઢી, ગુજરાત માટે માન્યતા અર્પનાર નવા કેન્દ્રની ભલામણ કરી છે, અને અમદાવાદને શિક્ષણ આપતા કેન્દ્ર તરીકે પણ વિકસાવવામાં આવશે એમ કહીને બીજા મતને છાવરી લેવા પ્રયત્ન કર્યો છે. પણ ડૉ. અવસારેએ યથાર્થ કહ્યું છે તેમ, તે વડે વિશેષ કાંઈ સુધારો થતો નથી. પરંતુ આ દલીલ હું નવા પ્રકરણમાં હાથ ધરીશ, કારણ કે તે બહુમતી-અહેવાલની બે મુખ્ય ભલામણોને સ્પર્શે છે.

## ૯

## બહુમતીની ભલામણો

૮૭. અમારી કમિટીની મંત્રણાઓના પ્રારંભિક ભાગમાં અમે, અત્યારે મોજૂદ એવાં ગુજરાતનાં ચાર કે પાંચ અગત્યનાં કૉલેજ-કેન્દ્રોનો સમવાય કરવો શક્ય છે કે નહીં, જેથી માન્યતા અર્પનારી અને પરીક્ષા લેનારી એવી એક પ્રકારની સમવાયી ('ફેડરલ') યુનિવર્સિટી ઊભી કરી શકાય, એ તપાસવામાં ઘણો વખત કાઢ્યો હતો.

૮૮. વળી, ઉપરના વિચાર સાથે જ એક બીજો પણ નવો વિચાર સાથે સાથે વણાયા કરતો હતો; અને તે, બધી ભૂમિકાઓ અને પ્રકારો સમેત આખી કેળવણીનું આયોજન યુનિવર્સિટી હેઠળ કરવાનો. (જુઓ બહુમતી-અહેવાલ ફકરો ૨૭.)

૮૯. ત્રીજો જે મુખ્ય વિચાર અમારી મંત્રણાઓમાં આવતો હતો તે ગુજરાત માટે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટી જ સ્થાપવાનો. અમારી પાસે જુબાની આપી જનારાઓમાંના મોટા ભાગે અમને આ છેવટના વિચારની જ મુખ્યત્વે સલાહ આપી હતી.

૯૦. બહુમતી-અહેવાલ પૂના યુનિવર્સિટીના કાયદામાં નિરૂપેલી દિશાને જ અનુસરીને, માન્યતા અર્પનાર પ્રાદેશિક યુનિવર્સિટીનો પ્રકાર ઊભો કરવાની વાતને જ મુખ્યત્વે વળગી રહે છે; પરંતુ તેની સાથે તે શિક્ષણ અને વસવાટના આયોજનવાળી બાજુને પણ, તેની સાથે વિસંગત હોવા છતાં, ઉપરથી વળગાડે છે. એક

બાજુથી બહુમતી-અહેવાલ કબૂલ કરે છે કે, આ છેલ્લો પ્રકાર જ સ્પષ્ટપણે સાચો પ્રકાર છે, છતા તે વિના કારણ પ્રથમ પ્રકારની તરફેણ કરે છે, અને ભવિષ્યમા શિક્ષણ અને વસવાટના આયોજનવાળી યુનિવર્સિટીઓ બનનારા ગુજરાતના કૉલેજ મડળોને પોતે ઊભા કરેલા માન્યતા અર્પનારા કેન્દ્ર સાથે જોડાવાની ફરજ પાડવા ઇચ્છે છે, જોકે, તે કેન્દ્ર પોતે જ પાછુ નજીકના ભવિષ્યમા તેવુ શિક્ષણ અને વસવાટના આયોજનવાળુ એકમ થવાનો પણ પ્રયત્ન કરવાનુ છે! આ વસ્તુ જુદા જુદા જુબાની આપનારાઓએ સ્પષ્ટપણે અમારી આગળ જાહેર કરેલા અભિપ્રાયની વિરુદ્ધ છે, તથા તે અભિપ્રાયને શાથી પડતો મૂકવામા આવ્યો તેનુ કશુ કારણ અહેવાલમા આપવામા આવ્યુ નથી ઉપરાંત આ વસ્તુ યુનિવર્સિટીની સઘટનાના આધુનિક વિચારોના વલણથી પણ વિરુદ્ધ જાય છે એ આપણે યાદ કરીએ, ત્યારે તો એ બાબત વળી વધુ આશ્ચર્યકારક બની જાય છે

૧૧. બહુમતી-અહેવાલની આ ભલામણનો સાર ટૂકમા એ છે કે, ફરજિયાતપણે જેની સાથે જોડાવુ પડે એવી માન્યતા અર્પનારી પ્રાદેશિક યુનિવર્સિટી સ્થાપવી, અને તેની સાથે સાથે તેના એક ભાગ તરીકે વસવાટના અને શિક્ષણના આયોજનવાળો વિભાગ પણ ત્યા રાખવો આની અગાઉના પ્રકરણમા આવી યોજનાની કેટલીક બાજુઓની વિરુદ્ધ મે વિસ્તારથી ચર્ચા કરી છે બીજા કેટલા તેટલી જ અગત્યના મુદ્દાઓ નોધવા બાકી રહે છે —

પ્રથમ તો, એક સૈદ્ધાંતિક તથા વ્યાવહારિક વાંધો એ છે કે, (સેડલર કમિટી કહે છે તેમ) "એકીસાથે માન્યતા અર્પતી તેમ જ વસવાટના અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટી" નો આવો પ્રકાર એ કઈ હિદુસ્તાનમા અજાણ્યો કે તદ્દન નવો પ્રકાર નથી વસ્તુતાએ, સેડલર કમિટીએ એના વિશે વિચારણા કરીને તેને નિરુપયોગી અને જોખમ ભરેલા પ્રકાર તરીકે વર્ણવીને નીચેના શબ્દોમા નકારી કાઢ્યો હતો.—

"આવી યોજનામા યુનિવર્સિટીના મધ્યવર્તી લક્ષ્ય અને શક્તિ તે યુનિવર્સિટીની વધુ મધ્યવર્તી અને તેની સાથે વધુ નિકટતાથી સંબધાયેલી સંસ્થાઓ ઉપર કેન્દ્રિત થવાનો સભવ છે, ત્યારે બહારની કૉલેજો તરફ દુર્લક્ષ રહેવાનો અથવા તેમના હિતો યોગ્ય રીતે ન જળવાવાનો કઈક ભય રહે છે અલ્હાબાદ યુનિવર્સિટીની તાજેતરની પુનર્રચના પછી જે કાઈ બન્યાનુ તે યુનિવર્સિટીના મામ ચલાઉ વાઈસ ચાન્સેલરના અમારી ઉપરના કાગળ ઉપરથી* દેખાય છે, તેનાથી એવુ સૂચિત થાય છે કે, આ ભય કાલ્પનિક નથી"

૧૨ આપણે જો બહુમતી-અહેવાલમા કરવામા આવેલી ભલામણોની કુલ તારીજ તરફ નજર કરીએ, તો આપણને આ જાતના મિશ્ર પ્રકારમા લપાઈ રહેલા આતરિક જોખમનો સ્પષ્ટ પુરાવો નજરે પડશે એ જોખમને હળવુ કરવા, તે ભલામણ કરનારાઓએ પોતાની પાસે માત્ર બધારણ પૂરતી જોગવાઈ કરી લેવાનો જે રસ્તો ખુલ્લો હતો તે લઈને, અમુક હિતોને સમૂહ અથવા વિભાગ વાર પ્રતિનિધિત્વ આપ્યુ છે અત્યારે, માન્યતા અર્પનાર પ્રકાર હેઠળ મત ઉઘરાવવાના અને વગદાર સમૂહો ઊભા કરવાના

---

* અલ્હાબાદ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર ડૉ ગગાનાથ ઝાનો પત્ર —

વહાલા સાહેબ,

અમારા સુધારેલા બધારણમા જો નબળામા નબળી કડી અમને દેખાઈ છે તે અમારી યુનિવર્સિટીના મિશ્ર પ્રકારમા રહેલી છે અમારી યુનિવર્સિટીને બે બાજુઓ છે એક આતરિક બાજુ અર્થાત્ શિક્ષણ આપતી યુનિવર્સિટી પોતે, અને બીજી બાહ્ય બાજુ અર્થાત્ અમારા જૂના બધારણ હેઠળ અમારી સાથે જોડવામા આવેલી બધી કૉલેજો આ બે બાજુઓ માટે અમારા કાયદામા બે જુદા જુદા મડળો સ્થાપવામા આવેલા છે, પણ તે બને ઉપર ઊભટે એક જ એકેડેમિક કાઉન્સિલ એક્ઝિક્યુટિવ કાઉન્સિલ, અને કોર્ટ છે મારો અંગત અનુભવ એવો છે કે, આ બને બાજુઓ વચ્ચે અનિવાર્ય અદેખાઈ ચાલ્યા કરે છે, જેનાથી દરેક પગલે પ્રગતિમા રુકાવટ થાય છે વિગતોની બાબતમા, અમારી મુશ્કેલી કમિટીઓ અને કાઉન્સિલોની અતિશયતાની છે તેનાથી કામ જ જલદી ઊકલવાને બદલે, તે ઘણી ગૂચવણી અને ઢીલનુ કારણ બને છે

૧૮ મી ઑગસ્ટ, ૧૯૨૪ (સહી) ગગાનાથ ઝા

જે ખાસ અનિષ્ટો ચાલી રહ્યાં છે, તે વળી આ પેટા-પ્રદેશીકરણના, અર્થાત્ કહો કે, યુનિવર્સિટીના પ્રદેશના વળી પેટાવિભાગો ઊભા કરવાના વધુ ઉમેરા પછી કેવાં બની રહેશે, તે હું જાણતો નથી. જેઓ મુંબઈ યુનિવર્સિટીના કારભારના અંદરથી જાણકાર હોય, તેઓ કદાચ તેની કલ્પના કરી શકે; પરંતુ આપણે બહુમતી-અહેવાલ તરફ નજર કરીએ, તો સેનલવડ કમિટીએ જેની સામે ભારપૂર્વક ચેતવણી આપી હતી, તેવાં જોખમો ઊભાં કરે એવાં સબળ કારણો, આપણે પ્રાકૃત માણસો તરીકે, સહેલાઈથી બનાવી શકીએ.

૧૩. બહુમતી-અહેવાલ (શિક્ષણ આપતી અને) વસવાટના આયોજનવાળી યુનિવર્સિટીની તરફેણમાં પોતાનું વલણ બતાવીને, તેની જોગવાઈ નવી સૂચવેલી યુનિવર્સિટીના કારોબારમાં નીચેની રીતે કરી લે છે:—

(અ) અમદાવાદમાં વસવાટ અને શિક્ષણના આયોજનવાળું કેન્દ્ર ઉમેરવું; તે પ્રાદેશિક યુનિવર્સિટીનું મુખ્ય મથક પણ સાથે સાથે હોય. એવા કેન્દ્રની સ્થાપનાની જુમ્મેવારી પ્રાદેશિક યુનિવર્સિટીની હોય એમ વિચાર્યું છે.

(આ) આ શિક્ષણ-વિભાગ માટે સરકાર પાસે કરવામાં આવેલી નાણાકીય માગણીમાં જોગવાઈ કરેલી છે; આ વિભાગ માટે અંદાજેલી કુલ રકમ અહેવાલમાં (ફકરા ૪૨, ૪૩) જણાવી છે તે પ્રમાણે* પાંચ વર્ષમાં થઈને ૫૬,૦૫,૦૦૦ જેટલી થશે.

(ઇ) ગુજરાતનાં જે બીજાં કેન્દ્રોને વસવાટ અને શિક્ષણના આયોજનવાળી સ્વતંત્ર યુનિવર્સિટીઓ બનીને છૂટા પડવાની મરજી હશે, તેઓને, સરકાર મંજૂરી આપે તો, પાંચ વર્ષ બાદ તેમ કરવા તૈયારી કરવાની છૂટ રહેશે. આ બહારનાં કેન્દ્રો કે એકમો તે માટેના પોતાના ખર્ચની જોગવાઈ શી રીતે કરે, તેની કશી કલ્પના આપવામાં આવી નથી. અર્થાત તેઓ પોતપોતાનું ફાવે તેમ ફોડી લે એવું માની લેવામાં આવ્યું છે!

૧૪. એ તો ઉઘાડું છે કે, માન્યતા અર્પનાર યુનિવર્સિટીમાં જોડાનારી બધી સંસ્થાઓનો તેની સાથે એકસરખો સંબંધ રહેવો જોઈએ; નહિ તો, માન્યતા અર્પનાર યુનિવર્સિટી સાથે મૂળથી જ વળગેલા હોતા ઝઘડા-બખેડાઓમાં, પક્ષપાતી વર્તણૂકને કારણે અચૂક ઊભા થતા ઝઘડા-બખેડાઓ વધવાના. આ જો દૂર કરવામાં ન આવે, તો બહુમતી-અહેવાલે સૂચવેલી યુનિવર્સિટી તો માન્યતા અર્પતી જૂની યુનિવર્સિટી કરતાં પણ વધુ ખરાબ દશામાં મુકાશે. એ માટે કાં તો માન્યતા અર્પતી અને અનુસ્નાતક શિક્ષણના આયોજનવાળી મુંબઈ જેવી યુનિવર્સિટી (કે જેની કર્ણાટકવાળી કમિટીએ ભલામણ કરી છે) સ્વીકારવી જોઈએ, અથવા કલકત્તાથી છૂટા પડતાં ઢાકાએ કર્યું તેમ વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટી સ્વીકારવી જોઈએ. અમદાવાદના શિક્ષણ-કેન્દ્ર માટે કરવામાં આવેલી ખર્ચની જોગવાઈને ભલામણમાં સ્થાન ન હોવું જોઈએ; અને સ્પષ્ટપણે એ જાહેર કરી દેવું જોઈએ કે, બધાં કેન્દ્રોએ પોતાના પગ ઉપર જ ઊભા રહેવાનું છે, અને શિક્ષણ-વિભાગના ખર્ચની બાબતમાં અમદાવાદ તરફ કોઈ જાતનો પક્ષપાત બતાવવામાં નહિ આવે.

૧૫. પણ આ ભલામણ વળી વધુ અસ્વીકાર્ય બનવાનું બીજું એક કારણ છે. તે દર્શાવવા માટે મારે ભવિષ્યમાં સ્થાનિક યુનિવર્સિટીઓ થાય એવાં જે કેન્દ્રો અહેવાલમાં કલ્પવામાં આવ્યાં છે, તેમની વિચારણામાં ઊતરવું પડશે.

૧૬. અહેવાલ જણાવે છે કે, "ગુજરાતમાં આજે ઉચ્ચ કેળવણી અમદાવાદ, આણંદ, સુરત, અને વડોદરા એ ચાર કૉલેજ-કેન્દ્રોની આસપાસ મુખ્યત્વે ગૂંથાઈ છે." (ફકરો ૨૨, તથા જુઓ ફકરો ૮). આ કેન્દ્રોની બાબતમાં જે પ્રસ્તુત મુદ્દો ધ્યાનમાં લેવા જેવો છે તે એ છે કે, તેઓમાંથી

* તે ઉપરાંત બીજા, એટલે કે માન્યતા અર્પતા વિભાગ માટે અંદાજનો આંકડો બહુમતી હેવાલના ૪૦-૪૧ ફકરામાં જણાવ્યો છે તે પ્રમાણે કુલ ૨૦,૭૭,૦૦૦ જે નીચે મુજબ:—

| | |
|---|---|
| છાપખાનું અને પ્રકાશન | ૫,૦૦,૦૦૦ |
| માન્યતા અર્પતો વિભાગ-દર વર્ષે | ૩,૨૨,૦૦૦ |
| -પહેલી ફેરા | ૧૨,૫૫,૦૦૦ |

આણંદ અને વડોદરાના કેન્દ્રો વસનાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટીઓ થવા માગે છે અને પોતાનું ચાલે તો કોઈ માન્યતા અર્પતી પ્રાદેશિક યુનિવર્સિટીના ભાગરૂપ બનવા માગતા નથી એ બેમાથી વડોદરા તો, હમણા બહાર પડેલા મુનશી કમિટીના અહેવાલ ઉપરથી જણાય છે તેમ, યુનિવર્સિટી શરૂ કરવા તૈયાર છે આણંદને એની સિદ્ધિ માટે પાચ વર્ષ જોઈએ છે અને દરમ્યાન નવા ઘરમા વસવા જવામા રહેલી અનાવશ્યક ઝંઝટ અને ફિકર ચિંતામાથી મુક્ત રહેવા માગે છે વડોદરા અત્યારે એક જુદુ રાજ્ય હોવાથી આપણને તેના વતીની કશી ચિંતા ન હોય પરતુ, છાપાઓમાથી જણાય છે તે પ્રમાણે, જો તે ગુજરાત પ્રાતમા જોડાઈ જાય, તો એક નવી પરિસ્થિતિ જરૂર ઊભી થાય, કે જેની વિચારણા માટે એક નવી કમિટી નીમવાની જરૂર પડે આણંદ તો આપણા પ્રાતમા છે, અને તેણે સરકાર તથા મુબઈ યુનિવર્સિટીને ઉપર જણાવેલી પોતાની ઇચ્છા દર્શાવતી વિજ્ઞપ્તિ મોકલી હતી સરકારે એ વિજ્ઞપ્તિ અમારી કમિટી ઉપર મોકલી આપી હતી,* અને બહુમતી-અહેવાલે એ બાબત એવો નિર્ણય લીધો છે કે, બહાર રહેવાની એવી કોઈ પરવાનગી આપી શકાય નહિ (જુઓ ફકરો ૨૧)

૧૭ આ નોંધમા મે અગાઉ કરેલી ચર્ચા ઉપરથી જણાય છે તેમ, હુ આના ફરજિયાતપણાની વિરુદ્ધ છુ કારણ કે હુ માનુ છુ કે, એનાથી ગુજરાતમા ઉચ્ચ કેળવણીના વિકાસ અને વૃદ્ધિમા રુકાવટ થશે હુ એ વસ્તુ આ કેન્દ્રોના દાવાની વિચારણા વડે પુરવાર કરવા પ્રયત્ન કરીશ

૧૮. વડોદરા એ ગુજરાતનુ જૂનામા જૂનુ કેન્દ્ર છે કે જ્યા જુદી યુનિવર્સિટીનો ખ્યાલ સૌથી પ્રથમ ઉદ્ભવ પામ્યો હતો મુનશી-રિપોર્ટમા જણાવ્યુ છે તે પ્રમાણે, 'વડોદરાની નગર યુનિવર્સિટીની સ્થાપના વિષે નિવેદન કરવા ઈ સ ૧૯૧૯મા એક કમિટી નીમવામા આવી ત્યારથી તે માટેનો વિચાર પ્રકાશમા આવ્યો કહેવાય" જેને મે અગાઉના 'પ્રકરણમા વર્નાક્યુલર-ચળવળ તરીકે વર્ણવી છે, તેના મૂળો આ વડોદરા-ચળવળ સાથે જોડાયેલા હતા સદ્ગત શ્રી સયાજીરાવ ગાયકવાડ જેવા પ્રગતિશીલ રાજવી હેઠળનુ વડોદરા રાજ્ય આ ચળવળની મદદમા હતુ તે માટેની હવે છેવટની ભલામણો વડોદરા સરકાર પાસે આવી ગઈ છે, તે ભલામણોમા વડોદરાની નગર યુનિવર્સિટી સ્થાપવા માટે સૂચના કરેલી છે, તથા જણાવવામા આવ્યુ છે કે, ગુજરાતને જો પાલવતુ હોય અને ખર્ચની જોગવાઈ કરી શકાતી હોય તો યુ૦ પી૦ (સયુક્ત પ્રાત)ની પેઠે તેમા પણ શિક્ષણના આયોજનવાળી એક કરતા વધારે યુનિવર્સિટીઓ હોઈ શકે છે વડોદરાના અહેવાલમા ખર્ચની બાજુની ગણતરી કાઢવામા આવી છે અને જણાવવામા આવ્યુ છે કે, અત્યારે તે રાજ્ય વસ્તુતાએ ઉચ્ચ કેળવણી પાછળ જે ખર્ચ કરી રહ્યુ છે, તેમા સરખામણીએ બહુ થોડો ઉમેરો કરવાની જરૂર પડશે પરતુ એ રાજ્ય જો મુબઈ પ્રાતમા ભળી જાય, તો અત્યારના ખર્ચની રકમનો બોજો, અલબત્ત, તે પ્રાત ઉપર આવી પડે, અને મે ઉપર જણાવ્યુ છે તેમ, (વડોદરાને પોતામા ભેળવતા) ગુજરાત માટેની યુનિવર્સિટીનો આખો પ્રશ્ન નવેસર જુદી જ રીતે વિચારવાની જરૂર ઊભી થાય

૧૯. આણંદ અને અમદાવાદ એ બે કેન્દ્રો સનદી યુનિવર્સિટી ધરાવવાના માનમાટે સરખામણીમા નવા દાવેદાર કહેવાય જોકે, તેમના ખ્યાલો અને આકાક્ષાઓ મૂળભૂત રીતે ભિન્ન ભિન્ન છે આણંદ એ તો ગ્રામ પરિસ્થિતિમા વિકસેલુ ગ્રામ કેન્દ્ર છે તે કઈક જુદે જ માર્ગે આખી રચના કરવા માગે છે* (દાખલા તરીકે, જમીન મેળવવાની પદ્ધતિ) શિક્ષણ વિષયક સસ્થાઓની સાથોસાથ તે કેન્દ્ર કારખાના ઊભા કરતુ જાય છે, કે જે યંત્રોદ્યોગવિદ્યાના વિદ્યાર્થીઓ માટે પ્રયોગશાળાની ગરજ સારવાની સાથે સાથે, આજુબાજુના ગ્રામવિસ્તારોને તેમની જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડી શકે આ પદ્ધતિમા

* સમિતિના પ્રમુખે સભ્યોને એ મોકલાવી હતી એ કાગળોમાથી પ્રસ્તુત ભાગો પરિશિષ્ટ ૫ તરીકે મે ઉતાર્યા છે

* જુઓ પરિશિષ્ટ ૫, તેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે

ગાંધીજીએ કલ્પેલી પાયાની કેળવણીને માર્ગે અખતરાઓ કરવાની મોટી શક્યતાઓ રહેલી છે.*

હું જે સૂચવવા માગું છું તે એ છે કે, એ મંડળ અમુક ખાસ ખ્યાલ સાથે જન્મ્યું છે, અને તેને તે પોતાની સ્થાનિક યુનિવર્સિટીની વિશિષ્ટતા તરીકે ખીલવવા માગે છે. પોતાના ધ્યેયે પહોંચવામાં તે મંડળને જો એમ લાગે કે, તેને નવી યુનિવર્સિટી સાથે જોડાવું કે ન જોડાવું તે પસંદ કરવાનો વિકલ્પ મળવો જોઈએ, તો તે તેને આપવો જોઈએ. અને પોતાની જરૂરિયાતોનું તે પોતે જ સાચું કાજી બની શકે, એ ઉઘાડું છે. તે મંડળની સાથે એ બાબતમાં તકરાર કરવી એ શોભાભરેલું નહિ દેખાય, —ખાસ કરીને તો જ્યારે સિદ્ધાંત તરીકે તેઓ માન્યતા અર્પનાર યુનિવર્સિટીની આવશ્યકતા કે કિંમતમાં માનતા નથી ત્યારે

૧૦૦. અમદાવાદ એક યંત્રોદ્યોગપ્રધાન શહેર છે. તેની સ્વાભાવિક ધગશ મુખ્યત્વે યંત્રોદ્યોગવિદ્યા માટે નગર-યુનિવર્સિટી ખીલવવાની હોય, અને હોવી જોઈએ. શહેરની યંત્રોદ્યોગી આવશ્યકતાઓ એ જાતની ખિલવણી માટે અનુકૂળ છે. પૈસા તો છે જ, તેમ જ શહેરના ઉદ્યોગોને યંત્રોદ્યોગવિદ્યાના નિષ્ણાતોની જરૂર રહેવાની, તથા તે અર્થે જરૂરી સંસ્થાઓ માટે તેઓ સહેલાઈથી સખાવતો આપી શકે. એમ જો ખરેખર થાય, તો તે સામાન્યપણે આખા દેશને માટે અને ખાસ કરીને ગુજરાત માટે અનોખી તેમ જ આવકારપાત્ર વસ્તુ બને. તેનાથી પ્રાંતને યંત્રોદ્યોગવિદ્યા માટેની એક સારી યુનિવર્સિટી મળે, અને આપણી યુનિવર્સિટીઓમાં તે એક સુંદર ઉમેરો ગણાય. અમદાવાદ શહેરને વહીવટી તેમ જ ઔદ્યોગિક પાટનગર હોવાનું નિર્વિવાદ ગૌરવ મળેલું છે જ; તેમાં તે નગર-યુનિવર્સિટી ધરાવવાનું ગૌરવ પણ સહેલાઈથી ઉમેરી શકે. તેણે આખા પ્રદેશ માટેની યુનિવર્સિટીનું મથક બનવાની આકાંક્ષા રાખવાની જરૂર નથી; અને તે પણ કાયદામાં ફરજિયાતપણાની કલમ દાખલ કરાવીને! હું એવી આશા રાખું છું, અને એવી પ્રાર્થના કરું છું કે, સરકાર એ વસ્તુ કબૂલ નહિ રાખે; કારણ કે, ખાસ કરીને તો યુનિવર્સિટીઓના વિકાસ અંગે નવા અને તળપદા ખ્યાલો ઉત્પન્ન કરવા માટે અખતરા તરીકે આપણાં ભવિષ્યનાં કેન્દ્રોમાં વિશેષતાઓ ખીલવવાની આપણા ઇતિહાસમાં જે કાળે આપણને ખાસ જરૂર છે, તે જ વખતે આ વસ્તુ તો તે બધીને માન્યતા અર્પવાના સ્ટીમ-રોલર વડે ચપટ કરી નાખનાર નીવડશે. જો આપણે આઝાદ થયા હોઈએ અને આઝાદ રહેવા માગતા હોઈએ, તો જેને હું ટૂંકમાં કેળવણીવિષયક સાર્વભૌમતા તરીકે વર્ણવું, તે પણ, બ્રિટિશ પાર્લામેન્ટ હસ્તક રહેલી તેની બહેન રાજકીય સાર્વભૌમતાની પેઠે, બ્રિટિશ યુનિવર્સિટીઓ પાસેથી આપણા હસ્તક આવી જવી જોઈએ. માન્યતા અર્પવા માટેની યુનિવર્સિટી આ દૃષ્ટિબિંદુથી સૌથી વધુ વાંધાભરેલી છે. પ્રો. વાડિયાએ મુંબઈ વિષેના પોતાના વિપુલ અને જીવનભરના અનુભવ પરથી કહ્યું છે તેમ, 'નિયમો અને ધારાઓને અનુસરવા ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે;' અને આ વસ્તુ માન્યતા અર્પવા માટેની યુનિવર્સિટીની મુખ્ય ખાસિયત હોય છે.

૧૦૧. પ્રસંગવશાત્ હું અહીં કહેતો જાઉં કે, આપણી અત્યારની પરિસ્થિતિમાં, માન્યતા અર્પવાના ખ્યાલને બદલે યુનિવર્સિટીનો બાહ્ય વિભાગ રાખવો એ શાથી વધુ સલાહભરેલું છે. એક બાજુથી તે વસ્તુ યુનિવર્સિટીઓને માન્યતા અર્પવાની સત્તાનાં અનિષ્ટોમાંથી મુક્ત કરશે, ત્યારે બીજી બાજુ તે વસ્તુ કૉલેજો ઉપરથી તેની થીજવી દેનારી છાયા દૂર કરી, તેમને સ્વતંત્ર વાતાવરણમાં વિકસવાની જવાબદારી અને સ્વાધીનતા પાછી આપશે. પછી તો તેઓ પોતાની લાયકાતને જોરે આગળ વધશે કે પાછી પડશે, અને સાથે સાથે જ તેમને એક સારી અને શિક્ષણ આપતી સાચી યુનિવર્સિટીના બાહ્ય વિભાગ વડે લેવાતી ડિગ્રી માટેની પરીક્ષાઓ વડે એક ધોરણ પણ મળી રહેશે. વળી કેટલાકે દલીલ કરી છે તેમ, જ્યારે જુદા જુદા સમૂહો સ્થાનિક યુનિવર્સિટીઓ તરીકે છૂટા થાય, ત્યારે તે પ્રદેશમાં

* આ બાબત અંગે ગાંધીજીના અભિપ્રાયો માટે જુઓ પરિશિષ્ટ ૬.

બાકીની વીખરાયેલી પડેલી કૉલેજો જેની સાથે જોડાય એવી એક યુનિવર્સિટી હોવાની જરૂર પણ આવા બાહ્ય વિભાગ વડે સંતોષાશે.

૧૦૨ હવે યુનિવર્સિટી-કેન્દ્રોની ચર્ચા ઉપર આપણે પાછા આવીએ, તો નવી વ્યવસ્થામાં એક અગત્યના યુનિવર્સિટી-કેન્દ્ર તરીકે લક્ષમાં લેવા જેવું કેન્દ્ર ગૂજરાત વિદ્યાપીઠ છે. હવે આપણે જૂના પ્રકારની યુનિવર્સિટીનો જ વિચાર નથી કરતાં; આપણે તો આપણી કેળવણીની આખી ઇમારતની પુનર્રચના કરવા માગીએ છીએ. એ બાબતમાં ગૂજરાત વિદ્યાપીઠને પોતાનું ખાસ સ્થાન છે. વિદ્યાપીઠના કામકાજનું બયાન આપના ચોથા પરિશિષ્ટમાં જોઈ શકાશે તેમ, તે આ પુનર્રચનાનું કામ વસ્તુતાએ કરી જ રહ્યું છે, અને હવે નવી વ્યવસ્થામાં તેણે પોતાનું સ્થાન જરૂર લેવું જોઈએ.

૧૦૩. પણ કોઈ કહેશે, આ બધી ચર્ચા શા કામની છે? સરકારે પ્રાદેશિક યુનિવર્સિટી સ્થાપવાની યોજનાનું કામ પૂનાથી શરૂ કરી દીધું છે, તે ચાલુ રાખીને ગુજરાત આગળ પૂરું કર્યા વિના રહેશે ખરી? બહુમતી-અહેવાલ એ ધારણા ઉપર જ રચાયો નથી શું? હું એ વિષે નથી જાણતો. પણ હું એવી આશા રાખું છું અને માનું છું કે, સરકાર ગુજરાતની વિશિષ્ટ પરિસ્થિતિ પિછાનશે અને તેની ઉચ્ચ કેળવણી યથોચિત રાષ્ટ્રીય તથા સુઘટિત રીતે ગોઠવાય એ જોશે અને છતાં તેને ગુજરાત માટે પ્રાદેશિક યુનિવર્સિટી ઊભી કરવી જ હોય, તોપણ તે ગાંધીજીએ સરકાર તેમ જ યુનિવર્સિટીઓને આપેલી ડાહી સલાહ લક્ષમાં લેશે એવી હું આશા રાખું છું અને પ્રાર્થના કરું છું.

## પુરવણી

૧૦૪. બહુમતી-અહેવાલની કેટલીક ભલામણો અંગે હું થોડીક સૂચનાઓ કરવા માગું છું તે હવે ટૂંકમાં નીચે જણાવું છું

**૧ નામ**

જયકર કમિટીએ પોતાના અહેવાલમાં (ફકરો ૪૬, પૃ ૧૭) જણાવ્યું છે તે પ્રમાણે, "યુનિવર્સિટીઓના નામ પ્રદેશો કરતાં શહેરો ઉપરથી પાડવાનું વધુ પ્રચલિત છે." દાખલા તરીકે, ઇંગ્લિશ યુનિવર્સિટીઓ. તેથી જયકર કમિટીએ મહારાષ્ટ્ર માટેની યુનિવર્સિટીનું નામ 'યુનિવર્સિટી ઑફ પૂના' પાડવાની ભલામણ કરી છે. સરકારે તે વાત કબૂલ રાખીને તેનું નામ પૂના-યુનિવર્સિટી રાખ્યું છે તે જ સિદ્ધાંત ગુજરાત માટે પણ સ્વીકારાવો જોઈએ.

**૨. બંધારણ**

બહુમતી-અહેવાલ, પરિશિષ્ટ ૮માં સૂચવેલા બંધારણમાં હું નીચે પ્રમાણે થોડાક ફેરફારો સૂચવું છું:—

(૧) કલમ ૩૦ (ग) નોંધાયેલા ગ્રેજ્યુએટો એક અગત્યનું તત્ત્વ છે. તેઓને ઓછામાં ઓછી ૧૪થી ૨૧ બેઠકો મળવી જોઈએ નીચેનાઓમાંથી થોડી બેઠકો ઓછી કરી શકાય—

(૨) કલમ ૩૦ (ख) બધી મળીને વધારેમાં વધારે દશ બેઠકોની નિમણૂક ચાન્સેલર કરે એ પૂરતું ગણાવું જોઈએ.

(૩) કલમ ૩૦ (ग) નોંધાયેલા માધ્યમિક શિક્ષકોની બેઠકો ઘટાડીને પાંચ કરી શકાય.

(૪) કલમ ૩૦ (ग) દાતાઓની બેઠકો ઘટાડીને બે અથવા ત્રણ જેટલી કરવી જોઈએ.

અને તેમની (દાતાઓની) ચૂંટણી અંગે હું એમ સૂચવું છું કે, કલમ ૨૩ (લી ૭)માં 'વખતોવખત' શબ્દ રદ કરવામાં આવે અને તે જ પ્રમાણે કલમ ૨૫ (લી ૭)માં "અથવા બીજાઓમાંથી" એ શબ્દો રદ કરવામાં આવે મતલબ એ છે કે, બીજા મતદાર મંડળોની પેઠે, દાતાઓએ પણ, તેમનું પ્રતિનિધિત્વ જરૂરી હોય તો, પોતામાંથી જ ચૂંટણી કરવી જોઈએ, અને નહિ કે 'અથવા બીજાઓમાંથી'. ઉપરાંત તેમને પોતાના પ્રતિનિધિઓ વખતોવખત નીમવાનો અધિકાર ન હોવો જોઈએ. દાતાઓની યાદીમાં જે દાખલ થાય તે, કલમ ૨૪ મુજબ, ત્યાં જીવન પર્યંત જ રહે

**૩. વાઈસ-ચાન્સેલર અને રેક્ટર**

હું એમ સૂચવું છું કે, રેક્ટરની નિમણૂક સિન્ડિકેટની ભલામણ ઉપરથી સેનેટે કરવી જોઈએ. તેને માટે ચાન્સેલરની મંજૂરી જરૂરી રાખી શકાય

## ૧૦

# ગાંધીજીની સલાહ

૧૦૫. ગયા પ્રકરણના અંતિમ ભાગમાં ગાંધીજીની સલાહનો જે ઉલ્લેખ મેં કર્યો છે, તે તેમણે તા. ૨–૧૧–'૪૭ને રોજ 'હરિજન'માં લખેલા લેખ પરત્વે છે. તેના પ્રકાશકે અમારી પ્રશ્નાવલિના પોતાના જવાબ તરીકે એ લેખ અમારી કમિટીને મોકલી આપ્યો હતો; અને અમારી કમિટીના પ્રમુખે એ લેખને અંગે ગાંધીજી સાથે તેમને થયેલી વાતચીતનો સાર આપતાં પોતાને ગાંધીજી પાસેથી જવાબમાં મળેલ કાગળની નકલ અમને આપી હતી. (તેને આ નોંધમાં અંતે પરિશિષ્ટ ૭ ગ તરીકે ઉતારી છે.)

૧૦૬. ગુજરાત માટે યુનિવર્સિટીનો સવાલ વિચારતી વખતે એ લેખ એક અગત્યનો દસ્તાવેજ થઈ પડે તેમ હોવાથી, મેં તેને અંતે પરિશિષ્ટ ૭ ખ તરીકે ઉતાર્યો છે. વસ્તુતાએ, તે લેખ લખવાનું કારણ અમારી કમિટીના કામકાજ પરત્વે જ ઊભું થયું હતું, એ હવે જાહેર કરી શકાય. કમિટીના એક સભ્ય તરીકે મને લાગ્યું કે, આ અગત્યના પ્રશ્ન પરત્વે ગાંધીજીના વિચારો જાણી લેવા જોઈએ; ઉપરાંત મને એ પણ વિચાર આવ્યો કે, સ્વતંત્ર હિંદ માટે નવી યુનિવર્સિટીઓનો પ્રશ્ન, ખાસ કરીને તેના મુખ્ય મુદ્દાઓની બાબતમાં, સમગ્ર હિંદની ભૂમિકાએ છણાવો જોઈએ. તેથી કરીને મેં કર્ણાટક યુનિવર્સિટી કમિટીને આપેલા જવાબો (જુઓ આ નોંધમાં પરિશિષ્ટ ૨) ગાંધીજીને મોકલી આપ્યા અને તેમનાં ટીકાટિપ્પણ સાથે તેને 'હરિજન'માં પ્રસિદ્ધ કરવા વિનંતિ કરી. તેમણે મને જવાબમાં (તા. ૬–૧૦–'૪૭) જણાવ્યું કે, તે પોતે એ બધું વાંચી ગયા છે, પણ આ આખો પ્રશ્ન કસમયનો હોઈ તે તેમાં ઊતરવા તૈયાર ન હોવાથી એ બધું 'હરિજન'ની કટારોમાં તે છાપશે નહિ; અને ઉપરાંતમાં લખ્યું કે, નવી યુનિવર્સિટીઓ સ્થાપવાના મુખ્ય સવાલે પ્રાંતો છૂટા પડે ત્યાં સુધી થોભવું જોઈએ. તથા જવાબના અંતમાં તેમણે મને જણાવ્યું કે, (તે કાગળની નકલ પરિશિષ્ટ ૭ કમાં આપેલી છે), આ અંગે "હવે વધારે વિચાર મારી પાસે કરાવવો હોય તો કરાવજો." મેં તેમને લખી જણાવ્યું કે, આપણા સ્વતંત્ર બનેલા મુલકની હસ્તીને જ લગતા મોટા પ્રશ્નોમાં આપ રોકાયેલા હોઈ, 'હરિજન'ની કટારો આપ યુનિવર્સિટીના પ્રશ્ન અંગે રોકવાનું ઠીક ન માનો, એ વાત સાથે હું સંમત થાઉં છું. પરંતુ મેં તેમને જણાવ્યું કે, તેમણે પોતાના પત્રમાં મને ટૂંકમાં જે લખી જણાવ્યું હતું. તેટલી જ તેમની પાસેથી અપેક્ષા રાખવામાં આવતી હતી. તેમણે એ વાત કબૂલ કરી, અને ઉપર જણાવેલો લેખ લખ્યો.

૧૦૭. ટૂંકાણમાં અને પોતાની અનોખી સચોટતા અને દૂરદર્શિતા સાથે ગાંધીજીએ પોતાના લેખમાં પુનર્ઘટનાના મુખ્ય સિદ્ધાંતો નિરૂપ્યા છે; અને કઈ પ્રથમ વસ્તુઓ પ્રથમ કરવી જોઈએ તેની સૂચના કરી છે. તે આપણને જણાવે છે કે, પ્રાદેશિક યુનિવર્સિટી આવવાની હોય, તોપણ તે પ્રદેશની સ્થાપના થયા પછી આવી શકે; અને આપણે જાણીએ છીએ કે, પ્રદેશના મુદ્દાએ કોમી પ્રશ્ન જેવા જ કસોટીભર્યા અને ખતરનાક કોયડાઓ ઊભા કર્યા છે. યુનિવર્સિટીએ એ બધામાંથી બચીને નીકળી જવું જોઈએ, અને એમ કરવાનો એકમાત્ર રસ્તો યુનિવર્સિટીની હકૂમતને બિન-પ્રાદેશિક કરી મૂકવી એ છે. દુનિયામાં સર્વત્ર એ કબૂલ કરવામાં આવે છે કે, "યુનિવર્સિટીઓ જે સ્થળે વસેલી હોય તે સ્થળ માટે જ હોતી નથી;" જે કોઈ તેમાં દાખલ થવા આવે તેમને માટે તેમનાં દ્વાર ખુલ્લાં હોય છે.

આપણે આગળ જોઈ આવ્યા તેમ, પ્રાદેશિક હકૂમતની વસ્તુ તો યુનિવર્સિટીઓના કામને રાજ-કારોબારની એક વહીવટી શાખા તરીકે ખાતું બનાવી મૂકવા ઇચ્છનાર પરદેશી હકૂમતનો ભૂંડો વારસો છે. એ વારસો હવે દૂર થવો જોઈએ. તો પછી સવાલ એ ઊભો થાય છે કે, આઝાદ હિંદુસ્તાનમાં યુનિવર્સિટીની પુનર્ઘટનાનું મૂળતત્ત્વ શું હોઈ શકે? ભાષાવાદી તથા ફરજિયાત પ્રાદેશિકતાના ફાંસામાં

કોઈ રીતે યુનિવર્સિટીઓને પડવા દીધા સિવાય આપણે એકતા અને સંસ્કૃતિને હસ્તગત કરી શકીએ?

૧૦૮ એ પ્રશ્ન આપણને શિક્ષણના માધ્યમના તથા રાષ્ટ્રભાષાના તથા સામાન્યપણે બીજી ભાષાઓના અભ્યાસના પ્રશ્ન ઉપર લઈ જાય છે

## ૧૧

## માધ્યમ—યુનિવર્સિટીની પુનર્ઘટનાનું મૂળતત્ત્વ

૧૦૯ એ વસ્તુ નોંધપાત્ર છે કે, શિક્ષણના માધ્યમનો પ્રશ્ન હિંદુસ્તાનમાં આધુનિક કેળવણીના પ્રશ્નની મુખ્ય ગૂંચરૂપ બની રહેલો છે, તથા ૧૮૩૫માં એ કેળવણી શરૂ થઈ ત્યારથી માંડીને તે પ્રશ્ન સરકારી તેમ જ બિનસરકારી મંડળોમાં સમર્થ અને મોટા વિચારકોના મનને મળગ કસતો આવ્યો છે. આજે આપણે જોઈએ છીએ કે એ પ્રશ્ન પહેલાં કદી નહોતો તેવો આગળ આવ્યો છે કદાચ ૧૮૩૫નો ગાળો એમાં અપવાદરૂપ ગણાય તફાવત એટલો છે કે, ૧૮૩૫માં આ પ્રશ્નના મુદ્દાઓ વિષે નિર્ણય લેવાની જવાબદારી પરદેશીઓ ઉપર હતી, ત્યારે આજે સ્વતંત્ર પ્રજા તરીકે આપણે પોતે જ નિર્ણય કરવાનો છે આજે આપણે જે નિર્ણય લઈશું તે વિશેષ નહિ તો તે વખત જેટલો જ અગત્યનો અને યુગપ્રવર્તક નીવડશે

૧૧૦ ગાંધીયુગ દરમ્યાન પ્રવર્તી રહેલા રાષ્ટ્રીય અસ્મિતા અને સ્વાતંત્ર્યના બળોને કારણે એક વસ્તુ તો નિશ્ચિત તથા સર્વસંમત થયેલી છે કે, અંગ્રેજી તો જવું જોઈએ તથા આઝાદીની પ્રાપ્તિ થઈ ત્યાં સુધીમાં નીચેની વાતો પણ સામાન્યપણે સ્વીકારાયેલી ગણાતી હતી કે —

(અ) શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીનું સ્થાન માતૃભાષાએ લેવું જોઈએ

(આ) રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી ઠીક ન કહેવાય તેવી રીતે ગોઠવવામાં આવેલા પ્રાંતોને ભાષાવાર નવેસર ગોઠવવા જોઈએ

(ઇ) આંતરપ્રાંતીય વ્યવહાર તથા મધ્યસ્થ રાજકારોબાર માટે હિંદુસ્તાની રાષ્ટ્રભાષા બનવી જોઈએ

૧૧૧ પરંતુ આઝાદીનો તથા આપણા દેશનો વહીવટ સંભાળવાની જવાબદારીનો સ્પર્શ થતાં વેંત બધી વસ્તુઓ પુનર્વિચારણા માગતી દેખાય છે ઉપર જણાવેલી ત્રણે નહિ, તો ભાષાવાર પ્રાંતોને લગતી બીજી તો ખાસ

૧૧૨ પહેલો મુદ્દો, કે ભાષાનું સાચું માધ્યમ બાળકની ભાષા જ હોઈ શકે, એ સિદ્ધાંતનો સર્વત્ર સ્વીકાર થયેલો છે, અને એ વિષે તો પ્રશ્ન જ ઊભો થવાની જરૂર નથી પરંતુ બન્યાની વાત છે કે, તે મુદ્દાને ભાષાવાર પ્રાંતો ઊભા કરવાને લગતા બીજા મુદ્દા સાથે ગૂંચવી દેવામાં આવે છે, અને એક એવી વિચારસરણિ ઊભી થઈ છે કે જે કેળવણીના આ નક્કર સિદ્ધાંતને દૂર ખસેડી ઉચ્ચ કેળવણીનું માધ્યમ રાષ્ટ્રભાષા અથવા સમવાયભાષા થવી જોઈએ એવી હિમાયત કરે છે પરિણામે ૧૮૩૫માં દેશ સમક્ષ જેવી સ્થિતિ ઊભી થઈ હતી (અંગ્રેજી વિ૦ દેશી ભાષાઓ), લગભગ તેના જેવી જ પરિસ્થિતિ હવે ઊભી થઈ છે અને હિંદુસ્તાની વિ૦ પ્રાંતભાષાઓની વચ્ચે પસંદગી કરવાની વાત આપણી સમક્ષ ખડી કરવામાં આવી છે આખા હિંદુસ્તાનમાં ઉપલા વર્ગો માટે સાર્વત્રિક રાજમાન્ય માધ્યમ તરીકે કામ દેનાર અંગ્રેજી ભાષાની શકારપૂર્વક સરખામણીને આધારે, આ વિચારસરણિવાળા મુખ્યત્વે હિંદી એકતાના નામે દલીલ કરે છે અને તેમની આ હિમાયતની તરફેણમાં બીજા પણ કેટલાક ગૌણ સવાલોના કારણો રજૂ કરે છે જેવા કે વિદ્યાર્થીઓ અને શિક્ષકોની એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં અવરજવર, સારા કુશળ શિક્ષકો મળવાની સગવડ, વગેરે વગેરે અર્થાત્ અત્યારના યુનિવર્સિટીતંત્ર હેઠળ સહેલાઈથી મળી શકતી હોવાને કારણે આપણે જે કેટલીક સગવડોથી ટેવાઈ ગયા છીએ તે બધી

૧૧૩ પરંતુ આપણે આ પ્રશ્નને મૂળરૂપે તપાસી, તેનો તત્ત્વતઃ વિચાર કરીએ તો કહી શકીએ કે ઉપરની

સગવડો પૂરી પાડવી એ કાંઈ માધ્યમ હોવા માટેનું આવશ્યક લક્ષણ ન કહેવાય. એમ હોય તો તો એ વસ્તુ આપણને એવી અસંગત દલીલ ઉપર લઈ જાય કે, બધી યુનિવર્સિટીઓ માટે એક વિશ્વ-ભાષા જ હોવી જોઈએ! પરંતુ આપણે જાણીએ છીએ કે, એમ હોવું આવશ્યક નથી, તેમ જ શક્ય પણ નથી. અને એ બધી સગવડો તો નવી પાસ આવશ્યકતાઓ અનુસાર બધું નવેસર ગોઠવાતું જવાને લગતી બાબતો છે. કેળવણીની ઉપલી કક્ષાઓએ વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો, જ્યારે જરૂર પડે ત્યારે, બીજી ભાષા સહેલાઈથી શીખી લઈ શકે છે. ઉપરાંત સર્વસામાન્ય રાષ્ટ્રભાષા બધા પ્રાંતોમાં બીજી ભાષા તરીકે ફરજિયાત સ્વીકારાવાની છે. અને વળી, પ્રાદેશિક ભાષાઓ આપણી બધી યુનિવર્સિટીઓમાં હવે પછી વધુ ને વધુ પ્રમાણમાં શિખાતી જવાની છે.

૧૧૪. રાષ્ટ્રભાષાને શિક્ષણનું માધ્યમ બનાવવાની તરફેણમાં બીજી જે દલીલ આપવામાં આવે છે તે હિંદુસ્તાનની એક્તાને નામે આપવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે,

> "પ્રાંતીયવાદ કમનસીબે વધતો આવ્યો છે. દેશને ભાષાવાર પ્રાંતોમાં વિભાગી નાખવાની ભાવના વ્યાપક બનેલી છે. હવે જો વધારામાં, પ્રાંતિક ભાષાને ઉચ્ચ કેળવણીના માધ્યમ તરીકે દાખલ કરવામાં આવશે, તો તે પ્રાંતિક અલગતાવાદને પોષનાર, વિભેદકારી બળોને ઉત્તેજનાર, અને રાષ્ટ્રીય પ્રગતિને અવરોધનાર વસ્તુ નીવડશે."

૧૧૫. પ્રાંતીયવાદ ખરાબ છે એ તો નિર્વિવાદ વાત છે. પરંતુ તે વાદ પ્રાંતિક ભાષાને કારણે ઊભો થાય છે એવી દલીલ કરી શકાય? હરગિજ નહિ. આજે પણ આપણી પાસે અંગ્રેજી સામાન્ય માધ્યમ હોવા છતાં એ મોજૂદ નથી શું? તેને બદલે કોઈ જો એમ કહે કે, વિભાગીય કે પ્રાદેશિક યુનિવર્સિટી ઊભી કરવામાં પ્રાંતીયવાદની ગંધ રહેલી છે, અને તે વસ્તુ પ્રાંતીયવાદને ઊભી કરનાર તથા ઉત્તેજનાર નીવડશે, તો તે કદાચ સાચું હોઈ શકે. વસ્તુતાએ શરૂઆતનાં પ્રકરણોમાં જોઈ આવ્યા કે, ઘણા લોકો એ વસ્તુને ભાષાવાર પ્રાંતરચનાના એક પ્રારંભિક પગલા તરીકે સ્વીકારે છે. તેથી કરીને, પ્રાદેશિક યુનિવર્સિટી, અને કહેવાતી 'પ્રાદેશિક સંસ્કૃતિ'ના અભ્યાસ માટેના કેન્દ્ર તરીકે તથા પ્રાંતિક અસ્મિતાના નિધિ અને ધામ તરીકે (કેટલાકના ખ્યાલ મુજબની) તેની સ્થાપના એ ખરેખર અનિચ્છનીય છે, અને તેનો વિચાર જ ન કરવો જોઈએ. આમ કહેવાનો અર્થ એ જ થાય છે કે, યુનિવર્સિટી એ કાંઈ પ્રાદેશિક કે વાડા જેવી મર્યાદિત કલ્પનાની વસ્તુ નથી. પરંતુ તે તો માનવ સંસ્કૃતિ અને જ્ઞાનને લગતી વિશાળ કલ્પનાની વસ્તુ છે; ભલે પછી તે ગમે તે માધ્યમ દ્વારા કામ કરતી હોય. વસ્તુતાએ આ નોંધમાં મારે કહેવાના મુખ્ય મુદ્દાઓમાંનો એ એક છે. યુનિવર્સિટી પાસે કોઈ માધ્યમ તો હોવું જ જોઈએ, એ નક્કી છે; અને જો તે માધ્યમ માતૃભાષા જ હોવું જોઈએ એ ચોક્કસ સિદ્ધાંત હોય, તો પછી પ્રમાણિકતાની પેઠે એ જ સૌથી ઉત્તમ નીતિ અને સૌથી વધુ ખાતરીભર્યો માર્ગ કહી શકાય. પ્રજા અથવા જનતાને લગતી બાબતોમાં તેનું ભવિષ્ય સત્યના હાથમાં સોંપવું, અને નહિ કે તેનાં વ્યવહારુ દેખાતાં ખોટાં ઓઠાંના હાથમાં, — એ જ હંમેશાં ઉત્તમ નીતિ અને સાચું ડહાપણ છે.

૧૧૬. અને એ કંઈ ખાલી આદર્શવાદ કે કેવળ સૈદ્ધાંતિક બાબત નથી; માધ્યમ તરીકે હિંદુસ્તાની નહિ, પણ માતૃભાષાને આપણે શા માટે દાખલ કરવી જોઈએ, તેનાં ઘણાં વાસ્તવિક નક્કર કારણો છે. તે બધાં, આપણા રાષ્ટ્રજીવનમાં યુનિવર્સિટીએ જે કામ કરવાનું છે, તેને નવી દિશા આપી પુનર્ઘટના કરવાને લગતાં છે, અને એ જ બાબત અત્યારે આપણે વિચારી રહ્યા છીએ.

૧૧૭. પ્રથમ તો, ઉચ્ચ કેળવણી માટે માધ્યમ નક્કી કરવાનો સવાલ એ કંઈ માત્ર અંગ્રેજીને માટે કોઈ અવેજ શોધી કાઢવાનો સવાલ નથી, કે જે અવેજ, અંગ્રેજી અત્યાર સુધી કરતી આવી છે તેમ, વિવિધ પ્રાદેશિક ભાષાઓ પર છાઈ બેસે. એ નવી છાઈ બેસનાર ભાષા અખિલ-હિંદની સર્વસામાન્ય ભાષા હોય, તેથી કંઈ તેનો સ્વભાવ બદલાઈ જાય નહીં; તેમ જ ગુજરાતી, કે જેનો દાવો બધી બાજુઓથી સ્વીકારવામાં આવ્યો છે, તેનું સ્થાન પચાવી

પાડવાના અખિલ હિંદની સર્વસામાન્ય ભાષાના મૂળ ભૂત રીતે ખોટા દાવામાં કઈ તફાવત પડે નહિ.

૧૧૮. વળી, આપણે સમજી લેવું જોઈએ કે, હવે પછી યુનિવર્સિટીઓનું રાષ્ટ્રજીવનમાં સ્થાન બદલાવાનું છે. અત્યાર સુધી આપણે બ્રિટિશ યુનિવર્સિટીઓનું અનુકરણ કર્યાં કરવું પડતું હતું હવે તો એક આઝાદ પ્રજાના જીવન અને સંસ્કૃતિમાં યુનિવર્સિટીને જે સાચું સ્થાન લેવાનું હોય છે, તે તેઓએ મેળવવું પડશે હવે તેમનું કામ અંગ્રેજી જાણનારા સરકારી નોકરો અને થોડાક નિષ્ણાતો પૂરા પાડવાનું માત્ર નથી. તેમણે "સમાજની અંદરના ત્રણ વિભાગો — ઉપરની રોચ, નિષ્ણાતો, અને બાકીની આમજનતા, — એ ત્રણેને તાલીમ આપવાને કાગે વળગવું પડશે." અને આ ત્રણ વિભાગો એક બેકથી અલગ રહી જ ન શકે, તેઓએ હિંદી પ્રજારૂપ એક અખંડ એકમરૂપે ઓતપ્રોત થઈ જવું જોઈએ અને આ ત્રિવિધ તાલીમ જો લોકશાહીની ઢબે ચલાવવાની હોય, તો તે બધા વિભાગોની બાબતમાં, સામાન્ય માણસની ભાષાનો ઉપયોગ કર્યા વિના ન થઈ શકે ત્યારે જ યુનિવર્સિટી લોકોની યુનિવર્સિટી બની શકે, અને તે તરીકે તથા તેમની સંસ્કૃતિના રખેવાળ અને પ્રચારક તરીકે કામ કરી શકે

૧૧૯ બીજો એક વિચાર પણ ખ્યાલમાં રાખવા જેવો છે કોઈ પ્રજામાં લોકશાહી અને સંસ્કૃતિના વિકાસના ઇતિહાસ તરફ આપણે નજર કરીશું તો આપણને જણાશે કે, ઉપલા વર્ગોની, અર્થાત્ ઉપરની રોચવાળા લોકોની ભાષા, કે જે પ્રાદેશિક દેશી ભાષાઓ ઉપર પ્રભુત્વ ચલાવી રહી હતી, તેને સ્થાને પ્રાદેશિક દેશી ભાષાઓ આવે છે; અને એ ભાષાઓએ વખત જતાં, એટલી જ પ્રતિષ્ઠા મેળવી હોય છે યુરોપમાં, પુનરુત્થાન અને સુધારણાના યુગો પછીના સૈકાઓમાં લૅટિનની જગા યુરોપીય ભાષાઓએ લીધી, અને તેઓ આજે તે તે પ્રદેશની યુનિવર્સિટીઓમાં માધ્યમ બની છે. સામાન્ય માણસને જે ભાગ સમાજ જીવનમાં ભજવવાનો છે તે જાણવાની, અને ઉપલા વર્ગો સાથે જ તે ભાગ ભજવવાની તેની આવશ્યકતા જ એ ક્રાંતિકારી બનાવમાં કારણભૂત થઈ છે. સંસ્કૃત સામેની પાલિ, પ્રાકૃત અને 'ભાખા'ની ચળવળો પણ જુઓ! છેલ્લા છ કે સાત સૈકા દરમ્યાન વિકસેલી બાર કે પંદર મુખ્ય હિંદી ભાષાઓ, કે જેમનો વ્યવહાર થોડાક હજાર નહિ પણ કરોડો લોકો કરે છે, તે બધી પણ એવી જ ઐતિહાસિક પ્રક્રિયામાંથી જન્મેલી છે. ફારસી અને અંગ્રેજી ભાષાની શિરજોરીના ખરાબમાં ખરાબ દહાડાઓમાં તે બધી ટકી રહી છે. વસ્તુતાએ તો તેઓએ એ બંને ભાષાઓની શિરજોરી છતાં તેમનામાંથી પોતાને જોઈતું પોષણ મેળવી લઈને સમૃદ્ધ બનવા વડે પોતાની જીવનશક્તિ પુરવાર કરી આપી છે

૧૨૦. પરંતુ કેટલાક લોકો એવા પણ છે, કે જેઓ માધ્યમ તરીકે રાષ્ટ્રભાષા માટેના તેમના ઉત્સાહમાં તણાઈ જઈ, એવું પણ કહેવાની હદે જાય છે કે, તેને કારણે પ્રાંતિક ભાષાઓ છેવટે લુપ્ત થઈ જાય તોપણ તેમને કશો વાંધો નથી! પરંતુ આપણી ખુશકિસ્મતી છે કે, સાચી રાષ્ટ્રીયતા આપણી પાસે તે ભોગ માગતી જ નથી આપણે ઉપર જોઈ આવ્યા તેમ, આ ભાષાઓનો વિકાસ રૂંધી શકાય તેમ જ નથી, તથા હિંદુસ્તાનીની સાથે સાથે જ તેઓ સૌ પોતાની જાતને એક રાષ્ટ્રીય વણાટમાં ઓતપ્રોત કરી લે, તે માત્ર શક્ય છે એટલું જ નહિ, પણ હિતકર અને આવશ્યક છે. આપણા ખોટા નિર્ણયને કારણે આપણી ભાષાઓ વચ્ચે કુટુંબ-વિગ્રહ ઊભો કરવો ન જોઈએ. છતાં જો, રાષ્ટ્રભાષાનો દુરુપયોગ કરી, તેને આ ક્ષેત્રના અવેજમાં સ્થાપવામાં આવે, તો ચોક્કસ એવું જ બનવાનું કે, પ્રાદેશિક ભાષાઓ નર્ણવિકસી ચાલુ રહેવાની, અને યુનિવર્સિટીની કક્ષાએ નહિ પહોંચી શકવાની, કે જે કક્ષાએ પહોંચવાનો તેમનો ન્યાયી દાવો તેમ જ જન્મસિદ્ધ હક છે કારણ કે, આપણા બધા ભણતર, શિક્ષણ અને સંશોધનકાર્યના માધ્યમ તરીકે તેમને ઉપયોગમાં ન લઈએ, તો તેઓ તેટલા પૂરતી અણવિકસી જ રહે, એ નક્કી છે. મેં ઉપર બતાવી આપવા પ્રયત્ન કર્યો છે તે મુજબ, એમ જો ખરેખર બને, તો તે એક આફતરૂપ નીવડે અને લોકશાહી તથા કેળવણીનો વિકાસ જરૂર અવરોધાય.

૧૨૧. અને વળી, તેનાથી હિંદુસ્તાની અને આ ભાષાઓ વચ્ચે એક એવી ખેંચાતાણ ઊભી થાય કે જે ખરેખર ભારે ખતરનાક નીવડે. વસ્તુતાએ. એ ખેંચાતાણ સંકુચિત પ્રાંતીયવાદને ઉત્તેજવાનું કામ કરે, કે જે વાતનો માધ્યમ તરીકે રાષ્ટ્રભાષાની હિમાયત કરનારાઓને પોતાને જ આટલો બધો ડર છે.

## ૧૨

## હિંદુસ્તાની વિ૦ પ્રાંતિક ભાષાઓ

૧૨૨. સ્વીકારી લેવા માટે સર્વમાન્ય એવી કોઈ એક રાષ્ટ્રભાષા તૈયાર જ હોત, તો તો હિંદુસ્તાનીને માધ્યમ બનાવનારાઓનો પક્ષ સમજી શકાય તેવો પણ રહેત. પરંતુ હકીકતે પરિસ્થિતિ એવી છે કે, આપણા રાષ્ટ્રીયપણાની સાથે સાથે આપણી રાષ્ટ્રભાષાને પણ હજી વિકસવાનું છે. રાષ્ટ્રભાષા તો આપણી રાષ્ટ્રીય એકતાનું પ્રતીક, અરે ખુદ તેનો આવિષ્કાર જ બની રહેવાની છે. પરંતુ આ બાબતમાં પણ હિંદીના તથા સંસ્કૃતભાષા અને હિંદુપણાની ભાવનાના પુનરુદ્ધારના સાંકડા ખ્યાલો પોતાનાં સંકુચિત મૂલ્યો સ્થાપિત કરવા, અને સાચી રાષ્ટ્રીય પ્રગતિની આગેકૂચને વેરવિખેર કરી નાખવા પ્રયત્ન કરી રહ્યાં છે. એવું દેખાય છે કે, આ અનિષ્ટ ખુદ આપણા રાષ્ટ્રમાનસના પેટાળને તળિયેથી જ જાણે ઊંચે આવવા લાગ્યું છે. ગાંધીજીએ તેની સામે આપણને નીચેના શબ્દોમાં ચેતવ્યા હતા:

> "અલગપણાની ભાવના આપણામાં હંમેશાં આગળપડતી રહી છે. દરેક જણ પોતાનો અને પોતાના કુટુંબનો જ વિચાર કરે છે. કોઈ આખા દેશનો વિચાર કરતું જ નથી. એકત્રિતપણાની ભાવના પણ મોજૂદ છે એમાં શંકા નથી, પરંતુ તે કદી અવાજ ઉઠાવે તથા હિલચાલ કરી મૂકે તેવી નથી હોતી; પરંતુ અલગ પડી જવાની ભાવના હંમેશ ઉપર રહેલી હોય છે અને સ્વભાવથી જ તે વધુમાં વધુ ઘુમરાણ કરી સૌનું ધ્યાન ખેંચતી રહે છે. કોમી બાબતોમાં તે સૌથી વધુ દેખા દે છે. એનાથી બીજાં ક્ષેત્રોમાં પણ ભય-શંકાનું વાતાવરણ ઊભું થયું છે. . . ."

દાખલા તરીકે, કેળવણી અને તેના માધ્યમનાં ક્ષેત્રોમાં, કે જેમની આપણે અહીં ચર્ચા કરી રહ્યા છીએ.

૧૨૩. પ્રાંતિક ભાષાઓ આવા ખ્યાલોથી મુક્ત છે. તેઓ પૂરતી વિકસેલી નથી એ વાત અલબત્ત સાચી છે. પરંતુ તે સ્થિતિ તો હિંદીની પણ છે. પરંતુ આ બધી ભાષાઓનું એક લક્ષણ એ છે કે, તેઓને કોઈ એકની સામે કશો હરીફ-દાવો કરવાપણું નથી, અને સૌના જોડિયા તથા ભેગા પ્રયત્નથી તે દરેક પોતપોતાની રીતે યુનિવર્સિટીનું માધ્યમ બની શકે તેવી કક્ષાએ વિકસવા તત્પર છે. રાષ્ટ્રભાષાએ કશું કરવું જ હોય તો તેણે આ એકત્રિત પ્રયત્નમાં પુરવણીરૂપ થવું જોઈએ, પરંતુ તેની સાથે કદી અથડામણમાં આવવું ન જોઈએ, કે પ્રાંતિક ભાષાઓના હરીફ થઈને ઊભા રહેવું ન જોઈએ.

૧૨૪. આ સ્થળે એ યાદ રાખવું જરૂરી છે કે, રાષ્ટ્રભાષાની ચળવળનો પાયો આખા દેશના લોકોને આપવામાં આવેલી એ ખાતરીમાં રહેલો છે કે, હિંદુસ્તાની ભાષા "પ્રાંતિક ભાષાઓનું સ્થાન લે એવી ધારણા રાખવામાં આવી નથી, પણ તે તેમને પૂર્તિરૂપ બને તથા આંતર-પ્રાંતીય સંબંધ માટે વપરાય એવો ઇરાદો રાખવામાં આવ્યો છે." (ગાંધીજી). હવે જો આપણે આપણા આ નિરધારથી ચ્યુત થઈ, પ્રાંતિક ભાષાઓને તેમના સંમાન અને આદરને સ્થાનેથી ખસેડીએ, અર્થાત્ તમામ પ્રકારના શિક્ષણનું માધ્યમ બનવાના તેમના ઉઘાડા હકમાંથી તેમને દૂર કરીએ, અને તે સ્થાને રાષ્ટ્રભાષાને લાવીએ, તો રાષ્ટ્રભાષાની ચળવળની આખી ઇમારત કડડભૂસ તૂટી પડશે, તથા એક પેઢીથી પણ વધારેનો પ્રયત્ન ધૂળ મેળવ્યા જેવું થશે. તથા તેનું પરિણામ માત્ર અંગ્રેજી ચાલુ રહેવામાં જ આવશે. અને હિંદી–નાગરીવાળા જો તેમ કરવા જશે, તો તેનો તો તેથી પણ વિશેષ વિરોધ થશે, કારણ કે

એને તો હિંદી ભાષા, કે જે ઉત્તરની પ્રાંતિક ભાષાઓમાંની માત્ર એક છે, તેની સામ્રાજ્યશાહી જ ગણી લેવામાં આવશે રાષ્ટ્રભાષાને માધ્યમ તરીકે કદીક આપણે સ્વીકારીએ તો, પણ તે વિચાર ફક્ત ત્યારે જ થઈ શકે કે જ્યારે તેને આપણે આપણી સમગ્ર પ્રજાના એકત્રિત પ્રયત્નો વડે નિકમાવી હોય આના અનુસંધાનમાં પંડિત જવાહરલાલજીના નીચેના શબ્દો ટાંકવા જેવા છે ·—

'દરેકે સમજવું જોઈએ કે, કોઈ ખરી ભાષા કાયદાથી ઊભી ન કરી શકાય ભાષા વિકસીને બને છે તે અમુક દિશામાં પણ વિકસે પહેલાના દિવસોમાં ભાષાનો સાહિત્યિક વિકાસ માત્ર પ્રજાના રૂપવા વર્ગોમાં જ થતો આજે હવે તેમ નથી બનતું આજે હવે ભાષાઓનો પ્રાગતિક વિકાસ થતો જાય છે એવો વિકાસ ભાષાના સાહિત્યિક અવરોધમાં પણ પરિણમે, પરંતુ તેઓ વધુ શક્તિશાળી અને અને વધુ પ્રાણવાન બનતી જાય છે ' (હૈદરાબાદના એક ભાષણમાંથી 'ટાઈમ્સ ઑફ ઇંડિયા', ૧૨-'૪૯)

૧૨૫ પરંતુ માધ્યમની ફેરબદલી તો શરૂ થવી જ જોઈએ અને તારાચંદ કમિટીએ આ બાબતમાં સ્પષ્ટ દોરવણી આપી છે તથા યુનિવર્સિટીઓને પોતાની સત્તાએ જેમ બને તેમ જલદી અમલમાં મૂકવા તાકીદ કરી છે તે આ પ્રમાણે છે —

"(૧) યુનિવર્સિટીની કક્ષાએ શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીને સ્થાને હવે પછીના પાંચ વરસમાં દશી ભાષાઓ આવી જવી જોઈએ

(૨) આ ગાળા દરમ્યાન યુનિવર્સિટીઓએ રાજ્ય પ્રાંત કે પ્રદેશની ભાષાને શિક્ષણ તથા પરીક્ષાના માધ્યમ તરીકે અપનાવવી જોઈએ (૧૯૪૮થી માંડીને) પાંચ વર્ષના સમય બાદ શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે અંગ્રેજી બંધ થાય'

૧૨૬ ઉપરાંત, કમિટીએ એમ પણ કહ્યું છે કે, "યુનિવર્સિટીની પહેલપ્રથમ ડિગ્રી માટેના અભ્યાસક્રમમાં હિંદની સમવાયભાષાની ફરજિયાત પરીક્ષા હોય " પરંતુ આ વિષય નવો છે તેથી સાચો માર્ગ એ હોઈ શકે કે, હિંદુસ્તાનીનો પ્રાથમિક અભ્યાસક્રમ તરત જ યોજી કાઢવો જોઈએ અને તેને કૉલેજના બધા વર્ગોમાં બધા વિદ્યાર્થીઓ માટે તરત જ શરૂ કરી દેવો જોઈએ પછી જેમ જેમ આગળ જઈએ તેમ વરસોવરસ આ અભ્યાસક્રમને આગળ વધારવામાં આવે, અને એમ અંતે તે યુનિવર્સિટીની પદવીના અભ્યાસક્રમની કક્ષાએ પહોંચે

૧૨૭ એ ખેદની વાત છે કે, બહુમતી અહેવાલ માધ્યમ બાબતની તારાચંદ કમિટીની ભલામણને મંજૂર રાખતો નથી, પણ કહે છે કે,

'અમારા અભિપ્રાય મુજબ ગુજરાતી અને/અથવા રાષ્ટ્રભાષાને દાખલ કરવી એ એક જ કરવા જેવી સાચી વસ્તુ છે" (ફકરો ૯)

અને પછી માધ્યમ અંગેના પ્રકરણને અંતે (ફકરો ૩૪) કહે છે કે,

'એ તો ઉઘાડું છે કે, આ વિષયો અને અભ્યાસક્રમોમાં જ્યાં સુધી ગુજરાતી અને/અથવા રાષ્ટ્રભાષાને શિક્ષણના માધ્યમ તરીકે અપનાવવામાં ન આવે, ત્યાં સુધી શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજી ચાલુ રહેશે

તથા પછી આમ કહીને પૂરું કરે છે કે,

"અમે જે ફેરફારોની ભલામણ કરીએ છીએ તેમની સામાન્ય રૂપરેખાનું જ અમે ઉપર દિગ્દર્શન કર્યું છે તેમનો સમયના વહેણ મુજબ વિગતે અર્થ કરવાનું અને અમલમાં મૂકવાનું તો અમે યુનિવર્સિટી ઉપર છોડીએ છીએ."

૧૨૮ સરકારે અમારી આગળ માધ્યમના મુદ્દાનો ખાસ ઉલ્લેખ કર્યો નથી (જુઓ ફકરા ૩માં ઉલ્લેખેલા તપાસના મુદ્દાઓ) પૂના યુનિવર્સિટીનો કાયદો માધ્યમ બાબત કશું કહેતો નથી અને અમારી કમિટીએ જે ભલામણ કરી છે તે ઉપરથી મને બીક છે કે, સરકાર એ પ્રશ્ન યુનિવર્સિટી ઉપર છોડવાનું જ પસંદ કરશે પરંતુ, મે બતાવવા પ્રયત્ન કર્યો છે તે મુજબ, ઉચ્ચ કેળવણી માટેના માધ્યમનો પ્રશ્ન યુનિવર્સિટીઓની સુધારણાનું અગત્યનું મધ્યબિંદુ છે એ પ્રશ્ન એટલો અગત્યનો છે કે અત્યારે નવી યુનિવર્સિટી સ્થાપવા માટેનું તે સંપૂર્ણ નહિ તો મુખ્ય પ્રયોજન તો હોવું જ જોઈએ તેથી મે એવી સૂચના કરી હતી કે, આ મુદ્દો નવી યુનિવર્સિટી માટેના કાયદાની પ્રસ્તાવનાનો એક ભાગ બનવો જોઈએ હું અમારી સમક્ષ જુબાની આપનારા

એમાંના એક અગત્યના સાક્ષી શ્રી. ક્રૃ મો. ઝવેરીનો જવાબ ટાંકું છું: —

> " પ્ર૦ શિક્ષણનું માધ્યમ ગુજરાતી હોવું જોઈએ, એવો યુનિવર્સિટી માટેના કાયદામાં જ ઉલ્લેખ હોય એવું તમે ઇચ્છો ખરા ? કે પછી, માધ્યમ ગુજરાતી હોવું જોઈએ કે નહિ, એવું નક્કી કરવાનો વિકલ્પ સેનેટ પાસે રહેવા દઈને તમે તેને બિનસલામત રાખવા ઇચ્છો ?
>
> ઉ૦ માધ્યમ ગુજરાતી હોવું જોઈએ એવું કાયદામાં કહી દેવામાં આવે, એવું હું ઇચ્છું."

અલબત્ત, આમ કહેનારાઓ એટલું સ્વીકારતા જ જાય છે કે, જે શિક્ષકો ગુજરાતી ન જાણતા હોય તેઓ વચગાળામાં હિંદુસ્તાની વાપરી શકે.

૧૨૯. અંગ્રેજીના સ્થાન વિષે છેવટે નોંધ લેવી બાકી રહે છે. મિડલ સ્કૂલમાંથી અંગ્રેજી કાઢી નાખવામાં આવે છે. પરિણામે, પાંચ વર્ષ બાદ, કૉલેજમાં દાખલ થતો વિદ્યાર્થી આજના વિદ્યાર્થી જેટલો અંગ્રેજીમાં સારો નહીં હોય. માધ્યમની ફેરબદલી માટેની ચળવળ ઉપર આ વાતની અનુકૂળ અસર જ પડવાની તથા તેને લીધે તેને વેગ મળવાનો. પછી તો, જ્યાં સુધી આપણને જોઈતી ચોપડીઓ ગુજરાતીમાં તૈયાર મળે નહિ, ત્યાં સુધી અંગ્રેજી ભાષાની ચોપડીઓનો ઉપયોગ કરવા પૂરતી તે ભાષા ઉપયોગી રહેવાની.

૧૩૦. અંગ્રેજી ભાષા ફરજિયાત રહેવી જોઈએ ખરી? મને લાગે છે, કે એ પ્રશ્નની ચર્ચામાં ઊતરવું એ નાહક કાલક્ષેપ છે, કારણ કે અત્યારે એ ફરજિયાત જ છે અને લક્ષણ તો એવાં છે કે, આવતાં થોડાં વર્ષો સુધી તે તેવી જ રહેવાની. મારે મન મુદ્દાનો સવાલ જુદો છે. ધારો કે, એક વિદ્યાર્થી એવો છે કે જે અંગ્રેજી વિના ચલાવવા માગે છે, અને તેને બદલે કોઈ પણ આધુનિક દેશી ભાષા લેવા રાજી છે. એવા વિદ્યાર્થીને મરાઠી, તામિલ તેલુગુ કે બીજી ભાષા નહિ પણ અંગ્રેજી લેવાની ફરજ પાડવામાં આવે ખરી? આ પ્રશ્ન પ્રસ્તુત એટલા માટે છે કે, ગ્રેજ્યુએટ થવા માટેના અભ્યાસક્રમોમાં એ જાતની અતિ ઇચ્છવા યોગ્ય પરિપાટી શરૂ થાય એ સારું છે, એમ બતાવે છે. મને લાગે છે કે, એવા વિદ્યાર્થીને એ વિકલ્પ મળવો જોઈએ. અને હું માનું છું કે આપણે આગળી આચાર

યુનિવર્સિટીઓના વિકાસમાં જેમ જેમ આગળ વધીશું, તેમ તેમ એ પ્રવાહ વધતો જશે. આ વસ્તુ આંતરપ્રાંતીય એખલાસ અને પિછાન, તથા સુદૃઢ નિર્દોષ રાષ્ટ્રીય એકતાની ભાવના ઊભી કરવામાં ઘણી મદદગાર બનશે, એવો મારો અભિપ્રાય છે. તેનાથી તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસને પણ પ્રેરણા મળશે અને પરિણામે પ્રાંતભાષાઓ એકબીજાના વિકાસ અને સમૃદ્ધિમાં હેતુભૂત બનશે.

૧૩૧. પરંતુ હું આમ કહીને અંગ્રેજીનું મૂલ્ય કોઈ પ્રકારે ઓછું કરતો નથી. હું તો તેને તેના યોગ્ય સ્થાને મૂકું છું, અને તે સ્થાન એટલે તેનો આંતરરાષ્ટ્રીય ઉપયોગ. આપણી યુનિવર્સિટીઓમાં એશિયાની અને યુરોપની ભાષાઓના અભ્યાસક્રમ હોવા જોઈએ; અને તેઓમાં અંગ્રેજીનું સ્થાન સૌથી મોખરે હશે. હાઈસ્કૂલમાં પણ તે એક વિષય તરીકે હોય. હું જે કહું છું અને જેની ઇચ્છા રાખું છું તે તો એ વાતની કે, જેઓને અંગ્રેજીને બદલે પોતાની માતૃભાષા સિવાયની બીજી કોઈ આધુનિક પ્રાંતભાષા લેવાની ઇચ્છા હોય, તેમને તેની છૂટ મળવી જોઈએ. બહુ થોડા વિદ્યાર્થીઓ તેમ કરશે, અથવા કોઈ તેમ નહીં કરે, એ વાત અપ્રસ્તુત છે. એનાથી તો મારી હિમાયતને જ બળ મળે છે કે, એ વિકલ્પ આપવામાં કશું જ નુકસાન નથી.

૧૩૨. માધ્યમની ફેરબદલી અંગે હવે એક વધુ મુદ્દો કહેવાનો રહે છે; અને તેનો અમલ કરવો એ આપણી સરકારોના હાથની વાત છે. આગળના એક પ્રકરણમાં મેં જણાવ્યું છે કે, અંગ્રેજી ભાષાનો સ્વીકાર, રાજકારભાર, શિક્ષણ અને વેપારધંધા માટે થવાથી તેના ફેલાવાને કેવી રીતે ઉત્તેજન મળ્યું હતું. નવા માધ્યમનો તથા રાષ્ટ્રભાષાનો પણ હવે એ જ પ્રમાણે સ્વીકાર થવો જોઈએ. સરકારે જાહેર કરી દેવું જોઈએ કે, પ્રાંતિક વહીવટ તે પ્રાંત કે પ્રદેશની ભાષામાં ચલાવવામાં આવશે અને મધ્યસ્થ વહીવટ રાષ્ટ્રભાષામાં. જે લોકો અમુક પ્રદેશમાં રહેતા હોય પણ તેની ભાષા ન જાણતા હોય, તેઓ રાષ્ટ્રભાષા વાપરી શકે, એ તો અલબત્ત ઉઘાડું છે. મને આશા છે કે અત્યારે ધડાકે રહેલું આપણું નવું બંધારણ એ હજમ કરી લેશે

# ૧૩

## ઉપસંહાર

૧૩૩ અત્યાર સુધી મેં જે બતાવવા પ્રયત્ન કર્યો કે, હું શાથી મુંબઈ-અમદાવાદ સાથે સંમત થઈ શક્યો નથી હવે મારી દલીલ પૂરી કરતાં હું એટલું જ પૂછું છું કે, ટૂંકમાં આપણે શું કરવા માગીએ છીએ? શું આપણે મુંબઈ યુનિવર્સિટીનું વિકેન્દ્રીકરણ કરવા માગીએ છીએ? તેના જવાબમાં મેં જણાવ્યું છે કે, જો એમ કરવું જ હોય તોપણ ગુજરાતની ઉચ્ચ કેળવણીને વિઘાતક નહીં એવી રીતે કરવું જોઈએ અને નહીં કે માત્ર તે કરવા ખાતર જ પ્રાંતમાંથી અમુક પ્રાદેશિક ટુકડો યુનિવર્સિટીની હકૂમત માટે માત્ર જુદો પાડી આપવાથી આ કે તે અર્થે રીતે આપણો હેતુ નહીં સરે તથા મેં એ પણ બતાવ્યું છે કે, મુંબઈના વિકેન્દ્રીકરણનો સવાલ પાંચ વર્ષ અગાઉ ગમે તેવો હશે પણ, મેં દર્શાવેલા કારણોને લઈને (જુઓ પ્રકરણ ૮, ફકરો ૭૬–૮૦) હવે તે એટલો ખવો ઊભો થવો બાકી રહેતો નથી

૧૩૪ તો પછી આપણે શું જોઈએ છે? જો આપણે ગુજરાતના સામાન્ય વાલી તરફ નજર કરીશું, તો તેની એકમાત્ર ચિંતા તો પોતાના બાળક માટે કૉલેજમાં જગા અને પરીક્ષામાં સારું પરિણામ મેળવવા પૂરતી જ હોય છે અને એથી વિશેષ કશાની પડી હોતી નથી ચાલુ ઘરેડની વાસ્તવિકતા જ કદાચ તેની કાન વધારે ચઢી બેઠેલી હોય છે તેથી કરીને એ પ્રશ્ન તો જેઓ સામાજિક હિતની દૃષ્ટિમાં સમજપૂર્વક વિચાર કરે છે તેઓને માટે — એટલે કે લોકોના આગેવાનો અને સરકાર માટે છે સમાજના એવા તત્ત્વો જ નવી વસ્તુ માગી રહ્યા છે તેઓને એવી યુનિવર્સિટી જોઈએ છે કે જે હમણાં જન્મેલા નવા યુગની જરૂરિયાતો અને આકાંક્ષાઓ પૂરી પાડે અત્યારની યુનિવર્સિટીઓને તે દૃષ્ટિબિંદુ અનુસાર ધરમૂળથી સુધારવાની તથા નવેસર રચનાની જરૂર છે તેથી કરીને આપણે ખરેખર નવી યુનિવર્સિટી સ્થાપવા બહાર પડીએ તોપણ તેમાં ચોખ્ખા દેખી શકાય તે પ્રમાણે પુનર્ઘટનાના આ લક્ષણો તો આવવા જ જોઈએ

૧૩૫ આ બાબતમાં ગુજરાતનો દાખલો ખાસ જુદો જ છે શરૂઆતના એક પ્રકરણમાં મેં સદ્‌ગત ડૉ. ક્રુરના એ અર્થના શબ્દો ટાંક્યા હતા કે, આધુનિક ગુજરાત એ ગાંધીજીનું સર્જન છે, અને સાથે સાથે તેમણે એ પણ કહ્યું હતું કે, પ્રાંતને અનુરૂપ નવી યુનિવર્સિટી આપવી એ તેમનું (ગાંધીજીનું) કામ છે બધા જાણે છે કે આધુનિક ગુજરાતને સર્જવામાં તેમણે ઉપયોગમાં લીધેલા મુખ્ય હથિયારોમાં ગૂજરાત વિદ્યાપીઠ એક હતું આ બીના આપણને આપણા નિર્ણય ઉપર અસર કરનારી મુખ્ય બાબતોમાંની એક હોવી જોઈએ એ ઉઘાડું છે

૧૩૬ યુનિવર્સિટી, ભલે પછી તે ગમે તે જાત અથવા પ્રકારની હોય, પણ તે સમાજનું અગત્યનું અંગ છે, અને સમાજના વિકાસ પર તે પોતાની સારી કે માઠી પણ જીવંત અસર અચૂક પહોંચાડે છે તેના કર્તવ્યપ્રદેશની આ અગત્ય અને ગંભીરતાને કારણે જ તે એક ગણતરીમાં લેવા યોગ્ય બળ બની રહે છે એ કારણે જ તેની પુનર્ઘટનાનો એ તાત્કાલિક અમલને લગતો પ્રશ્ન બની રહે છે માત્ર મોટી મોટી વાતો કરવી એ આ ભૂમિકાએ આપણને કશા ઉપયોગની નહીં નીવડે આપણે એ મોટી વાતોને પુનર્ઘટનાના આપણા અત્યારના કાર્યક્રમમાં ઉતારવી જોઈએ આ કાર્યક્રમ આપણે ઇચ્છીએ તેવો મોટો કે મહત્ત્વાકાંક્ષી ન હોય કે તેવો દેખાતો ન હોય, એમ બને કદાચ અત્યારની પરિસ્થિતિમાં તેમ બની શકે તેમ ન હોય પરંતુ જૂની ઘરેડમાંથી સ્પષ્ટપણે નવું પ્રયાણ કરવાપણું તો તેમાં હોવું જ જોઈએ તથા ભવિષ્યના વિકાસ તરફ નજર રાખીને નવી દિશામાં એક પગલું સ્પષ્ટપણે યોજાવું તથા ભરાવું જોઈએ

૧૩૭ પ્રો. સી. એન. વકીલે તેમની મૌખિક જુબાનીમાં (જુઓ પ્રકરણ ૮ ફકરો ૭૨) કહ્યું હતું તે પ્રમાણે એ નવા પ્રયાણની મુખ્ય દિશાઓ નીચેની બે હોય —

(અ) શિક્ષણનું માધ્યમ અંગ્રેજીને બદલીને ગુજરાતી કરવું;

(આ) યુનિવર્સિટીના પ્રકારમાં ફેરફાર કે તેની પુનર્ઘટનાનું સ્વરૂપ: અર્થાત્ તે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી તથા સ્થાનિક હોય.

પ્રથમ ફેરફાર તો કાર્યકર્તાઓના જૂથના સાચા દિલના પ્રયાસોથી સાધવાના વિકાસની વસ્તુ છે. તેને માટે એક મિશન માટે હોય તેવાં ખંત અને પ્રયત્નની જરૂર પડે. ગૂજરાત વિદ્યાપીઠે આ દિશામાં પ્રારંભ-કાર્ય કરેલું છે, અને શ્રી કિશોરલાલ મશરૂવાળા*એ જુલાઈ ૪, ૧૯૪૮ના 'હરિજન'ના અંકમાં કહ્યું છે તે પ્રમાણે :—

"... શિક્ષણના માધ્યમ તરીકે કોઈ દેશી ભાષાને કોઈ પણ ભૂમિકાએ દાખલ કરવી એ કોઈ ન ઓળંગી શકાય એવી મુશ્કેલીવાળું કામ નથી, એમ હું અમુક પ્રમાણમાં વિશ્વાસ સાથે કહું છું."

૧૩૮. માધ્યમની ફેરફાર સામે કેટલાક લોક જે બે વાંધાઓ ઉઠાવે છે તેનો જવાબ પણ વિદ્યાપીઠનો અખતરો આપી દે છે. પ્રથમ તો એમ કહેવામાં આવે છે કે, પ્રાદેશિક ભાષાથી પ્રાંતિક સંકુચિતતા ઊભી થશે. વિદ્યાપીઠના સ્નાતકો સાચા અર્થમાં રાષ્ટ્રવાદી નીવડ્યા છે; અખિલ ભારતીય દૃષ્ટિબિંદુ અને દૃષ્ટિકોણ એ એમનાં મુખ્ય લક્ષણોમાંનું એક છે. બીજું, એમ કહેવામાં આવે છે કે, ગુજરાતી મારફતે બૌદ્ધિક તૈયારીનું જે ધોરણ શક્ય છે તે, અંગ્રેજી મારફતે જે સાધી શકાય તેની સરખામણીમાં, જરૂર ઊતરતું નીવડશે. હું માનું છું કે, આ બહુ અસ્પષ્ટ આક્ષેપ છે અને ગંભીરતાપૂર્વક કરવામાં આવેલો નથી. વિદ્યાપીઠે એ બતાવી આપ્યું છે કે, એ જરા પણ ટકી શકે તેમ નથી.

૧૩૯. હવે નવા પ્રયાણની બીજી દિશા તરફ આવીએ: અર્થાત્ યુનિવર્સિટીના પ્રકાર ઉપર. આ વસ્તુ તો ન્યાયમૂર્તિ ભગવતીએ પોતાની મૌખિક જુબાનીમાં (જુઓ પ્રકરણ ૮, ફકરો ૭૪) દર્શાવ્યું છે તેમ, માત્ર કાયદા વડે સાધી શકાય તેમ છે. પરંતુ યાદ એ રાખવાનું છે કે, આ નવા પ્રકારનું યુનિવર્સિટી-તંત્ર એ માત્ર બંધારણનું જડ માળખું ન બની રહેવું જોઈએ; પણ કામકાજના નવા સિદ્ધાંતરૂપે તથા આપણને જેની જરૂર છે તથા આપણે જે મેળવવા ઝંખીએ છીએ તેની કાંઈક નિશ્ચિત વસ્તુ સિદ્ધ કરવાના મિશનરૂપે તેમાં આત્મા અથવા પ્રાણ હોવો જોઈએ. આ દૃષ્ટિબિંદુથી જ માધ્યમના પ્રશ્નને મેં આપણી યુનિવર્સિટીઓની પુનર્ઘટનાના મધ્યબિંદુ તરીકે વર્ણવ્યો હતો. તેવી યુનિવર્સિટી જો ઊભી કરવામાં જ આવે, તો આ વસ્તુ જ તેના મિશન અને પ્રયોજનરૂપ બનવી જોઈએ. તેણે ગુજરાતી મારફતે જે કોઈ અભ્યાસક્રમો શીખવી શકાય તે વડે જ શરૂઆત કરવી જોઈએ અને યોજનાબદ્ધ કામકાજ અને સંશોધન દ્વારા બીજા વધુ અભ્યાસક્રમો અપનાવતા જવું જોઈએ. કર્ણાટક યુનિવર્સિટી કમિશનની પ્રશ્નાવલી (જુઓ આ નોંધમાં પરિશિષ્ટ ૨) ના મારા જવાબોમાં આ જાતની કાર્યદિશા વિષેના મારા વિચારો જણાવ્યા છે, તેથી હું તેમનું પુનરાવર્તન કરતો નથી. અંગ્રેજોએ છેલ્લા સૈકાના ત્રીજા અને પાંચમા દશકામાં હિંદની યુનિવર્સિટીઓમાં માધ્યમ તરીકે અંગ્રેજીને ઉત્તેજન આપવામાં અને આગળ કરી આપવામાં કટિબદ્ધ થતી વેળાએ જે કાંઈ કર્યું હતું, તે બધું કરીને સરકાર આ પ્રક્રિયાને સહેલાઈથી મદદ કરી શકે. સરકાર અત્યારથી જ એવી જાહેરાત કરી શકે કે, આ નવી યુનિવર્સિટીના સ્નાતકો અને અનુસ્નાતકો નોકરી માટે પહેલા પસંદ કરવામાં આવશે, કારણ કે નવી વ્યવસ્થામાં વહીવટ સંભાળવા તેઓ વધારે સારી રીતે તૈયાર થયેલા ગણાય. સ્વરાજની સરકારોને પણ કોઈ પણ પ્રદેશનો વહીવટ તે પ્રદેશની ભાષા મારફતે ચલાવવાની બાબતમાં શરૂઆત કરવાની હશે, એટલે તેઓને તે માટે લાયકાતવાળા માણસો જોઈશે. એ તો તેમને ઉપર સૂચવેલી નવી યુનિવર્સિટી પાસેથી જ મળી શકે. ત્યાં સુધીની સંધિકાળની વચગાળાની જરૂરિયાતો જૂની યુનિવર્સિટીઓ વડે સંતોષાશે. આમ એ સંક્રાંતિ સહેલી અને સ્વાભાવિક બની રહેશે. પરંતુ

* તેમના આ લેખનું નામ "નૉટ સીરિયસલી મેન્ટ?" છે. એ લેખમાં શ્રી મશરૂવાળાએ પ્રસંગવશાત્ ગૂજરાત વિદ્યાપીઠે આ દિશામાં કરેલા કામનો ઉલ્લેખ કરેલો છે.

આ બધા ઉપર મારે વિસ્તાર કરવાની જરૂર નથી પણ હું એમ કહું ખરો કે, જો સરકાર સામાન્યપણે આ સૂચનાના (અર્થાત્ પરિશિષ્ટ ૨મા આપેલ) ભાવ સાથે સંમત થતી હોય, તો તેને આ પ્રશ્ન નવેસર એક નવી કમિટીને સોંપવાની જરૂર પડશે તે જ પ્રમાણે મધ્યસ્થ યુનિવર્સિટી કમિશનના નિર્ણયોની પણ રાહ જોવી ઠીક ગણાય

૧૪૦ નવા પ્રયાણની એ ત્રીજી દિશા પણ છે, કે જે આપણે ખાસ લક્ષમાં રાખવી જોઈએ, કારણ કે તે દિશા તરફ આપણી યુનિવર્સિટીઓના કામકાજમાં અને આયોજનમાં સૌથી વધુ દુર્લક્ષ કરવામાં આવે છે તથા તેના સદંતર અભાવ હોય એ વસ્તુ તે આપણી પ્રજાના સામસમું ાયની કે ાવશી જ્યાં સુધી યુનિવર્સિટીઓ લોકોની ભાષામાં ન શીખવે કે કામકાજ ન કરે ત્યાં સુધી જ્ઞાન તેમના સુધી શી રીતે એની મેળે નીચે ઊતરે અથવા પહોંચે એ સમજવું મુશ્કેલ છે વસ્તુતાએ આ ત્રીજી દિશા આપણને એ નિર્ણય ઉપર લઈ જાય છે કે, માધ્યમની બિનવણી એ તો યુનિવર્સિટીની પુનર્ઘટનાનું અનુપેક્ષણીય મૂળતત્ત્વ છે

૧૪૧ વળી અત્યાર સુધી આપણી યુનિવર્સિટીઓ પરદેશી રાજકર્તાઓનું જ ગાડાવેલું ગાયા કરતી હતી. પરંતુ આપણી આઝાદી આપણને પાછી મળ્યા બાદ, યુનિવર્સિટી જેવા એક અગત્યના લોક-સાધન દ્વારા આર્થિક, સામાજિક રાજકીય અને બીજાં બળો જરૂર પ્રગટવાનાં છે જે કોઈ સરકાર હોય તેણે તેમ જ લોકોએ લક્ષમાં રાખવું પડશે કે આ સાધનનો દુરુપયોગ ન થાય, તથા તે હમેશાં લોકશાહી, સ્વાતંત્ર્ય, પ્રગતિ અને સંસ્કૃતિનાં બળોના હાથમાં રહે પણ હું આ પ્રશ્નની તે બાજુ પડતી મૂકું, અને અમારી કમિટીની મંત્રણાઓ અને તેની સમક્ષ આવેલી જુબાનીઓમાંથી ઊભા થતા એક અથવા બે બીજા મુદ્દાઓને સ્પર્શી લઉં એ મુદ્દા જોકે સામાન્ય સ્વરૂપના છે, છતાં આધુનિક જમાનાની જ ખાસિયત રૂપ હોઈ, આખી દુનિયાની તમામ અર્વાચીન યુનિવર્સિટીઓને લાગુ પડે છે તે આ પ્રમાણે —

(અ) આધુનિક સંજોગો હેઠળ યુનિવર્સિટીઓ પણ બીજી સામાજિક સંસ્થાઓની જેમ ખાસ વર્ગોની અને ખાસ વર્ગોના વર્ચસ્વવાળી બનતી જાય છે

(આ) માનવ સંસ્કારવિદ્યાઓનો અભ્યાસ વિ॰ યંત્રોદ્યોગવિદ્યા અને પ્રયોગ વિજ્ઞાન તરફ વધતી જતી પસંદગી

૧૪૨ મારે આ મુદ્દાઓનું વિશેષ વિવરણ કરવું નથી, પરંતુ ફક્ત એટલું સૂચવતો જાઉં કે, ખાસ વર્ગોના વર્ચસ્વને લીધે તથા યંત્રોદ્યોગવિદ્યાના અભ્યાસોના ધસારાને લીધે યુનિવર્સિટીના મુખ્ય કર્તવ્યને અર્થાત્ લોકોમાં સંસ્કૃતિના ફેલાવાને* હાનિ પહોંચે છે અથવા તેનો પાસ બેસી જાય છે એ મે બાબતો મળીને આ યુગની એક એવી ફિલસૂફી ઊભી કરે છે કે જે સંસ્કૃતિને નકાર્ક કરવા અને શસ્ત્રો માટેની હરીફાઈમાં ઉતારી દે છે ગૅસેટે આપણા જમાનાની આ સ્થિતિને 'આધુનિક જંગલિયત' તરીકે વર્ણવી છે યુનિવર્સિટીઓ એ વિષે શું કરવા માગે છે? તેઓ મુખ્યત્વે લોકનેતાઓ, શિક્ષકો અને વહીવટકર્તાઓ પૂરા પાડે છે તે બધા મળીને એક પેઢી અર્થાત્ તેના વિચારો અને સંસ્કૃતિ ઘડે છે તેથી કરીને, પોતાના સાચા કર્તવ્ય સામે ફેંકાયેલા ઉપર જણાવેલા પડકારને તાબે થવું કે તેને ઝીલવો એ યુનિવર્સિટીઓએ નક્કી કરવાનું છે આપણે અત્યારે જ્યારે નવી યુનિવર્સિટીઓ સ્થાપવાનું વિચારી રહ્યા છીએ, ત્યારે આપણા પ્રશ્નની આ બાજુ ખાસ કરીને વિશેષ અગત્યની બને છે આપણી યુનિવર્સિટીઓ આપણા જમાનામાં કયા વિચારો માટે ખડી રહે અને કામ કરે એમ આપણે ઇચ્છીએ છીએ? મને લાગે છે કે

---

* ગૅસેટ, કે જેનો હું અહીં ઉતારો આપું છું તે સંસ્કૃતિની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે — ('મિશન ઑફ ધિ યુનિવર્સિટી', પા. ૪૪) — 'માણસ પોતાના જમાનાનો વારસ હોય છે તે બનેનું ઘડતર સમાન તત્ત્વોથી થયું હોય છે તથા દરેક પેઢી અકસ્માતથી અમુક તે સ્થને મુકાઈ નથી જતી પરંતુ પોતાની અગાઉની પેઢી સાથે નીચી અને સજ્જડ જોડાયેલી હોય છે આનો અર્થ એ થાય છે કે, માણસ પોતાના સમયની ભૂમિકાએ જ ફરજિયાત જીવતો હોય છે અને ખાસ કરીને પોતાના સમયના વિચારોની ભૂમિકાએ

સંસ્કૃતિ એ દરેક જમાનાની પ્રાણભૂત વિચારસરણિ છે સંસ્કૃતિ એ વિજ્ઞાન નથી "

આના અનુસંધાનમાં જ ગાંધીજીએ ચેરમૅન શ્રી. માવલંકરને લખ્યું હતું (જુઓ પરિશિષ્ટ ૭ ગ) કે, —

"મારો લોભ કહો કે મોહ રહે છે કે, છેલ્લી (એટલે કે ગુજરાત માટેની) વિદ્યાપીઠ હિંદુસ્તાનની સભ્યતાને એટલે તેનાં ગામડાંની સભ્યતાને આગળ વધારે."

મને આશા છે કે, સરકાર પ્રશ્નની આ બાજુને પણ લક્ષમાં રાખશે. આ અને આવી બીજી વિચારણાઓને કારણે જ ગાંધીજીને એવી સ્ફુરણા થઈ હશે કે, નવી યુનિવર્સિટી સ્થાપવા માટેનો સમય હજુ પાકયો નથી. આપણાં સૌનાં દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, આખા દેશ માટેનો પ્રેમ — સ્વદેશાભિમાન, રાષ્ટ્રીય ઐક્ય અને પ્રગતિનાં એકત્રિત બળો વડે આપણે ભાષાવાર પ્રાંતોના પ્રશ્નને અને હિંદુસ્તાનીના પ્રશ્નનો ઉકેલ લાવી દઈએ, — કે જે પ્રશ્નો વસ્તુતાએ પ્રાંતીયવાદ અને કોમવાદનાં જ અનુક્રમે છૂપાં વેશાંતરો છે — અર્થાત્ એ પ્રશ્નોનો ઉકેલ જો આપણે આપણા સામુદાયિક ડહાપણથી લાવી શકયા હોઈએ, તો પછી નવી યુનિવર્સિટીઓનો પ્રારંભ કરાવવા માટે ભૂમિકા તૈયાર થઈ કહેવાય. આપણે એ કબૂલ કરવું જોઈએ કે, આજે જેવી છે તેવી આપણી યુનિવર્સિટીઓમાં એ પ્રશ્નો હલ કરવાનું સામર્થ્ય નથી.

૧૪૩. પરંતુ કેટલાક દલીલ કરે છે કે, ગાંધીજીની સલાહ સાચી અને સારી છે, તથા તેમના જેવા પાસેથી તે આવેલી હોઈ તેનું વજન પણ ચોકસ પડે જ. વળી નવું બંધારણ પણ ઘડાઈ રહ્યું છે, અને હવે પછીના થોડા મહિનાઓમાં તે અમલમાં આવી જશે. રાધાકૃષ્ણન કમિશને પણ તે અરસામાં યુનિવર્સિટી-સુધારણા અંગેની પોતાની તપાસનાં પરિણામો સરકારને નિવેદન કરી દીધાં હશે. આ બધાથી કદાચ સરકારને પણ એમ લાગે કે, પોતે આ બાબતમાં આગળ વધતાં થોડો વખત થોભી જવું જોઈએ. પણ તેથી કંઈ વાત પતી જતી નથી. આપણે જાણીએ છીએ કે, મુંબઈની મિશ્ર સરકાર, એક નીતિ તરીકે, પોતાની હેઠળના ત્રણ પ્રદેશોમાં, નાણાંકીય બાબતની સમતુલા જાળવી રાખે છે. પૂના યુનિવર્સિટી ક્યારની સ્થપાઈ ચૂકી છે; કર્ણાટક માટેની હવે આવી રહી છે. તો પછી એ તો નક્કી છે કે, એવા જ કારણસર સરકારે ગુજરાતમાં ખર્ચ કરવું જ જોઈએ. તો સરકાર તે કરે કે નહીં?

૧૪૪. સામાન્ય રીતે આપવામાં આવતી લાંબી દલીલનો આ સંક્ષેપ છે. મેં તેનો થોડોક જવાબ અગાઉ આપ્યો છે. (જુઓ પ્રકરણ ૯, ફકરો ૧૦૩). અહીં તેને જરા વિસ્તારથી ચર્ચું છું. મેં એવી દલીલ નથી કરી કે, ગુજરાતમાં કાંઈ જ ન કરવું જોઈએ. મારી દલીલ ઉચિત અને સાચા પગલા માટે છે. તેથી કરીને, મેં અગાઉ જણાવ્યું હતું તેમ, ગુજરાત માટે ખર્ચવાના એ પૈસાનો ઉપયોગ, આપણી મરજી મુજબની યુનિવર્સિટી ઊભી કરવામાં મદદરૂપ બને તેવી પ્રવૃત્તિઓને પોષવાના હેતુથી કૉલેજ-કેન્દ્રો અને સંસ્થાઓને મદદ આપવામાં થવો જોઈએ. બહુમતી-અહેવાલ થોડાં વર્ષો દરમ્યાન સ્થાનિક યુનિવર્સિટી-કેન્દ્રોનો વિકાસ થવાની ધારણા રાખે છે. એ વસ્તુને આપણી ધારણા મુજબની સાચી દિશાઓએ મદદ કરવામાં એ પૈસા બરાબર ખરચી શકાય અને ખરચવા જોઈએ. સરકારને જો આ વાત મંજૂર હોય, તો કેવી રીતે અને કયાં મદદ કરવી, તે તેણે નક્કી કરવું પડશે. એ પ્રશ્નની પછી નવેસર જ તપાસ કરવી પડે

૧૪૫. બહુમતીની ભલામણ આપણે અગાઉ જોઈ આવ્યા. તે અમુક આંકેલી સીમાની અંદર આવેલી સંસ્થાઓના ફરજિયાત જોડાણની વાત કરે છે (જુઓ બહુમતી-અહેવાલ પ્રકરણ ૪). એમાંથી તે મુંબઈ શહેરને બાદ કરે છે. એ વસ્તુ યોગ્ય છે એમ હું નથી માનતો. આ કહેતી વખતે હું એ પૂરેપૂરું સ્પષ્ટ કરી દેવા માગું છું કે, દેશના નવા વહીવટી નકશામાં મુંબઈને કેવી રીતે ગોઠવવામાં આવનાર છે, તેની વાત મારા લક્ષમાં નથી. હું એમ માનું છું કે, કેળવણીના નકશાને આવી કોઈ સીમાઓ ન હોઈ શકે. એ બંને જુદા જ પ્રકારની વસ્તુઓ છે. એટલું અવસ્ય લક્ષમાં રાખવું જોઈએ કે, ગુજરાત પોતાની નવી યુનિવર્સિટી ભાષાવાર પ્રાંતની સીમાઓ તરફ દૃષ્ટિ રાખીને શરૂ થાય એમ ઇચ્છતું નથી. ઉદ્યોગ, વેપાર, ધંધો, કેળવણી અને સંસ્કૃતિના જે

સબધો તેને મુબઈ સાથે જોડે છે, તે ગેરવાજબી પણે તથા કાયદાથી તોડી ન નખાવા જોઈએ.

૧૪૬ પણ એવી દલીલ કરવામા આવે છે કે, મુબઈ યુનિવર્સિટી બહુ ધીમેથી ગતિ કરે છે, તે ઝટ બદલાય તેવી નથી એ બાબતમા હુ છેક આશા ખોઈ બેઠો નથી તથા આશાવાદી રહેવા માટે આપણે બહુ પ્રયત્ન કરવો પડે તેમ પણ નથી, કારણ કે આપણે જાણીએ છીએ કે, વાઇસ ચાન્સેલરોની જે પરિષદને પરિણામે તારાચદ ભલામણો નીપજી, તેમા મુબઈ પણ ભાગીદાર હતું પરતુ સૌથી મોટી વસ્તુ તો આપણી સમગ્ર પ્રજાએ ગુલામીમાથી સ્વ તત્રતામા કરેલી સક્રાતિની બીના છે નવી વ્યવસ્થામા પોતાના અસ્તિત્વનુ સમર્થન કરવા ખાતર પણ, મોટામા મોટી સ્થિતિચુસ્ત વસ્તુને પણ કા તો સુધરવુ પડશે અથવા સમય બહારની ઠરી વિલીન થવુ પડશે

૧૪૭ વળી ગુજરાત માટે જે સૂચવવામા આવ્યુ છે, તેમા મુબઈથી મૂળભૂત રીતે કશુ નવીન નથી અને કશુ નવીન હોય પણ, તો તે સધિકાળ દરમ્યાનના અખતરા તરીકેનું છે તેમા જોડાવાનું ફરજિયાત કરવા કાયદાની મદદ લેવી એ ડાહી નીતિ પણ ન કહેવાય જોડાણ ફરજિયાત ન હોવુ જોઈએ યુનિવર્સિટીની સઘટનાના ઉપાય તરીકે તેને રદ કરવુ, તથા આઝાદ હિંદને છાજે તેવી નવી જાતની યુનિવર્સિટીની યોજના કરી તેનો અખતરો કરવો, એ જ વધુ સારુ કહેવાય

૧૪૮ અતે હુ મારા મિત્રો અને સાથીઓ (ટાઈપ કરનારાઓ સુધ્ધા) નો આભાર માનુ છુ તેમની તત્પરતાભરી મદદ અને સહકાર વિના હુ આ નોધ મને મળેલા થોડા દિવસોમા, તૈયાર ન કરી શકી શકયો હોત

અમદાવાદ મગનભાઈ દેસાઈ

૭-૧-'૪૯

# પરિશિષ્ટો

[ઉપરની શ્રી મગનભાઈ દેસાઈની નોધ સાથે સાત પરિશિષ્ટો જોડવામા આવ્યા છે, તે નીચે પ્રમાણે છે ]

૧ નોધના પૅરા ૧૦મા ઉલ્લેખ છે તે — ગુ૦ યુનિ૦ કમિટીની પ્રશ્નાવલિમા સામેલ કરવા માટેના સૂચનો

૨. નોધના પૅરા ૧૦મા ઉલ્લેખ છે તે — કર્ણાટક યુનિ૦ સમિતિની પ્રશ્નાવલિના જવાબ

૩ નોધના પૅરા ૧૬ તથા ૧૯મા ઉલ્લેખ છે તે — ગુજરાત વિદ્યાપીઠના હેતુ તથા ઉદ્દેશો

૪ નોધના પૅરા ૨૪, ૨૫મા ઉલ્લેખ છે તે — ગુજરાત વિદ્યાપીઠનુ અત્યારે ચાલતુ કામકાજ — ૧, ૨

૫ પૅરા ૯૬, ૯ મા ઉલ્લેખ છે તે — ચારુતર વિદ્યા મડળ, વલ્લભનગર ૧, ૨

૬ પૅરા ૯૭મા ઉલ્લેખ છે તે — પાયાની કેળવણી તથા કેળવણીની પુનરરચના અગે ગાધીજીના વિચારો ('હરિજન', ૩૧-૭-'૩૭)

૭ પૅરા ૧૦૩ અને ૧૦૫ ૧૦૭મા ઉલ્લેખ છે તે — ગાધીજીની સલાહ

ક. શ્રી મ૦ પ્ર૦ દેસાઈને પત્ર તા ૬-૧૦-'૪૭

ખ 'નવી વિદ્યાપીઠો' ( હરિજન', ૨-૧૧-'૪૭)

ગ શ્રી માવલકરને પત્ર (તા ૨૬-૧૨-'૪૭)

આ પરિશિષ્ટો પૈકીના જે અગાઉ 'શિક્ષણ અને સાહિત્ય'મા આવી ગયા છે, તેમના સ્થાન નીચે દર્શાવીને એ ભાગને ફરી અહીં ઉતારવામા આવ્યો નથી ઉત્સુક વાચક તે ત્યાથી જોઈ લે એવી આશા રાખી છે

૧ પરિશિષ્ટ ૧ જુઓ 'શિ૦ સા૦' વર્ષ ૬, પા૦ ૨૮૫, અક ૧૦, ૧૯૪૭

૨ પરિશિષ્ટ ૨ જુઓ 'શિ૦ સા૦', પા૦ ૩૦૩, અક ૧૦ ,૧૯૪૭

૩ પરિશિષ્ટ ૭ ખ (ગાધીજીનો લેખ) જુઓ 'શિ૦ સા૦' પા૦ ૩૧૦, અક ૧૧, ૧૯૪૭

બાકીના પરિશિષ્ટો ન ૩, ૪, ૫, ૬, તથા ૭ ક, ગ ક્રમવાર નીચે આપવામા આવે છે

# પરિશિષ્ટ–૩

## ગૂજરાત વિદ્યાપીઠના હેતુઓ અને ઉદ્દેશો

(૧)

(૧૯૨૦-૧ના પ્રથમ બંધારણમાં કલમ ૩ તરીકે મૂકેલા.)

૩. આ વિદ્યાપીઠના હેતુઓ અને ઉદ્દેશો નીચે પ્રમાણે છે:—

(ક) આપણા દેશની સંસ્કૃતિને પોષનારી અને દેશની પરિસ્થિતિને અનુકૂળ, તેમ જ દેશની પ્રજાને ધાર્મિક, સ્વદેશપ્રેમી, સ્વાશ્રયી, ચારિત્રવાન અને બળવાન બનાવવાની તાલીમ આપવાને, તથા એ હેતુ માટે અધ્યાપકો તૈયાર કરવાને, સરકારથી સર્વપ્રકારે સ્વતંત્ર રહીને, ગુજરાતમાં તેમ જ ગુજરાત બહાર વસતા ગુજરાતી ભાષા બોલનારાઓમાં કેળવણી આપવાને મંદિરો સ્થાપવાં, સ્થપાવવાં અને નિભાવવાં;

(ખ) કેળવણીના વિષયમાં નવીન દિશામાં નવીન માર્ગે પ્રયોગો કરવા અને કરાવવા;

(ગ) મંદિરોનાં* નિરીક્ષણ અને પરીક્ષણ કરવાં;

(ઘ) યોગ્ય વિદ્યાર્થીઓને તથા વિદ્યાભ્યાસંગીઓને પદવીદાન દેવાં;

(ચ) વિદ્યાનો ઉત્કર્ષ કરનાર અથવા પ્રાણીમાત્રની આદર્શરૂપ સેવા બજાવનાર ચારિત્રવાન જનોને માનની પદવી આપવી;

(છ) અધ્યાપકો તથા નિરીક્ષકો નીમવા કે નોતરવા;

(જ) વિદ્યાના ઉત્કર્ષ માટે અપાયેલાં દાન સ્વીકારવાં તથા તેનો વહીવટ કરવો;

(ઝ) ઇનામો, ચાંદો, તથા છાત્રવૃત્તિઓ આપવાં;

(ન) છાત્રાલયો, ગ્રંથાલયો, પ્રયોગશાળાઓ, વેધશાળાઓ, સંગ્રહસ્થાનો ઇત્યાદિ સ્થાપવાં, સ્થપાવવાં અને નિભાવવાં;

(ટ) ખેડૂત, હુન્નરધંધાવાળા, તથા બીજા શ્રમજીવી લોકો, તથા સામાન્ય પ્રજાની ઉન્નતિ માટે વિદ્યાવિષયક ભાષણો અપાવવાં, તથા લેખો, પુસ્તકો ઇત્યાદિ પ્રસિદ્ધ કરવાં;

(ઠ) વિદ્યાર્થીઓ, અધ્યાપકો, ગૃહપતિઓ ઇત્યાદિના ઉપયોગ માટે તથા વિદ્યાપીઠના અન્ય હેતુઓ પાર પાડવા માટે પાઠ્યપુસ્તકો, નિબંધો, નિયતકાલિકપત્રો (સામયિકો) પ્રસિદ્ધ કરવાં;

(ડ) કેળવણીને અંગે જરૂરી માહિતીઓ અને આંકડાઓ ભેગાં કરવાં તથા પ્રસિદ્ધ કરવાં;

(ઢ) વિદ્યાપીઠના વિનીતો તથા સ્નાતકોને સેવાના તથા આજીવિકાના સન્માર્ગો શોધવામાં મદદ કરવી; અને

(ણ) આરંભમાં, પુરવણીમાં દર્શાવેલા સિદ્ધાન્તોને અનુસાર ગુજરાત તથા ગુજરાતી બોલનારાઓમાં વિદ્યાનો પ્રચાર, શોધખોળ, તથા ભારતીય સંસ્કૃતિનો વિકાસ થાય તેને માટે જે જે યોગ્ય લાગે તે ઉપાયો લેવા.

[ઉપર 'ણ'માં ઉલ્લેખેલી પુરવણીનો ભાગ નીચે મુજબ છે:—]

### સિદ્ધાંતો

વિદ્યાપીઠના સિદ્ધાન્તો નીચે મુજબ છે. એ સિદ્ધાન્તોને અનુસરીને જ વિદ્યાપીઠ પોતાનું કાર્ય કરે.

### राज्यसत्तानो अंकुश

(૧) શિક્ષણ વિષે ધોરણ ઠરાવવામાં તેમ જ મંદિરોની વ્યવસ્થામાં વિદ્યાપીઠ સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહે.

### बे ठेकाणे मान्यता न होय

(૨) સરકાર સાથેનો પણ પોતાનો સંબંધ કાયમ રાખે અને વિદ્યાપીઠ સાથે પણ જોડાવા ઇચ્છે, તેવા કોઈ મંદિરને વિદ્યાપીઠ માન્ય કરે નહીં. પરંતુ કોઈ પણ સંસ્થાના વિદ્યાર્થીઓને યોગ્ય શરતે પરીક્ષા માટે ખાનગી વિદ્યાર્થી તરીકે દાખલ કરવાને હરકત નથી.

### विविधता

(૩) વિદ્યાપીઠના દરેક મંદિરમાં શિક્ષણની એક જ પદ્ધતિ રખાવવાનો આગ્રહ ન હોય.

### परीक्षानी मर्यादा

(૪) પરીક્ષાની સગવડ માટે જ શિક્ષણક્રમમાં ફેરફાર કરાવવો નહિ.

### केळवणीनुं ध्येय

(૫) ધાર્મિક વૃત્તિને પોષવી એ કેળવણીનું ધ્યેય છે.

### जनहित

(૬) સર્વસામાન્ય જનતાને હાથે ચડાવવી છે, એ બધા શિક્ષણનું દૃષ્ટિબિંદુ હોવું જોઈએ.

### अभेद

(૭) કોઈ પણ વ્યક્તિનાં ધર્મ, જાતિ, કે મત એના શિક્ષણમાં બાધારૂપ ન ગણાય.

### केळवणीनुं वाहन

(૮) શરૂથી આખર સુધી કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ.

---

* "મંદિરો એટલે વિદ્યાપીઠે માન્ય કરેલી કોઈ શાળા કે ઇતર જાતની સંસ્થા." (ગૂજરાત વિદ્યાપીઠનું બંધારણ, ભાગ પહેલો, ૨, ખ.)

ખુલાસો :— આ સિદ્ધાન્ત ૧૪મા સિદ્ધાન્તને બાધક ગણવામા ન આવે.

અપવાદ :— ભાષાશિક્ષણ તે ભાષામા આપવાને હરકત નથી.

શારીરિક શ્રમ

(૯) વિદ્યાપીઠના દરેક મંદિરમા ઔદ્યોગિક કેળવણી અથવા શારીરિક મહેનત ફરજિયાત ગણવામા આવે

પ્રતિષ્ઠા ક્રમ

(૧૦) વિદ્યાપીઠમા કામ કરતા અધ્યાપકો વગેરે કામગારોની પ્રતિષ્ઠા કે કદર કરાવવામા તેમના પગાર ઉપર ધ્યાન ન અપાય.

પ્રતિનિધિત્વ

(૧૧) વિદ્યાપીઠના દરેક મંદિરને વિદ્યાપીઠના કામમા પોતાનો મત દર્શાવવાની યોગ્ય રીતે તક મળે

લોકમત

(૧૨) વિદ્યાપીઠના કાર્યો વિષે વિદ્યાપીઠના મંદિરોમા ભણતા વિદ્યાર્થીઓના વડીલોના અભિપ્રાય જાણવાને યોગ્ય વ્યવસ્થા હોય

ગુજરાત બહારના ગુજરાતીઓ

(૧૩) ગુજરાત બહાર જઈ વસેલા ગુજરાતીઓના હિત તરફ પણ વિદ્યાપીઠ યોગ્ય ધ્યાન આપે.

ગુજરાતમાં બોલાતી અન્ય ભાષાઓ

(૧૪) ગુજરાતમા રહેતા મરાઠી, હિંદી, ઉર્દૂ વગેરે ભાષા બોલનારા વિદ્યાર્થીઓ માટે, જો તે તે ભાષામા કેળવણી આપવાની સંસ્થાઓ સ્થપાય, તો વિદ્યાપીઠ તેમને પણ માન્યતા કે આશ્રય આપી શકે, પણ તેવા મંદિરોમા ગુજરાતી ભાષા ફરજિયાત ભણાવવામા આવે

દાન સ્વીકાર

(૧૫) આ સિદ્ધાંતોને બાધ આવે એવી કોઈ શરતે અથવા સ્થિતિમા વિદ્યાપીઠ કોઈના દાન કે સેવા સ્વીકારે નહિ

(૨)

ધ્યેયો

(સં. ૧૯૮૪ના મહા સુદ ૭ને રવિવારના રોજની નિયામક સભામા મંજૂર થયેલા)

૧ વિદ્યાપીઠનુ મુખ્ય કામ સ્વરાજપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનુ છે

૨ વિદ્યાપીઠ તરફથી ચલતી તથા તેણે માન્ય કરેલી પ્રત્યેક સંસ્થા સંપૂર્ણતાએ અસહકારી હોવી જોઈએ અને તેથી સરકારનો કોઈ પણ પ્રકારનો આશ્રય ન લઈ શકે.

૩. વિદ્યાપીઠ સ્વરાજ અને સ્વરાજપ્રાપ્તિના સાધન અહિંસામય અસહકારને અંગે ઉત્પન્ન થઈ છે, તેથી શિક્ષકો અને સંચાલકો સ્વરાજપ્રાપ્તિ માટે અહિંસા અને સત્યને અવિરોધી એવા જ સાધનો સ્વીકારનારા અને તેમને અમલમા મૂકવા પ્રયત્નશીલ હોવા જોઈએ

૪. વિદ્યાપીઠ તરફથી ચાલતી તથા તેણે માન્ય કરેલી સંસ્થાઓના સંચાલકો અને શિક્ષકો અસ્પૃશ્યતાને કલંકરૂપ માનનારા અને તેનુ નિવારણ કરવા પ્રયત્નશીલ હોવા જોઈએ, અને કોઈ પણ બાળક કે બાળાને અસ્પૃશ્ય હોવાને કારણે બહાર રાખવામાં કે તેને દાખલ કર્યા પછી તેની તરફ નોખી વર્તણૂક રાખવામા ન આવવી જોઈએ.

૫. વિદ્યાપીઠને અંગે કામ કરનારો શિક્ષકવર્ગ, સંચાલકો તથા માન્ય કરેલી સંસ્થાઓ વગેરે રેંટિયાની પ્રવૃત્તિમા માનનારા અને અનિવાર્ય કારણ સિવાય નિયમિત રીતે કાતનારા અને નિરંતર ખાદી પહેરનારા હોવા જોઈએ.

૬. વિદ્યાપીઠમા સ્વભાષાને પ્રધાનપદ દેવામાં આવશે અને બધું શિક્ષણ સ્વભાષા દ્વારા આપવામા આવશે.

સમજૂતી :—બીજી ભાષાઓ શીખવતાં તે જ ભાષાને વાપરવામા બાધ નહિ ગણાય.

૭ વિદ્યાપીઠમા રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીને આવશ્યક સ્થાન હશે.

નોંધ :—હિંદી હિંદુસ્તાની એ ભાષા કે જે ઉત્તરના સામાન્ય હિંદુમુસલમાન બોલે છે અને દેવનાગરી અથવા ફારસી લિપિમા લખે છે

૮. વિદ્યાપીઠમા ઔદ્યોગિક શિક્ષણને બૌદ્ધિક શિક્ષણના જેટલુ જ મહત્ત્વ આપવામા આવશે અને રાષ્ટ્રના પોષક જે જે ઉદ્યોગો છે તેમને સ્થાન આપવામા આવશે, બીજાને નહિ.

૯. ભારતવર્ષનો ઉત્કર્ષ શહેરો ઉપર નહિ પણ ગામડાંઓ ઉપર અવલંબે છે, તેથી વિદ્યાપીઠના મોટા ભાગના દ્રવ્યનો અને વિદ્યાપીઠના શિક્ષકોનો મુખ્ય ઉપયોગ ગામડામા રાષ્ટ્રપોષક કેળવણીનો પ્રચાર કરવામા થશે

૧૦ કેળવણીનો ક્રમ ઘડવામા ગ્રામવાસીઓની હાજતોને પ્રધાનપદ આપવામા આવશે.

૧૧. વિદ્યાપીઠની નીચે ચલતી સંસ્થાઓમાં બધા પ્રચલિત ધર્મોને વિષે સંપૂર્ણ આદર હોવો જોઈએ, અને વિદ્યાર્થીઓના આત્મવિકાસને અર્થે ધર્મનું જ્ઞાન અહિંસા અને સત્યને દૃષ્ટિમા રાખીને આપવામા આવશે.

૧૨ પ્રજાના શારીરિક વિકાસને અર્થે વ્યાયામ અને અંગમહેનતની તાલીમ વિદ્યાપીઠમા આવશ્યક ગણાશે.

# પરિશિષ્ટ – ૪

## ગૂજરાત વિદ્યાપીઠની અત્યારની પ્રવૃત્તિઓ ૧–૨

[ઉલ્લેખ: ફકરો ૧૬, ૧૯]

(૧)

આ નોંધ ગૂજરાત વિદ્યાપીઠની અત્યારની પ્રવૃત્તિઓનો ખ્યાલ ટૂંકમાં આપવા અર્થે છે.

### ૧. શિક્ષણ

(૧) પાયાની તાલીમ માટેની પ્રાથમિક શાળા.

વિદ્યાપીઠ મનુષ્યની કેળવણીને એક સમગ્ર સંપૂર્ણ વસ્તુ ગણતી હોવાથી, પાયાની તાલીમ માટેની પ્રાથમિક શાળા ચલાવે છે, જેનો પાયાનો ઉદ્યોગ કાંતણ છે. એ શાળાને પાયાની તાલીમની સંપૂર્ણ કક્ષા સુધી એટલે કે અત્યારનો હાઈસ્કૂલનો અથવા વિનીતનો અભ્યાસક્રમ પૂરો થાય ત્યાં સુધી આગળ વધારતા જવાની છે.

(૨) મહાદેવ સમાજસેવક મહાવિદ્યાલય.

વિદ્યાપીઠ મહાદેવ સમાજ સેવક મહાવિદ્યાલય નામથી ઓળખાતી કૉલેજ ચલાવે છે. તેમાં ગ્રેજ્યુએટ થવા માટેનો અભ્યાસક્રમ વિનીત પરીક્ષા પછી ત્રણ વર્ષનો છે. તેના અભ્યાસક્રમની ટૂંક રૂપરેખાની નકલ આ નોંધને અંતે જોડેલી છે.

વિદ્યાર્થીઓની તાલીમમાં છાત્રાલયનું જીવન એક અગત્યનો ભાગ છે. ત્યાં તેઓ પોતાનાં કામકાજ એક અનુભવી અધ્યાપકની દેખરેખ હેઠળ પોતે જ સંભાળે છે. આમ, તેઓને પોતાને તેમ જ સામાન્યપણે બધા લોકોને ઉપયોગી થઈ પડે તેવું જીવન ગુજારવામાં પછીથી મદદગાર બને એવું જીવન વિષેનું દૃષ્ટિબિંદુ કેળવવાની તક મળે છે.

(૩) પાયાની તાલીમના શિક્ષકોની તાલીમ-સંસ્થા.

ઈ. સ. ૧૯૩૮માં પાયાની તાલીમ માટે શિક્ષકોને તૈયાર કરવાનું કામ પ્રાંતમાં વિદ્યાપીઠે જ પહેલપ્રથમ હાથમાં લીધું હતું; અને ત્યારથી માંડીને તે જિલ્લાના તેમ જ સ્થાનિક સ્કૂલબોર્ડના શિક્ષકોને તાલીમ આપી રહી છે. પાયાની તાલીમ માટેની ટ્રેઈનિંગ-કોલેજ શરૂ કરવાનું જરૂરી થાય તો તે પણ વિદ્યાપીઠ શરૂ કરવા માગે છે.

### ૨. વિનીત પરીક્ષા

યુવાનોને મહાદેવ સમાજસેવક મહાવિદ્યાલયમાં પ્રવેશ મેળવવાનું સગવડભર્યું બને તે માટે, તેમ જ પ્રૌઢો પણ સાંસ્કૃતિક વિષયોમાં પોતાનો રસ ચાલુ રાખી શકે તથા મનુષ્યો અને પદાર્થો બાબતનું સારું સામાન્ય જ્ઞાન મેળવે તેવું થઈ શકે તે માટે વિદ્યાપીઠે અનેક વૈકલ્પિક અભ્યાસક્રમોવાળી વિનીત પરીક્ષા લેવાનું શરૂ કર્યું છે.

### ૩. રાષ્ટ્રભાષા પ્રચાર

ગુજરાતમાં હિંદુસ્તાની-પ્રચારનું કામ વિદ્યાપીઠ ચલાવી રહી છે, અને તે હેતુથી કાર્યકર્તાઓ તૈયાર કરવા માટેના તાલીમવર્ગો તે ચલાવે છે અને ગુજરાત તથા સૌરાષ્ટ્રમાં વાર્ષિક પરીક્ષાઓ લે છે.

### ૪. સંશોધન કાર્ય

રાષ્ટ્રીય પુનર્ઘટનાના કામમાં મદદગાર થવાના ઇરાદાથી વિદ્યાપીઠ છેક શરૂઆતથી જ પ્રાચીન હિંદી ઇતિહાસ, સાહિત્ય, સંસ્કૃતિ અને ફિલસૂફીના વિષયોમાં સંશોધનકાર્ય ચલાવી રહી છે; અને એ સંશોધનકાર્યના ફળરૂપે તેણે પિસ્તાળીસ જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે.

### ૫. પ્રકાશનો

(૧) કોશો.

સંશોધનકાર્ય ઉપરાંત વિદ્યાપીઠે ગુજરાતી ભાષાની જોડણીને પોતાના જોડણી-કોશ વડે સ્થિર કરી આપી છે. એ કોશની ત્રણ આવૃત્તિઓ થઈ છે તે દરેક આવૃત્તિમાં નવાં નવાં ઉપયોગી અંગો વધારતા જવામાં આવ્યાં છે, અને અત્યારે સારી પેઠે વિસ્તારેલી સંશોધિત ચોથી આવૃત્તિ છપાય છે.

રાષ્ટ્રભાષા હિંદુસ્તાની શીખવામાં લોકોને મદદ થાય તે માટે ઈ. સ. ૧૯૩૭માં હિંદુસ્તાની–ગુજરાતી કોશ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો; તેની બીજી આવૃત્તિ થઈ છે.

(૨) બીજાં પ્રકાશનો.

સ્વાતંત્ર્યની ભાવનાને અનુરૂપ થાય તે પ્રમાણે રાજકીય, આર્થિક, સામાજિક અને ધાર્મિક પ્રશ્નો સમજવામાં લોકોને મદદ થાય અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થાય તે માટે ઘણાં મૌલિક ગુજરાતી પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે, તથા ઘણાં જાણીતાં પુસ્તકો ગુજરાતીમાં ઉતારવામાં આવ્યાં છે. "પાઠ્યપુસ્તકમાળા" અને "વિદ્યાપીઠ ગ્રંથાવલિ" નામની ગ્રંથમાળાઓમાં પાંસઠ જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. 'વિદ્યાપીઠ વાચનમાળા' નામની શાળાનાં સાતે ધોરણો માટેની સંપૂર્ણ શ્રેણી પ્રાંતમાં બધે પાઠ્યપુસ્તકો તરીકે ચાલે છે.

### ૬. વૈજ્ઞાનિક પરિભાષા

ગુજરાતી ભાષાના માધ્યમ દ્વારા શિક્ષણ આપવાના કામને સગવડ થાય તે માટે વિજ્ઞાન, અર્થશાસ્ત્ર અને ગણિતના વિષયોની પરિભાષા ત્રણ જુદી ચોપડીઓમાં

પ્રસિદ્ધ કરવામાં આવી છે તથા બીજી વિદ્યાઓ માટેનું તે કામ અત્યારે ચાલી રહ્યું છે

### ૭. ગ્રંથાલય

પોતાના અધ્યાપકો અને વિદ્યાર્થીઓના ઉપયોગ માટે સંશોધનના કામ માટે વિદ્યાપીઠ ખુલ્લી ઘોડીઓ ઉપર ગોઠવેલું ગ્રંથાલય ચલાવે છે જાહેર જનતા પણ તેનો ઉપયોગ કરી શકે છે દેશ-પરદેશની બારથી પણ વધુ ભાષાઓના, અને અનેક વિષયોને લગતા લગભગ ૩૨ ૦૦૦ પુસ્તકો તેમાં છે

આ ઉપરાંત વિદ્યાપીઠ ગ્રંથાલય હવે ગુજરાત માટેના પ્રાદેશિક પુસ્તકાલય તરીકે પણ કામ કરી રહ્યું છે, અને ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનું કેન્દ્ર બન્યું છે સરકારે પોતાના કૉપી રાઈટ સંગ્રહમાંથી ગુજરાતી વિભાગને વિદ્યાપીઠ ગ્રંથાલયમાં ખસેડ્યો છે આ સંગ્રહમાં અત્યારે ૨૫ ૦૦૦થી વધુ પુસ્તકો છે, અને વરસોવરસ ગુજરાતી સાહિત્યમાં થતી વૃદ્ધિ સાથે તે વધતો જવાનો છે

અભ્યાસના વિષયો —

૧ વસ્ત્રવિદ્યા — ખાદીવિદ્યાની પ્રવેશ પરીક્ષાના અભ્યાસક્રમ જેટલું

૨ સુથારી — વર્ધા શિક્ષણ યોજનાના પહેલા પાંચ વરસ જેટલું

૩ ખેતી — " "

ઉપ ના ઉદ્યોગો વારાફરતી ટુકડી પ્રમાણે બન્ને વરસ ચાલશે તેમની પરીક્ષા અલગ અલગ લેવામાં આવશે

૪ ગુજરાતી — વિદ્યાર્થીની ભાષાશક્તિ અને નિબંધ શક્તિ ખીલવવાની દૃષ્ટિએ

૫ હિન્દુસ્તાની — ગુજરાત હિન્દુસ્તાની પ્રચાર-સમિતિની ચાર પરીક્ષાઓ જેટલું.

૬ ઇતિહાસ — અર્વાચીન સ્થિતિ સમજવાની દૃષ્ટિએ જગતના ઇતિહાસની સામાન્ય ભૂમિકા, હિંદના પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિની ભૂમિકા, તે ભૂમિકામાં હિંદનો અર્વાચીન યુગ અને સર્વરાષ્ટ્રસમભાવ તથા શાંતિસ્થાપનના યુગનો ઉદય — તે તરફ જગતને લઈ જનારા પ્રવાહો તથા બનાવનું સામાન્ય વિવેચન ('યુનો' સંયુક્ત રાષ્ટ્ર મંડળનો સામાન્ય પરિચય)

૭ રાજ્યધારણ અને સ્થાનિક સ્વરાજ — હિંદનું, તેના વિકાસના ઇતિહાસની રૂપરેખા સાથે સ્વતંત્ર દેશોની ક્રાંતિ અને તેમના રાજ્યધારણોનો સામાન્ય પરિચય — જેવા કે, રશિયા, ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા ચીન, આયર્લૅન્ડ, ઇજિપ્ત વગેરે

૮. સમાજવિદ્યા અને સમાજસેવાના માર્ગો અને પદ્ધતિ. સ્વતંત્ર હિંદની પુનર્ઘટના અને સંસ્થાપનાના માર્ગો તરીકે રચનાત્મક કાર્યક્રમ, તેની ભૂમિકા, તે તે કાર્ય અંગે ઇતિહાસ ને સમાજસ્થિતિ તેની જરૂર વગેરે. આમાં આહારશાસ્ત્ર, આરોગ્ય અને સ્વચ્છતા, ખેડૂત અને મજૂરોના સંગઠન ઇ૦ રચનાત્મક કાર્યક્રમની બધી બાબતો, દેશ દેશાવરની સહકાર પ્રવૃત્તિનો પરિચય, સત્યાગ્રહની મીમાંસા અને બીજા સામાજિક વાદોનો પરિચય, મુખ્ય ધર્મોનો પરિચય પણ આવી જશે.

૯. અર્થશાસ્ત્ર અને રાજ્યારણના મૂળતત્ત્વો

૧૦ હિંદનું અર્થશાસ્ત્ર અને ગ્રામપ્રશ્નો

૧૧ હિંદની વેપારી ભૂગોળ

૧૨ દેશીનામું

૧૩ આંકડાશાસ્ત્ર અને નાણાશાસ્ત્ર

આ ઉપરાંત ગાન સંગીત, કસરત કવાયત, રમતો અને વિવિધ જાતમહેનતના કામોને વિદ્યાલયના કાર્યક્રમમાં સ્થાન રહેશે

## (૨)

## રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં કામ કરતી ચાર સંસ્થાઓ

### ૧ વલ્લભવિદ્યાલય, બોચાસણ

વિદ્યાપીઠે સ્થાપેલું આ એક ગ્રામસેવાનું કેન્દ્ર છે ત્યાં એક પાયાની તાલીમવાળી શાળા ચાલે છે આ કેન્દ્ર ઉપરાંતમાં ખાસ કરીને પછાત વર્ગોમાં કામ કરવા માટે ગ્રામસેવકો તૈયાર કરે છે તે સેવકોને ખાદીકામ, ખેતી, અને દૂધ-ઉદ્યોગની પ્રત્યક્ષ તાલીમ સાથે સામાન્યજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવે છે જિલ્લા સ્કૂલબોર્ડના શિક્ષકોને પાયાની તાલીમનું શિક્ષણ આપવાનું કામ પણ તે કરે છે, તથા આજુબાજુના ગામડા માટે એક દવાખાનું ચલાવે છે

### ૨. વેડછી વિદ્યાલય

આ સંસ્થા 'બારડોલી સત્યાગ્રહ'માંથી જન્મેલી છે, અને ઉપરની સંસ્થાની પેઠે જ ખાસ કરીને આદિવાસીઓમાં અને પછાત કોમોમાં કામ કરવા માટે ગ્રામસેવકો તૈયાર કરવા માટેનું કેન્દ્ર છે આ સંસ્થા પણ પાયાની તાલીમવાળી શાળા, તથા ખાદીકેન્દ્ર ચલાવે છે અને જિલ્લાના ગામડાની રાજકીય અને સામાજિક આવશ્યકતાઓ પૂરી પાડવા પ્રયત્ન કરે છે

### ૩ વિઠ્ઠલકન્યાવિદ્યાલય, નડિયાદ

આ વિદ્યાર્થિનીઓ માટેની શાળા છે અને પોતાના મૅટ્રિકના ધોરણ સુધીનું શિક્ષણ આપે છે તે પોતાનું કામ

પાયાની તાલીમના સિદ્ધાંતો અનુસાર ચલાવે છે, અને કન્યાકેળવણીના ક્ષેત્રમાં તેણે પોતાનો નવો ચીલો પાડયો છે.

**૪. ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા**

ગાંધીજીએ દેશ સમક્ષ પાયાની કેળવણીનો કાર્યક્રમ મૂક્યો ત્યારથી ભાવનગરની પ્રસિદ્ધ દક્ષિણામૂર્તિ સંસ્થાને ખસેડીને આંબલામાં લઈ જવામાં આવી છે. ગામડાં માટે તે એક મોટું શૈક્ષણિક, સાંસ્કૃતિક અને સામાજિક કેન્દ્ર બની છે. તે પાયાની તાલીમવાળી શાળા ચલાવે છે, તથા શ્રી. નાનાભાઈ ભટ્ટની દોરવણી હેઠળ પ્રૌઢ-શિક્ષણના ક્ષેત્રમાં પણ કામ કરે છે.

# પરિશિષ્ટ–૫

## ચારુતર વિદ્યામંડળ ૧–૨

[ઉલ્લેખ ફકરો: ૨૪, ૨૫]

(૧)

(મુંબઈ યુનિવર્સિટીના રજિસ્ટ્રારના નં. ૮૯૧૭ તા. ૮, એપ્રિલ '૪૮ના કાગળની નકલમાંથી)

**બાબત: આણંદમાં નવી યુનિવર્સિટી સ્થાપવા વિષે**

"સેનેટની તા. ૩ એપ્રિલ, '૪૮ના રોજ મળેલી બેઠકમાં, ડૉ. જે. એમ. મહેતાએ રજૂ કરેલા અને મિ. બાબુભાઈ જે. પટેલે ટેકો આપેલા ઠરાવ અંગે સેનેટે જે ઠરાવ પસાર કર્યો તે આપને જણાવવા રજા લઉં છું. 'નીચે ટાંકેલો પત્ર (ચારુતર વિદ્યામંડળ, આણંદના માનદ મંત્રી તરફથી આવેલો) સેનેટના નીચે પ્રમાણેના અભિપ્રાય સાથે સરકાર તરફ મોકલી આપવો.'

"એ દરખાસ્ત ઉપર સિન્ડિકેટે પોતાની ૧૩મી માર્ચ, ૧૯૪૮ની બેઠકમાં વિચાર કર્યો હતો, અને એવો ઠરાવ કર્યો હતો કે પોતે એની તરફેણમાં છે એવું સેનેટને જણાવવું.

**સેનેટનો અભિપ્રાય**

"'મુંબઈ સરકારની પ્રાંતના જુદા જુદા પ્રદેશો માટે યુનિવર્સિટીઓ સ્થાપવાની નીતિની કદર કરવા સાથે, સેનેટ એવા અભિપ્રાયની છે કે, કેવળ વસવાટ અને શિક્ષણના આયોજનવાળી અને એકસ્થ એવી યુનિવર્સિટીઓ એની સાથે એક અથવા વધુ સ્થપાય, તેને ઉત્તેજન આપવું એ ઉચ્ચ કેળવણીના હિતમાં ઇચ્છવાયોગ્ય છે.

"'ચારુતર વિદ્યામંડળ એવી બાંયધરી આપવા તૈયાર છે કે પાંચ વર્ષની મુદતની અંદર અંદર તે પોતાની જ જોગવાઈથી આ જાતની ઓછામાં ઓછા એક હજાર રહેવાસી વિદ્યાર્થીઓને રહેવાસી અધ્યાપકો દ્વારા શિક્ષણ આપતી અને સંશોધનની જોગવાઈવાળી યુનિવર્સિટી ઊભી કરશે અને ચલાવશે, તથા કાયદાથી તે યુનિવર્સિટીને સ્થાપિત કરવા જરૂરી ધારો પસાર કરવા સરકાર પાસે પહોંચશે; તેથી સેનેટ ભલામણ કરે છે કે, એ મંડળને તેની ધારણા મુજબની વસવાટ અને શિક્ષણના આયોજનવાળી એકસ્થ યુનિવર્સિટીની સ્થાપના આણંદમાં થાય ત્યાં સુધી પોતાની કૉલેજોનું જોડાણ, દરમ્યાનમાં ગુજરાત માટે યુનિવર્સિટી સ્થપાય તોપણ, મુંબઈ યુનિવર્સિટી સાથે ચાલુ રાખવા પરવાનગી આપવી.'"

(૨)

(ચારુતર વિદ્યામંડળ, આણંદના મંત્રીનો પત્ર)

૨૬મી ફેબ્રુઆરી, ૧૯૪૮

વાઇસ ચાન્સેલર,
યુનિવર્સિટી ઑફ બૉમ્બે, મુંબઈ

'ચારુતર વિદ્યામંડળે વલ્લભનગર, આણંદ મુકામે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટી માટે કરેલી યોજના તરફ હું આપનું ધ્યાન ખેંચવા માગું છું.

'મંડળે આદર્શ ગ્રામ-પરિસ્થિતિની મધ્યમાં, આણંદ સ્ટેશનથી બહુ દૂર નહિ એવે સ્થળે એક વિશાળ ભૂમિ સંપાદી છે; તેના ઉપર તે એક આદર્શ યુનિવર્સિટી-નગરની સાથે સાથે વસવાટના આયોજનવાળી એક યુનિવર્સિટી બાંધે છે. અત્યારે તેની પાસે સાતસો એકર જમીન છે, યુનિવર્સિટી માટેનો ૩૦૦ એકરનો વિસ્તાર આજે આશરે ૨૫ લાખ રૂપિયાની કિંમતનો થાય. બાકીની ૪૦૦ એકર જમીન કે જેની કિંમત ૩૫ લાખ રૂપિયા આંકારવામાં આવી છે, તેની ઉપર આજે વલ્લભનગર શહેરની શરૂઆત થતી જોઈ શકાય છે. વસ્તુતાએ એ શહેર તેના તમામ અર્થમાં એક યુનિવર્સિટીનગર થાય એવી ધારણા રાખવામાં આવી છે.

'તે યુનિવર્સિટી-વિસ્તારમાં આજે આર્ટ્સ અને સાયન્સ માટેની 'વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજ' ઊભી છે. તેના

અસ્તિત્વના પહેલા જ વર્ષમા તેના પત્રકે વિદ્યાર્થીઓની સખ્યા ૬૦૦ ઉપર થઈ છે, તથા તેમાના આશરે ૪૫૦ ત્યા જ વસનારા વિદ્યાર્થીઓ છે એન્જિનિયરિંગ કૉલેજ એ અમારુ બીજુ પગલુ છે (એ પણ હવે જૂન, ૧૯૪૮થી કામ કરતી થઈ ગઈ છે) ત્યાર બાદ, હવે પછીના પાચ વર્ષોમા મેડિકલ કૉલેજ, કૉમર્સ કૉલેજ અને બી ટી કૉલેજ શરૂ કરવાનુ યોજનામા વિચારેલુ છે એ બધી કૉલેજો એક મધ્યસ્થ નિયત્રણ હેઠળ, યુનિવર્સિટી માટેના મ યસ્થ વિસ્તારમા આવશે.

'આ યોજના ઊભી કરનારાઓએ શરૂઆતથી જ પોતાની બધી કેળવણીવિષયક પ્રવૃત્તિઓને એમ્બ, અને વસવાટના આયોજનવાળી ભ્વ સપૂર્ણ યુનિવર્સિટી સ્થાપવાના પાયા ઉપર જ યોજેલી છ આણદમા એવી માટેની કૉલેજ ક્યારનીય ચાલે છે વસ્તુત એ આણદમા અત્યારની ભૂમિકાએ પણ યુનિવર્સિટીની સારી સરખી શરૂઆત આર્ટ્સ સાયન્સ, એન્જિનિયરિંગ અને ઍગ્રિકલ્ચરની શાખાઓથી થઈ શકે તેમ છે, પછીના વર્ષોમા તેમા મેડિસીન કૉમર્સ, ટીચિંગ વગેરેની શાખાઓ ઉમેરાય

* * *

સામાન્યપણે બધા કબૂલ કરશે કે, કેળવણીકારોમા મોટા પ્રમાણમા જાહેર મત એવો પ્રવર્તે છે કે મુબઈ પ્રાતમા માન્યતા અર્પનાર યુનિવર્સિટીઓની સાથે સાથે વસવાટ અને શિક્ષણના આયોજનવાળા પ્રકારની એકાદ યુનિવર્સિટી પણ હોય એ ઘણુ ઇચ્છવાજોગ છે એવી યુનિવર્સિટીની સ્થાપનાની સામે અર્થની જોગવાઈનો પ્રશ્ન જ આડખીલીરૂપ હતો આ મુશ્કેલીમાથી માર્ગ કાઢવા અને આણદ મુકામે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટીની સ્થાપનાનુ અમારુ કામ સહેલુ થઈ શકે તે માટે પૂરતી નાણાકીય જોગવાઈની વ્યવસ્થા કરવા અમે સદ્ભાગ્યે શક્તિમાન થયા છીએ આણદમા આટલા ટૂકા સમયમા ઉચ્ચ કેળવણી માટેની સગવડો ઊભી કરવી, એ વસ્તુ આ બાબતમા અમારી તત્પરતા અને તાકાતના પુરાવારૂપ છે પરતુ જો અમારી સસ્થાને નવી સ્થાપવા ધારેલી ગુજરાત યુનિવર્સિટી સાથે જોડવાની અમને ફરજ પાડવામા આવે, તો આ અમારા બધા પ્રયત્નો વ્યર્થ જાય તેથી મુબઈ યુનિવર્સિટી સાથેના અમારી કૉલેજોના જોડાણને દખલ ન કરવામા આવે અને અમને યોગ્ય સમય આપવામા આવે, કે જે દરમ્યાન આણદમા વલ્લભ નગર મુકામે વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિવર્સિટીની ચોકસ મૂર્ત યોજના અમે સરકાર સમક્ષ રજૂ કરવાની બાયધરી આપીએ, કે જે ઉપરથી સરકાર જરૂરી ધારો તૈયાર કરીને તે યુનિવર્સિટીની સ્થાપનાને કાનૂની પાયા ઉપર મૂકી શકે—આવી વિનતિ કરવી અમારે માટે અનુચિત નહિ જ ગણાય, એવુ અમે નમ્રપણે જણાવીએ છીએ'

## પરિશિષ્ટ-૬

## પાયાની કેળવણી અને કેળવણીની પુનર્ઘટના અગે ગાધીજીનો ખ્યાલ

### કેળવણી

પણ આપણે પ્રજા તરીકે કેળવણીમા એટલા પછાત છીએ કે આ વિષયના કાર્યક્રમનો આધાર જો પૈસા પર રહેવાનો હોય તો આપણે એ બાબતમા પ્રજા પ્રત્યેના આપણા તત્ત્વનુ પાલન કરવાની આશા કદી ન રાખી શકીએ એટલે મે મારી રચનાત્મક કરવાની શક્તિ વિષેની સઘળી પ્રતિષ્ઠા ગુમાવી બેસવાનુ જોખમ વહોરીને પણ કહેવાની હામ કરી છે કે કેળવણી સ્વાવલબી હોવી જોઈએ કેળવણી એટલે બાળ કે મનુષ્યના શરીર, મન અને આત્મામા જે ઉત્તમ અશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા અક્ષરજ્ઞાન એ કેળવણીનુ અતિમ ધ્યેય નથી તેમ તેનો આરભ પણ નથી એ તો સ્ત્રી અને પુરુષને કેળવણી આપવાના અનેકમાનુ એક સાધનમાત્ર છે અક્ષરજ્ઞાન એ સ્વતત્રપણે કઈ કેળવણી નથી એટલે હુ તો બાળકની કેળવણીનો આરભ તેને કઈક ઉપયોગી હાથઉદ્યોગ શીખવી અને તેની કેળવણીનો આરભ થાય તે ક્ષણથી એને કઈક નવુ સર્જન કરવાનુ શીખવીને કરુ આ રીતે દરેક નિશાળ સ્વાવલબી થઈ શકે માત્ર શરત એ છે કે એ નિશાળોએ તૈયાર કરેલી ચીજો રાજ્યે ખરીદી લેવી જોઈએ હુ માનુ છુ કે આ શિક્ષણપદ્ધતિમા મન અને આત્માનો ઊચામા ઊચો વિકાસ સાધવો શક્ય

છે. માત્ર દરેક હાથઉદ્યોગ આજે શીખવાય છે તેમ જ યંત્રવત્ નહિ, પણ શાસ્ત્રીય રીતે શીખવાવો જોઈએ, એટલે કે બાળકને દરેક ક્રિયા શા માટે કરવામાં આવે છે તે સમજાવું જોઈએ. આ હું કંઈક આત્મવિશ્વાસપૂર્વક લખું છું કેમ કે એની પાછળ મારો અનુભવ પડેલો છે. જ્યાં જ્યાં મજૂરોને રેંટિયા પર કાંતતાં શીખવવામાં આવે ત્યાં બધે આ પદ્ધતિ ઓછીવત્તી દાખલ કરવામાં આવી છે. મેં જાતે એ પદ્ધતિએ ચંપલ સીવતાં અને કાંતતાં પણ શીખવ્યું છે, ને તેનાં સારાં પરિણામ મેળવ્યાં છે આ પદ્ધતિમાં ઇતિહાસ–ભૂગોળના જ્ઞાનનો બહિષ્કાર નથી. પણ હું જોઉં છું કે એ વિષયો મોઢામોઢ સામાન્ય માહિતી આપવાથી જ સારી રીતે શીખવી શકાય છે. વાચન–લેખનના કરતા આ શ્રૌતપદ્ધતિથી દસગણું જ્ઞાન આપી શકાય છે. બાળક કે બાળા જ્યારે સારાસારનો ભેદ પડતાં શીખે ને તેની અભિરુચિનો કંઈક વિકાસ થાય પછી તેને કક્કો શીખવવો જોઈએ આ સૂચના આજની શિક્ષણપદ્ધતિમાં ક્રાંતિ કરવાનું સૂચવનારી છે, પણ એથી પાર વિનાની મહેનત બચી જાય છે, અને વિદ્યાર્થીને જે વસ્તુ શીખતાં ઘણો વધારે વખત લાગે તે આ રીતે એક વરસમાં શીખી શકે છે. આને પરિણામે બધી રીતની બચત થાય છે. બેશક વિદ્યાર્થી હાથઉદ્યોગ શીખતો જાય તેની સાથે સાથે ગણિતનું જ્ઞાન તો મેળવે જ.

પ્રાથમિક શિક્ષણને હું સૌથી વધારે મહત્ત્વ આપુ છું. મારી કલ્પના પ્રમાણે એ શિક્ષણ અત્યારના મૅટ્રિકમાંથી અંગ્રેજી બાદ કરીએ એના જેટલું હોવું જોઈએ. બધા કૉલેજિયનો એકાએક એમનું ભણતર ભૂલી જાય તો થોડાક લાખ કૉલેજિયનોની સ્મૃતિ એકાએક ભૂંસાઈ જવાને લીધે જે નુકસાન થાય તે એક બાજુ મૂકો, ને બીજી બાજુ પાંત્રીસ કરોડ માણસોની આસપાસ જે અંધકારનો સાગર ફેલાઈ વળેલો છે તેને લીધે રાષ્ટ્રને જે નુકસાન થયું છે ને હજુ થઈ રહ્યું છે તે મૂકો; તો પહેલું નુકસાન બીજાની આગળ કશી વિસાતમાં નથી. દેશમાં જે નિરક્ષરતા વર્તે છે તેના આંકડા પરથી લાખો ગામડાંમાં પ્રવર્તી રહેલા ઘોર અજ્ઞાનનો પૂરતો ખ્યાલ આવી શકે એમ નથી.

હું તો કૉલેજની કેળવણીમાં ધરમૂળથી પલટો કરું ને એનો દેશની જરૂરિયાતો સાથે મેળ સાધું. યંત્રશાસ્ત્રના ને બીજા ઇજનેરોને માટે પદવીઓ રખાય. એમને જુદા જુદા ઉદ્યોગોની જોડે જોડી દીધેલા હોય. ને એ ઉદ્યોગોને ગ્રૅજ્યુએટો જોઈએ તેમને તાલીમ આપવાનું ખરચ એ ચલાવનારા જ આપે. દાખલા તરીકે ટાટા કંપનીની પાસે એવી અપેક્ષા રખાય કે તેમને જે ઇજનેરો જોઈએ તેમને કેળવવાને માટે તે રાજ્યની દેખરેખ નીચે એક કૉલેજ ચલાવે. તે જ પ્રમાણે મિલમાલિકોનાં મંડળ મળીને પોતાને જોઈતા ગ્રૅજ્યુએટો કેળવવાની કૉલેજ ચલાવે. એવું જ બીજા અનેક ઉદ્યોગોને વિષે. વેપારને માટે પણ કૉલેજ હોય. પછી 'આર્ટ્સ', દાક્તરી ને ખેતીવાડી રહ્યાં. આજે કેટલીયે ખાનગી 'આર્ટ્સ' કૉલેજો સ્વાવલંબનપૂર્વક ચાલી રહેલી છે. એટલે રાજ્ય પોતાની 'આર્ટ્સ' કૉલેજો ચલાવવી બંધ કરે. દાક્તરી કૉલેજો પ્રમાણપત્રવાળી ઇસ્પિતાલોની સાથે જોડેલી હોય. એ કૉલેજો ધનિકોમાં લોકપ્રિય છે એટલે તેઓ એ કૉલેજોને નભાવવા માટે સ્વેચ્છાએ પૈસા આપે એવી અપેક્ષા રખાય. અને ખેતીવાડીની કૉલેજો સ્વાવલંબી હોય તો જ એવું નામ સાર્થક થાય. મને કેટલાક ખેતીવાડીના ગ્રૅજ્યુએટોનો કડવો અનુભવ થયેલો છે. એમનું જ્ઞાન છીછરું હોય છે. એમને વહેવારુ અનુભવ હોતો નથી. પણ જો તેમને સ્વાવલંબી ને દેશની જરૂરિયાતો પૂરી પાડનારી વાડીઓમાં ઉમેદવારી કરવી પડી હોય તો તેમને પદવી મેળવ્યા પછી ને જેની નોકરી કરતા હોય તેને ખરચે અનુભવ મેળવવાની જરૂર ન રહે.

આ કાલ્પનિક ચિત્ર નથી, ગગનવિહાર નથી. આપણે જો ફક્ત આપણા મનનું બેઠાપણું કાઢી નાખીએ તો કેળવણીનો જે સવાલ મહાસભાવાદી પ્રધાનોની અને તેથી મહાસભાની સામે આવી ઊભેલો છે તેનો આ બહુ જ વાજબી અને વહેવારુ ઉકેલ છે એમ જણાઈ આવશે.

('હરિજનબંધુ,' ૧–૮–'૩૭)

# પરિશિષ્ટ ૭

## ગાંધીજીની સલાહ

[ઉલ્લેખ: ફકરો ૧૦૩, ૧૦૫-૭]

### [ક.]
### શ્રી. મગનભાઈ દેસાઈને પત્ર

તા. ૬-૧૦-'૪૭
નવી દિલ્હી

ચિ મગનભાઈ,

તમારો કાગળ આજે વાચવા પામ્યું છું. સવારના ૫-૧૫ થયા છે ત્યારે આ લખું છું તે પહેલાં વાચવામાં ઠીક વખત ગયો.

તમારો જવાબ 'હરિજન'મા ન છપાય. એ છાપીએ તો એ વિષય 'હરિજન'મા ચર્ચાયો ઘટે. તેને સારુ હુ તૈયાર નથી. વિચાર કઢાણે ગણ્યું છું. વળી જ્યા લગી પ્રાત નોખા નથી પડયા ત્યા લગી જુદી વિદ્યાપીઠની વાત જ શી કરવી? આપણા અથવા કહો મારા એકલાના વિચાર પ્રમાણે કેળવણીમાત્ર સ્વાશ્રયી થવી જોઈએ. ઉપરાંત જ્યા હિંદુસ્તાનની હસ્તી જ જોખમમા પડી છે ને ભાઈઓમાં બહારવટ્યુ મંડાઈ છે ત્યા આવા વિચારો થઈ શકે?

હવે વધારે વિચાર મારી પાસે કરાવવો હોય તો કરાવજો.

(સહી) બાપુના આશીર્વાદ

### [ગ]
### શ્રી. માવળંકર ઉપરનો પત્ર

નવી દિલ્હી
તા. ૨૩-૧૨-'૪૭

ભાઈ માવળંકર,

તમારો કાગળ અને આપણી વચ્ચે થયેલી વાતચીતનો અહેવાલ હમણાં સાભળી ગયો. (સવારે સવા પાચ વાગ્યે.) એ ઉપર તમે બહુ મહેનત લીધી છે એટલી મહેનત લેવા જેવું ન હતું એમ મને લાગે છે. મારા વિચારો સારી રીતે મૂકયા છે. એમાં વધઘટ કરવાનું મને જરાયે મન નથી થતું!

એક નવી હકીકત તમારી પાસેથી મેં જાણી લીધી તે એ કે હવે ભાષાવાર વિદ્યાપીઠ એકમાત્ર ગુજરાતની જ બાકી છે. આ હકીકત મારી દલીલને નબળી કરે છે એમ મારે કબૂલ કરવું જોઈએ. છતાં મારો લોભ કહો કે મોહ રહે છે કે છેલ્લી વિદ્યાપીઠ હિંદુસ્તાનની સભ્યતા એટલે તેના ગામડાંની સભ્યતાને આગળ વધારે.

હુ હજુ માનું છું કે ભાષાવાર પ્રાંતો રચવાને સારુ જો લોકોમાં પ્રાંતીય મમતાને બદલે હિંદુસ્તાનને વિષેની મમતા હોય તો આપણે તે થોડા માસમાં જ સિદ્ધ કરી શકીએ એટલે તમારે અને મારે ઇચ્છવું જોઈએ કે તમારો ભય ખોટો પડે અને મારું સ્વપ્ન સિદ્ધ થાય; તેને સારુ બનતો પ્રયત્ન કરી છૂટવું મારું દુઃખ એ છે કે એ પ્રયત્નમાં હું અત્યારે ભાગ લઈ શકું એવી સ્થિતિમાં નથી રહ્યો, એટલે 'હરિજન'માં કોઈ કોઈ વાર લેખ લખીને કે તમારી ઉપર આવો કાગળ મોકલીને સંતોષ માનું. તમારી તબિયત સારી હશે.

(સહી) બાપુના આશીર્વાદ

બહુમતી-રિપોર્ટ અંગે સભ્યોના

# વિરોધી મતની નોંધો

[ ગુ૦ યુનિ૦ સમિતિના ૧૨ સભ્યોમાંથી ૭ સભ્યોએ અમુક તમુક બાબતોમાં પોતાનો વિરોધ કે જુદો મત બતાવ્યો છે આ બાબતો બધી જ, એકંદરે અંગે છતાં, સ્થાનપાત્ર અને મહત્ત્વની છે. તેમાં શ્રી. મગનભાઈએ રજૂ કરેલો સ્વતંત્ર રિપોર્ટ જોઈ ગયા બાદ બીજા ૬ સભ્યોએ જે રજૂ કર્યું છે તેનો સારભાગ (તે કહેતા હોય એ ઢબે) નીચે આપવામાં આવ્યો છે. ]

૧

## ડૉ. મગનભાઈ પટેલ (આણંદ) ની નોંધ

### ૧. શિક્ષણનું માધ્યમ

માધ્યમ બાબતમાં રિપોર્ટની ભલામણો છે તે સાથે મારી સાધારણ સંમતિ છે; પણ એક બાબતમાં હું તેની સામે છું કે, આ ભલામણોને યુનિ૦ના કાયદામાં મૂકવામાં ન આવે. ઉચ્ચ શિક્ષણના માધ્યમ અંગે આખા હિંદ માટેની નીતિ હજી નક્કી થવાની છે; તેથી પૂના યુનિવર્સિટી અંગે કરેલું તેમ, આ બાબત નવી યુનિવર્સિટી પર છોડવામાં આવે એ સલાહભર્યું છે.

### ૨. યુનિ૦નું સ્વરૂપ અને હકૂમત

યુનિ૦ના પ્રકાર કે સ્વરૂપ વિષે જે ભલામણો કમિટીએ કરી છે તે, ગુજરાતના ઉચ્ચ શિક્ષણનું નવસંગઠન કરી નવી દિશા આપવામાં મદદરૂપ નહિ થાય. યુનિ૦ સુધારણા અંગે આજનો ઝોક વસવાટ અને શિક્ષણના આયોજનવાળી યુનિ૦ સ્થાપવા તરફનો છે; તે ઉપરાંત તેની સાથે માન્યતા આપતી 'ઍફિલિયેટિંગ' જાતનું મિશ્રણ કરવાનો નહિ. છતાં એવા મિશ્રણની ભલામણ સમિતિએ કરી છે. જો તેવું મિશ્રણ થશે તો તેની 'ઍફિલિયેટિંગ' બાજુને ખમવું પડશે, કેમ કે નાણાં વિશેષપણે તેની વસવાટ–શિક્ષણ બાજુએ ખેંચાઈ જશે. કમિટી આગળ જુબાની આપનારા મોટા ભાગના લોકોએ પણ આવી ભીતિ વ્યક્ત કરી હતી.

આ ભીતિ ખોટી નથી, તે સમિતિએ નાણાં બાબતમાં કરેલી ભલામણોના આંકડા જોતાંય જણાશેઃ—

| પ્રકાર | પાંચ વર્ષમાં ચાલુ ખર્ચ | જમીન-મકાન ઈ૦ મૂડીખર્ચ |
|---|---|---|
| ઍફિલિયેટિંગ બાજુ | ૧૧,૯૪,૦૦૦ | ૧૧,૫૫,૦૦૦ |
| વસવાટ–શિક્ષણ બાજુ | ૧૦,૫૦,૦૦૦ | ૩૨,૫૦,૦૦૦ |

અને આનો અર્થ એ થયો કે, પાંચ વર્ષના ગાળા દરમ્યાન, ગુજરાતનાં બીજાં કૉલેજ-કેન્દ્રોને (એટલે કે, સુરત, આણંદ ઇ૦) નવી યુનિવર્સિટીની કશી નાણાંમદદ વગર વિકાસ કરવા ઉત્તેજન આપવામાં આવશે!

આથી તો એવું થશે કે, બીજાં કેન્દ્રો ખુશીથી સહકાર નહિ આપે. પણ તેમના સહકારની જો ગરજ હોય, અને કેન્દ્રોના સ્થાનિક વિકાસને ઉત્તેજન આપવું હોય, તો સૌને સરખી તક મળવી જોઈએ. જો એક જ યુનિ૦ તંત્ર તળે આ સાધવું હોય તો તેનું સ્વરૂપ બીજી જાતનું કરવું પડે.

નવી યુનિ૦ ઍફિલિયેટિંગ હોય; અને શિક્ષણ-કામ કરે તે અનુસ્નાતક વર્ગોનું; અને તેય એક જ અમદાવાદ કેન્દ્રમાં નહિ, પણ બધાં કેન્દ્રોમાં. તેમ જ સંશોધન કામનું પણ હોય. સારાંશ એ કે, અનુસ્નાતક

શિક્ષણ અને સંશોધનનુ કામ કરવાનો ઇજારો અમદાવાદ ખાતે જ ન રહે

૩ યુનિ૦ નુ મથક

યુનિ૦ની યોગ્ય જગા વિચારીએ તો, બધી રીતે જોતા વડોદરા અમદાવાદ કરતા ચડિયાતુ છે મકાન, નાણાની જોગવાઈ, જમીન, વિદ્યાની પરંપરા, પરિસ્થિતિ — મધુ સૌ વધારે અનુકૂળ છે તેથી જો નવી યુનિ૦ રચાના પછીના વડોદરા રાજ્ય મુંબઈ પ્રાંતમા જોડાઈ જાય, તો ગુજરાતની યુનિ૦નુ મથક વડોદરા કરવુ

૪ યુનિ૦ નુ બંધારણ

૧ કુલનાયકનું પદ બિનપગારદાર માનદ જ રાખવુ

૨ કુલાધિકારી (રેક્ટર)ની જરૂર નથી, તે ન રાખવો

૩ રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટોને ૭ જ જગા સેનેટમા છે તે ઓછામા ઓછી ૧૪ કરવી જોઈએ અને,

૪ મુંબઈ ધારાસભાને સિનેટમા એક જ જગા આપી છે, તે ધારાસભા ને કાઉન્સિલને અનુક્રમે ૨+૧ કરીને કુલ ત્રણ આપવી

૨

## પ્રિ૦ એન. એમ શાહ (સુરત) ની નોંધ

કેટલીક મુખ્ય ભલામણોને વિશે હુ મારા સાથીઓ સાથે સમત ન થઈ શકવાથી, મારો ભિન્ન મત નીચેના ત્રણ મથાળા તળે દર્શાવુ છુ

૧ યુનિ૦નુ કાર્યક્ષેત્ર, ૨૧૨૫ ને બહુમત

ઠીક ઠીક અનુભવ પછી, આધુનિક વલણ 'ઍફિલિયેટિંગ' પ્રકારની યુનિ૦ને અમાન્ય કરે છે, અને વસવાટ તથા શિક્ષણના આયોજનવાળી યુનિ૦ના પ્રકારને પસદ કરે , અને સમિતિના રિપોર્ટ પણ આ આદર્શને મને છે છતા તેમા 'એફિલિયેટિંગ' પ્રકારને ભેળવે છે વળી તેમા એમ પણ કહ્યુ છે કે યુનિવર્સિટી અમદાવાદની કોઈ પણ સસ્થા લઈને તેને પોતાની 'કોન્સ્ટિટ્યુઅન્ટ' કૉલેજ બનાવી શકે

જો આ ઉદ્દેશો હોય તો હુ તો એવી ભલામણ કરુ કે, સ્થાનિક યુનિવર્સિટી સ્થાપવી તે વસવાટ અને શિક્ષણના આયોજનના પ્રકારની હોય, અને તેની સાથે કોઈ જોડાવા ઇચ્છે તો તે તેના બાહ્ય અગ તરીકે મરજિયાત જોડાય

પરતુ રિપોર્ટ તો ફરજિયાત જોડાણ કરે છે અને અમદાવાદનુ સ્થાનિક શિક્ષણ કેન્દ્ર યુનિવર્સિટીને ખરચે ખીલવવુ જ જોઈએ એમ કહે છે, અને બીજા કેન્દ્રોને તે દિશામા ભલે ઉત્તેજન અપાય, એમ જણાવે છે. આથી તો અસતોષ અને હૈયાબળાપો જ જાગશે

છતા જો એવી યુનિ૦ કાઢવી હોય તો પછી ગુજરાતના સુરત વડોદરા વગેરે કેન્દ્રોમા પણ 'ટીચિંગ' યુનિ૦નો લાભ મળે તેવી તજવીજ રાખવી જોઈએ પરતુ મુંબઈ યુનિ૦નો અનુભવ એવો છે કે, 'એફિલિયેટિંગ' યુનિ૦ તેના શિક્ષણ ખાતા પોતાના મુખ્ય સ્થાન છોડીને બીજા સ્થાનોએ રાખવા જાય, તો તેમા બહુ મુશ્કેલીઓ નડે છે અહીં તો તે કરવાનુ અશક્ય જ થશે, કેમ કે એમ કહેવામા આવશે કે અમદાવાદ બહારના કેન્દ્રો તો પાચ વર્ષ પછી યુનિ૦માથી નીકળી જશે, પછી આ આ કામો ચલાવવાનો અર્થ શો? (રિપોર્ટમા કહ્યુ છે કે, અમદાવાદ સિવાયના કેન્દ્રો ૫ વર્ષ બાદ અલગ સ્થાનિક યુનિ૦ બની શકશે )

આ બાબતમા પૂના યુનિ૦ના કાયદાને અનુસરવુ પણ બરોબર નથી કેમ કે મહારાષ્ટ્રમા એવી દશા છે કે, પૂનાની બરાબરી કરી શકે એવુ બીજુ કોઈ

કેન્દ્ર નથી. અહીંયાં વડોદરા, સુરત, આણંદ છે, જે કેટલીક બાબતોમાં અમદાવાદથી ચડે એમ છે.

આથી કરીને, યુનિ૦ને ખરચે અમદાવાદનું સ્થાનિક શિક્ષણકેન્દ્ર ખીલવવું, એ બરોબર ને ન્યાયી પણ નહિ ગણાય. જો સ્થાનિક ટીચિંગ યુનિ૦ સ્થપાય ને સાથે મરજિયાત જોડાવા ઇચ્છનાર માટે બાહ્ય અંગની જોગવાઈ રખાય, તો ઉપરની મુસ્કેલીઓ ન નડે.

વળી શિક્ષણના માધ્યમના કારણે ફરજિયાત જોડાણ કરવામાં આવે, એમ રિપોર્ટ દલીલ કરે છે. તો તે દલીલ પણ લૂલી છે, કેમ કે પાંચ વર્ષ બાદ તો બીજાં કેન્દ્રો છૂટાં થઈ શકે છે; અને માધ્યમનો ફેરબદલો કરવા માટે પાંચ વર્ષનો સમય આપ્યો છે! એટલે તે ફરે તોય પાંચ વર્ષ બાદ.

મહારાષ્ટ્ર યુનિ૦ કમિટીએ પણ ફક્ત મરજિયાત જોડાણની ભલામણ કરેલી. અને તેનાં કારણો પોતાના રિપોર્ટમાં આપેલાં. (જુઓ તે રિપોર્ટ પેરા ૧૪૨)

ભાષાવાર પ્રદેશની 'સંસ્કૃતિ'ને પોષવાને પ્રાદેશિક યુનિ૦ જોઈએ, એમ દલીલ પણ કરાય છે. ફ્રાન્સ, ઇંગ્લન્ડ માટે કદાચ આ સાચું હોય; પણ મરાઠી, ગુજરાતી કે હિંદી સંસ્કૃતિઓની વાત કરવી એ બરોબર નહિ ગણાય. તેમાં કાંઈક ભેદો હશે તો તે ઉપરછલા જ; અને તેથી જ એક હિંદુસ્તાની સંસ્કૃતિના પાયા પર રાષ્ટ્રની રચના આપણે કરવા ચાહીએ છીએ.

પ્રાંતની છૂટી છૂટી કોલેજો માટે ઓછામાં ઓછી એક 'એફિલિયેટિંગ' યુનિ૦ જોઈએ એ ખરું, પણ વસવાટ અને શિક્ષણના આયોજનવાળી શુદ્ધ સ્થાનિક યુનિ૦ઓ માટે પણ પૂરો અવકાશ હોવો જોઈએ. ઑક્સફર્ડ કેમ્બ્રિજ પેઠે, તે બધી પ્રાદેશિક નહિ પણ રાષ્ટ્રીય લક્ષણવાળી હોય.

ઉચ્ચ શિક્ષણમાં પલટણશાહી સમાનતા ન હોવી ઘટે. તેથી હું તો કહું કે, વડોદરામાં યુનિ૦ કાઢવાની ભલામણ છે તે મુબારક છે. આણંદ કેન્દ્રવાળા પણ ઇચ્છે છે, તેમને કહું, 'તમે સુખે આગળ વધો ને પાંચ વરસમાં સ્થાનિક શિક્ષણથી ને વસાહતી યુનિ૦ કરવા ચાહો છો તે જરૂર કરો. ભોગજોગે તેમાં ન ફાવો, તોય તમારે માટે પાંચ વર્ષ પછી જોડાવાનાં દ્વાર ખુલ્લાં જ હશે. અમે જરૂર પાંચ વર્ષ રાહ જોઈ શકીએ છીએ!'

રિપોર્ટમાં આણંદને એવું આશ્વાસન આપવામાં આવ્યું છે કે, તમારી રીતે વિકાસ કરવામાં તમને પૂરો સહકાર ને છૂટ અપાશે. આનો કશો ઝાઝો અર્થ નથી. ન્યાયમૂર્તિ ભગવતીએ પોતાની જુબાનીમાં કહ્યું હતું તેમ, અત્યારે કહેવું કે આમ કરવા દઈશું ને તેમ, એ સહેલું છે, પણ વખત આવે ત્યારે તેનો અમલ અઘરો બની જાય છે. નવી 'એફિલિયેટિંગ' યુનિ૦ માધ્યમ ઇત્યાદિના મૌલિક ફેરફારો કરીને રચાય, તેમાંથી પાંચે વરસે છૂટવાની વાત કાયદામાં લખાય તોય કાંઈ વળી ન શકે. આણંદ જો એમાં ભળે તો એ નવી યુનિ૦ને ગોડે તેમ તેણે તેમાં બેસવું જોઈએ; તેથી તેણે પોતાની યોજનામાં તદનુરૂપ ફેરફાર કરવો પડે; પછી તે જેવી "રાષ્ટ્રીય" યુનિ૦ પોતાની સંસ્થાઓમાંથી રચવા ચાહે છે, તેવી આણંદ નહિ કરી શકે.

અહીંયાં એક વાત નોંધું: અમારી કમિટીએ ૪૮ જણની જુબાની લીધી ને તે નોંધવામાં આવી છે. તેમાંના ૨૮ જણ ફરજિયાત જોડાણ સામે હતા; ૬ જણે એ વિષે સ્પષ્ટ કશો મત આપ્યો નથી; બાકી રહેતા ૧૪ માં કેટલાકે જ ફરજિયાત જોડાણનો મત કહ્યો; પણ તે તેમની ઊલટતપાસ દરમિયાન જ્યારે એમને એમ કહીને આંતરવામાં આવ્યા ત્યારે કે, ગુજરાતીના માધ્યમને માટે આ જરૂરી છે. અને એક જ ગુજરાતી માધ્યમની આ દલીલ તો હવે રહી પણ નથી, કેમ કે સમિતિએ છેવટે ગુજરાતી અને રાષ્ટ્રભાષા બેઉની ભલામણ કરી છે. એટલે પેલા ૧૪ જણના મતનું વજૂદ રહેતું નથી.

### ૨. માધ્યમ

માધ્યમના સવાલમાં પારાવાર મુસ્કેલીઓ છે, અને તે કલમને ગોદે સહેલાઈથી ઊકલી જાય એવી નથી.

ધાર કામશને અત્યારે તો ભાષાવાર પ્રાંતરચનાની વાતને ભોંય ભેગી કરી દીધી છે. અને તેણે તે સામે જે દલીલો કરી છે તે, ઘટતા ફેરફારોની સાથે, ભાષાવાર વિદ્યાપીઠો રચવા સામે વધારે લાગુ પડે છે.

તારાચંદ સમિતિની ભલામણો અને વડી સરકારે તે અનુસાર કાઢેલી સૂચનાને પ્રાદેશિક ભાષાના માધ્યમની તરફેણમાં ટાંકવામાં આવ્યાં છે. ત્યાર બાદ વડી સરકારે યુનિ૦ કમિશન નીમ્યું છે અને તેને માધ્યમનો પ્રશ્ન પણ સોંપ્યો છે. આથી વડી સરકારની સૂચના મને ઉતાવળી અને ભ્રામક લાગે છે. હજી સરકારી ભાષા બધે અંગ્રેજી ચાલે છે. મુંબઈ જેવી યુનિ૦ને પોતાની પ્રાદેશિક ભાષા જેવું નથી. હિંદની 'ફેડરલ' ભાષા ને તેની લિપિ કઈ, એ હજી નક્કી થવાનું બાકી છે. કોઈ ભાષા માધ્યમ બને તે અગાઉ તેનાં પાઠ્યપુસ્તકો પણ બનવાં જોઈએ. વિજ્ઞાન અને યંત્રાદ્યોગના વિષયોમાં એ બહેલું નથી. અને આ કામ બધી પ્રાદેશિક ભાષાઓમાં ૫ વર્ષમાં પતવી શકાશે એની ખાતરી નથી.

હા, એક વાત ખરી કે, જેઓ એમ માગે છે કે ગુજરાતીને માધ્યમ તરીકે લઈને શીખવતી યુનિવર્સિટી કાઢવી અને તેમા બહારની કૉલેજોને જોડાવાનું ફરજિયાત ન હોય, તેમની વાત હું સમજી શકું છું અને તેની કદર કરું છું. તેઓ પ્રયોગ કરવા માગે છે અને ગુજરાતી લોકો તેની સફળ-અફળતા જોઈને પોતાનો એ વિષે ફેસલો આપે એવી તેમને તક આપે છે.

પણ તો પછી ફરજિયાત જોડાણની વાત શું કામ? અનેક કારણોને લઈને, આ પ્રયોગ કદાચ ન ફળે, એવો ભય ઊંડે ઊંડે સંતાયેલો ન હોય તો ફરજિયાત ન કરાય. આ ભયને લીધે તેઓ બધા ગુજરાતી લોકોને સાથે લેવા પડવા માગે છે. જો ગુજરાતી યુનિવર્સિટી આ પ્રયોગની પહેલ કરે, અને આ મૌલિક ફેરફારને લઈને બીજી યુનિ૦ઓ તેની પદવીને માન્ય ન કરે (જેમ કે ઓસ્માનિયા યુનિ૦ની), તો તેની હકૂમત તળે ફરજિયાત આણેલી બધી સંસ્થાઓની હયાતી અને તેના વિદ્યાર્થીઓનું ભવિષ્ય ભારે જોખમમાં આવી પડે.

મારો પોતાનો મત એ છે કે, ભાષાવાર પ્રાંતરચના થાય તે પહેલાં નહિ જ નહિ, તે થાય પછી જ ભાષાવાર યુનિ૦ઓએ (પોતાના પ્રદેશની ભાષાના માધ્યમથી) નીકળવું હોય તો નીકળે.

છેવટે નક્કી થયેલી ભલામણોમાં કમિટીએ રાષ્ટ્રભાષાને વૈકલ્પિક માધ્યમ તરીકે લીધું છે એ ખરું. પણ આ વિકલ્પ બધા વિષયોમાં જો રહે તો યુનિ૦ની વહીવટી મુશ્કેલીએ કેવી ભારે વધી જાય? તેના કરતાં વધારે સમજભર્યો રસ્તો એ કે, દરેક પ્રદેશમાં બે યુનિ૦ હોય -- એક પ્રાદેશિક ભાષાવાર કામ કરતી અને બીજી રાષ્ટ્રભાષાના માધ્યમવાળી રાષ્ટ્રીય. પહેલીને પ્રાંતિક સરકાર ને બીજીને વડી સરકાર ચલાવે. પણ આજની નાણાંકીય દશામાં કેટલાંક વર્ષો સુધી તો એ સ્વપ્ન જ રહેશે.

પ્રાદેશિક ભાષાઓને માધ્યમ બનાવવા સામે વજનદાર કારણો છે. આ ભાષાઓ પૂરતી ખીલેલી નથી, અને આવતાં થોડાં વરસ તેમ રહેવાનું.

પાઠ્યપુસ્તકો પાંચ વર્ષમાં તૈયાર કરવાની ભલામણ રિપોર્ટમાં છે. તેને માટે પ્રેસ અને પ્રકાશન ખાતાની ભલામણ પણ થઈ છે. આ બાબતમાં ઓસ્માનિયા યુનિ૦ની નિષ્ફળતાનો દાખલો યાદ કરવો ઘટે. વળી, દરેક પ્રાંત પોતપોતાની ભાષા માટે આમ કામ ઉપાડે, તો કેટલો બધો કાયમી ને ચાલુ ખર્ચ વેઠવાનો થાય? વળી, આવા કામને શોભાવે તેવી શક્તિવાળા અને ગુજરાતી પર જોઈતા કાબૂ ધરાવતા, એવા અનેક વિષયોના વિદ્વાનોની સંખ્યા મર્યાદિત છે. અને ચોપડીઓ ઝટ વેચાય નહિ તો એની - એ ચલાવવી પડે, જેમાંથી વિદ્યાનું ધોરણ નીચું પડ્યા વગર રહે નહિ. વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો એકથી બીજી યુનિ૦માં જઈ ન શકે. વળી અખિલ ભારતીય

ક્ષેત્રમાં વિદ્યાર્થીઓ પાછા પડે. આમાંથી 'કૂપમંડુકતા' પણ આવી જાય.

રાષ્ટ્રીય દૃષ્ટિએ હું આવી ભાષાવાર યુનિ૦ની સામે છું તે એ માટે કે, તે દેશની એકતા સામે જાય. ગયા સૈકા દરમિયાન, દેશમાં એક માધ્યમ ચાલ્યું તેને લઈને જે રાષ્ટ્રીય અસ્મિતા આવી છે — કાંઈ નહિ તો ભણેલા વર્ગોમાં — તે પૂરેપૂરી ઓસરાઈ જાય.

અંગ્રેજીનું માધ્યમ બદલવું જ હોય તો તેની જગાએ હિંદની સરકારી ભાષા જ હોવી જોઈએ, અને આ ફેરફાર ધારાસભાઓ અને સેક્રેટરિયેટથી શરૂ થવો જોઈએ; અને એ જ માધ્યમ આખા દેશની બધી કૉલેજોમાં રખાવું જોઈએ. કહેવાની મતલબ કે, વડી તથા પ્રાંતિક સરકારો અને યુનિ૦ઓની નીતિ આ અંગે સરખી હોવી જોઈએ. માધ્યમનો ફેરફાર ધીમેથી થવો જોઈએ; તેમાં ભલે પાંચથી વધારે વર્ષ લાગે. નહિ તો નવી પેઢીને ને દેશને ભારે નુકસાન થઈ બેસશે.

### ૩. બંધારણ

રેક્ટરની નિમણૂક વાઇસ ચાન્સેલર કરે એમ રિપોર્ટ કહે છે; અને વાઇસ ચાન્સેલર પણ નિમાયેલ અધિકારી હશે. આ બરોબર નથી. મારો એ મત છે કે, રેક્ટરની ચૂંટણી સિનેટે કરવી.

રજિસ્ટર્ડ ગ્રૅજ્યુએટોને સિનેટમાં ૭ જગા આપી છે તે ઓછી છે. અને તેમની ચૂંટણી વિદ્યાશાખાઓ —ફેકલ્ટી–વાર ભાગલા પાડીને કરવાની વાત છે, તેની જરૂર માનતો નથી.

જિલ્લા લોકલ બોર્ડને બદલે જિલ્લા સ્કૂલ બોર્ડને પ્રતિનિધિત્વ અપાયું છે, તેમ મ્યુનિસિપાલિટીઓમાં તેમનાં સ્કૂલ બોર્ડોને હોવું જોઈએ; મ્યુ૦ઓને નહિ.

કુલપતિને નિમણૂક-હક અપાયો છે તો તેમાં પછી અમુક તમુકને નીમે એવી મર્યાદા ન આંકવી ઘટે. જો હરિજનસેવક સંઘ, ચરખા સંઘ ઇત્યાદિ મંડળોને પ્રતિનિધિત્વ અપાય, તો સાહિત્ય પરિષદ, સુરત ચેમ્બર ઑફ કૉમર્સ તથા ગુજરાત વ્યાયામ પ્રચાર મંડળ જેવી સેવાસંસ્થાઓ — આ બધાનો હક કેમ ભૂલી શકાય?

યુનિવર્સિટીને દાન કરનારાઓને પ્રતિનિધિત્વની વાત તો જાણીતી છે; પણ માન્ય કૉલેજો ને સંસ્થાઓને દાન કરનારાને પ્રતિનિધિત્વ કેવું? એમને એ હક કેવી રીતે હોઈ શકે?

સિનેટને કૉલેજો કાઢવાની ને નભાવવાની સત્તા રિપોર્ટમાં આપી છે; સિન્ડિકેટને તેની વ્યવસ્થા કરવાનું કામ અપાયું છે. આ બરોબર નથી. તેમ થાય તો યુનિ૦ અનુસ્નાતક કામને બદલે આમાં જ પોતાનાં ધન અને શક્તિ વેડફી નાખે. વળી લોન લેવાની સત્તા પણ સિનેટને આપી છે! આમાં મને મોટો ભય દેખાય છે.

અનુસ્નાતક શિક્ષણને માટે એક ખાસ બોર્ડ રચાવું જોઈએ, તે વાત રિપોર્ટમાં નથી એ ભારે ક્ષતિ છે. આવું બોર્ડ કાયદાથી રચાવું જોઈએ.

## ૩

## શ્રી. જે. એ. તારાપોરવાળાની નોંધ

હોદ્દાની રૂએ લેવાતા સિનેટના સભ્યોમાં સરકારી ખાતાંના ઉપરી-અમલદારોને બાકાત રાખવાની જે નીતિ બહુમતી-હેવાલમાં છે, તે સાથે હું સંમત નથી થતો. તો તો પછી ડી. પી. આઈ. ને પણ શું કામ લેવાનું રાખ્યું છે?

ભૂતકાળમાં આ અમલદારો સામાન્યતઃ પરદેશી હોતા; હવે એમ રહ્યું નથી. આ અધિકારીઓ પાસે કેટલીય ધંધાદારી કૉલેજોના વહીવટનું કામ હોય છે, અને તેથી તેઓ યુનિ૦ને મદદરૂપ થઈ શકે છે.

યુનિ૦એ સરકારથી તદ્દન સ્વતંત્ર રહેવું જોઈએ એવી એક બીજી વાત કરવામાં આવી છે છતાં તેણે સરકારી ગ્રાન્ટ પર ઘણો આધાર તો રાખવો જ પડે છે ખાતાના અધિકારીઓ સરકારના આંખ કાન જેવા ગણાય, તેઓ સિનેટમાં હોય તો યુનિ૦ને લાભ જ છે

ગમે તેમ જોતાં, ૧૩૦થી વધુ સભ્યોના મંડળમાં ચારેક સભ્યો વધારે લેવાય તો તેથી યુનિ૦ની આઝાદીને આંચ નહીં આવે

તેથી મારો દૃઢ મત છે કે, સરકારી ખાતાના અધ્યક્ષોને, હોદ્દાની રૂએ, સિનેટમાં જગા આપવી જોઈએ

## ૪

## શ્રી કાકાસાહેબ કાલેલકરની નોંધ

આ રિપોર્ટમાં થયેલી ભલામણોમાં હું પૂર્ણ હૃદયથી સાથે છું અને તેમને ઘડવામાં મેં પૂરો સહકાર આપ્યો છે કારણ કે, આ ભલામણો ગુજરાતના લોકને — ખાસ કરીને તેના બુદ્ધિજીવી વર્ગને કે જે યુનિ૦ને ચલાવશે — તેમને માન્ય થશે, એમ મને ખબર છે

પરંતુ કેટલીક બાબતોમાં મારો તીવ્ર મતભેદ છે, તે અહીં નોંધવા માગું છું માત્ર તેને રિપોર્ટના વિરોધની નોંધ લેખવામાં ન આવે

૧ શિક્ષણક્ષેત્રમાં આખા દેશ માટે એક 'એજ્યુ ટ્રસ્ટ' (પ્રજામંડળ) હોવું જોઈએ તેમાં જાણીતા કેળવણીકારો, સમાજસેવકો, સંસ્કારનેતાઓ અને રાજકારણીઓ હોય આની તળે બધી યુનિ૦ઓ મુકાવી જોઈએ

૨. તેવા જ 'એજ્યુ ટ્રસ્ટો' ભાષાવાર વિદ્યાપીઠો માટે તે તે પ્રદેશના હોય, જે પ્રાદેશિક ક્ષેત્રો સંભાળે

૩ શિક્ષણની યોજના કરતી વખતે પ્રાથમિક, માધ્યમિક, હુન્નરકળાનું અને ઉચ્ચ એવા ભેદો દૂર કરવા જોઈએ શિક્ષણ એક સમગ્ર વસ્તુ તરીકે વિચારાવું જોઈએ અને ઉપરનાં મંડળો તેની દોરવણી કરે

પૂર્વપ્રાથમિક, પ્રાથમિક અને માધ્યમિક એ ભેદો દૂર કરી, કૉલેજ પૂર્વનું બધું શિક્ષણ પાયાના શિક્ષણ તરીકે ગોઠવવું જોઈએ

૪ આ પાયાના શિક્ષણ બાદનું શિક્ષણ — કૉલેજનું કે બીજું બધું — યુનિવર્સિટી ચલાવે કેળવણીની બધી સંસ્થાઓમાં ચૂંટણીનો સિદ્ધાંત ઓછામાં ઓછો કરી દેવામાં આવે

૫ કૉલેજના બધા વર્ગોમાં પ્રાંતભાષાઓ જ માધ્યમ હોય, એવો મારો મત છે

હિંદુસ્તાનીને યુનિ૦ના આખા અભ્યાસમાં ફરજિયાત વિષય તરીકે રાખવામાં આવે કદાચ વિજ્ઞાન હિંદુસ્તાની મારફત શીખવવું ઠીક પડે પરંતુ ઓછામાં ઓછી એક બે પેઢી સુધી બીજા વિષયો તો પ્રાંતભાષામાં જ શીખવવા જોઈએ

૬ વિજ્ઞાનની પરિભાષા અંગે હું એમ માનું છું કે, નીચેથી ઠેઠ ઉપર સુધી ઉત્તરોત્તર આપણી ભાષાઓના શબ્દો વપરાવા જોઈએ ઉચ્ચ વિજ્ઞાન માટે પશ્ચિમની પરિભાષા કેટલાક વર્ષો સુધી તો આપણે વાપરવી પડશે પરંતુ લોકોમાં જ્ઞાનપ્રસારને માટે તો આપણી જ તળપદી પરિભાષા વાપરવી જોઈશે આપણી બધી ભાષાઓ એકમીજા સાથે એટલી બધી મળતી આવે છે કે એકસમાન પરિભાષા સહેલાઈથી યોજી શકાશે

## ૫

## શ્રી. ક. મા. મુનશીની નોંધ

રિપોર્ટમાં આપેલા ઘણાખરા નિર્ણયોસાથે હું સામાન્ય સંમતિ ધરાવું છું. પરંતુ માધ્યમની બાબતમાં જુદો પડું છું. અંગ્રેજીને તરત દૂર કરવામાં આવે એ મને માન્ય નથી; અથવા તો ગુજરાતી વિકલ્પે એક માધ્યમ રહે એ પણ હું સ્વીકારતો નથી.

હું એ મતનો છું કે, નવી યુનિવર્સિટીમાં હિંદીને મુખ્ય માધ્યમ તરીકે સ્વીકારવું, અને પાંચ વર્ષને માટે વિકલ્પ તરીકે અંગ્રેજી માધ્યમ રહે. પાંચ વર્ષ પછી હિંદી મુખ્ય માધ્યમ બને, અને જે વિષયોમાં જરૂરી પુસ્તકો ન હોય ત્યાં અંગ્રેજી ચાલુ રહે.

બીજો એકમાત્ર મુદ્દો જે મારે ભારપૂર્વક કહેવો છે તે એ છે કે, ગુજરાતની યુનિ૰એ ઉચ્ચ યંત્રોદ્યોગ-વિદ્યાઓ માટે ખાસ પ્રબંધ કરવાથી પ્રારંભ કરવો જોઈએ. અમદાવાદ એને માટે એક અખિલ ભારતીય જગા છે. યંત્રોદ્યોગવિદ્યાઓની બધી શાખાઓ શીખવવા પૂરી પૂરી જોગવાઈ શરૂથી કરવા માંડવી. આમાં વડી સરકાર પણ મદદ કરે, કેમ કે તે આ દિશામાં અનેક યોજનાઓ વિચારે છે.

## ૬

## ડૉ. કે. જી. નાયક (અમદાવાદ)ની નોંધ

### ૧. સ્વરૂપ, કાર્યક્ષેત્ર અને હકૂમત

રિપોર્ટમાં એવી ભલામણ છે કે, પાંચ વર્ષ બાદ કોઈ કૉલેજ-કેન્દ્ર સરકાર પાસે માગી શકશે કે, વસવાટ ને શિક્ષણના આયોજનવાળી અમારી જુદી યુનિ૰ કરી આપો. અને તેમાં કહ્યું છે કે, અમદાવાદ કેન્દ્ર એમાં અપવાદ છે; તે એમ ન માગી શકે.

અમદાવાદની આજે એવી સ્થિતિ છે કે તે પોતાનું સ્થાનિક યુનિ૰ કેન્દ્ર આજે સરસ જમાવી શકે; સૌથી પહેલું તે કરી શકે એવી તેની પાસે સવડ છે. તેથી, બીજાં ચાર કેન્દ્રો છૂટાં પડે પછી જ અમદાવાદ પોતે પોતાનું કેન્દ્ર બનવાનો લાભ પામી શકે, એ તો તેને અન્યાય થાય. કાયદાથી આમ થાય, તેથી તો અમદાવાદ કેન્દ્રનો વિકાસ રોકાઈ જાય. તેથી મારી જોરદાર સિફારસ એ છે કે, અમદાવાદને પણ છૂટા પડવાનો હક આપવો; અને ભલામણમાં તેને માટે અપવાદનો ઉલ્લેખ છે તેમાં એ પ્રમાણે સુધારી લેવું.

### ૨. બંધારણ

રિપોર્ટ જણાવે છે કે, યુનિ૰ના સંચાલનની જવાબદારી શિક્ષણમાં કામ કરનારા ઉપર મુખ્યત્વે રહેશે. પણ જે બંધારણની ભલામણ કરી છે તે ઝીણવટથી જોતાં આ વાત પુરવાર થતી નથી સિનેટ લગભગ ૧૩૦ની કહી છે. એમાં કુલ ૬૮ જગા કૉલેજના અધ્યાપકો વગેરેની છે; એટલે કે ૫૦ ટકાથી કાંઈક વધારે. આ ટકા ઉપરના સિદ્ધાંતના પાલનનો દાવો સિદ્ધ કરે છે એમ ન ગણાય.

વળી કૉલેજ-અધ્યાપકો ૩૫ હશે એમ કહ્યું છે, પણ વસ્તુતાએ જોતાં, આજે ૧૭થી ૨૦ જગા જ ભરાશે, કેમ કે, દરેક કેન્દ્રમાં બધી 'ફૅકલ્ટી' ચાલતી નથી, તેથી કેટલીક જગાઓ ખાલી રહેવાની.

આથી જે દાવો કરવામાં આવ્યો છે કે, શિક્ષણ કાર્યકર્તાઓને યુનિ૰નું સંચાલન સોંપાયું છે, એ ટકી શકતો નથી.

વળી, સૂચવાયેલા બંધારણ પ્રમાણે જોતાં, આજે જે સ્થિતિ છે તે એવી છે કે, 'આર્ટ્સ' અને વિજ્ઞાનના શિક્ષકોને, એમની સંખ્યા જોતાં, ઓછું પ્રતિનિધિત્વ મળશે; બીજી 'ફેકલ્ટી'ને વધારે

ઉપરાંત, 'આર્ટ્સ'નો અનુસ્તાનક અભ્યાસ વધારવા સારી જોગવાઈ વિચારી છે; પણ યંત્રોદ્યોગ-વિદ્યાઓના શિક્ષણ તથા સંશોધન બણી તેટલું ધ્યાન આપ્યું નથી.

બંધારણમાં બહુમતી-રિપોર્ટે પાંચ જગા હાઈ-સ્કૂલના હેડમાસ્તરોને અને ૫ તેના શિક્ષકોને — કુલ ૧૦ જગા આપી છે. કેવળ ૫ જગા હેડમાસ્તરની જ રાખવી ને બીજી કમી કરવી જોઈએ. હવે મૅટ્રિક પરીક્ષા ને અભ્યાસક્રમ જુદા બોર્ડને સોંપવાનો કાનૂન થયો છે, એ લક્ષમાં લેવું જોઈએ.

બહુમતી રિપોર્ટે ૭ જગાઓ ખાસ સેવાસંઘોને (હરિજનસેવક સંઘ ઇ૦) આપી છે. બહુ તો એક જગા રાખવી હોય તો રાખવી.'

વિદ્યાસભામાં પ્રિન્સિપાલોની જગા ૩ રાખી છે તે વધારીને ૧૦ કરવી જોઈએ.

સિન્ડિકેટમાં ૮ જગા શિક્ષણમાં નહિ એવા સિનેટરોની છે, તે ૭ કરવી; ૨ જગા વિદ્યાનિધિઓ — 'ડીન'ની છે તે જરૂરની નથી; અને ૧ જગા યુનિ૦નાં શિક્ષણખાતાંના અધ્યક્ષની છે તે ન રાખવી. આમ બચતી ૪ જગાઓ કૉલેજોના આચાર્યોને વધારે (કુલ નવ થાય) આપવી.

વિદ્યાશાખાઓ (ફેકલ્ટી) હેવાલમાં ૭ ગણી છે તે ૫ કરવી — 'આર્ટ્સ', વિજ્ઞાન, 'ટૅકનોલૉજી (તેમાં આવે ઇજનેરી, ખેતી, રસાયણી ઉદ્યોગવિદ્યા), કાયદો, અને શિક્ષણ.

# માસિક વિવેચન

**વ્યવસ્થાપકનું નિવેદન**

થોડા દિવસ ઉપર ગુજરાત યુનિવર્સિટી સમિતિનો રિપોર્ટ બહાર પડ્યો છે. આ રિપોર્ટમાં શું છે, તે ગુજરાતનાં સૌ ભાઈબહેનો જાણે એ જરૂરનું છે. એટલું જ નહિ, તેઓ આ મહત્ત્વના પુનર્ઘટનાના મુદ્દા વિષે પોતાનો મત પણ જણાવે, જેથી સરકારને કાયદો કરવામાં મદદ થાય.

આ હેતુથી 'શિક્ષણ અને સાહિત્ય' માસિકનો આ અંક ખાસ તેને માટે કાઢવાનું નક્કી કર્યું અને એ અંકમાં બધી સામગ્રી સમાઈ જાય તેટલા માટે બે માસનો ભેગો અંક કાઢવામાં આવ્યો છે. એટલે આ અંક જુલાઈ, ઑગસ્ટનો બેવડા દળનો નીકળ્યો છે.

તે પ્રસિદ્ધ કરવાની તારીખ ૭–૮–'૪૯ને રવિવાર જાહેર કરવામાં આવી હતી. એટલે ગ્રાહકોને ૩૧–૭–'૪૯ રોજ આ વખતે 'શિક્ષણ અને સાહિત્ય'નો અંક મળ્યો નથી.

આ સંધિનો લાભ લઈ ને 'શિક્ષણ અને સાહિત્ય' બહાર પાડવાની તારીખ પણ ફેરવી લેવામાં આવી છે. હવેથી તે દર માસની છેલ્લી તારીખે નહિ, પણ દર માસની પહેલી તારીખે બહાર પડશે.

એટલે તા. ૭–૮–'૪૯ના રોજ ખાસ યુનિવર્સિટી અંક બહાર પડ્યા પછીનો સપ્ટેમ્બર માસનો અંક ૧–૯–'૪૯ના રોજ બહાર પડશે. એટલે કે, વાચકોને આવા તારીખફેર છતાં, વચ્ચે તૂટક પડ્યા વગર, બીજે મહિને નવો અંક મળી જશે.

ફેરવી જણાવવાનું કે, તા. ૭–૮ના રોજ બહાર પડતો આ ખાસ યુનિવર્સિટી અંક જેમને છૂટક ખરીદવો હોય તેઓ એક રૂપિયાની કિંમતે મેળવી શકશે.

૨૯–૭–'૪૯ જીવણજી દેસાઈ

**ખાસ અંક**

ગુજરાતનાં કેટલાંક મંડળોમાં જેની મહિનાઓથી વાટ જોવાતી હતી, તે રિપોર્ટ હવે સરકારે બહાર પાડ્યો છે. આથી કરીને, નવી રચાનારી યુનિવર્સિટીનાં રૂપ, અધિકાર ઇત્યાદિ વિષે જે તર્કવિતર્કો થયા કરતા હતા, તે પણ હવે દૂર થશે. ઉપર શ્રી જીવણજી દેસાઈએ જણાવ્યું છે તેમ, આ અંક ખાસ એ રિપોર્ટ અર્થે કાઢવામાં એ કારણ છે કે, આ પ્રશ્નમાં રસ લેનાં સૌ કોઈ સહેલાઈથી એ વિષે જાણી શકે.

વાચકો જોશે કે, રિપોર્ટ સર્વસંમતિથી નથી થયો. તેમાં સારી પેઠે મતભેદો છે, અને તે ભારે વજૂદવાળા ને મહત્ત્વના. બલ્કે, સામાન્ય રીતે જોતાં તો એમ કહેવાય કે, બારમાંથી પાંચ સભ્યોની લઘુમતી જ વગર કશા વિરોધે રિપોર્ટ પર સહી કરે છે. શ્રી. કાકાસાહેબ પોતાના વિરોધને વિરોધ ન ગણવાનું લખે છે; પણ તે કેવો તીવ્ર મતભેદ છે એ તો સ્પષ્ટ છે. એને વિરોધ ગણ્યા વગર કેમ ચાલે? શ્રી. નાયકની નોંધ પર 'ઉમેરણી' લખાયું છે; પરંતુ તેમની વાતોમાં પણ કેટલાંક મહત્ત્વનાં વિરોધ-બિંદુઓ છે. જેમ કે, બંધારણ અંગે જ જુઓ. તે કહે છે કે, અમદાવાદ કેન્દ્રને પણ છૂટું પડવાનો હક હોવો જોઈએ. આ તેમનો મુદ્દો એ રીતે મહત્ત્વનો છે કે, તે અમદાવાદની સ્થાનીય નગરવિદ્યાપીઠ કાઢવી એ જ સાચું પગલું છે, તેને સમર્થન આપે છે. અમદાવાદ-ક્ષેત્રના મુખ્ય સંચાલકનો આ મત છે, તે પણ ઓછું સૂચક ન ગણાય. બીજા મતભેદોમાં શ્રી. મુનશી પણ સહેજસાજ મતભેદ છે એવા ભાવથી વાત કરતા લાગે છે. પરંતુ મુખ્ય એવી માધ્યમની બાબતમાં તો તે વિરોધી છે જ. પણ નવી વિદ્યાપીઠ અમદાવાદની વિશેષતા ખીલવે એમ ખાસ નોંધે છે. આ ભાર પણ ઉપરના મતને જ પોષક ગણાય; કે, અમદાવાદમાં પોતાની ખાસ વિશેષતાવાળી યુનિવર્સિટી થવી જોઈએ, નહિ તો જાત જાતની મુશ્કેલીઓ આવશે.

પણ હું દરેક વિરોધમતની ચર્ચા કરવા ન બેસું. મારે તો એટલું જ ધ્યાન પર લાવવાનું છે કે, રિપોર્ટની ભલામણો પર તીવ્ર મતભેદ છે.

આમ છતાં, આ રિપોર્ટના સારરૂપે છાપાં જોગી જે યાદી બહાર પાડવામાં આવી, તે એવી હતી કે જાણે સમિતિએ સર્વસંમતિથી ભલામણો કરી છે! આ ભ્રામક ખ્યાલ આપવામાં કોણ જવાબદાર છે,

• એ મને ખબર નથી પરંતુ એ ખોટો છે અને દૂર કરવો જોઈએ આ અંક એ કામ કરશે એવી આશા છે

ફરજિયાત જોડાણ

રિપોર્ટમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓનો મુદ્દો એક જ છે, અને તે પ્રાંતવાર જુદી યુનિવર્સિટી ફરજિયાત રૂપે કરવાનો મકુમની રિપોર્ટમાં માધ્યમના મુદ્દાને મુખ્ય ગણે અગ્રસ્થાન આપવાનું કહ્યું છે, પણ તે અપાયું નથી, એ સહેજે એ રિપોર્ટ વાચનારને જણાશે એક જ વાત તે ચાહે છે અને તે એ કે, ઓછામાં ઓછા પાંચ વર્ષ ગુજરાતની બધી કૉલેજોને ફરજિયાત અમદાવાદ યુનિવર્સિટી જોડે બાંધી આપો આ બાબતમાં સમિતિ પાસે જે જુબાની પડી તે મોટે ભાગે તેની સામે છે તેનો સાર પ્રિં૰ શાહ તેમની વિરોધ નોંધમાં આંકડા સાથે આપે છે, તે તરફ વાચકનું ધ્યાન દોરવા જેવું છે (જુઓ તેમની નોંધ પા ૨૪૫)

ફરજિયાત જોડાણની વાત પૂના યુનિવર્સિટી રિપોર્ટ તેની સામે છતાં, તેના કાયદામાં નખાઈ છે એ શા ઉદ્દેશથી કે કયા દૃષ્ટિબિંદુથી તે જણાતું નથી એક જ અનુમાન જાય છે અને તે એ કે ૧૯૪૭ સુધી મનાતું હતું તેમ, ભાષાવાર પ્રાંતરચના કરવાની આવે છે, તો યુનિવર્સિટી તે ઢબે કરવા માટીએ આજે એ માન્યતા વગુસી ગઈ ? છતા સરકાર એ નીતિ કેવી રીતે રાખી શકે ? આ વસ્તુ શ્રી માવળંકરે ગાંધીજી જોડે જે ચર્ચા કરી તેમાં તથા ગાંધીજીએ તેમને આપેલા જવાબમાંથી પણ સ્પષ્ટ દેખાય છે જયકર કમિટીના હેવાલમાં તો આ વાતનો સ્પષ્ટ એકરાર છે, જે 'મારી નોંધ'માં મેં ટાંક્યો છે (જુઓ આ અંકના પા ૨૧૦, પેરા ૬૩)

આ વિષે ગાંધીજીની ચેતવણી ફરી ધ્યાન ઉપર લાવવી ઘટે તે એ કે, ભાષાવાર પ્રાંત મોડામોડે સમજ શાંતિથી રચ્યા પછી યુનિ૰ રચવા જશો.

ફરજિયાત જોડાણમાં વહીવટ નવારે ને મોટે ભાગે હોય છે પરંતુ એમ વહીવટ અને શિક્ષણને ભેગા ન કરવામાં આવે નહિ તો અણધાર્યાં ગૂંચવાડા ઊભા થશે તે શિક્ષણને ગૂંગળાવશે શિક્ષણની જરૂર જોતા જે કરવા જેવું છે તે બે વસ્તુ —

૧ યુનિ૰નો પ્રકાર બદલવો

૨ માધ્યમ બદલવું

આ કરવા માટે ફરજિયાતપણું ઘાતક છે એટલું જ નહિ, સુધારકોનું કામ અશક્ય અને નાહક કઠણ કરી મૂકે છે ફરજિયાતપણાની જરૂર કેવળ પ્રાદેશિક યુનિ૰ના અશૈક્ષણિક અને અવળા ખ્યાલથી દેખાય છે ફરજિયાતપણાથી નવી યુનિ૰ મુંબઈનો નમૂનો નમૂનો જ બની રહેશે અને એ તો કોઈ જ ચાહતું નથી આ વિષે પ્રજામત સાફ અને એકવાક્ય છે

પ્રજાકીય સરકારને અને ગુજરાતના ધારાસભ્યોને મારી વિનતી છે કે, જરા ખામોશીથી આ વિચારશો પૂના, કર્ણાટકમાં થયું તેવું જ ગુજરાતમાં કરવું, એ કોઈ ન્યાય નથી કે દલીલ નથી ગુજરાતની વિશેષતા ભૂલીને મર્યાદા કરવામાં તેનો દ્રોહ રહેલો છે સ્વભાષાનું માધ્યમ ઉચ્ચ શિક્ષણમાં પણ જોઈએ, એ વિચાર ગુજરાતે જન્માવ્યો છે એને જાકારો ન મળી શકે આમ, પ્રાદેશિક યુનિ૰ અને માધ્યમ એ બન્ને બાબતમાં ગાંધીજીની સલાહનો પણ કાંઈક ખ્યાલ રાખશો

૩-૮-'૪૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૮ | અંક ૯

સપ્ટેમ્બર | નવજીવન, અમદાવાદ | ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય


સપ્ટેમ્બર, ૧૯૪૯

વર્ષ ૮ અંક ૯


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (હરિપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન યશવંત રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂા. ૪); પરદેશમાં રૂા. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

## અમારાં નવાં પ્રકાશનો

**પ્રાચીન સાહિત્ય** : લે૦ રવીન્દ્રનાથ ઠાકુર; અનુ૦ નરહરિ પરીખ, મહાદેવ દેસાઈ; કિં. રૂ. ૧–૦–૦; ટપાલરવાનગી ૦–૨–૦.

**ઘરમાખી** : લે૦ બંસીધર હીરાલાલ ગાંધી; કિં. રૂ ૦–૭–૦; ટપાલરવાનગી ૦–૨–૦.

**गोसेवा** : ले० गांधीजी, दूसरी आवृत्ति, की. रु. १–८–०; डाकखर्च ०–३–०.

**हमारी बा** : ले० वनमाला परीख सुशीला नय्यर, की. रु. २–०–०; डाकखर्च ०–४–०.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮-અંક ૯] અમદાવાદ [સપ્ટેમ્બર


## સર્વોદય વિ૦ પૂર્વોદય

'પૂર્વોદય' નવો શબ્દ છે. પ્રથમ તેનો અર્થ કહું. અંગ્રેજી 'રિવાઇવલિઝમ' શબ્દ માટે તે વાપર્યો છે. તેનો અર્થ થાય છે: 'વાપરમાંથી નીકળી જઈ જુનવાણી થઈ ગયેલાને કે પૂર્વકાળને પાછો લાવવા માટેની ઇચ્છા કે વલણ.' આજે પાકિસ્તાન થયા પછીથી આ જાતની ભાવના અને તેનો વાદ જાત જાતનાં અવનવાં રૂપો ધરીને જાગ્રત થયાં છે. એ વસ્તુઓ જો ફાવે તો તે સર્વોદયની ભાવનાને ઘાતક નીવડે એમાં શંકા નથી. અને તેના કેટલાક અંશો એવા છે કે તે લોકશાહીને પણ મારક છે. વળી આજે દેશ આગળ જે બિનમઝહબી રાષ્ટ્ર બનવાનો આદર્શ રજૂ થયો છે, તે પણ ભયમાં આવે. તેથી પ્રાચીનતાના પૂર્વોદયવાદ કે 'રિવાઇવલિઝમ'થી આપણે સાવધ રહેવું જોઈએ. અને વિશેષે કરીને એટલા માટે કે, તે વાદ જૂની પરંપરા અને ઇતિહાસના સાંપ્રદાયિક અને કોમી ખ્યાલોને લોકલાગણીના ઊંડાણમાંથી ઉશ્કેરીને બુદ્ધિને મોહમાં નાંખી શકે એવો છે.

'જૂનું તે સોનું' એવી એક કહેવત છે. પહેલાં બધું સારું હતું અને હવે તે ઊતરી જવા લાગ્યું છે, એમ માનવા લોકોમાં સહજ વલણ હોય છે. પૂર્વોદય-વાદ લોકમાનસના આ સામાન્ય લક્ષણનો આબાદ ઉપયોગ કરી લે છે. અને જૂનાને માટે આવા પ્રકારની જે સ્વાભાવિક લોકશ્રદ્ધા હોય છે, તે જ્યારે સંસ્કૃત જેવી ભાષા અને ઉપનિષદ-ગીતા જેવું જ્ઞાન પૂર્વમાં જુએ, ત્યારે તો આવા પૂર્વોદયવાદને વળી જોર મળે છે.

આ પરથી, 'જૂનું એટલું ખોટું' એમ કહેવાનો પણ આશય નથી. જૂનામાં જે સારા અંશો હોય અને આજે કામ દે એમ હોય, તેમને જતા કરી જ ન શકાય. પણ પ્રાચીન પૂર્વોદયવાદ એ નથી. એ તો જૂના પૂર્વગ્રહોને અને તેની સાથોસાથ—જાણ્યેઅજાણ્યે—તેનાં સ્થાપિત હિતોને તથા તેને મળતા કેટલાક બીજા ભાવોને પણ જોડે લઈ આવે છે, અને તેમને પાછા તાજા કરવા ચાહે છે, અને પેલાં સારા અંશોનાં કારણોનો ભળતો ઉપયોગ કરી લે છે. સામાન્ય બુદ્ધિ જે મોહમાં પડી જાય છે તે આને લીધે.

શરૂમાં જોયેલી વ્યાખ્યા પ્રમાણે, પૂર્વોદયની ભાવના તેની સાથે જુનવાણીપણાને અને પૂર્વગ્રહોને પણ લેતી આવે આવે છે. બલ્કે, પૂર્વોદય ઘણી વાર રળિયામણા લાગતા કેટલાક આચારવિચારો અને ખ્યાલોના પૂર્વગ્રહોનો જ બનેલો હોય છે. અને તેને જાગ્રત કરવા માટે જૂની રૂઢિ તથા વિધિનો આશરો લે છે. એકાદ દાખલો લઈએ — આર. એસ. એસ.. આજે આર. એસ. એસ.વાળા કહે છે કે, હિંદની પ્રાચીન સંસ્કૃતિનો પુનરુદય કરવો, એ અમારો ઉદ્દેશ છે. આ પ્રાચીન સંસ્કૃતિ એટલે શું? આનો ઉત્તર આપવો ભલભલાને ભારે પડે એવો છે. પરંતુ લોકમાનસ આજે સ્વતંત્ર બનતાં જે લક્ષણો વ્યક્ત કરે છે, તે જોઈએ, તો એનો વહેવારુ અર્થ લોકોમાં શો સમજાય છે તે કાંઈક મળે એમ છે.

આ દેશમાં મોટા ભાગના લોક હિંદુઓ છે, તેથી અહીંયાં હિંદુ વર્ચસ્વ હોવું જોઈએ: કેટલાય લોક

આવો એક મુગ્ધ ખ્યાન સેવે છે એમા વિચારવાનું છે જ શુ ! ઉઘાડુ છે, એમ તેમને લાગે છે અને છતા આ જ લોકો કહેશે ખરા કે, બિનમઝહબી રાજ્યનો આદર્શ સારો છે ! અરે, તેઓ એમ ઊલટા કહે છે કે, એમા જ લોકશાહી છે !

રાષ્ટ્રભાષાનો સવાલ લો સસ્કૃતપ્રચુર હિંદી ભાષા અને નાગરી લિપિ જ હોવી જોઈએ, એમા શકા શી ? 'પાકિસ્તાન' થયા પછી એમા પૂછવાનું શુ છે ?—આમ સહજભાવે વાતો થાય છે

આવા બીજા અનેક દાખલા આપી શકાય પરદેશોમા આપણા દેશને હિંદુ રાષ્ટ્ર તરીકે ઓળખાવવાનુ કામ કેટલાક દેશોના મુત્સદ્દીઓએ શરૂ કર્યું છે, તે સામે ક્રિયા કરવાનું આથી ભૂડુ બની નથી જતું ?

એક પત્રે તો એટલે સુધી લખ્યું કે, ઉર્દૂ એ પરદેશી લિપિ છે, અને તેથી આગળ વધીને તેણે તેની હિમાયત કરનારા લોકના દેશાભિમાન વિષે પણ પ્રશ્ન કર્યો ! કેવળ પૂર્વોદયવાદી પૂર્વગ્રહ (કે જે એક પ્રકારનું ઝનૂન બની જાય છે, તે) સિવાય આમા કાઈ બીજુ રહેલું લાગતુ નથી એને જરા વધારે ઊડે જઈ તપાસીએ ઉર્દૂ લિપિ હિંદમા જ જન્મી અને હિંદમા જ એનો વાપર છે અને હિંદની જ એક ભાષા લખવાને માટે તે જન્મી ને વપરાય છે છતા તે પરદેશી કેવી રીતે?

આના જવાબમા કહેનાર એક વાત કહે—તે મૂળે અરબી ફારસી લિપિમાથી છે અને તે લિપિઓ પરદેશી છે તેમ જ નાગરી લિપિનુ મૂળ જોઈએ તો ? પણ એ પુરાતત્ત્વ અહીં જવા દઈએ, અને સરળ વહેવારની વાત કરીએ તે અર્થમા તો અંગ્રેજી લિપિ પણ પરદેશી છે, પણ તેને વિષે કેમ એવો વિચાર સૂઝતોય નથી ? આપણુ તરબૂચ, જવાહિર જાકીટ, કોટ, પાયજામો, ખમીસ ઇ૦ પણ તો તો પરદેશી જ ઠરે ને ? કેમ કે એમના મૂળ હિંદ બહાર છે

આ જાતની વિચારપ્રક્રિયામા વધારે દોષમય અને ગભીર વાત તો બીજી છે સસ્કૃતિના વિકાસમા આવતી અને લોકોમા અપનાવે જતી ચીજોની ઓળખ જેવી એ હિટલરના આર્યજાતિવાદ અને જર્મન 'કલ્ચર' જેવી જ દૂષિત દૃષ્ટિ છે આખરે જઈને જોતા શુ પરદેશી અને શુ દેશી, એ કહેવુ અઘરુ છે હિંદના દ્રાવિડો અને આદિવાસીઓ પોતાને આર્ય માનનાર લોકને પરદેશી કહે તો ? અગ્રેજો સરદાર સાહેબ તથા બીજા સેવકોને બારડોલીની લડત વખતે 'પરદેશી' કહેતા હતા ! સસ્કૃતિના વિકાસમા પરદેશી દેશીનો ઝઘડો જાગે તો છેવટે ભેદ કલહ અને મિથ્યાભિમાન પર તે પહોચાડે છે જે કલ્યાણમય નથી, સમાજદ્રોહી છે, માનવતાનુ દ્રોહી છે તે પરદેશી છે, પછી તે ભલેને દેશમા જ જન્મેલી અસ્પૃશ્યતા હોય કે પ્રાચીન યુગને વિષેનું અધ અભિમાન કે ગૌરવ હોય અને જે એથી ઊલટુ છે, એટલે કે કલ્યાણમય છે, માનવતાનું પોષક છે તે દેશી છે, પછી ભલેને તે પરદેશથી આવેલુ હોય માનવ સસ્કૃતિ એક અખડ વસ્તુ છે, તેમા દેશીપરદેશીના ભેદો છે નહિ પ્રાચીન પૂર્વોદયવાદ આ સ્થાને જ ભયકર છે તે હિટલરવાદી જાતિ-અભિમાનને મળતી અસર ઉત્પન્ન કરે છે હિંદુસ્તાને જો બિનમઝહબી રાજ્ય બનવુ હોય સર્વોદય સેવવો હોય, તો પ્રાચીન પૂર્વગ્રહ પર જોર કરતા પૂર્વોદયવાદથી ખૂબ સાવચેત રહેવાની જરૂર છે સ્વતંત્રતાના ત્રીજા વર્ષમા પ્રવેશ કરતી વખતે, આ મોટામા મોટી એક સાવધાની રાખવાની જરૂર ઊભી થઈ છે તેમા પાર પડીશુ તો જ હિંદુ સસ્કૃતિ જેવી વસ્તુની જે વિશેષતા મનાય છે તેય પણ જીવતી રહેશે જે ભૂમા છે—વિશાળ છે તે સુખ છે, અલ્પતા નહિ, એ આ દેશનો સનાતનવાદ છે તેને પૂર્વોદયવાદ જેવો સાકડો ન કરવો જોઈએ

૨૧-૮-'૪૯ મગનભાઈ દેસાઈ

નીતિના નિયમોને અવગણીને મેળવેલો વિજય વિનાશમા પરિણમે છે

— કૉન્ફ્યૂશિયસ

# શ્રી. મહાદેવભાઈ*

પંદરમી ઑગસ્ટના દિવસને કયા નામે સંબોધવો? એક તરફ આઝાદીની ઉજવણી અને બીજી તરફ મહાદેવભાઈની પુણ્યતિથિ. ઈશ્વરની પણ ગતિ અકળ છે. આઝાદીના ઉન્માદમાં આપણે અસંયત ન થઈ જઈએ એ અર્થે મંગળમય, શુચિમય પરમાત્માએ એ . . . મંગળ દિવસ સાથે મહાદેવભાઈની પુણ્યતિથિને સંકલિત કરી છે. તેથી આપણા જીવનમાં સ્વાભાવિક રીતે આજના દિવસે મંગળમયતા અને સંયમિતતા ભળી જઈ એમાંથી સ્વર્ગીય આનંદ જ સ્ફુરે. જ્યારે મહાદેવભાઈનું અવસાન થયું ત્યારે બાપુજી તાર લખાવવા બેઠા. બાપુજી દુઃખદ કંઠે બોલ્યાઃ 'દિલગીર છું.' પછી બાપુજી એકદમ થોભી ગયા અને બોલ્યાઃ "આવા ઉમદા મૃત્યુના ખબર આપતાં મારે દિલગીર થવું શાને? ના 'દિલગીર છું.' છેકી નાખો અને લખો કે, 'મહાદેવ એકાએક મરણ પામ્યા.' તેથી આ ભવ્ય પ્રસંગે વિષાદથી ઉદ્વિગ્ન બનવાને બદલે એમના ઉચ્ચ અને સેવાભાવી જીવનમાંથી કંઈક બોધપાઠ અને પ્રેરણા લઈ આપણા જીવનને એ માર્ગે સ્પંદતું કરીએ એમાં જ આજના પવિત્ર દિવસની સાર્થકતા રહેલી છે.

### શરૂઆતનું જીવન

મહાદેવભાઈનો જન્મ ૧૮૯૨ના જાન્યુઆરીની પહેલી તારીખે સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાના દિહેણ ગામમાં થયો હતો. અભ્યાસ-કાળથી જ તેજસ્વી બુદ્ધિ દાખવીને એમણે છેક કૉલેજના છેલ્લા વર્ષ સુધી સ્કૉલરશિપો મેળવી હતી. અને ઉત્તમ અંગ્રેજી તથા ગુજરાતી ઉપરાંત બંગાળી તેમ જ મરાઠી ભાષાનું પણ જ્ઞાન ધરાવતા હોવાથી બી. એ. થયા બાદ તરત જ એમને સેક્રેટરિયેટમાં ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરની ઑફિસમાં જગ્યા મળી હતી એ કામગીરીની સાથોસાથ કાયદાનો અભ્યાસ કરીને તે એલ.એલ. બી. થયા અને પછી નોકરી છોડી અમદાવાદમાં બે એક વર્ષ વકીલાત કરીને સરકારના કૉ-ઑપરેટિવ સોસાયટીઓના ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે જોડાયા, જ્યાં ગ્રામજનતાના પ્રશ્નનું સાચું જ્ઞાન તેમણે મેળવ્યું. એવામાં ઈ. સ. ૧૯૧૫માં બાપુજી આફ્રિકાથી આવ્યા. તેમના સિદ્ધાંતોથી આકર્ષાઈ તે પોતાની ઉજ્જ્વળ આશાઓ આપતી નોકરી છોડી તેમના આશ્રમમાં જોડાયા અને તેમના અંતેવાસી બનીને રહ્યા. ત્યાર પછીનું તેમનું જીવન બાપુના જીવનની સાથોસાથ જ વહેતું રહ્યું.

### ગુણનિધાન આત્મા

મહાદેવભાઈ બાપુ સાથે જોડાયા, ત્યારે તે એટલા બધા ખૂબસૂરત હતા, અને તેમનામાં એટલી પ્રફુલ્લતા હતી કે, બાપુ તેમને વિષે કહેતા કે "મહાદેવ ગુલાબનું ફૂલ છે." એ વખતે શ્રીમતી નાયડુએ તેમનું 'ગુલે ગુજરાન' (ગુજરાતનું ગુલાબ) એવું નામ પાડ્યું હતું.

છેક તરુણ વયથી સાહિત્યના રસિયા હતા. દેશપરદેશના સાહિત્યનું તેમનું વાચન પણ વિશાળ હતું. અને જગત-સાહિત્યની અદ્યતન કૃતિઓ તથા વિચારોથી તેઓ સુપરિચિત રહેતા.

ગાંધીજી પ્રત્યે મીરાંની ભક્તિ જેવી અનન્ય ભક્તિથી એમણે પોતાનું જીવન સર્વસ્વ એમને ધરી દીધું હતું. ને પોતે એમનામાં જ જાણે સમાઈ ગયા હતા. જીવિતની ક્ષણેક્ષણ સ્વરાજસાધનાના તપમાં વિલીન કરીને દેશકાર્યના ઓરસિયા ઉપર સુખડની માફક ઘસાઈ ગયેલા એમના જીવનની માત્ર મહેક જ હવે રહી છે.

ઉમદા દેખાવ, ઉમદા વર્તન અને એથીયે વિશેષ ઉમદા શીલ, એ કશાયે શણગાર વિનાની મહાદેવભાઈ વિષેની સાચી હકીકત છે. તે ભાવનાપ્રધાન પ્રકૃતિના અને અજબ પ્રકારની સ્વભાવની મીઠાશ ધરાવનારા પુરુષ હતા. સ્નેહનો પડઘો તેમના અંતરમાં તરત જ પડતો. સમભાવ અને સમજશક્તિ તેમનામાં ભરેલાં હતાં અને તેમની ઉદારતા

---

*તા. ૧૫-૮-'૪૯ ને રોજ ૨૭૦ મહાદેવભાઈની સાતમી સંવત્સરી નિમિત્તે શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં વાંચેલો નિબંધ.

અપાર હતી પરંતુ તેમના પ્રેમાળ સ્વભાવ અને તેમની વિરલ કાર્યદક્ષતા કરતાયે તેમની અપાર નમ્રતા લોકોને તેમના તરફ વધારે આકર્ષતી બની તથા તેઓની પ્રશંસા વધેરાવનારી હતી આવો શક્તિશાળી પુરુષ છેવટ સુધી અચલ નિષ્ઠાથી જેની સેવા કરી તેના ચરણમા જીવનના આરંભમા જ પોતાનુ સર્વસ્વ અર્પણ કરવાને પ્રેરાય એમા કશુ આશ્ચર્ય છે ખરુ? બાપુજીએ પણ યોગ્ય જ કહ્યુ છે કે, 'મને કોઈ પૂછે કે મહાદેવના ચારિત્ર્યનુ સૌથી ઉમદા લક્ષણ કયુ, તો હુ કહુ કે પ્રસંગ પડ્યે શૂન્યવત્ થઈ જવાની તેની શક્તિ'

બાપુની જીવનપ્રણાલીની ઊંડી સમજ તથા તેનુ અણીશુદ્ધ નિરૂપણ એ મહાદેવભાઈની અમૂલ્ય મૂડી હતી.

મહાદેવભાઈ ઘણી વાર કહેતા 'જીવનમા મારી એકમાત્ર પ્રાર્થના છે કે, બાપુની સેવા કરતો કરતો મરુ' મહાદેવભાઈ સારી પેઠે જાણતા હતા કે, બાપુની સાથે રહેવુ એ કઈ નાનીસૂની વાત નથી એ તો ઊંડી તપશ્ચર્યા માગી લે છે તેથી જ મહાદેવભાઈ કહેતા "બાપુની સાથે રહેવુ એ જ્વાળામુખીની ટોચ પર રહેવા જેવુ છે જ્વાળામુખી ક્યારે ફાટે અને આપણા ફુરચા ઉડાવી દે, એ કોઈ કહી શકે એમ નથી"

વરસોથી આપણામાના ઘણાખરાને મન 'હરિજન' બાપુની કલમ જેટલુ જ મહાદેવભાઈની કલમ સાથે સંકળાયેલું હતું આ સબંધમા એક પ્રસંગ યાદ આવે છે મહાદેવભાઈના ચપ્પલ બાપુની કુટી પાસે પડ્યા હતા એ ચપ્પલો પર 'એમ ડી' એવા મહાદેવભાઈના નામસૂચક અંગ્રેજી અક્ષરો કોતરેલા હતા 'હરિજન'મા આવતા પોતાના લેખોની નીચે પણ મહાદેવભાઈ એ જ અક્ષરો મૂકતા હતા અને જે લખાણની નીચે M D એવા અક્ષરો આવે એ મહાદેવભાઈનુ જ હોય એમ 'હરિજન'ના બધા વાચનારા સારી પેઠે જાણતા હતા આવા અક્ષરવાળા ચપ્પલો જોઈને સરદારે પોતાની લાક્ષણિક રીતે વિનોદ કરતા જણાવ્યુ, 'મહાદેવ મહેરબાની કરીને તમારા ચપ્પલ અહી ન રાખો નહી તો અહી આવનાર કોઈ થાપ ખાઈ જશે ને માનશે કે આ વળી કઈક નવીન પ્રકારનું 'હરિજન' નીકળ્યુ કે શુ!'

બાપુની કલ્પનામા મહાદેવભાઈ આદર્શ મંત્રી હતા એક વખત તેમનુ વર્ણન કરતા મહાદેવભાઈને પોતાના પુત્ર, મંત્રી અને આશક ત્રણ જણે એકમા સમાઈ ગયા હોય એવી રીતે બાપુએ ઓળખાવ્યા હતા બીજે પ્રસંગે પોતાની વચ્ચેનો સબંધ હિન્દુ પતિપત્નીના જેવો, એટલે એકબીજાનો પૂરક અને અતૂટ એવો વર્ણવ્યો હતો એ "આત્માઓનુ લગ્ન" હતુ

મહાદેવભાઈ બાપુજીને હાથે કપડા ધોવા દેતા નહિ બાપુજી જ્યારે ખરબચડી ખાદીનો ફેંટો બાધતા, જાડી ખાદીનુ ધોતિયુ, અંગરખુ પહેરતા હતા, ત્યારે મહાદેવભાઈ બાપુના કપડા ધોતા હતા એ ઉપરાત રસોઈ કરતા, બાપુને બદલે લોકોને મળતા, પત્ર વ્યવહારનુ કામ સભાળતા અને 'યંગ ઇન્ડિયા' માટે લેખો પણ લખતા મહાદેવભાઈનો એક મોટો ગુણ એ હતો કે, તેમને જે કાઈ કામ સોંપવામા આવે તે કરવાને તે તૈયાર રહેતા અને તે ઉમંગથી કરતા તેથી બાપુના શબ્દોમા કહીએ તો, 'આ રીતે તે એક સારા લેખક, સારા રસોઇયા અને સારા મજૂર બન્યા'

સૌંદર્યમિશ્રિત સાદાઈ, સ્વચ્છતા અને સુઘડપણા માટે તેઓ ખૂબ આગ્રહ રાખતા ઉપરછલ્લી ટાપટીપને બદલે હસ્તકળાને વધારે પસંદગી આપતા ઘોંઘાટ અને ધાંધલ વચ્ચે પણ એકાગ્ર થવાની શક્તિ એમનામા અજબ હતી

**બાપુમય જીવન**

મહાદેવભાઈનુ આખુ શરીર જાણે હૃદયનુ જ બનેલુ હતું એમની આંખોમા, એમના સ્પર્શમા એમની વાણીમા, એમની બુદ્ધિમા, એમની ચીડમા તેમ જ વહાલમા, અને એમની દરેક ક્રિયામા એમના હૃદયનો જ સીધો સ્પર્શ થતો પણ એ હૃદય પણ એમનુ પોતાનુ રહ્યુ નહોતુ એ તો બાપુ સાથે

જોડાઈ ગયેલું હતું. વ્યક્તિઓ તેમ જ વિચારોને તે બાપુની જ નજરે જોઈ શકતા. જેમને બાપુએ અપનાવ્યા, સખા ગણ્યા, આદર આપ્યો, તે મહાદેવભાઈનાં પ્રેમ, આતિથ્ય અને કીર્તિગાનનો વિષય બન્યા જ સમજવા — પછી તે વ્યક્તિના ગમે તે વિચારો હોય. ઉપર કહ્યું તેમ, બાપુ મહાદેવભાઈનો પ્રાણવાયુ હતા. અને તેથી જ મહાદેવભાઈના ચિત્તના સંચાલક અને નિરોધક, એમની સર્વે શક્તિઓ, સર્વ સાધન-બળ-વચન-ચાતુરી બાપુને અર્પણ હતાં.

આજે મહાદેવભાઈનું સ્મરણ કરતાં કરતાં કેટલાયે વિચારો દૃષ્ટિ સમીપ આવીને ખડા થાય છે. એમનું આખું જીવન જ સેવાભાવ અને ત્યાગવૃત્તિથી એટલું સ્પંદિત હતું કે એમાંના કયા પ્રસંગને જતા કરવા એ જ સમજાતું નથી. બાપુ પ્રત્યે એમણે જે સેવા અને સ્નેહ દાખવ્યાં, એ તો ખરેખર અજોડ છે. આજે આપણી વચ્ચે બાપુ પણ નથી. જો મહાદેવભાઈ હોત તો બાપુ વિષે એક મહાભારત જ એમનાથી લખાત. બાપુ અને મહાદેવભાઈનો સંબંધ તો હૃદયનો. હૃદયને તો સ્નેહી હૃદય જ સમજી શકે. બાપુનું જીવનચરિત્ર જો મહાદેવભાઈ લખત તો આખા વિશ્વમાં વિખ્યાત થાત અને બાપુના જીવનને સમજવા આપણને એ સહાયરૂપ બનત. એનો સબળ પુરાવો આપણને એમની ડાયરી પરથી જડે છે. પણ બાપુના ચરિત્રકાર તો બાપુ પહેલાં જ ચાલ્યા ગયા. મહાદેવભાઈના અવસાનથી વ્યથિત થયેલા બાપુજીએ જ કહ્યું હતું, "મહાદેવ મારું જીવનચરિત્ર લખવાને બદલે મારે ભાગે જ એનું જીવનચરિત્ર લખવાનું છોડી ચાલ્યા ગયા!"

મહાદેવભાઈના અવસાન પછી થોડા વખત બાદ સુશીલાબહેને એક દિવસ બાપુજીને પૂછ્યું: "આજ સુધીમાં જેમના જેમના મરણના ઘા આપને સહેવાના આવ્યા, તેમાં મહાદેવભાઈના મરણની આપના પર સૌથી વિશેષ અસર નથી થઈ?" બાપુજીએ કહ્યું: "જમનાલાલ, મગનલાલ અને મહાદેવ, એ ત્રણે પોતપોતાના ક્ષેત્રમાં અનન્ય હતા. એ ત્રણમાંથી એકેની જગ્યા પુરાય એમ નથી. પણ મારે કહેવું જોઈએ કે, એ ત્રણમાંથી મહાદેવે મારામાં સંપૂર્ણપણે સમાઈ જવાનું પસંદ કર્યું હતું. હું એમ કહી શકું કે, મારાથી અલગ એવું પોતાનું નિરાળું વ્યક્તિત્વ ધરાવતા તે મટી ગયા હતા." ખરેખર મહાદેવભાઈ બાપુમય બની ગયા હતા.

મહાદેવભાઈ ખરેખર મહાદેવભાઈ જ હતા. એમના ઉદાત્ત, ત્યાગપરાયણ, સેવાભાવી, સ્નેહાળ અને ઉમદા જીવને જ 'મહાદેવભાઈ' એ નામને ઉચ્ચ આદર્શના પ્રતીક સમું બનાવી મૂક્યું છે. એમના જીવનના પ્રસંગોનું સ્મરણ કરતાં આપણું જીવન દિવ્ય આનંદથી તળબોળ બની જાય છે, અને એમના જીવનની સુવાસ સર્વત્ર પ્રસરી જાય છે.

અંતે ગુરુદેવના એક ગીતનો મહાદેવભાઈએ જાતે અનુવાદ કર્યો હતો, એને આપણા હૃદયમાં ગુંજતું કરીએ:

તારાં સ્વજન તને જાય મૂકી તો
તેથી કાંઈ ચિન્તા કર્યે ચાલશે ના.
તારી આશાલતા પડશે તૂટી
ફૂલ ફળે એ ફાલશે ના,
તેથી કાંઈ ચિન્તા કર્યે ચાલશે ના.
માર્ગે તિમિર ઘોર ઘેરાશે
એટલે તું શું અટકી જાશે?
વારંવારે ચેતવે દીવો
ખેર જો દીવો ચેતશે ના . . . તેથી.

ડાહીબહેન રામભાઈ પટેલ

---


મહાદેવભાઈની ડાયરી

[પુસ્તક પહેલું]

કિં૦ રૂ. ૪-૮-૦ ટપાલરવાનગી ૦-૧૧-૦

મહાદેવભાઈની ડાયરી

[પુસ્તક બીજું]

કિં૦ રૂ. ૫-૮-૦ ટપાલરવાનગી ૦-૧૨-૦

# ગુજરાત યુનિવર્સિટી સમિતિનો અહેવાલ

મુંબઈ સરકારે તા. ૨૧ એપ્રિલ ૧૯૪૭ને રોજ નીમેલી ગુજરાત યુનિવર્સિટી સમિતિએ તેનો અહેવાલ સરકારને ૧૯૪૮ની આખરે મોકલી આપેલો, તે આ મહિનામાં સરકાર તરફથી બહાર પાડવામાં આવ્યો છે. તે જોઈને જે થોડા વિચારો તરત સૂઝે છે તે જાહેરમાં જણાવવા જરૂરી લાગે છે.

છાપાંઓમાં એ રિપોર્ટને અંગે જે અહેવાલો જોવા મળ્યા હતા તે પરથી રિપોર્ટ સર્વસંમત દસ્તાવેજ છે એવો ખ્યાલ સામાન્યપણે આવે; પણ પ્રત્યક્ષ રિપોર્ટ જોતાં એ વાત પાયા વગરની જણાઈ છે. આવો ભ્રમ શા માટે ઊભો કરવામાં આવ્યો હશે, એ એક કૂટ પ્રશ્ન છે.

અહેવાલ જોયા પછી પહેલો પ્રશ્ન એ ઊઠે છે કે, સરકાર આવી સમિતિઓ નીમે છે તેનો શો ઉદ્દેશ હોય છે અથવા હોવો જોઈએ? એના અનેક હેતુઓ હોઈ શકે. બ્રિટિશ હકૂમતમાં સરકારની નીતિનું સમર્થન કરવાને માટે અથવા લોકોની માગણીને ઉડાવી દેવા માટે આવી સમિતિઓ નિમાતી, એ જાણીતી વાત છે. પણ પ્રસ્તુત બાબતમાં નીચેનો ઉદ્દેશ હોવો જોઈએ અને તે નજર આગળ રાખીએ તો પૂરતુ છે. પ્રજામાં કોઈ સવાલને અંગે ચળવળ ચાલતી હોય અને તેની કોઈ માગણી હોય, તો તે માગણી કેવી સ્વરૂપની છે, તે જોવા ને તેની છણાવટ કરવા, તે વિષયના કેટલાક ખાસ જાણકારો અને તે સવાલનો વધારે વ્યાપક દૃષ્ટિથી વિચાર કરી શકે એવા થોડા માણસોની એક સમિતિ નીમીને, તેમની મારફતે, શું કરવું ઘટે તેનુ સૂચન મેળવવુ આમાં લોકોની માગણીમાં અનિષ્ટ તરફ લઈ જનારુ કોઈ તત્ત્વ હોય તો તેની પણ છણાવટ કરી, તે બાબતમાં લોકકલ્યાણની દૃષ્ટિ જેમનાનાં છે, એવા માણસો મારફત, એ પ્રશ્નના ઉકેલને અંગે સૂચનો મેળવવાનો પણ સમાવેશ થાય છે. સમિતિને અમુક પ્રશ્ન ચોક્કસ સ્વરૂપમાં સોંપાયા પછી તેની ફરજ થઈ પડે છે કે, એ પ્રશ્નને અંગે જે માણસો વિશેષ અનુભવ કે જ્ઞાન ધરાવતા હોય અને તેનો વ્યાપક દૃષ્ટિથી વિચાર કરી શકતા હોય, એવા બધા કે મુખ્ય લોકો સાથે વિચારવિનિમય કરવો, તેમની પાસેથી એ પ્રશ્નનાં વિવિધ પાસાં વિષે માહિતી વગેરે મેળવવી, અને એવી રીતે પ્રજામાનસ શું માગે છે, કેવા સ્વરૂપમાં માગે છે, વગેરે જાણવું. આ પદ્ધતિ લોકશાહી સાથે પૂર્ણપણે સંગત છે એમાં શંકા નથી.

ગુજરાત યુનિવર્સિટીને અંગેનો માવળંકર સમિતિનો રિપોર્ટ જોતાં સૌથી પહેલાં તેમાં ઉપરના સિદ્ધાન્ત સાથે મેળ ન ખાય તેવી અનેક વસ્તુઓ જોવા મળે છે.

સમિતિએ ૩૮ પ્રશ્નોની એક પ્રશ્નાવલિ ૨૦૦૦ સંસ્થાઓ તથા વ્યક્તિઓને જવાબ મેળવવા માટે મોકલી હતી. એમાંથી ૧૨૮ વ્યક્તિઓએ કે સંસ્થાઓએ લેખિત જવાબો મોકલી આપ્યા. સમિતિને એ બધા જવાબો એટલા કીમતી અને ઉપયોગી જણાયા કે તે બધા જરૂર પડે ત્યારે તરત જોઈ શકાય તેટલા માટે એ ભાગમાં છપાવ્યા છે.

ત્યાર બાદ એ જવાબો આપનારાઓમાંથી ૬૪ જણને સમિતિએ પોતાની સાથે રૂબરૂ ચર્ચા કરવા બોલાવ્યા.

પ્રશ્નાવલિના જવાબો આપનારાઓમાં તેમ જ સમિતિ પાસે આવીને ચર્ચા કરનારાઓમાં બધી કોટિના માણસોનો સમાવેશ થાય છે. એ બધાને લેખિત જવાબો આપવા માટે કે ચર્ચા કરવા માટે સમિતિએ એક સમિતિ તરીકે જ આમંત્રણ આપેલું. તેમ છતા ૪૮ માણસોને સમિતિના એક સભ્ય શ્રી મગનભાઈ દેસાઈની સૂચનાથી પ્રશ્નપત્રિકા મોકલવામાં આવ્યાનું અહેવાલમા ખાસ જણાવવામાં આવ્યુ છે તે શા માટે હશે, તે સમજાતું નથી, જો સમિતિના પ્રમુખ, મંત્રી તેમ જ બીજા સભ્યોએ કેટલાનું અને કોનું કોનું આવાહન કર્યું, એ પણ બતાવવામાં આવ્યુ હોત, તો આપણને મનોવિશ્લેષણના આ જમાનામાં અભ્યાસને માટે એક રસપ્રદ વિષય મળત. પણ એકંદરે એક સભ્યને વિષેનો આવો નિર્દેશ અશિષ્ટ લાગે છે.

રિપોર્ટ પરથી જણાય છે કે, પ્રશ્નાવલિના લેખિત જવાબો તરફ સમિતિએ ખાસ ધ્યાન આપ્યું લાગતું નથી. કારણ, કેળવણીનું માધ્યમ અને ફરજિયાત માન્યતા કે જોડાણ અંગે જે અભિપ્રાયો વ્યક્ત થયા છે, તેનાથી સમિતિની બહુમતી (?)નો અભિપ્રાય જુદો જ રજૂ થયો છે. તો પછી એ જવાબો સમિતિને છાપવા જેટલા કીમતી અને ઉપયોગી કઈ રીતે જણાયા હશે?

જે ૬૪ વ્યક્તિઓને સમિતિએ વિચારણા ને ચર્ચા માટે બોલાવી તેમના અભિપ્રાયોને પણ જોઈતું વજન આપવામાં આવ્યું લાગતું નથી. આનો એક જ દાખલો સમિતિના જ એક સભ્ય શ્રી નગીનદાસ શાહે પોતાની અલગ નોંધમાં આપ્યો છે તે લઈએ શ્રી શાહ કહે છે કે, સમિતિએ કુલ ૪૮ જણની જુબાની લીધી તેમાં ૨૮ જણ ફરજિયાત જોડાણ કે માન્યતાની સામે હતા; ૬ જણાએ એને અંગે કશો સ્પષ્ટ મત આપ્યો નથી; અને બાકીના ૧૪માંથી કેટલાક જણ, ઉચ્ચ કેળવણીમાં ગુજરાતીને માધ્યમ બનાવવાને માટે ફરજિયાત જોડાણ અગત્યનું છે એ દલીલથી ઊલટતપાસમાં આંતરવામાં આવ્યા ત્યારે, અનુકૂળ થયા! શ્રી શાહ આગળ કહે છે કે, ઊલટ-તપાસ વખતે ફરજિયાત જોડાણને જરૂરી મનાવવાને જે દલીલ આગળ કરવામાં આવી, તે હેવાલમાં ફગાવી દેવામાં આવી છે. એટલે ઊલટતપાસમાં કઢાવેલી સંમતિ આપોઆપ રદ થાય છે. આનો અર્થ એ કે, ફરજિયાત જોડાણને અંગે જવાબ આપનારાઓનો મોટો ભાગ એવા જોડાણને પ્રતિકૂળ હોવા છતાં સમિતિ એ જ વસ્તુની સરકારને ભલામણ કરે છે! એ શા માટે કરવામાં આવી છે અને કોના હિતમાં તે સમજાતું નથી.

* * *

વસવાટ અને શિક્ષણની સગવડવાળી એકકેંદ્રી યુનિવર્સિટી એ પરીક્ષા લેનાર અને માન્યતા આપનાર યુનિવર્સિટી કરતાં શ્રેષ્ઠ છે, બીજો પ્રકાર હવે નકામો પુરવાર થયો છે, વગેરે સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતાં કરતાં છતાં સમિતિ ભલામણ તો એ સિદ્ધાંતોથી સાવ અવળી કરે છે! કોઈ પણ સર્વમાન્ય સાચા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવું, તે એટલે સુધી કે તેનો વિરોધ કરતાંય સામાને શરમ આવે, અને પાછળથી એ સિદ્ધાંતને એવો મરડવો કે તેનું સત્ત્વ જ હણાઈ જાય, એવી જાણે ચોક્કસ નીતિ આ હેવાલ ઘડવામાં સ્વીકારવામાં આવી હોય એમ દેખાય છે. આને અંગે જ બીજો એક, માધ્યમનો દાખલો લઈએ.

ગુજરાતી માધ્યમ બધે દાખલ કરવાનું નામ દઈને આખા ગુજરાતની ઉચ્ચ કેળવણીની સંસ્થાઓને એક દોરે જોતરવી અને પછી હળવે રહીને એ ગુજરાતી માધ્યમની વસ્તુને જ ઉડાવી દેવી, એ ગુજરાતી માધ્યમ વિષે સમિતિને કશી પડી નથી એટલું જ સાબિત કરે છે. અંગ્રેજી માધ્યમ જવું જોઈએ એ માન્ય; પાંચ વરસ સુધી તે રહે; પછી તેમાં શીખવવાનું આવે તો ખાસ રજા લેવી પડે; —આવી ભલામણ સમિતિ કરે છે, પણ તે માટે ઇલાજ ગુજરાતી અને/અથવા હિન્દી ભાષા દ્વારા શીખવવાની ગોઠવણ! વળી અનુસ્નાતક વર્ગોમાં હિન્દી માધ્યમ ફરજિયાત! આજે હિન્દીની ગુજરાતી (કે મરાઠી અને બંગાળી) સાથે તુલના કરીએ તો બેધડક કહી શકાય કે, હિન્દી કરતાં એ ભાષા અમુક વિષયોમાં ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે પણ વધારે કેળવાઈ છે અને ચોક્કસ બનતી જાય છે. આ વાત કોઈ શિષ્ટ અંગ્રેજી ગ્રંથના એ બે ભાષાનાં ભાષાંતરો સરખાવતાં જણાઈ આવશે. હિન્દીમાં ભાષા અને અર્થની ચોકસાઈનો હજી આગ્રહ દેખાતો નથી. ગુજરાત પાસે ગાંધીજીએ છેલ્લાં ત્રીસ વરસ ગુજરાતી ભાષાની તેમ જ ભાષાંતરની કસરત કરાવી છે અને તેને વ્યવસ્થિત ચોક્કસ સ્વરૂપ આપ્યું છે એ સૌ કોઈ જાણે છે.

ઉચ્ચ શિક્ષણનું કામ, આખરે તો આજે જે લોકો ગુજરાતની જુદી જુદી કૉલેજોમાં કામ કરી રહ્યા છે, એ જ કરવાના છે ને? તો અમે પૂછીએ છીએ કે, તેઓ પોતપોતાના વિષયો શીખવવાને ગુજરાતી જલદી વાપરી શકશે કે હિન્દી? ગુજરાતી-માં ભાષણ લેખન કરવાની તેમને સહેલાઈથી ફરજ પાડી શકાય, હિન્દીમાં નહિ. હિન્દી શીખવા સમજ-વાની ફરજ જરૂર પાડી શકાય, પણ તેમાં બોલવા-

લખવાની ફરજ પાડવા જઈએ તો તે શક્ય બનશે ખરું? આ વહેવારુ પ્રશ્ન સમિતિને કેમ સૂઝ્યો નથી? આ બધા અધ્યાપકો, અમદાવાદના શેઠિયાઓ પોતાના બેરા, માળી કે ગાડીવાળા જોડે જે હિન્દી બોલતા હશે, તેવું જ બોલતા થાશે શિષ્ટ હિન્દી બોલતા તેમને કેટલો વખત જશે તે કોઈ કહી શકે તેમ નથી બધાને ગંગાજમુનાના પાણી વચ્ચે વરસ પાઈ વાવો તો જુદી વાત' આમાં કેળવણીની મોટી દુર્દશા થાય છે આમાથી થાય એવું કે, અંગ્રેજીનું માધ્યમ તરીકે આજે જે સ્થાન છે તે જ કાયમ રહેશે, બીજું પરિણામ કલ્પી શકાતું નથી

આ વિષય હવે એટલો મહત્વનો બન્યો છે કે તેની સ્વતંત્ર અને બહોળી ચર્ચા થવાની જરૂર છે તે કરવાનું આવતા અંક પર રાખી અહીં આટલેથી પતાવીશું

આના અનુસંધાનમાં યુનિવર્સિટી સમિતિના એક સભ્ય શ્રી કાલેલકરની નોંધમાંથી એક ઉતારો ટાંકી લઈએ તેઓ કહે છે કે, કૉલેજના બધા વર્ગોમાં પ્રાન્તની ભાષાઓ જ માધ્યમ હોવી જોઈએ એવો મારો મત છે તેનું કારણ આપતા તેઓ જણાવે છે કે, "एस याय तो ज विद्यापीठना ज्ञाननो निचोड सामान्य जनता सुधी पहोंची शक्शे' એટલે કે એમ થાય તો જ યુનિવર્સિટીની હસ્તી આમપ્રજાને અને તેના હિતને અર્થે છે એમ કહી શકાય યુનિવર્સિટીની સંસ્થા કોઈ એક વર્ગને કે હિતને પોતાના સારુ તો નથી ને? લોકમાન્ય ટિળકની માધ્યમની બાબતમાં કેવી તીવ્ર લાગણી હતી તે તેમના નીચેના વાક્ય પરથી જણાશે. તેઓ ચોખ્ખું કહે છે, "કોઈ પણ પ્રજાને પારકી ભાષામાં કેળવણી આપવી એ તેની ખસી કરવા જેવું છે"

* * *

અહેવાલના ૩૨મા પૅરેગ્રાફમાં સમિતિ યુનિવર્સિટીના અધ્યાપકો આગળ એક નવું (?) દૃષ્ટિબિન્દુ રજૂ કરવા માગે છે અત્યાર સુધી કોઈ પણ વિષયનું શિક્ષણ યુરોપ કે ઇંગ્લન્ડમાં તે અંગે કેળવાયેલી દૃષ્ટિથી શરૂ થતું પછી હિન્દને તે વિષયને અંગે કંઈ કહેવાનું છે કે નહિ તે, અને હોય તો તે પરિશિષ્ટ રૂપે કહેવામાં આવતું — હવે આવે છે એ સ્થિતિ બદલીને, તે વિષયમાં હિન્દે શો ફાળો આપ્યો છે તેનાથી શરૂઆત કરી આગળ વધવું, એ યોગ્યતર પદ્ધતિની સમિતિ ભલામણ કરે છે આ સારી ભલામણ છે તેનો અમલ એક પેઢી પછીયે આપણા અધ્યાપકો કરતા થાય એવું આપણે ઇચ્છીએ પણ તેમ કરી શકાય તે માટે ગુજરાતીને કેળવણીનું માધ્યમ બનાવવું એ જ પડેલો અને સહેલો ઉપાય છે, એ જ તેની સાથે સુસંગત છે, એટલું જણાવી લઈએ

એશિયાની ભાષાઓના અભ્યાસની ભલામણમાં પણ એવી જ ખાલી મોટી વાત અમને લાગે છે હિંદની બાકીની સમૃદ્ધ એવી સારથીયે વધારે પ્રાંતિક ભાષાઓના અભ્યાસની સ્પષ્ટ વહેવારુ અને જરૂરી ભલામણ કરવાને બદલે એશિયાનું નામ લેવામાં પણ ખાલી મોટી વાત કરવાનો સમિતિનો આડંબર ઉઘાડો થાય છે

* * *

અંગ્રેજી ભાષાના હાલ આપણે ત્યાં દિવસે દિવસે કેવા થઈ રહ્યા છે તે નિશાળો ને કૉલેજો સાથે સબંધમાં આવનાર સૌ કોઈ જાણે છે આમ છતાં આપણે તેને વળગી રહેવાનો કેવો પ્રયત્ન કરીએ છીએ, તે જોવા જેવું છે પાયાની કેળવણીમાં (પહેલા સાત આઠ વરસના ભણતરમાં) અંગ્રેજી ન જોઈએ એ વસ્તુ ગાંધીજીની હયાતીમાં માન્ય કરવામાં આવેલી છે અને તદનુસાર મુંબઈ સરકારે — બીજી સરકારોએ પણ તેમ કર્યું જ હશે એમ માનીએ — માધ્યમિક શાળાના પહેલા ત્રણ ધોરણમાંથી અંગ્રેજી ક્રમશ કાઢી નાખવાનું શરૂ પણ કર્યું છે, અને આવતે વરસે ભણતરના પહેલા સાત ધોરણો અંગ્રેજી વગરના થશે એ નીતિને સરકાર વળગી રહેશે — અને આપણે આશા રાખીએ કે એ વળગી રહેશે જ રહેશે, — તો પછી માધ્યમિક શાળાના ઉપલા ચાર ધોરણમાં અંગ્રેજી વિકલ્પે રાખે કે ફરજિયાત કરે તોય પાંચમે વરસે વિદ્યાર્થી અંગ્રેજી દ્વારા પોતાના વિષયો પ્રૌઢ કક્ષાએ સમજી શકશે એમ માનવું, એ નરી બેવકૂફી છે આજે માધ્યમિક શાળામાથી

અંગ્રેજીનું માધ્યમ તરીકેનું સ્થાન કમી થયું છે એટલે મહાવિદ્યાલયોમાં વિદ્યાર્થીઓ પોતાના વિષયો અંગ્રેજીમાં સમજી શકતા નથી અને તેથી અધ્યાપકોને ઢેઢગુજરાતીમાં કે ઢેઢઅંગ્રેજીમાં બોલવું પડે છે. ત્યારે ભણતરનાં ચાર જ વર્ષ અંગ્રેજી જેમને કાને પડ્યું હશે તે વિદ્યાર્થીઓને અંગ્રેજી મારફતે ઉચ્ચ ભણતર આપવામાં વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના તેમ જ ગરીબ બીચારી અંગ્રેજીના કેવા હાલ થશે તેની કલ્પના જ કરવી રહી!

સરકાર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલો પ્રસ્તુત અહેવાલ પણ અંગ્રેજીની આપણે ત્યાં થવા માંડેલી વલેની સાક્ષી પૂરે છે. સરકાર પાસે જે દસ્તાવેજ પહોંચ્યો હોય તે ખરો, પણ છાપેલા અહેવાલમાં કેટલીયે મજાની ભૂલો થયેલી છે. બધી જ ભૂલો મુદ્રારાક્ષસમાં ખપે તેવી નથી અને ખપાવવા માગીએ તો એ રાક્ષસ કેવડો મોટો ને બલાઢ્ય થતો જાય છે તે જોઈને અકળામણ થાય છે. આ પરથી અંગ્રેજીને વળગી રહેવાની મમત રાખીશું તો હિંદુસ્તાનની ખાસ અંગ્રેજી કેળવવાનો વડી સરકારે ઠરાવ કરવો રહેશે!

* * *

હવે આપણે રિપોર્ટ જે રીતે રજૂ કરવામાં આવ્યો છે તે તપાસીએ.

સમિતિનો મુખ્ય હેવાલ — એને આપણે બહુમતી હેવાલ કહીશું? — પહેલાં ૩૮ પાનાંમાં પૂરો થાય છે. ૩૮મે પાને સભ્યોની સહીઓ છે. ૧૨ સહીઓમાંથી ૭ ઉપર ફૂદડી છે, કારણ એટલા સભ્યોએ અમુક વિષયોની બાબતમાં સમિતિથી જુદો મત વ્યક્ત કર્યો છે. પછી ૩૯થી ૭૪ પરિશિષ્ટો ખાતે જાય છે. તે પછી પાન ૭૫થી ૧૭૮ સુધી ભિન્ન મત ધરાવનારા સભ્યોની નોંધો છે.

કુલ ૧૨ સભ્યોમાંથી ૭ સભ્યો કોઈ ને કોઈ મુદ્દા પર ભિન્ન મત વ્યક્ત કરે એવા અહેવાલને સર્વસંમત અહેવાલ તો ન જ કહેવાય; બહુમતી અહેવાલ પણ કહી શકાય નહિ. તેમ છતાં છાપાંઓમાં જનતાની જાણ માટે જે સમાચાર અપાયેલા તેમાં સર્વસંમત અહેવાલ હોય એવો ભ્રમ પેદા કરવામાં આવેલો.

આ મુખ્ય રિપોર્ટ પણ જે રીતે ઘડાયો છે અને તેણે જે ભલામણો કરી છે તે, સમિતિ આગળ જે દસ્તાવેજી પુરાવો આવ્યો અને ગુજરાતમાંથી તેમણે બોલાવેલા માણસોએ જે કંઈ કહ્યું, તે બધાની અવગણના કરનારો જ દેખાય છે. સમિતિ — કહો કે તેનો અમુક ભાગ — આગળથી જ કંઈક વસ્તુની મન સાથે ગાંઠ વાળીને બેઠો હોય, શું કરવાનું છે તે નક્કી કરી બેઠો હોય; તો જ આ બધા પુરાવાની અવગણના થઈ શકે; બીજું અનુમાન નીકળતું નથી. એવું જો હોય તો ગુજરાતમાં ઠેકઠેકાણે પ્રવાસ કરીને તે તે સ્થળના લોકોની મુલાકાત લેવાનો કશો અર્થ ન ગણાય.

આ અહેવાલને માર્ગદર્શક માનીને સરકાર શું કરશે એ પ્રશ્ન થાય છે. કેળવણીની બાબતમાં પાયાની કેળવણી ગાંધીજીની દેશને મોટામાં મોટી ભેટ છે એમ વારંવાર કહ્યા કરવાથી આ વાતનો નિકાલ ન થઈ શકે. માતાના ગર્ભમાં બાળક હોય છે ત્યાંથી તે મરણ પામે છે ત્યાં સુધી તેની કેળવણી ચાલુ હોય છે, તે માટે પ્રબંધ જોઈએ એમ ગાંધીજીએ કહેલું. એ બધી વસ્તુની પાછળનો આશય ખ્યાલમાં રાખીને આપણી સરકાર વર્તશે ખરી? સરકાર રૂઢ ચીલે ચાલે અને આ રિપોર્ટને આધારે એક યુનિવર્સિટી બિલ ઘડી કાઢે તો તેથી ગુજરાતની જનતાને શો લાભ થશે? દરેક ગુજરાતીની ઊંચાઈમાં એ યુનિવર્સિટીને કારણે એક દશાંશ ઇંચ જેટલો પણ ઉમેરો થશે? અને જો ન થવાનો હોય તો એવા ધોળા હાથીને પોષવાનો ભાર તેના પર નાખવામાં કયું ઔચિત્ય સધાશે?

* * *

હવે આપણે રિપોર્ટ અંગે બારમાંથી સાત સભ્યોએ જે નોંધો લખી છે તે તપાસીએ. આ બધી નોંધો વસ્તુતઃ ભિન્ન મત દર્શાવનારી નોંધો છે. તેમ છતાં રિપોર્ટમાં કોઈને 'નોટ' તો કોઈને 'નોટ ઑફ ડિસેંટ' તો વળી કોઈને 'એડેન્ડમ' અને કોઈને 'માઈનોર નોટ' એવાં મથાળાં અપાયાની મમ્મત (કે ચાલાકી)

જોવા મળે છે બધી નોંધો વિષે કહેવા જતા આ લેખનો વિસ્તાર બહુ વધી જશે, એટલે મહત્ત્વની બે નોંધો વિષે જ લખીશું

ડૉ કુવરજી ગોસાઈ નાયકની નોંધ ચોખ્ખેચોખ્ખી ભિન્ન મત દર્શાવનારી છે યુનિવર્સિટીનું સ્વરૂપ વ્યાપ્તિ, હકૂમત, અધારણ પગારનુ ધોરણ વગેરે અનેક મામલોને અંગે ડા નાયકે બહુમતીના હેવાનના મુદ્દાઓ કરતા તદ્દન ભિન્ન અને મૂળગામી સૂચનાઓ કરી છે બીજા કેન્દ્રોની માફક અમદાવાદને વસવાટ અને શિક્ષણની વ્યવસ્થાવાળી વિદ્યાપીઠ બનવાની છૂટ આપવી જોઈએ એમ ડૉ નાયક કહે છે તેમનો આ વિચાર સમિતિને ખટક્યો હશે તેથી તેમની નોંધને 'ઍડેન્ડમ (પુરવણી) નામ આપ્યુ હશે એમ લાગે છે ડૉ નાયક લેક્ચરર, રીડર, અને પ્રોફેસર માટે ૩ ૪૦૦થી ૬૦૦, ૬૦૦થી ૮૦૦ અને ૮૦૦થી ૧૦૦૦ના ગ્રેડોની ભલામણ કરે છે આજે સ્થાનિક કૉલેજોમા કામ કરતા અધ્યાપકો માથી જ મોટા ભાગના યુનિવર્સિટીમા આવવાના (નવા પણ આવશે જ ) તો યુનિવર્સિટી પ્રોફેસર થતા તેમનામા એવો કયો ગુણ ઊગશે કે તેમને આજના કરતા બમણા કે અઢી ગણા પગાર આપવાની જરૂર કલ્પવામા આવે છે? એ પગારધોરણ યોગ્ય છે ખરુ? પરવડે એવુ છે ખરુ?

શ્રી કાલેલકરે પોતાની નોંધને ભિન્ન નોંધ કહી નથી તેમણે પોતે પોતાની નોંધની પ્રસ્તાવનામા ખાસ ભાર દઈને કહ્યુ છે કે, 'આ અહેવાલમા કરેલી ભલામણો સાથે હુ પૂરેપૂરો સમ્મત છુ અને તે ઘડવામા મે પૂરેપૂરો સહકાર આપ્યો છે કારણ કે આ ભલામણો અને સૂચનાઓ ગુજરાતની યુનિવર્સિટી જે લોકો ચલાવનારા [illegible] ભણેલા વર્ગને માન્ય થશે' ઇત્યાદિ પછી [illegible]ના ૩૨મા મુદ્દાને અંગે બહુમતી હેવાન સાથે ત્રણ અધ્યાપકો રહે છે તે તેઓ જણાવે છે આને ભિન્ન [illegible]રવા માગે છે ગતા એમ શ્રી કાલેલકર ગમે તે [illegible]શિક્ષણ યુરોપ કે ઇંગ્લન્ડ તે ભિન્ન મતની જ [illegible] દૃષ્ટિથી શરૂ થતું પછી [illegible] મુખ્ય અહેવાલમા કંઈ કહેવાયુ છે કે નહિ તે તેનો ચોક્કસ પૂરેપૂરો વિરોધ છે માધ્યમને અંગે તેમની નોંધમાથી ઉતારો ઉપર આપ્યો જ છે માધ્યમને અંગે રિપોર્ટમા કરાયેલી ભલામણનો આથી વધારે જોરદાર વિરોધ બીજો કેવોક હોઈ શકે?

વિદ્યાપીઠ સરકારથી સ્વતંત્ર હોવી જોઈએ એ વાત કબૂલ રાખીએ પણ યુનિવર્સિટી પોતે જ એક સરકાર બની જાય અને રાજ્યનો કાયદો જેમ સઘળાને નિરપવાદપણે લાગુ પડે જ છે, તેવી રીતે યુનિવર્સિટીનો કાયદો પણ તે તે પ્રદેશની બધી શિક્ષણ સંસ્થાઓને લાગુ પડવો જોઈએ એમ કહીએ એટલે કેળવણીના પ્રયોગમા સ્વાતંત્ર્યને કે નવપ્રયોગને સ્થાન રહે છે ખરુ?

વિદ્યાના તંત્ર પર સરકારી કે તેના જેવો અંકુશ અને માતૃભાષાનુ માધ્યમ એ બે મુદ્દાઓ પર શ્રી કાલેલકરના વિચારો બે પેઢીથી ગુજરાતને જાણીતા છે એ બાબતોમા તેમનો ગાઢ મતભેદ નથી એમ તો સ્પષ્ટ દેખાય છે તો પછી તેમણે આ બે બાબતોને અંગે સમિતિમા જંગ માંડવો જોઈતો હતો પ્રજાકલ્યાણનું સતત ચિંતન કરવાનો દાવો રાખનાર પીઢ સેવક અને કેળવણીકારનુ એ કર્તવ્ય હતુ પણ તેમણે આ બાબતમા લડત કરી હોય એમ દેખાતુ નથી નોંધમા પોતાની ભાવના વ્યક્ત કરવાનો મોકો સતોષ તેમણે મેળવ્યો લાગે છે અને તેઓ પોતે જ કહે કે આને ભિન્ન મત ન ગણવો ત્યારે તેમને વિષે આદર રાખનારા લોકો તેમની ઇચ્છાને માન આપવાના જ પણ અહીં અમારી આગળ એ વૈયક્તિક ભાવના નથી શુ એમ હશે કે શ્રી કાલેલકરે જોયુ કે આ બહુમતીમા આપણુ કશુ ચાલવાનુ નથી માટે આગ્રહ પડતો મૂકો? શુ એમને પોતાના સિદ્ધાંતોનો આગ્રહ રાખવાથી કામ બગડી જશે એવી નાસીપાસીની લાગણી થઈ હશે? શુ જેને ધર્મ માન્યા તેમા તડજોડ કરવાની હારી બેઠાની લાગણી તેમને થવા માંડી હશે? શુ એ લાગણીને વશ થઈ યુદ્ધ ટાળવાની મોળી વૃત્તિ તેમનામા જાગી હશે?

પાંડુરંગ ગ૦ દેશપાંડે
ઠાકોરભાઈ મ૦ દેસાઈ

# દિલ્હીની યાદવાસ્થળી

## [ શ્રી મનુબહેન ગાંધીની ડાયરી ]

[ જૂન માસના અંકમાં, ગાંધીજી તા. ૯-૯-૧૯૪૭ના રોજ દિલ્હી પહોંચ્યા અને દિલ્હીની જે સૂરત જોઈ, તે ભાગ આવ્યો હતો. તા. ૧૧-૯-'૪૭ સુધીની ડાયરી તેમાં આવી હતી. પછીની ડાયરી આ હપતામાં આપી છે. ૧૯૪૭ના સપ્ટેમ્બરની દિલ્હીની એ 'ભાઈ ભાઈ વચ્ચેની ખુનામરકી' અને ગાંધીજીએ તે વચ્ચે રહીને કરેલા કામનો આગળનો ચિતાર હવે આવે છે. ]

બિરલા હાઉસ, નવી દિલ્હી
તા. ૧૨-૯-'૪૭, શુક્રવાર

૩-૩૦ વાગ્યે પ્રાર્થના, પ્રાર્થના પછી 'હરિજનબંધુ'નું કામ કર્યું. પાંચ વાગ્યે ફરવા ઊઠયા. ફરતાં કૃપાલાનીજી સાથે વાતો કરી. પછી સરદાર આવ્યા. સરદાર સાથે આખા માલિસના વખત દરમિયાન વાતો કરી. ચાલના દૂલ્લડ વિષે, શીખો વિષે, કિરપાણ વિષે, નિરાશ્રિતો વિષે, વગેરે ઘણી વાતો થઈ. ૭ વાગ્યે બાપુજી નાહવા ગયા. નાહીને ૮ વાગ્યે મૌલાના સાહેબ, જવાહરલાલજી આવ્યા હતા. આશ્રિતો માટેની એક યોજના બતાવી કે, જમના નદીના કિનારા ઉપર ઝૂપડાં બાંધી દેવાં. લોકો કામ કરે અને રહે. હવે શહેરનો મામલો કાબૂમાં આવ્યો છે. પણ બધું મિલિટરીને લીધે.

૧૦ વાગ્યે જીવણજીભાઈ વગેરે નવજીવન કાર્યાલયના ભાઈઓ આવ્યા. બાપુએ 'હરિજન' બંધ કરવા (પહોંચી નહોતું શકાતું માટે) કહ્યું. પણ લોકોએ અને નવજીવને ના પાડી.

૧૦l વાગ્યે બાપુજી આરામ લેવા આડા પડ્યા. ૧૦ll વાગ્યે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના નેતા આવ્યા અને થોડી વારમાં ગયા. બાપુએ એને સંભળાવ્યું કે, મારી પાસે વાત આવી છે કે R. S. S.ના માણસો જ બહુ દંગાફિસાદ કરે છે અને તોફાન કરે છે.

R. S. S.ના ગુરુએ કહ્યું, "એ વાત ખોટી છે. હું પોતે અત્યારે શાંતિ ચાહું છું. ફક્ત જેટજેટલા આમાં ફસાયા હોય તેટલા તેટલાને બચાવવા એ જ અમારું કર્તવ્ય છે. અને એ જ અમારી નીતિ છે."

બાપુએ કહ્યું, "જો એ જ નીતિ હોય તો તમારે એક નિવેદન કાઢવું જોઈએ કે, અમારી આ નીતિ છે, અને અમારી ઉપર આ આરોપ તદ્દન ખોટા છે."

પણ ગુરુજી કહે, "તમે જ કહો કે મને R. S. S. ના નેતા મળવા આવ્યાં હતા અને એની આ નીતિ રહી છે."

બાપુ કહે, "હું તો કહીશ જ, પણ તમે જો સાચા હો તો તમારું નિવેદન નીકળવું જ જોઈએ."

એ ગયા પછી બીજા એક બે મુલાકાતીઓ આવ્યા. બાપુજી સવારના ૩ll વાગ્યાના ઊઠ્યા છે, પણ હજુ સુધી આરામ નથી લઈ શક્યા

૧૧ll વાગ્યે અમે બધાં મુસ્લિમ આશ્રિતોના કૅમ્પ જોવા ગયાં. પહેલાં જુમામસ્જિદ જોવા ગયા. ત્યાં આજે શુક્રવાર હોવાથી ઘણા મુસ્લિમ ભાઈઓ હતા. જુમામસ્જિદમાં જતાં જ માણસોના ટોળાએ બાપુને ઘેરી લીધા. બહુ ગંદકી હતી. તડકો પણ અસહ્ય હતો. એમાં ચંપલ કાઢી તડકામાં બાપુજી ફર્યા. પગ ખૂબ જ દાઝતા હતા. છતાંયે એની પરવા બાપુને ન હતી. ૫૦૦૦ આશ્રિતો હતા. આખી જુમામસ્જિદ ફર્યા. બાપુજી તો જુમામસ્જિદમાં એમની જિંદગીમાં પહેલી જ વાર આવ્યા હતા. આખું મકાન પથ્થરનું બનેલું છે. લગભગ ૨૯૦ વર્ષનું જૂનું છે, છતાં એવું ને એવું છે. ક્યાંયથી તૂટ્યું નથી.

ત્યાંથી નિઝામ પૅલેસમાં ગયા. એની અંદર સારા કુટુંબનાં માણસો હતાં. પણ ત્યાં ચોખ્ખું નરક જ હતું એમ કહીએ તો ચાલે. બહેનોને જાણે આગળથી તૈયાર કરી હોય એમ એક પછી એક બહેનો આવી જતી. બધીના મોઢા ઉપર 'લિપસ્ટિક' (હોઠ-રંગી) હતી. અને જાણે કોઈના ઉપર દુઃખ ન પડ્યું હોય એવું કૃત્રિમ વાતાવરણ લાગતું હતું.

૩ વાગ્યે આ બધું જોઈ પાછા ફર્યા. આવતાંની સાથે જ બાપુની મુલાકાતો શરૂ થઈ ગઈ. પણ બાપુ બહુ જ થાકી ગયા હતા, તેથી અર્ધી મુલાકાતે

સૂઈ ગયા. ૩–૩૦ વાગ્યે લિયાકતઅલીના ભાઈ તથા સર સુલતાન નિઝામના મંત્રી આવેલા. એમણે કહ્યું, "તમને અમારી જે મદદ જોઈએ તે લો. આ શહેરને બચાવનારા તમે જ છો. અમે આવા પાકિસ્તાનમાં નથી માનતા."

૪ા વાગ્યે ફરી શીખો તથા અહીંના વેપારીઓનું ડેપ્યુટેશન આવ્યું. એ લોકો ખૂબ ગરમાગરમ મગજથી કહેતા હતા કે, મુસલમાનોએ જે ત્રાસ અમારી ઉપર વર્તાવ્યો છે તેને અમે કદી ભૂલી નથી શકવાના

બાપુએ બધાને ઠંડા પાડ્યા અને કહ્યું, "પણ ખરાબ માણસની સાથે આપણે પણ ખરાબ થવું કે એને આપણે ઊલટાના સારા ગુણો આપણામાં હોય તે આપી સુધારવા? બોલો, આપણું ભૂષણ શામાં રહેલું છે?" બધા એકદમ ઠંડા પડી ગયા.

પછી પ્રાર્થના થઈ આજે રોજ કરતાં વધુ સંખ્યા હતી. ગિરધારીપુરીનો સરહદ પ્રાંતથી તાર હતો કે, 'ગમે તેમ કરી બાદશાહખાનના મુલકને બચાવો.'

બાપુએ એના ઉપર કહ્યું કે, "દેશમાં ફરતા એક નાના બાળકનેય ડર નહોતો તો આજે એવું શુ થઈ રહ્યું છે કે આટલો બધો ડર છે? હું ગુસ્સો કોના ઉપર કરું? મારા જ ભાઈઓ ઉપર ને? શુ મારો ભાઈ ગાંડો થઈ જાય તો મારે પણ ગાંડા થવું? મારો પોતાનો સગો ભાઈ ગાંડો થઈ ગયો, મા બાપને મારતો હતો, છતાંયે કોઈએ એને માર્યો નહીં; પરંતુ એના ઉપર દયા રાખતા હતા. આપણે તો ઠીક, પણ આપણી ભાવિ પ્રજા કહેશે, 'અમારા દાદાને આઝાદીની મીઠી રોટી મળી હતી પણ હજમે ન કરી શકયા, અને એકબીજાના ગળાં કાપતા હતા.' એવું મહેણું આપણે માટે આપણે ન રાખીએ. હિંદુ શીખ ધર્મને બચવું હોય તો એક જ ઉપાય છે અને તે એ કે, ભલમનસાઈ ન છોડવી. આ તો કુદરતી કાયદો છે; મારો, તમારો કે કોઈ મૅજિસ્ટ્રેટનો નથી. એક ૭૮–૭૯ વર્ષનો બુઢ્ઢો, જેણે દુનિયા જોઈ છે, ઘણો અનુભવ લીધો છે, ૨૦ વર્ષ જંગલી દેશમાં રહ્યો, રામનામને નથી ભૂલ્યો, એ માણસ બોલે છે કે, ખૂરાઈનો બદલો ભલાઈથી લો; તો એમાં કંઈક વજૂદ હશે ને?"

પછી જુમામસ્જિદ, નિઝામ પૅલેસનું વર્ણન આપ્યું. અને ઝાહીદસાહેબ તથા લિયાકતઅલીના નાના ભાઈ જે સવારે મુલાકાત માટે આવેલા અને એમણે બાપુને જે કહ્યું હતું (ઉપર આવી ગયું) તે બાપુએ પ્રાર્થનામાં જાહેર કર્યું.

પછી મુસલમાનોને ઉદ્દેશીને કહ્યું, "મેં સાંભળ્યું છે કે મુસલમાનોના ઘરમાં બહુ હથિયારો છે. તો હું એમને વિનંતી કરીશ કે, જો તમારે મોગલ વખતની ઇમારતો (જુમામસ્જિદ વ.) બરાબર રાખવી હોય તો તમારે વફાદાર રહેવું પડશે. તમારુ રક્ષણ બરાબર થાય તે જોવાનું સરકારનું કામ છે, ધર્મ છે. પણ જો તમારે હિંદુસ્તાનમાં જ રહેવું હોય તો હિંદને વફાદાર થઈને રહેવું જોઈએ. જેમ કલકત્તામાં બધાએ મને હથિયાર સોંપ્યાં એમ અહીં મને હથિયાર સોંપી જાઓ, હકૂમત તમને સજા નહીં કરે. અને જેને રાખવાં હોય તેણે પરવાનો લઈને જ રાખવાનો ધર્મ છે. એટલે મુસલમાન ભાઈઓને કહીશ કે પોતાનું દિલ સાફ કરે, નહિતર આવું ખૂબસૂરત રાજધાનીનું દિલ્હી શહેર નાશ પામી જશે."

અને છેલ્લે R. S. S ના ગુરુજીએ જે વાત કહી તેને પણ જાહેર કરી. (ઉપર આપેલો બાપુ અને ગુરુજીનો સંવાદ છે તે જ જાહેર કર્યો હતો.)

પ્રાર્થના પછી સીધા ફરવા ગયા. આજે બાપુજી ૯ા વાગ્યામાં પથારીમાં પડ્યા. લૉર્ડ ઇઝમે કરાંચી ગયા એમ બાપુને સાંજના ખબર આવી. બાપુજી રાજી થયા.

બિરલા હાઉસ, નવી દિલ્હી
તા. ૧૩–૯–'૪૭, શનિવાર

૩–૩૦ પ્રાર્થના. પ્રાર્થના પછી બાપુજી તો રોજ પ્રમાણે પોતાને કામે લાગ્યા હતા. ૫ા વાગ્યે ફરવા ઊઠ્યા. અત્યારના વાતાવરણની જ વાતો ચાલી.

બાદ મસાજ સ્નાન. ૮ા વાગ્યે ખાતાં ખાતાં મૌલાનાસાહેબ સાથે ખાનગીમાં વાતો કરી. તેમા લગભગ ૧૦ થયા. પછી દીવાન ચમનલાલ આવ્યા.

ઝીણાસાહેબે આજે નિવેદન બહાર પાડ્યું છે. બધું હિંદી સરકાર કરાવી રહી છે; એની જાતનું છે. એથી બાપુજી અકળાયા. બળદેવસિંગજી અને સી. એચ. ભાભા મળવા આવ્યા. એમને બાપુએ કહ્યું, "તમારે એને પૂછવું જોઈએ કે આવું નિવેદન કેમ કાઢો છો? તમારે શાંતિ કરવા ન જ દેવી હોય તો એમ કહી દો." વગેરે.

૧૧।। વાગ્યે અમે પુરાણા કિલ્લામાં આશ્રિતોનો કૅમ્પ હતો તે જોવા ગયાં. પરમ દહાડે અહીંથી જ ગોળીઓ ચાલી હતી. જેવી અમારી મોટર અંદર ગઈ કે 'ગો બૅક' કહેવા લાગ્યા. કોઈ તોફાનીએ દરવાજો ખોલી નાખ્યો, તો બ્રિજકિસનજીએ જલદી બંધ કરી દીધો. અને દીવાન ચમનલાલજીએ મોટર પાછી લઈ જવા કહ્યું. બાપુજી નારાજ થયા કે, "હું એમ કોઈથી ડરતો નથી, ભલે મને મારવો હોય તો મારી નાખે, પણ મારે અહીં ઊતરવું જ છે." વળી પાછી મોટર અંદર લીધી. બાપુએ મોટરના પગથિયા ઉપર ઊભાને લોકોને કહ્યું, 'મારી પાસે સર્વ ધર્મ સમાન છે.' લોકોએ કહ્યું, ખોટી વાત છે. એમાંના કેટલાક શાણા ભાઈઓ માણસોને શાંત રાખતા હતા. છેવટે બાપુએ કહ્યું, "હું તો કરવા અથવા મરવા આવ્યો છું. અને 'કરવા અથવા મરવા' આવ્યો છું, એ તમારે માનવું હોય તો માનો." (મુસ્લિમ અશ્રિતો હતા.)

૨।। વાગ્યે ઘેર આવ્યા. બાપુજી માટી લઈને આરામ કરવા પડ્યા. એટલામાં મૌલાના ઈબજુલ રહમાન, જમિયતના સેક્રેટરી આવ્યા. એમણે બાપુને વાત કરી કે, "પાકિસ્તાનમાં જો મુસલમાને આમ હિંદુને હેરાન કર્યા હોય તોપણ એનો બદલો અહીં શા માટે?" બાપુએ કહ્યું, "તમે બધા જે રાષ્ટ્રીય મુસલમાનો છો, અથવા હિંદને વફાદાર છીએ એમ માનનારા કે વાતો કરનારા મુસલમાનોએ નિવેદન બહાર પાડી, આજનું ઝીણાસાહેબનું ભાષણ જોઈ, એમને પૂછવું જોઈએ કે, તમે ત્યાં હિંદુને સુરક્ષિત રાખો છો? જો તમારે ત્યાં હિંદુઓને માટે જગ્યા ન હોય તો કહી દો કે પાકિસ્તાનમાં હિંદુ નહિ રહી શકે. જો તમે ત્યાં હિંદુઓને સુરક્ષિત રાખો તો અમે અહીં આપોઆપ સુરક્ષિત થઈ જઈશું."

ત્યાર પછી એક પછી એક મુલાકાતો પ્રાર્થનાના વખત સુધી ચાલુ રહી.

પ્રાર્થનામાં હકીમસાહેબ, અનસારીસાહેબ ઉપર બોલતાં કહ્યું, "૧૯૧૫માં હું દિલ્હી આવ્યો ત્યારે આચાર્ય રુદ્રચંદ્ર પ્રિન્સિપાલ હતા. હું તો નહોતો ઓળખતો, પણ અમારી ઓળખાણ ઍન્ડ્રૂઝ અને શ્રદ્ધાનંદજી મારફતે થઈ. અને એના દ્વારા હકીમ-સાહેબ સાથે થઈ. અને તે વખતે એ દિલ્હીના બાદશાહ કહેવાતા. કોઈ પણ હિંદુ-મુસ્લિમની દવા કરતા. એમની પાસે જાતિભેદ ન હતો. અને ગરીબ ભાઈઓની તો મફત દવા કરતા. એમની દીકરી જોહરાને આજે બચવા માટે ઘર છોડી હોટલનો આશરો લેવો પડે છે, એ આપણા હિંદુ ધર્મ માટે તો શરમની વાત કહેવાય.

"હું આજે પુરાણા કિલ્લામાં પણ ગયો હતો. અને બીજા પણ હિંદુ કૅમ્પો જોયા. ઘણાના મોં ઉપર રોષ હતો, અને ઘણાના ચહેરા ઉપર પ્રેમ હતો. પણ મારા હૃદયમાં બધા એક જ છે. એક ઝાડની બધી ડાળી સમાન છે. એમાં કઈ ડાળી વધુ વહાલી અને કઈ વધુ દવલી હોય? આપણે આજે કોનાથી ડરીએ છીએ? એક માણસજાતથી? મારા હૃદયમાં આઘાત પહોંચે છે. આપણી દિલ્હી મોટી નગરી છે, ઇંદ્રપ્રસ્થ છે. જે દિલ્હીમાં પાંડવકૌરવ રહ્યા, મોગલ બાદશાહો થઈ ગયા, એવી ઐતિહાસિક દિલ્હી! હા, કોઈ કાતિલે શ્રદ્ધાનંદજીનું ખૂન કર્યું હતું; નામોશી લગાવી. પણ એમને જ જુમામસ્જિદમાં મુસલમાનો લઈ ગયા હતા. એ દિલ્હીને આજે નામોશી મળે છે.

(ઉપલા શબ્દો પોતાને માટે પણ ખરા પડ્યા. બાપુને પણ મુસ્લિમો જ જુમામસ્જિદ જોવા લઈ ગયા હતા. અને કાતિલે જ ખૂન કર્યું ને નામોશી લગાવી.)

"આજે જવાહરલાલ-સરદારને લાચાર બનાવી દીધા છે. જે જવાહરલાલ અને સરદાર આઝાદીની લડતમાં મોખરે ઊભતા અને હસતે મોઢે વીરની જેમ લડ્યા, ત્યારે મેં કદીયે એમનાં મોં ઉપર આવી

લાચારી નથી જોઈ, જે હમણા હમણા જોઈ રહ્યો છુ. હુ મારી આંખેથી વસ્તીગની જોવા નથી ઇચ્છતો તેવુ જ ઈશ્વરને કરવુ હોય તો હુ તો એની પાસે માગુ છુ કે એ થતા પહેલા મને ઉઠાવી લજે

"બને હકૂમતને લડવા દો પણ જો દરેક જણ પોતાના હાથમા કાયદો લેશે તો હકૂમત કઈ જ નહિ કરી શકે"

કાયદેઆઝમે કહ્યુ કે, "યુનિયનના લોકોએ તમને તારાજ કર્યાં છે, એટલે તમને અહી લાવવા છે, તો ફડ એકઠુ કરી મને મોકલો"

બાપુએ કહ્યુ, "ફડ માટે મારે કશુ નથી કહેવુ પણ પંજાબમા શુ થયુ? હા, બિહાર કલકત્તામા થયુ એનું પ્રાયશ્ચિત્ત પણ કહ્યુ અને ગુનો કબૂલ કર્યો હુ તો ઝીણાસાહેબને દોસ્તના નાતે કહીશ કે, પશ્ચિમ પંજાબમા આજ એક છોકરી સુરક્ષિત છે ખરી? અને આવા નિવેદનો કાઢી તમારે શાતિ નથી થવા દેવી? જો લડવુ હોય તો ખુલ્લા મેદાનમા લડો જો હિંદુ ગુનો કરે અને મે મહી દીધી છે તે પ્રમાણે હુ ન જાઉ તો હિંદુનો બેવફા નીવડુ એમ જ જો મુસલમાનને એની ભૂલ ન બતાવુ તો બેવફા નીવડુ કારણ મારી પાસે કોઈ જાતનો હિંદુ મુસ્લિમ ભેદભાવ નથી હુ કોઈ ધર્મને બેવફા નથી બનવા માગતો"

ત્યાર પછી અસહઅલી સાહેબ વિષે કોઈ 'રિપબ્લિક' નામના છાપાએ છાપ્યુ કે, પાકિસ્તાનની સેવા કરે છે અને હિંદુસ્તાનને બેવફા છે, તે પર બાપુએ કહ્યુ, "આમ લખવુ એ ઝેરમા વધારો કર્યા બરાબર છે અસહઅલી જેણે કોંગ્રેસની આટલા વર્ષો સેવા કરી અને કદાચ બેવફાદાર થાય એમ સાબિત થાય તો એને શૂટ કરો, પણ આમ ખોટી અફવા ફેલાવવી એ ભયકર ગુનો છે"

પ્રાર્થના પછી બાપુજી કહ્યા દો જીવરાજ મહેતા આવ્યા બાપુને તપાસ્યા ૯ વાગ્યે જવાહરલાલજી આવ્યા એ બહુ દુખી હતા કે, આઝાદી પછી આવી હેવાનિયત જોવાશે એની કલ્પના ન હતી

૧૦ વાગ્યે બાપુજી સૂતા

બિરલા હાઉસ, નવી દિલ્હી
તા ૧૪-૯-'૪૭, રવિવાર

૩-૩૦ વાગ્યે પ્રાર્થના માટે ઊઠ્યા પ્રાર્થના પછી બાપુજી પોતાના રોજના કામે વળગ્યા ૫॥ વાગ્યે ફરવા ઊપડ્યા ફરવામા ખાસ કોઈ નહોતું આવ્યુ ફરી પછી ૬॥। વાગ્યે સરદાર વલ્લભભાઈ આવ્યા એમણે બાપુજીને વાત કરી કે, "આખી રાત ઝોન ઑફિસ માથી ગોળીઓ છૂટી રહી હતી મિલિટરીએ ચાર વખત અદર જવા પ્રયત્ન કર્યો હતો પણ કોઈની હિંમત નહોતી ચાલતી આખરે મહામહેનતે અદર ગયા, તો માણસો તો છત ઉપરથી કૂદીને ભાગી ગયા હતા પણ અદરથી ઘણો દારૂગોળો નીકળ્યો બાકી પુરાણા કિલ્લામા જેટલોટના ભરાયા છે તેઓને પાકિસ્તાન જવુ છે, સગવડે મોકલી આપીશ" ગઈ કાલના ઝીણાસાહેબના નિવેદનની પણ વાતો થઈ

મસાજ સ્નાન બાદ ખાતા ખાતા મૌલાના સાહેબ સાથે ખાનગીમા વાતો ચાલી

થોડો આરામ કરી ૧૧ વાગ્યે ઇન્ગા તથા ઝડામેદાન જોવા જતા હતા ત્યા ફરી સરદાર વલ્લભભાઈ આવ્યા એમણે થોડી રમૂજ કરી એટલે બાપુ બોલ્યા, "આવા દર્દમા પણ સરદાર રમૂજ કરી શકે છે એથી એ ટકી રહ્યા છે"

આ બને જગ્યા બહુ જ ગદી હતી ભયકર દુર્ગંધ આવતી હતી કાદમાન પડ્યો હતો મે અને આભાબહેને ચપલ નહોતા પહેર્યાં, જેથી કેટલાક મૌલવીઓએ બાપુજીને અદર જવા ના પાડી એથી કેટલાક મુસ્લિમભાઈઓ બડબડતા હતા કે "બનેને અદર લઈ જાઓ, ખબર પડશે" બાકી તો એમની રીત પ્રમાણે જેવી બાપુની મોટર ઊભી કે બધાએ પોક મૂકી ઇદગાથી પાછા આવતા ૧॥ વાગ્યો

આવતા જ થોડાક મુસ્લિમભાઈઓ મળવા આવ્યા એમને બાપુજીએ બહુ કડક શબ્દોમા કહ્યુ, "તમે નૅશનાલિસ્ટ મુસલમાનો છો તો ઝીણાસાહેબની સામે નિવેદન કેમ બહાર નથી પાડતા?"

એ પછી બીજા મુસલમાનભાઈઓ આવ્યા એમને પણ એ જ વાત કહી, "મારા મોઢાથી તમે એ નથી સાભળવાના કે, હિંદુસ્તાનના મુસ્લિમો

પાકિસ્તાનમાં પરાણે જાય, પણ એ જ સાંભળશે કે તમને મારે તો અહીં જ મરો."

મુસલમાનભાઈઓએ કલકત્તાની જેમ એક મુસલમાનના ઘરમાં રહેવાનું બાપુને આમંત્રણ આપ્યું. કહે કે, "અસફ્સાહેબનું મકાન છે, જો તમે આવો તો એ મકાન ખતરામાંથી બચે." બાપુએ ત્યાં જવા હા પાડી. હું બ્રિજકિસનજી સાથે અસફ્સાહેબનું મકાન સાફસૂફ કરવા ગઈ. આભાબહેન લઈ જવાનો સામાન પેક કરવાના કામમાં રોકાઈ ગયાં. પણ અસફ્સાહેબનું મકાન દરિયાગંજમાં હતું. જ્યાં સતત ગોળીઓ ચાલતી હતી. વળી કલકત્તામાં અને દિલ્હીમાં ઘણો ફરક હતો. એ બધી વિચારણા અંગે સ્થાનિક મુસ્લિમો જોડે કરી. અને મેં તો છેવટે કહ્યું કે, આ ડોનની ઓફિસમાંથી ગોળી આવશે અને ગાંધીજીને કંઈ પણ થશે, તો હિંદુસ્તાનમાં તો એકેય મુસ્લિમ નથી બચવાનો. તેના કરતાં તમને એ ગેરંટી મળે કે આ સત્તામાં મિલિટરી ગોળી દે પછી શું? ઘણી વાતો પછી એ ભાઈઓને એમ લાગ્યું કે વાત ઠીક છે, "ભલે ગાંધીજી બિરલા હાઉસમાં રહે. અહીં નથી ફેરવવા."

પાંચ વાગ્યે આવીને મેં બાપુને ઉપલી બધી હકીકત કહી. બાપુએ જવાનું માંડી વાળ્યું. પાંચ વાગ્યે બાપુ માઉન્ટબેટનને મળવા ગયા. ૬ા વાગ્યે બાપુજી પાછા આવ્યા. ૬ાા દૂધ પીને પ્રાર્થનામાં ગયા. પ્રાર્થનામાં બાપુજીએ ઇદગા અને ઝંડાના મેદાનના કૅમ્પનું વર્ણન આપતાં કહ્યું, "હું હિંદુઓના કૅમ્પમાં ગયો છું. પણ આપણી જૂની કુટેવ પ્રમાણે ખૂબ બદબો આવતી હતી અને ખૂબ જ ગંદકી હતી. મને તો નાકે વાસ નથી આવતી, પણ મારી સાથે આ છોકરીઓ હતી એમણે મને કહ્યું. આજે આપણી મિલિટરી બંદૂક લઈને ઊભી છે, પણ મારું ચાલે તો હું એને કોદાળી આપું. મેં ઘણા કૅમ્પો ચલાવ્યા છે. આપણે દુઃખમાંથી સુખ ઉત્પન્ન કરવું જોઈએ. રોજ વારાફરતી ઝાડુ મારવું, કામચલાઉ સંડાસ ઊભાં કરી લેવાં, ખાવાનું એક જ જગ્યાએ પકાવવું, નાહવા ધોવાનું પણ એક જ જગ્યાએ હોવું જોઈએ. અંગ્રેજો પાસેથી કૅમ્પ સેનિટેશન કેવું હોય તે હું શીખ્યો છું. અને બધાય હાથોહાથ કામ કરે તો કામ જ નથી દેખાતું." પછી હિંદુ-મુસ્લિમ એકતા માટે રોજ પ્રમાણે કહ્યું.

**મનુબહેન ગાંધી**

# ગુજરાતના આદિવાસીઓ

[આદિવાસીની સેવાને ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમનું એક અંગ ગણ્યું છે અને શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં તે પ્રશ્નના અભ્યાસને સ્થાન આપવામાં આવ્યું છે. તે અંગે પછાત કોમના ખાતાના એક અમલદાર ડૉ. ખાનાપુરકરને વ્યાખ્યાનો આપવા ગૂ. વિદ્યાપીઠમાં બોલાવવામાં આવ્યા હતા. તેમનાં વ્યાખ્યાનો ઉપરથી આ નોંધ તૈયાર કરી છે.]

ઈ. સ. ૧૯૪૧ની વસ્તીગણતરી પ્રમાણે અખિલ હિંદની ૩૮૯૦ લાખની જનસંખ્યામાંથી ૨૫૪ લાખ (એટલે ૬.૫૩ ટકા) આદિવાસીઓ તરીકે નોંધાયેલા છે. તેમની વસ્તી દેશના જુદા જુદા વિભાગોમાં ઓછીવત્તી છે. મુંબઈ ઈલાકાની ૨૦૮ લાખની વસ્તીમાં ૧૬.૧૪ લાખની વસ્તી (૭.૭૫ ટકા) આદિવાસીઓની હતી. હરિજનોની સરખામણીમાં આમાં લગભગ ૨ લાખનો ફેર છે. એટલે એક ટકો જ ઓછો છે. આ પ્રશ્ન વસ્તીની દૃષ્ટિએ હરિજનોના જેટલો જ મહત્ત્વનો છે. આદિવાસીઓની પછાત દશા લગભગ હરિજનોના જેવી જ છે. એટલે જ ગાંધીજીએ તેમની સેવાને રચનાકાર્યમાં સ્થાન આપ્યું છે. આપણે જુદા જુદા પ્રાંતોમાં ૧૯૪૧ની વસ્તી ગણતરી પ્રમાણે આદિવાસીઓ કેટકેટલા છે તે પહેલાં જોઈએ.

**પ્રાંતવાર આદિવાસીઓ**

| | આદિવાસીઓ (લાખમાં) | કુલ વસ્તીમાં આદિવાસીઓના ટકા |
|---|---|---|
| અખિલ હિંદ (દેશી રાજ્યો સાથે) | ૨૫૪ | ૬.૫૩ |
| દેશી રાજ્યો | ૮૭.૨૮ | ૯.૩૬ |

| | | |
|---|---|---|
| પ્રાંતો | ૧૬૭ | ૫·૬૪ |
| મદ્રાસ પ્રાંત | ૫· ૬ | ૧·૧૩ |
| મુંબઈ | ૧૬·૧૪ | ૭·૭૫ |
| બંગાળા | ૧૮·૮૯ | ૩· ૧ |
| સં. પ્રાંત | ૨·૮૯ | ૦·૫૨ |
| પંજાબ | — | — |
| બિહાર | ૫૦· ૫ | ૧૫·૫૬ |
| મધ્ય પ્રાંત | ૨૯·૩૭ | ૧૭· ૬ |
| આસામ | ૨૪·૮૫ | ૨૪· ૩ |
| સરહદ પ્રાંત | — | — |
| ઓરિસ્સા | ૧૭·૨૧ | ૧૯·૯૯ |
| સિંધ | ૦·૩૭ | ૦·૮૨ |
| વડોદરા રાજ્ય | ૩·૭૩ | ૧૩·૦૯ |

આ આંકડા બતાવે છે કે, મુંબઈ પ્રાંત કરતાં બિહાર, મધ્ય પ્રાંત, આસામ અને ઓરિસ્સામાં આદિવાસીઓનું પ્રમાણ વધુ છે. ગુજરાતના જિલ્લાઓમા તેઓ નીચે પ્રમાણે વહેંચાયેલા છે :

### ગુજરાતના જિલ્લાઓમાં

| | આદિવાસી-સંખ્યા | વસ્તીના કેટલા ટકા |
|---|---|---|
| અમદાવાદ | ૮,૭૩૦ | ૦·૫૯ |
| ભરૂચ-પંચમહાલ | ૨,૬૮,૬૧૭ | ૨૯ ૦ |
| ખેડા | ૫,૧૬૧ | ૦·૫૪ |
| સુરત | ૩,૨૦,૫૭૫ | ૩૬· ૩ |
| ગુજરાત કુલ | ૬,૦૩,૦૮૩ | ૧૪· ૭ |

આ રીતે ગુજરાતમાં પંચમહાલ અને સુરત જિલ્લામાં આદિવાસીઓનું પ્રમાણ વધુ છે અને પાસેના વડોદરા રાજ્યની હદમા પણ તેઓ ઠીક પ્રમાણમાં છે.

આ આદિવાસીઓ બધા એક જ નાતના હોતા નથી. તેમનામા પણ ઘણી પેટા નાતો હોય છે. અને જુદા જુદા પ્રાંતોમાં કેટલીક ખાસ કોમો વસેલી છે તેમના મુખ્ય ત્રણ વિભાગ પડે છે: (૧) ભીલ (૨) કોળી (૩) મુડા પેટા કોમો ઘણી ગણાય છે. તેમાથી ગુજરાતમાં ૨૩ છે. તેમની વસ્તી ગુજરાતના જિલ્લાઓમા નીચે પ્રમાણે છે :

### પેટા નાતો

| પેટા નાતનું નામ | અમદાવાદ | ભરૂચ-પંચ૦ | ખેડા | સુરત | મુંબઈ પ્રાંત |
|---|---|---|---|---|---|
| બાવચા | ૫૮૦ | ૮૦ | — | — | ૧,૪૬૩ |
| ભીલ | ૬૦૭૪ | ૧,૮૮,૫૬૧ | ૨,૬૭૪ | ૨,૨૫૦ | ૬,૦૭,૪૫૮ |
| ચોધરા | ૧૯૭ | ૨૮૫ | — | ૪૯,૦૬૧ | ૪૯,૫૬૪ |
| ધાનકા | ૧૫ | ૫૬ | ૩૬ | — | ૧,૭૨૬ |
| ધોડિયા | ૧૮ | ૧૨૮ | ૨૨૭ | ૬૩,૫૭૬ | ૧,૦૭,૯૫૫ |
| દૂબળા | ૩૮ | ૧૫,૦૭૮ | ૪૨૨ | ૧,૨૧,૮૧૩ | ૧,૫૮,૧૩૯ |
| ગામિત | — | ૧ | — | ૯,૮૬૪ | ૧૦,૮૦૮ |
| ગામતા | — | ૧ | — | ૮૪૬ | ૮૪૭ |
| ગોંડ | ૧૩ | ૧૦ | — | ૩૫૯ | ૧,૩૩૪ |
| કટકરી | — | ૭૮ | — | — | ૬૬,૧૬૬ |
| કોંકણા | ૫ | ૧૫ | — | ૪,૩૬૧ | ૯૦,૧૦૫ |
| નાયકડા | ૨૯ | ૧૫૨ | ૧૦૨ | ૧૦,૧૨૮ | ૧૦,૪૩૪ |
| નાયક | ૧૦૭૩ | ૩૧,૮૫૭ | ૫૯૨ | ૨૧,૭૮૯ | ૬૬,૮૦૩ |
| પારધી | ૧૦ | — | — | ૮૮ | ૧૧,૯૪૯ |
| પટેલિયા | ૨૫ | ૨૨,૪૮૯ | ૭૨૪ | — | ૨૩,૨૩૮ |
| પોમલા | ૩૮ | ૫૬ | — | ૫૨ | ૧૪૬ |
| પોયરા | ૮ | — | — | ૩ | ૮,૯૧૫ |
| રથવા | — | ૩,૩૬૮ | — | — | ૩,૪૬૦ |
| તડવી ભીલ | ૯ | ૪૭૦ | ૧૨ | ૧ | ૩,૫૭૧ |
| ઠાકર | ૪૭૪ | ૪૬ | — | ૧૧ | ૯૯,૩૩૬ |
| વરલી | — | — | — | ૨૭ | ૭૭૮૭ |
| વારલી | — | — | — | ૪૧૬ | ૧,૪૨,૭૪૦ |
| વસાવા | ૨૮૦ | ૪,૮૦૨ | ૭૨ | ૫,૯૯૨ | ૧૬,૫૯૭ |
| કઠોડી | — | — | — | — | ૧૮,૫૪૨ |
| કોળી-મહાદેવ | — | — | — | — | ૬૬,૭૩૮ |
| માવચી | — | — | — | — | ૪૦,૮૭૦ |
| ઢાંગે | — | | | | |
| પારધી | — | — | — | — | ૧,૮૭૦ |

આ પેટા નાતોની આર્થિક સ્થિતિમાં બહુ લાંબો ફેર નથી, પણ સામાજિક રીતરિવાજોમાં થોડાઘણો ફેર હોય છે, જોકે રિવાજોમાં પણ અમુક તત્ત્વો સમાન હોય છે તે દરેકનું વિગતવાર વર્ણન ન કરતાં તેમની સામાન્ય આર્થિક, સામાજિક સ્થિતિનો અહીં નિર્દેશ કરીશું તે હવે પછી

— ચાલુ]

# ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સલાહકાર સમિતિ

૧૯૩૯-૪૦માં મુંબઈ સરકારે જે પુસ્તકાલય વિકાસ સમિતિ નીમી હતી, તેણે પોતાના અહેવાલમાં કરેલી ભલામણો અનુસાર, અત્યાર લગીમાં પ્રાન્તના એ અંગે નીમેલા અમલદાર ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ મારફત, ઇલાકાના ત્રણ વિભાગો મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટકમાં ત્રણ પ્રાદેશિક ગ્રંથાલયો અને મુંબઈમાં મધ્યવર્તી ગ્રંથાલય પ્રથમ સ્થપાયાં; અને બાદ એ વિભાગોના જિલ્લાઓમાં તથા મોટા ભાગના તાલુકાઓમાં પણ કેટલાંક સરકારમાન્ય ગ્રંથાલયો શરૂ થઈ ચૂક્યાં છે. માર્ચ ૧૯૪૯ આખર સુધીમાં, આખા ઇલાકામાં ૧ મધ્યસ્થ, ૩ પ્રાદેશિક, ૧૬ જિલ્લા અને ૧૧૨ તાલુકા ગ્રંથાલયો સ્થપાયાં છે. ગુજરાતમાં ઘોઘા અને વાગરા એ બે પેટા સિવાય બધા તાલુકાઓમાં તાલુકા-ગ્રંથાલયો શરૂ થઈ ચૂક્યાં છે. હવે પછી વડોદરા રાજ્ય તથા બીજાં દેશી રાજ્યો વિલીન થવાથી તેમાંથી પડેલા પાંચ નવા જિલ્લાઓમાં આ કામ શરૂ થશે. વડોદરામાં મોટે ભાગે આ પ્રકારનાં પુસ્તકાલયો ક્યારનાં ચાલુ જ છે.

અત્યાર સુધીનું કામ મુખ્યત્વે કરીને ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ અને તેના ત્રણ વિભાગીય મદદનીસો મારફતે થયું છે. એટલે પ્રવૃત્તિનો પ્રારંભ સરકારે કરી આપ્યો છે. પણ આ પ્રવૃત્તિને વેગ આપવાનું કામ બિનસરકારી માણસો તેમાં રસ લેતા થાય તો જ બને. એ ઉદ્દેશથી સમિતિએ મધ્યસ્થ અને પ્રાદેશિક ગ્રંથાલય પ્રવૃત્તિ માટે સલાહકાર સમિતિઓ સ્થાપવાની ભલામણ કરેલી, તે અનુસાર હવે પ્રાદેશિક સલાહકાર સમિતિઓ અસ્તિત્વમાં આવી છે. તે સમિતિઓની રચના, કામો વગેરે નીચે મુજબ છે :

### રચના

- ૩ પ્રાદેશિક ગ્રંથાલયના ત્રણ પ્રતિનિધિઓ
- ૧ મધ્યસ્થ સલાહકાર સમિતિનો એક પ્રતિનિધિ
- ૪ સરકાર તરફથી નિમાયેલા ૪ સભ્યો
- ૩ પ્રાદેશિક અને બીજાં પુસ્તકાલય મંડળોના ત્રણ પ્રતિનિધિઓ
- – પ્રાદેશિક ગ્રંથાલયને દર વરસે ૧૦૦૦ કે તેથી વધુ રૂપિયાનું દાન આપનાર દરેક દાતાનો એક પ્રતિનિધિ
- ૧ પ્રાદેશિક પ્રૌઢશિક્ષણ બોર્ડનો એક પ્રતિનિધિ
- ૨ સરકારની મંજૂરીથી પ્રાદેશિક મંડળે કોઑપ્ટ કરવાના બે પ્રતિનિધિઓ.

### તેનું કામકાજ

સલાહકાર મંડળે નીચેનાં કામ કરવાનાં છે :

પ્રદેશમાં આવેલાં બધાં પુસ્તકાલયોનો અરસપરસ સહકાર અને વિકાસ સાધવો.

પ્રદેશમાં આવેલાં પુસ્તાલય મંડળોને માન્યતા આપવા અંગે મધ્યસ્થ સલાહકાર મંડળને ભલામણ કરવી.

પુસ્તકાલયોના કાર્ય પર દેખરેખ રાખવી.

આ યોજનામાં જોડાયેલાં ગ્રંથાલયોનું નિરીક્ષણ કરવું—આમાં તેમના હિસાબ તપાસવાનું, પૂરતા માણસો કામને અંગે રોકવામાં આવ્યા છે કે નહીં તે જોવાનું, નવી ચોપડીઓની ખરીદી તેમ જ અરસપરસ સહકાર ને પુસ્તકોની આપલેને અંગે વખતોવખત રિપોર્ટ કરવાનું, વગેરે આવે છે.

ગ્રંથાલય વિકાસ સમિતિની યોજનામાં આવેલાં ગ્રંથાલયોનું કામકાજ વધારે વ્યવસ્થિત કેમ થાય તે અંગે ભલામણો કરવી.

જિલ્લા અને તાલુકા પુસ્તકાલયોના કામનું એકીકરણ કરવા અંગે સલાહસૂચન આપવાં.

પુસ્તકાલય મંડળોને કે એ જાતનું કામ કરનાર બીજી સંસ્થાઓને મદદ આપવા અંગે સરકારને ભલામણ કરવી.

પ્રાદેશિક, જિલ્લા તેમ જ તાલુકા પુસ્તકાલયોના હિસાબની તપાસ કરાવવી. તે ઉપરાંત, મધ્યસ્થ સલાહકાર સમિતિ સોંપે તે કામ કરવું.

ગુજરાતની પ્રાદેશિક સલાહકાર સમિતિમાં હાલ નીચેના સભ્યો છે :

તેના સભ્યો

૧. શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ
૨. શ્રી ઠાકોરભાઈ મ. દેસાઈ
૩. શ્રી પાંડુરંગ ગ. દેશપાંડે
૪. શ્રી બબલભાઈ મહેતા
૫. શ્રી નાનુભાઈ દેસાઈ
૬. શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લ
૭. શ્રીમતી હેમલતાબહેન દેસાઈ
૮. શ્રી રમણલાલ સોની

પુસ્તકાલય મંડળો માન્ય થતાં તેમના તથા બીજા પ્રતિનિધિઓ આવ્યે કુલ સંખ્યા ૧૪ થશે.

પહેલી સભા

સલાહકાર મંડળની પહેલી સભા શ્રી નાનુભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે ૬ઠ્ઠી ઑગસ્ટને રોજ ગુજરાત વિદ્યાપીઠમાં થઈ હતી. તેમાં નીચેનાં પ્રારંભિક કામ થયાં :

શ્રી મગનભાઈ દેસાઈને મંડળના પ્રમુખ અને શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લને ઉપપ્રમુખ ચૂંટવામાં આવ્યાં. મંડળના મંત્રીનું કામ ગુજરાત વિભાગના આસિસ્ટન્ટ ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ કરશે.

શ્રી મગનભાઈ દેસાઈને મધ્યસ્થ સલાહકાર મંડળ પર પ્રાદેશિક મંડળ તરફથી પ્રતિનિધિ તરીકે ચૂંટવામાં આવ્યા.

મંડળના કામકાજને અંગે ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ તરફથી સૂચવવામાં આવેલાં ધારાધોરણો છૂટાછવાયા ફેરફાર સાથે માન્ય કરવામાં આવ્યાં.

મંડળનું બધું કામકાજ ગુજરાતીમાં ચાલે એમ નક્કી કરવામાં આવ્યું.

ગુજરાતમાં કામકાજ કરતાં પુસ્તકાલય મંડળોને અંગે ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ પાસે જે કંઈ સાહિત્ય ભેગું થયેલું હોય તે, તેમ જ પુસ્તકાલય મંડળોને માન્યતા આપવાને અંગે તેમણે કોઈ નિયમો વગેરે ઘડી રાખ્યા હોય તો તે, મંડળના પ્રમુખને તેઓ મોકલે એવી તેમને વિનંતિ કરવામાં આવી. આ સાહિત્ય આવતાં તેને અંગે આગળ શું કરવું તે વિચારીને પ્રમુખને જણાવવા માટે એક પેટાસમિતિ નીમવામાં આવી છે.

પાં૦

# ચમત્કારથી ભરેલો માનવદેહ

વિશ્વમાં ઈશ્વરે અનેક કરામતો કરી છે. પણ આપણા નાના માનવદેહમાં એણે જે કરામત કરી છે એનો જોટો બીજે ક્યાંય જોવા મળે એમ નથી. થોડાં હાડકાં અને માંસના લોચાના બનેલા આ નાના શરીરમાં કેવી વિવિધ, ગહન, અને આશ્ચર્ય પમાડે એવી ક્રિયાઓ ચાલી રહી છે, એ વિષે આપણામાંથી બહુ ઓછા જાણતા હોય છે. પણ ખરેખર ચમત્કારથી ભરેલા આ દેહમાં ચાલતી ક્રિયાઓ વિષે જાણવામાં બહુ રસ પડે એવું છે.

પાંચ ફૂટ ને ઉપર થોડા ઇંચ ઊંચાઈવાળા આ મનુષ્યદેહમાં પોલીસ. લશ્કર, ન્યાય, સુધરાઈ, તાર, ટેલિફોન, રેડિયો અને ટેલિવિઝન જેવી ઘણી યોજનાઓ અમલમાં આવેલી જોવા મળે છે. એમાં મોટાં મોટાં કારખાનાંઓ ચાલી રહ્યાં છે. એમાં ક્ષણે ક્ષણે લાખો ચીજો બને છે અને લાખોનો સંહાર થાય છે. જગતમાં આપણે જેમ વિવિધ પ્રકારના વ્યાપારો થતા જોઈએ છીએ એમ આ દેહમાં પણ એના કરતાંય વિવિધતાભર્યા અને છતાં શાસ્ત્રીય તેમ જ યોજનાપુરઃસરના વ્યાપારો ચાલી રહેલા આપણને જોવા મળે છે. એ બધા વ્યાપારો ચાલે છે ત્યાં સુધી જ આ માનવદેહ જીવતો રહે છે. એ વ્યાપારો બંધ થાય છે એની સાથે એ મુડદું બની જાય છે અને એનો નાશ કરવામાં આવે છે.

હૃદય અને રુધિરાભિસરણ

આ ચેતનવાળા દેહની ચેતના ચાલુ રાખવા માટે આપણા શરીરના મધ્ય ભાગમાં મૂઠી જેવડું નાનું લોહીથી ધબકતું હૃદય આવેલું છે. અને એમાંથી શુદ્ધ બનીને વહેતું લોહી શરીરના દરેક ભાગમાં ફરી શકે એ માટે, આખા શરીરમાં ઝાડની ડાળીઓ, પાંખડીઓ અને ડાંડલીઓ જેવી રક્તવાહિનીઓની

એક જાળ ગોઠવવામાં આવી છે. કોઈ પણ સારા શહેરમાં પાણીના નળની વ્યવસ્થા હોય છે એના કરતાં પણ વધારે વ્યવસ્થિત અને કાર્યક્ષમ આ યોજના છે. એમાં આપમેળે ઊઘડતા અને બંધ થતા વાલ્વ, આપમેળે ચાલતા નળ અને આપમેળે આયાતનિકાસ કરવાની સગવડો ગોઠવવામાં આવી આવી હોય છે. લોહીનું આ જાતનું વહન શરીરનું ઘડતર કરે છે, શરીરની ગરમી ટકાવી રાખે છે, શરીરમાં ચેતના ભરે છે, અને કચરાને બહાર હડાવીને શરીરની શુદ્ધિ સાચવે છે. શરીરમાં કોઈ પણ જાતનો બહારનો કચરો દાખલ થાય કે તરત પોતાના જાનના જોખમે પણ એને મારી હઠાવે *એવા આ લોહીમાં કેટલાક સૈનિકો હોય છે. એમને* સફેદ રક્તકણો કહેવામાં આવે છે. જરૂર પડ્યે લાખોની સંખ્યામાં એ જમા થઈ જાય છે અને લોહીને શુદ્ધ રાખીને એ શરીરને બચાવી લે છે. બીજા એથી પણ વધુ મોટી સંખ્યામાં—અબજોની સંખ્યામાં આપણા લોહીમાં લાલ રક્તકણો હોય છે, એ નિરંતર શરીરરચનાનું કાર્ય કરતા હોય છે. દર ચોવીસ કલાકે આ કણોમાંથી દસમા ભાગના નવા પેદા થાય છે અને જૂના નાશ પામે છે.

આ ઉપરાંત લોહીમાં બીજા પણ બે મહત્ત્વના ગુણ છે. શરીરના કોઈ પણ ભાગમાં જખમ થાય છે ત્યારે ત્યાંથી લોહી બહાર વહેવા લાગે છે. એ લોહીમાં જ જખમ ઉપર પડ રૂપે બંધાઈને જખમ બંધ કરવાની શક્તિ પણ હોય છે. એથી જ આપણે નાના જખમોમાંથી વહેતું લોહી આપોઆપ થોડા વખતમાં બંધ થતું જોઈ શકીએ છીએ.

લોહીમાં બીજો એક એવો પણ ગુણ છે કે, શરીર ઉપર એક વખત આક્રમણ કરી ગયેલો રોગ સામાન્ય રીતે ફરી આક્રમણ નથી કરી શકતો. કેમ કે પહેલા આક્રમણ વખતે જ લોહી એનાં વિરોધી તત્ત્વોને દુશ્મન ફરી આવે તો એનો સામનો કરવા માટે શરીરમાં સંઘરી લે છે.

શરીરમાં તાજા લોહીને વહેવા માટેનો એક માર્ગ હોય છે અને વપરાઈને મેલા થયેલા લોહીને વહેવા માટેનો બીજો માર્ગ હોય છે. એક માર્ગને શિરા કહે છે, બીજા માર્ગને ધમની કહે છે. વપરાઈને મેલું થયેલું લોહી ફેફસાં મારફત શુદ્ધ થાય છે અને પાછું હૃદયમાં જઈને મૂળ માર્ગે ફરવા લાગે છે. આ ક્રમ અવિરતપણે ચાલ્યા જ કરે છે. અને એમ લોહીની ફરવાની ગતિ પણ કાંઈ ઓછી ઝડપી નથી હોતી. ૨૪ કલાકમાં હૃદય ૪૦૦૦ ગેલન લોહીને આગળ ધકેલે છે. એ લોહી રક્તવાહિનીઓમાં અને ત્યાંથી શિરાઓમાં ધકે છે. ૨૦થી ૩૦ સેકન્ડમાં લોહીનું એક ટીપું આખા શરીરમાં ફરીને પાછું હૃદયમાં આવી જાય છે. આ રક્તવાહિનીઓ અને શિરાઓનાં ગૂંચળાં એટલાં મોટાં હોય છે કે, એ *બધીને એક પછી એક જોડીને લંબાવવામાં આવે તો* એની લંબાઈ એક લાખ માઈલની થવા જાય!

ચમત્કાર તો એ છે કે, આ લોહીના વહેવાનું અને શુદ્ધ થવાનું ગૂંચવણભર્યું કાર્ય એક ક્ષણ પણ થોભતું નથી. નથી હોતો એમાં વિરામ કે આરામ. ૬૦ વર્ષ, ૭૦ વર્ષ કે ૧૦૦ વર્ષ, જ્યાં સુધી મનુષ્યદેહ ટકે છે ત્યાં સુધી, દિવસ અને રાત, આ ક્રિયા ચાલ્યા કરે છે જે દિવસે એ કાર્ય અટક્યું તે દિવસે શરીર અટક્યું સમજો.

સાડા ત્રણ મણની કહેવાતી આપણી કાયામાં ફક્ત ૮ થી ૧૦ રતલ લોહી હોય છે; પણ શરીરમાં એવો એક પણ ભાગ નથી હોતો કે જ્યાં લોહી નથી ફરતું. આ બધા ઓછા ચમત્કારો છે? પણ સૌથી મોટો ચમત્કાર તો એ છે કે, હૃદયનું આ રુધિરાભિસરણ ચલાવવા માટે નથી રોકવામાં આવ્યો હોતો કોઈ ઇજનેર કે નથી રોકવામાં આવ્યો કોઈ લીડર. બધું જ કાર્ય આપમેળે અને વ્યવસ્થિત રીતે ચાલ્યા કરે છે. આવી આ માનવદેહની ચમત્કારિક રચના છે.

આ દેહમાં આવી તો બીજી ઘણી ચમત્કારિક યોજનાઓ ચાલી રહી છે. એને પણ આપણે ક્રમે ક્રમે જોઈશું.

—ચાલુ] બબલભાઈ મહેતા

# સ્વાધ્યાય

## [ ઇષ્ટદેવનું ધ્યાન ]

મનની ચંચળતાને દબાવવાને માટે, કેવી કેવી જાતના અભ્યાસ કરી શકાય, તેનું વર્ણન આપતાં સૂત્રો આપણે જોતા હતા. આ બધા અભ્યાસનું મુખ્ય પ્રયોજન સ્પષ્ટ સમજવું જોઈએ — તે છે મનની એકાગ્રતા મેળવવાનું. અને તેનું ફળ પણ સ્પષ્ટ થવું જોઈએ — તે છે આગળ સૂત્ર ૩૦–૩૧માં વર્ણવેલા ચિત્તના અંતરાયો વગેરેને દૂર કરવાનું, યોગસૂત્રનો શબ્દ વાપરીને કહીએ તો, અન્તરાયાભાવ (જુઓ સૂત્ર ૨૯) અથવા તો અંતરાયોનો પ્રતિરોધ સાધવાનું (જુઓ સૂત્ર ૩૨)

આ અભ્યાસના વિવિધ પ્રકારોના પ્રકરણનો સમારોપ કરતું છેલ્લું સૂત્ર હવે આવે છે —

યથાભિમતધ્યાનાદ્વા ॥ ૩૯ ॥

અથવા તો પોતાને ગમતા કોઈ પણ ભાવ કે વસ્તુ યા પદાર્થના ધ્યાનમાંથી પણ મનની સ્થિતિને નિબંધન કરે એવું ફળ મેળવી શકાય છે

આગળના પ્રકારોમાં આપણે જોયું કે, તે તે પ્રકાર તેના અનુરાગી અમુક તમુક અંતરાયને વિશેષે લક્ષમાં લઈને, તેના પર સીધો હલ્લો કરી, તેને દૂર કરવાની દૃષ્ટિએ, હોય છે (તે બધું આગળના વિવેચનોમાં કહ્યું છે, એટલે અહીં તે બધું ફરી ગણાવતો નથી વાચકે તે યાદ કરવું હોય તો ત્યાં જોઈ લે એવી વિનંતી છે )

અંતરાય અને અભ્યાસપ્રકાર વચ્ચેનો આવો સંબંધ આ સૂત્રમાં સૂચવેલા પ્રકાર અંગે પણ છે, જેનો કેવળ ઉલ્લેખ આગળ કરી ગયો છું 'અનવસ્થ ભૂમિકત્વ' અંતરાય છે, તેને અનુલક્ષીને આ અભ્યાસ ખાસ છે, એમ કહી શકાય અનવસ્થભૂમિકત્વ એટલે અભ્યાસ કરીએ છતાં તેમાં કાંઈ કે આશ્વાસન મળે એવી સફળતા ન લાગવાથી ચિત્તને જે અજંપો અને ઉચાટ જેવી અશ્રદ્ધા રહ્યા કરે તે. અભ્યાસમાં આગળ ઉત્સાહ અને ઉમંગથી ચાલવા માટે કાંઈ કે ભૂમિકા ન મળે તેવી કરીને ચિત્ત પાછું પડ્યા કરે એવી ચિત્તના પ્રતિઘાતની —'ફ્રસ્ટ્રેશન'— ની દશા અથવા કહો કે ચિત્તપ્રસાદ ન હોવો તે

તો શું કરવું? સૂત્રકાર કહે છે કે, જે તમારા ચિત્તને ગમે તે ઇષ્ટનું ધ્યાન કરી ચિત્તને તેમાં વાળો. તેમાં અનન્ય અને એકાગ્ર મનથી તોય અંતરાયો ઉપર જય મળી શકશે અને મનને વશ કરવાનો માર્ગ મોકળો થશે

આપણી રૂઢ પરિભાષામાં કહેવું હોય તો, આ અભ્યાસ ભક્તિમાર્ગનો —ઇષ્ટદેવની આરાધના કરવા દ્વારા કામ લેવાનો છે ઇશ્વરપ્રણિધાન પણ એક ચિત્તનિરોધનો માર્ગ છે વૈરાગ્ય પણ એક માર્ગ છે તેમાં ઇશ્વરપ્રણિધાન માર્ગના સંબંધનો આ અભિમત કે ઇષ્ટના ધ્યાનનો અભ્યાસ છે હિંદુ ધર્મની ઇષ્ટદેવની કલ્પના અહીં આવી જાય છે, એ ઉઘાડું છે તેનું રહસ્ય એ નથી કે, તમે અમુક કે તમુક દેવ યા સત્ત્વને પૂજો કોઈ પણ અભિમત દેવ કે સત્ત્વ, જેને વિષે તમારી સહજ રુચિ કે ભક્તિ યા પ્રેમ હોય તેને લઈ શકો છો તેથી પહેલી વાત તો એ કે, અનવસ્થ ભૂમિકત્વનો અંતરાય કેટલેક આપોઆપ ટળશે એ કરવામાં રહસ્ય છે એકાગ્રતા કે અનન્યતાનું રહસ્ય છે, મનને મારવાનો અભ્યાસ કરવાનું વૈરાગ્યના જ્ઞાનથી, કે ચારિત્ર્યની ઉદાત્તતાથી, કે મન-વાંદરું કેવી રીતે કામ કરે છે તેનું પરીક્ષણ કરી કરીને તેને પટાવી લેવાના ધ્યાનથી, કે પછી (હવે આ સૂત્રમાં કહે છે તેમ) ઇષ્ટદેવની ભક્તિ કે પૂજાપાઠ વગેરેથી — ગમે તે રીતે કામ કરવાની છૂટ છે કામ છે કામ સાથે, કોઈ નામ કે બુત સાથે નથી

હિંદુ ધર્મે માનેલી મૂર્તિપૂજાનું રહસ્ય પણ, યોગ શાસ્ત્રની દૃષ્ટિએ, અહીં સ્પષ્ટ થાય છે મૂર્તિપૂજાનું સત્ય પૂજકના કે ભક્તના ચિત્તમાં કે તેની ભાવના અને સાધનામાં છે, કોની શાની મૂર્તિ છે તેમાં નથી તેથી જ પુરાણી આખ્યાયિકાઓમાં સાંભળીએ છીએ કે, એક જ મૂર્તિ એક ભક્તને રામની દેખાય તે બીજાને કૃષ્ણની. એમાં જો બુત-ભાવ પેસે તો તે

અસત્ય અને કેવળ સંસારી જંજાળ થઈ જાય છે. જેમ કે, મંદિરના દેવોના ઝઘડા : રામકૃષ્ણ કરતાં શ્રીજી મહારાજ મોટા, અને શૈવ કહેશે સૌમાં મહાદેવ મહા દેવ જ છે, વગેરે વગેરે. આ બધામાં જો યોગસૂત્રનું આ અભિમતધ્યાનનું રહસ્ય છે એ સમજીએ, તો જ અસંખ્ય એવી અભિમત વસ્તુઓ હોવા છતાં, તે બધામાં ઝઘડો નથી એમ જણાય. કેમ કે, આ ઇષ્ટ-ધ્યાનમાં કે મૂર્તિપૂજામાં કે ભક્તિમાં રહસ્ય કોઈ દેવ-વિશેષ, અમુક સત્ત્વ-વિશેષ, કે અમુક પદાર્થ-વિશેષ નથી; રહસ્ય છે ગમે તેમ કરીને મનરિપુને કબજે કરવામાં. મુંડે મુંડે મતિ ભિન્ન છે તેમ જ હૃદયે હૃદયે રુચિ ભાવ પણ ભિન્ન હોય છે. એથી જ કળા વિષે પણ જ્ઞાનક્ષેત્રની પેઠે વિવેક કરવાનું જાગે છે. આ રુચિ જો નિર્દોષ હોય, સમાજદ્રોહી ન હોય, તો તેને જોઈતું જે અભિમત આલંબન હોય, તે લઈને ચાલવું જોઈએ. તેમાં રહસ્ય છે ચિત્તને વાળવાનું, તે ઉપર જય મેળવવાનું. આ જય મેળવવાને માટે ઇષ્ટારાધના પણ કામ દે છે. આમ વ્યક્તિવિશેષને આરાધનારો પણ છેવટે ઈશ્વરને આરાધતો થશે; માત્ર તેણે યોગરત રહેવું જોઈએ — નિત્યયુક્ત બનવું જોઈએ;— આવું કથન ગીતાકારે જે વારંવાર કર્યું છે, તે પણ આ સૂત્રને જ સ્પષ્ટીકરણ કરનારું છે.

૨૩-૮-'૪૯ મગનભાઈ દેસાઈ

# મીનાતાઈ

આંબેગાંવ છોડ્યા પછી મોટર પૂરઝડપમાં મહારાષ્ટ્રની ભૂમિને વીંધતી દોડવા લાગી. દૂર દૂર સુધી પથરાયેલાં ભવ્ય પીળાં મેદાનોમાં થઈને ઘોરતિયાની પાટલી પેઠે ચાલી જતી સડક બન્ને ક્ષિતિજોને સાંધી રહી હતી. જીવનમાં પહેલી જ વાર આ પ્રદેશનાં દર્શન થતાં હતાં. મારા હૃદયમાંથી નીચેના મરાઠી કાવ્યના ભાવો ઊભરાઈ જતા હતા :

"મંગલ દેશા! પવિત્ર દેશા! મહારાષ્ટ્ર દેશા!
પ્રણામ ઘ્યાવા માઝા હા શ્રીમહારાષ્ટ્ર દેશા!
રાકટ[1] દેશા, કણખર[2] દેશા, દગડાંચ્યા દેશા;
નાજુક દેશા, કોમલ દેશા, ફુલાંચ્યાહિ દેશા.

× × × ×

અંપર સિન્ધુચ્યા ભવ્ય બાન્ધવા! મહારાષ્ટ્ર દેશા!
સહ્યાદ્રિચ્યા સખ્યા! જિવલગા! મહારાષ્ટ્ર દેશા!
પાષાણાચ્યા દેહી વિરિસી[3] તૂં હિરવ્યા વેષા,
ગોદા, કૃષ્ણા, ભીમા તુઝિયા લલાટિંચ્યા રેષા.

આ જ ભાવના આજે પણ કાયમ ટકી રહી છે.

હું એકલો હતો. અને તેથી મારી મુસાફરી પણ ખૂબ વેગીલી બની હતી. તેથી જ કોઈ કે કહ્યું છે : "He travels the fastest who travels alone." એકાકી જ સૌથી જલદી મુસાફરી કરે છે.

૧. ખરબચડો ૨. ખડતલ ૩. બળેલી છે.

પર્વતમાળા તો પાછળ વધુ ને વધુ ફીકી પડતી જતી હતી, અને ક્ષિતિજ ઉપર માત્ર એક આછી મેઘાવળી હોય એવી દેખાતી હતી . . . રસ્તામાં એકએ વાર ફરી ઘોડનાં દર્શન થયાં. તેય કહેતી હતી, "હું તમારી સાથે જ આવું છું." પણ મંચરથી અમારે ઘોડનો સાથ છોડવો પડ્યો. મોટરમાં અમારી સાથે જુન્નરના એક ગુજરાતી ભાઈ બેઠા હતા તેમણે જુન્નર ને શિવનેરીની વાતો કરી આગ્રહ પણ કર્યો, એટલે મેં મંચરથી સીધા પૂના જવાને બદલે મોટર બદલી અને નારાયણગામની મોટર પકડી.

એક ઇટાલિયન કહેવત છે : "એક પર્વત, એક સમુદ્ર અને એક નદી જુઓ એટલે બધું જોવાનું આવી ગયું."

ત્રણ ચાર દિવસમાં તો મેં માથેરાન પરથી મુંબઈનો દરિયો જોયો, હિન્દનો એક કુલપર્વત સહ્ય ઓળંગ્યો, ઉલ્લાસ, ભીમા, ને ઘોડ એમ ત્રણ નદીઓ જોઈ, અને બાકી હતું તે મેદાનો ને ગામ પણ જોયાં. એમ સૌંદર્ય, ભવ્યતા ને અગાધતાની ત્રિવેણીનું એક ભવ્ય ચિત્ર મારી આંખ સામે દોરાઈ ગયું હતું. એ બધાંમાં સજીવતા લોકો ને પશુપક્ષીઓને લીધે જ હતી.

મોટરમા બેઠા પછી ખબર પડી કે નારાયણગામમા તો મેળો છે, એટલે વળી અમને વધુ ઉત્સાહ ને આનદ થયો નારાયણગામમા આવી અમે એક ગુજરાતી ભાઈને ત્યા ઊતર્યા અને ગામ બહાર ફરવા નીકળ્યા મેળાની તૈયારીઓ ચાલી રહી હતી તે જોઈ નદીકિનારે નાહવા માટે ગયા જતા જ મે પૂછ્યુ 'આ નદીનુ નામ શુ?' ઉત્તર મળ્યો 'મીના"

કેવુ સુંદર નામ! મીનાના કાચ જેવા પારદર્શક પાણીમા નાના નાના મીન સ્વચ્છદ જળક્રીડા કરી રહ્યા હતા અને તેની સાથે સાથે નાના નાના કકરોનો ધ્વનિ એ મીનનૃત્યમા તાલ પૂરતો હતો અને એ બધા પ્રત્યે સ્મિત વેરતા હસમુખી મીનાના પાણી તો નહિ જ જતા હતા એ ક્યાથી આવતા હતા ને ક્યા જતા હતા તેની મને ખબર નહોતી , તો આસપાસ પથરાયેલું પ્રાકૃતિક સૌદર્ય જોવામા જ મશગૂલ થઈ ગયો હતો પણ એ અનુમાન તો મે તુરત જ કરી લીધા કે એ મહાદ્રિમાથી નીકળી આવે છે અને ગમે ત્યા પણ એ ઘોડને જ મળવાની આજે એ મીનાનું સ્મરણ કરુ છુ ત્યારે એને "તાઈ" જ કહેવાનું મન થઈ આવે છે તાઈ એટલે બહેન ગોદા, કૃષ્ણાને માઈ કહેવાય પણ મીનાને બહેન જ કહેવી ગમે અને ઋગ્વેદમા વિશ્વામિત્ર વિપાટ ને શુતુદ્રીને બહેન ને દીકરી કહી જ છે ને અધારુ થયુ અને તારા પણ માછલા સાથે પાણીમા રમવા લાગ્યા ત્યારે અમે ઊઠ્યા

પછી અમે મેળામા ઘૂમવા માડ્યુ મહારાષ્ટ્રના મેળાની બે વિશેષતાઓ એક તો પોવાડા લાવણી, અને ગોધળ (શરણાઈ ઢોલકનું વાજુ) ને બીજી કુસ્તીનુ દગલ, અને જો ઋતુ હોય તો ત્રીજી વિશેષતા પણ સમજી લેવી શેરડીનો રસ મહારાષ્ટ્રના લોકજીવન ઉપર સગીત અને વ્યાયામની જબરજસ્ત અસર પડેલી જ છે એ બધુ જોવા ને સાભળવામા તો પ્રભાતનો કૂકડો બોલ્યો અને પછી સૌ વેરાવા માડ્યા અમે એક કોતુની દુકાનમા રાત વિતાવી દીધી અને પૂર્વમા ઉષા ફૂટે એ પહેલા તો નદીકિનારે જઈ પહોચ્યા નદી તો અમારા પહેલા ક્યારનીયે ઊઠી ગઈ હતી નાહીધોઈને પરવારી ગઈ હતી અને વેણીએ તાજા ફૂલ ખોસી દીધા હતા

આમોની ધારમા મચ્છેન્દ્રગઢ અને જીવધન વચ્ચે ઢાક નામે ગામ આગળથી ઊગમ પામી આ નાનકડી બાલિકા પર્વતોની સુદર ખીણમાથી હસતી હસતી ચાલી આવે છે એ બધો પ્રદેશ મીનનેર કહેવાય છે એને જોઈ ડાગરના ખેતરો લચી પડે છે અનેક વનસ્પતિ લીલીછમ થઈ જાય છે આસપાસના પ્રદેશને શાતા વળે છે રસ્તામા એ નાનકડા બધ પણ બાધવા દે છે અને એમ જળદાન કરતી કરતી નારાયણગામ પાસે આવી પહોચે છે એ ગામ પણ મીનાને લીધે સુખી છે આમ મોજથી રમતી ખેલતી ગાતી ચાલી આવતી મીનાતાઈ નારાયણગામને પાવન કર્યા પછી જુન્નર તાલુકામા ને તાલુકામા જ આગળ વધે છે એને જવુ તો તેથીયે આગળ છે પણ ઘોડનો સથવારો મળી જતા તે એની સાથે જ ભળી ભીમા ને તેમાથી કૃષ્ણાને મળી સમુદ્રને ઘેર પહોચી જવા ચાલી જાય છે

મધુર કડે ગાતી મીનાતાઈના રણકાર તો હજુયે મારા કાનમા સભળાયા જ કરે છે ને હુ એને મનની વાણીથી કહુ છુ "તાઈ' તને હમેશા યાદ કરીશ

**શિવશકર પ્રાણશકર શુકલ**

* ओ षु स्वसार कारवे शृणोत ययौ वो दूरादनसा रथेन
नि षू नमध्वं भवता सुपारा अधोअक्षा सिन्धवः स्रोत्याभिः ।

[હે બહેનો વિને જરા સાભળો દૂરથી તમારી પાસે ગાડા ને રથ સાથે આવ્યો છુ નીચા નમો સહેલાઈથી ઓળગાય એવા થાઓ સોતો વડે પૈડાંની ધરીની નીચે જાઓ ]

માણસ જો મહા તેનુ જ ધ્યાન ધર્યા કરે તો કોઈ પણ અભિલાષા પૂરી કરી શકાય

*

તક જવલ્લે જ આવે છે તમારે જો મહાન કામ કરવુ હોય તો તક આવતા જ ઝડપી લો
— કૉન્ફ્યૂશિયસ

# નવી વિદ્યાપીઠો

પ્રાંતના જુદા જુદા વિભાગોમાં વિદ્યાપીઠો રચવાનો એક જાતનો વાયરો અત્યારે ચાલી રહ્યો છે, ત્યારે એક ભયસ્થાન તરફ આંગળી ચીંધવી અસ્થાને નહિ ગણાય.

અલબત્ત, આપણા પ્રાંત જેવડા મોટા પ્રદેશમાં પાંચ છ વિદ્યાપીઠો હોય એ કંઈ બહુ નવાઈભરી વસ્તુ ન ગણાય. પણ એકને સ્થાને ચારપાંચ યુનિવર્સિટીઓ ખડી કરવાથી જ આપણું ધ્યેય—ઊગતી પ્રજામાં ઉચ્ચ શિક્ષણનો પ્રસાર—સરશે નહિ, એ વાત ભૂલવી ન ઘટે. આપણી ધ્યેય-સિદ્ધિ તો આ નવી વિદ્યાપીઠોની કાર્યદક્ષતા અને કાર્યપદ્ધતિ પર અધિકાંશે આધાર રાખશે. એટલે તો આ નવી વિદ્યાપીઠો કયું કામ હાથ ધરશે તેનો વિચાર કરવો આવશ્યક છે.

સૌથી મોટો ભય એ છે કે, જાણ્યેઅજાણ્યે પણ નવી વિદ્યાપીઠો મુંબઈ યુનિવર્સિટીની નાની આવૃત્તિરૂપ બની રહેશે. અને દુર્ભાગ્યે આવું જો ખરેખર બનવા પામશે તો આ બધી નવી વિદ્યાપીઠો નાના 'ધોળા હાથી'ની ગરજ સારશે. એથી વધારે તેમની કશી ઉપયોગિતા રહે તેમ લાગતું નથી.

આપણે શિક્ષણના અંતિમ ધ્યેય વિષે ગમે તેટલી મોટી અને શાનદાર વાતો કરીએ, પણ એટલું તો નક્કી છે કે, કોઈ પણ વિદ્યાપીઠમાંથી દર વર્ષે બહાર નીકળતા મોટા ભાગના સ્નાતકોએ તો તરત જ બહારની મોકળી દુનિયામાં પોતાનું સ્થાન શોધવું રહેશે. આટલું ઉચ્ચ શિક્ષણ સંપાદન કર્યા પછી કુદરતી રીતે જ પોતે જેમ બને તેમ જલદી સ્વાવલંબી થાય અને પોતાના કુટુંબ પરથી યથાશક્તિ આર્થિક બોજો ઘટાડે, એવી ભાવના દરેકના મનમાં ઉદ્‌ભવે. આ ભાવનાનો ઉપહાસ કરવાની જરૂર નથી, કારણ કે લોકસમૂહના મોટા વર્ગને તેમ કર્યા વગર છૂટકો નથી.

આવી જો પરિસ્થિતિ હોય, તો વિદ્યાર્થી કઈ વિદ્યાપીઠનો સ્નાતક છે તે વસ્તુ ઘણું અગત્યનું રૂપ ધારણ કરે છે; કારણ કે જુદી જુદી યુનિવર્સિટીની પદવીઓનું મૂલ્યાંકન લોકમાનસ જુદી જુદી રીતે કરે છે. દા. ત. પંજાબ યુનિવર્સિટીના સ્નાતક કરતાં મુંબઈ યુનિવર્સિટીનો સ્નાતક, પ્રજામાં આવી અમુક રૂઢ થયેલ માન્યતાને કારણે, વધારે લાભદાયી સ્થિતિમાં મુકાય છે. કોઈ વ્યક્તિગત કિસ્સામાં આવું ન પણ બને, પરંતુ સામાન્યતઃ આવી પરિસ્થિતિ પ્રવર્તે છે. હવે જો આપણી નવી વિદ્યાપીઠો મુંબઈ યુનિવર્સિટીનું એક યા બીજી રીતે આંધળું અનુકરણ કરવામાં મશગૂલ બને તો, મને લાગે છે કે, આ બધી બાલ-વિદ્યાપીઠોના સ્નાતકોની દશા ઠીક ઠીક કફોડી થઈ પડશે. એ વાત તો નક્કી જ છે કે, આણંદમાં કે વડોદરામાં નવી વિદ્યાપીઠની સ્થાપના થાય તો શરૂ શરૂમાં તો આ વિદ્યાપીઠના સ્નાતકો, મુંબઈ વિદ્યાપીઠના સ્નાતકોની સરખામણીમાં, પોતાના કોઈ વાંક વગર, મૂંઝવણભરી પરિસ્થિતિમાં મુકાઈ જાય. પંજાબ યુનિવર્સિટી અને મુંબઈ યુનિવર્સિટી વચ્ચે પ્રજામન જે ભેદભાવ રાખે છે, તે વાત બહુ ગંભીર સ્વરૂપ ધારણ કરતી નથી, કારણ કે બન્ને જુદા જુદા પ્રાંતમાં છે. પંજાબ વિદ્યાપીઠમાંથી પ્રતિવર્ષ બહાર નીકળતા સ્નાતકોનો મોટો ભાગ પંજાબમાં સમાઈ જાય અને તેવી જ રીતે મુંબઈ વિદ્યાપીઠના સ્નાતકોનું. પણ આ તો એક જ પ્રાંતમાં પાંચ છ વિદ્યાપીઠો થશે એટલે આ પ્રશ્ન કદાચ ગંભીર રૂપ પકડે તેવો પૂરો સંભવ છે. આવી કઢંગી પરિસ્થિતિનો અંત આણવા માટે સરકાર એટલું જરૂર કરે કે, સરકારી તંત્રમાં ભરતી કરતી વેળા જુદી જુદી વિદ્યાપીઠના સ્નાતકોને સરખી હરોળમાં મૂકે; જેમ હિંદી સરકારે હિંદની દરેક વિદ્યાપીઠની પદવીઓને એક હરોળમાં મૂકેલી છે. પણ સ્નાતકોના મોટા સમૂહને તો બિનસરકારી નોકરીઓ જ શોધવી પડે છે; અને તેમને માટે તો પ્રજામાં ફેલાયેલી જુદી જુદી વિદ્યાપીઠો વિષેની માન્યતા હસી કાઢવા જેવી રહેતી નથી. ઘણાયે ઉત્સાહી અને આશાપૂર્ણ યુવાનોને, પોતે અમુક વિદ્યાપીઠના સ્નાતક છે તે કારણે જ, પોતાના પગ સ્થિર કરતાં પહેલાં ઠીક ઠીક મુશ્કેલીઓનો સામનો કરવો પડે એ અસંભવિત નથી.

અત્યારે આપણે પ્રાંતમાં ભિન્ન ભિન્ન સ્થળે નવી વિદ્યાપીઠો પ્રસ્થાપિત કરવાની તૈયારીમાં છીએ ત્યારે આ પ્રશ્ન તરફ લાગતાવળગતાનું ધ્યાન ખેંચવું આવશ્યક બને છે. જો આંખમીંચામણાં કર્યા કરીશું તો ક્રમશઃ આપણે એવી પરિસ્થિતિમાં મુકાઈ જઈશું કે, જે વિદ્યાપીઠની પદવીઓનું 'બજારમાં' વધારે મૂલ્યાંકન થતું હશે તેના તરફ વિદ્યાર્થીઓનો ધસારો કાયમ રહેશે.

ઉપર જે ભયસ્થાન તરફ ધ્યાન ખેંચ્યું છે, તેનો રખે કોઈ એમ અર્થ કરે કે, પ્રાંતમાં નવી વિદ્યાપીઠોની આવશ્યકતા જ નથી. કહેવાની મતલબ ફક્ત એટલી છે કે, જો આ નવી વિદ્યાપીઠો મુંબઈ યુનિવર્સિટીનું ગાડરિયા પ્રવાહની માફક આંધળું અનુકરણ કરશે તો, પ્રાંતમાં પાંચ છ વિદ્યાપીઠો હોવા છતાંયે, આપણી શિક્ષણવિષયક પ્રગતિ ખાસ નોંધપાત્ર નહિ હોય એમ મારુ માનવુ છે.

નવી વિદ્યાપીઠો ઊભી કરવામાં તથા તેમને નિભાવવામા પ્રજાનાં નાણાંનો જે વ્યય થશે તેનું યોગ્ય વળતર મળી રહે અને તે નાણાં નવા 'ધોળા હાથીઓ'ના નિભાવાર્થે વેડફાઈ ન જાય તે આપણે જોવાનુ છે. નવી વિદ્યાપીઠોની દશા આવી દયાજનક ન બને તથા તે પ્રજાને ભારરૂપ ન બને તે માટે શુ કરવુ ઘટે તેનો વિચાર કરીએ.

પ્રત્યેક વિદ્યાપીઠની કોઈ ખાસ વિશિષ્ટતા હોય તો તેનુ મહત્ત્વ સર્વથા જળવાઈ રહે, એ નિર્વિવાદ છે. આ વિશિષ્ટતા કઈ હોઈ શકે તે તે વિદ્યાપીઠનુ જન્મસ્થાન કયો પ્રદેશ છે, તેના પર મહદ્ અંશે અવલંબે છે. દરેક વિદ્યાપીઠ પોતાનુ સ્થાન-વૈશિષ્ટ્ય શુ છે તેનો પૂરો ખ્યાલ કરી જ્ઞાનની એ શાખા પર પોતાનું લક્ષ કેન્દ્રિત કરે, કે જેને ચોતરફનું વાતાવરણ સંપૂર્ણતઃ સાનુકૂળ હોય અને જે આવા સાનુકૂળ વાતાવરણને લીધે નિશદિન ફૂલીફાલી રહે.

ઉપરનો મુદ્દો વધારે સ્પષ્ટ થાય તે માટે ઉદાહરણ લઈએ. આણંદમાં વિદ્યાપીઠ સ્થાપવા માટે વાતો ચાલે છે. આણંદ મોટા ગ્રામ વિસ્તારના કેન્દ્રસમુ ગણાય ભવિષ્યની આ આણંદ વિદ્યાપીઠ જો ગ્રામ-અર્થશાસ્ત્ર, ગ્રામોદ્યોગો, ખેતીવાડી તથા ગ્રામજીવનને સીધા સ્પર્શતા બીજા વિષયોને કેન્દ્રસ્થાને રાખીને વિવિધ અભ્યાસક્રમની રચના કરે, તો સ્થાપના પછી ટૂંક સમયમાં જ એક ખાસ જરૂરિયાતને સંતોષી શકે તેવા સ્નાતકો આ વિદ્યાપીઠ તૈયાર કરી શકે; અને આ સ્નાતકો પોતાના ખાસ વિષયો એવા વાતાવરણમાં શીખેલા હશે કે કોલેજની ચાર દીવાલો વચ્ચે લેવાતું શિક્ષણ અને બહારની દુનિયાની પરિસ્થિતિની સાચી સમજણ એ બન્નેનો સુમેળ આપમેળે સધાઈ જાય. તેવી જ રીતે આંતરરાષ્ટ્રીય રાજકારણ તથા અર્થકારણ, આધુનિક વ્યાપાર વાણિજ્ય, મોટા ઉદ્યોગો, વગેરે વિષયોમાં પારંગત થવા ઇચ્છનાર વિદ્યાર્થી મુંબઈ વિદ્યાપીઠ જેવી સંસ્થામાં જોડાય; કારણ કે તે વિદ્યાપીઠની સ્થાનવિશિષ્ટતા આવા વિષયોના અભ્યાસ માટે અનુકૂળ વાતાવરણ જરૂર સર્જી શકે. આણંદ વિદ્યાપીઠ પણ જરૂર પૂરતા આ વિષયો અવશ્ય શીખવે; પરંતુ આ વિષયોના ખાસ સ્નાતકો તૈયાર કરવા માટે ગમે તેટલો પ્રયત્ન કરે તોયે તેના તૈયાર કરેલા સ્નાતકો સામાન્ય રીતે મુંબઈ વિદ્યાપીઠના તે વિષયોના ખાસ સ્નાતકોની તોલે નહિ આવી શકે. તેવી જ રીતે મુંબઈ વિદ્યાપીઠ ગ્રામ અર્થશાસ્ત્ર વગેરે વિષયોના ખાસ સ્નાતકો તૈયાર કરવાનો આગ્રહ સેવે, તો તે સ્નાતકો આણંદ વિદ્યાપીઠના તે વિષયોના ખાસ સ્નાતકો જેટલા દૂરદર્શી તેમ જ ઊંડી સમજણવાળા નહિ હોય.

આમ દરેક વિદ્યાપીઠ જો પોતાના સ્થાનવૈશિષ્ટ્ય અનુસાર પોતાનું કાર્યક્ષેત્ર તથા કાર્યપદ્ધતિની રૂપરેખા દોરીને કારકિર્દીની શરૂઆત કરશે, તો તેને પોતાનું અપનાવેલું એક નિશ્ચિત ધ્યેય હશે — જેને પહોંચવા તે સતત કાર્યશીલ રહેશે. તદુપરાંત પ્રજામાં પણ પ્રત્યેક વિદ્યાપીઠનું મહત્ત્વ જળવાઈ રહેશે. જુદી જુદી વિદ્યાપીઠના સ્નાતકોને પોતે અમુક વિદ્યાપીઠ જોડે સંકળાયેલા છે માટે જ કંઈ ખોવાનું કે મેળવવાનું નહિ રહે એટલે કોઈ એકાદ લબ્ધપ્રતિષ્ઠિત વિદ્યાપીઠ પર ધસારો કરવાનું વિદ્યાર્થીઓને પણ કોઈ કારણ રહેશે નહિ.

જો આવી કોઈ યોજના અનુસાર નવી વિદ્યાપીઠો અસ્તિત્વમાં આવે તો જ, હું માનું છું કે, તેમનો જન્મ સાર્થક ગણાય. બાકી નવી વિદ્યાપીઠો જો જૂને ચીલે ચાલવામાં જ પોતાનો સઘળો સમય, શક્તિ અને નાણાં ખરચી નાખશે, તો તે પ્રજાની સાચી સેવા બજાવી શકે તેમ લાગતું નથી. રગશિયા ગાડાની પેઠે તે કદાચ મંદગતિએ કંઈક પ્રગતિ કરે; પણ ચોતરફ પ્રકાશ રેલવતી નાનીથી સર્જક ચિનગારીરૂપ બની રહેશે નહિ તે નિઃશંક છે.

મગનલાલ પૂજારા

# પરદેશના લેણાનો ઉપયોગ

આપણી મધ્યસ્થ સરકારના નાણાપ્રધાન હમણાં વિલાયત જઈ આવ્યા અને બ્રિટન પાસેનું હિંદનું લેણું વસૂલ કરવા બાબતમાં નવા કરાર કરી આવ્યા. તે કરારની મુખ્ય બાબતો નીચે પ્રમાણે છે:

૧. ૧૯૪૮–૪૯ની સાલ માટે અગાઉના કરાર મુજબ કંઈ રકમ આપવાની નહોતી, તેને બદલે હવે બ્રિટન ૮૧૦ લાખ પાઉંડ (રૂા. ૧૦૮૦૦ લાખ) આપશે.

૨. પછીનાં બે વરસ માટે દર વરસે ૪૦૦ લાખ પાઉંડ આપવાના હતા, તેને બદલે ૫૦૦ લાખ પાઉંડ (રૂા. ૬૬૬૬ લાખ) આપશે.

૩. હિંદને હવે સ્ટર્લિંગ વિસ્તારના દેશોમાંનો એક ગણવામાં આવશે. એટલે પહેલાં ૬૦૦ લાખ ડૉલરની હૂંડીઓ મળતી હતી તેને બદલે હવે હિંદને ૧૪૦૦ થી ૧૫૦૦ લાખ ડૉલરની (રૂા. ૫૦૦૦ લાખ) મળી શકશે.

૪. ડૉલર વિસ્તારના દેશોમાંથી હિંદ ૨૫ ટકા આયાત ઓછી કરશે. એટલે અમેરિકાથી ઘઉં આવતા હશે તો તેને બદલે ઑસ્ટ્રેલિયાથી મંગાવશે.

૫. ૧૯૪૮–૪૯માં ડૉલર વિસ્તારના દેશોમાંથી ૬૦૦ લાખ ડૉલરનો માલ લેવાનો હક હતો તેને બદલે ૨૧૭૦ લાખ ડૉલરનો માલ લીધો. તે રકમ ઉપરની રકમમાંથી ન કાપતાં બીજી રીતે ભરપાઈ કરવામાં આવશે.

આ રીતે હાલ તુરત સંતોષકારક કરાર થયા છે. પણ તેમાંથી આપણા દેશે લક્ષમાં લેવા જેવું એ છે કે, પરદેશની ગમે તેવી ચીજો મંગાવીને આપણે પરદેશનું લેણું વેડફી મારીશું તો દેશની શી સ્થિતિ થશે? આજે તો જ્યાં સુધી પરદેશ પાસે લેણું છે ત્યાં સુધી એમાંથી રકમ મળશે, પણ દરેક વરસે એ રકમ ખલાસ થશે પછી પરદેશના માલના પૈસા શી રીતે આપીશું?

તે આપવા માટે આપણે પરદેશ વધુ માલની નિકાસ કરવી પડે, અગર તો એટલું પરદેશનું દેવું કરવું પડે.

એવો દેવાળિયાનો ધંધો ન કરવો પડે તે માટે આપણા લોકોએ આજથી ચેતી જવાની જરૂર છે. પરદેશ પાસેના લેણાની રકમ ગમે તેમ વેડફી મારવાને બદલે તે રકમને બદલે એવો માલ લાવવો જોઈએ, જેમાંથી ઉદ્યોગધંધો ચાલે અને ભવિષ્યમાં આયાત ઓછી કરવી પડે. તેમ કરવાને બદલે જૂની મૂડીને ગમે તેમ ખાલી કરતા જઈશું તો બાપદાદાની મૂડી ઉપર જીવનાર દીકરાને મૂડી ખલાસ થતાં જેમ દેવાદાર થવું પડે છે તેમ આપણા દેશને લેણદાર મટીને ફરી દેવાદાર થવું પડશે.

છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં હિંદ પરદેશનું દેવાદાર હતું. લડાઈ દરમિયાન અબજો રૂપિયાનો મહામૂલો માલ મોકલીને તે દેવું ભરપાઈ કર્યું અને તે ઉપરાંત આશરે રૂા. ૧૬૦૦ કરોડનું લેણું પડ્યું. લોકોને ભૂખે મારીને એ લેણું ઊભું કરવામાં આવ્યું છે. તેને પેટે કુટકળ ગમે તેવો માલ આયાત ન થાય તે જોવું જોઈએ. સરકારે, વેપારીઓએ અને માલ ખરીદનાર બધાએ તે લક્ષમાં રાખવું જોઈએ

વિ૦

અત્યારે આપણે પ્રાંતમાં ભિન્ન ભિન્ન સ્થળે નવી વિદ્યાપીઠો પ્રસ્થાપિત કરવાની તૈયારીમાં છીએ ત્યારે આ પ્રશ્ન તરફ લાગતાવળગતાનું ધ્યાન ખેંચવું આવશ્યક બને છે. જો આંખમીંચામણાં કર્યા કરીશું તો ક્રમશઃ આપણે એવી પરિસ્થિતિમાં મુકાઈ જઈશું કે, જે વિદ્યાપીઠની પદવીઓનું 'બજારમાં' વધારે મૂલ્યાંકન થતું હશે તેના તરફ વિદ્યાર્થીઓનો ધસારો કાયમ રહેશે.

ઉપર જે ભયસ્થાન તરફ ધ્યાન ખેંચેલ છે, તેનો રખે કોઈ એમ અર્થ કરે કે, પ્રાંતમાં નવી વિદ્યાપીઠોની આવશ્યકતા જ નથી. કહેવાની મતલબ ફક્ત એટલી છે કે, જો આ નવી વિદ્યાપીઠો મુંબઈ યુનિવર્સિટીનું ગાડરિયા પ્રવાહની માફક આંધળું અનુકરણ કરશે તો, પ્રાંતમાં પાંચ છ વિદ્યાપીઠો હોવા છતાંયે, આપણી શિક્ષણવિષયક પ્રગતિ ખાસ નોંધપાત્ર નહિ હોય એમ મારું માનવું છે.

.નવી વિદ્યાપીઠો ઊભી કરવામા તથા તેમને નિભાવવામાં પ્રજાનાં નાણાનો જે વ્યય થશે તેનું યોગ્ય વળતર મળી રહે અને તે નાણા નવા 'ધોળા હાથીઓ'ના નિભાવાર્થે વેડફાઈ ન જાય તે આપણે જોવાનુ છે. નવી વિદ્યાપીઠોની દશા આવી દયાજનક ન બને તથા તે પ્રજાને ભારરૂપ ન બને તે માટે શું કરવુ ઘટે તેનો વિચાર કરીએ.

પ્રત્યેક વિદ્યાપીઠની કોઈ ખાસ વિશિષ્ટતા હોય તો તેનું મહત્ત્વ સર્વથા જળવાઈ રહે, એ નિર્વિવાદ છે. આ વિશિષ્ટતા કઈ હોઈ શકે તે તે વિદ્યાપીઠનું જન્મ-સ્થાન કયો પ્રદેશ છે, તેના પર મહદ્ અંશે અવલંબે છે. દરેક વિદ્યાપીઠ પોતાનુ સ્થાન-વૈશિષ્ટ્ય શું છે તેનો પૂરો ખ્યાલ કરી જ્ઞાનની એ શાખા પર પોતાનું લક્ષ કેન્દ્રિત કરે, કે જેને ચોતરફનું વાતાવરણ સંપૂર્ણતઃ સાનુકૂળ હોય અને જે આવા સાનુકૂળ વાતાવરણને લીધે નિશદિન ફૂલીફાલી રહે.

ઉપરનો મુદ્દો વધારે સ્પષ્ટ થાય તે માટે ઉદાહરણ લઈએ. આણંદમાં વિદ્યાપીઠ સ્થાપવા માટે વાતો ચાલે છે આણંદ મોટા ગ્રામ-વિસ્તારના કેન્દ્રસમુ ગણાય. ભવિષ્યની આ આણંદ વિદ્યાપીઠ જો ગ્રામ-અર્થશાસ્ત્ર, ગ્રામોદ્યોગો, ખેતીવાડી તથા ગ્રામજીવનને સીધા સ્પર્શતા બીજા વિષયોને કેન્દ્રસ્થાને રાખીને વિવિધ અભ્યાસ-ક્રમની રચના કરે, તો સ્થાપના પછી ટૂંક સમયમાં જ એક ખાસ જરૂરિયાતને સંતોષી શકે તેવા સ્નાતકો આ વિદ્યાપીઠ તૈયાર કરી શકે; અને આ સ્નાતકો પોતાના ખાસ વિષયો એવા વાતાવરણમાં શીખેલા હશે કે કોલેજની ચાર દીવાલો વચ્ચે લેવાતું શિક્ષણ અને બહારની દુનિયાની પરિસ્થિતિની સાચી સમજણ એ બન્નેનો સુમેળ આપમેળે સધાઈ જાય. તેવી જ રીતે આંતરરાષ્ટ્રીય રાજકારણ તથા અર્થ-કારણ, આધુનિક વ્યાપાર-વાણિજ્ય, મોટા ઉદ્યોગો, વગેરે વિષયોમાં પારંગત થવા ઇચ્છનાર વિદ્યાર્થી મુંબઈ વિદ્યાપીઠ જેવી સંસ્થામાં જોડાય; કારણ કે તે વિદ્યાપીઠની સ્થાનવિશિષ્ટતા આવા વિષયોના અભ્યાસ માટે અનુકૂળ વાતાવરણ જરૂર સર્જી શકે. આણંદ વિદ્યાપીઠ પણ જરૂર પૂરતા આ વિષયો અવશ્ય શીખવે; પરંતુ આ વિષયોના ખાસ સ્નાતકો તૈયાર કરવા માટે ગમે તેટલો પ્રયત્ન કરે તોયે તેના તૈયાર કરેલા સ્નાતકો સામાન્ય રીતે મુંબઈ વિદ્યાપીઠના તે વિષયોના ખાસ સ્નાતકોની તોલે નહિ આવી શકે. તેવી જ રીતે મુંબઈ વિદ્યાપીઠ ગ્રામ અર્થશાસ્ત્ર વગેરે વિષયોના ખાસ સ્નાતકો તૈયાર કરવાનો આગ્રહ સેવે, તો તે સ્નાતકો આણંદ વિદ્યાપીઠના તે વિષયોના ખાસ સ્નાતકો જેટલા દૂરદર્શી તેમ જ ઊંડી સમજણવાળા નહિ હોય.

આમ દરેક વિદ્યાપીઠ જો પોતાના સ્થાન-વૈશિષ્ટ્ય અનુસાર પોતાનું કાર્યક્ષેત્ર તથા કાર્યપદ્ધતિની રૂપરેખા દોરીને કારકિર્દીની શરૂઆત કરશે, તો તેને પોતાનું અપનાવેલું એક નિશ્ચિત ધ્યેય હશે — જેને પહોંચવા તે સતત કાર્યશીલ રહેશે. તદુપરાંત પ્રજામાં પણ પ્રત્યેક વિદ્યાપીઠનું મહત્ત્વ જળવાઈ રહેશે; જુદી જુદી વિદ્યાપીઠના સ્નાતકોને પોતે અમુક વિદ્યાપીઠ જોડે સંકળાયેલા છે માટે જ કંઈ ખોવાનું કે મેળવવાનું નહિ રહે એટલે કોઈ એકાદ લબ્ધપ્રતિષ્ઠિત વિદ્યાપીઠ પર ધસારો કરવાનું વિદ્યાર્થીઓને પણ કોઈ કારણ રહેશે નહિ.

# નવું વાચન

**સાહિત્ય અને જીવનનાં થોડાંક અર્થદર્શનો:** લે૦ રતિલાલ મોહનલાલ ત્રિવેદી; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ. ૨૫૯; કિં. રૂ. ૩—૮—૦.

લેખકે આપેલાં વ્યાખ્યાનો અને લખેલા લેખોના આ સંગ્રહમાં કંઈક સાહિત્યવિવેચન અને જેને તે થોડુંક 'જીવનદર્શન' કહે છે તે રજૂ કરવામાં આવ્યું છે. લેખક શરૂઆતમાં ફરિયાદ કરે છે કે, "જ્ઞાન એ દર્શન — 'વિઝન' છે, એ ભાવ હજી આપણામાં જોઈએ તેવો જામ્યો નથી.' અને પછી એ 'દર્શન' વસ્તુને સમજાવતાં કહે છે કે, 'પ્રભુની સૃષ્ટિને આંખ ભરીને જોવી. . . . તેમાં પણ ચર્મચક્ષુથી જોવા કરતાં કલ્પનાની આંખે જોવામાં . . . . વિશેષ જ્ઞાન છે.' કલ્પનાની આંખે સૃષ્ટિ જોવી એટલે શું? તે કહે છે, "કવિની સૃષ્ટિ — સાહિત્યની સૃષ્ટિ જોવી, એમાં છુપાયેલાં નિગૂઢ સત્યો તારવવાં અને એનો ઉપયોગ કરવો." અને સાહિત્ય વિષે વિધાન કરતાં તે જણાવે છે: 'અખિલ જગત જ્ઞાનમાંથી — સાહિત્યમાંથી ઉત્પન્ન થાય છે... ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ આદિ સર્વ સંસ્થાઓ એમનો વિકાસ સાહિત્ય દ્વારા સાધી શકી છે... જો જગતમાં સાહિત્યનો વિકાસ ન થયો હોત, તો મનુષ્ય-જીવન પશુ સમાન પ્રાકૃત રહ્યું હોત.' પછી સાહિત્ય એટલે શું એ જણાવતાં તે કહે છે: "શબ્દ અને અર્થ એકબીજામાં સાથે મળીને રસમય સાહિત્ય સર્જી રહ્યા છે... શબ્દ અને અર્થનું વિશિષ્ટ સૌન્દર્ય તેમ જ સંશ્લિષ્ટ સૌન્દર્ય જેમાં હોય તે સાહિત્ય... સાહિત્ય એ વસ્તુનું સાચું મૂલ્ય આંકે છે અને નૂતન મૂલ્યોમાં પરિવર્તન કરે છે... જીવનનાં મૂલ્યો સાહિત્યમાંથી આપણને મળ્યાં છે." પછી તે કહે છે: "વર્તમાન સમયમાં પુસ્તકો પ્રતિ પ્રેમ વધારવો અને સાહિત્યની અભિરુચિ ખીલવવી એ યુગધર્મ છે."

આખા ગ્રંથની રજૂઆતમાં આવું આવું કંઈક સમજી શકાય તેવું, કંઈક સમજવા યોગ્ય, અને ઘણું નર્યાં ફીણ જેવું — એવું આવ્યા કરે છે. દાખલા તરીકે 'સત્ય'ની બાબતમાં તેમનું વિધાન જુઓ:

"સત્યનો વિજય શામાં? સ્થૂલ બળના નિતાન્ત નાશમાં કે એને અંકુશમાં લઈ જતે એનું સ્થાન લેવામાં? સત્ય પોતાનું જ ધ્યેય સિદ્ધ કરવામાં સ્થૂલ બળનો ઉપયોગ કરે તો કેમ? સ્થૂલ બળ વગરનું સત્ય અથવા અધ્યાત્મબળ એ કેવળ એક અમૂર્ત ભાવ છે; જેમ સત્ય અથવા અધ્યાત્મબળ વગરનું સ્થૂલ બળ એ કેવળ પશુબળ છે." પછી સત્યની વ્યાખ્યા પૂછતાં તે કહે છે, "સત્ય એટલે શું?... સત્યનો અનુભવ સહેલો નથી. સત્ય એ બે છેડા વચ્ચેનું મધ્યબિંદુ છે. એ મધ્યબિંદુ શોધવું બેશક બહુ મુશ્કેલ છે." પણ કયા બે છેડા વચ્ચેનું? કલ્પી શકાતા દરેક પ્રકારના બે છેડાની વચ્ચે જે હોય તે સત્ય, એમ લેખકને કહેવું છે? જેમ કે તે કહે છે: "*સત્યનિષ્ઠા જે અખંડ સત્યનું અધું* અંગ છે, તે આગ્રહ અને દૃઢતાના પ્રસંગો ઉપસ્થિત કરી યુદ્ધ અને કલહ ઉત્પન્ન કરે છે. ઇતિહાસમાં પણ સત્યને માટે આગ્રહ તલવાર દાખલ કરાવે છે. ત્યાર પછી પ્રેમનું બળ આવે છે અને સમાધાન થાય છે" આવાં વિધાનમાંથી સત્યનું અને છેડાનું શું તત્ત્વ સમજાય તેવું છે વારુ?

જ્ઞાન વિષે વિધાન કરતાં તે જણાવે છે: "જે ક્ષણે આ જંગલી મનુષ્યને અંતરમાંથી જ્ઞાન આવે છે, તે જ ક્ષણે એ પ્રકૃતિ ઉપર — સ્વભાવ ઉપર — વિજય મેળવવા માંડે છે, કારણ કે જ્ઞાન એ પ્રકૃતિને અધીન નથી, પરંતુ પ્રકૃતિની બહારના કોઈ પરમ તત્ત્વમાંથી એ ઉત્પન્ન થાય છે. જ્ઞાન એ જ પ્રત્યેક પદાર્થનું સાચું સ્વરૂપ છે." આનો શો અર્થ સમજવો? જ્ઞાન એ પ્રકૃતિની બહારના તત્ત્વમાંથી આવતી વસ્તુ છે, અને પાછું જ્ઞાન જ પ્રત્યેક પદાર્થનું સાચું સ્વરૂપ છે! સાંખ્ય, વેદાંત, ગ્રીક તત્ત્વજ્ઞાન, એ બધાની પરિભાષા વાપરીને એક મોટો ઘટાટોપ ઊભો કરાય છે; પણ તે વાંચતાં તેમાંથી કશું સ્પષ્ટ મંતવ્ય લાધતું નથી.

તે જ પ્રમાણે નીતિનિયમ — સંસ્કૃતિ અને તેના પાલનમાંથી નીપજતું સુખ સમજાવતાં તે કહે છે: "આ નીતિનિયમ એ 'કામધેનુ' છે. કદાચ આ જન્મે નહિ તો જન્માંતરે પણ એની સાથે સુખ અવશ્ય જોડાયેલું છે. આ શ્રદ્ધાને લીધે જ મનુષ્ય આ જગતમાં આગળ વધી શકે છે." અર્થાત્ નીતિનિયમ પાળતાં આ જન્મે 'સુખ' ન મળતું દેખાય તોપણ 'જન્માંતરે' તો અવશ્ય એ સુખ તેની સાથે જોડાવાનું જ છે. અને પછી લેખક એકદમ શબ્દોનો ગોટો ઊભો કરતાં જણાવે છે: "આ સંસ્કૃતિ એ જગતનું તારક તત્ત્વ છે. એમાં રહેલું સુખ એ જંગલી અવસ્થામાં અનુભવવાનું માત્ર ઇંદ્રિયોનું સુખ નથી, પરંતુ બુદ્ધિની અનંત લીલાનો એ સૂક્ષ્મ આનંદ છે અને હૃદયની ઊંડી રસવૃત્તિઓનો પરમ સંતોષ છે આ આનંદ તત્ત્વ એ જગતનું પ્રેરક તત્ત્વ પણ છે . . . આ ઇંદ્રિયોના અને ઉપભોગિતાના જગતની પાછળ જ વિચારો અને લાગણીઓનું નવીન જગત રહેલું છે, તેનું દર્શન કરાવનાર આ આનંદ તત્ત્વ છે. એ અનંત જગતોનો મનુષ્યને પરિચય કરાવે છે." આમ, આ સુખ અને આનંદ તે શી બલા છે, એ સમજ્યા વિના જ વાચક બિચારો અટવાયા કરે છે!

સંસ્કૃત સાહિત્યની કેટલીક કૃતિઓનું રસદર્શન પણ પાછળના ભાગમાં લેખક કરાવે છે, તે અર્થમાં અને મોટ ભાગે શબ્દશ: કવિવર રવીન્દ્રનાથ ટાગોરના 'પ્રાચીન સાહિત્ય' નામક નિબંધોનું અનુવાદન કે છાયાદર્શન જેવું લાગે છે

જોડણીની બાબતમાં ગમ્મત ઠેકાણે ઠેકાણે રહી ગઈ દેખાય છે અને પા. ૫૬ ઉપર સીતાજીનો "હારોડનારોપિત" એ શ્લોક ટાંક્યો છે, તેનું જે ભાષાંતર આપ્યું છે, તે શી રીતે બંધબેસતું થાય? સીતાજી રામચંદ્રજીને એમ કહેવા માગે છે કે, મારી અને તમારી વચ્ચે થોડું પણ અંતર રહી જાય એ બીકે તો હું કંઠમાં હાર પણ ધારણ નહોતી કરતી, તેને બદલે અત્યારે તો મારી અને તમારી વચ્ચે નદીઓ, સાગર અને પર્વતો આવી પડેલા છે"

તેને બદલે એમ કહેવું કે, "રખે આપનો વિશ્લેષ થાય એ ભયથી મેં કંઠમાં હાર ધારણ કર્યો નથી (નહિતર) સરિતા અને સાગર વચ્ચે પહાડ આવે છે તેમ આપણા બંનેની વચમાં એ અત્યારે આવત"—એમાં કેટલો ફરક પડી ગયો? 'અભ્યાસી'

**મણિલાલની વિચારધારા** સંપાદક અં૦ ધીરુભાઈ પ્રેમશંકર ઠાકર એમ એ; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, પૃ ૪૪૮, કિં રૂ ૪-૮-૦

લાંબા સમયથી અપ્રાપ્ય થઈ પડેલી 'સુદર્શન ગદ્યાવલી'નો આ સંક્ષેપ પ્રગટ કરીને અમદાવાદની ગુજરાત વિદ્યાસભાએ ગુર્જર સાહિત્યના અભ્યાસીઓની સારી સેવા કરી છે

આ આવૃત્તિમાં શ્રી ધીરુભાઈએ મૂળના વિભાગો કાયમ રાખ્યા છે અને એમાંથી ચૂંટી કાઢેલા અને પોતાને શ્રી મણિલાલના લખાણોના પ્રતિનિધિરૂપ જણાયેલા લેખોનો જ સંગ્રહ કર્યો છે આનો અર્થ એવો નથી કે, બધા જ પ્રતિનિધિરૂપ લેખો આમાં સમાઈ જાય છે પોતાના ગ્રંથના કદની મર્યાદા સાચવવા ખાતર પણ બીજી રીતે સારા વા અમુક દૃષ્ટિએ પ્રતિનિધિરૂપ પણ ગણાય એવા લેખો પણ અનિચ્છાએ એમને છોડવા પડ્યા છે અમુકને બદલે અમુક લેખ સંઘરવો જોઈતો હતો એવા મતભેદને, 'मुण्डे मुण्डे मतिर्भिन्ना' ન્યાયે આવા ગ્રંથમાં અવકાશ રહે એ સ્વાભાવિક છે છતાં એકંદરે શ્રી ધીરુભાઈની પસંદગી એમની મર્યાદાઓ અને દૃષ્ટિને ન્યાય આપનારી અને એટલે અંશે પ્રશસ્ય છે

આમ છતાં અત્રે એમ કહેવું જોઈએ કે, જરા મોટું કદ કરીને, અથવા તો 'ધર્મ'ના કે પછી 'ગૃહ'ના વિભાગમાં જરા કરકસર કરીને, વા કેટલાક લેખોને રદ કરીને પણ નારીપ્રતિષ્ઠા પરનું શ્રી મણિલાલનું વાર્તિક ગૃહવિભાગમાં સમાવવું જોઈતું હતું એવી જ રીતે 'જ્ઞાતિબંધન નીતિને પુષ્ટ કરનારું છે?' એ મથાળાવાળો એમનો લેખ પણ એમની વિચારશ્રેણીઓના પ્રતિનિધિરૂપ હોઈ ગૃહવિભાગમાં સમાવવા જેવો છે

આ આવૃત્તિને અંગે 'પ્રિયંવદા' અને 'સુદર્શન'ના મૂળ અંકો જોઈ જતાં શ્રી ધીરુભાઈને શ્રી મણિલાલના ડઝને એવા લેખો મળ્યા છે કે જેનો સમાવેશ શ્રી આનંદશંકરભાઈએ સંપાદિત કરેલી અપ્રાપ્ય આવૃત્તિમાં નથી થયો

છેવટે એક અંગત વાત—સ્વ૦ મણિભાઈના લેખો માંથી દોહન કરી તે પુસ્તકાકારે પ્રગટ કરવાનું કામ વિદ્યાપીઠે ૧૯૪૨ પહેલેથી મારી પાસે કરાવીને રાખેલું છે એ વાત અમુક ઠેકાણે જાહેર પણ થઈ છે અને માનું છું કે, ગુ૦ ૧૦ સોળમાય તેની ખબર અપાઈ હતી તે પ્રસિદ્ધ કરવાનું કામ ઊભું છે, ત્યાં આ એક બીજું દોહન બહાર પડે છે તોય પણ બીજું દોહન બહાર પાડવું કે કેમ એ પ્રશ્ન થાય છે એ વળી બીજી વાત દરમિયાન ગુજરાતીના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને એક જરૂરી લેખસંગ્રહ, જે મળતો નહોતો, તે આ પ્રકાશનથી મળતો થયો છે, એ સ્પષ્ટ છે

**ત્રિવિધ તાપ:** લે૦ શ્રી ગોવિંદભાઈ રા અમીન, પૃ ૧૨૦, કિં રૂ ૨-૦-૦

'માડી નથી' 'જૂનું અને નવું' અને 'ત્રિવિધ તાપ' એ ત્રણેય એક અળગ અળગ વાર્તાના વિભાગો છે મુરબ્બી શ્રી રા વિ પાઠકે આ ત્રણે વાર્તાઓ વાંચી જઈને જે એમ લખેલું છે કે, 'શ્રી અમીન વાર્તા લખનાર નથી' છતાં એમને વાર્તામાં કંઈક કહેવાનું હોય છે એમની કહેવાની રીત સાદી છે ભાષા સાદી છે, અને અત્યારના વાર્તાકારો ને જે અનેક ભંગીઓ, યુક્તિઓ, તરકીબો હસ્તગત થઈ છે તેનો તેઓ ઉપયોગ કરતા નથી

શ્રી પાઠકસાહેબ જેવા નાગર અને સજ્જન વિવેચકના આ વાક્યોનો પૂરો અર્થ સમજવામાં આવે તો વિશેષ ટીકાની જરૂર નથી —ચૂ૦

**ઘરઘરનો વૈદ્ય** પ્રયોજક વિજયશંકર ધનશંકર મુનશી, પ્રકાશક સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય (અમદાવાદ), કિં રૂ ૧-૮-૦

આપણા સાહિત્યમાં લોકોપયોગી ઘરગથ્થુ ઉપાયો વિષે બહુ ઓછા ગ્રંથો છે તેમાં આ પુસ્તકથી એક ઉપયોગી ઉમેરો જરૂર થશે આયુર્વેદ પાસે લોકોને આપવા જેવું ઘણું છે છતાં હું એટલું તો બહુ ચોક્કસ માનું છું કે, બીજી ચિકિત્સાપદ્ધતિઓના દોષો બતાવવાથી

અથવા તો અણઘડની નિંદા કરવાથી આયુર્વેદની મહત્તા ન બતાવી શકાય. આયુર્વેદની મહત્તા તો તેના સનાતન સિદ્ધાંતો તથા સર્વહિતાને લીધે છે. . . . આપણાં શાસ્ત્રો પ્રાચીન છે માટે નહીં પણ સજીવ છે તે જ દૃષ્ટિએ તેમનો ઉપયોગ થવો જોઈએ. . . આ પુસ્તક વૈદ્યને હાથે ન લખાયું હોવા છતાં તે સમાજને જરૂર ઉપયોગી થઈ પડશે.

**ખોરાકમાં ઝેર:** મૂળ લેખક: મેઝિસ ઈઝિકિયલ; અનુ૦ ગુણવંતરાય મ. જોશી; પ્રકાશક: સ૦ સા૦ વર્ધક કાર્યાલય; કિં. રૂા. ૦–૪–૦.

આ માત્ર ૮૦ જ પાનની પુસ્તિકા ઉપર સાચે જ હું મુગ્ધ થઈ ગયો છું. લેખકે શુદ્ધ ખોરાક વિષે વૈજ્ઞાનિક ને વ્યવહારુ દૃષ્ટિએ સમાજની આંખ ખોલી દે એ રીતે સાહિત્ય પીરસ્યું છે. શુદ્ધ ખોરાક માણસના સમગ્ર જીવનના ઘડતર ઉપર કેવી અસર કરે છે અને અશુદ્ધ ખોરાક ઝેર રૂપ જ નીવડે છે એનું પ્રતિપાદન આ નાના નિબંધે સચોટ રીતે કરાવી દીધું છે. સારી રીતે જીવવાની ઇચ્છા રાખનાર સૌ નાનાં મોટાંએ આ પુસ્તક વાંચવું જોઈએ. શિ૦ શુ૦

# માસિક વિવેચન

**સ્વતંત્રતાનું ત્રીજું વર્ષ**

૧૫મી ઑગસ્ટે આપણી આઝાદીના ત્રીજા વર્ષનો પ્રારંભ થયો, તે પ્રસંગે બે વર્ષની અંદર થયેલા કામની સમીક્ષા કરતાં, અનેક લોકોએ ભારોભાર તેની નિંદા સાથે ભારોભાર તેની સ્તુતિ પણ કરી. 'આના કરતાં તો અંગ્રેજોનું રાજ સારું હતું', 'દેશ દહાડે દહાડે ખરાબીમાં કળી જતો જાય છે', અને એવા પ્રકારનાં વિધાનોથી માંડીને 'અહો, બે વર્ષમાં કેટલું કામ થયું!' 'કૉન્ગ્રેસે કમાલ કરી'—એ ભાવનાં વિધાનો થયાં. આ બેઉ ખરાં તો ન જ હોઈ શકે; અને તે કહેનારા નર્યા ખોટા ન હોઈ શકે, એટલે સાર એ થયો કે, આ વિધાનો ખરાં-ખોટાં છે, એ ઉઘાડું દેખાઈ આવે એવું છે. પ્લેટોની પેલી એક વાત આપણા લોકોએ અત્યારે બરોબર યાદ રાખવાની છે કે, જેવા છીએ તેનાથી ચડિયાતી સરકાર નહિ પામી શકીએ.

આ બાબતમાં વિચાર કરવા જરા જુદો રસ્તો લેવો જોઈએ. કોઈ રાષ્ટ્ર નવો જન્મે તે વખતે બે તરફથી એને પહેલું કામ કરવાનું હોય છે:– સરહદો પોતાની સાબૂત કરી લેવી જોઈએ, અને પોતાની અંદરની વ્યવસ્થા સલામત રાખવી જોઈએ. આ બે વાતોએ જોતાં બે વર્ષમાં જે કામ થયું છે, તે કોઈ સરકારને શોભાવે એવું નથી, એમ કહેનારના મત વિષે સુપ્ત-માનસ-વિદ્યા દ્વારા વિચાર કરવો પડે. આપણા દેશમાં તો ૧૯૪૭માં એવું હતું કે, સરહદો જ લગભગ નહોતી! કેમ કે જ્યાં ત્યાં વચ્ચે પાકિસ્તાની ટાપુઓ અને સાર્વભૌમત્વધારી દેશી રાજાઓ પડ્યા હતા. તેઓ દેશના શત્રુઓ જોડે શું કરે કે ન કરે, એ કહેવાય તેમ નહોતું. તેમાંથી હિંદની સરહદો સાબૂત થતી ગઈ અને આંતરિક સલામતી રહી, એ નાનીસૂની કમાણી નથી.

બૂમાબૂમ બે વાતની છે: અન્ન અને વસ્ત્ર. અને વેપારી તથા ઉદ્યોગપતિની સ્વાર્થવૃત્તિ સળીસંચા કરે છે તે.

અન્ન અને વસ્ત્ર બાબતમાં ગાંધીજીની શિખામણ જ છેવટે કામિયાબ થઈ શકે એમ હવે સ્પષ્ટ થવું જોઈએ. વસ્ત્ર બાબતમાં વેપારી ને મિલવાળા પર અવલંબન ખોટું છે. દગા પેડે જ સ્વાર્થ કોઈનો સગો નથી, એ સમજીને ચાલવું જોઈએ. વસ્ત્રનો ઉકેલ ખાદી જ છે. અને ખેડૂતને ખાદી તથા ઢોર-પાલન (એટલે કે દૂધ ઘી અને બળદની મજૂરી) જ માતબર કરશે. સરકારી 'ગ્રો મોર ફૂડ' પ્રચાર એની રીતે જ જે કરે તે કરે. પણ તેમાંથી સીધું અન્ન ઓછું જ થવાનું હતું! ખેડૂત વાટે જ એ તો થઈ શકે. અને જેમ વેપારી ઉદ્યોગપતિને સરકાર સાચવે સંભાળે છે, તેમ ખેડૂતનું લેખું છે કે? તે બોલકો નથી, સરકારનું તંત્ર ને અર્થજાળ સમજતો નથી; તે એનો વાંક?

એક દાખલો લઉં. સરકાર મોટર દોડાવતી થઈ, એટલે રેલવે જોડે મેળ ખવડાવીને મોટર દોડાવશે, જેથી બેઉ જીવે. ખેડૂતનાં બળદ પણ એક માતબર સાધન છે. તેનો મેળ શો ખવડાવ્યો? અરે, વિચારેય કોઈ

કરે છે કે? એમ કેમ ન થવું જોઈએ કે, ત્રીસ કે ચાળીસ માઈલની અંદર માલની અવરજવર કરવામાં મોટરલારી નહિ વાપરી શકાય; બળદ કે ઘોડા, પોઠ ઇ૦ સામે તે હરીફાઈ નહિ કરી શકે.

આ તો એક દાખલો છે. એમ જ ખેડૂતનો વિચાર કરાવો જોઈએ. ખેતી એ જીવન છે; મિલ કે કારખાના પેઠે ધંધો નથી. ગાંધીજી કહેતા કે, હિંદ ગામડાંમાં વસે છે, એનો એક અર્થ આ પણ થઈ શકે. તેના જીવનને ભર્યું'ભાદર્યું' કરે એવાં કામો દ્વારા જ, સરકાર સાચી 'અનાજ વધુ પેદા કરો'– ચળવળ ચલાવી શકે.

પણ અહીંયાં જ ચાલુ સરકારી તંત્રની મોટી મર્યાદા આવે છે. શ્રી કિશોરલાલ મશરૂવાળાએ એક બીજા સંબંધમાં કહેલું નીચેનું વાક્ય આપણી સરકારોએ આ ત્રીજા વર્ષમાં પ્રવેશ કરતી વખતે હૈયે લેવા જેવું છે. —

"સત્તાનાં સૂત્રો હાથમાં લીધા પછી, નેતાઓએ ગાંભીર્ય અને જવાબદારીની દૃષ્ટિએ વિચાર કર્યો, અને જૂની પ્રથા (બ્રિટિશ રાજ અને તેની નોકરશાહીની) જેમની તેમ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. . . . કૉંગ્રેસના મોટેરાઓએ આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં ક્રાંતિકારક એવી ગાંધીજીની કે તેની હરીફ એવી માર્ક્સની વિચારસરણીમાંથી એકેનો ખરા હૃદયથી કદી સ્વીકાર કર્યો નહોતો. . . . પછી માત્ર એક જ વિચારસરણી બાકી રહી અને તે સંસ્કૃતિના ક્ષેત્રમાં પુરાણા હિંદુત્વ કે ઇસ્લામના પુનરુત્થાનની, અને આર્થિક તથા સામાજિક ક્ષેત્રમાં પરંપરાથી ચાલી આવતી પદ્ધતિઓમાં બહુ ફેરફાર કર્યા સિવાય 'ઔદ્યોગિક પ્રગતિ' અને 'ધીરે ધીરે સામાજિક ઉત્કર્ષ'ની. બ્રિટિશ સંસ્થાઓને આદર્શ તરીકે સ્વીકારવામાં આવી."

('હરિજનબંધુ', તા. ૨૧–૮–'૪૯ પા૦ ૨૨૦)

કેળવણી, રાષ્ટ્રભાષા, માતૃભાષાની સેવા, દારૂબંધી, ખાદી, ગ્રામોદ્યોગ, ગોપાલન ઇ૦ જ્યાં જુઓ ત્યાં બધે આજે પણ આપણે મક્કમ પગલે આગેકૂચને માર્ગે નથી. મૂળ દોષ શ્રદ્ધાનો છે. કૉંગ્રેસે રચનાત્મક કાર્યક્રમને ગાંધીજીની લડતની નેતાગીરીના મૂલ્ય પેટે માન્ય રાખ્યો હતો, એમ હવે તો સાફ જોઈ શકાય છે. ત્રીજા વર્ષે આ વસ્તુને પ્રજાએ પણ સમજી લેવી ઘટે અને તે પ્રમાણે પોતાનું કામ ગોઠવવું જોઈએ. રચનાત્મક કામો ખરેખર અપનાવીને તેમને આગળ લેવાનો યુગ હવે શરૂ થાય છે. સરકારો એમાં કેવો સાથ આપશે? તેના ઉપર આંતરિક સુવ્યવસ્થાનો આધાર છે. સરહદો પર યુદ્ધનાં નગારાં વાગે તોય આ કર્યા વગર નહિ ચાલે. કેવળ યુદ્ધના નિનાદથી લોકશાહી સ્વરાજ નહિ ચાલે.

૨૩–૮–'૪૯

## મીઠું અને દારૂ

છેલ્લા મહિનામાં આ બે પદાર્થો વિષે દિલ્હીમાં જે ઊહાપોહ થયેલો જોવા મળ્યો તે નોંધપાત્ર છે. બંધારણ-સભા આગળ મૂકવામાં આવેલા ખરડામાં એક એવી વસ્તુ હતી કે સરકાર મીઠા ઉપર કર નહિ નાખી શકે. આવી કલમની શી જરૂર? પંડિત જવાહરલાલજીએ કહ્યું તેમ, હિંદની કોઈ સરકાર એ કર નાખે એ કલ્પવું અશક્ય છે. પરંતુ એવું કાનૂની બંધન નાખવાની જરૂર નથી. સભાના પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદે ગળગળા થઈને અપીલ કરી કે, આ કલમ કાઢતી વખતે ગાંધીજીનો અને આપણી લડતનો ખ્યાલ કરો અને ફરી વિચાર કરો. છતાં છેવટે કલમ તો નીકળી ગઈ.

મીઠા પેઠે જ દારૂ અને તેની આવક આપણા રાષ્ટ્રીય લડતના વાણાતાણામાં વણાયેલી વસ્તુઓ છે. દારૂની આવક સ્વરાજ-સરકારને હરામ હશે, અને સ્વરાજ આવતાં અસ્પૃશ્યતાની પેઠે દારૂ ને તેની આવક હિંદ રાષ્ટ્રમાં સ્થાન નહિ ધરાવે. અને એ પ્રમાણે ૧૯૩૭માં પ્રથમ કૉંગ્રેસ સરકારો આવતાંવેંત પગલાં લેવામાં આવ્યાં. આજની દારૂબંધીની વાતને તે વખતથી આદરાયેલી માનવી જોઈએ. તે આવક જવાથી મિલકત-વેરો ત્યારે શરૂ થયો અને આ વેળા વેચાણવેરો શરૂ થયો. કહેવાની મતલબ કે, દારૂબંધીનું કામ ૧૯૩૭ થી શરૂ થયું હતું.

હવે હમણાં પ્રાંતો તથા દેશીરાજ્યોના વડા પ્રધાનોની પરિષદ મળી તેમાં પં૦ જવાહરલાલજીએ કહ્યું કે, દારૂબંધીનું કામ રફતે રફતે ઉકેલવામાં આવે! તે પહેલાં અર્થશાસ્ત્રીઓને વડી સરકારે બોલાવેલા, તેમણે આમ કહેલું: નાણા-પ્રધાનોને પણ આમ થાય તો રાહત રહે એ તો ઉઘાડું છે. પણ તે સલાહ

ંડિતજી કેવી રીતે આપી શકે? જેમ સીસા પર ર નોખવો એ કલ્પના બહાર છે, એમ જ દારૂ-ંધીના સવાલ ઉપર લગામ મૂકવી તે અકલ્પનીય લું જોઈએ. ગવર્નર-જનરલ શ્રી. રાજાજી એક ક્કમ દારૂનિષેધક છે; તેમને આ કેમ મંજૂર હોઈ કે? મીઠાવેરો કેવળ આર્થિક વાત છે; દારૂવેરો તિક અને સામાજિક પણ સવાલ છે. બંધારણમાં તે કોઈ કલમને સ્થાન હોય તો એ વાતનું હોવું ઈએ કે, આ બંધારણમાં દારૂની આવક હરામ . ૧૯૩૦માં મીઠાવેરાને પ્રજાએ અંગ્રેજી લડતનું તીક બનાવ્યું; દારૂબંધીને તે ક્ષેત્ર બહારની ાનવતાની લડતનું પ્રતીક બનાવી, ગાંધીજીએ એ ામ બહેનોને સોંપ્યું હતું. આનંદની વાત એ છે , મુંબઈ સરકારે પોતાની દારૂબંધીના નીતિમાં ફેરફાર ન કરવાનું ઠરાવ્યું છે. બીજા પ્રાંતો પર ણ જો મંદતાની અસર થાય તો તે સારું નથી જ. રીબોનું સ્વરાજ તે વગર કેમ બને? તેમાં ઢીલ હોઈ શકે; અને તેની અગત્ય પહેલી–પછી કે કેવી, મે પણ કેમ જોવાય?

૨૨–૮–'૪૯

ાંધીજીના 'આદર્શ-દેહમાં પહેલો ઘા

આ જ અરસામાં દિલ્હીમાં બીજો પણ એક ાંધપાત્ર ઊહાપોહ ચાલ્યો તે રાષ્ટ્રભાષા અને પ્રાંત-ાષાઓને શિક્ષણ તથા રાજવહીવટમાં કયું સ્થાન આપવું તે વિષે. આ આખો સવાલ અત્યારે બરોબર ાક ઉપર ચડ્યો છે, એ તો ઉઘાડું છે. સ્વતંત્રતાએ ાભી કરેલી એ સ્થિતિ છે. કેમ કે, નહિ તો આજના શિક્ષણ અને વહીવટના નેતાઓ — એટલે કે શાળા હાશાળા, અને યુનિવર્સિટીઓના ચાલુ બધા ંચાલકો તથા સરકારના મોટા નોકરો — પોતે થઈને ાશું ફેરવવા ચાહે છે એવું નથી. સ્વરાજ આવવા ાછળ જે ક્રાંતિકારી સુધારક જોર ગાંધીજીએ તેમના ચનાત્મક કાર્યક્રમ દ્વારા પ્રજામાનસમાં કેળવ્યું છે, ેણે જ ફેરફાર કરવો પડે એવી આ સ્થિતિ પેદા ી છે. એની સાથે જો ઉપરનાં બે ખાતાંના લોકનું મન તથા બળ હોત, તો કેવું સારું થાત! પણ એ આપણી લોકશાહીની એક અફસોસજનક ઊણપ છે.

આ બે પ્રતિગામી બળો ઉપરાંત ત્રીજું બળ પણ એવું જ છે તે પૂર્વીદલવાદી હિંદી-નાગરીવાળા લોકનું છે. તેઓ પણ અમુક નાહક ગૂંચવાડો ઊભો કરે છે. તે વર્ગે ગયે મહિને દિલ્હીમાં એક પરિષદ બોલાવી, જેમાં દેશના રાષ્ટ્રભાષા પ્રચારકો, પ્રાંતભાષાઓના લેખકો તથા વિદ્વાનોને બોલાવ્યા હતા આ બોલાવનારાએ એકપક્ષી વિણામણી કરીને, તેમના જ મતના લોકને એકઠા કરી દેખાવ કરીને બંધારણસભા પર પ્રભાવ પાડવા ધાર્યું હોય એમ લાગે છે. આ એ પરથી કહું છું કે, ગુજરાતની હિંદુસ્તાની પ્રચારસભાને, ગૂજરાત વિદ્યાપીઠને, કે મને યા મારા સાથીમાંથી કોઈ ને ત્યાં આમંત્રણ નહોતું.

આ પરિષદનું ફળ પણ એવું જ આવ્યું. એણે કોઈ નિષ્પક્ષ કે સ્વતંત્ર કશી વિચારણા કરી, એવી એની છાપ ન પડી.

આ જ અરસામાં બંધારણસભાનો કૉંગ્રેસપક્ષ પણ મળ્યો. તેમાં હિંદી–નાગરીને વધુ મત મળ્યા. કૉંગ્રેસની કારોબારી સમિતિ મળી, તેણે પણ રાષ્ટ્રભાષા વિષે ઠરાવ કર્યો, તે આ જ અરસામાં. પરંતુ તે ભાષાનું નામ તેના બંધારણમાં 'હિંદુસ્તાની' છે; છતાં તેનું નામ લઈ કે દઈને ઠરાવ ન કર્યો! ભાષાનું નામ હિંદુસ્તાની રહેશે, એ કહેવાના ધર્મમાંથી તે ડરી ગઈ કે ચળી ગઈ!

પં૦ જવાહરલાલજીએ સભાને ગાંધીજીની યાદ આપી, કેમ કે ગાંધીજીએ આપેલા આદર્શ–દેહમાં જો હિંદ પહેલો ઘા કરતું હોય તો તે આ હિંદી-નાગરીનો થાય છે. પણ દુઃખની વાત છે કે, જેઓ પાસે આ વિષે ખબરદારીની આશા રખાય તેઓ આ ખરે ટાણે ખૂટ્યા છે. આપણામાં હિંદુસ્તાની વિષેની ગાંધીજીની શ્રદ્ધા નહોતી, એ જ એનો અર્થ થઈ રહે છે. પછી જેવા હોઈએ તેવા દેખાવું, અને લોકશાહીને વશ થવા છતાં કામ આગળ ચલાવવું, એ જ બાકી રહે છે.

૨૨–૮–'૪૯

હિંદુસ્તાની પ્રચાર પરીક્ષાઓ

ગુજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિના પરીક્ષા-મંત્રીએ આવતા મહિનામાં થનારી તેમની

પરીક્ષાઓમાં બેસનારાના આંકડા મોકલ્યા છે, તે જોવા જેવા છે:

| વર્ષ | સપ્ટેમ્બર પરીક્ષાની સંખ્યા |
|---|---|
| ૧૯૪૬ | ૩૭૪૮ |
| ૧૯૪૭ | ૪૯૫૪ |
| ૧૯૪૮ | ૫૭૫૫ |
| ૧૯૪૯ | ૬૫૯૧ |

એટલે કે, આ વર્ગ પણ સંખ્યા સારી પેઠે વધી છે. એટલે, હિંદી-નાગરી-પ્રચાર જો ખોટો બુદ્ધિભેદ ન કરે તો આનાથીયે સારું કામ ચાલે, એમ થયું.

૨૩-૮-'૪૯

## 'પ્રિલિમિનરી પરીક્ષા' શું કામ?

એસ. એસ સી. બોર્ડ સ્થાપીને સરકારે માધ્યમિક શિક્ષણની સુધારણા કરવાના જટિલ સવાલમાં પગ મૂક્યો છે. એમ કરતાં જતાં એ બોર્ડ પોતે જ અત્યારે તો એક જટિલ સવાલ બની ગયું છે, ને તે ઉકેલવા સરકારે ખાસ સમિતિ નીમી છે. આશા છે કે, આ સમિતિ એસ. એસ. સી. બોર્ડના પરીક્ષા લેવાના પ્રથમ કામને રાગે આણી આપશે, કે જેથી તે પોતાના પછીના શિક્ષણ-સુધારણાના કામમાં આગળ વધી શકે.

માધ્યમિક શિક્ષણના સવાલ પાર વિનાના છે. તેના અભ્યાસક્રમ અને સંચાલનથી માંડીને તેની ફી અને ઉપયોગિતા સુધીની બધી વાતો સુધારવાની છે.

વળી તે શિક્ષણ ધીમે ધીમે એક ધીકતો ધંધો આજે તો બની ગયું છે. સરકાર ગ્રાન્ટ મારફતે કામ લે છે, પોતે સીધું આ શિક્ષણ ચલાવવામાંથી મુક્ત થઈ છે. આ ગ્રાન્ટ-ખાતું પણ એક મોટો ચકરાવો બની ગયું છે અને એ એક સામાજિક પંચાતનો સવાલ બન્યો છે.

એક ભાઈ શાળામાં લેવાતી મૅટ્રિકની પ્રારંભિક પરીક્ષા, કે જેને આધારે વિદ્યાર્થીને પરીક્ષામાં બેસવા માટે ફૉર્મ મળે છે, તે પ્રથાની સામે લખે છે તે કહે છે,

'આ પ્રથાની નાબૂદી માટે સરકારે વહેલી તકે પ્રબંધ કરવો અત્યંત આવશ્યક છે કારણ કે તે પ્રથા તદ્દન અર્થહીન અને વિદ્યાર્થીઓના અંતિમ પરીક્ષા (શાળાંત પરીક્ષા) આપવાના હક પર તરાપ મારનારી છે. એ પ્રથાનો મૂળભૂત ઉદ્દેશ, બમની નીતિ અનુસાર, વિદ્યાર્થીની યોગ્ય ચકાસણી કરી તેને પરીક્ષાના ઉમેદવાર તરીકે લાયક ઠરાવવાનો છે. પરંતુ તે તદ્દન અસંગત છે. જે વિદ્યાર્થી સાતમા ધોરણનો અભ્યાસ કરવાને લાયક હોય તે, તે ધોરણની અંતિમ પરીક્ષા (શાળાંત પરીક્ષા) આપવાને લાયક અને [illegible] ન્યાયપુરઃસર હકદાર હોઈ જ શકે, એ [illegible] અને નિર્વિવાદ છે. જે વિદ્યાર્થી એ ધોરણની ફી આપવાને લાયક છે, એ ફી ભરપાઈ [illegible]? [illegible] શિક્ષણ લેવાને લાયક છે તે તે ધોરણની અંતિમ પરીક્ષા (શાળાંત પરીક્ષા) આપવાને લાયક હોઈ [illegible] શકે એમાં [illegible] શકે નહિ.

"આ તો આપણે સિદ્ધાંતની દૃષ્ટિએ પ્રશ્નની છણાવટ કરી. પરંતુ, આ બાબતમાં શાળાઓનો ઉદ્દેશ માત્ર આગળપડતા દેખાવાર પરિણામનો જ હોય છે. હવે દેખાવાર આગળપડતા આવા પરિણામ માટેની આ અન્યાયકર્તા પ્રથાના બીજ છ વર્ષ સુધીની વાર્ષિક પરીક્ષાઓમાં પ્રવર્તતી ગેરનીતિ અને ખાનગી શિક્ષણ [Private Tution]ની બદી સિવાય અન્ય શું હોઈ શકે? એટલે પછી શાળાના સત્તાધીશો શાળાંત પરીક્ષામાં—પરીક્ષાના પરિણામમાં પોતાની શાળાઓને આગળ લાવવા આવા અન્યાયયુક્ત, દોષિત અને સંકુચિત ભાવનાવાળા પ્રયાસ કરે એ સ્વાભાવિક છે."

માધ્યમિક શાળાના સંચાલકો આ પરીક્ષા લે છે. હું માનું છું, તેવી પરીક્ષા લેવી જોઈએ, એવી ફરજ એમના ઉપર નથી. પણ જૂનેથી ચાલતી આવેલી પ્રથા છે, તે ચાલે છે.

લેખક નીચેના ૭ ધોરણોના શિક્ષણ તથા પ્રમોશનો વગેરે વિષે લખે છે, એ સાચું હોય, તો તેનો ઉપાય 'પ્રિલિમિનરી' લઈ ફૉર્મ ન આપવા એ નથી. પરીક્ષા આપવાનો હક વિદ્યાર્થીનો છે, એ તો ઉઘાડું છે. સંચાલકોએ અને સરકારના માધ્યમિક શિક્ષણ બોર્ડે વિચારવા જેવો સવાલ આ છે.

૨૦-૮-'૪૯

## માધ્યમિક શાળાનું ખર્ચ અને ફી

માધ્યમિક શાળાના શિક્ષકોના પગાર અને નોકરીના નિયમો તથા વિદ્યાર્થી પાસેથી લેવાતી ફી, એ પણ એક મોટો સવાલ થઈ પડ્યો છે. એટલે સુધી કે, સરકારને એ સવાલને માટે એક સમિતિ નીમીને તેમાંથી ઉકેલ કાઢવો પડ્યો છે. છતાં એથી

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



ાદકમંડળ

મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



અંક ૧૦

નવજીવન, અમદાવાદ ૧૯૪૯

# શિક્ષણ અને સાહિત્ય

ઑક્ટોબર, ૧૯૪૯

અંક ૧૦

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલીના તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન [illegible] તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર [illegible] ખબર આપવાથી તે અંક [illegible] આપવામાં આવશે. એ પહેલ[illegible] ખાતામાં પૂરી તપાસ કર[illegible] વિનંતી [illegible] અમોને તુરત [illegible] નવો અંક નવા [illegible]

ગ્રાહકો [illegible] પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ રોડ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનોટ સરકસ, નવી દિલ્હી), ઇંદોર (ગાંધીભવન યશવંત રોડ) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા સિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ


## અમારાં નવાં પ્રકાશનો

**સાર્થ ગૂજરાતી જોડણીકોશ :** સુધારેલી વધારેલી ચોથી આવૃત્તિ; કિં. રૂ ૧૨-૦-૦ ટપાલરવાનગી અને લેવાણવેરો ૧-૮-૦

**મહાદેવભાઈની ડાયરી** પુસ્તક ત્રીજું : સંપા૦ નરહરિ દ્વા૦ પરીખ; કિં. રૂ. ૫-૦-૦ ટપાલરવાનગી ૦-૧૨-૦ (૧૦મી ઑક્ટોબરે બહાર પડશે)

**રામનામ :** લે૦ ગાંધીજી; કિં. રૂ. ૦-૧૦-૦; ટપાલરવાનગી ૦-૩-૦

**બાપુની ઝાંખી :** લે૦ કાકા કાલેલકર; કિં. રૂ. ૧-૦-૦; ટપાલરવાનગી ૦-૩-૦

**ગાંધીજી સાથે રોજમેળીમાં :** લે૦ ઘનશ્યામદાસ બિરલા; કિં. રૂ. ૧-૦-૦; ટપાલરવાનગી ૦-૩-૦

**રામનામ :** લે૦ ગાંધીજી; કી. ૦-૧૦-૦ : ડાકખર્ચ ૦-૩-૦

**Bapu's Letters to Mira :** By Gandhiji. Price Rs. 4-0-0 Postage etc. 0-10-0

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૮ અંક ૧૦] અમદાવાદ [ઑક્ટોબર


## ફરજિયાત જોડાણ અને ગુજરાતી માધ્યમ

નવી યુનિવર્સિટી રચના અંગે મુખ્ય વાત શી છે, તેના વિષે કંઈક તમારે લખવું જોઈએ, એવી કેટલાક મિત્રો તથા અન્યની સૂચના પરથી મેં બે લેખો લખીને પ્રસિદ્ધ કર્યા તે બંને લેખો 'શિ૦ સા૦'ના વાંચકોને માટે નીચે ઉતાર્યા છે.

આ બે લેખો લખાયા પછી છાપામાંથી ખબર મળે છે કે, ૧૦મી સપ્ટેંબરે સરકારે યુનિ૦ માટે જે કાયદો રચવા માટે વિચાર્યો છે તેનો ખરડો પ્રકટ કર્યો છે. એ ખરડો આ લખવા તારીખે જોવા મળ્યો નથી. પરંતુ નીચેના બંને લેખો યુનિ૦ ની રચના અંગે મૂળભૂત પ્રશ્નોનો વિચાર કરતા હોઈને, તે ખરડાની કલમો વિષે વિચાર કરવામાં મદદરૂપ થશે એમ માનું છું.

મુદ્દાનો મુદ્દો એક છે. ગુજરાતની બધી કૉલેજોને, પૂના – મહારાષ્ટ્ર માટે કર્યું એમ, ફરજિયાત જોડાણ-ની કલમ કાયદામાં નાખીને તે દ્વારા ભેગી કરીને પ્રાદેશિક યુનિવર્સિટી ઊભી કરવી?

કે પછી માધ્યમનું મુખ્ય કામ લઈને શિક્ષણ આપતી નગર-યુનિ૦ ઊભી કરવી અને બીજી કૉલેજોને તેમાં જોડાવાનું મરજિયાત રાખવું?

માવળંકર સમિતિ પહેલી વસ્તુને મુખ્ય માને છે. એટલે એમ કર્યા બાદ માધ્યમના સવાલને જેમ હાથમાં લેતાં ફાવે તે રીતે લેવાનું કહે છે. પણ આ રીતે કેમ શું ફાવશે એ મોટો સવાલ છે.

પણ વિશેષ દુ:ખની વાત તો એ છે કે, માધ્યમની બાબતમાં તે સમિતિ ગુજરાતી અને / અથવા રાષ્ટ્રભાષા કહે છે; અને અંગ્રેજીનેય લાંબો ગાળો આપવા તત્પર છે.

ગાંધીજીની સલાહ એવી હતી કે, પ્રાદેશિક યુનિ૦ ત્યારે કરવી જ્યારે ભાષાવાર વહીવટી પ્રદેશો પહેલા પડે. ત્યાં સુધી જે જે નાના મોટા સુધારા ચાલુ યુનિ૦ના કામમાં કરવા જેવા હોય તે કરવા.

માવળંકર સમિતિ કે બીજા આ સલાહ શું કામ નથી સ્વીકારતા, એનું કશું સંતોષપ્રદ કારણ મળતું નથી.

બીજી રીત છે તેમાં મુખ્ય મુદ્દો એ છે કે, જે સુધારો કરવાનો છે તે મુખ્ય વાતને જ હાથ પર લઈને, તેને સીધો નજર સામે રાખીને કામ કરે તેવી યુનિ૦ રચવી. આવા પ્રકારની યુનિ૦ અર્વાચીન પ્રગતિશીલ વિચારો મુજબ ઉત્તમ પણ ગણાય છે. જ્યારે પ્રાદેશિક કહેવાતી યુનિ૦ તો જૂની પુરાણી મુંબઈ નમૂનાની 'એફિલિયેટિંગ' જ છે.

આથી કરીને ભીતિ રહે છે કે, મુંબઈના નમૂનામાંથી બચવાને માટે નવી યુનિ૦ કરવા જતાં ઓલામાંથી ચૂલામાં તો નહિ પડીએ? આ ભીતિ અકારણ નથી. દાખલો જુઓ પૂના પ્રાદેશિક યુનિ૦ થઈ છે. તે, તેને બે વર્ષ હવે થશે; છતાં પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય એ ન્યાયે કાંઈક કહી શકાય એટલું તો ખરું.

આ ભીતિ ખોટી પડે અને જે મુખ્ય ઇરાદો છે તે સરે, તો એ તો ઇષ્ટાપત્તિ જ હોય. પણ એમ થશે એવું કોઈ કહે છે કે? સૌ કોઈ કહે છે તો

એ જ કે, એક વાર તો ચાલે છે એવું જ થશે; પણ આગળ આગળ ગોરખ જાગે, 'હો થશે.' — એ પ્રકારની વાતો પ્રવાહપતિત 'ટ્રિક્ટ'ની જ ગણાય.

નીચે અપાતા બે લેખો છપાયા પછી તે પર જે થોડુંક જાહેરમાં વિવેચન થયું, તેને પણ ખ્યાલમાં લઈને આ પ્રસ્તાવના કરી છે. બે લેખો હવે જોઈએ.

૧૨-૯-'૪૯

## ૧

## ફરજિયાત જોડાણનું ભયસ્થાન

ગુજરાતમાં નવી યુનિવર્સિટી કાઢવા બાબતનું કામ હવે મુંબઈ સરકાર આગળ આવે છે. તે બાબતમાં વિચાર કરવાને માટે તેણે નીમેલી સમિતિએ તેનું નિવેદન સરકારને આપી દીધું છે; સરકારે તે બહાર પણ પાડ્યું છે. તેનો પરિચય આપવા માટે નવજીવન કાર્યાલયે 'શિક્ષણ અને સાહિત્ય'નો ખાસ અંક બહાર પાડ્યો છે. (જેમને એ જોઈએ તે રૂ. ૧ ની કિંમતે મેળવી શકે છે.) એટલે હવે સૌએ આ વિષે એક બે જે મોટા અને ખાસ મહત્ત્વના મુદ્દા છે તે સ્પષ્ટ વિચારી લેવા જોઈએ. ખાસ કરીને ગુજરાતના ધારાસભ્યોએ અને કૉંગ્રેસે કે જેમણે આ વિષે છેવટનો નિર્ણય લેવાનો હશે. એ મુદ્દા નીચેના છે :—

૧. જો સરકાર નવી યુનિવર્સિટી સ્થાપે તો તે કેવી જાતની કરવી? મુંબઈ જેવી?

૨. પૂના યુનિવર્સિટીમાં કર્યું છે તેમ, આમાં પણ ગુજરાતનો અમુક ભાગ ભાગવાર નક્કી કરવો? અને એમ કહેવું કે, એ ભાગની બધી કૉલેજો નવી યુનિવર્સિટીમાં ફરજિયાત આવવી જોઈએ? કે તેમની મરજી પર એ રાખવું?

૩. આ નવી યુનિવર્સિટીના શિક્ષણનું માધ્યમ શું હોય? એ ગુજરાતી હોય એમાં ગાંધીજીના ગુજરાતે આજે બીજો વિચાર કરવાનો છે?

આ બધામાં પણ સારરૂપે મોટો મુદ્દો એક જ છે અને તે યુનિવર્સિટી કેવી જાતની હોય, અને તે શું કામ કરવા માટે? મુંબઈ યુનિવર્સિટી છે તેવી એ ન હોવી જોઈએ, એ સૌ કોઈ કબૂલ કરે છે. કેમ કે એમાં તો શો સુધારો કર્યો? એમાં સુધારો કરવા તો નવી વિદ્યાપીઠ કાઢવી છે. પણ ભીતિ તો એ છે કે મુંબઈ જેવું જ થઈ રહેવાનું છે. કારણ ઉઘાડું છે : માવળંકર કમિટીની લઘુમતીએ એ મત આપ્યો છે. પણ એ ગૌણ માનીએ તોપણ, નવું કાંઈ કરવાની તૈયારી કે જવાબદારી લેવાની તત્પરતા અમદાવાદ કેન્દ્રમાં દેખાતી નથી. તેઓ તો મુંબઈ જેવું ગુજરાતનું એક કૉલેજ-જૂથ ફરજિયાત કાયદાને ગોદે કરાવી લેવા ચાહે છે. આથી મુંબઈ યુનિ૰નાં બધાં દૂષણો સહેજે એમાં આવી જવાનાં. વળી યુનિ૰ કેમ ચલાવવી એ વિષે મુંબઈ સેનેટ વગેરે મારફત જે કેળવણી આજે મેળવી છે, તે આપોઆપ અહીં ફૂટશે અને કામ કરશે.

બીજું અને સૌથી મુશ્કેલ તો એ થશે કે, આથી સુધારાનું કામ ખોટવાઈ જશે. આ અંગે મોટું જે કરવાનું છે તે માધ્યમ અને અભ્યાસક્રમમાં ફેરફાર. આનો વિચાર કરીએ છીએ ત્યારે સૌ કોઈ કહે છે કે, ગુજરાતી મારફત શીખવનારા અધ્યાપકો ક્યાં છે? વાત સાચી છે; એમની સંખ્યા હોય તોય ઓછી છે. વળી બધા વિષયો માટે શક્તિશાળી યોગ્ય શિક્ષક મળી શકે એમેય નથી.

તો પછી વહેવારુ સવાલ તો એ ઊઠે છે કે, ત્યારે એકસાથે બધી કૉલેજો ફરજિયાત શું કામ નવી યુનિવર્સિટીમાં લેવા ચાહો છો? માણસો ન હોય તો ગજા ઉપરનું કામ શું કામ લેવું? એનાથી તો સુધારાનું કામ જ ઊલટું કઠણ અને અશક્યવત્ થઈ જાય. કહેવામાં આવે છે કે, નવા કામમાં 'એક સે દો ભલા,' સૌ સાથે હોય તો ફાવે; નવી ચોપડીઓ કરવામાં ઠીક બજાર મળી રહે. આ વાતો અવળા પાટા બધાવે છે. ચોપડીઓ થશે તો તેની દોઢ બે હજાર નકલો તો કોઈ પણ યુનિવર્સિટી-કેન્દ્ર ખપવી શકશે. આજે તો હવે વડોદરા નવું કેન્દ્ર પણ સાથે છે. ઉપરાંત બીજા વિદ્યાર્થીઓ પણ

અંગ્રેજી નથી સમજી શકતા તેઓ પણ એ ચોપડીઓ* લેશે. સામાન્ય પ્રૌઢ વાંચકો પણ જાગશે. પુસ્તકાલયો પણ લેનારાં હશે જ. મતલબ કે, ચોપડીઓનું કારણુ નકામું બહાનું છે. વાત મુદ્દાની એ છે કે, નવી યુનિવર્સિટી થાય તો તેણે જે સુધારો હાલની ચાલુ યુનિવર્સિટીના પ્રકારમાં કરવાનો છે, તે જો એ માથે લે, તો જ તેને સરકારે રચવી જોઈએ. બલ્કે, તે સારુ જ સરકારે એ રચવાને માટે ધારાસભાને તસ્દી આપવી ઘટે. નહિ તો પ્રાંતે પ્રાંતે મુંબઈની નાની આવૃત્તિ કાઢી શું કરશે? ખરચ વધારશે, કાંઈ પણ પ્રાયોગિક કે સુધારાનું કામ અશક્યવત્ કરી મૂકશે, અને નાહકનું નવું કર્યાનું મિથ્યાભિમાન કે હરીફાઈ જગવશે, જેનું પરિણામ ખરાબ આવશે.

આથી કરીને ગુજરાત જો આમાં સંમત હોય તો તેણે સ્પષ્ટ કહેવું જોઈએ કે, અમારે ફરજિયાત જોડાણવાળી યુનિ૦ નથી જોઈતી. અને યુનિ૦ માટે માવળંકર સમિતિ આગળ જે વિદ્વાનો તથા શિક્ષણ-પ્રેમીઓએ જુબાની આપી હતી, તેમાંના લગભગ બધાએ કહ્યું કે, મુંબઈ જેવી ઍફિલિયેટિંગ યુનિ-વર્સિટી ન જોઈએ, પણ સીધું શિક્ષણકામ કરતી અને પરીક્ષાના તૂતમાંથી બચી શકે તેવી જે બહુધા વસાહતી અને શિક્ષણી નગર-વિદ્યાપીઠનો નમૂનો છે, તેવી યુનિવર્સિટી રચવી જોઈએ.

આમ જો નહિ થાય તો મુંબઈ પેઠે જ ગુજ-રાતની અમદાવાદ યુનિવર્સિટી પણ પરીક્ષા, માધ્યમ વગેરે બધી બાબતોમાં ચાલશે. દાખલો જોવો હોય તો જુઓ પૂના યુનિવર્સિટી. સૌ સાથે જ્યારે ફરે ત્યારે ફરશે. આ ફેરફાર કરવા વિષે, માવળંકર રિપોર્ટમાં પણ કોઈ પ્રક્રિયા કે ક્રમિક પગથિયાં વિચારાયાં નથી, વચગાળામાં શી રીતે આગળ વધવું કે જેથી પાંચ દશ વર્ષે પણ માધ્યમ વિષે મુખ્ય જે ફેરફાર કરવાનો છે તે થઈ રહે, એનો વિચાર એમાં નથી. એ વિચાર કરવાનો એનો ધર્મ હતો. પરંતુ ત્યાં તો મુખ્ય વાત જ એક અને ફરી ફરીને એક જ કરેલી છે અને તે એ કે, કાંઈ નહિ તો પાંચ વર્ષ પણ સૌને ફરજિયાત અમદાવાદ જોડે બાંધી આપો. પાંચ વર્ષે શું થઈ શકશે તે આજથી કોણ કહી શકે? ત્યારની વાત ત્યારે! આમાં મુખ્યત્વે વહીવટી અને શિક્ષણ-સત્તાનો જ વિચાર મુખ્ય દેખાય છે. અને કેવળ એક નવી યુનિ૦નું તંત્ર ઊભું કરાવવા પૂરતી જ વાત રહેલી લાગે છે. જો ગુજરાતને આ ગમે તો તેમ; નહિ તો તેણે પોતાનો મત વેળાસર સ્પષ્ટ કરવો જોઈએ.

૩૦-૮-'૪૯

*દાખલો આપું તો મોર્લેનું 'On Compromise' ચાલતું તેથી સ્વ૦ મહાદેવભાઈનો તેનો અનુવાદ સપાટા-બંધ ખપી ગયો હતો.

## ૨

## માધ્યમ ફેરવવા માટે વિદ્યાપીઠ

યુનિવર્સિટી કામશનનો રિપોર્ટ વડી સરકારને મળી ગયો; અને તેમાં શું છે તેની થોડીક છૂટક વાતો છાપાંમાં આવી છે. સત્તાવાર સારને અભાવે, આ છૂટક વાતોથી એ કમિશનનું શું કહેવું છે તે વિષે સાફ ખ્યાલ આવી શકતો નથી.

એક વાત શ્રી રાધાકૃષ્ણને પોતે છાપાંવાળાની પરિષદમાં કહી કે, શિક્ષણને હવે પછી 'હિંદુસ્તાની' કરવું જોઈએ. અત્યાર સુધી યુનિવર્સિટીનું અને તેની તળેનું બીજું બધું કામ અંગ્રેજી ઢબનું અને તેના વણછાયામાં થતું હતું. હવે તે મટીને 'હિંદુસ્તાની' થવું જોઈએ, એ ઉઘાડી વાત છે. સવાલ એ છે કે, આ કરવાને માટે કરવું શુ?

આ અંગે વિચાર કરવામાં બે ચાર વસ્તુઓ સ્પષ્ટ છે :—

જેમ જેમ આપણું સ્વતંત્ર પ્રજાજીવન અને લોકરાજ્ય ખીલતું જશે, તેમ તેમ તેની માગ જાત જાતની જાગતી જશે. આની અસર શિક્ષણ પર

આપોઆપ થવાની. તે મુજબ અભ્યાસક્રમો, શિક્ષણ-સંસ્થાઓ ૪૦ પણ ૨૫ લેતાં જશે.

તેની જ સાથે બીજી વાત પણ એટલી જ પાકી માનવી જોઈએ કે, અંગ્રેજી કેળવણીનો જે પથારો આજે દેશની શિક્ષણપ્રથાને વશ કરીને પડેલો છે, તે પણ આજે લોકોને જોઈએ તો છે જ, કેમ કે ચાલુ બધું એની સાથે વણાયેલું છે.

તો પછી શિક્ષણને 'હિંદુસ્તાની' કેવી રીતે કરવાના? તેનો રસ્તો કયો? ટૂંકમાં, ચાલુ છે તેમાંથી નવા ઉપર પહોંચવાને માટે જે અચૂક વચગાળો રહેલો છે, તેમાં શું કરવું? તે વચગાળાના વખતનો કાર્યક્રમ શો? કામને હિસાબે જો કામ કરવા લાગવું હોય તો મુખ્ય પ્રશ્ન આ છે.

દુઃખની વાત એ છે કે, આનો વિચાર ઓછો થાય છે. એક જ વાત લઈએ. હિંદુસ્તાનની કેળવણી રચવી હોય તો હવે તેની ભાષાઓને માધ્યમનું માન મળવું જોઈએ, એ દીવા જેવી વાત છે. તો જ હિંદનો માણસ તેમાં તેનો આત્મા ઉતારી શકશે. અને તે વગર એ 'હિંદુસ્તાની' પણ કેવી રીતે થવાની? આ સિદ્ધાંતી વાતની હા કહેવામાં આવે છે. પણ સાથે સાથે કહેવામાં આવે છે કે, ભાષાઓ પાસે પુસ્તકો નથી, જરૂરી શબ્દભંડોળ નથી, તે એટલી બધી ખીલી નથી; વગેરે.

આમાંથી રસ્તો શો? કોકે શરૂઆત કરવી જોઈએ. તે કેવી રીતે કરવી, કેમ આગળ વધવું, અને એમ કરતાં કેવી રીતે આપણે માધ્યમનો ફેરફાર કરી લઈશું? — આ વિચાર થતો ભાગ્યે જ જોવા મળે છે. મને લાગે છે કે, માધ્યમની ચર્ચા હવે કામના ક્ષેત્રમાં વળવી જોઈએ. આમાં પહેલ સરકાર કરી શકે. તેણે આ ઉદ્દેશથી અને તેની અનન્ય સેવાર્થે નવી યુનિવર્સિટીઓ કાઢવી જોઈએ. પ્રાંતવાર વિદ્યાપીઠોનો જો કશો અર્થ કે પ્રયોજન હોય તો આ છે. પરંતુ દુઃખની વાત એ છે કે, આ જાતની પ્રવૃત્તિ દેખાતી નથી.

આવી વિદ્યાપીઠ કાઢવી હોય તો તેણે ચાલુ અંગ્રેજી વિદ્યાપીઠો સાથે સ્પર્ધામાં ઊતરવાનું નથી, એ ઉઘાડું છે. તે પોતાનું કામ પ્રાદેશિક ભાષાના માધ્યમથી જ શરૂ કરશે. જેટલું થશે તેટલું જ શરૂમાં ઉપાડશે, અને બીજું વધારે કામ લેવાને માટે તૈયારી કરશે. એમ તે આગળ વધશે.

બીજી બાજુથી, જે ચાલુ વિદ્યાપીઠો છે તે ચાલતા અંગ્રેજી પ્રવાહમાં કામ દેવા છતાં, પોતાની ગુંજાશ પ્રમાણે, ફરતી જશે. જે કામો પેલી નવી વિદ્યાપીઠે કરી બતાવ્યાં હશે, તેને જૂની વિદ્યાપીઠો લેતી જશે. એમ ધીમે ધીમે અંગ્રેજી માધ્યમ અને પરદેશીપણું એની મેળે સુકાઈ જશે, ને નવું માધ્યમ અને નવી શિક્ષણપ્રથા તેનું સ્થાન લેતાં જશે.

આ સહજ પ્રક્રિયા ગણાય. તેને માટે મોટી શરત એ છે કે, નવી વિદ્યાપીઠે પોતાનો નવો પંથ શરૂ કરવો જોઈએ. એ કામ પ્રાજાકીય સરકારનું છે. તેઓ પોતાનો વહીવટ પ્રજાની ભાષામાં કરવા માગે છે. તેને માટે તેમણે આગેવાની લઈ કામ ઉપાડવું જોઈએ. તેને બદલે આજે શું જોવા મળે છે? નવી વિદ્યાપીઠો જૂનાના જ નમૂનારૂપ કે બીબાં જેવી કઢાય છે. આથી કરીને થાય છે શું કે, અખાએ ધર્મતંત્ર માટે કહેલું — 'ધન હરે, ધોખો નવ હરે' તેના જેવા ઘાટ થાય છે. ખરચ વધે છે, દેખાવ વધે છે, પણ કરવાનું કામ બાજુએ રહી જાય છે, કારણ કે નવી વિદ્યાપીઠો જૂનાની ધરેડની જ હોઈને તેની સ્પર્ધામાં કે તેના અનુસરણમાં જ સરી પડી ગૂંચાઈ રહે છે.

અત્યારે ગુજરાતને માટે નવી વિદ્યાપીઠ કાઢવાનો વિચાર ચાલે છે. તેથી ઉપરનો સવાલ પ્રસ્તુત બને છે. ગુજરાતની નવી વિદ્યાપીઠ માધ્યમ બદલી લેવાના સંકલ્પથી થશે? તો તેની પહેલી શરત એ છે કે, તેણે તરત 'પ્રાદેશિક' થવાનું મિથ્યાભિમાન છોડવું જોઈએ. તેનું કામ તેને ક્રમે ક્રમે એની મેળે પ્રાદેશિક બનાવશે. તેટલી ધીરજ અને શ્રદ્ધા તેણે બતાવવાં જોઈએ. તેને બદલે જો તે ફરજિયાત કાયદાથી આજે જ પ્રાદેશિક બનવા તાકશે, તો પૂરો સંભવ છે કે, બાવાનાં બેઉ બગડે.

૩૦-૮-'૪૯

મગનભાઈ દેસાઈ

# ગાંધીજીને શ્રદ્ધાંજલિ*

લોકોત્તર મહાત્માઓની જીવનકલા વિશ્વની એક અદ્‌ભુત ઘટના છે. એને યથાર્થ રીતે સમજવી, એનું મૂલ્યાંકન કરવું સરળ નથી. ગાંધીજી વિષે આટઆટલું લખાયું છે, એમણે પોતે જ એમના જીવનની કિતાબ આપણી સમક્ષ ખુલ્લી મૂકી છે, છતાં આપણે હજી એમના વિષે કેટલું ઓછું જાણીએ છીએ, અને જાણીએ છીએ તેમાંથી કેટલું ઓછું સમજીએ છીએ! એમના જીવનના આંતરતમ પ્રદેશો ઉપર, એમની ગહનતમ મનઃપ્રક્રિયા ઉપર પ્રકાશ તો એમના પરમ અન્તેવાસી પાસેથી જ મળે ને! આજે મહાદેવભાઈની ડાયરી મળ્યા પછી ગાંધીજીના મનનાં કેટલાંક ઊંડાં ઊંડાં પડો ઉકેલાય છે.

ગાંધીજીના વ્યક્તિત્વનું ઘડતર એક રસપ્રદ વિષય છે. ચીવટ, ચોકસાઈ, આગ્રહ, બાહ્યાન્તર સ્વચ્છતા, પવિત્રતા, ભલાઈ એમને વારસામાં મળ્યાં હતાં. ગુજરાતની સંસ્કૃતિના લાક્ષણિક ગુણો — ઊંડી વ્યવહારબુદ્ધિ (Common-Sense), સમાધાનવૃત્તિ, અહિંસાવૃત્તિ, કર્મશીલતા — એમનામાં પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. જાણે ગુજરાતની હજાર વર્ષની સંસ્કૃતિએ ગાંધીરૂપે માનવદેહ ધારણ કર્યો! ગુજરાતના વૈષ્ણવ સંપ્રદાયની ભક્તિ, નિરભિમાન, નમ્રતા, કોમળતા તો એમને ગળથૂથીમાંથી મળ્યાં હતાં. એમાં શ્રીમદ્ રાજચંદ્રજીના સંસર્ગ દ્વારા જૈન ધર્મના, વિશેષતઃ અહિંસાના, સંસ્કારો ભળ્યા. મુસ્લિમ મિત્રોના સંપર્ક દ્વારા એમણે ઇસ્લામની ઈમાનદારી અપનાવી. ખ્રિસ્તી મિત્રો દ્વારા અને બાઇબલના સતત અભ્યાસે ખ્રિસ્તી ધર્મચિંતનની ગાઢ છાયા એમના જીવન પર પડી. ખ્રિસ્તી ધર્મનાં અહિંસા, બંધુપ્રેમ અને સેવાભાવ એમના અંતરમાં વસી ગયાં અને જીવનમાં મૂર્ત થયાં — એટલે સુધી કે દીનબંધુ એન્ડ્રૂઝ અને અમેરિકાના હોમ્સ જેવા પરમ ભાવિક ખ્રિસ્તીઓએ એમને ખ્રિસ્તના આધુનિક અવતાર સમા ગણ્યા. પણ વસ્તુતઃ તો એમનામાં હિંદુ ધર્મ જ અતીવ સંસ્કાર પામીને, અન્ય ધર્મના સંપર્કે પરિશુદ્ધ બનીને, એક માનવધર્મ કે વિશ્વધર્મ રૂપે આવિષ્કાર પામ્યો હતો. આ સર્વ કુલક્રમાગત, ધર્મપ્રાપ્ત, સહવાસજન્ય સંસ્કારોનું અપૂર્વ મિલન, અદ્‌ભુત સુમેળ એમના આત્મામાં સધાયો હતો.

આટલી બધી આધ્યાત્મિક સંપત્તિનો વિનિયોગ એમણે આપણા રાષ્ટ્રના રાજકીય અને સામાજિક પુનરુત્થાનમાં કર્યો. એનાં પ્રથમ પગરણ દક્ષિણ આફ્રિકામાં મંડાયાં. ત્યાં હિંદી કોમના હિતાર્થે શું સહન કર્યું છે એમણે![1] પણ એ તપશ્ચર્યાનો ઇશારો સરખોય એમની આત્મકથામાં નથી. આત્મશ્લાઘાનો આછો પડછાયો પણ એમના સત્યપ્રિય આત્માને ન ખપે. આફ્રિકામાં એમણે હિંદી કોમને સંગઠિત કરી, એનામાં સ્વાભિમાન પ્રેર્યું, અને એના ઉત્થાન માટેના પ્રયાસો કરતાં પોતાના ઐતિહાસિક સત્યાગ્રહ શસ્ત્રને બરાબર ઘડ્યું.

ભારતવર્ષમાં આવીને એમણે ભારતના આત્માને બરાબર ઓળખ્યો, અને એની સાથે તદ્રૂપ થઈને રહ્યા. ભારતવર્ષ એટલે કોટ્યવધિ દરિદ્રનારાયણો. ગાંધીજીનાં ભોજન, વસ્ત્ર, પરિગ્રહ વગેરે જુઓ; એમની ખાદી, ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતાનિવારણ ઇત્યાદિ પ્રવૃત્તિઓ તપાસો. એ સહુમાં દરિદ્રનારાયણ સાથે એકરૂપ થવાનો, એમનામાંના એક બનીને રહેવાનો પ્રયત્ન નથી શું? પ્રસિદ્ધ હિંદી કવિ મૈથિલીશરણ ગુપ્ત એક કાવ્યમાં રામનું વર્ણન કરતાં કહે છે કે, શસ્યશ્યામલા ધરિત્રી જાણે રામરૂપે નરદેહ ધારણ કરીને પ્રગટ થઈ. આપણે કહી શકીએ કે, અકિંચન પણ ગૌરવવંત, પદદલિત છતાં સંસ્કારશોભન, પુરાતન ભારત જાણે ગાંધીરૂપે મૂર્તિમંત થયો.

ગાંધીજીની લાક્ષણિકતા આપણા રાષ્ટ્રજીવનનાં મૂલ્યોનાં સર્વાંગીણ ઊર્ધ્વીકરણમાં છે. બધા પયગંબરોમાં હોય છે તેમ માટીમાંથી માનવી સરજાવવાની, કથીરમાંથી કંચન બનાવવાની અદ્‌ભુત શક્તિ એમને

*તા. ૨-૧૦-'૪૮ને દિવસે ગાંધીજયંતી નિમિત્તે એલ્ફિન્સ્ટન કૉલેજ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

૧. જુઓ 'મહાદેવભાઈની ડાયરી' પુસ્તક પહેલું, પૃ. ૧૯-૪.

વરી હતી. એ ઊંડી મનુષ્યપરીક્ષા કરી શકતા, અને સામાન્ય માણસમાં પણ ઊંડે ઊંડે ગૂઢ રહેલાં ઉચ્ચ તત્ત્વોને પારખી શકતા. પ્રેમથી માણસોને વશ કરીને, એમની પ્રાકૃતતા ગાળી નાખી, એમનાં પાર્થિવ મૂલ્યો વિસરાવી, એમને જીવનનાં ઉન્નત મૂલ્યો આપતા. આ રીતે એમના સ્પર્શમાત્રે માણસની આધ્યાત્મિક કાયાપલટ થઈ જતી અને એનામાં અપૂર્વ સામર્થ્ય પ્રગટતું. સામાન્ય મનુષ્યોએ પણ એમની રાહબરી નીચે અકલ્પ્ય બલિદાનો આપ્યાં છે અને અપૂર્વ નૈતિક બળ દર્શાવ્યું છે. આ રીતે ગાંધીજીએ આમજનતામાં સ્વાભિમાન, આત્મવિશ્વાસ પ્રગટાવ્યાં, કિસાનોને જાગ્રત કર્યા, અને સદીઓ થયાં અજ્ઞાન અને હીનદશામાં રહેલી નારીશક્તિની પુનઃપ્રતિષ્ઠા કરી. આમજનતાને ઉત્થાન પંથે લાવવાને ગાંધીજી એમની કક્ષા સુધી નીચે ઊતરી એમના હૃદયને, આત્માને સ્પર્શતા. ગાંધીજીના જીવનની પરમ ઋજુતા અને સાદાઈ એમને સરળતાથી દરિદ્રનારાયણોના આત્મા સાથે તન્મયતા સધાવી આપતી.

આમજનતાને દોરવાને માટે, એમની પ્રવૃત્તિઓમાં સળંગસૂત્રતા આણવા માટે સ્વદેશપ્રેમી, ત્યાગવૃત્તિવાળા સમર્થ નેતાઓની જરૂર હતી. એ માટે ગાંધીજીએ જ્યાં જ્યાં સત્ત્વ જોયું ત્યાં ત્યાં, પોતાના વ્યક્તિત્વના પ્રભાવે, પોતાના પ્રેમના બળે તેને આકર્ષ્યું અને રાષ્ટ્રના સ્વાતંત્ર્યયજ્ઞમાં નિયોજ્યું. વ્યક્તિની શક્તિ અને મર્યાદાની એ અચૂક પરીક્ષા કરતા, અને સૌને બરાબર ઘટતું—સાહિત્યપ્રેમીને રાષ્ટ્રીય સાહિત્યનિર્માણનું, વ્યવસ્થાનિપુણને ભિન્ન ભિન્ન રાષ્ટ્રીય સંસ્થાઓના સંચાલનનું, સેવાપ્રેમીને અસ્પૃશ્યાદિ જાતિઓના સમુદ્ધારનું — કામ સોંપતા. જ્યાં ગૂંચવણ પડે, વિસંવાદ કે ઘર્ષણ થાય, ત્યાં એમની અમોઘ પ્રેમશક્તિ બધું બરાબર કરી દેતી. આથી જ ભારતનાં નરરત્નોના એ સૂત્રસ્થાને હતા.

એમની ક્રાન્તદૃષ્ટિએ જોયું કે, રાષ્ટ્રના સર્વતોભદ્ર ઉત્કર્ષ માટે સ્વાતંત્ર્યની સૌથી પ્રથમ આવશ્યકતા છે. એથી એમણે પ્રથમ રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટે પ્રચંડ ઝુંબેશ ઉપાડી. એમની પહેલાં પણ સ્વદેશપ્રેમી નેતાઓએ દેશની સ્વાધીનતા માટે ચળવળ શરૂ કરી હતી, પણ એ બહુ મન્દ અને વિનીત — કૉન્ફરન્સો, ભાષણો અને ઠરાવોમાં જ સમાપ્ત થઈ જનારી — હતી. ગાંધીજીના હાથમાં રાષ્ટ્રીય ચળવળની કાયાપલટ થઈ ગઈ. એમણે કૉંગ્રેસને થોડા સુશિક્ષિતોનું જ વાહન ન રહેવા દેતાં સમસ્ત આમજનતાની પ્રતિનિધિ બનાવીને એમાં નવા પ્રાણ રેડ્યા, અને સમસ્ત જનતાને જાગ્રત કરીને સમગ્ર લોકશક્તિનો મોરચો વિદેશી સત્તા સામે ખડો કરી દીધો. ૧૯૨૦, ૧૯૩૦, ૧૯૪૨ — ચંપારણ, બારડોલી, દાંડીકૂચ ઇત્યાદિ એ સ્વાતંત્ર્ય સંગ્રામનાં સીમાચિહ્નો બની રહ્યાં. ધીમે ધીમે વિદેશી સત્તાના પાયા હચમચતા ગયા. અને છેવટે તો એને પોતાનું સ્થાન ટકાવી રાખવું અશક્ય થઈ પડ્યું, અને દેશને સ્વાધીનતા પ્રાપ્ત થઈ. ગાંધીજીની રાહબરી વિના આ મુક્તિયાત્રા સફળ થઈ હોત એમ કોણ કહી શકે?

ગાંધીજીનું જીવનદર્શન સર્વતોમુખ હતું. રાજકીય સાથે સમાજસુધારણાનું, ગ્રામોદ્ધારનું, ધર્મશોધનનું એમણે થોડું કામ કર્યું નથી. રાજકીય પ્રવૃત્તિની સાથે સાથે આ પ્રકારના રચનાત્મક કાર્યમાં એમણે સમસ્ત જીવન રેડી દીધું, અને જ્યાં જ્યાં એમનો વરદ હસ્ત ફર્યો ત્યાં ત્યાં અપૂર્વ નવનિર્માણ થયું. ગાંધીજીએ સૂચવેલો રચનાત્મક કાર્યક્રમ રાષ્ટ્રે સંપૂર્ણપણે અપનાવ્યો હોત તો રાષ્ટ્રની સૂરત ફરી જાત. તોપણ ગાંધીજી પૂર્વેનું હિંદ અને હાલનું હિંદ સરખાવતાં, સમાજજીવનમાં સ્ત્રીઓનું, દલિતોનું, પીડિતોનું સ્થાન ત્યારનું અને હાલનું સરખાવતાં, સમાજશોધનમાં સારી પેઠે પ્રગતિ થઈ છે, એમ પ્રતીત થયા વિના રહેશે નહીં. ભારતવર્ષમાં છેલ્લી પચીસીમાં સામાન્ય માનવીનું જે આશ્ચર્યજનક ઉત્થાન થયું છે એનું શ્રેય ગાંધીજીને છે.

ગાંધીજીએ ભારતનો આત્મા જાગ્રત કર્યો એનું એક શુભ પરિણામ એ થયું કે, હિંદુ ધર્મ માટે આદરભાવ અને હિંદુ સંસ્કૃતિ માટે સ્વાભિમાનની ભાવનાને વેગ મળ્યો. ઓગણીસમી સદીના અંતભાગથી હિંદુ સંસ્કૃતિના પુનર્જીવનનો પ્રારંભ તો થયો જ હતો. યુરોપીય સંસ્કૃતિના પ્રથમ આઘાતે જેમાં કેવળ હીન તત્ત્વો જ જણાતાં હતાં તે હિંદુ

ધર્મ અને હિંદુ સંસ્કૃતિ ધીમે ધીમે શાળામહાશાળાઓમાં સંસ્કૃતનો વ્યાપક અભ્યાસ થવાથી, યુરોપીય વિદ્વાનોના સંસ્કૃત સાહિત્ય અને હિંદુ તત્ત્વજ્ઞાન માટેના આદરનું આપણને ભાન થવાથી, અને વિશેષતઃ હિંદુ સંસ્કૃતિપ્રેમી વિદ્વાનોના ઉદ્‌બોધનથી, સનાતન તત્ત્વોથી સભર, ગૌરવવંત લાગવા માંડયાં હતાં. ગાંધીજીએ રાજકીય પ્રવૃત્તિની સાથે ભારતીય સંસ્કૃતિનું રક્ષણ અને પુનરુજ્જીવન જોડી દીધું, ભારતીય સંસ્કૃતિની ઉપાસનાને રાજકીય ઉત્થાનનું પ્રતીક બનાવી દીધી. એથી હિંદુ સંસ્કૃતિ સત્વર પુનઃપ્રતિષ્ઠા પામી. ગાંધીજીએ આપણું રાષ્ટ્રીય સ્વમાન જાગ્રત કરીને આપણું પ્રાચીન સંસ્કારધન કેટલું મૂલ્યવાન છે એ બતાવી પશ્ચિમના અંધ સંસ્કારદાસત્વમાંથી દેશને મુક્ત કર્યો. એ રીતે ભારતીય ભાષાઓ, ભારતીય પોશાક, ભારતીય જીવનપ્રણાલી એ સર્વ ફરી આદરણીય મનાયાં. પણ સાથે સાથે જ હિંદુ ધર્મ અને હિંદુ જીવનનાં ઘણાં અંગોને ગાંધીજીએ સંસ્કારી લીધાં. હિંદુ ધર્મમાં રહેલાં સત્ય, માનવપ્રેમ, અહિંસા, સેવા, અપરિગ્રહ, સ્વાશ્રય વગેરે તત્ત્વોને એમણે વિકસાવ્યાં, અને સાંપ્રદાયિકતા, અસ્પૃશ્યતા આદિ અનિષ્ટોને એમણે દૂર કર્યાં. એમણે આપેલાં સત્ય અને અહિંસાનાં નવાં મૂલ્યો ભારતે જેટલે અંશે પચાવ્યાં, તેટલે અંશે રાષ્ટ્રનું આધ્યાત્મિક સત્ત્વ વધ્યું. એમનું સત્ય એ માત્ર વાણીનું જ સત્ય નહોતું, પણ સમસ્ત આચરણનું સત્ય, જીવનનું ઋત હતું. એમાં રુક્ષતા નહોતી, પણ હૃદયની વિશાળતા હતી, માનવપ્રેમની કોમળતા હતી. ખરું જોતાં આ પ્રેમ અને કોમળતા એમને ભારતીય સંસ્કૃતિ પાસેથી મળ્યાં હતાં — આપણા મધ્યકાલીન ભક્તજનોમાં એ વિપુલ પ્રમાણમાં હતાં. આ રીતે એમની અહિંસા પણ વ્યાપક સ્વરૂપની હતી. અહિંસા અને પ્રેમ, અહિંસા અને બ્રહ્મચર્ય એમને મન સમાનાર્થ છે. અહિંસા એટલે જીવનના વિલાસમાત્રનો ત્યાગ, માનવ માટે ઉત્કટ પ્રેમ અને હૃદયની ઉદારતા. આ અહિંસાને એમણે પોતાના જીવનમાં વણી લીધી અને પોતાની સમસ્ત પ્રવૃત્તિઓમાં આચરી બતાવી.

રાષ્ટ્રના સાંસ્કૃતિક પુનરુત્થાનના એક અંગ રૂપે ગાંધીજીએ ભારતીય ભાષાઓનું પ્રતિષ્ઠાપન કર્યું. એમણે આપણા દૈનિક વ્યવહારમાં અંગ્રેજીના ઉપયોગની શરમજનક વિચિત્રતા દર્શાવીને એને સ્થાને રાષ્ટ્રભાષા તરીકે હિંદી-હિંદુસ્તાનીની અને અન્ય વ્યવહારમાં પ્રાન્તિક ભાષાઓની મજબૂત હિમાયત કરી. એમણે પોતે જ કોંગ્રેસના મંચ ઉપરથી, શિષ્ટ સમારંભોમાં, વાઇસરોયની સભામાં રાષ્ટ્રની ભાષા હિંદીમાં જ બોલવાનો આગ્રહ રાખી આ દિશામાં પ્રથમ પ્રસ્થાન કર્યું. એમાંથી કેવું શુભ પરિણામ આવ્યું ! આજે હિંદી-હિંદુસ્તાની ત્વરિત ગતિએ રાષ્ટ્રભાષાનું સ્થાન પ્રાપ્ત કરતી જાય છે, અને પ્રાન્તિક ભાષાઓમાં વિપુલ પ્રમાણમાં સત્ત્વશાલી સાહિત્ય નિર્માણ થતું જાય છે.

ભારતની સર્વ ભાષાઓમાં ગુજરાતી સૌથી બડભાગી છે કે એને ગાંધીજી સમા ઘડવૈયા મળ્યા. પાંડિત્યના ભાર તળે કચરાતી ગુજરાતી ભાષાને આડંબરમાંથી મુક્ત કરી સરળ અને ખૂબ સામર્થ્યવાળી એમણે બનાવી. પ્રથમ 'નવજીવન' અને પછી 'હરિજનબંધુ' દ્વારા એમને હાથે ગુજરાતી ઘડાઈ. અને એમની 'આત્મકથા' એ તો એમણે પોતાની માતૃભાષાને ચરણે ધરેલું અણમોલ રત્ન છે.

એમના અનુયાયીગણે — સદ્. મહાદેવભાઈ, કાકાસાહેબ, નરહરિ પરીખ, કિશોરલાલ મશરૂવાળા અને અન્ય વિદ્વાનોએ, અને વિદ્યાપીઠની અસર તળે આવેલી આખી નવલોહિયા યુવાન લેખકોની પેઢીએ આ દિશામાં ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં મણા રાખી નથી. આ લેખકોના ગંભીર વાઙ્મયસર્જને લલિત સાહિત્યસર્જનની સમતુલા જાળવી છે. પરિણામે આજે હિંદની ભાષાઓમાં ગદ્ય પરત્વે ગુજરાતીનું સ્થાન જો મોખરે હોય તો તેનો યશ મહદંશે ગાંધીજીને છે.

ગાંધીજીની શૈલીમાં સૌન્દર્ય કરતાં સરળતા અને સામર્થ્ય વધારે છે. એમાં ઉદ્યાનનાં ફૂલોની પરિમલ નહિ હોય, પણ નવવર્ષાએ મહેક મહેક થતી ધરતીની મીઠી સુવાસ ફોરી રહે છે. છતાંય ઘણી વાર વિના પ્રયાસે અનિચ્છાએ પણ એમના જીવનનું મહાકાવ્ય,

એમના આત્માનું કલગાન એમના લખાણોમા પ્રગટ થયા વિના રહેતું નથી

એમના તપસ્વી જીવને ઘણાને એમ માનવાને પ્રેર્યા છે કે, એમને સાહિત્યમા રસ નહોતો, એમના જીવનમા લલિત કલાઓને સ્થાન નહોતું, પણ એ વાત સાચી નથી એ પોતે પણ એમની સ્વભાવસિદ્ધ વિનીતતાથી — નમ્રતાથી કહેતા કે, પોતે સાહિત્યકાર નથી, કલાપ્રેમી નથી એનુ તાત્પર્ય એટલું જ કે, સાહિત્ય અને કલાના આનદો કરતા એમને માનવતાની સેવા કરવી વધુ ગમતી હતી, રાષ્ટ્ર સ્વતત્ર ન થાય ત્યા સુધી સાહિત્યસર્જન કરતા રાષ્ટ્રના નવવિધાનના પ્રયાસો એમને મન વધારે મહત્ત્વના હતા બાકી તો જેલનિવાસ દરમિયાન ફરજિયાત વિશ્રાન્તિના સમયમા એમની સાહિત્યરસિકતા મુક્તપણે પ્રકાશતી 'મહાદેવભાઈની ડાયરી'માથી થોડાક પ્રસગો જ જુઓ એટલે એમની સાહિત્યપ્રિયતાની પ્રતીતિ થશે

એમણે જેલમા નવરાશે વાચવાને મગાવેલા પુસ્તકોની યાદી[૨] જુઓ

પ્રસિદ્ધ અમેરિકન લેખક અપ્ટન સિન્કલેર વિષે એ અભિપ્રાય આપે છે "આ માણસ તો અદ્ભુત સેવા કરી રહ્યો લાગે છે સમાજનો એક એક સડો લઈને બેઠો છે અને એને આબાદ રીતે ઉઘાડો પાડે છે '[૩]

ગોવર્ધનરામની કલાનુ એમનુ મૂલ્યાકન મિતાક્ષરી છતા કેવુ સગીત છે! "(સરસ્વતીચદ્રના) પહેલા ભાગમા એમણે પોતાની શક્તિ ઠાલવી નવલકથાનો રસ પહેલામા ભરેલો છે ચરિત્રચિત્રણ એના જેવુ ક્યાય નથી બીજામા હિંદુ સસાર સરસ ચીતરાયો છે, ત્રીજામા એમની કળા ઊડી ગઈ અને ચોથામા એમને થયુ કે, હવે મારે જગતને જેટલુ આપવુ છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉ તો કેવુ સારુ"[૪]

હિંદી સાહિત્યનો પણ એમને સારો શોખ હતો મૈથિલીશરણ ગુપ્તનુ 'સાકેત' એમણે જ વાચીને મહાદેવભાઈને એ વાચી જવાની ભલામણ કરી હતી[૫] પછી મૈથિલીબાબુનુ 'અનઘ' નામનુ મદ્ય વિરોનું એક સુંદર કાવ્ય એક દિવસમા પૂરું કર્યું, અને મહાદેવભાઈને પણ એ વાચી જવાનો આગ્રહ કર્યો[૬]

ગાધીજી જે રીતે વાચતા એ આરૂઢ સાહિત્યરસિકના રસથી વાચતા એમના સાહિત્યના રસ અને અધ્યયનનું ફલક કેટલુ વિશાળ હતુ! હવે આપણે ગાધીજીને અરસિક કહી શકીએ ખરા? સારા સાહિત્યાભ્યાસીને શરમાવે એવુ તો ઘણું સાહિત્ય એમણે વાચ્યુ છે, અને જે વાચ્યુ છે તે સર્વ આત્મસાત્ કર્યું છે 'ગીતા' કે 'Unto This Last' વાચીને એમણે જેમ જીવનમા ઉતાર્યા તેમ બીજા કોણે એવા મહા ગ્રથોને જીવનમા ઉતાર્યા છે?

ખરુ જોતા એમનો આત્મા આજન્મ સાહિત્યકારનો, સર્જકનો હતો, પણ એમનું 'મિશન' — જીવનકર્તવ્ય સાહિત્યરચના કરતા ઘણુ વધારે વિશાળ અને ઉન્નત હતું નીચેના એમના લખાણોમાથી ઉપાડેલા થોડા અવતરણો જુઓ

એસ્થરને લખેલા એક પત્રમા એ કહે છે

" Your church is in your heart Your pulpit is the whole earth The blue sky is the roof of your church And what is this Catholicism? It is surely of the heart *But my testimony is worth nothing* f when you are alone with your Maker you do not hear the Voice saying Thou art on the right path *That is* the unfailing test and no other "[૭]

અહીં તમને સામ (psalm)ના સૂર નથી સભળાતા? આવા જ મજુલ ધ્વનિ મિસ હેરિંગને લખેલા નાના પત્રમા શ્રવણે પડે છે

If we simply make ourselves instruments of His will we should never have an anxious moment

૨ 'મહાદેવભાઈની ડાયરી' પુસ્તક પહેલુ પૃ ૧૦
૩ એજન, પૃ ૧૧
૪ એજન, પૃ ૩૭
૫ એજન, પૃ ૨૬
૬ એજન, પૃ ૩૦
૭ એજન, પૃ ૧૧૬

"Yes, there is no calm without a storm. There is no peace without strife. Strife is inherent in peace. Life is a perpetual struggle against strife whether within or without. Hence the necessity of realizing peace in the midst of strife"૮

જિજ્ઞાસુઓને એ ઈશ્વરનું સ્વરૂપ સમજાવે છે :

"ઈશ્વરનું સંપૂર્ણ વિશેષણ તો સત્ય જ છે, બાકીનાં બધાં વિશેષણ અપૂર્ણ છે. ઈશ્વર શબ્દ પણ વિશેષણ છે, અને અનિર્વચનીય મહાન તત્ત્વને ઓળખાવનારું એક વિશેષણ છે. . . . ઈશ્વર સત્ય છે એમ કહેવું એ પણ અધૂરું વાક્ય છે. સત્ય એ જ ઈશ્વર છે, એ માણસની વાચા પહોંચી શકે ત્યાં લગીનું પૂર્ણ વાક્ય છે. . . ."૯

". . . આત્મા એ પોતે જ બુદ્ધિથી પર છે . . . જેણે આત્માને અને ઈશ્વરને બુદ્ધિથી જ જાણ્યો છે તેણે કાંઈ જ જાણ્યું નથી. . . . આત્મા કે ઈશ્વર જાણવાની વસ્તુ નથી. તે પોતે જાણનાર છે. અને તેથી જ તે બુદ્ધિથી પર છે . . . ઈશ્વરને ઓળખવો એ ઈંદ્રિયોનો કે બુદ્ધિનો વિષય નથી. એને સારુ નોખી શક્તિ જોઈએ અને તે અચળ શ્રદ્ધા છે . . ." ૧૦

આમ એમની વાણી સૌન્દર્ય શોધતી ન હોવા છતાં ઘણી વાર અનાયાસ સહજ ભાવે એમાં મધુર સૌન્દર્ય પ્રવેશે છે. પણ સૌન્દર્યનું દર્શન અને નિરૂપણ એમનું ધ્યેય નથી. એ તો વાંચે છે પરમ સત્ય, 'જેના મંગલરૂપમાં' સમસ્ત સૌન્દર્ય લય પામે છે.

ગાંધીજીના અતિ સમૃદ્ધ જીવનનાં વિવિધ પાસાં આપણે જોયાં અને એમના જીવનકાર્ય ઉપર ઊડતી નજર નાખી. જે જે ક્ષેત્રમાં એમણે પ્રવૃત્તિ કરી તે તે ક્ષેત્રને એમણે દીપાવ્યું. પણ એમણે આપણા સામાજિક અને રાજકીય જીવનનાં મૂલ્યોમાં જે પરિવર્તન આણ્યું, અને પરંપરાગત મૂલ્યોનું જે શોધન અને ઊર્ધ્વીકરણ કર્યું, એ જ એમનું સૌથી મૂલ્યવાન પ્રદાન ગણાશે એમાં શંકા નથી. સત્ય અને અહિંસા, પ્રેમ અને સેવા, સ્વાશ્રય અને અપરિગ્રહ — એ નવાં મૂલ્યો એમણે સ્વીકાર્યાં, જીવનમાં ઉતાર્યાં, અને રાષ્ટ્રની રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓમાં પ્રયોજ્યાં. એમની પ્રજ્ઞા ઘણી સતેજ હતી. જીવનની ઘણી બાબતોમાં એમનું જ્ઞાનનું ઊંડાણ અને વ્યાપકતા આશ્ચર્ય પમાડે તેવાં હતાં. પણ એમના નૈતિક જીવનની ભવ્યતા અને મહત્તા તો વર્ણનાતીત હતી. એ નૈતિક બળે એમને સર્વત્ર વિજય અપાવ્યો, અને એમના આદર્શોને એમના જીવનકાળમાં સિદ્ધ કર્યા. રાષ્ટ્રને એમણે આપેલાં નવાં મૂલ્યોની પાછળ કેટલી બધી ક્રાન્તદૃષ્ટિ હતી, એમણે રાજકીય જીવનમાં સ્થાપેલી અહિંસાની મહત્તા કેટલી વાસ્તવિક હતી, એ આજે ચીન અને બ્રહ્મદેશના હાલ જોતાં સ્વયંસ્પષ્ટ જણાય છે. અહિંસા અને પ્રેમ જેવી સાત્ત્વિક વૃત્તિઓનાં ફળ મોડાં, પણ ચિરસ્થાયી અને કલ્યાણકર; ભય અને હિંસાનું પરિણામ તાત્કાલિક પણ ક્ષણજીવી અને અંતે વિનાશકર. એ આજે હવે પ્રતીત નથી થતું શું?

ગાંધીજી તો હવે ગયા, ભયને હિંસાને મૃત્યુને જીતીને જગતને પેલે પાર, જ્યાં સત્ રૂપે પરમ તત્ત્વ સદૈવ વિલસે છે. પણ એમની ભાવનાઓ, આદર્શો, અને જીવનમૂલ્યોનો અમૂલ્ય વારસો આપણને આપતા ગયા છે.

એમણે આપેલા એ મહામૂલ્યવાન વારસાને આપણે લાયક નીવડીએ, એથી અન્ય કઈ વધારે સુયોગ્ય અંજલિ આપણે એમને અર્પી શકીએ?

**કાન્તિલાલ વ્યાસ**

૮ એજન, પૃ. ૧૬૮-૯.
૯ એજન, પૃ. ૧૦૬-૭.
૧૦ એજન, પૃ. ૧૩૭.

લાગણીની અભિન્નતામાંથી મૈત્રી જન્મે છે; વારે વારે મળવાની કે લાંબો સમય ભેગા રહેવાની કંઈ જરૂર નથી

— કૉન્ફ્યુશિયસ

# આ રીતે ઉદ્યોગશિક્ષણ ચાલશે?

આપણી મુંબઈ સરકારે બે વર્ષથી પ્રાથમિક શાળાઓમાં મુખ્યતઃ કાંતણવણાટ ઉદ્યોગ દાખલ કર્યો છે. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે, ઉદ્યોગ-શિક્ષણની શરૂઆત નવી તાલીમની પ્રાથમિક તૈયારી રૂપ છે. નવી તાલીમે પુસ્તકિયા કેળવણી સામે બંડ પોકાર્યું છે, અને જીવન સાથે શરૂઆતથી કેળવણીને સાંકળી લેવા માટે ઉદ્યોગ અને જીવનની પ્રવૃત્તિઓને શિક્ષણનું મુખ્ય વાહન ગણ્યું છે. નવી તાલીમ કેવળ પદ્ધતિનો ફેરફાર નથી, પરંતુ જીવનનું નવદર્શન છે એટલે એમાં તંત્રની જડતા પણ ખંખેરી નાખવી પડે છે અને એના સમગ્ર વાતાવરણમાં રેંટિયો અને ખાદીની ઉપાસનાનાં દર્શન થવાં જોઈએ.

આજે તો આવું કશું જણાતું નથી. દુઃખદ હકીકત તો એ છે કે, શરૂ થયેલા ઉદ્યોગો વિષે તંત્રની, બાળકોની, શિક્ષકોની, માબાપની કે સમાજની અંદર ખાસ ઉત્સાહ કે અભિરુચિ પણ પેદા નથી થઈ શકયાં. તેનો મોટામાં મોટો પુરાવો એ છે કે, આજે ઉદ્યોગવાળી શાળાઓના બાળકો, શિક્ષકો, માબાપો કે તંત્રસંચાલકોમાં ખાદી નહિ જેવી જ દેખાય છે.

જ્યાં ખાદી વિષે આવી દુઃખદ સ્થિતિ છે, ત્યાં એ બધામાં રેંટિયા પ્રતિની નિષ્ઠામાં તો લગભગ શૂન્ય જેવું જ પરિણામ છે. આજના ભણતરનો મોટામાં મોટો રોગ એ છે કે, એમાં અથથી ઇતિ સુધી, ભણતા ભાઈબહેનોમાં, હાથઉદ્યોગ અને જાત-મહેનત પ્રતિ ભયંકર દ્રોહ કેળવાતો રહે છે. આજે ખાદીપ્રવૃત્તિનો વેગ બહુ જ ઓછો છે એનું કારણ એ જ છે કે, એ પ્રવૃત્તિને 'ભણેલા' તરફની પ્રતિષ્ઠા મળતી જ નથી. એ પ્રતિ એ વર્ગમાં હજી ભારે અણગમો હદ કર્યા જ કરે છે. આથી રેંટિયાના ઉદ્યોગ મારફત બાળકોમાં અને પ્રજામાં ઉદ્યોગસંસ્કારો ખીલવવાનો જે ઉદ્દેશ રખાયો છે તે પણ ભાગ્યે જ સિદ્ધ થાય છે.

આજે આપણી સરકારની શિક્ષણમાં ઉદ્યોગ દાખલ કરવાની પૂરી હોંશ છે છતાં હકીકત આવી નિરાશાજનક કેમ છે? મને જે કાંઈ અનુભવ આ દિશામાં થયો છે તેમાં એટલું સ્પષ્ટ થતું ગયું છે કે, એકંદરે બાળકોમાં તો રેંટિયા પ્રતિ અથવા યોગ્ય વાતાવરણ મળતાં ખાદી પહેરવા પ્રતિ સારા પ્રમાણમાં ઉત્સાહ છે. કેટલીક વાર નવાઈ તો એ લાગે છે કે, ઘણા પ્રતિકૂળ વાતાવરણમાં પણ બાળકોમાં રેંટિયા અને ખાદી પ્રતિ ઉત્સાહ કેળવાતો જ રહ્યા છે. સદ્ભાગ્યે બાળકો હજી કહેવાતા 'ભણતર'ની શરૂઆત જ કરે છે, એટલે એ ભણતરમાં જે ઉદ્યોગદ્રોહી શક્તિ છે તે આ બાળકોના ક્રિયાશીલ માનસને હજી કુંઠિત કરી શકી નથી. હવે જો બાળકોમાં ઉત્સાહ રહે છે તો ઉદ્યોગનું ગાડું ચાલતું કેમ નથી? આનાં કારણોની બરાબર તપાસ થવી જોઈએ.

આપણે સમજવું જોઈએ કે, કોઈ પણ નવી વસ્તુના પ્રચારમાં બે મુખ્ય શક્તિ કામ કરતી હોય છે. નવી વસ્તુ પ્રતિ અનન્ય નિષ્ઠા અને એ વસ્તુનો પ્રચાર કરનારાના જીવનમાં એ વસ્તુનું થતું આચરણ. આજે આપણી સરકારના મુખ્ય કર્ણધારોમાં આ વર્ગ વિષે કંઈક સંતોષકારક સ્થિતિ હશે. પરંતુ પ્રાથમિક શાળાના તંત્રનો પ્રત્યક્ષ વહીવટ જેઓ સંભાળે છે, તેઓમાં આવી નિષ્ઠા કે એમના જીવનમાં એ અનુસાર આચરણ લગભગ નથી જ એમ કહીએ તો ખોટું નથી. હુકમ થયો છે—પરિપત્રો આવતા રહ્યા છે, માટે આપણે ઉદ્યોગ દાખલ કરી વહીવટ સંભાળવો છે—એવા જ માનસથી આજે પ્રાથમિક શિક્ષણનું આખુંયે તંત્ર ચાલી રહ્યું છે. આજે ચાલી રહેલા ઉદ્યોગશિક્ષણમાં જે દોષો રહ્યા છે તેની વિગતો મને સમજાય છે તે આવી છે :

### નૈતિક વાતાવરણ

(૧) શિક્ષણમાં થઈ રહેલા ફેરફારો પાછળ જે પ્રબળ નૈતિક વાતાવરણ હોવું જોઈએ તે આજે નથી. ઉદ્યોગશિક્ષણ પ્રતિ તંત્રના સંચાલકો, શિક્ષકો અને માબાપોમાં નિષ્ઠા હજી નથી કેળવાઈ. પરિણામ એ આવ્યું છે કે, રેંટિયો અને ખાદી વિષે બાળકોના

શિક્ષણમાં આગ્રહ રાખનારા ખાદી વાપરતા નથી — રેંટિયો કાંતતા નથી. અને છતાં એ બધા કઈ રીતે બાળકોને ઉદ્યોગશિક્ષણ આપવા માગે છે તે જ સમજાતું નથી. પ્રાથમિક શિક્ષણને ફરજિયાત કરવામાં જેટલી ધમાલ થાય છે તેનાથી અર્ધા ભાગની ધમાલ પણ આખા તંત્રમાં રેંટિયા ખાદીનું વાતાવરણ ફેલાવવામાં થાય, તો ઉદ્યોગશિક્ષણની સફળતાની કૂંચી જડી જશે.

(૨) ઉદ્યોગશિક્ષણ પાછળ હજી એ જ ખ્યાલ રહે છે કે, બૌદ્ધિક વિષયો સાથે એનો સંબંધ નહિ જેવો છે. ઉદ્યોગથી 'કહેવાતું ભણતર' કદાચ જોખમમાં મુકાય એવી જ બીક હજી રહે છે. આથી ઉદ્યોગને નછૂટકે જ દાખલ કરાય છે અને કાળજી તો એ રખાય છે કે, રખેને એનો સમય પેલા માનીતા માહિતી-વિષયો પર આક્રમણ કરે! પરંતુ આપણે સમજી લેવું જોઈએ કે, આજે પ્રાથમિક શાળાઓમાં ઉદ્યોગ એટલા જ માટે દાખલ કરાય છે કે નવી તાલીમ ઝટ શરૂ થઈ શકે. અને નવી તાલીમની આખીયે વિચારસરણી તો એ ભૂમિકા પર રચાઈ છે કે, ઉદ્યોગ અને બૌદ્ધિક કહેવાતા વિષય જુદા નથી — એકબીજા સાથે તે ઓતપ્રોત છે. એટલે ઉદ્યોગ દાખલ થતાં બીજા વિષયોનો અભ્યાસ શિથિલ થવાનો તો ભય જ નથી. ઊલટું ઉદ્યોગના વધુ ને વધુ સત્સંગથી પેલા નિષ્પ્રાણ માહિતી-વિષયોમાં પ્રાણ આવશે — પેલી 'બુદ્ધિની' નિર્માલ્યના દૂર થતાં તે તેજસ્વી થશે. પરંતુ હજી ઉદ્યોગ પ્રતિ સાવકી માતાના પુત્ર જેવું વલણ રખાય છે. શાળાના સમયપત્રકમાં, એનાં સાધનોમાં, એની બીજી અનુકૂળતા વિષે ઓછું ધ્યાન અપાય છે — એ પ્રતિ બેદરકારી જ રખાય છે. પૂરતાં સાધનો ન આપવાં, કપાસ વેળાસર ન મેળવી લેવો, ઉદ્યોગનું શાંત સંચાલન કરવા માટે પૂરતી મોકળાશની વ્યવસ્થા ન કરવી, એના શિક્ષણ અને સંચાલન પાછળ પૂરતું લક્ષ ન આપવું વગેરે પાર વિનાની મુશ્કેલીઓમાં આજે બધે ઉદ્યોગશિક્ષણ એનું રગશિયું ગાડું ચલાવી રહ્યું છે. પરિણામ એ આવે છે કે જેવા તેવા, અવાજ કરનારા, ઢીલાપોચા રેંટિયા ચાલે છે, સૂતર જેવું તેવું કંતાય છે અથવા કદાચ પ્રમાણમાં સૂતર કરતાં કચરો જ વધુ થાય છે. તુનાઈનો તો કશો ઢંગ જ હોતા નથી. અને ઉદ્યોગવર્ગ તો અવ્યવસ્થા અને ઘોંઘાટથી ભરેલો જ રહે છે.

ઉદ્યોગશિક્ષણની આજે આવી દુ:ખદ સ્થિતિ છે. એમાં ધરમૂળથી સુધારા તરત જ કરવા જોઈએ. જો આપણે નવી તાલીમને બરાબર સમજતા હોઈએ, એની સમગ્ર વિચારસરણી વિષે આપણી સાચે જ શ્રદ્ધા હોય, તો આપણે આપણી શ્રદ્ધા, આપણી નિષ્ઠા અને આપણા વ્યવહારો વિષે ખૂબ જ પ્રમાણિક અને સાચા થવું જોઈએ. આજે ઉદ્યોગશિક્ષણના સફળ સંચાલન માટે મુખ્ય જરૂર તો એ જ છે કે, કેળવણીના સમગ્ર તંત્રમાં ઝપાટાબંધ રેંટિયો અને ખાદીનું વાતાવરણ પ્રસરી જવું જોઈએ. રેંટિયાનો ઉદ્યોગ જો શિક્ષણમાં દાખલ કરવો હોય તો શિક્ષણમાં કામ કરનારા બધા રેંટિયો કાંતતા અને સંપૂર્ણ ખાદી વાપરતા થઈ જાય, એ તો બહુ સ્વાભાવિક વસ્તુ લાગવી જોઈએ.

આવું પરિવર્તન એકાએક ન થાય એ સમજી શકાય છે. એમાં ઝપાટાબંધ પ્રગતિ પણ તદ્દન શક્ય ન બને એ પણ સાચું હોય..પરંતુ હકીકત તો એ છે કે, એ દિશામાં બિલકુલ પ્રયાસો થતા નથી; એનું મહત્ત્વ કે એની જરૂરિયાત પણ વિચારાતી નથી. પ્રાથમિક શિક્ષણમાં શરૂ થયેલી ઉદ્યોગતાલીમ અંગેનું આ કઢંગું અપ્રમાણિક અને વિસંવાદી વાતાવરણ દૂર થશે, તો જ ઉદ્યોગશિક્ષણ કંઈક પણ સફળ થવાનું છે.

ગાંધીકુટિર, કરાડી
૧૫ ૭-'૪૯

**દિલખુશ બ૦ દીવાનજી**

લોકસમાજમાં વસ્ત્ર સરી પડતાં હાથ જેમ સ્વાભાવિક રીતે જ તેને પકડી લેવા ધસે છે,
તેમ સારી મૈત્રી આપત્તિને સમયે એકદમ મદદે દોડી આવે છે.

— કૉન્ફ્યૂશિયસ

# દિલ્હીની યાદવાસ્થળી

**[ શ્રી મનુબહેન ગાંધીની ડાયરી ]**

[ ગયા અંકમાં તા ૧૪–૯–'૪૭ના રોજ પ્રાર્થનાસભામાં જે કહ્યું ત્યાંથી રોજનીશી અટકી હતી તે હવે આગળ ચાલે છે ]

**તા ૧૪–૯–'૪૭**

પ્રાર્થનામાંથી આવીને એક ભાઈએ પ્રશ્ન કર્યો, "આવું બધું ચાલે તેના કરતાં એક નિર્ણય પર આવવું જોઈએ કે, વસ્તીમદલી કરવી છે કે નહિ?"

બાપુ કહે, "વસ્તીબદલી થાય તે પહેલાં તો હું કહીશ કે, ઈશ્વર મને ઉપાડી લે"

ત્યાર પછી રાજકુમારીબહેન તથા બીજા પ્રધાનો આવ્યા ૯ાા વાગ્યે બાપુજી પથારીમાં પડ્યા ૯ વાગ્યે મૌન લીધું.

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**તા ૧૫ ૯–'૪૭, સોમવાર**

૩–૩૦ પ્રાર્થના માટે ઊઠ્યા દાતણ કરી પ્રાર્થના કરી પ્રાર્થના પછી મૌન હોવાથી 'હરિજન'નું અને બીજી ટપાલ લખવાનું કામ શરૂ કર્યું મૌન હોવાથી ખાસ મુલાકાતીઓ પણ ન હતા જવાહરલાલજી, સરદાર, રાજકુમારીબહેન, વગેરે રોજના મુલાકાતીઓ હતા બાકી બાપુજી આજે ખૂબ જ વિચારમંથન કરી રહેલા લાગતા હતા.

રોજ પ્રમાણે ક્રમ ચાલ્યો વરસાદ ખૂબ જ વરસતો હતો આશ્રિતોનું શું થતું હશે, એની ચિંતા બાપુને હતી પ્રાર્થનામાં પણ કહ્યું, "મને જેટલું મધુર લાગતું હતું એટલું કાલનું પડેલ પાણી મધુર નથી લાગ્યું મારું મન હજારો નિરાશ્રિતો તરફ ગયું જેઓ ખુલ્લા કૅમ્પમાં પડ્યા હતા જો ભાઈઓ ભાઈઓએ આમ ખુનામરકી ન ઉપજાવી હોત તો હજારો ભાઈઓ બહેનો બાળકો આમ હેરાન શા માટે થાત? આજનું મૌન એ મારે માટે સુન્દર અવસર હતો મને ઊંડો વિચાર કરવાનો વખત મળ્યો શું દિલ્હીવાસીઓમાં પણ માણસાઈ નથી? જો હિંદુ અને શીખ અહીંના મુસ્લિમોને અપનાવશે, તો નિરાશ્રિતોનો પ્રશ્ન તો આપોઆપ હલ થઈ જશે મારી પ્રાર્થના છે કે, સૌ પોતાની સરકાર ઉપર ભરોસો રાખે બાકી મુડદાને કોઈ જીવતું નહિ કરી શકે પરંતુ વધુ મુડદા તો ન કરે? આપણી આઝાદી તો હજુ એક મહિનાનું બચ્ચું છે ત્યાં એ બચ્ચાના આવા હાલ આપણે કરીએ છીએ?'

આજના પ્રાર્થનાપ્રવચનમાં ખૂબ જ દુખ ભરેલું હતું રાતે જવાહરલાલજી વગેરે આવ્યા એમની સાથે પણ આવી જ વાતો કરી

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**તા ૧૬–૯–'૪૭, મંગળવાર**

૩–૩૦ ઊઠ્યા પ્રાર્થના વગેરે રોજ પ્રમાણે પ્રાર્થના પછી બાપુજીનું લખવાનું કામ ચાલ્યું પાા ફરતા હતા ત્યાં સરદાર વલ્લભભાઈ આવ્યા એમની સાથે ઘણી ગૂઢ વાતો કરી ફરી ૮ાા વાગ્યે આવવાનું કહી ગયા

ફરીને મસાજ સ્નાન વગેરે નિત્યક્રમ ચાલ્યો ૮ વાગ્યે બાપુજી પરવાર્યા, અને જમ્યા જમીને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની સભા ભંગી કૉલોનીમાં હતી ત્યાં ગયા વ્યવસ્થા સુંદર હતી એ લોકોએ પ્રાર્થના પણ સુંદર કરાવી પ્રાર્થના પછી ત્યાંના ૫૦૦ સેવકોના મુખીએ કહ્યું 'અમારી નીતિ હિંદુ ધર્મનું રક્ષણ કરવાની અને હિંદુઓને આગળ વધારવાની છે જે ધર્મથી ગાંધીજી જેવા આવા મહાન પુરુષ પાક્યા છે અને એ મહાપુરુષ આપણી વચ્ચે છે, એ આપણું પરમ સૌભાગ્ય છે એ આપણને આદેશ આપશે એ પ્રમાણે આપણે કરીશું '

પછી બાપુનું પ્રવચન શરૂ થયું તેનો સાર આ હતો તમારી ઉપર આરોપ આવ્યો છે કે, આ મારકાટમાં તમે છો જો એમ હોય તો આખી મોટી સંસ્થાનો નાશ થશે હું તમારા આગેવાનને મળ્યો એ કહેતા હતા કે અમે હિંદુનું રક્ષણ જરૂર કરીએ છીએ સ્વરક્ષામાં માનીએ છીએ પણ બીજાને મારવામાં નથી માનતા તો મેં કહ્યું, શું આ વસ્તુ હું જાહેર કરું? એણે હા પાડી હતી જો આમ જ

છે તો હું ખુશ છું. પણ એવો ખ્યાલ રાખશો કે, પાકિસ્તાનમાં કોઈ હિંદુ ન રહી શકે અને હિંદુસ્તાનમાં કોઈ મુસલમાન ન રહી શકે તો હું કહીશ કે બંને ધર્મનો ક્ષય છે. હિંદુ ધર્મનો તો હું ખાસ્સો અભ્યાસી છું. હિંદુ ધર્મમાં બધા ધર્મનો નિચોડ છે. આજ તો હિંદુસ્તાનની નાવ બહુ મુસ્કેલીથી ચાલી રહી છે. મને ઘણા કહે છે, તું મુસલમાનનો દોસ્ત છો, હિંદુ શીખનો દુશ્મન છો. આ વાત કેવી? પણ હા. હું બાર વર્ષનો હતો ત્યારથી મુસલમાનનો મિત્ર છું. પણ મારી રગેરગમાં હિંદુત્વ ભર્યું છે. મારી પાસે બધા ધર્મો એક છે.' અને એ રીતે જ હું આખરી શ્વાસ સુધી હિંદુસ્તાનની સેવા કરવા માગું છું.

પછી કેટલાક ભાઈઓએ પ્રશ્નો કર્યા :

પ્રશ્ન — હિંદુ ધર્મમાં પાપીને મારવાની રજા છે કે નહીં?

બાપુ — પાપીને મારવાની રજા છે, અને નથી. જો પાપીને ઓળખી શકીએ તો તો મારીએ; પણ જ્યારે આપણે શુદ્ધ હોઈએ ત્યારે જ એ હક મળે છે. પાપી પાપીને શું મારી શકવાનો હતો?

પ્રશ્ન — ગીતાજીના બીજા અધ્યાયમાં ભગવાને અર્જુનને કારવોને શું કામ મારવા કહ્યું હતું?

બાપુ — આ સવાલ પૂછવા યોગ્ય નથી. ઉપરના જવાબમાં જવાબ મળી રહે છે. છતાંયે હું કહું છું કે, પાપી હશે તો હકૂમત એ કાયદો હાથમાં લેશે. એક એક માણસ પોતાને મન ફાવતો કાયદો હાથમાં ન જ લઈ શકે. પાંચમા ક્વારિયા હશે તો એને છૂટ કરવાનો હું જ હુકમ કરીશ, જો તમે મને સરદાર બનાવશો તો. પણ આપણાથી કાયદો હાથમાં ન લેવાય. જે કહેવું હોય તેનો જવાબ આપણે હકૂમત પાસેથી માગવો જોઈએ. નહિતર બિચારા સરદાર અને જવાહરલાલ કોણ છે? એ તો તમારા મૂક સેવક છે. જો તમે એમને ચલાવવા દેશો તો એ ચલાવી શકશે. એમને કંઈ પૈસાની ભૂખ નથી પડી, સેવાની ભૂખ છે. એમને વિષે કહેવાય છે કે તેઓમાં મતભેદ છે. આવો ખોટો પ્રચાર શા માટે કરવો? એ લોકો વર્ષોના સાથી છે. બધાનું એક જ ધ્યેય છે અને તે દેશની સેવા કરવાનું.

૯ાા વાગ્યાથી ૧ સુધી એકધારી સતત મુલાકાતો ચાલી. એમાં કેટલીક મુલાકાતો ખાનગી પણ હતી. તેમાં કેટલાક મુસ્લિમભાઈઓ પણ હતા. ૩ વાગ્યે બાપુજી ગવર્નર જનરલ પાસે ગયા. અમે બંને બાપુને મોટર સુધી મૂકવા ગયાં. મેં કહ્યું, "બાપુજી, અમને પણ આવો એક પટ્ટો આપો તો અમે પટાવાળામાં ગણાઈશું તેથી આપની સાથે આવવાની રજા મળશે."

બાપુ કહે, તો તો પેલો મને એમ જ કહેને કે તું તો કહે છે કે પટાવાળો રાખતો નથી ને આ શું? પણ તમને બંનેને જોવા લઈ જઈશ.

૪ વાગ્યે કોંગ્રેસી કાર્યકરોની સભા માટે બાપુજી પાછા આવ્યા. કાંતતા કાંતતા એ લોકો જોડે વાતો કરી અને બાપુએ બધાને સાચા સેવક બનવાનું અને મરવાનું કહ્યું.

૬ વાગ્યે કિંગ્ઝવે નિરાશ્રિત કેમ્પમાં પ્રાર્થના કરવા ગયા. પહેલાં તો ખૂબ જ અવાજ આવતો હતો. એને શાંત કરી અમે પ્રાર્થના ઉપાડી. જેવું કુરાન શરીફ શરૂ કર્યું કે લોકોએ બૂમો પાડવી શરૂ કરી. "આ જ કલમો અમારી મા બહેનો પાસે પરાણે પઢાવાયો, એ હવે અહીં તો અમે હરગિજ નહિ પઢીએ," 'ગો બૅક ગાંધી', 'ગાંધીજી મુર્દાબાદ' — આમ, પોકારો પડ્યા. એ બધાને શાંત રાખવા સુચેતાબહેને બહુ બહુ પ્રયત્ન કર્યો. છેવટે ન પ્રાર્થના પૂરી થઈ કે ન ભાષણ થયું. માંડ મોટર સુધી બાપુજીને લઈ જઈ શક્યા. મોટર ઉપર પણ પથ્થરો પડ્યા. ડૉ. દિનશા મહેતા તો ચાલતી મોટરે માંડ ચઢી શક્યા.

મોટરમાં બાપુ કહે, "મારે કબૂલ કરવું જોઈએ કે, આજનું દૃશ્ય મને બહુ જ ગમ્યું છે. કેમ કે માણસને ક્યાંક તો ગુસ્સો કાઢવાનું સ્થાન હોવું જ જોઈએ અને તો જ હલકું થવાય છે. મને 'ફ્રેન્ચ રેવોલ્યુશન' યાદ આવે છે. તેમાં પણ આવી જ રીતે મારકાટ થઈ હતી."

૭ાા વાગ્યે ઘેરે આવ્યા. ત્યાં સરદાર વલ્લભભાઈ આવ્યા. એમની સાથે બે કલાક એકલા વાતો કરી. ૧૦ાા બાપુજી સૂઈ શક્યા.

બિરલા હાઉસ, નવી દિલ્હી
તા. ૧૭-૯-'૪૭, બુધવાર

૩-૩૦ વાગ્યે પ્રાર્થના. પછી રોજ પ્રમાણે બધો ક્રમ રહ્યો. મુલાકાતોમાં પ્રધાનો જવાહરલાલજી, સરદાર,

મૌલાનાસાહેબ આવ્યા હતા બધા સાથે ખાનગી મત્રણા થઈ લગભગ ૪ વાગ્યા સુધી બધુ રોજ પ્રમાણે ચાલ્યુ

૪ વાગ્યે શીખોનુ ડેપ્યુટેશન આવ્યુ શીખો બહુ જ ચિડાયેલા હતા "અહી તો બધા કહે છે કે મુસલમાનો રહે પણ ત્યા કોઈ કહે છે કે શીખો રહે? નથી અહીની સરકાર દબાણુ કરતી આપને પૂછી પૂછીને સરકાર ચાલે છે તમે મુસલમાન માટે આટલુ બધુ કર્યું, પણ અમારા માટે કઈ કર્યુ? પજાબ જવાને બદલે અહી કેમ બેસી ગયા?"

આમ જ્યા સુધી શીખો ખીજમા બોલતા હતા, ત્યા સુધી બાપુએ શાતિથી બોલવા જ દીધા અને એ લોકોનો ગુસ્સો હલકો કરાવ્યો અને પછી જવાબ આપ્યો.

'તમારે મને પહેલા પૂછવુ હતુ કે તમે સરકારના ડિરેક્ટર છો? એ વાત સાચી કે, એ પ્રધાનો મારા દોસ્તો છે, અહી આવે છે, કલાકો સુધી વાતો કરે છે પણ મારી ઉપરનો તમારો આરોપ તદ્દન ખોટો છે. જો હું કહુ છુ તેમ જ ચાલતુ હોત, તો તમારી આ દશા ન હોત, કે જે આજે છે મેં તો કહ્યુ, મારુ ચાલે તો મિલિટરી કાઢી જ નાખુ પછી ભલે અદરોઅદર મુસલમાન લઢે અને મરે અથવા આપોઆપ એકબીજાનું રક્ષણુ કરતા થઈ જશે અને સિપાઈઓના હાથમા પાવડો અને કોદાળી આપી કહુ કે, તમે ખેતરમા કામ કરો આ મારુ સ્વપ્નુ પણ એ કયા સિદ્ધ થવાનુ છે? ઈશ્વર કઈ થોડી જ બધી ઇચ્છા પૂરી કરે છે? છતા હુ તો ઈશ્વરનુ નામ લઈ કામ કરનારો શ્રદ્ધાવાળો માણસ રહ્યો અને તમે એક એક બદલો લેવા માગશો તો હકૂમત શુ કામની? લડવુ હશે તો હકૂમત લડશે તમે એને મદદ કરો આજે તો બને સમોવડિયા છે કોને કહેવુ? હુ જાણું છુ કે પજાબમા તમારી ઉપર ખૂબ જુલમ થયો છે એ વેર લેવાની આ રીત છે? હુ આ બધુ જોવા નથી માગતો ઈશ્વર પાસે મારી એ જ પ્રાર્થના છે કે, મને આમ જ સાજોતાજો ઉઠાવી લે અને હમણા તમારી સાથે વાતો કરતા કરતા ઈશ્વર ઉઠાવી લેશે તો રાજી થઈને ચાલ્યો જઈશ મને એમ નહી થાય કે, અરે આ મારી છોકરીઓ પડી છે તેનુ શુ થશે? આટલા બધા કાગળો પડ્યા છે તેનું શુ? આટલામા તમારે સમજવુ હોય તો સમજો, ન સમજો તો ભલે ન સમજો મારો ધર્મ મે બજાવી દીધો"

૦॥ કલાક લગભગ આમ એકધારુ બોલ્યા બહુ થાકેલા હતા પછી અગૂર અને સાબુચોખાની કાંજી લીધી લગભગ ૬। વાગ્યે અમે અહીની કાપડની મિલના મજૂરની વચ્ચે પ્રાર્થના કરવા ગયા લગભગ હજાર માણસો હશે મુખ્ય ભાગ મજૂરનો હતો લાઉડ સ્પીકર કામ નહોતુ આપતુ અને અદર બહારના તોફાની માણસોનો પણ સમાવેશ થતો હોવાથી એ લોકો કઈ કાને પડવા દેતા નહોતા પણ પછી એક પજાબી ભાઈનો અવાજ બહુ મોટો હતો તેણે બાપુજીના શબ્દો મોટેથી કહેવાનુ શરૂ કર્યું

પહેલા તો બાપુજીએ શાતિના અનુરોધ કર્યો, પછી કહ્યુ

"પ્રાર્થના પોતાના દિલને સાફ કરવાની સાવરણી સમાન છે અને ઈશ્વરને આપણો સંદેશો પહોચાડવાનું એક સાધન છે ઈશ્વરના નામ અનેક છે દુનિયામા જેટલા મનુષ્યો છે એના કરતા પણ વધુ નામો હશે એ શક્તિને આપણે ઓળખી શકીએ તો મારો વિશ્વાસ છે કે, આપણે કોઈથી કદી નહિ ડરવુ પડે હુ જાણુ છુ કે, પજાબીઓ ઉપર ઘણુ દુખ પડયુ છે પણ હવે એનુ વેર એક એક માણસ લેવા ઇચ્છશે તો આપણે વધુ ને વધુ નીચે પડતા જઈશુ દુખની વાત છે કે, ૧૫મી આગસ્ટથી આપણે આઝાદ બન્યા છીએ, પણ આપણા દેશના ટુકડા બનવા પામ્યા છે છતાયે આપણા દિલના ટુકડા નથી થયા એ જ વાત હું હિંદુ શીખ મુસલમાનોને સમજાવવા માગુ છુ હુ તો બુઢ્ઢો થઈ ગયો છુ મારી પાસે તો માત્ર ઈશ્વરનું જ હથિયાર છે બીજુ કશુ જ નથી, હુ તો તમારા મનને જીતુ તો જ મને જીવવામા રસ છે પણ તમે એમ માનો કે હુ માત્ર મુસલમાનોનો જ દોસ્ત છુ તોપણ સાચી વાત એ છે કે હુ તો આખી દુનિયાનો દોસ્ત છુ અને એમ જ મરવા ઇચ્છુ છુ

હા, હકૂમત તમને પસંદ ન હોય તો તમે એને હઠાવી શકો છો. જે પસંદ હોય એને રાખી શકો છો. પાકિસ્તાનમાં ગેરઇન્સાફ થયો છે એનો ન્યાય હકૂમત માગશે, અને જો નહિ જ મળે તો બંને વચ્ચે લડાઈ જ છે. પણ એ ન્યાય તો ત્યારે જ માગી શકે કે જ્યારે આપણે શુદ્ધ હોઈએ. દિલ્હીમાંથી જેટલા મુસલમાનો જવા જ માગે એને આપણે શાંતિથી જવા દેવા. પણ રહેવા માગે તેને આપણે આદરથી રાખશું. તો આપણી કિંમત થશે, દગો કોઈનો સગો નથી. બાકી આપણે ઓછો ગુનો નથી કર્યો. આ વસ્તુને તમારે ફેંકવી હોય તો ફેંકજો. હું તો વૈદ્યની જેમ દવાની પડીકી આપું છું. જો રોગી રોગમુક્ત થવા ઇચ્છે તો તે ખાય, નહિતર મરી જાય. એવી જ રીતે એક અનુભવી બુઢ્ઢો ઇશ્વરને હાજરાહજૂર રાખીને તમને સંભળાવે છે. જો ગળે ઊતરે તો માનજો. બાકી ઇશ્વર બધાનું ભલું કરો."

ઘેરે આવતાં ૮ વાગ્યા હતા. ડેરાઇસ્માઈલથી ભાઈઓ આવ્યા હતા. બાપુને પૂછ્યું, એ લોકો ક્યારના બેઠા છે. પણ હવે આપ થાકી ગયા છો એટલે આવતી કાલે આવે તો કેમ? પણ બાપુ કહે: "મને પૂછ્યું તો હું તો કહીશ કે, એને કાલનો વખત કેમ અપાય? એ લોકો બિચારા કેટલા દુઃખી છે? અને આપણે કહીએ કાલ આવજો એ કેમ બની શકે? મારાથી તો સહન ન જ થાય." એ બધા લગભગ ૩૦થી ૩૫ મિનિટ બેઠા. બાપુજીએ આશ્વાસન આપ્યું અને શાંત થઈને પાછા ગયા. બાપુએ ૧૧ વાગ્યા સુધી કામકાજ કરી સૂવાની તૈયારી કરી.

—ચાલુ] મનુબહેન ગાંધી

# સ્વાધ્યાય

## [ અંતરાયરહિત ચિત્તની શક્તિ ]

ચિત્તને નડતા અંતરાયોને દૂર કરવાને, પોતાને જે રીતે રુચે તે રીતે, અભ્યાસ કરવો જોઈએ; તેવા અભ્યાસના પ્રકારો કયા કયા છે તે આપણે જોયા. એ પ્રમાણે કરવાથી ચિત્તના અંતરાયો દૂર થાય, તો તેનું ફળ શું આવે તે હવે કહે છે —

परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ॥ ४० ॥

એવા પુરુષના ચિત્તની શક્તિ એવી બને છે કે, નાનામાં નાનો એવો પરમાણુ ત્યાંથી માંડીને મોટામાં મોટું એવું જે પરમ મહત્ તત્ત્વ, ત્યાં સુધી તે ગતિ કરી શકે; સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવા પરમાણુથી માંડીને સ્થૂલમાં સ્થૂલ એવા પરમ બ્રહ્માંડ સુધીના પદાર્થો કે બાબતોનો વિચાર કરવામાં ત્યે ચિત્તને કાંઈ નડતર લાગતું નથી. સર્વત્ર સ્વતંત્ર રીતે તે ચિત્ત વિચરી શકે છે.

મતલબ કે, આપણું જે ચિત્તતંત્ર છે, જે વડે આપણો બધો વ્યવહાર ચાલે છે, જે વડે આપણે જ્ઞાનવિજ્ઞાન પામી શકીએ એમ છીએ, તે આપણું પરમ અંતઃકરણ કે આંતર સાધન પૂરેપૂરું કાર્યક્ષમ બને છે. મનુષ્યનું પરમ ઓજાર એ છે; તે જોઈએ તેવું તીક્ષ્ણ અને તૈયાર બને છે. આવા ચિત્તથી જ વૃત્તિનિરોધનો અભ્યાસ કરી શકાય. આવું સમર્થ કે સબળ અને અપ્રતિહત ચિત્ત નિર્મળ હશે, કુશાગ્ર હશે, જીવનવિચારને વિષે એકાગ્ર હશે. તેવું બન્યા વગર ચિત્ત તેનો ચરમ અભ્યાસ, જે વૃત્તિનિરોધનો છે, તે નહિ કરી શકે.

હવે પછી સૂત્રકાર આ વૃત્તિનિરોધના અભ્યાસની પાયરીનું નિરૂપણ કરે છે. તે જોઈએ તે પહેલાં સૂત્રકારે સૂત્ર ૧૭થી ૨૦માં વૃત્તિનિરોધ વિષે જે થોડુંક બયાન કર્યું છે, તે જોવું જોઈએ. કેમ કે એ સૂત્રો આપણે આ 'સ્વાધ્યાય'માં વચ્ચેથી મૂકીને આગળ ચાલ્યા છીએ. એ ચાર સૂત્રોમાં વૃત્તિઓના નિરોધના બે પ્રકારો છે, એ બતાવ્યા છે; અને એ નિરોધને સાધનારા બે વર્ગો નોખા છે તે કહ્યા છે.

એ વિવેચન હવે પછી.

૧૦–૯–'૪૯ મગનભાઈ દેસાઈ

# ચમત્કારથી ભરેલો માનવદેહ—૨

**એનું હલનચલન**

આગળ આપણે જોયુ કે, આપણા અમૂના માનવદેહમા એક નાનુ સરખુ હૃદય અને એમાથી આખા દેહમા ફરી વળતું લોહી કેવુ કેવુ ચમત્કારી કામ કરે છે એ હૃદય એક ક્ષણ માટે બધ પડે તો બધુ રાણાદમ જેવુ થઈ જાય આ હૃદય જેટલો જ અગત્યનો ભાગ ભજવે એવા આપણા શરીરમા બીજા પણ કેટલાક કીમતી યત્રો ગોઠવાયેના છે. એમને પણ જરાક નુકસાન પહોંચે તો આખા શરીરનુ તત્ર ખોટકાઈ પડે દાખલા તરીકે

(૧) મગજ અને જ્ઞાનતતુઓની જાળ
(૨) ફેફસા અને શ્વાસોચ્છ્વાસનુ યત્ર
(૩) પાચનક્રિયાના અવયવો અને પાચક રસો
(૪) શરીરસફાઈ અને પ્રજોત્પત્તિના અવયવો
(૫) જીવનનિયામક ગ્રથિઓ વગેરે વગેરે

જેમ સૂર્ય વિનાની પૃથ્વી, વરસાદ વિનાનુ ચોમાસું, અને પાન કે ફળફૂલ વિનાનુ ઝાડ નકામા બને છે એમ ઉપર જણાવ્યા અગો ન હોય તો શરીર પણ નકામુ બને છે જેમ ઝવેરાત કે રત્નોને ઝવેરી સાચવીને પેટી કે તિજોરીમા મૂકે છે એમ આપણા શરીરના આ બધા કીમતી અગોને પણ કુદરતે સુરક્ષિત સ્થળે ગોઠવ્યા હોય છે

સામાન્ય રીતે આપણે જેને શરીર તરીકે ઓળખીએ છીએ એ શરીરનુ ખોખુ ઉપલક રીતે જોઈએ તો બે ચીજોનુ બનેલુ દેખાય છે . માસ અને હાડકા. જો એ એકલા માસનુ જ બનેલુ હોત તો એ ઓળખાત પણ નહિ જ્યા ત્યા એ એક લોચાની માફક પડી રહેત. પણ એ ટટ્ટાર ઊભુ રહી શકે છે, બેસી શકે છે, ચાલી શકે છે, એ બધો પ્રતાપ હાડકાનો છે આપણા શરીરમા બધા મળીને કેટલા હાડકા હશે એ જાણો છો ? આ નાના શરીરમા બસો ઉપરાત હાડકા છે આપણને સવાલ થાય કે, આટલા બધા હાડકા શા માટે ગોઠવ્યા હશે ? એક જ હાડકુ ગોઠવી દીધુ હોત તોપણ શરીર તો ટટ્ટાર ઊભુ રહી શકત સાચી વાત છે. એક જ હાડકું હોત તો એ ટટ્ટાર ઊભુ રહી શકત પણ એ ઊચુંનીચું થાય છે, હાલેચાલે છે, બેસે ઊઠે છે અને બીજી હજારો ક્રિયાઓ કરે છે, એમાનુ કશુ એ કરી શકત નહીં.

વળી શરીરમા બસો હાડકા છે, પણ એ બધા જુદા જુદા ઘાટના અને જુદા જુદા કદના છે. કોઈ લોખડ કરતા પણ વધારે કઠણ છે તો કોઈ રબ્બર જેમ વળી શકે એવા પોચા છે. એ હાડકામાથી મુલાયમ મગજને જરાસરખો આચકો ન પહોંચે એ માટે તિજોરી જેવી મજબૂત ખોપરી બનેલી છે. મણકાઓમા દોરો પરોવે એમ કરોડના મણકા બનાવીને એમા મગજ જેવી જ નાજુક કરોડ રજ્જુને સાચવી છે હૃદય, ફેફસા, જઠર, આતરડા વગેરેને સાચવવા માટે પાસળીઓની એક પેટી બનાવવામા આવી છે કેડ પાસેના થાપાના ચોકઠા વચ્ચે બીજા કીમતી અગોને સાચવ્યા છે એમા આખની ગુફા કે મગજની ખોપરી જેવી જગ્યાએ લોખડી મજબૂતાઈ જોઈએ તો કોઈ જગ્યાએ ફેફસાની શ્વાસની ધમણ ચાલી શકે એ માટે ઝૂકી શકે કે આઘાપાછા થઈ શકે એવા હાડકા જોઈએ કોઈ જગ્યાએ જરા પણ ચસક ખાય નહિ એવા મજબૂત રીતે જડાયેલા હાડકા જોઈએ તો કોઈ જગ્યાએ બારણાના મજાગરા માફક ઊચાનીચા અને આઘાપાછા થાય એવા ફરતા ફરતા હાડકા જોઈએ આપણા હાથ, પગ આગળા, ડોક અને એવા બીજા ઘણા અવયવો પળે પળે હાલેચાલે છે જો એક જ હાડકાનુ આપણુ શરીર બન્યુ હોત તો આમાનુ એકેય હલનચલન શી રીતે થઈ શકત ?

વળી હાડકાનુ હલનચલન તો થાય છે, પણ એ વખતે નથી થતો જરાસરખો અવાજ, નથી જણાતો જરાસરખો ઘસારો, નથી લાગતો જરા સરખો બોજો બધુ બહુ જ સહેલાઈથી અને

સરળતાથી થયા કરે છે. આપણામાં તો કહેવત છે કે, ' સાંધા એટલા વાંધા '. પણ અહીં તો આટલા આટલા સાંધા હોવા છતાં એક પણ વાંધો નથી ઊભો થતો. એ સાંધા ન હોત તો જરૂર વાંધા ઊભા થવાના હતા. એવી આ કુદરતના સાંધાઓની કરામત છે.

સાંધાઓનાં મજાગરાં, એ મજાગરાંમાંથી ચૂં સરખો અવાજ ન થાય એ માટે એમાં પૂરેલી ચરબી, એ મજાગરાં આઘાંપાછાં ન થઈ જાય એ માટે એના ઉપર બાંધેલાં મજબૂત છતાં હલનચલન કાયમ રહે એવાં મજ્જાબંધનો, વચ્ચેના ખાંચાખૂંચીમાં ચરબીના અને માંસના લોચા પૂરી લઈને શરીરને આપવામાં આવેલો સુડોળ ઘાટ — આ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે શરીરરચના કરનાર કિરતારની ખૂબી ઉપર વારી જવાય છે.

આટલા બધા સાંધાઓ તો ગોઠવ્યા. એ સાંધાઓનું ક્ષણે ક્ષણે હલનચલન પણ થાય છે. પણ આ હલનચલન કરાવનારું કોણ છે ?

એમ કહેવાય છે કે, આખા શરીરનો કારભાર સંભાળનાર આપણા મસ્તક ઉપર ખોપરી વચ્ચે બેઠેલું નાનકડું મગજ છે. એના હુકમ પ્રમાણે જ આખા શરીરની હિલચાલ થયા કરે છે. દાખલા તરીકે, મગજે હાથને હુકમ કર્યો કે ભાણામાં પડેલું ગુલાબજાંબુ મોઢામાં મૂકો. એ વખતે હાથ ભાણામાં ગયો, આંગળીઓએ ગુલાબજાંબુને પકડયું અને જાંબુ બરાબર મોઢામાં ગોઠવાય એ રીતે હાથ પાછો વાંકો વળ્યો. એ જ વખતે મોઢું પહોળું થયું, જીભ આઘીપાછી થઈ, જડબાં ઊંચાંનીચાં થયાં અને ગળાની ગ્રંથિઓમાંથી રસની સેરો છૂટી. આમ આ બધું જ એકીસાથે અને એકબીજી ક્રિયાને મદદરૂપ થાય એ રીતે થયું. આ બધું કોણે કર્યું ? મગજે તો એક હુકમ કર્યો કે ગુલાબજાંબુ ખાવું છે. એટલા એક હુકમથી આટલી બધી ક્રિયાઓ થઈ.

હાથને ચલાવવામાં કે જડબા, જીભ કે ગાલને ખસેડવામાં નાના મોટા અનેક સ્નાયુઓએ કામ કર્યું. આમ શરીરના દરેક સાંધાને હલાવવાચલાવવાનું કામ, હાડકાંને ફરતા વીંટળાયેલા કેટલાક અગત્યના સ્નાયુઓ મારફત થાય છે.

આંખ બંધ થાય કે ઊઘડે, મોઢું હસે કે રડે, ડોકું આઘું ફરે કે પાછું ફરે, પગ દોડે કે ઊભા રહે, હાથ પકડે કે છોડે, એ બધી ક્રિયાઓ સ્નાયુઓની મદદથી જ થાય છે. જેમ લોહી જનારી રક્તવાહિનીઓનું જાળું આખા શરીરમાં પથરાયેલું છે એમ આખા શરીરની નાની મોટી ક્રિયાઓ કરવા માટે શરીરમાં હજારો નાના મોટા સ્નાયુઓ ગોઠવાયેલા છે. એમાંના કેટલાક મગજના હુકમથી કામ કરે છે અને કેટલાક આપમેળે સ્વપ્રેરણાથી કામ કરે છે.

શરીરનાં હાડકાં, માંસ, સ્નાયુ, મજ્જાબંધનો અને એમની વચ્ચે ગોઠવાયેલાં શરીરનાં બીજાં અમૂલ્ય અંગોમાંથી એક પણ આઘુંપાછું ન થઈ જાય એ માટે એ બધાંયને વીંટાઈને ચામડીનું એક પડ મઢેલું છે. એ ચામડી પણ કેવી છે ? કોઈ જગ્યાએ કઠણ છે તો કોઈ જગ્યાએ પોચી છે. કોઈ જગ્યાએ જાડી છે, તો કોઈ જગ્યાએ પાતળી છે. કોઈ જગ્યાએ બરછટ છે તો કોઈ જગ્યાએ સુંવાળી છે.

જેમ આ ચામડી આખા શરીરનું બહારની હવા કે બહારના રોગી જંતુઓથી રક્ષણ કરે છે તેમ પરસેવા વાટે અંદરનો કચરો બહાર ફેંકીને પણ એ શરીરનું રક્ષણ કરે છે. એની સાથે સાથે બહારની ટાંઢીગરમી અને શરીરની ટાંઢીગરમીનો મેળ બેસાડવાનું કામ પણ આ ચામડી જ કરે છે. આપણા નાના શરીરની રચના કરવામાં ઈશ્વરે કેવી કેવી કરામતો કરી છે એનો વિચાર કરવા જઈએ છીએ ત્યારે ખરેખર દિંગ થઈ જવાય છે. —ચાલુ ]

બબલભાઈ મહેતા

# પ્રજાઓને આત્મનિરીક્ષણ માટે આહ્‌વાન

['યુનેસ્કો'–અર્થાત્ સયુક્ત રાષ્ટ્રોના કેળવણી, વિજ્ઞાન અને સસ્કૃતિ વિષયક સઘના પ્રથમ ડિરેક્ટર જનરલના પદેથી, પોતાના હોદ્દાની મુદત પૂરી થતા, જાણીતા શાતિવાદી ડૉ. જુલિયન હક્સ્લે ગયા ડિસેબર માસમા નિવૃત્ત થયા તેમને સ્થાને મૅક્સિકોના કેળવણી અને પરદેશ ખાતાના પ્રધાન ડૉ બોડેટ આવ્યા તે વખતે જ પરિષદે પોતાની મશોબારીના પ્રમુખ તરીકે સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને ચૂટી કાઢ્યા

પોતાના હોદ્દા ઉપરથી ફારેગ થતી વખતે પરિષદના એ ત્રીજા અધિવેશનને (ડિસે ૧૦ ૧૯૪૮) સબોધતા ડૉ હક્સલેએ જણાવ્યુ —]

એક વાત મે અન્ય પ્રસગોએ વારવાર કહેલી છે, તે વાત અહી ફરીથી કહેવાનુ મને મન થાય છે તે એ કે, જ્યા સુધી વૈજ્ઞાનિક અને સાસ્કૃતિક બાબતોમા સહકારના પાયા ઉપર જગતની સુનેહ શાતિ ઊભી નહિ કરવામા આવે ત્યા સુધી તે હરગિજ કાયમી થઈ શકવાની નથી આ વસ્તુને અમલમા લાવવી એ ભને લાબો વખત ખાનારુ કામ હોય તથા તે હમેશ સૌની નજર ખેચે તેવુ આકર્ષક ન પણ હોય, છતા તે ઘણુ જરૂરી તો છે જ આ પરિષદમા કહેવામા આવ્યુ છે તેમ, જ્યા સુધી લોકો અને પ્રજાઓ વચ્ચેના માનસિક અતરો સાથે સાથે જ દૂર ન કરીએ, ત્યા સુધી દેશો વચ્ચેના ભૌતિક અતરો દૂર કરવાથી કશો અર્થ સરે તેમ નથી

મારો હોદ્દો છોડતી વખતે હુ બધા સભાસદ રાજ્યોનો આભાર માનવા ઇચ્છુ છુ તેઓએ જે કાઈ સહકાર આપ્યો છે તે વડે જ યુનેસ્કોના કાર્યક્રમનો અમલ કરવાના કામમા આગળ ધપવાનું અમો સૌ કર્મચારીઓ માટે શક્ય બન્યુ છે પરતુ, ઉપરાતમા તે સૌને કાઈક વધુ કરી છૂટવાનું સૂચવવા પણ હુ ઇચ્છુ છુ અર્થાત્ તે સૌ કેળવણી વિજ્ઞાન અને સસ્કૃતિની બાબતમા જે કાઈ કરી રહ્યા છે, તેને આપણા બધારણમા નિરૂપેલા ધ્યેયો અને હેતુઓ, તથા આપણા કાર્યક્રમમા રજૂ કરેલા સૂચનોના ગજ વડે બારીકાઈથી તથા નિ સગપણે માપી જુએ બીજી પ્રજાઓએ તે બાબતમા મેળવેલી સિદ્ધિઓ સાથે એ રીતે પોતાની સિદ્ધિઓનુ માપ પણ કાઢી શકાશે

હુ શુ કહેવા માગુ છુ તેના થોડા ઉદાહરણ આપુ

૧ તમે રાજવહીવટ અને સામાજિક તથા આર્થિક વ્યવસ્થાને લગતા તમારા પ્રશ્નોને ઉત્તમોત્તમ સમાજશાસ્ત્રીઓ અને અર્થશાસ્ત્રીઓ પાસેથી મેળવેલી સલાહની મદદથી તથા વિજ્ઞાનની નિસબ ભાવનાથી વૈજ્ઞાનિક રીતે તપાસો છો? કે પછી તમે તે પ્રશ્નોને મુખ્યત્વે રાજકીય ભૂમિકા ઉપર તથા લાગણી અથવા ભૌતિક સ્વાર્થની દૃષ્ટિએ જ વિચારો છો? રાજવહીવટના ક્ષેત્રમા બીજા દેશોના અનુભવો તમે તેમની પદ્ધતિઓનો અભ્યાસ કરીને તથા તમારા યુવાનોને બહાર તાલીમ લેવા મોકલીને લાભ ઉઠાવો છો?

૨ આપણા બધારણમા હિમાયત કરેલી છે તે મુજબનું, છાપા અને અભિપ્રાયનું, વાણીનું તથા સશોધન અને શિક્ષણને લગતુ પૂર્ણ સ્વાતત્ર્ય તમે બક્ષો છો?

૩ જે દેશો જુદા જુદા દૃષ્ટિબિંદુઓ રજૂ કરવાની સ્વાતત્ર્યતા સાથે અમુક ઉચિત મર્યાદામા નિયત્રણ રાખવાનો પ્રયત્ન રેડિયો કે સિનેમા ફિલ્મો જેવા ક્ષેત્રોમા કરી રહ્યા છે, તે બધા દેશોના અનુભવનો તમે કાઈ લાભ ઉઠાવો છો ખરા?

૪ તમે પ્રાકૃતિક વિજ્ઞાનનો પૂરેપૂરો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરો છો? અને પછી તે કેળવણીના ક્ષેત્રમા હોય, કે જે દ્વારા તમે તમારા નાગરિકોને વિજ્ઞાનની પદ્ધતિ તથા તેણે ખરેખર મેળવેલી સિદ્ધિઓ કે ભવિષ્યની શક્યતાઓ અગેની યોગ્ય સમજ આપી શકો અથવા વ્યવહારના ક્ષેત્રમા હોય કે જે દ્વારા તમે તમારા નક્કર પ્રશ્નોના વાસ્તવિક ઉકેલ સાધી શકો

હુ અહી જણાવુ કે, મારા પોતાના દેશે પોતાને જોઈતા તાલીમ પામેલા વૈજ્ઞાનિકોની સખ્યાની તપાસ હાથ ધરી હતી, તથા તે ઉપરથી નિશ્ચિત

કર્યું હતું કે, આગામી પચીસ વર્ષમાં વિજ્ઞાનના ગ્રેજ્યુએટો તૈયાર કરવાનું કામ વધારીને બમણું કરવું જોઈએ.

૫. તમે રાસડાઓ અને લોકગીતો, પહેરવેશ, કળા અને હુન્નરને લગતી તમારા દેશની લોકપરંપરાઓ જાળવી રાખવા તથા આધુનિક જીવનની બદલાયેલી પરિસ્થિતિ સાથે તેમનો મેળ બેસાડીને સાંસ્કૃતિક સિદ્ધિની વિવિધતાભર્યા એ સમૃદ્ધ ભંડારોને ધરતીના તળ ઉપરથી લુપ્ત થતા અટકાવવા કાંઈ પગલાં ભરો છો?

૬. તમે તમારા દેશની કુદરતનું સંરક્ષણ કરવા અંગે ઘટતાં પગલાં લીધાં છે? આર્થિક, સામાજિક કે સૌંદર્યની દૃષ્ટિએ આ પ્રદેશમાં[1] તો એ પ્રશ્ન વધુ જોરથી ઊઠે છે; કારણ કે આપણે જાણીએ છીએ કે, બાઇબલમાં વર્ણવેલા જમાનામાં અહીંના જે પર્વતો જંગલોથી છવાયેલા હતા તે આજે મોટે ભાગે ઉઘાડા થઈ ગયા છે; તથા એક વખતની ફળદ્રુપ જમીનવાળા જે મોટા પ્રદેશો રોમનું પોષણ કરતા હતા તે હવે ઉજ્જડ તથા રણ જ બની ગયા છે, તથા ત્યાં પક્ષીઓ અને પશુઓ કેટલાં બધાં ભયજનક પ્રમાણમાં ઘટી ગયાં છે.

૭. તમારા સાંસ્કૃતિક વારસાનું સંરક્ષણ કરવા તથા તેની જાણ બીજાઓને થાય તે માટે તમે શું કર્યું છે? તમે તમારી ઐતિહાસિક અને પ્રાચીન ઇમારતો વગેરે ટકાવી રાખવા, તમારા ભૂતકાળીન ઇતિહાસના વધુ અવશેષો ખોદી કાઢવા, તથા તેના ભંડારો સમગ્ર જગતને દર્શાવી તેમની જાણ કરાવવા પગલાં લીધાં છે? હજુ સુધી પણ બીજા દેશના લોકોને બહુ ઓછા જાણીતા એવા અનુપમ સાંસ્કૃતિક વૈવિધ્યવાળા, અને પ્રાચીન ઇતિહાસના આ મુલકમાં બીજો આ પ્રશ્ન પણ પૂછવાનું તરત મન થાય છે.

૮. તમારા લોકોમાંથી નિરક્ષરતાનું કલંક દૂર કરવા તમે પગલાં લીધાં છે? તથા આ અગત્યના ક્ષેત્રમાં બીજી પ્રજાઓના અનુભવનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે?

૯. તમારી વસ્તીના બધા વર્ગો માટે ઉચ્ચ કેળવણીની સગવડ તમે પૂરી પાડી છે ખરી? આ બાબતમાં પણ વસાહતોવાળી કેટલીક રાજસત્તાઓએ તાજેતરમાં પોતાની વસાહતી પ્રજાઓ માટે જે કાંઈ કર્યું છે, તે બીજી વસાહતી સત્તાઓને જ નહીં, પણ કેળવણીની બાબતમાં ઓછા અધિકારી ગણાતા એવા મોટા વર્ગો અને વિભાગોવાળા બીજા કેટલાક બિનવસાહતી દેશોને પણ પ્રેરક નીવડે તેવું છે.

૧૦. તમે તમારાં જાહેર બાંધકામોમાં સર્વોત્તમ શિલ્પ દાખલ કરવા જહેમત ઉઠાવી છે? તથા તે બાબતમાં ભૌતિક મૂલ્ય અથવા વ્યાવહારિક સગવડ ઉપરાંત જાહેર ભાવના અને રાષ્ટ્રીય ગૌરવનો ખ્યાલ રાખ્યો છે?

૧૧. અભિનવ સર્જનશક્તિવાળા કળાકારને ચિત્રકામ અથવા સંગીત, કે સાહિત્ય અથવા નાટ્યકળા દ્વારા પોતાના દેશની ભાવના વ્યક્ત કરવા તથા જીવનને લોકો માટે વધુ રસપૂર્ણ તથા વધુ જીવવા લાયક બનાવવા તમે પ્રોત્સાહન આપ્યું છે?

આ પ્રમાણે યુનેસ્કોના કાર્યપ્રદેશનાં વિવિધ ક્ષેત્રોને લગતા બીજા પ્રશ્નો હું ચાલુ રાખી શકું. પરંતુ હું માત્ર એક અંતિમ પણ સર્વોપરી પ્રશ્ન પૂછીશ.

૧૨. તમે તમારા પ્રશ્નો તરફ 'યુનેસ્કો'ના દૃષ્ટિબિંદુથી નજર કરો છો? — અર્થાત્ માત્ર અલગ રાષ્ટ્રીય પ્રશ્નો તરીકે નહીં પરંતુ એક જ વિશ્વપ્રશ્નના વિભાગ તરીકે, કે જ્યાં સમસ્ત પ્રજાઓના અખંડ હિતની દૃષ્ટિએ જુદી જુદી પ્રજાઓએ બાંધછોડ કરતાં શીખવું જોઈએ? અતિવસ્તી, વિદેશમાં અભ્યાસની સગવડો, કુદરતી સાધનસંપત્તિનો ઉપયોગ અને સંરક્ષણ, રાષ્ટ્રીય કળા અને ઇતિહાસના ભંડારો જગતને સુલભ કરવા, સામાજિક અસંતોષનાં એવાં બધાં મૂળ કારણો દૂર કરવાં કે જે ઘણી વાર યુદ્ધના બીજરૂપ નીવડે છે — એવા એવા પ્રશ્નો અહીં મારા મનમાં છે.

તમારી તેમ જ મારા કાર્યાલયના કર્મચારીઓની મદદથી, યુનેસ્કોના વિકાસની પ્રથમ ભૂમિકામાં સહાયભૂત થવાનું બહુમાન મને મળ્યું છે; આ અરસામાં યુનેસ્કોની ઇમારતની વિશાળ રૂપરેખાઓ તેમ જ તેની કાર્યપદ્ધતિઓ નિશ્ચિત થઈ છે. તથા

[1] અર્થાત્ લેબેનોનમાં; તેની રાજધાની બૈરુતમાં આ અધિવેશન ભરાયું હતું.

તેણે કેટલીક કીમતી અને વ્યવહારુ યોજનાઓ હાથ ધરી છે. તેના વિકાસનું આગળનું અગત્યનું પગલું હવે વધારામાં તેણે ચિંતન અને આત્મનિરીક્ષણનાં વધુ પરિપક્વ કાર્યો વિકસાવવાં, એ હોઈ શકે; તથા મેં હમણાં જેની રૂપરેખા આપી એવી રીતી આત્મનિરીક્ષણની પ્રક્રિયા દ્વારા તે સાધી શકાય, એવું સૂચવવાની હું ધૃષ્ટતા કરું છું.

યુનેસ્કોએ પોતાના કાર્યમાં સહાયભૂત થવાને અધિકારી સ્ત્રીપુરુષોને તેમના વૈયક્તિક અધિકારની રૂએ બોલાવવાની નીતિ અખત્યાર કરવી જોઈએ. મેં મારા અહેવાલમાં સૂચવ્યું છે તેમ, આપણી પરિષદોમાં પ્રતિનિધિઓ જે કાંઈ કહી શકે કે કરી શકે તેને મર્યાદાઓ હોય છે. તેઓ તેમની સરકારોના નિયુક્ત પ્રતિનિધિઓ હોય છે એ બીનામાંથી જ તે મર્યાદાઓ ઊભી થતી હોય છે. પરંતુ એવા લેખકો અને વૈજ્ઞાનિકો, કળાકારો અને તત્ત્વચિંતકો જરૂર હોય છે કે જેઓ પોતાની વૈયક્તિક પ્રજ્ઞાને બળે સમગ્ર વિશ્વના સાચા નાગરિકો બનેલા હોય છે; તથા જેઓ પોતાની વિચારણાની બાબતમાં પોતપોતાની સરકારો તથા સામાન્ય જનસમુદાય કરતાં આગળ નીકળી ગયેલા હોય છે. આપણને આપણી વિચારણામાં માર્ગદર્શન કરાવવા સારુ તથા આપણાં સર્વસાધારણ ધ્યેયો અને તેમની સિદ્ધિ માટે અનુસરવાના માર્ગોનું હિંમતભર્યું સ્પષ્ટીકરણ મેળવવા સારુ તેવાઓનો સંગ સાધવાની ખાસ જરૂર છે.

(અંગ્રેજી પરથી) જુલિયન હક્સ્લે

# ગુજરાતના આદિવાસીઓ

[ગયા અંકથી આગળ]

૨

ગયા અંકમાં ગુજરાતના અને બીજા પ્રાંતોના આદિવાસીઓની સંખ્યા અને તેમની પેટા નાતોની માહિતી આપી હતી. આ અંકમા તેમની આર્થિક સામાજિક સ્થિતિનો થોડો ખ્યાલ કરીશું.

### આર્થિક સ્થિતિ

ગુજરાતના આદિવાસીઓની આર્થિક સ્થિતિનો સામાન્ય ખ્યાલ દક્ષિણ ગુજરાતના આદિવાસીઓની એક તપાસના નીચેના તારણ ઉપરથી આવશે :

૭૫ ટકા જમીન વગરના ખેતમજૂરો છે.
૨૦ ,, પાસે થોડીઘણી પોતાની જમીન છે.
૩૭ ,, પાસે ખેતીનાં ઢોર છે.
૮૩ ,, દેવામાં ડૂબેલા છે. તેમાથી ૫૪ ટકા જેટલું દેવું લગ્નનું છે.
૨૫ ,, વ્યાજનો દર હોય છે.
૬ જણ સામાન્ય રીતે કુટુંબમાં હોય છે
૫૫ ટકા લોકોની માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૨૫) સુધી છે અને ૨૦ ટકાની આવક ૨૬ થી ૫૦ સુધીની છે.

સહેજસાજ ફેરફાર સાથે આ સ્થિતિ ગુજરાતના બીજા આદિવાસીની પણ છે એમ કહેવાય. તેમનો મુખ્ય ધંધો મજૂરીનો છે. કેટલાક લોકો ખેતી કરે છે પણ એ મોટે ભાગે માલકી–હક વગરની જમીનમાં કરે છે. શહેરમાં કે શહેરની આજુબાજુ રહેતા લોકો કારખાનાંમાં પણ કામ કરે છે. ગામડામાં સામાન્ય રીતે એ લોકોને ઊતરતા દરજ્જાનું સ્થાનિક અનાજ માંડ માંડ પેટનો ખાડો પુરાય એટલું મળતું હોય છે. અનાજની અને ખાસ કરીને ખોરાકનાં તત્ત્વોની ઊણપ દૂર કરવા તેમને માંસાહારનો આશરો લેવો પડે છે. સામાન્ય રીતે ઘેટાં બકરાં અને કેટલીક વાર પાડાનું તેમ જ સસલાં, શિયાળ, ડુક્કર, વાંદરાં વગેરેનો શિકાર કરી તેનું માંસ તેઓ ખોરાકમાં વાપરે છે. તે ઉપરાંત મરઘાં બતકાં પાળીને તેનું તેમ જ શિકારમાં મળેલાં પક્ષીઓનું માંસ પણ ખાય છે. મરઘાં બતકાં ખાસ કરીને ઈંડાને માટે પાળે છે. આ પક્ષીઓ તેમને કામધેનુ જેવું કામ આપે છે. સમુદ્રકિનારે કે નદીની પડોશમાં રહેનારા લોકો માછલાંનો છૂટથી ઉપયોગ કરે છે આ બધા ખોરાકની સાથે દારૂતાડી પણ હોય છે. હમણાં હમણાં એ લોકોમાં ચા પીવાનો રિવાજ પણ વ્યાપક બન્યો છે.

આપણે ત્યાં ગરીબીની એક કહેવત છે કે 'ગામમાં ઘર નહિ અને સીમમાં ખેતર નહિ.' બરાબર આ

જ પ્રમાણેની ગરીબાઈ એ લોકોમાં પ્રવર્તે છે. ઘણા જ મોટા ભાગના લોકો પાસે રહેવાને માટે ઘર હોતાં નથી. શેઠ કે માલિકની જમીનમાં નાનું સરખું ઝૂંપડું બાંધીને તેઓ રહેતા હોય છે. પરંતુ આવી નાની સરખી ઝૂંપડીમાં પણ નિરાંતે સૂવાનું તેમના નસીબમાં હોતું નથી. પોષ માસની કડકડતી ઠંડી હોય કે ભાદરવાની ભરગર્જના હોય, પરંતુ ખેતીનો માલ તૈયાર થતો હોય ત્યારે સશક્ત પુરુષોને અને કેટલીક વાર આબાલવૃદ્ધ સઘળાં સ્ત્રીપુરુષોને સીમમાં જ રહેવાનું હોય છે. જેમની પાસે પોતાની માલકીનું ઘર હોય તેમને પણ કામધંધા માટે બહાર રહેવાનું હોય છે. વળી માલિક પોતાની જમીનમાંથી ક્યારે ઘર તોડાવે તે પણ કહી ન શકાય. એટલે હંમેશાં બે દિવસમાં તોડી શકાય અને બે દિવસમાં ફરીથી ખડું કરી શકાય એવી સગવડવાળું ઝૂંપડું બાંધીને એમને રહેવાનું હોય છે.

કામ કરતી વખતે અગવડ ન પડે એવાં ટૂંકાં અને ઢીલાં કપડાં તેઓ પહેરે છે. પુરુષો ટૂંકું ધોતિયું અને બંડી તેમ જ ટાઢ અને તાપ બન્નેથી રક્ષણ કરી શકે એવો સાફો પહેરે છે. સ્ત્રીઓ ચોળી કે કાંચળી અને સ્થાનિક રિવાજ પ્રમાણે સાલ્લો, ચણિયો અને ઓઢણી અથવા ઘાઘરો અને ઓઢણી રાખે છે. બાળકોને તો મોટી ઉંમર સુધી નાગાં જ ફરવાનું હોય છે. કેટલાક છોકરાઓ લંગોટી વાપરે છે. નાની છોકરીઓને નાનો ચણિયો કે ઘાઘરી કોઈક વાર મળે છે. કેટલીક જગાએ મોટા પુરુષો પણ મોટી લંગોટી જ પહેરે છે. આ રિવાજ એટલો બધો ઘર કરી બેઠો છે કે સ્થિતિપાત્ર પુરુષ રેશમી કોટ પહેરતો હોય છતાં નીચે તો લંગોટી જ પહેરે છે. આટલાં ઓછાં કપડાં પણ તે ગરીબાઈને કારણે અને કેટલેક અંશે સ્વચ્છતાના ભાનને અભાવે સ્વચ્છ કે સાંધીને પહેરી શકતાં નથી. આને લીધે કેટલીક વાર તો એ લોકોનો દેખાવ ઉપલા વર્ગોનાં છોકરાંઓને બયાવહ થઈ પડે એવો હોય છે

શારીરિક સ્વાસ્થ્ય અને શક્તિ સંપૂર્ણ હોવા છતાં પણ એ વર્ગ આર્થિક ભીંસમાં એટલો બધો સપડાયો છે કે તે આજે લગભગ ગુલામી અવસ્થામાં જીવી રહ્યો છે. દરેક સ્ત્રી અને પુરુષ નાનાં બાળકો તેમ જ વૃદ્ધો પોતાની શક્તિ ઉપરાંત આખો દિવસ કામ કરે ત્યારે માંડ માંડ રોટલો પામે. સખતમાં સખત કામ કરવાનું, તોયે મજૂરી ઓછામાં ઓછી. લણણીવાવણી જેવી ખાસ ઋતુ બાદ કરતાં પુરુષને આ મોંઘવારીમાં બાર આના કે રૂપિયો અને સ્ત્રીને ૭ કે આઠ આના મજૂરી મળે છે. સુરત વિભાગમાં ઘણેખરે ઠેકાણે મજૂરીના પૈસા રોકડા ન આપતાં અનાજ આપવાનો રિવાજ છે. અનાજ છાપેલાં કાટલાંથી જ આપવું એવું નથી. અનાજ ભરવા માટે ખેડૂતમાલિકો માપનું વાસણ રાખે છે અને તે અડધું, પોણું કે પોતાની મરજીમાં આવે તે પ્રમાણે ભરી આપે છે. આ રીતે આપતાં પાંચ શેર ગણાતા અનાજમાં ફક્ત ત્રણચાર શેર જ અનાજ મળે છે. સ્ત્રીઓને સામાન્ય રીતે ઘરકામની મજૂરી હોય છે અને તે બદલ તેમને ઘણી વાર રાંધેલું અનાજ વાસી, એઠુંજૂઠું મળે છે. સખત મજૂરી કરનારને રોજની મજૂરી માંડ માંડ રોજ પૂરી પડતી હોય છે. તેમાં જો બેકારી આવે કે માણસ અશક્ત બને, તો કાં તો કડાકા કે કાં તો દેવું કરવું પડે છે. વહેવારમાં આ બેમાંથી બીજે રસ્તે જવાનું જ લોકો પસંદ કરે છે. આ રીતે કાયમ દેવું થતું હોવાથી દેવું પતાવવા તેઓ અશક્ત બને છે અને દેવું કાયમ વધતું જ જાય છે. વળી લગ્નપ્રસંગે એક માણસને સોથી દોઢસો રૂપિયા દેવું કરવું પડે છે. આ દેવું તો તે કદી પતાવી શકતો જ નથી. સુરત વિભાગમાં ખેડૂતો દૂબળા નામની જાતિના આદિવાસીઓને હાળી તરીકે રાખે છે. લગ્નપ્રસંગે ખેડૂત એક દૂબળાને ખર્ચ આપે છે. તે બદલ તેને ત્યાં હાળી રહીને તેણે કામ કરવાનું હોય છે. ઠરાવેલા દરે તેમને મહેનત બદલ અનાજ આપવામાં આવે છે. સ્વતંત્ર મજૂર કરતાં સ્વાભાવિક રીતે જ એમની મજૂરી ઓછી હોય છે. આ દેવું મરતાં સુધી તે ભરપાઈ કરી શકે જ નહીં; ઊલટું વધે. જોકે ચતુર માલિક એની પાસે કેટલાયે ગણું કામ કઢાવી લે છે પરંતુ અંતે તો ચોપડો દેવું જ પોકારે છે. સંજોગવશાત્ આવા હાળીઓનો વિક્રય પણ થાય છે. કામ ન હોય તો માલિક તેને કામ આપવા બંધાયેલો

નથી હોતો. પરંતુ કામ હોય ત્યારે હાળીએ ફરજિયાત કામે આવવું જ પડે છે. તેની સ્ત્રીને પણ માલિકને ત્યાં કામ કરવું પડે છે. છોકરાંને પણ ઢોર ચરાવવાનું કે એવું બીજું કામ કરવું પડે છે. ઉત્તર ગુજરાત અને બીજા કેટલાક ભાગમાં આવા લોકો સ્વતંત્ર મજૂરી કરે છે. તેમની સ્થિતિ પણ હાળી લોકો કરતાં સારી નથી. તેઓ સ્વતંત્ર છે પરંતુ તેમની સ્વતંત્રતા મોં આગળ જાળી બાંધીને હરિયાળીમાં છોડી દીધેલા ઢોર જેવી જ છે. જે લોકો ખેતી કરે છે તેમની સ્થિતિ તો વળી વધારે કફોડી છે. સામાન્ય રીતે છેલ્લી જાતની, ઊતરતા કસની જમીન તેમની પાસે હોય છે. સખત મહેનત કરીને તેમાંથી પણ તેઓ સારી સરખી ઊપજ કરી શકે છે. પરંતુ માલ તૈયાર થયો કે શાહુકાર ઊભેલો જ હોય. દેવા પેટે એને લગભગ બધો જ માલ આપી દેવાનો હોય છે. પોતાને પેટે ખાડો હોય તે પૂરવા તે ઉછીનો માલ લે છે. આ માલ તેણે બીજી પાકની મોસમમાં દોઢો કરીને આપવાનો હોય છે. જો બી માટે અનાજ લાવે તો તે બમણું કરીને આપવાનું હોય છે. એટલે જરૂરિયાત જેટલું જ વાપરવા છતાં અને તેટલું જ લેવા છતાં દેવું દોઢું કે બમણું જ વધતું જાય છે. જે લોકો સદ્-ભાગ્યે આવા દેવામાંથી મુક્ત હોય તે પણ દીર્ઘ-દૃષ્ટિના અભાવે કે દારૂતાડીના કેફમાં કે લાલચમાં પેદા કરેલો માલ ગમે તે ભાવે વેચી મારે છે અને એ રીતે દરિદ્રી અને દેવાળિયા બને છે. આ બધું જોતાં કહી શકાય કે એ લોકો દેવામાં જન્મે છે, દેવામાં જ જીવે છે અને દેવામા જ જાય છે. આ રીતે તેમનું સમગ્ર જીવન શેઠ, શાહુકાર કે શરાબ-વિક્રેતાની હથેળીમાં નાચી રહ્યું છે ઘણી વાર આ ત્રણેનાં કામો એક જ વ્યક્તિ કરે છે. મોજશોખમાં પડેલા માણસો આર્થિક દૃષ્ટિએ પાયમાલ થયેલો એક વર્ગ કલ્પે તો એ કલ્પનાથી પણ એ કદમ દૂર રહેતો હોય એવો આ વર્ગ છે.

### કેળવણી અને સમાજરચના

આટલી બધી આર્થિક તંગી ભોગવતો વર્ગ કેળવણીમાં તદ્દન પાછળ રહે એ તો કોઈને પણ સમજાય એવી વાત છે. ભાગ્યે જ આજે સેંકડે એક ટકો ભણેલાનો — સહી કરનારનો — નીકળે. પણ જ્યાં આગળ કેળવણી ફરજિયાત થઈ છે ત્યાં પણ એ લોકો છોકરાંને ભણાવવા કરતાં દંડ ભરી લેવાનું પસંદ કરે છે. કહો કે તેમને પસંદ કરવું પડે છે.

એમની સમાજરચના દયાજનક છતાં રમૂજી અને ચિંતનપ્રેરક છે. આદિવાસી નામે ઓળખાતા આ વર્ગમાં નાની મોટી ૨૪ પેટા ન્યાતો છે. રોટીવહેવારમાં આ ન્યાતોને આપસમાં કોઈ જાતનો વાંધો નથી પરંતુ બેટીવહેવાર સમયે તો એકબીજાને તેઓ વિધર્મી જેવા જ ગણે છે. આ ન્યાતોમાં મુખ્યત્વે ભરૂચ-પંચમહાલના ભીલો અને સુરતના દૂબળા, નાયકા અને ચોધરાનો સમાવેશ થાય છે. સામાજિક રિવાજો તો દરેકના લગભગ એક સરખા જ હોય છે. ગામથી થોડે દૂર એ લોકોનો વાસ હોય છે. એક જ જગાએ અને કેટલીક વાર ગામની આજુબાજુ બે ત્રણ જગાએ આવા વાસો હોય છે. સમૂહમાં રહેવાનું ન મળે અને છૂટાં છૂટાં ઝૂંપડાં બાંધવાં પડે તોપણ એમને કશો વાંધો આવતો નથી. સંગઠન જેવી વસ્તુ એમને જોઈને જ દૂર ભાગે છે. છતાં એમની પંચ વ્યવસ્થા ધ્યાન ખેંચે એવી છે. જ્યારે આપસમાં ઝઘડો થાય ત્યારે તેનો નિકાલ આ પંચ કરી આપે છે. એમનામાં પ્રતિષ્ઠિત ગણાતા લોકોનું પંચ બને છે. સંખ્યાની કોઈ પણ મર્યાદા એમાં નથી. આ પંચને એકમાત્ર સત્તા સામાજિક બહિષ્કારની હોય છે. પરંતુ જન્મટીપ કે ફાંસીની સત્તાથી કદી પણ ન ડરતા લોકો આ પંચ આગળ ગરીબ ગાય જેવા બની જાય છે. કજિયામાં મુખ્યત્વે ઓરે, એકત્વે કરીને છૂટાછેડાનો જ હોય છે. તે બાબતમાં પંચનો ચુકાદો સર્વમાન્ય હોય છે. આ પંચ ગુનેગાર પક્ષ તરફથી સામા પક્ષને ખર્ચની રકમ અપાવે છે. ન આપે તો ન્યાતબહાર. પોતાની મહેનત બદલ 'પીવા' જેટલું લે છે. આગળ પાછળની એને કશી સત્તા નથી. કશામાં એ માથું મારતું પણ નથી.

'વિદ્યાર્થી'

— ચાલુ ]

# શિવાજીની બાળસખી કૂકડી

તાઈએ ગાયેલી વિયોગની છેલ્લી લાવણી સાંભળી અને નારાયણગામ છોડયું. મારા હૃદયમાં આનંદની એક અપૂર્વ લહરી હિલોળી રહી હતી. શિવાજી મહારાજના જન્મસ્થાન તરફ અમે પવન-પાવડીને વેગે દોડી રહ્યા હતા. મીનનેરનું વાતાવરણ બદલાઈ ગયું અને ગર્વ લેવા જેવો ઇતિહાસ જેના કણેકણમાં અંકિત થયેલો છે એ ભૂમિનું દૃશ્ય અમારી આંખો આગળથી સપાટાબંધ ચાલી જવા લાગ્યું. મારી કલ્પનાની આંખ સામે શિવનેરી, જિજાબાઈ, બાળ શિવાજી ને દાદાજી કોંડદેવ એટલાં સજીવ થઈને બેઠાં હતાં.

હવે મેં વાતાવરણમાંથી ઘણા શબ્દો ઊંચકી લેવા માંડ્યા હતા. પેલા ગુજરાતી સાથીદાર ગુજરાતી બોલતા પણ ઉચ્ચારણ તદ્દન મરાઠી કરતા. 'ગુજરાથી' 'બોઠા' 'જાવાનું છે' એવું બોલતા ને મને રમૂજ પડતી. લોકોની ભાષા, કંઈક પહેરવેશ અને થોડા પ્રાકૃતિક દૃશ્યના ફેરફાર સિવાય મને અહીંના લોકોમાં ગુજરાતથી કંઈ જુદું દેખાયું નહીં.

છેવટે જુન્નર આવ્યું. . . . ગામનું બંધારણ પાટણ જેવું, પણ પ્રાકૃતિક દૃશ્ય અદ્‌ભુત! લેણ્યાદ્રિ, મનમોડા ને શિવનેરી એ બ્રહ્મા, વિષ્ણુ ને શિવ જેવા ત્રણ ત્રિકૂટ એ પ્રાચીન નગરની રક્ષા કરી રહ્યા છે. જુન્નર અત્યંત પ્રાચીન શહેર છે. જુનમ્નેર. એટલે જૂનું નગર. પણ તે જૂના નગરનું નામ તેય પહેલાં શું હશે તે તો એકલી ત્યાં વહેતી નદી જ જાણે છે અથવા તો કંઈક એ ત્રણ ડુંગરો કહી શકે એમ છે. જુન્નરની બધી પ્રાચીનતાનું સત્ત્વ તો એમણે જ સાચવી રાખ્યું છે.

કલ્યાણ, શુર્પારક, ચૌલ ને ભરૂચ સાથે દેશનો વેપાર સહ્યાદ્રિ ભેદીને મે માર્ગે થતો. એમાંના નાણેઘાટથી ઊતરતાં જ સૌથી પ્રથમ પીઠ આ જુન્નરની છે. નાણેઘાટ ઊતરતાં મુસાફરોના વિસામા અનેક રાજાઓએ બાંધેલા ને તેની સ્મૃતિ રાખવા માટે ત્યાં શિલાલેખો કોતરેલા મળે છે. વળી જુન્નરના ત્રણે ડુંગરોમાં બૌદ્ધ ને બ્રાહ્મણ ધર્મના વિહારો, ગુફાઓ ને લેખો મળે છે. શિવનેરી જે શિવાજીની બાળલીલાનું યાત્રાધામ છે ત્યાં પણ તેથીયે ઘણા પ્રાચીન અવશેષો પણ છે. નાણેઘાટનો શિલાલેખ તો હિંદભરમાં બ્રાહ્મણ-સંસ્કૃતિનો સૌથી વધુ જૂનો શિલાલેખ ગણાય છે. પુલોમાયી ને નહપાનની રાજધાની જુન્નર હતું. પ્રતિષ્ઠાન—પેઠણ જેવી જ એની પણ મહત્તા હતી. મુસલમાન કાળમાં પણ અહમદનગર તૂટ્યા પછી એનું મહત્ત્વ વધ્યું. અને પછી શિવાજીનો જન્મ જુન્નરના જ શિવનેરી કિલ્લામાં થયો. આ પ્રાચીન અર્વાચીન નગર કૂકડીને ઉત્તર ને દક્ષિણ કિનારે વસેલું . . . અમે જુન્નરમાં પેઠા ત્યારે એટલી જ માહિતી મારી પાસે હતી.

અમે જુન્નરમાં પણ એક ગુજરાતી ભાઈના જ મહેમાન બન્યા. પણ અમારે જોવાનું એટલું બધું હતું કે માત્ર જમવા આવવા સિવાય અમે ભાગ્યે જ ઘરમાં પેઠા હોઈશું. અમે ઘણુંઘણું રખડ્યા. . . . આસપાસના બધા જ ડુંગરોની ગુફાઓ જોઈ, શિલાલેખો વાંચ્યા ને લેંડીનો વહેળો ઓળંગી શિવનેરી પણ ધરાઈ ધરાઈને જોયું. તે વખતે અમારી સાથે આવેલા વિઠ્ઠલે શિવાજી ને જિજાઈનું સ્મરણ કરાવતે કરાવતે ને તેમનાં સ્થાનકો બતાવતાં કહેલી એક કવિતા તો આજે પણ મારા કાનમાં ગુંજ્યા જ કરે છે:

જશી ચંપકેશી ખુલે કુલ્લ જાઈ
ભલી શોભલી જ્યાસ જાયા જિજાઈ
જિચ્યે કીર્તિચા ચંબુ જંબુદ્વિપાલા
કરી સાકલી માકલિસી મુલાલા.

વાતે ચડેલો વિઠ્ઠલ કહે: શિવાજી મહારાજની મુદ્રા પર લખેલું હતું:

"प्रतिपच्चंद्रलेखेव वर्धिष्णुर्विश्ववंदिता ।
शाहसूनोः शिवस्यैषा मुद्रा भद्राय राजते ॥"

મને એ મુદ્રાલેખ ખૂબ જ ગમતો હતો ને યાદ હતો અને રાજારામે કોતરાવેલા શબ્દો પણ હું જાણતો હતો એટલે મેં એને કહ્યું, 'વિઠુ' રાજારામે પણ શિવાજીનું અનુકરણ કર્યું હતું.

" શ્રીધર્મપ્રદ્યોતિતાશેષધર્મા દાશરથેરિવ ।
રાજારામસ્ય મુદ્રૈષા વિશ્વવંદ્યા વિરાજતે ॥"

આમ શિવાજી મહારાજ વિષે અમે ઉત્સાહમાં આવી જઈ ખૂબખૂબ વાતો કરતા હતા. પણ મને થયું, શિવાજીના બાલ્યકાળ વિષે ઇતિહાસકારોએ પૂરતું લખ્યું નથી. શિવનેરી પરના અવશેષો છિન્નભિન્ન થઈ ગયા છે. શિવાજીને જ જન્મસ્થાને, એમનો જન્મ થયો હતો એ ઓરડાની જ સામે એક મસીદ છાતી કાઢીને ઊભી રહી છે.

એટલામાં મારી નજર ડાબા હાથ પર જરા દૂર વહી રહેલી નદીની આછી પટ્ટી પર પડી.

"વિઠુ! આ કૂકડી જ એ થયું કહી જેકે. બીજું કોઈ જ નહીં."

કૂકડીનું નામ સાંભળતાં વિઠુ ખીલ્યો: "હા ને પુર આગળથી એ નીકળે છે. ત્યાંથી માંડીને ત અહીં સુધીનો બધો પ્રદેશ પહાડો ને જંગલોથી ભરેલો છે. આ જ સ્થાનોએ શિવાજીને પ્રેરણા આપી હશે. . . ."

"આ કૂકડી ત્યારે તો શિવાજીની બાળસખી". મેં કહ્યું, "એ બન્ને ભાઈબહેન સંતાકૂકડી રમતાં હશે એટલે જ એનું નામ કૂકડી પડ્યું હશે?"

હું હિંદીમાં બોલતો હતો તે વિઠુ સમજતો ને ઉત્તર આપતો મરાઠીમાં ને ચિમનલાલ એના દુભાષિયા બનતા.

પછી વિઠુએ કૂકડીના જીવનની વાતો કરવા માંડી અને છેવટે એણે કહ્યું:

"ભયંકર સુન્દર આહે!"

ભયંકર ને સુન્દર એ બે શબ્દો સાથે બોલાતા સાંભળી મને આશ્ચર્ય થયું. પણ મરાઠીમાં ભયંકરનો અર્થ ખૂબ થાય છે એમ મેં જાણ્યું ત્યારે સાચે જ મને ભયંકર આશ્ચર્ય થયું.

અમે જુન્નરમાં અનેક ગુજરાતીઓને ત્યાં ફર્યા ને તેમનાં જીવન નિહાળ્યાં. ત્યાર પછી કૂકડી ઉપર ઉત્તરેશ્વર, પાતાલેશ્વર ને ઠાકુરદ્વાર પણ જઈ આવ્યા.

બીજે દિવસે અમે કૂકડીનું મૂળ જોવા માટે નીકળ્યા. પુર જુન્નરથી બાર જ માઈલ હતું. નાણેઘાટ પાસે ચાવંડથી પશ્ચિમે બે માઈલ પ: આવેલું હતું. કૂકડીનો આ બાર માઈલનો પહાડો, ખડકો ને ઘાટ જંગલોથી ભરેલ હીરડી છોડ્યા પછી તો અત્યંત રમણીય આવવા લાગ્યો. ક્યાંય ક્યાંક ખાલી ક્યાર: ખેતરો પણ આવતાં. કૂકડીની આ ખીણ સારે રમણીય હતી — ભયંકર રમણીય હતી.

તેમ જ ભયંકર ને રમણીય હતી. રસ્તામાં ચ લંગોટિયા મળતા એ અમને જોઈ ઊભા ર અંદર અંદર કંઈક વાતો કરતા અને હસીને નિરપેક્ષ થઈને ચાલ્યા જતાઃ આ જ સ્થાને પોતાની બાળસખી કૂકડી સાથે શિવાજી સંતા ખેલ્યા હશે, સૌથી પહેલાં અહીં જ લશ્કરો જમ હશે, અને ઔરંગઝેબ સાથે સંતાકૂકડીનું પણ જંગલો ને કરાલ પહાડોમાં છુપાઈ જતી પાછી દેખાઈ આવતી નદીએ જ શીખવ્યું હશે

રસ્તામાં કરેડીના ઝાડ પર અમે ત્રણેય જણે લખ્યાં. મેં કહ્યું, "આ ઝાડ જીવશે ત્યાં સુધી આ અમર. જે દિવસે એ કોઈ જલ્લાદની કુહાડ ભોગ થઈ પડશે ત્યારે આપણે પણ કપાઈ જવાના

એક બાજુ ચાવંડ ને બીજી બાજુ શંભુ પ ઘાટ ને ઘનઘોર જંગલ! વૃક્ષોને બધાંને હું ઓળખ હતો જ; પણ વેલીઓ અને હંસરાજ મને આકર્ષતાં.

દક્ષિણ બાજુએ શિરોળીના પહાડ ને પ મેહેન્દોલા ને શિવદોલાના ડુંગરો આવી રહ્યા હ નદી તો સાંકડી ને સાંકડી થયે જતી હતી. તેવા આંબા ને કરંજની ઘટામાં ભગવી ધજા ઊડતી દેખ છેવટે અમે કૂકડેશ્વરના મંદિરમાં પહોંચી ગ નદીને કિનારે આ શિવાલય આવેલું છે. અ મૂર્તિઓ પણ છે. એ મૂર્તિઓની પૂજા એક કો કુટુંબ કરે છે. મહાશિવરાત્રીએ મેળો ભરાય છે.

અમારે ઠીક ઠીક ચાલવું તો પડ્યું પણ કુદરત એક અવર્ણનીય શોભા જોવાનો લાભ પણ મળ્યો અહીંથી થોડેથી દૂર કૂકડી અનેક પહાડોમાં પાણી લઈ ચાલી આવે છે.

પછી અમે નાણેઘાટ પાસે ઇતિહાસપ્રસિદ્ધ જીવધનનો કિલ્લો જોઈ જુન્નર પાછા વળ્યા. કૂકડી તો જુન્નરથી પિપળવંડી બાજુએ ચાલવા લાગી. વિઠુએ કહ્યું :

"એ નદી જ જુન્નરને પાણી પાય છે. પિપળવંડી સુધી તો આખા જુન્નર તાલુકાને હસતો કરી મૂકે છે, પછી અહમદનગર જિલ્લાના પારનેર તાલુકામાં વહેવા માંડે છે અને ઘોડ શિરૂર પહોંચે તે પહેલાં એમાં ભળી જાય છે.

જુન્નર, શિવનેરી ને શિવાજીનાં એ સ્મરણો, કૂકડી ને એનો લીલા વિસ્તાર, વિઠુ ને ચિમનલાલ — જુન્નરમાં જ રહી ગયાં. ને મેં જુન્નરથી પૂના જતી મોટર પકડી.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

# અશૌચની આપણી પ્રાચીન કુટેવો

સરિયામ રસ્તા પર, સાર્વજનિક જગાઓએ તથા જળાશયો પર ગંદકી કરવામાં આપણા લોકોને સૂગ કે શરમ યા રોગ ઇત્યાદિની કશી અરેરાટી કે ભય નથી થતાં, એમ સામાન્યપણે કહી શકાય. આ બાબતમાં આપણી લોક-કેળવણીમાં એક રાષ્ટ્રીય ખોડ જ રહી ગઈ છે, એમ પણ લાગે છે.

આપણા લોકોની આ ટેવ એટલી જૂની છે કે, તે સામે મનુસ્મૃતિ વગેરે પ્રાચીન ગ્રંથોને પણ મના કરતા શ્લોકો લખવા પડ્યા છે; અને તે માટે દંડની હિમાયત કરી છે. એ એક સામાજિક ગુનો ગણાયો છે. જેમ કે,

મનુસ્મૃતિઃ (૯. ૨૮૨-૩) કહે છે —

समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ।

स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत् ॥

(પોતે સાજોસમો હોવા છતાં જાહેર રસ્તા ઉપર નરક વગેરે અપવિત્ર પદાર્થ નાખે તેના બે કાર્ષાપણ દંડ કરવા, અને તરત તે અપવિત્ર વસ્તુ તેની પાસે ઉપાડાવીને તે જગા શુદ્ધ કરાવવી)

आपद्गतोऽथवा वृद्धो गर्भिणी बाल एव वा ।

परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः ॥

(પરંતુ રોગી વગેરેએ ગંદકી નાખી હોય, તો શિક્ષા ન કરવી, પણ તાકીદ આપવી અને પેલી ગંદકી સાફ કરાવી લેવી.)

બૃહસ્પતિસ્મૃતિઃ (૧૯. ૨૭-૮) કહે છે —

यान्त्यायान्ति जना येन पशवश्चानिवारिताः ।

तदुच्यते संसरणं न रोद्धव्यं तु केनचित् ॥

यस्तत्र संकरं श्वभ्रं वृक्षारोपणमेव वा ।

कामात्पुरीषं कुर्याच्च तस्य दण्डस्तु माषकः ॥

(ઢોર તથા માણસો જે રસ્તે છૂટથી જતાંઆવતાં હોય, તેને સંસરણ કહે છે. આ સંસરણમાં કોઈએ રોકાણ ન કરવું. તેમાં જે જાણી જોઈને ઝાડ વાવે કે ગમે તેમ ઝાડે કરી બગાડે તેને એક માષક દંડ કરવો.)

આને જ મળતો શ્લોક વિષ્ણુ૦ (પ. ૧૦૬)માં મળે છે. મૂળ મળ્યું નથી. તેનો અર્થ છે —

જે કોઈ સરિયામ રસ્તો કે વાડી યા બાગબગીચો કે જળાશય વગેરે શૌચ જઈને કે બીજી રીતે ગંદાં કરે તેનો ૧૦૦ 'પણ' દંડ કરવો અને તેણે તે ગંદકી સાફ કરવી.

આમ, હજારો વરસની પડેલી આ કુટેવ છે, એમ કહી શકાય. તેથી જ લોકવૃત્તિ એ વિષે જડ બની ગઈ છે. અને આથી જ આ વિષેનો સુધારો કરવામાં સુધારકો ઝટ ને ઝાઝા ફાવતા નથી. પણ તેમાં સબળ પ્રયત્ન તો કરવો જ જોઈએ. ગાંધીજીની વર્ધા-શિક્ષણ યોજના સફાઈ અને સ્વચ્છતા તથા આરોગ્યની ટેવો પર ભાર મૂકે છે, તે પાછળ આ એક મોટી રાષ્ટ્રીય કુટેવને સુધારવાપણું રહેલું છે, એ બરોબર ખ્યાલમાં હોવું જોઈએ. એને માટે વ્યવસ્થિત પ્રયત્ન શિક્ષણ દ્વારા કરવો હોય, તો વિદ્યાર્થીઓને આરોગ્ય, સ્વચ્છતા, રોગ ઇત્યાદિનું વિજ્ઞાન સીધું આસપાસના પ્રત્યક્ષ જીવનના અનુબંધમાં મળવું જોઈએ. અનુબંધ અથવા ઉદ્યોગ અને જીવન મારફતે શિક્ષણની પદ્ધતિનો અર્થ આ રીતે ઘટાવવો જોઈએ.

૧૯-૯-'૪૯ મ૦

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[ મે, ૧૯૪૮ના અંકથી આગળ ચાલુ ]

Caducus कामरलाउ, ફૂલ ઊઘડવાની સાથે જ વજ્રની પાદડીઓ ખરી પડતી હોય તો તે વજ્ર कामचलाउ चज्र કહેવાય ફૂલ કરમાયા બાદ તે પાદડીઓ ખરી પડે તેવુ વજ્ર खरतल (deciduous) કહેવાય જો પાદડી કાયમ રહીને વધ્યા કરે તો તે વજ્ર कायमी (Accriescent) કહેવાય

Calyx वज्र, ફૂલની બેમણી ઉપર ચાર પ્રકારની પાદડીના ફૂડાળા હોય છે તેમાનુ છેક બહારનુ ફૂડાળુ તે वज्र (calyx) કહેવાય છે

Calyptrogen टोपमण्डल વનસ્પતિમા ખાસ કરીને જે જે ભાગ વૃદ્ધિ પામતા હોય છે તે તે ભાગમા वर्धनशील कोष (Merestemic cells) રહેલા હોય છે વૃદ્ધિ થવાના સમયે આ કોષો સતેજ બની જાય છે અને તેમનુ ઝડપથી विभाजन થવા માંડે છે વિભાજન ઠીક રીતે આગળ વધ્યા બાદ આ કોષો ત્રણ મંડળમા ગોઠવાઈ જાય છે આ મંડળો आदिमण्डल (Histogen) કહેવાય છે आदिमण्डलનુ છેક બહારનુ મંડળ તે चर्ममण्डल (Dermatogen) કહેવાય છે છેક અંદરનુ નળાકાર મંડળ તે मध्यमण्डल (Plerome) કહેવાય છે આ બે મંડળ વચ્ચેનુ મંડળ परिमण्डल (Periblem) કહેવાય છે

વનસ્પતિના મૂળનો ભાગ વૃદ્ધિ પામતો હોય ત્યારે वर्धनशील કોષો ઉપરના ત્રણ મંડળ સિવાય એક વધારાનું મંડળ રચે છે તે મંડળ टोपमण्डल (calyptrogen) કહેવાય છે તેમાથી મૂળની ખોળી કે टोप (root cap) બને છે

Campilotropus वांकु (જુઓ Amhitropus)

Capsular fruit फाँडवाता फळो, ફૂલમા એ જ સ્ત્રીકેસર હોય, અને ક્વચિત્ વધારે સ્ત્રીકેસરો હોય અને તે જોડાઈ ગયેલા હોય, તેવા એક જ ફૂલમાથી ઉત્પન્ન થયેલુ ફળ તે सादु ફળ ગણાય સાદા ફળના મુખ્ય વિભાગ બે છે ૧ સૂકા ફળ અને ૨ ગરવાળા ફળ સૂકા ફળના મુખ્ય ત્રણ પેટા વિભાગ છે ૧ छोडा फळ (Achenial) ૨ फाँडवाता फळ (capsuler) ૩ मणकदार फळ (Scpizocarpic)

ફાડવાતા ફળોમા બધા ફાડવા જ હોય છે એમ નથી હોતુ ફાડવાતા ફળોનુ ખાસ લક્ષણ એ હોય છે કે તે બધા પાકે ત્યારે ફાટે છે આમા કપાસ, આકડા, ખસખસના ફળ પણ આવે મોગરી પણ આવે અને ભીંડા ચોળાફળી, તુવેર ઇ૦ નો પણ સમાવેશ થાય તેથી બધા ફાડવાતા ફળના પણ પેટા વિભાગ પાડવામા આવે છે

કેટલા ફળને એક ધાર અગર એક સળ હોય જ્યારે ફળ પાકે ત્યારે આ સળ ફાટે બીજે કોઈ ઠેકાણે ફાટ પડે નહિ ફાટવા પછી જેમ પેટી ખિજા ઉપર ઊઘડે તેમ તે ફળ પહોળુ થાય અને અંદરના વેરાય આવી જાતના ફળોને एकनखी (follicle) કહેવાય આકડાનુ ફાડવુ એ એકસળુ ફળ ગણાય

ફાડવાતા ફળના બીજા વિભાગમા મોટે ભાગે શીંગ આવે છે એનુ સામાન્ય લક્ષણ એ છે કે, એને બે બે ધાર કે બે સળ હોય છે અને તે બધા ત્યાથી ફાટે છે તુવેરશીંગ, ચોળાફળી, ગુવાર ઇ૦ આ વિભાગ આવે આ વિભાગના ફળ शींग અગર તો वेलडा કહેવાય

ફાડવાતા ફળોના ત્રીજા વિભાગમા આ બે સિવાય તમામ ફાટનારા ફળો આવી જાય છે તેમા કેટલાકને બે કરતા વધારે સળ હોય છે અને તે બધા સળે ફાટે (ભીંડા) જ્યારે કેટલાકમા સળ હોતા જ નથી અને ગમે ત્યાથી ફાટે છે આ ત્રીજી જાતના ફળમા ફાટવા કોઈ નિશ્ચિત પદ્ધતિ નથી તે બધાને बहुसळो (Capsules) કહેવાય છે ખસખસના ફળ, ભીંડા અને કપાસના કાલા એ બધા આ ત્રીજા પેટા વિભાગમા આ

Carnivorous (plants) जीवभक्षी

Carpel स्त्रीकेसर, ફૂલની બેસણી ઉપર રહેલા ફૂલપાદડી ફૂડાળામા છેક અંદરનુ ફૂડાળુ नारीवास (Gynecium) કહેવાય છે આ નારીવાસમા એક અગર વધારે સ્ત્રીકેસર હોય છે સ્ત્રીકેસરનો છેક ઉપરની ટોચનો ભાગ का (Stigma) કહેવાય છે છેક નીચેનો ભાગ अण्डाश (ovary) સાથે જોડાયેલો હોય છે, અને વચમા તાતણો તે कमर (style) કહેવાય છે

Caryopsis धान्यफळ, સાદા ફળોમા સૂકા ફળ મુખ્ય વિભાગ छोड ફળોનો (Achenial fruits) આ વિભાગના બધા ફળો સૂકાં, પાક્યા બાદ જાતે ફાટે નહિ તેવા અને એક બીજવાળા હોય છે આવા તમામ છોડફળો પાચ પેટા વિભાગમા વહેચાયેલા છે તેમા પહેલા વિભાગના ફળ ऊध्वज फळ (Achene) કહેવાય છે અને બીજા વિભાગના ફળ अधोज (cypsela) કહેવાય છે આ બન્નેમા પ્રથમના ફળો ઊર્ધ્વ અણ્ડાશયમા અને બીજા પેટાવિભાગના ફળો અધો અણ્ડાશયમા ઉત્પન્ન થયેલા હોય છે

છોડફળના ત્રીજા પેટાવિભાગમાં धान्यफल (Caryopsis) આવે છે. ઘાસની જાતનાં તમામ ફળ તેમજ મોટા ભાગનાં ધાન્ય જેવાં કે ઘઉં, મકાઈ, જુવાર, બાજરી ઇ. આ પેટાવિભાગમાં આવે છે.

છોડફળનાં ચોથા પેટાવિભાગમાં फोफळ्यां फळ (nuts) આવે છે. સોપારી આ વિભાગમાં આવે.

પાંચમા પેટાવિભાગમાં ऊठण અગર તો पांखाळां ફળ (Samara) આવે છે. આ ફળને પાંખ હોઈને તે હવામાં આમ તેમ ઊડીને ફેલાય છે.

Cauline काण्डीय; काण्ड (સમાસમાં); ઝાડનાં મૂળ અને પત્ર, ફૂલ અને ફલ સિવાયના ભાગ તે काण्ड (stem) કહેવાય. ફૂલ, પત્ર, ફળ એ બધું काण्डने લાગે काण्डने લગતું તે काण्डीय (cauline).

Chalaza बीजर्दीट; ફળનું ડીંટું અને બીજનું ડીંટું એ બંને એક નથી. बीजाण्ड (ovule)ને જે બિંદુએ બીજ વળગે તે બિંદુ नाभि (Hilum) કહેવાય. બીજનું જે બિંદુ નાભિને વળગેલું હોય તે बीजर्दीट કહેવાય. बीजर्दीटने नाभि સાથે જોડનારો ભાગ તે बीजनाळ (funical) કહેવાય.

Cell कोष. -fusion कोषसंक्रम. -wall कोषचर्म

બંસીલાલ ગાંધી

# માસિક વિવેચન

## ૨૫મી સપ્ટેમ્બર

૨૫મી સપ્ટેમ્બરનો દિવસ આખા પ્રાંતમાં 'હરિજન સેવા દિન' તરીકે ઊજવવામાં આવે, એમ મુંબઈ સરકારે જાહેર કર્યું છે. આ દિવસ અખિલ ભારતીય હરિજન દિન તરીકે ઊજવવા લાયક છે. કારણ કે, આ તારીખ આપણા રાષ્ટ્રીય પંચાંગમાં પોતાનું અનેરું મહત્ત્વ ધરાવે છે.

સૌને ખબર છે કે, પૂજ્ય ગાંધીજી ઈ. સ. ૧૯૩૧માં દેશના એક પ્રતિનિધિ તરીકે, કોંગ્રેસ તરફથી બીજી ગોળમેજી પરિષદમાં વિલાયત ગયા હતા. તે પરિષદમાં મુસલમાન કોમ ઉપરાંત હરિજનો પણ, પોતાને હિંદુઓથી જુદી અલગ કોમ મનાવીને, અલગ મતદારમંડળ માગતા હતા. હરિજનોની હિંદુઓથી જુદી કોમ ઊભી કરવાની આ વાત ગાંધીજીને એક ઊંડા મર્મવેધી ઘા સમી થઈ પડી; અને તેમણે ત્યાં આગળ જ કહ્યું,

> "બીજી લઘુમતીઓએ જે દાવાઓ રજૂ કર્યા છે તે હું સમજી શકું છું. પણ 'અસ્પૃશ્યો' તરફથી જે દાવો રજૂ કરવામાં આવ્યો છે, તે મારે માટે વજ્રાઘાત સમાન છે. એનો અર્થ એ ભૂંડા ભેદભાવને કાયમી કરવો એવો થાય છે"

એમ કહીને તેમણે કહ્યું,

> "આ કમિટી અને દુનિયા સમસ્ત જાણે કે, આજે એવા હિંદુ સુધારકો છે, કે જેમને લાગે છે કે, અસ્પૃશ્યતા એ સનાતન હિંદુ ધર્મનું કલંક છે; અને એ દાઘ ભૂંસી નાંખવાની તેઓની પ્રતિજ્ઞા છે."

અને આવા સુધારકોના પરમ નેતા તરીકે, કકળતી આંતરડીએ તેમણે એકરાર કર્યો કે,

> "અસ્પૃશ્યો મુસલમાન અથવા ખ્રિસ્તી થઈ જાય, તે હું સહન કરું; પણ આ રીતે હિંદુ સમાજની થતી ખાનાખરાબી મારાથી સહી જાય એમ નથી એમના કહેવા પ્રમાણે તો, ગામડે ગામડે બે પક્ષો પડી જાય. 'અસ્પૃશ્યો'ના રાજકીય હકોની જેઓ વાતો કરે છે, તેઓ હિંદુસ્તાનને ઓળખતા નથી, અને હિંદુ સમાજ કેવી રીતે રચાયેલો છે તે જાણતા નથી."

અને આમ કહીને તેમણે અંતે પ્રતિજ્ઞા કરી કે,

> "તેથી કરીને, મારાથી કહી શકાય તેટલા આગ્રહની સાથે હું કહું છું કે, આ વસ્તુનો વિરોધ કરનારો હું એકલો હઈશ તોપણ મારા પ્રાણથી પણ હું તેનો વિરોધ કરીશ."

છતાં બ્રિટિશ વડા પ્રધાને તો હરિજનોની જુદી કોમ ગણી અલગ મતદારમંડળ આપવાનો નિર્ણય જાહેર કર્યો. ગાંધીજી તે વખતે યરોડા જેલમાં કેદી હતા. ત્યાંથી તેમણે વડા પ્રધાનને પત્ર લખી, તેમાં પોતે લંડનની ૧૩-૧૧-૧૯૩૧ની સભામાં કરેલા શપથની યાદ આપી, અને કહ્યું કે, તે વચન પૂરું કરવા માટે જેલમાં પડેલા મારે એક જ રસ્તો રહે છે અને તે એ છે કે, જો ચુકાદો ન સુધરે તો હું આમરણ ઉપવાસ કરીશ. અને તે પ્રમાણે ૨૦મી સપ્ટેમ્બર ૧૯૩૨ના રોજ તેમણે એ મહાતપ આદર્યું. છ દિવસમાં દેશના લોકોએ યરોડા-કરાર જેને કહેવાય છે તે ઘડી કાઢ્યો ને ૨૫ મી સપ્ટેમ્બરે

દેશના હિંદુ સમાજે તે સ્વીકારી હરિજનસેવાની પ્રતિજ્ઞા લીધી, આ કરાર વિલાયતની સરકારે સ્વીકાર્યો અને ગાંધીજીનું અનશન પૂરું થયું.

**હિંદુ સમાજની પ્રતિજ્ઞા**

હિંદુ સમાજને માટે આ દિવસ પ્રાયશ્ચિત્તની પ્રતિજ્ઞા કર્યાનો દિવસ છે. ૨૫મી સપ્ટેમ્બરે પં૦ માલવીયજીની અધ્યક્ષતા તળે મુંબઈમાં અખિલ ભારતીય હિંદુ પરિષદ મળી, તેમાં આ પ્રતિજ્ઞા કરવામાં આવી છે.

(પ્રતિજ્ઞાના એ ઠરાવના પહેલા ખંડમાં યરોડા કરારને બહાલી આપી છે, પછી તેમાં કહ્યું છે:)

"આ પરિષદ ઠરાવ કરે છે કે, હવે પછી જન્મને કારણે કોઈને પણ અસ્પૃશ્ય ગણવામાં આવશે નહિ અને આજ લગી જેમને અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેઓના સાર્વજનિક કૂવા, સાર્વજનિક રસ્તા અને સાર્વજનિક સંસ્થાઓના ઉપયોગ પરત્વે બીજા હિંદુઓના જેટલા જ અધિકાર રહેશે. એ અધિકારોને પહેલામાં પહેલી તકે ધારાની માન્યતા આપવામાં આવશે અને જો એવી માન્યતા વહેલી નહિ મળી ચૂકી હોય, તો તે માટેનો કાયદો સ્વરાજ પાર્લમેન્ટના પહેલામાં પહેલા કાયદાઓમાંનો એક હશે.

"વિશેષમાં એમ ઠરાવવામાં આવે છે કે અસ્પૃશ્યો ઉપર ચાલુ રૂઢિ અનુસાર અત્યાર લગી જે સામાજિક લાચારીઓ મંદિરપ્રવેશના પ્રતિબંધ સુધ્ધાં નાખવામાં આવેલ છે તે ન્યાયી અને શાંતિમય એવાં તમામ સાધનો વડે, વહેલામાં વહેલી દૂર થાય, એ જોવાની તમામ હિંદુ આગેવાનોની ફરજ ગણાશે."

હિંદુસમાજની આ પ્રતિજ્ઞા અર્વાચીન હિંદના ઘડતરમાં એક મહાન ક્રાન્તિકારી બનાવ છે. સૈકાઓથી હિંદુ ધર્મ અને સમાજમાં પેસી ગયેલી અસ્પૃશ્યતાની અધાર્મિક બદી સામે એક સામુદાયિક જબરજસ્ત હિલચાલ આ કરારની સાથે શરૂ થઈ. ગાંધીજીએ આ બદીને હજારમુખી કહી નાગ કહ્યો છે, આ નાગને ૨૫મી સપ્ટેમ્બરના આ ઠરાવથી મરણતોલ ફટકો પડ્યો.

૨૦-૯-'૪૯

**દૂઝતો ઘા**

દેશના ભાગલા પડવાથી રાષ્ટ્રદેહને જે ઘા પડ્યો છે તે દૂઝતો જ રહ્યો છે. સ્વતંત્રતાનાં બે વર્ષના ઇતિહાસમાં આ બાબત પણ એક દુઃખદ પ્રકરણ જ બની છે. વિચિત્ર તો એ છે કે, આમાં ચોખ્ખું અહિત હોવા છતાં એ ચાલ્યા કરે છે! બે રાષ્ટ્રવાદની ભાવના જ એનું મૂળ કારણ લાગે છે.

અત્યારે બે વાતો સતાવી રહી છે — ૧. કાશ્મીરનો પ્રશ્ન, ૨. નાણાંનો — રૂપિયાના ભાવનો પ્રશ્ન. તે ઉપરાંત અગાઉના નાના મોટા પ્રશ્નો તો ઊભા છે જ. પહેલો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય રાજકારણના શેતરંજનું પેદું બન્યો લાગે છે. બીજો પ્રશ્ન આપણી આંતરિક સધ્ધરતા અને નક્કરતાનો છે. પહેલા દ્વારા આજે આપણા દેશે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં ઊતરવાનું થયું, બીજા પ્રશ્ન દ્વારા આપણી આંતરિક અર્થવ્યવસ્થા ધરમૂળથી વિચારવાની થઈ છે. બંને વસ્તુ એ રીતે મહત્ત્વની છે, અને આઝાદીને પાકી કરવામાં સહાયભૂત બની શકે છે. ટૂંકસાર એ જ છે કે, દેશના સુકાનીઓએ સાવચેતી, શાંતિ અને સાચી શક્તિથી કામ લેવું જોઈએ અને ગાંધીજીએ આપેલી દીર્ઘદૃષ્ટિની આ શિખામણને ભૂલવી ન જોઈએ. ખાસ કરીને આંતરિક સધ્ધરતા મેળવવા માટે ગાંધીજીએ કોમી એકતા, ખાદી અને ગ્રામોદ્યોગનો મંત્ર આપ્યો છે, એ ભુલાવો ન જોઈએ. આ કામ કેવળ પ્રજા કરી શકે, સરકાર બહુ તો તેમાં મદદ કરી શકે. એમાં પ્રજા અને સરકાર સાથે મળશે? એમ થાય તો જ કાશ્મીર અંગે જે પ્રજાકીય એકબળ જોઈએ તે પણ સંભવશે. બે રાષ્ટ્રોના વાદથી જે ઘા પડ્યો છે તે રૂઝવવો જોઈએ. એનો પાકો રસ્તો પણ આમાંથી જ પ્રજાને સૂઝી શકશે.

૨૬-૯-'૪૯

**હિંદી — રાષ્ટ્રીય અને પ્રાંતીય**

વડી સરકારનું કામકાજ — ધારાકીય તથા વહીવટી — કઈ એક ભાષા અને લિપિમાં ચાલે, એ વિષેનો ઠરાવ છેવટે ઠીક સમાધાનીથી પસાર થઈ ગયો, એ આનંદની વાત છે. એ પૂરતો આનંદ જો સભાના પ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદે વ્યક્ત કર્યો હોય, તો તે બરોબર છે. બાકી જે નિર્ણય થયો છે તે રાજી થવા જેવો સુભગ અને સબળ નથી. કામની દૃષ્ટિ કરતાં કાનૂનદૃષ્ટિ એમાં વધારે છે. બંધારણસભાને રાજભાષા નક્કી કરવાનો હક છે, પરંતુ પંડિતજીએ કહ્યું એમ, કોઈ હુકમથી ભાષા નહિ બને. એટલે રાષ્ટ્રભાષા તો, રાષ્ટ્રનો આત્મા જેવો થશે ને તે તેને ઘડશે, તેવી થશે. તેથી રાજભાષા

અને રાષ્ટ્રભાષા વચ્ચે જે ફેર છે તે ધ્યાનમાં રાખવો જોઈએ.

રાષ્ટ્રભાષાનું ઘડતર હિંદની સમગ્ર પ્રજાના હાથમાં છે. તે કામ કરવાને માટે હવે તત્પર થવું જોઈએ. આ કામ હિંદી સાહિત્ય સંમેલન ન કરી શકે; તે તો એક પ્રાંતીય સંસ્થા છે, અને સંસ્કૃતિયા હિંદીને વરેલી છે. દેશની એક ભાષાને 'હિંદી' નામ આપો તોપણ હિંદી–પ્રાંતીય અને હિંદી–રાષ્ટ્રીય એવો ભેદ સ્પષ્ટ થવો જોઈએ. હિંદી સાહિત્ય સંમેલન યુ. પી. ની હિંદી–પ્રાંતીય 'ભાષાવાળું' છે. દેશની ભાષાનો વિકાસ અને પ્રચાર કરવાનું કામ તેણે નહિ પણ દરેક પ્રાંતે બનતી ત્વરાએ સંભાળવું જોઈએ. અને ખાસ કરીને તો ઝડપથી દરેક પ્રાંતમાં વિદ્યાપીઠોએ રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીના સંપૂર્ણ શિક્ષણને માટે પદવી-કક્ષા સુધીની જોગવાઈ ઊભી કરવી જોઈએ. તેમ કરનારને જણાશે કે, રાષ્ટ્રભાષાનું સાહિત્ય નાગરી તથા ઉર્દૂ બંને લિપિમાં આજે તો છે, તે બધાનો અભ્યાસ કરવો જોઈએ. તે વિના સાચી હિંદી-હિંદુસ્તાની રચી નહિ શકાય. કાળાંતરે અને યોજનાપૂર્વક બધું જરૂરી સાહિત્ય એક લિપિમાં ન ઊતરે ત્યાં સુધી, શિક્ષણક્ષેત્રે બંને લિપિથી પોતાનું કામ કરવું પડશે. પ્રચારક સંસ્થાઓએ એક લિપિમાં બધું સાહિત્ય ઉતારવા માટે પ્રકાશન કામ ઉપાડવાં જોઈશે. રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીના સાચા સ્વરૂપને ખીલવવાને માટે સરકારે નહિ, પણ શિક્ષણતંત્રે આગેવાની લેવાની છે. સરકારે તો શિક્ષણતંત્ર જે કરી આપશે તે પર નિર્ભર રહેવાનું છે. જો પંદર વરસમાં ભાષાક્ષેત્રના આ કામને શિક્ષણસંસ્થાઓ નહીં કરે, તો ત્યારે પણ સરકાર તો બીજાં વધુ વર્ષો જ માગવાની દરિદ્ર દશામાં જ હશે, એ યાદ રાખવું જોઈએ. આથી કરીને બધા પ્રાંતોએ, સમગ્ર દેશની એકતા અને અખંડિતતા તથા સાંસ્કૃતિક સર્વગ્રાહી ઉદારતા ખ્યાલમાં લઈને, કામ કરવું જોઈએ. આ કામ દરેક પ્રાંત પોતાની રીતે અને પોતાની ભાષા મારફત (અને જોઈએ તો શરૂમાં પોતાની લિપિથી પણ) કરે.

૧૫–૯–'૪૯

**શ્રી. રાજાજીનો મત**

મુંબઈમાં છેલ્લા શ્રી. રાજાજી પધાર્યા ત્યારે છાપાંવાળા જોડેના વાર્તાલાપમાં તેમણે કરેલો નીચેનો સંવાદ ભાષા, શિક્ષણનું માધ્યમ, અને શિક્ષણ બધામાં નવો પ્રકાશ પાડે છે:—

મુંબઈના ના. ગવર્નર: યુનિવર્સિટીમાં શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક કે રાજ્યભાષા કે બંને હોય એ વિષે આપનો શો અભિપ્રાય છે?

. એકઠા થયેલા છાપાંના પ્રતિનિધિઓની બહુમતીએ કહ્યું કે એ રાજ્યભાષા હોય.

ના. ગવર્નર જનરલ: હું સવાલને જુદી રીતે મૂકું. આપણે ભાષા દ્વારા વિષયોનું જ્ઞાન મેળવવા માગીએ છીએ કે વિષયો દ્વારા ભાષાનું જ્ઞાન? આજ સુધી, છેલ્લાં સો વરસથી, આપણે વિષયો દ્વારા ભાષા શીખવા ટેવાયા છીએ; પણ શીખવાનો એ સાચો માર્ગ નથી. રાજ્યભાષાની અગત્ય એટલી બધી છે કે એ શીખવી જ જોઈએ. પરંતુ વિજ્ઞાન કે ગણિતની માફક એક સ્વતંત્ર વિષય તરીકે એનો અભ્યાસ થવો જોઈએ. એ શીખવાનો સર્વોત્તમ માર્ગ પ્રાદેશિક ભાષાના માધ્યમ દ્વારા શીખવાનો છે.

ધારો કે રાજ્યભાષા હિંદી છે. બિનહિંદી પ્રદેશના માણસોએ શું કલનવિદ્યા (કૅલ્ક્યુલસ) હિંદી દ્વારા શીખવી? તેમ કરવાની તેમને ફરજ પાડવામાં આવે તો હું ધારું છું તેઓ લાચારીથી તેમ કરે, પરંતુ એ અઘટિત કહેવાય. આપણા દેશમાં આપણને નાનપણથી જ અનેક ભાષા શીખવાની હોય છે.

સ૦—પણ એથી તો તમે કેળવણીને વધારે ગૂંચવાડાવાળી બનાવશો?

જ૦—દેશને અનુકૂળ એવી કેળવણી આપવી હોય તો એવી દેશની પ્રજા ગૂંચવાડાવાળી હોય તેવી જ કેળવણી પણ અવશ્ય બને. તમારે કેળવણીમાં સાદાઈ જોઈતી હોય તો આજના કરતાં વધુ આંતરપ્રાંતીય તેમ જ આંતરજ્ઞાતીય લગ્નો કરીને તમારે એકસમાન પ્રજાની રચના કરવી જોઈએ.

સ૦—આપ મદ્રાસના વડાપ્રધાન હતા ત્યારે શાળામાં આપે હિંદી ફરજિયાત કરી હતી એ સાચું છે?

જ૦—મેં હિંદી ફરજિયાત કરી હતી એ સાચું છે. પણ એને અને બિનહિંદી પ્રદેશોમાં કૉલેજો અને હાઈસ્કૂલોમાં શિક્ષણનું માધ્યમ હોય એ વાતને એક ન કરી નાખશો. કેળવણી પ્રાપ્ત કરવામાં

અને આપવામાં આપણે જે વિદેશી કે બીજી કોઈ ભાષા શીખ્યા હોઈએ એનો ઉપયોગ ન્રી શકીએ પરંતુ એને ફરજિયાત માધ્યમ ન બનાવાય ઉપરાંત આપણે થોડીક વાતો ભવિષ્યની પ્રજા સારુ તો છોડીએ ! આપણે જ બધી બાબતોનો ફેંસલો કરી રાખવાની જરૂર નથી

પૂર્વોદય નહિ, જીર્ણોદય

ગયા અંકમાં 'પૂર્વોદય વિ૦ સર્વોદય' લેખમાં મેં અંગ્રેજી શબ્દ 'રિવાઈવલિઝમ' માટે 'પૂર્વોદય' શબ્દ વાપર્યો હતો તે અંગે એક મિત્રે સૂચના કરી કે, અસ્તોદય શબ્દ વધારે સમર્પક નથી? 'પૂર્વોદય'થી વધારે સૂચક શબ્દ હોય તો સારુ એમ મનેય લાગતું તો હતું અને મને 'જીર્ણોદય' શબ્દ વધારે બંધબેસતો લાગ્યો. 'અસ્તોદય' નામનો અર્થ છે અને તેનો અર્થ અહીં કદાચ પડેલો સૂઝે તે દૃષ્ટિએ, 'જીર્ણોદય' નવો છે ને જીર્ણ થઈ ગયેલાનો ઉદય ચાહતા વાદને માટે સારો વાચક લાગે છે

૨૧–૯–'૪૯

આભાર

નીચેના સામયિકો તેમના તંત્રીઓ તરફથી મોકલવામાં આવ્યા છે તે માટે તેમનો આભારી છું

સુગદર્શન (માસિક) તંત્રી પરમાનંદ કાપડિયા, મુંબઈ વાર્ષિક લવાજમ રૂ ૮, પરદેશમાં રૂ ૧૧ (સચિત્ર) મુંબઈ, 'જન્મભૂમિ' પ્રકાશન તરફથી ર બહાર પડે છે ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૯, થી શરૂ થયું

સ્વરાજધર્મ (પાક્ષિક) તંત્રી વજુભાઈ શા રાજકોટ વાર્ષિક લવાજમ સુતરની ૨૪ આંટી અથ રૂ ૬ સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ તરફથી ઑગ ૧૫, ૧૯૪૯, થી આ પત્ર શરૂ થયું છે સુતરની આ રૂપે લવાજમ આપી શકાય, એ નવીનતા નોંધપાત્ર છ

ઉપરના બંને સાથી પત્રોને અમે આવક આપીએ છીએ

ઇંદોરથી નીચેના બે હિંદી હિંદુસ્તાની સાપ્તાહિ મળ્યા છે —

लोकसेवक તંત્રી વૈજનાથ મહોદય અને માણેક્ય કટારિયા લવાજમ રૂ ૬ મધ્યભારતમાં સર્વોદ અને રચનાત્મક કાર્યક્રમના વિચારો પ્રવર્તાવવા કામ કરવા માટે એ છે ૧૯–૯–'૪૯નો અંક મળેલો અંક વર્ષ બીજાનો ૬ઠ્ઠો છે

जनवाणी તંત્રી સૂર્યનારાયણ શર્મા, ઇંદોર લવાજમ રૂ ૭ મધ્યભારતમાં રાષ્ટ્રીય જાગૃતિના વિચારોનો ફેલાવો કરવાની નેમવાળું પત્ર લાગે છે

બંને પત્રોના તંત્રીઓ પોતાના અંકો અમને મોકલતા રહેશે એવી આશા છે

૨૯ ૯–૪૯ મ૦

# નવું વાચન

पउमसिरीचरिउ ધાહિલવિરચિત સંપા૦ શ્રી મધુસૂદન મોદી તથા શ્રી હરિવલ્લભ ભાયાણી પ્રકા૦ સિંધી જૈનશાસ્ત્ર શિક્ષાપીઠ ભારતીય વિદ્યાભવન, મુંબઈ પૃ૦ ૪૭+૪૦+૧૫, કિં રૂ ૪–૧૨ ૦

અપભ્રંશભાષામાં રચાયેલા આ કાવ્યના પ્રસ્તાવિક વક્તવ્યમાં મુનિશ્રી જિનવિજયજી અપભ્રંશ ભાષાસાહિત્યના પ્રકાશનનો થોડોક ઇતિહાસ આપે છે અપભ્રંશભાષા ગુજરાતી, મરાઠી હિંદી આદિ દેશભાષાઓની સગી 'મા' કહેવાય છે અને એ અપભ્રંશની મા' તે પ્રાકૃત હેમચંદ્રાચાર્ય પોતાના સિદ્ધહૈમ વ્યાકરણના ૮મા અધ્યાયમાં પ્રાકૃતભાષાઓનું પણ વ્યાકરણ આલેખ્યું છે અને તેના છેલ્લા ભાગમાં અપભ્રંશ ભાષાનું વ્યાકરણ આપ્યું છે છઠ્ઠા સાતમા સૈકામાં કવિ ભામહ અને દંડીના સમયમાં અપભ્રંશભાષામાં સારુસરખું સાહિત્ય રચાતું હોય એમ લાગે છે, અને ત્યાર પછી રાજશેખર અને ભોજ વગેરેએ તો અપભ્રંશભાષાના કવિઓ અને કાવ્યો વગેરેને લગતા યથેષ્ટ ઉલ્લેખો કરેલા છે

પરંતુ હેમચંદ્રાચાર્યનું પ્રાકૃત વ્યાકરણ સંપાદિત કરીને પ્રસિદ્ધ કરનાર જર્મન વિદ્વાન પિશલને (સન ૧૯૦૧) અપભ્રંશભાષાની કોઈ સ્વતંત્ર અને વિશિષ્ટ કૃતિ હાથ ન આવવાથી હેમચંદ્રના વ્યાકરણ વગેરે ગ્રંથોમાં ઉદાહરણ તરીકે નોંધેલા મળી આવતા અપભ્રંશ ભાષાના પદ્યો વગેરેનું ભંડોળ પ્રસિદ્ધ કરવા વડે જ સંતોષ માનવો પડ્યો હતો

ત્યાર બાદ છેક ૧૯૧૩–૧૪માં બીજા જર્મન વિદ્વાન હેર્માન યાકોબી હિંદુસ્તાનના પ્રવાસે આવ્યા ત્યારે તેમને અમદાવાદના એક જૈન ભંડારની મુલાકાત વખતે 'भविसयत्तकहा' નામના એક ગ્રંથની પ્રત પ્રાકૃત ભાષાની

એક અજ્ઞાત કૃતિ તરીકે બતાવવામાં આવી. પણ તે વિચક્ષણ વિદ્વાન તરત ઓળખી ગયા કે આ તો અપભ્રંશ ભાષાની કૃતિ છે. તેમણે તરત જ રાતદિવસ બેસીને અને ફોટા પડાવીને તેની નકલ કરી લીધી, કારણ કે તેની પ્રત તેમને લાંબો વખત આપવા તે ભંડારના સાધુ રાજી ન હતા. ત્યાર બાદ રાજકોટની મુલાકાતે જતાં તેમને બીજા એક મુનિ પાસેથી નેમિનાથચરિત નામના અપભ્રંશ ગ્રંથની પ્રત મળી. પછી જ્યારે તે સ્વદેશ પાછા ફરવા લાગ્યા ત્યારે મુંબઈમાં યોજવામાં આવેલા વિદાયસમારંભમાં તેમણે વિદ્વાનોને અપભ્રંશભાષાના આવા સાહિત્યની તપાસ કરતા રહેવાની ખાસ ભલામણ કરી. ત્યાર પછી તો શ્રી. સયાજીરાવ ગાયકવાડે પાટણના ભંડારમાં પુસ્તકો તપાસવાના કામે નિયુક્ત કરેલા શ્રી. ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલે ૭૫થી ૮૦ જેટલી અપભ્રંશભાષાની કૃતિઓની નોંધ તૈયાર કરીને પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં રજૂ કરી.

ગ્રંથમાલા-સંપાદકના આ મંતવ્યમાં થોડોક ભેદ રજૂ કરતાં આ કાવ્યના બે સંપાદકોમાંના એક શ્રી. ભાયાણી જણાવે છે કે, ઉત્તર ભારતની ભાષાઓના વિકાસના ઇતિહાસને પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન એમ જે ત્રણ ભૂમિકામાં વહેંચી શકાય, તેમાં અપભ્રંશનું સ્થાન મધ્યકાલીન (અથવા તો પ્રાકૃત) અને અર્વાચીન ભૂમિકાને સાંધનારી કડી જેવું છે; પણ તેનો અર્થ એવો નથી કે જેટલી પ્રાકૃતો હતી તે દરેકનું ઉત્તરકાલીન સ્વરૂપ તે અપભ્રંશ. વળી બીજી કોઈ પણ અર્વાચીન ભાષા કરતાં ગુજરાતી, મારવાડી અને પશ્ચિમી હિંદી બોલીઓ અપભ્રંશની વધારે નિકટ છે, તેથી પણ એમ નથી ધારી લેવાનું કે પ્રાચીન ગુજરાતી અને પ્રાચીન હિંદી સીધેસીધાં અપભ્રંશનાં રૂપાંતરો છે. ઈ. સ.ની પાંચમી સદીની આસપાસ હિંદના પશ્ચિમ કાંઠા પર રહેતી આભીર વગેરે જાતિઓની નિત્યના વ્યવહારની ભાષા અજ્ઞાત કારણોને લઈને સાહિત્યમાં પ્રતિષ્ઠા પામવા ભાગ્યશાળી બની. આ ભાષા તે અપભ્રંશ. પ્રાચીન સમયથી જ સૌરાષ્ટ્ર, સિંધ અને મારવાડ સાથે આભીરો અને ગૂર્જરોનો સંબંધ હતો, એટલે સમય જતાં ગૂર્જરોનો વિશિષ્ટ અપભ્રંશ વિકાસ પામ્યો. આ ગોર્જર અપભ્રંશને ગુજરાતી અને મારવાડી સાથે નિકટમાં નિકટ સંબંધ છે.

આ પદ્મશ્રીની કથાનું વસ્તુ તો સાદું, ટૂંકું અને ધાર્મિક પ્રકારનું છે. એક બાઈ પોતાની ભાભીઓને ખોટી રીતે તેમના પતિઓના મનમાં વહેમ ઊભો કરાવીને પજવે છે, તેના ફળ તરીકે બીજા જન્મમાં તેને પણ તે રીતે જ તેના પતિ તરફથી અવજ્ઞા મળે છે. તે દુઃખની મારી તે સાધ્વી થઈ જાય છે અને પછી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે.

પણ આટલી ટૂંકી કથા ભાષાની ભભક અને જૂની ઘરડનાં વર્ણનના વિસ્તાર સાથે રજૂ થતાં ૮૩૦ જેટલાં પદો રોકે છે. આ કાવ્ય રચનાર કવિ ધાહિલ પોતાને વિષે કાવ્યાન્તે જણાવે છે કે, પોતે શિશુપાલવધ-કાવ્યના કર્તા કવિ માઘના વંશમાં જન્મ્યો હતો. મહાકવિ માઘનો સમય સામાન્ય રીતે વિક્રમના આઠમા સૈકાનો પૂર્વાર્ધ મનાય છે અને તેની જન્મભૂમિ પુરાતન ગૂર્જરદેશની રાજધાની ભિન્નમાલ હતી. ધાહિલ તેનો વંશજ હોઈ, આશરે વિક્રમનાં દશમા સૈકામાં આ પ્રદેશમાં જ થયો હોય, અને એ કારણે તેની ભાષા શુદ્ધ ગૂર્જર અપભ્રંશનો નમૂનો ગણી શકાય, એમ સંપાદક જણાવે છે.

— ગો૦

**ભુવેલની તપાસ :** લે૦ વિમળ શાહ અને સરલા શાહ; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ૦ ૨૯૨ + ૧૬; કિં. રૂ. ૪–૮–૦.

શ્રી. વિમળભાઈ શાહ અને તેમનાં પત્ની સરલાબહેન બન્ને મુંબઈ યુનિવર્સિટીનાં પદવીધારી છે. તેમણે ૧૯૪૬ના મે માસથી ૧૯૪૭ના એપ્રિલ સુધી ખંભાત નજીકના એક હજારની વસ્તીવાળા ભુવેલ ગામમાં રહી, લગભગ સો જેટલાં કુટુંબોનાં નિવેદન લઈ અને બીજી રીતે માહિતી એકઠી કરીને તે ગામની કરેલી તપાસનો આ અહેવાલ છે. તેમાં આર્થિક બાબતો ઉપરાંત આરોગ્ય વિષયક અને સામાજિક ધાર્મિક રીતરિવાજોની વિગતો પણ આપવામાં આવી છે. તે ઉપરાંત ગામના સરકારી તંત્રની અને ત્યાંની ૩૩ વરસની જૂની સહકારી મંડળીના કામકાજની વિગતો આપવામાં આવી છે. એ રીતે આ અહેવાલ આવી બીજી તપાસોથી જુદો પડે છે. બીજી તપાસોમાં ગામના સમગ્ર જીવનની કોઈ એક જ બાજુ તપાસવામાં આવે છે. આમાં આર્થિક ઉપરાંત બીજી બાબતો પણ લેવામાં આવી છે અને તેથી તેને 'ચરોતરના એક ગામની કરેલી સમગ્ર તપાસનો અહેવાલ' કહેવામાં આવ્યો છે. તેને બદલે 'સવિસ્તર તપાસ' કહી હોય તો? અથવા એકલી 'તપાસ' કહી હોય તો? 'સમગ્ર તપાસ'માં તો ખોરાક, પહેરવેશ, બાળમરણ, સરકારી મહેસૂલ અને સરકાર તરફથી ગામમાં થતું ખર્ચ, મંદિરોનાં આવકખર્ચ, ધર્માદા ફંડનો વહીવટ વગેરે ઘણી બાબતો ઉમેરી શકાય. પણ તે બધું એક તપાસમાં ભેગું કરવાનો અર્થ નહિ. તેવી બધી હકીકત કદાચ મળે પણ નહિ. એટલે ગ્રામજીવનને સીધી રીતે સ્પર્શ કરતા અને ગ્રામવિકાસની દૃષ્ટિએ તાત્કાલિક ઉપયોગી એવા પ્રશ્નો જ લેવા

ઇષ્ટ ગણાય, કે જેની માહિતી મળી શકે તેમ હોય એ દૃષ્ટિએ જોતા, આમા જે મુદ્દા છોડી દીધા છે તેમા કઈ અયોગ્ય નથી થયુ પણ તેને 'સમગ્ર તપાસ' કહેવી કે કેમ એ સવાલ થાય ખરો

ગુજરાતીમા આવી તપાસોના જૂજ પુસ્તકો છે તેમા આ પુસ્તક નવી ભાત પાડે છે તેનુ વિગતવાર વર્ણન અને આકડાઓની રજૂઆત અનોખી છે તેથી ગુજરાતના ભાવી તપાસકો માટે આ પુસ્તક માર્ગદર્શક બની રહેશે તપાસમા કેવા કેવા મુદ્દા લેવા, કેવા આકડા ભેગા કરવા, તેમનુ પૃથક્કરણ કેવી રીતે કરવુ, તથા તેમની રજૂઆત કેવી રીતે કરવી, તેનો નમૂનો તેમને આ પુસ્તકમાથી વધારે સારા રૂપમા મળી રહેશે

આપણુ મુદ્રણકામ હજી જોઈએ તેવુ સતોષકારક થતુ નથી એ ક્ષતિ આ પુસ્તકમા પણ દેખાય છે બે પાના શુદ્ધિપત્રકના આપ્યા છે તેમાય ભૂલો રહી ગઈ છે અને એ સિવાયની બીજી છૂટક છૂટક ભૂલો પણ રહી ગઈ છે આકડાઓથી ભરેલા પુસ્તકમા આવા દોષો રહી જવાથી વાચકને મુશ્કેલી પડે છે પણ તેને માટે કોને દોષ દેવો ?

ઉપોદ્‌ઘાતમા સર મણિલાલ નાણાવટી લખે છે કે 'સામાન્ય રિવાજ પ્રમાણે આવી તપાસ કરી માહિતી મેળવ્યા પછી આગળ ઉપર શા ઉપાયો લેવા જોઈએ એનુ વિવેચન કરવામા આવતુ નથી એ ખોટ આ નિવેદનમા બને ત્યા સુધી પૂરી કરવાનો વિચાર રાખ્યો છે '

આ ટીકા પૂરેપૂરી સાચી લાગતી નથી બીજી તપાસોમા પણ સૂચનો તો કરવામા આવે છે તે રીતે આમા પણ કરવામા આવ્યા છે અને તે પણ સામાન્ય કોટિના છે કેટલાક તો કોઈ અર્થશાસ્ત્રનુ પુસ્તક વાચીને પણ થઈ શકે તેવા છે અને કેટલાક ચર્ચાસ્પદ છે એટલે આ તપાસની ખરી વિશેષતા એ નથી કે તેના પરિણામે ગ્રામપુનર્ઘટનાને અગે કઈ વિશેષ પ્રકાશ પડે એવુ કઈ તેમાથી મળ્યુ છે પણ તેની વિશેષતા ઉપર જણાવ્યા પ્રમાણે તેની રજૂઆતમા છે અને બીજી વિશેષતા એ છે કે તપાસનુ કામ પૂરુ કર્યા પછી બન્ને જણ ત્યા સ્થિર થઈ રહ્યા છે આ એક નવી વસ્તુ છે અગાઉ થયેલી એક તપાસના અનુભવમા નોંધેલુ છે કે 'જે ગામમા તપાસને અતે મેળવેલી હકીકતને આધારે લોકોની વચ્ચે રહીને કામ કરવાની યોજના ન હોય ત્યા કેવળ આવી હકીકત ભેગી કરવી ઠીક નથી ' આ રીતે જોતા આ તપાસના અનુભવનો તે ગામની ઉન્નતિના કામોમા પ્રત્યક્ષ લાભ મળશે એ મોટી વસ્તુ છે સર નાણાવટી 'સજોગો અનુકૂળ થયે બીજા એક બે ગામડાની તપાસ હાથ ધરવાનો વિચાર રાખે છે તેમા પણ આ બાબત ધ્યાનમા રાખીને તપાસ થાય એ ઇચ્છવાયોગ્ય છે એમ કરવાથી તપાસ વધારે વાસ્તવિક થશે અને લોકોને તેમા પ્રત્યક્ષ રસ પડશે સૂચનો કરનાર પણ કેવળ ઉપરથી સૂચનો કરવાને બદલે પ્રત્યક્ષ અમલ કરવાની દૃષ્ટિએ વહેવારુ સૂચનો કરશે આ તપાસમા એવો હેતુ તપાસ કરતી વખતે રખાયો નહોતો પણ તપાસને અતે તેમ બન્યુ છે તે એ ગામને માટે અને તપાસકો માટે અભિનદનીય છે વિ૦

**ખેતીનાં મૂળતત્ત્વો, ભાગ ૪થો** લે૦ માતૃશંકર શિવનદ્ર પડ્યા પ્ર૦ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય પૃ૦ ૧૮૨, કિ રૂ ૧-૧૨-૦

ખેતીના મૂળતત્ત્વોના પ્રથમ ત્રણ ભાગની માફક આ પુસ્તક પણ એ દિશાના અભ્યાસીને ઉપયોગી થઈ પડશે ખેતીવાડીના વિદ્યાર્થીઓને અનુલક્ષીને આ પુસ્તક લખાયેલુ હોઈ, તેમને સારી રીતે માર્ગદર્શન આપી શકશે વધારામા ખેડૂતોને પણ પોતપોતાના પ્રાતની જમીનને અનુકૂળ કઈ કઈ જાતના બી ઓરવા, અને તે બી ક્યાથી મેળવવા, તે બીજની વવણી બાદ પાક તૈયાર થતા સુધીના સમયનો ગાળો ઇત્યાદિની માહિતી આ પુસ્તકમાથી મળી રહેશે સામાન્ય વાચકને પણ આ પુસ્તક વાચવા યોગ્ય ગણાય

આપણા ખેતીપ્રધાન દેશમા ખેતી સબધી ઓછામા ઓછુ સાહિત્ય જોવા મળે છે એટલે આ દિશામા હજી ઘણા સાહિત્યની જરૂર છે લેખક પણ વિદ્યાર્થીને નજર સામે રાખીને નહિ પણ ખેડૂતને નજર સામે રાખીને લખે તો પુસ્તકને વિશેષ સમૃદ્ધ કરી શકે

ગ્રામવિસ્તારોમા પ્રૌઢશિક્ષણમા રસ લેનારા આ પુસ્તકમાની માહિતીને આધારે સુધારેલા બીજને વાવવા ખેડૂતોને સમજાવી ખેડૂતોને રસ પડે, તેમના જીવન અને જરૂરિયાતને સ્પર્શે તેવુ શિક્ષણ આપી શકે

ખેતીવાડી ખાતા તરફથી સશોધન ભલે તેટલુ થાય તોપણ આજનો ખેડૂત તે સશોધનનો લાભ લેતા ડરે છે તેને આખો રોટલો લેવા જતા તેનો અડધો રોટલો પણ જતો રહે તેની ચિંતા રહે છે કેટલાક ખેડૂતોના એવા અનુભવો પણ છે તેથી લેખકે સજાગ રહી ખેડૂતોની ભીતિ ભાગે અને પુસ્તકના તમામ વિધાન પ્રમાણે વર્તતા ખેડૂતને સરવાળે ફાયદો થાય ને જોવુ રહ્યુ તેથી સુધારેલી જાતોની વાવણીથી માડી લૂલ ઉતરતા સુધીના સમયમા કઈ કઈ બાબતો લક્ષમા રાખવી જોઈએ તથા શુ શુ કરવુ જોઈએ તે વિશેષ વિગતે આપવુ જરૂરી ગણાય ભ૦ ગા૦

# સાભાર સ્વીકાર

આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ તરફથી :—

**રખડતા રામ :** અનુ૦ 'પથારા' કિં. રૂ. ૨-૦-૦; **પાગલ :** અનુ૦ ગોકળભાઈ પટેલ, કિં. રૂ. ૧-૮-૦; **મંદિરદ્વારે :** અનુ૦ કાંતિ ઉપાધ્યાય, કિં. રૂ. ૧-૮-૦; **ભિક્ષુક :** અનુ૦ શિવમ્ સુન્દરમ્ કિં રૂ. ૦-૧૨-૦.

એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ તરફથી :—

**ગંધાક્ષત :** લે૦ અનંતરાય મણિશંકર રાવળ, કિં. રૂ. ૪-૦-૦; **કાવ્યસૌરભ :** સંપા૦ હિંમતલાલ ચતુરજી અંજારિયા, કિં. રૂ. ૩-૦-૦.

ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ તરફથી :—

**ગુજરાત વિદ્યાસભા ૧૯૪૬-૪૭ની સાલનો અહેવાલ : ગુજરાત વિદ્યાસભા ૧૯૪૭-૪૮ની સાલનો અહેવાલ : ભૂમંડલીય સૂર્યગ્રહણ-ગણિત :** લે૦ અ૦ હરિહર પ્રા૦ ભટ્ટ અને છોટુભાઈ સુથાર. કિં. રૂા. ૨-૮-૦; **ઉમર ખય્યામ :** લે૦ અલ્લામા સૈયદ સુલેમાન નદવી; અનુ૦ અબ્બાસ મુલ્લાં નજરઅલી, રાજકોટવાળા; કિં. રૂા. ૨-૦-૦; **શતાબ્દિ વ્યાખ્યાનમાળા :** વ્યાખ્યાતાઓ : કિ૦ ઘ૦ મશરૂવાળા, બળવંતરાય ઠાકોર, હંસાબેન મહેતા વગેરે. કિં. રૂા. ૧-૦-૦; **વાર્ષિક વ્યાખ્યાનો ૧૯૨૧-૨૬ :** કિં. રૂા. ૨-૦-૦; **ગુજરાતનો ઇતિહાસ -૧ :** લે૦ પ્રો૦ મૌલાના સૈયદ અબુઝફર નદવી, અનુ૦ ડૉ૦ છોટુભાઈ ર. નાયક. કિં. રૂા. ૨-૦-૦; **ગુજરાતનો ઇતિહાસ -૨ :** લે૦ પ્રો૦ મૌલાના સૈયદ અબુઝફર નદવી, અનુ૦ ડૉ૦ છોટુભાઈ ર. નાયક. કિં. રૂા. ૧-૮-૦; **દવાઓ અને રોગો :** લે૦ હરિપ્રસાદ મનજરાય દેસાઈ. કિં. રૂા. ૦-૬-૦.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી :—

**દોહાવલી :** લે૦ ગોસ્વામી તુલસીદાસનાં ધર્મપત્ની, કિં. રૂા. ૦-૩-૦; **શામળના છપ્પા :** સં૦ કેશવરામ કા૦ શાસ્ત્રી. કિં. રૂા. ૦-૧૦-૦; **નરસિંહ મહેતાનાં ભજનો :** સં૦ ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા, કિં. રૂ. ૦-૧૦-૦; **શ્રીમદ્ ભગવદ્ગીતા (શાંકર) :** અનુ૦ વામનરાવ પ્રાણગોવિંદ પટેલ, કિં. રૂા. ૪-૦-૦.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફથી :—

**નૂપુરઝંકાર :** લે૦ સ્વ૦ નરસિંહરાવ ભોળાનાથ, કિં. રૂા. ૩-૮-૦; **મુદ્રારાક્ષસ :** અનુ૦ અધ્યા૦ કેશવરામ કા. શાસ્ત્રી, કિં. રૂા. ૩-૦-૦; **ગુર્જરેશ્વર :** લે૦ ધૂમકેતુ, કિં. રૂા. ૪-૮-૦.

અન્ય પ્રકાશકો તરફથી :—

**ચરખા સંઘનો કાર્યક્રમ :** લે૦ શ્રી કૃષ્ણદાસ ગાંધી, પ્ર૦ મંત્રી, ગુજરાત ચરખા સંઘ, બારડોલી, કિં. રૂ. ૦-૮-૦; **ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન :** અનુ૦ ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨, કિં. રૂ. ૩-૮-૦; **ગાંધી :** અનુ૦ પ્રમીલા શાહ, પ્ર૦ આઝાદ ભંડાર, સૅન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪, કિં. રૂ. ૪-૦-૦; **સરકારી વાચનમાળા બીજી ચોપડી :** પ્ર૦ સરકારી કેળવણી ખાતું, મુંબઈ પ્રાંત, કિં. રૂ. ૦-૮-૦; **રાષ્ટ્રભાષા પ્રબોધ :** લે૦ અને પ્ર૦ ચૂનીલાલ ભટ્ટ અને હરિલાલ પંડ્યા, બજરંગ વ્યાયામ મંડળ, રાજકોટ, કિં. રૂ. ૧-૪-૦; **રાજહંસ :** હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલનું મુખપત્ર, કિં. રૂ. ૨-૦-૦; **'જન્મભૂમિ' એકમુખી કાર્તિકી પંચાંગ :** પ્ર૦ જન્મભૂમિ પ્રકાશન મંદિર, કોટ, મુંબઈ, કિં. રૂ. ૧-૧૨-૦; **ગાંધી કથાગીતો :** ચિમનલાલ પ્રા. ભટ્ટ, પ્ર૦ નગીનભાઈ દ. શાહ, મજૂરમહાજન સંઘ, અમદાવાદ, કિં. રૂ. ૦-૧૨-૦. **હું ને મારી વહુ :** લે૦ ચૂનીલાલ મડિયા, કિં. રૂા. ૧-૮-૦. **વીર વ્યક્તિઓ :** લે૦ રતનશી પુરુષોત્તમ અનડા; મહાશંકર ઇન્દ્રજી દવે; પ્ર૦ છોટુભાઈ જીવનશી અનડા કિં. રૂા. ૦-૮-૦; **ભારતને :** લે૦ વિવેકાનંદ, અનુ૦ સૌ. ઉષા જોષી; પ્ર૦ સ્વામી ભૂતેશાનંદ, રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ કિં. રૂા. ૧-૪-૦.